श्रीतीर्थपांथरजसा विरजीभवंति ।
तीर्थेषु बंभ्रमणतो न भवे भ्रमंति ।
द्रव्यव्ययादिह नराः स्थिरसंपदः स्युः ।
पूज्या भवंति जगदीशमथार्चयंतः ॥

" તીર્થભૂમિના માર્ગની રજવડે મનુષ્ય કર્મરૂપી રજથી રહીત થાયછે, તીર્થનેવિષે વારંવાર ભ્રમણ કરવાથી પ્રાણી ભવભ્રમણથી મુક્ત થાયછે, તીર્થક્ષેત્રે જઈ દ્રવ્યનો વ્યય કરવાથી પ્રાણી જન્માંતરમાં સ્થિર સપત્તિવાળો થાયછે અને તીર્થનાયક શ્રીમાન્ વીતરાગદેવની શુદ્ધ ભાવે પૂજા કરવાથી પ્રાણી પૂજનીક થાયછે. "

ત્યાંજ ઘણા મુનિઓ સાથે અનશન કરી સિદ્ધિ પામ્યા છે તેથી તે ગિરિ પુંડરીક ગિરિના નામથી પણ ઓળખાય છે. એ શિવાય નમિ, વિનમિ, દ્રાવિડ, વાલિખિલ્ય, શાંબ, પ્રદ્યુમ્ન, રામ, પાંડવ ભરત, કદંબ ગણધર અને થાવચ્ચા કુમાર વિગેરે અનેક મહાત્માઓ સખ્યાબધ સાધુઓની સાથે ત્યાં આવેલા, રહેલા, વિચરેલા અને અનશન કરી પ્રાંતે મોક્ષપદને પ્રાપ્ત થયેલા છે. કેવળી ભગવાન્ એટલે સુધી કહી ગયા છે કે એ તીર્થને કાંકરે કાંકરે અનંતા પ્રાણી સિદ્ધિપદ પામેલા છે. એ પર્વતની કોઇપણ જગ્યા એવી નથી કે જ્યાં એક પણ મહાત્મા સિદ્ધિપદ પામ્યા નહીં હોય. આથીજ એ પર્વતની સઘળી ભૂમિકા પવિત્ર ગણાય છે અને તેની આશાતના કરવાનું વર્જિત છે. શુક રાજાએ એ તીર્થને વિષે છ માસ ધ્યાન કરવાથી પોતાનું રાજ્ય મેળવ્યું હતું અને બાહ્ય તથા અંતર શત્રુઓને જીત્યા હતા; તેથીજ વર્ત્તમાન સમયે પ્રવર્ત્તતું ‘ શત્રુંજય ’ નામ તેણે સ્થાપિત કર્યું હતું. અનેક મહાત્માઓના ચરણસ્પર્શ, વિહાર અને નિર્વાણ એ પર્વત ઉપર થયેલા છે, તેથી તે તીર્થનું માહાત્મ્ય અવર્ણનીય છે. એટલે સુધી એ તીર્થનું માહાત્મ્ય કહેલું છે કે પાપી અથવા અભવ્ય માણસ તેને નજરે પણ જોવા ન પામે અને તે સત્ય છે; કારણકે મૂર્ત્તિમાન્ પુણ્યરૂપ એ પવિત્ર પર્વતનું દર્શન કરવાથી પાપવિપાક રહેજ કેમ ? અને જેના રહેવાના હોય તેને પવિત્ર ભૂમિનાં દર્શન પણ કયાંથી ? મહાદુરાચાર સેવનારા ચંદ્રશેખર રાજા જેવા કેટલાએક પાપકર્મીઓ એ તીર્થના દર્શનથી પાપમુક્ત થઈ મોક્ષગામી થયા છે એજ એ સત્યતાની સિદ્ધિ છે.

એ પવિત્ર શત્રુંજય પર્વત સૌરાષ્ટ્ર–કાઠીઆવાડના ગોહિલવાડ પ્રાંતમાં પાલીતાણા શહેરની નજીક છે. એ પર્વતનો આકાર ઉત્તમ છે, દેખાવ મનોહર છે અને દૂરથી જોતાં ઘણો રળીયામણો દેખાય છે. એ તીર્થના દ્રવ્યનો વહીવટ કરવામાટે તથા ઉપરનાં દેહેરાંઓની સંભાળ રાખવામાટે આખા ભારતવર્ષના જૈનસમુદાય તરફથી સ્થપાયેલી આણદજી કલ્યાણજીના નામની પેઢીની પાલીતાણામાં દુકાન છે. યાત્રાળુઓને ઉતરવામાટે દ્રવ્યવાન્ પુરૂષોની બનાવેલી ઘણી ધર્મશાળાઓ એ શહેરમાં છે. ડુંગર ઉપર ચડવાના પાલીતાણા શહેરથી, ઘેટીથી, રોહીશાળાથી, આદપર પાસેથી, શેત્રુંજી નદી તરફથી–એમ ઘણા રસ્તા છે પણ એ સર્વમાં પાલીતાણા શહેર તરફથી ચડવાનો મુખ્ય રસ્તો છે. ગામથી તલાટી જવાનો રસ્તો સીધો અને સડક બાંધેલી છે. તલાટી ગામથી આશરે એક માઇલ દૂર છે. યાત્રાળુઓને નિરાંતે બેસવા માટે સમુદાય તરફથી એક સારૂં વિશ્રામસ્થાન કરવામાં આવેલુ છે. ત્યાં પાણીની પણ બહુ સારી સગવડ છે. અહીંથી ચડાવ શરૂ થાયછે. શરૂઆતમાંજ મુર્શિદાબાદના બાબુ ધનપતિસિંહજીનું કરાવેલું સુંદર દેરાસર છે. ચડાવનો રસ્તો સારો સગવડવાળો છે. થોડે થોડે અંતરે ભાગ્યશાળીઓએ કરાવેલા વિશ્રામા તથા પાણીની પરબો છે. અર્ધે રસ્તે હિંગળાજના હડા સુધીનો કેટલોક ચડાવ જરા કઠિન છે તોપણ પગથીઆં વિગેરેની એવી સારી સગવડ છે કે ચડનારને મુશ્કેલી લાગતી નથી. ઘણા વિશ્રામા, કુંડો, પરબો અને પગલાંની દેરીઓને વટાવી છેક મથાળાના પર્વતની તળા-

ટીએ પહોંચાય છે. આ ભાગ ખુલ્લો અને વિશાળ છે તેથી ત્યાં એવો સારો પવન આવે છે કે યાત્રાળુને અત્યાર સુધી લાગેલો થાક નિવૃત્ત થાય છે. ત્યાં હનુમાનધારા નામની જગ્યાએથી મથાળાનો ડુંગર કે જે દેખાવમાંજ રાજમંદિર જેવો છે તે પર્વત ઉપર જવાના બે રસ્તા આવે છે. એ મથાળાના ડુંગરનાં બે શિખર છે અને તેની વચ્ચે ખીણ છે. આ બંને શિખર તથા વચ્ચેની ખીણ એ સર્વ દેવાલયથી છવાઈ ગયેલ છે. ડુંગર ઉપરનાં દેવાલયોની મુખ્ય નવ ટુંકો છે અને બીજા છુટાં દેહેરાંઓ પણ ઘણાં છે. ચઢાવની ડાબી બાજુ તરફના શિખર ઉપર મૂળ-મુખ્ય ટુંક છે, હનુમાનધારાથી એ બાજુ-તરફ ચઢતાં દેખાવ રમણીક છે. એક તરફ ઊંચી સુંદર ભેખડો, બીજી તરફ મનોહર ખો તથા તેથી દૂર ઊંડાણમાં જાણે રૂપાના રસનો રેલો ચાલતો હોય એવી મરોડમાં વહેતી શેત્રુંજી નદી, અને ચઢતાં સામી બાજુ આકાશમાં દેખાવ દેતાં દેહેરાંનાં ઊંચાં શિખરો-એ સર્વથી જોનારના નેત્રને તૃપ્તિ થાય છે. છેવટ દેહેરાંની ફરતી દિવાલ(કોટ) છે તે દિવાલ નજીક પહોંચાય છે. દિવાલના દ્વારમાંથી અંદર પેસતાંજ જાણે સ્વર્ગલોકમાં પ્રવેશ કર્યો હોય એમ પ્રવેશકને ભાસ થાય છે. અહીંથી મુખ્ય ટુકમાં દાખલ થવાય છે. એ ટુંકમાં દેહેરાં ઘણાં છે. બંને બાજુએ સુંદર ચૈત્યો અને તેની અદરની અલૌકિક પ્રતિમાઓનાં દર્શન કરતાં ટુંકના મધ્યભાગમાં પહોંચાય છે. ત્યાં તીર્થનાયક આદીશ્વર ભગવાનનું વિશાળ અને રમણીય દેરાસર આવેછે. એ દેવળ જોતાંજ જાણે પોતે પાપ-બંધનથી મુક્ત થયો હોય એવો મનુષ્યને ભાસ થાય છે. એ દેવળની આગળ મોટો વિશાળ ચોક છે અને ફરતાં ચોમેર સુશોભિત દેહેરાંઓ છે. દેવળની ફરતા પ્રદક્ષિણા દેતા-દુઃખ માત્રને ભૂલી જઇ કેવળ સુખનોજ અનુભવ કરતા અને ઉલ્લાસ પામતા યાત્રાળુઓ જાણે દેવલોકમાં ફરતા દેવ હોય અને ત્યાં બેસી મધુર સ્વરે સ્તવના કરતી સ્ત્રીઓ જાણે દેવલોકની અપ્સરાઓ હોય એવું જોનારને લાગેછે. પ્રદક્ષિણા દઇ દેવળમાં જઇ તીર્થનાયક શ્રીમાન્ ઋષભદેવજીની ભવ્ય મૂર્ત્તિનાં દર્શન કરવામાં આવે છે. અહીં દર્શન કરવાથી માણસ પોતાને પરમ ભાગ્યશાળી અને પોતાના જન્મને સાર્થક માને છે અને યાત્રા પણ ત્યારેજ પૂર્ણ થઈ ગણાય છે. ભાવપૂર્વક પૂજાભક્તિ તથા સ્તવના કરી ઘણો વખત રહ્યા છતાં પણ તૃપ્તિ ન પામતા યાત્રાળુઓ પુનઃ વારવાર આવવાની આકાંક્ષા રાખી આ પવિત્ર દેવાલય અને ટુંકમાંથી બહાર નીકળે છે. એ ટુંકના બહારના ભાગમાં દરવાજા પાસે કેશવજી નાયકનાં કરાવેલાં દેહેરાંનો સમૂહ છે જેને લોકો દશમી ટુક પણ કહે છે. ત્યાંથી આગળ મોતીશા શેઠની, બાલાભાઈની, પ્રેમચંદ મોદીની, હેમાભાઈ શેઠની, ઉજમબાઇની, સાકરચંદ પ્રેમચંદની, છીપાવશીની અને ચૌમુખજીની ટુકો અનુક્રમે આવેછે. તેમાં મોતીશા શેઠની અને બાલાભાઇની ટુંક વચ્ચેની ખીણમાં છે અને બાકીની ટુકો બીજી તરફના શિખર ઉપર છે. આ સઘળી ટુંકોમાં સંખ્યાબંધ દેહેરાંઓ દ્રવ્ય ખર્ચની ગણત્રી રાખ્યાવિના બધાવેલાં છે. તેમાં પણ મુખ્ય ટુંક, મોતીશાની ટુક અને ચૌમુખજીની ટુંકમાં તો સર્વથી વિશેષ છે. ચૌમુખજીની ટુક જે કે એ શિખરની છેક ઊંચેના ભાગ ઉપર છે ત્યાં આગળ ઊભા રહી

નજર કરીએ છીએ તો હજારો દેહેરાંઓ નજરે પડેછે અને મોતીશાની ટુંક તો જાણે સાક્ષાત્ દેવવિમાન હોય તેવી લાગે છે. આ દેહેરાંઓની સંખ્યા એટલીબધી છે કે દરેક દેહેરે દર્શન કરવાં હોય તો ઓછામાંઓછા આઠ દિવસ જોઇએ. એની રચનાનું વર્ણન કરવાને વિદ્વાન લેખકોની કલમ પણ શક્તિમાન્ નથી. ઘણા ઈંગ્રેજ અને પરદેશી મુસાફરો એ પર્વત ઉપર આવે છે ત્યારે ત્યાંનાં દેહેરાંઓની ભવ્યતા, સંખ્યા અને તે ઉપર દ્રવ્ય ખર્ચનાર માણસોની ઉદારતા વિચારીને આશ્ચર્ય પામેછે. મુખ્ય ટુંક શિવાયની બીજી ટુકો તો હમણાં બશેં ત્રણશેં વર્ષના દરમ્યાનમાં થયેલી છે. તોપણ તેમાં આજથી બે હજાર વર્ષ ઉપર થયેલ સંપ્રાત રાજાનાં કરાવેલાં દેહેરાં છે તેથી એવાં છુટાં છવાયાં થોડાં દેહેરાં એ તરફ હશે એમ અનુમાન થાય છે. મુખ્ય ટુકમાં પણ ઘણો વિસ્તાર તો હમણાંજ થયો હોય એમ અનુમાન થાય છે. પૂર્વે તો તેમાં પણ થોડાં દેહેરાં હશે એમ જણાય છે. એ તીર્થ ઉપર પ્રથમ ભરત ચક્રવર્ત્તિએ તીર્થસ્થાપના કર્યા પછી મોટા સોળ ઉદ્ધાર થયેલા છે. દરેક ઉદ્ધાર વખતે મૂળ દેહેરૂં તથા મૂળનાયકજીની પ્રતિમા તથા યક્ષ અને દેવીની પ્રતિમા નવી કરવામાં આવે છે. છેલ્લો ઉદ્ધાર સવત પદરશે સત્તાશીમાં કર્માશાએ કરાવેલો છે. હાલ જે મૂળનાયકજી છે તે તેનાં સ્થાપન કરેલાં છે. એમ કહેવાય છે કે દેહેરૂં તો સવત એકશો આઠમાં કરેલા જાવડશાના ઉદ્ધાર વખતે બધાયેલું તેજ છે, પરતુ કુમારપાળ પ્રબંધમાં એ લોકોક્તિથી વિરૂદ્ધ લેખી હકીકત છે. શ્રી જિનમડનગણીકૃત કુમારપાળ પ્રબંધ જેનું ભાષાંતર હાલમાં ગાયકવાડ સરકાર તરફથી છપાયેલું છે તેના સત્તરમા પ્રકરણમાં એવી હકીકત આવેછે કે—

"કુમારપાળ રાજાના ઉદયન મત્રી સૌરાષ્ટ્રમાં યુદ્ધ પ્રસંગે ગયા તે સમયે શ્રીયુગાદિ દેવનાં દર્શન કરવાની ઇચ્છાથી શત્રુંજય પર્વત ઉપર ચઢયા. ત્યાં શુદ્ધ શ્રદ્ધાપૂર્વક મહોત્સવ, સ્નાત્ર પૂજા અને આરતી વિગેરે કરી ચૈત્યવંદન કરવા બેઠા. તેવામાં એક ઉંદર દીવાની વાટ લઈએ કાષ્ઠમય મંદીરની ફાટમાં પેસતો હતો તેને પૂજારાઓએ કાઢી મૂક્યો. તે જોઈ કાષ્ઠમય પ્રાસાદના નાશની સંભાવના વિગેરેથી ખેદ પામી, પોતાની પાસે સારી સમૃદ્ધિ તથા સારો અધિકાર છતાં આવા ઉત્તમ તીર્થ ઉપરના દેરાસરનો ઉદ્ધાર કરવામાં દ્રવ્યનો વ્યય કર્યો નથી એથી પોતાની સર્વ સંપત્તિ નિરર્થક છે એમ વિચારી, જ્યાંસુધી આ દેવળનો જીર્ણોદ્ધાર ન થાય ત્યાંસુધીને માટે બ્રહ્મચર્ય, એકભુક્ત, ભૂશયન, અને તાંબુલ ત્યાગ વિગેરે અભિગ્રહ ધારણ કર્યા. પરંતુ ત્યાંથી પાછા પાટણ આવતાં રસ્તામાંજ મત્રીશ્વરનું મરણ થયું. મૃત્યુ વખતે પોતાના આ મનોરથ પોતાનો પુત્ર પૂર્ણ કરે એ વિષે પાસેના સામંતોને સૂચવ્યું. પિતાના એ સંકલ્પની સિદ્ધિને માટે તેમના પિતૃવત્સલ પુત્ર બાહડ ( વાગ્ભટ[1] ) મંત્રીએ શત્રુંજય ઉપરના મુખ્ય દેવળના જીર્ણોદ્ધારનું કામ આરભ્યુ. શુભમુહૂર્ત્તે જીર્ણ કાષ્ઠમય ચૈત્યને ઉતરાવી વાસ્તુ મૂર્તિ પધરાવી. અનુક્રમે બે વર્ષે ચૈત્ય તૈયાર થયુ તેની કોઈ પુરૂષ વધા-

---

૧ આ વાગ્ભટ મંત્રી મહાકવિ થઈ ગયા છે તેમણે વાગ્ભટાલંકાર તથા નેમિનિર્વાણ કાવ્ય વિગેરે ગ્રંથ બનાવ્યા છે.

મણી લાવ્યો તેને મંત્રીએ સોનાની બત્રીશ જીભ ભેટ આપી. એવો હર્ષોત્સવ ચાલે છે એવામાં બીજા કોઈ પુરૂષે આવીને તે પ્રાસાદમાં ફાટ પડયાની ખબર કહી. તેને ચોશઠ સુવર્ણમય જીભ ભેટ આપી. એ જોઈ પાસે ઊભેલા લોકોએ તેનું કારણ પૂછ્યુ, એટલે મંત્રીશ્વરે કહ્યું કે, મારા જીવતાં ફાટ પડી એ બહુ સારૂ થયું, અમે તેનો ફરી ઉદ્ધાર કરાવશું. પછી સૂત્રધારને બોલાવી ફાટ પડવાનું કારણ પૂછ્યું. તેણે નમ્રતાથી જણાવ્યું કે ભમતીવાળા મંદીરમાં ભરાયેલો પવન જલદી બહાર નીકળી શકતો નથી એ કારણ છે. જો ભમતી વગરનો પ્રાસાદ કરીએ તો કરાવનારના વંશની વૃદ્ધિ ન થાય. તે સાંભળી મંત્રીએ કહ્યું કે–" કોનો વંશ સુસ્થિર છે ? એતો ભવેભવ થાય છે. મારે તો ધર્મ એજ ખરૂં સંતાન છે. આ મહાકાર્યથી મારૂ નામ પણ તીર્થોદ્ધારવડે જેમણે ભવનો ફેરો મટાડયો છે એવા ભરતાદિ રાજાઓની પંક્તિમાં દાખલ થશે. એ પ્રમાણે કહી દિવાલની વચ્ચે સજ્જડ પથ્થર ઘલાવ્યા. એકંદરે ત્રણવર્ષે તીર્થોદ્ધારનું કામ પૂર્ણ થયું. એ શુભકાર્યમાં ત્રણ ક્રોડમાં ત્રણ લાખ ઓછાં નાણાં એમણે ખર્ચ્યા હતાં. વિક્રમ સવત ૧૨૧૧ ની શાલમાં શ્રી હેમચદ્રાચાર્ય સમક્ષ મહોત્સવ સાથે સોનાના દંડ, કળશ અને ધ્વજા ચઢાવ્યા.[1]" આ ઉપરથી હાલનું દેરૂં વાગ્ભટ મંત્રીનું કરાવેલું છે એ સિદ્ધ થાયછે. દેરાનો ઓસાર જોતાં પણ ભમતી પુરાવેલી હશે એમ અનુમાન થાયછે. એ પછી બીજા ઉદ્ધાર કરનારાએ દેવળ ફરીથી બંધાવ્યું નથી. આને માટે બીજી લેખી હકીકત કાંઈ જાણવામાં આવી નથી. જો નવટુંકમાં દર્શન કરવા જવાનો વિચાર ન હોય તો મુખ્ય ટુંકમાં દર્શન પૂજા કરી યાત્રાળુઓ આવ્યા તેજ રસ્તે પાછા ઉતરે છે. કેટલાંક બે બે અને ત્રણ ત્રણ યાત્રા પણ કરેછે. બે યાત્રા કરનાર ઘેટી તરફને રસ્તે ઉતરી પાછા ચઢેછે. નવટુંકમાં દર્શન કરવા જનારાઓ છેલ્લે ચૌમુખજીની ટુંકમાં થઈ બીજી તરફને રસ્તેથી ઉતરેછે. યાત્રા કરીને ઉતરનાર દરેક યાત્રાળુઓને તળાટીને વિશ્રામસ્થાને શ્રાવક સમુદાય તરફથી સ્થપાયેલા તલાટી ખાતાતરફથી ભાતું અપાયછે અને તેથી યાત્રાળુ બે ઘડી ત્યાં વિશ્રામ લેછે. કેટલીકવાર યાત્રા કરવા આવનારાઓ પોતાતરફથી પણ ભાતું આપેછે. આ ખાતાને દ્રવ્યવાન્ તથા સાધારણ સર્વ મનુષ્યો પોતાની શક્તિ મુજબ મદદ આપ્યા વિના રહેતા નથી. ભાતું સાધારણ રીતે માણસને તૃપ્તિ થાય તેટલું અપાયછે. અગર જોકે યાત્રા કરવાથી આત્માનો તો અનાદિ કાળથી લાગેલો થાક ઉતરેછે પણ દેહને સહેજ પણ થાક લાગ્યો હોય તે તલાટીને વિશ્રામસ્થાને બેસવાથી, ત્યાંનું નિર્મળ જળ પીવાથી તથા આટલુ ભાતું ખાવાથી ઉતરી જાયછે અને યાત્રાળુનું મન પ્રફુલ્લિત થાયછે. એ પર્વતનું અવર્ણનીય માહાત્મ્ય, ત્યાંની અલૌકિક રચના, તથા ત્યાં આવનારા યાત્રાળુઓને માટે સારી વ્યવસ્થા–એથી યાત્રાળુઓને એ પવિત્ર ભૂમિથી પોતાને સ્થાને જવાની ઈચ્છાજ થતી નથી અને જાયછે તો વારંવાર એ તીર્થનાં દર્શનની ચાહના રહેછે.

કેટલાએક ભક્તિવાન્ મનુષ્યો ગુણસમૂહને પ્રાપ્ત કરાવનારી એ પવિત્ર ભૂમિમાં

---

૧ કેટલેક ઠેકાણે વિક્રમ સંવત ૧૨૧૩ મા તેમણે ઉદ્ધાર કર્યાનુ લખેલુ છે.

તપ જપ ધ્યાન કરવા માટે ચતુર્માસ રહેછે અને કેટલાંએક નવાણુયાત્રા કરવા નિમિ લગભગ ત્રણ ચાર માસ ત્યાં રહેછે. હિંદુસ્થાનના સર્વે ભાગમાંથી હજારો યાત્રાળુઓ ત્યાં આવ્યાજ કરેછે. કાર્ત્તિકી પૂનમ, ચૈત્રી પૂનમ વિગેરે મોટા ઉત્સવને દિવસે તો સંખ્યાબંધ યાત્રાળુઓ ત્યાં ભેગા થાયછે. એક વર્ષમાં એક વખત પણ એ પવિત્ર તીર્થનાં દર્શન થયાં ન હોય તે જૈન પોતાને દુર્ભાગી માનેછે. જેઓ યાત્રાએ આવેછે તે પોતાની શક્તિ મુજબ તે તીર્થમાં કાંઈ રકમ ભેટ આપેછેજ. યાત્રાળુઓ મોટા આડબરથી અને મૂલ્યવાન્ વસ્તુઓથી ત્યાં અનેક પ્રકારે સેવા પૂજા અને સ્વધર્મી વાત્સલ્ય કરેછે. કેટલાએક પુણ્યશાળીઓ તો પોતાને ગામથી સઘસમૂહ લઈ રસ્તે નાનાપ્રકારનાં ધર્મકૃત્યો કરતા અને તીર્થગુણ ગાતા ત્યાં આવેછે અને પોતાના દ્રવ્યનો અમૂલ્ય લાભ લેછે. બીજા તીર્થસ્થાન કરતાં શત્રુંજય તીર્થે દ્રવ્ય ખર્ચવાથી અગણ્ય લાભ મળેછે એવું એ તીર્થનું માહાત્મ્ય છે. વિશેષ શું વિસ્તાર કરવો, આ ગ્રથજ એ તીર્થના માહાત્મ્યનો છે અને તે વાંચવાથી એ પવિત્ર તીર્થનું કેટલું માહાત્મ્ય છે તે સ્વતઃ સમજાય તેવું છે.

આ ગ્રંથ મહાત્માશ્રી ધનેશ્વરસૂરિએ વલ્લભીપુરમાં શિલાદિત્ય રાજાના સમયમાં રચેલો છે. મૂળ શત્રુંજયમાહાત્મ્ય તો શ્રીઋષભદેવજીના પ્રથમ ગણધર પુડરીક સ્વામીએ સવા લક્ષ શ્લોક પ્રમાણ રચેલું, તેનો સક્ષેપ કરી અતિમ તીર્થંકર શ્રીમહાવીર સ્વામીના ગણધર સુધર્મા સ્વામીએ સક્ષિપ્ત બનાવેલું, અને તેના ઉપરથી શ્રીધનેશ્વરસૂરિએ દશ હજાર શ્લોકપ્રમાણ સંસ્કૃત પદ્યબંધ આ ગ્રંથ રચેલો છે. પ્રથમના બન્ને ગ્રંથ વર્ત્તમાન સમયે અલભ્ય છે. ભગવાન્ મહાવીરસ્વામી એ તીર્થ ઉપર આવેલા, ત્યાં ઇંદ્રે તીર્થનું માહાત્મ્ય પૂછેલું અને ભગવતે તેની પાસે વર્ણન કરેલું–તેપ્રમાણે અને તે પદ્ધતિએ આ ગ્રથની રચના કરવામાં આવેલી છે. તેની અદર તીર્થનાં મુખ્ય નામો, જુદાં જુદાં નામો સ્થાપન થવાનાં કારણો અને તેની કથાઓ, શ્રીઋષભદેવજીથી પાર્શ્વનાથસુધીના ત્રેવીશ પ્રભુમાંહેના કેટલાક પ્રભુના વિસ્તારથી અથવા સંક્ષેપે ચરિત્ર, શત્રુંજય તીર્થઉપર થયેલા ઉદ્ધારોનું વર્ણન, ઉદ્ધાર કરનારનાં તથા તેના સંબધમાં આવતા ઉત્તમ પુરૂષોનાં ચરિત્ર, વિસ્તારથી તીર્થનું માહાત્મ્ય, અને એ શિવાય શુકરાજ, કડુરાજા, મહીપાલ, શાંતનુરાજાના પુત્રો, ભીમસેન મુનિ–એ સર્વની બોધદાયક અને તીર્થના માહાત્મ્યને સૂચવનારી સુંદર કથાઓ આવેલી છે. અપૂર્વ ગ્રંથ, તેમાં પરમ ઉત્કૃષ્ટ તીર્થનું માહાત્મ્ય, તીર્થંકર દેવે વિસ્તારેલ, અને તેની મહાધુરંધર આચાર્યે રચના કરેલી–એવા આ ગ્રંથને વાંચવાથી વાંચનાર મનુષ્યનું અંતઃકરણ નિર્મલ થઈ એ તીર્થપ્રત્યે પૂર્ણભક્તિ અને સદ્ભાવના જાગૃત થાય એમાં શું આશ્ચર્ય ?

આ ગ્રથના બે ખંડ ને ચૌદ સર્ગ છે. પ્રથમ ખડ નવ સર્ગે પૂરો થાયછે. તેમાં મુખ્ય શત્રુંજયનું માહાત્મ્ય છે અને બીજા ખંડના પાંચ સર્ગમાંથી ચાર સર્ગમાં શ્રીરૈવતાચલનુ માહાત્મ્ય છે અને છેલ્લા સર્ગમાં શ્રી પાર્શ્વનાથજીનું ચરિત્ર અને ત્યારબાદ શ્રીવીર પરમાત્માનૈ કેટલુ પાંચમા આરાગળની ભવિષ્યત્ વૃત્તાંત છે. પ્રથમ ખડમાં શ્રીઋષભદેવજીથી મુનિસુવ્રત સ્વામીના શાસનપર્યંત શ્રીશત્રુંજયે થયેલા ૧૧ ઉદ્ધારનું વર્ણન છે

અને બીજા ખંડમાં ત્યાર પછીના ઉદ્ધારનું વર્ણન છે. શ્રીઋષભદેવજી અને ભરતચક્રીનું ચરિત્ર સર્ગ ૩ થી ૬ સુધી ચાર સર્ગમાં બહુ વિસ્તારથી છે. તેની અંતર્ગત બીજા પણ બાહુબલિ વિગેરેનાં ચરિત્રો છે. સાતમા સર્ગમાં દ્રાવીડ વાલિખિલ્યનું ચરિત્ર વિસ્તારથી છે. આઠમા સર્ગમાં અજિતનાથ સ્વામીથી શાંતિનાથજી સુધીનાં ચરિત્રો અને ઉદ્ધારો સંક્ષેપથી તેમજ વિસ્તારથી છે. નવમા સર્ગમાં સંક્ષિપ્ત જૈનરામાયણ છે. ૧૦ થી ૧૩ સુધીના ચાર સર્ગમાં શ્રીનેમિનાથજીનું, કૃષ્ણાદિક યાદવોનું, શાંબ પ્રદ્યુમ્નાદિ યદુકુમારોનું તેમજ પાંડવોનું ચરિત્ર બહુ વિસ્તારથી તેમજ આનંદદાયક છે. ૧૪ મા (છેલ્લા) સર્ગમાં જાવડશાના ઉદ્ધારનું ભવિષ્યત્ વૃત્તાંત બહુ ચમત્કારિક છે. તેજપ્રમાણે ૧૩ મા સર્ગમાં શ્રીરૈવતાચલે ઉદ્ધાર કરનાર રત્નશેઠનું શ્રીનેમિનાથ ભગવંતે કહેલ ભાવી કથાનક પણ બહુજ રમણિક છે. એજ સર્ગમાં કહેલું અંબિકાનું ઉપાખ્યાન પણ વાંચવાલાયક છે. એકદર આ ગ્રંથમાં એટલાબધા મહાપુરુષોનાં ચરિત્રો છે કે તેનાં નામ લખતાં પણ વિસ્તાર થઈ જાય તેમ છે. દંડવીર્ય રાજાની સ્વામી ભાઈ પ્રત્યેની ભક્તિ ૭ મા સર્ગમાં એવી વર્ણવી છે કે જે ખરેખર દષ્ટાંતાસ્પદ છે તેમજ ૧૨ મા સર્ગમાં શાંબ પ્રદ્યુમ્નનું ચરિત્ર વાંચનારના દિલમાં ચમત્કાર ઉત્પન્ન કરે તેવું છે. કંડુ રાજાની અને મહીપાલની કથા જે પહેલા ને બીજા સર્ગમાં આપેલી છે તે ખરેખરો તીર્થનો મહિમા સૂચવનારી છે તેમજ વાંચતાં આલ્હાદ આપે તેવી છે.

આ ગ્રથમાં શ્રીશત્રુંજય અને રૈવતાચલનું માહાત્મ્ય પ્રસંગે પ્રસંગમાં સ્થાને સ્થાને વર્ણવેલું છે. તે સાથે એ બંને મુખ્ય ગિરિ ઉપરના તેમજ તેના સંબંધનાં નદીઓ, કુંડો, દ્રહો, ઉદ્યાનો, વૃક્ષો તેમજ બીજાં અનેક નાનાં મોટાં તીર્થોનાં વર્ણન આપેલાં છે કે જે અત્ર લખવાથી વિસ્તાર થઈ જાય તેમ છે.

આ ગ્રંથમાંહેની મુખ્ય મુખ્ય બાબતોને જરા સારી રીતે બતાવી આપે તેવી અનુક્રમણિકા ચૌદે સર્ગની પ્રારંભમાંજ આપેલી છે જે વાંચવાથી આ ગ્રંથમાં મુખ્ય શું શું વિષયો છે અને કોનાં કોનાં ચરિત્રો છે તે સમજી શકાય તેમ છે જેથી અત્ર વિશેષ લખવાની જરૂર નથી.

આ ગ્રથના કર્ત્તા મહાત્મા ધનેશ્વરસૂરિ મૂળ ક્યાં અને ક્યારે જન્મેલા, ક્યારે દીક્ષા લીધેલી, ક્યારે તેઓ કાલધર્મ પામ્યા અને એમણે બીજા કોઈ ગ્રથ બનાવ્યા છે કે નહીં તે વિષેની કાંઈપણ હકીકત તેમના લેખી જન્મચરિત્રના અભાવને લીધે મળી શકતી નથી; પરતુ આ ગ્રંથને અતે એમ કહ્યું છે કે–'વલ્લભીપુરમાં ધર્મવર્દ્ધક શિલાદિત્ય રાજા વિક્રમ સંવત ચારશે સિત્તોતેર વર્ષ પછી થશે. તેના સમયમાં ધનેશ્વરસૂરિ બૌદ્ધધર્મીઓને પરાસ્ત કરી, તે રાજાને જૈનધર્મનો બોધ આપી શત્રુંજયમાહાત્મ્ય ગ્રથની રચના કરશે.' આ ઉપરથી એમ અનુમાન થાયછે કે વિક્રમ સંવત ચારશેં સિત્તોતેર લગભગ આ ગ્રંથની રચના થઈ હશે. વલ્લભીપુરની ગાદીએ શિલાદિત્ય નામના ચાર રાજાઓ થયેલા છે તેમાં કયા શિલાદિત્યના વખતમાં આ ગ્રથની રચના થઈ હશે તેવિષે ઇંગ્રેજ શોધકો હજી ચોકસ મત ઉપર આવ્યા નથી તથા વલ્લભીપુરના નાશનિ-

પેના વર્ષની બાબતમાં પણ તેઓ ચોકસ વિચાર ઉપર આવ્યા નથી. તોપણ એટલું તો સિદ્ધ થાયછે કે વલ્લભીપુરમાં એ સમયમાં બૌદ્ધનું જોર ઘણું હતું અને વારવાર જૈન અને બૌદ્ધોને ધર્મસબધી વાદવિવાદ થતા હતા. અને એવીજ રીતે ધનેશ્વરસૂરિજીએ પણ બૌદ્ધની સાથે ધર્મવાદ કરેલો અને બૌદ્ધોને પરાસ્ત કરેલા. પ્રબંધચિંતામણિમાં શ્રીમલ્લસૂરિનો વૃત્તાંત આવેછે જેમણે જીત પામેલા બૌદ્ધોને હરાવી વલ્લભીપુરથી બહાર કઢાવેલા છે તેઓ અને ધનેશ્વરસૂરિ એકજ વખતે થયા હશે કે જુદે જુદે વખતે થયા હશે તે બાબતનો નિશ્ચય થઈ શકે તેવું નથી. શ્રીમલ્લસૂરિ પણ શિલાદિત્યનાજ ભાણેજ હતા પણ શિલાદિત્ય ચાર થયેલા છે એટલે તે શિલાદિત્ય કયા એવિષે ચોકસ કરવું એ મુશ્કેલ છે. પરતુ આ ગ્રથ સવત ચારશે સિત્તોતેર લગભગ બનેલો એ તો ગ્રથને અંતે ગ્રથકર્ત્તા ચોકસ હકીકત લાવેલા છે એ ઉપરથી સિદ્ધજ છે.

ભાષાંતરમાં કાંઈક ઢીલ થવાથી તથા પ્રેસમાં કામ જલદી નહીં ચાલવાથી વાંચનારની સમક્ષ મુકતાં ધાર્યા કરતાં વધારે વખત ગયો છે તેને માટે વાચકવૃંદે ક્ષમા કરવી.

ભાષાંતર સારી રીતે થવાને માટે બહુજ કાળજી રાખવામાં આવી છે, તથા ભાષાંતર થયા પછી પણ દૃષ્ટિદોષ સમજ ફેર કે પ્રતિની અશુદ્ધિના કારણથી કોઈ ભૂલ ન રહી જાય એટલામાટે પુન: મૂળગ્રથ સાથે મેળવી સુધારો કરવામાં આવ્યો છે તોપણ કોઈ ભૂલ જણાય તો સુજ્ઞ વાચકે દરગુજર કરવી અને કૃપા કરી અમને જણાવવી જેથી બીજી આવૃત્તિ કરવાનો વખત આવે તો સુધારી લેવાય. જેવો ગ્રંથ ઉત્તમ અને પ્રશંસનીય છે તેવી આ ભાષાંતરની બુક પણ સુદર બને એ હેતુથી કાગળો ઊંચા વાપર્યા છે, સારા પ્રેસમાં છાપવાનું કામ થયુ છે અને બાંધણીનું કામ પણ ઊંચા પ્રકારનું કરાવ્યું છે. દરેક જૈન ભાઈઓ આ પવિત્ર ગ્રથનો છુટથી લાભ લઈ શકે એ હેતુથી કિંમત પ્રમાણમાંજ રાખવામાં આવી છે.

જેનો અપૂર્વ મહિમા છે એવા આ મહાતીર્થે યાત્રા નિમિત્તે અમુક કાલપર્યંત નિવાસ કરીને રહેનારા અથવા ઇચ્છા છતાં પણ યોગના અભાવથી એ તીર્થનાં દર્શન કરવાને વારંવાર ભાગ્યશાળી નહીં થનારા મુનિગણો અને શ્રાદ્ધજનો—એ પવિત્ર તીર્થના માહાત્મ્યનું કીર્તન કરવા તથા ત્યાં આવેલા ગુણી પુરુષનાં ચરિત્રોનું મનન કરવાની સદાકાળ ઇચ્છા છતાંને સંસ્કૃત ભાષાના અજ્ઞાતપણાને લીધે આ ઉત્તમ ગ્રથનો લાભ લઈ શકતા નહોતા તેવા સર્વ અભિલાષીઓની ઇચ્છા તૃપ્ત થાય એ હેતુથી આ ભાષાંતર કરાવી પ્રગટ કરવામાં આવ્યુ છે જે વાંચવાથી શ્રદ્ધાળુ અને જિજ્ઞાસુઓની એ તીર્થના માહાત્મ્ય સબધીની સર્વ પ્રકારની અભિરૂચી તૃપ્તિ પામો, તેઓ પાપકર્મથી મુક્ત થઈ ઉત્તમ ગતિને પ્રાપ્ત થાઓ અને આ પુસ્તક છપાવવાનો અમારો પ્રયાસ સાફલ્યતાને પામો. તથાસ્તુ

પ્રસિદ્ધકર્ત્તા.

# દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના.

અમારી સભા તરફથી બહુ મહેનતે શુદ્ધ કરીને ઉક્ત ગ્રંથ પાંચ વર્ષ અગાઉ છપાવવામાં આવ્યો હતો અને તેની ઘણીખરી નકલો ખપી ગઈ હતી; બાકી રહેલી થોડી નકલોનો અગ્નિપ્રકોપમાં નાશ થવાથી અમે બહુ પ્રયાસ કરી આ ગ્રંથ ફરી છપાવ્યો છે. આ ગ્રંથ પ્રથમાવૃત્તિ અનુસારે છે અને ભાષાદોષ વિગેરે સુધારવા તરફ ખાસ ધ્યાન આપવામાં આવ્યું છે.

અમારી સભા તરફથી જે જે ભાષાંતરો તથા મૂળ ગ્રંથો પ્રગટ થયા છે અને થાય છે તે સર્વેમાં શુદ્ધતા અને સ્વચ્છતાપર બહુ ધ્યાન આપવામાં આવે છે. આ અપૂર્વ ગ્રંથમાં જેમ બને તેમ ભૂલો ન થવા દેવા માટે અમે બનતો પ્રયાસ કર્યો છે. અમારા એ પ્રયાસમાં અમે કેટલે દરજ્જે ફત્તેહ પામ્યા છીએ તે વિદ્વાન્ વાચકવર્ગના વિચારપર છોડીએ છીએ.

મહાત્મા ધનેશ્વરસૂરિની આ ઉત્તમ કૃતિએ આખી જૈનકોમમાં એટલું ધ્યાન ખેંચ્યુ છે કે તે ગ્રંથની બહુ નકલો ખપે છે અને સર્વ સામાન્ય માણસો તેનો પુષ્કળ લાભ લેઈ શકે તે સારૂ અમે બનતાં સુધી ઓછી કિંમત રાખી છે. સારામાં સારા પ્રેસમાં અને ઉંચા ટાઇપ અને કાગળથી છપાવવામાં બહુ ખરચ થાય છે તેના પ્રમાણમાં અમે બહુ અલ્પ કિંમત રાખી છે.

ધનેશ્વરસૂરિ મહારાજનો ઇતિહાસ મેળવવા અમે યત્ન કર્યો છે. પણ તે સબંધી હજુ પુરતી હકીકત મળી શકી નથી યોગ્ય સમયે અમે તે સંબંધમા વિશેષ હકીકત બહાર પાડવા શક્તિમાન્ થશુ એવી આશા રાખીએ છીએ. તીર્થાધિરાજના ગુણગ્રામ સ્તવન કરનાર આ મહાત્મા પુરૂષના સબંધમાં થોડી હકીકત પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં દાખલ કરી છે. તેમની આ ઉત્તમ શક્તિ સર્વમાન્ય છેજ અને તેનો સાર્વજનિક ઉપયોગ થાઓ એવી શુભ લાગણી બતાવી આ બીજી આવૃત્તિ વાચકવર્ગ સમક્ષ મૂકીએ છીએ.

ફાલ્ગુન શુદિ ૫.
વીર સંવત્ ૨૪૩૧.

શ્રી જૈનધર્મપ્રસારક સભા
ભાવનગર.

# શ્રી શત્રુંજય માહાત્મ્ય.

## ( વિષયાનુક્રમ. )



૭ માસે તેનો વિનાશ-ત્રીજે દિવસ-બાહુબલિ પક્ષના **રત્નારિ** વિદ્યાધરનુ પડવું-ચોથો દિવસ-બાહુબલિ પક્ષના **સુગતિ** વિદ્યાધરનું પડવું-પાંચમો દિવસ-**સોમયશા**નું પરાક્રમ-એપ્રમાણે બાર વર્ષ ચાલેલું યુદ્ધ-બાર વર્ષને અંતે બાહુબલિને સૂર્યયશાનું યુદ્ધ-દેવોને થયેલો ત્રાસ-તેમણે આપેલી યુગાદિ પ્રભુની આણ-યુદ્ધનું બંધ પડવુ-દેવતાઓનુ ભરતચક્રીપાસે આવવું-યુદ્ધ બંધ કરવા માટે કહેવુ. ભરતે યુદ્ધનું બતાવેલુ કારણ, દેવોનું બાહુબલિપાસે આવવું-તેને પણ યુદ્ધ બંધ કરવા માટે કહેવું-તેણે આપેલો ઉત્તર-દેવતાઓએ કરેલી ચાર પ્રકારના દ્વંદ્વયુદ્ધની સ્થાપના-છડીદારોએ સેનાને કરેલો અટકાવ-ભરતના સૈનિકોને થયેલી ચિંતા-ભરતે બતાવેલ પોતાનું પરાક્રમ-ભરત બાહુબલિનુ રણભૂમિમાં આવવું-તેમણે શરૂ કરેલું દ્વંદ્વયુદ્ધ-દષ્ટિયુદ્ધને વાગ્યુદ્ધમાં ભરતનુ હારવું-મુષ્ટિયુદ્ધનુ વર્ણન-તેમાં પણ બાહુબલિનો જય-દંડયુદ્ધની શરૂઆત-તેમાં પણ પરાસ્ત થવાથી ભરતને થયેલ ચિંતા-ચક્રનું સ્મરણ-બાહુબલિઉપર ચક્રને છોડવુ-તેની નિષ્ફળતા-બાહુબલિએ ઉપાડેલી મુષ્ટિ-તે વખતે થયેલા શુભ વિચાર-તેજ મુષ્ટિવડે કરેલ કેશનું લુંચન-અગીકાર કરેલ ચારિત્ર-કેવળજ્ઞાન ઉપજાવીને પ્રભુપાસે જવાનો થયેલો વિચાર-ભરતને થયેલો પશ્ચાત્તાપ-તેણે કરેલી બાહુબલિની પ્રાર્થના-મત્રીનું સમજાવવું-સોમયશાસાથે **તક્ષશીલા** તરફ ગમન-માર્ગમાં ધર્મચક્રનું દેખવું-તેનું સોમયશાએ બતાવેલ કારણ-સોમયશાને રાજ્યાભિષેક-ભરતનું અયોધ્યામા આવવું-બાહુબલિએ એક વર્ષમાં કરેલો ઘાતિકર્મનો વિનાશ-તેમાં માનવડે થતી અડચણને દૂર કરવા પ્રભુએ **બ્રાહ્મી** સુંદરીને મોકલવુ-તેમનુ બાહુબલિપ્રત્યે કથન-બાહુબલિની વિચારણા-ભગવતપાસે જવા પગનુ ઉપાડવું-કેવળજ્ઞાનની ઉત્પત્તિ. પૃષ્ઠ ૧૨૧ થી ૧૬૦.

**સર્ગ ૫ મો**-ભગવતનું શત્રુંજય પધારવુ-બીજી પોરસીએ પુંડરિક ગણધરે આપેલી દેશના-ભગવતે પુંડરિક ગણધરપ્રત્યે કહેલ શત્રુંજય તીર્થનો પારાવાર મહિમા-તેનું વિસ્તારથી કથન-પુંડરિક ગણધરની ત્યાંજ બતાવેલી સિદ્ધિ-ભગવતનો અન્યત્ર વિહાર-પુંડરિક ગણધરનું પાંચ ક્રોડ મુનિસાથે ત્યાં રહેવુ-મુનિઓપ્રત્યે તેમનું કથન-સર્વેએ કરેલુ અનશન-ચૈત્રીપુનમે પાંચ ક્રોડ મુનિસહિત પુંડરિક ગણધરનું એ તીર્થે નિર્વાણ-ચૈત્રીપુનમનો મહિમા-ભગવતનુ **વિનીતા** નગરીએ પધારવું-ભરતે કરેલી સ્તુતિ-ભરતનુ સંઘપતિપદવિષે પ્રશ્ન-ભગવતે આપેલ ઉત્તર-ભરતની સંઘપતિપદની પ્રાર્થના-પ્રભુએ કરેલો વાસક્ષેપ-સંઘ કાઢવાની તૈયારી-ઇન્દ્રને ભરતચક્રીએ સઘપતિપદના સાવદ્યપણાવિષે કરેલ પ્રશ્ન-ઇંદ્રે આપેલ ખુલાસો-સઘનુ પ્રયાણ-સૌરાષ્ટ્ર દેશમાં પ્રવેશ સૌરાષ્ટ્રના રાજા **શક્તિસિંહ**નું સામુ આવવું-પુંડરિકગિરિના દર્શન-**શ્રીનાભ** ગણધરપ્રત્યે પર્વત પૂજાસબંધી ચક્રવર્તીનું પ્રશ્ન-તેમણે આપેલો ઉત્તર-તેમના કહેવાપ્રમાણે ચક્રીએ કરેલી ગિરિરાજની ભક્તિપૂજા-તેમણે કરેલી સ્તુતિ-ગિરિરાજની નજીક **આનંદપુર**નું રચાવવુ-પર્વત ઉપર ચડવાની શરૂઆત-સઘને લાગેલી તૃષા-**ચિલ્લણ મુનિ**એ લબ્ધિવડે કરેલુ સરોવર-તેના જળવડે સંઘની તૃપ્તિ-**લક્ષ્મીવિલાસવન**મા સઘે લીધેલો વિશ્રામ-ચક્રીનુ વન જોવા નીકળવુ-**સર્વાવતારકુંડ**વિષે શક્તિસિંહને પુછવું-તેણે કહેલ તેની ઉત્પત્તિ ને મહિમા-ભરતે કરાવેલ તેનો જીર્ણોદ્ધાર-આનંદથી આગળ ચાલવુ-શક્રેંદ્રનુ આગમન-રાજાદની વૃક્ષ અને પ્રભુની પાદુકાનુ પૂજન-મંતિપુરુ પ્રાસાદ કરાવવાની ઇન્દ્રે ચક્રવર્તીને કરેલી પ્રેરણા-ચક્રવર્તીએ કરાવેલ **ત્રૈલોક્યવિભ્રમ** નામે પ્રાસાદ-તેનુ તથા તેમા સ્થાપિત કરેલી પ્રતિમાઓનુ વર્ણન-ગોમુખયક્ષને **ચક્રેશ્વરી**દેવીની સ્થાપના-શ્રીનાભ ગણધરે કરાવેલી પ્રતિમાદિકની પ્રતિષ્ઠા-ચક્રીએ કરેલી અષ્ટપ્રકારી પૂજા-ઉતારેલી આરતી-ભગવતની સ્તુતિ-શ્રીનાભ ગણધરે તીર્થમહિમા ગર્ભિત આપેલી વિસ્તૃત દેશના-ઇન્દ્રે ચક્રીને બતાવેલી સ્કૃતજિન પૂજા-ચક્રીનુ તેને અનુસરવુ-તીર્થપૂજાના

**પ્રથમખંડની સમાપ્તિ.**

---

# બીજો ખંડ.

કરેલું દ્રૌપદીનું હરણ-જયદ્રથને પરાસ્ત કરીને દ્રૌપદીને પાછી લાવવી-દુર્યોધને ધારેલા ઉપદ્રવના મળેલા ખબર-તેમણે કરેલી પરમેષ્ઠિ ધ્યાનમાં નિશ્ચળ સ્થિતિ-કોઇ દેવે માયા કરીને નિવારેલો કૃત્યા રાક્ષસીનો ઉપદ્રવ-પાંડવોએ કરેલું મુનિદાન-શાસન દેવીએ તેરમા વર્ષમાટે કરેલી સૂચના-વિરાટ રાજાની સેવામા પૃથક્ પૃથક્ સ્વરૂપે સૌનું રહેવું-કીચકનો દ્રૌપદી પ્રત્યે ઉપદ્રવ-તેનો સર્વ બંધુસહિત વિનાશ-દુર્યોધનને મળેલા અનુમાનિક ખબરથી તેનું ત્યાં આવવું-વિરાટ નગરની બન્ને બાજુથી કરેલું ગોહરણ-બન્ને તરફ થયેલી હાર-ભીમાર્જુને બતાવેલ પરાક્રમ-પાંડવોનું પ્રકટ થવું-અભિમન્યુ ને ઉત્તરાનો વિવાહ-કૃષ્ણનું તત્રાગમન-સૌને દ્વારકામાં લઈ જવા.

રૂક્મિણી ને સત્યભામાને પુત્રપ્રાપ્તિ-પ્રદ્યુમ્નનું હરણ-કાલસંવર વિદ્યાધરને ત્યા નિવાસ-પ્રદ્યુમ્ન ઉપર તેની રક્ષક માતાનું મોહી પડવું-તેણે કરેલો પ્રપચ-તેમાંથી પ્રદ્યુમ્નનુ પાર ઉતરવું-નારદના વચનથી પ્રદ્યુમ્નનું દ્વારકા આવવું-તેણે બતાવેલ ચમત્કાર-સત્યભામાનો કૃષ્ણપાસે પોકાર-પ્રદ્યુમ્નનું માતાપાસે પ્રગટ થવું-તેણે કરેલ રૂક્મિણીનુ હરણ-કૃષ્ણસાથે યુદ્ધ-પિતાપાસે પ્રગટ થવું-પ્રદ્યુમ્ને કરેલી બીજી માયા-શાંબ કુમારનો જન્મ-ભીરૂકનો જન્મ-શાંબવિષે ફરિયાદ-કૃષ્ણે કરેલી પરીક્ષા-શાંબ પ્રદ્યુમ્નને કાઢી મુકવા-કપટવડે પાછુ આવવુ-સો કન્યાસાથે શાંબનું કપટથી પાણિગ્રહણ-શાંબને વસુદેવનો સવાદ-પાડવોના પુત્રોસાથે કૃષ્ણના પુત્રોની ક્રીડા-સમુદ્રવિજયાદિની પ્રેરણાથી કૌરવોપાસે દૂતનું પ્રેષણ-તેણે દુર્યોધનપ્રત્યે કહેલ સદેશો-દુર્યોધનનો જવાબ-દૂતે કહેલાં વચનો-દૂતનુ દ્વારકા પાછું આવવું-યુદ્ધનો નિર્ણય-સ્નેહીસબંધી રાજાઓ વિગેરેનુ એકઠા થવું-દુર્યોધને કરેલ રાજાઓને આમત્રણ-કર્ણ કુંતીનો સવાદ

રત્નકબળના વ્યાપારીઓનુ દ્વારકા થઈને રાજગૃહી આવવું-જીવયશાસાથે દ્વારકાવિષે થયેલી વાત-તેણે જરાસધપાસે જઇને કરેલુ રૂદન-જરાસધે આપેલ આશ્વાસન-યુદ્ધમાટે તેણે કરેલી તૈયારી-રાજગૃહીથી પ્રયાણ-કૃષ્ણને મળેલા ખબર-તેણે કરેલી તૈયારી-તેના કુટુંબનું વર્ણન-યુદ્ધમાટે પાંડવોસહીત પ્રયાણ-સૈન્યનો પડાવ-વિદ્યાધરોનુ યુદ્ધ નિમિત્તે આગમન-વસુદેવાદિને લઇ જવાની માગણી-સમુદ્રવિજયે કરેલો સ્વીકાર-દુર્યોધનની યાચનાથી જરાસધનુ રોકાવું-દુર્યોધને કરેલું પ્રયાણ-તેનું કુરૂક્ષેત્રમાં આવવું-ભિષ્મપિતામહનું સેનાપતિપદે સ્થાપન-પાંડવોનુ પણ કુરૂક્ષેત્રમા આવવું-ધૃષ્ટદ્યુમ્નનુ સેનાપતિપદે સ્થાપન-બન્ને સૈન્યનુ મળવું-યુદ્ધ-નવમે દિવસે ભીષ્મપિતામહનુ પડવું-તેમણે લીધેલુ ચારિત્ર-દ્રોણાચાર્યનું સેનાપતિ થવું-તેમણે બતાવેલું પરાક્રમ-પ્રાંતે તેમનું પડવું-ને સ્વર્ગ ગમન-કર્ણનું સેનાપતિ થવું-તેનો વિનાશ-શલ્યનું સેનાપતિ થવું-તેનો વિનાશ-દુર્યોધનનું નાશી જવું-સરોવરમા પ્રવેશ-પાંડવોના વાગ્બાણથી બહાર નીકળવું-ભીમસાથે તેનું ગદાયુદ્ધ-દુર્યોધનનુ પડવુ-બળભદ્રને ચડેલી રીસ-તેને શાત્વન કરવા પાંડવોનુ તત્ર ગમન-પાછળ અશ્વત્થામા વિગેરેએ કરેલો તેમના પુત્રાદિનો વિનાશ-દુર્યોધને આપેલો તેમને ધિક્કાર-દુર્યોધનનું મરણ-પાંડવોનો શોક-યુદ્ધની સમાપ્તિ

જરાસધે મોકલેલ દૂત-તેના વચનો-સમુદ્રવિજયે આપેલો ઉત્તર-દૂતનુ પાછુ આવવું-હુંસક મત્રીએ જરાસધને આપેલી શીખામણ-જરાસધે કરેલો તેનો તીરસ્કાર-હિરણ્યકશ્યપનું સેનાપતિપદે સ્થાપન-સમુદ્રવિજયે કરેલું અનાદૃષ્ટિનું સેનાપતિપદે સ્થાપન-પરસ્પર થયેલુ યુદ્ધ-બીજે દિવસે હિરણ્યનાભનો વિનાશ-શિશુપાલનું સેનાપતિ થવું-કૃષ્ણે કરેલો તેનો વધ-જરાસધે મુકેલી જરા-કૃષ્ણના સૈન્યની વૃદ્ધાવસ્થા-કૃષ્ણે કરેલી નેમિનાથની પ્રાર્થના-નેમિનાથે જરાના નિવારણ માટે બતાવેલો ઉપાય-કૃષ્ણે કરેલુ ધરણેંદ્રનું ધ્યાન-નેમિનાથે કરેલુ સૈન્યનું સરક્ષણ-પદ્માવતીનું કૃષ્ણપાસે પ્રગટ થવું-તેનીપાસે કૃષ્ણે કરેલી પાર્શ્વનાથની પ્રતિમાની માગણી-



# શ્રી શત્રુંજયમાહાત્મ્ય.



## પ્રથમ સર્ગ.

ॐ नमो विश्वनाथाय, विश्वस्थितिविधायिने ।
अर्हतेऽव्यक्तरूपाय, युगादीशाय योगिने ॥ १ ॥



વિશ્વનાપતિ, વિશ્વની મર્યાદા કરનારા, અવ્યક્ત સ્વરૂપી, યોગી અને યુગાદીશ એવા અર્હંત પ્રભુ ( ઋષભદેવ ) ને નમસ્કાર હો. અર્હંતપણાની અને ચક્રવર્ત્તીપણાની લક્ષ્મીના સ્વામી, સુવર્ણના જેવી કાંતિવાળા, સ્તુતિ કરવા યોગ્ય અને કલ્યાણોની શ્રેણી કરનાર "શ્રી શાંતિનાથ" ભગવાન્ સત્કૃત્યના લાભને અર્થે થાઓ. ક્રીડામાત્રમાં વાસુદેવ-( કૃષ્ણ ) ને હીચકાવનારા, જરાસંધના પ્રતાપને હરનારા, અને કામદેવનો નાશ કરનારા "શ્રી નેમિ" ભગવાન્ તમોને પવિત્ર કરો. જેની દૃષ્ટિરૂપ અમૃતવૃષ્ટિથી સર્પ પણ સર્પોનો પતિ[1] થઈ, ત્રિવિધ તાપથી[2] મુક્ત થયો, એવા "શ્રી પાર્શ્વનાથ" ભગવાન્ તમોને હર્ષને માટે થાઓ. ઇંદ્રનો સંશય ટાળવાને માટે જેણે મેરૂપર્વતને કંપાયમાન કર્યો, એવા શૂરવીર, દાનવીર અને ધર્મવીર "શ્રી મહાવીર" સ્વામી તમારા કલ્યાણને અર્થે હો. કલ્યાણ લક્ષ્મીના કમળરૂપ, મોક્ષલક્ષ્મીના છત્રરૂપ અને પુંડરીક–શત્રુંજય ગિરિના મુગુટરૂપ "શ્રી પુંડરીક" ગણધરને હું નમસ્કાર કરૂછું. આદીશ્વર પ્રમુખ તીર્થંકરોનું, પુંડરીક પ્રમુખ મુનિઓનું અને શાસનદેવીનું ધ્યાન કરીને હું સચ્ચરિત્રનો ઉદ્યમ કરૂછું.

પૂર્વે શ્રીયુગાદિ પ્રભુના આદેશથી પુંડરીક ગણધરે વિશ્વના હિતને માટે, દેવતાઓએ પૂજેલું, સર્વ તત્ત્વસહિત અને અનેક આશ્ચર્યયુક્ત એવું શત્રુંજયનું

૧ ધરણેંદ્ર–નાગકુમાર નામની ભુવનપતિ નિકાયનો ઇંદ્ર ૨ મન, વચન અને કાયાસંબંધી.

માહાત્મ્ય સવા લક્ષ શ્લોકના પ્રમાણવાળું કરેલું હતું. તે પછી મહાવીર સ્વામીના આદેશથી સુધર્મા ગણધરે મનુષ્યોને ટુંકા આયુષ્યવાળા જાણીને તેમાંથી સંક્ષેપે કરી ચોવીશ હજાર શ્લોકના પ્રમાણવાળું કર્યું. તેપછી શત્રુંજયનો ઉદ્ધાર કરનાર અને અઢાર રાજાઓના નિયંતા સૌરાષ્ટ્રપતિ મહારાજા "શિલાદિત્ય" ના આગ્રહથી સ્યાદ્વાદના વાદથી બૌદ્ધ લોકોના મદને ગળિત કરનાર, સર્વાંગયોગમાં નિપુણ, ભોગનો વિસ્તાર છતાં તેમાં નિ:સ્પૃહ, નાના પ્રકારની લબ્ધિવાળા, રાજગચ્છના મંડનરૂપ, સચ્ચારિત્રથી પવિત્ર અંગવાળા, વૈરાગ્ય રસના સાગર અને સર્વ વિદ્યામાં પ્રવીણ એવા મહાત્મા શ્રી ધનેશ્વરસૂરીએ તેમાંથી સાર લહી તેના પ્રતિધ્વનિરૂપ સુખે બોધ કરનારૂ આ શ્રીશત્રુંજયનું માહાત્મ્ય વલ્લભીપુરમાં કરેલું છે. હે ભવ્યજનો! તેનું ભક્તિથી શ્રવણ કરો.

હે ભવ્યો! તપ, જપ, દાન અને સત્કર્મોનું શું કામ છે? એકવાર શ્રીશત્રુંજય ગિરિનું માહાત્મ્ય શ્રવણ કરો. ધર્મ પામવાની ઇચ્છાથી તમે સર્વ દિશાઓમાં શામાટે ભટક્યા કરોછો? એકવાર જઇને શ્રીપુંડરીક ગિરિની છાયાનો પણ સ્પર્શ કરો, બીજું કાંઈ કરવાની જરૂર નથી. આ માનવ જન્મ મેળવી અને અનેક શાસ્ત્રો સાંભળી જે સફળ કરવાનું છે તે સર્વ શત્રુંજયની કથા શ્રવણ કરવાથી સફળ થાય છે. હે પ્રાણીઓ! જો તમારે તત્ત્વ જાણવાની ઇચ્છા હોય વા ધર્મ કરવાની બુદ્ધિ હોય તો બીજું સર્વ છોડી દઈ આ સિદ્ધગિરિનો આશ્રય કરો. શત્રુંજય ગિરિએ જઈને સર્વ જગત્‌ને સુખના કારણરૂપ જે જિનેશ્વરનું ધ્યાન કરવું તે અતિ શ્રેષ્ઠ છે કેમકે તેના જેવું બીજું પરમ તીર્થ નથી અને તેના જેવો (જિનધ્યાન જેવો) બીજો શ્રેષ્ઠ ધર્મ નથી. પ્રાણીઓએ, કુલેશ્યાઓથી આપત્તિને આપનારૂ મન, વચન, અને કાયાવડે ઉપાર્જન કરેલું જે ભયંકર પાપ હોય તે પણ પુંડરીક ગિરિના સ્મરણથી નાશ પામી જાય છે. સિંહ, વ્યાઘ્ર, સર્પ, શિકારી પક્ષી અને બીજા પાપી પ્રાણીઓ પણ આ શત્રુંજય તીર્થપર અરિહંતના દર્શનથી સ્વર્ગગામી થાયછે. જે પ્રાણીઓએ સુર, અસુર અને મનુષ્યાદિ ભવોમાંહેલા કોઈ પણ ભવમાં આ ગિરિરાજને અવલોક્યો નથી તે પશુરૂપ પ્રાણીઓને કલ્યાણનો ઉદય થતોજ નથી. અન્ય તીર્થોમાં જઈ સારી રીતે ધ્યાન, શીળ, દાન અને પૂજન કર્યાથી જે ફળ પ્રાપ્ત થાય તેનાથી અધિક ફળ આ શત્રુંજયની કથા સાંભળવાથી થાયછે. તેથી હે પ્રાણીઓ! આ ગિરિરાજનું માહાત્મ્ય મહાભક્તિથી શ્રવણ કરો. તેના શ્રવણમાત્રથી આપત્તિરહિત સંપત્તિ પ્રાપ્ત થાયછે.

એક વખત વૃંદારકોથી[1] પરવરેલા શ્રી મહાવીર સ્વામી, બાહ્ય અને અંતરંગ શત્રુઓને[2] જય કરનારા શ્રી શત્રુંજય પર્વત ઉપર પધાર્યા. તે વખતે વર્તમાન તીર્થંકરને નમવાને જાણે ત્વરા કરાવતા હોય તેમ ઇંદ્રોનાં આસનો સંભ્રમથી કંપાયમાન થયાં. વીશ ભવનેંદ્રો, બત્રીશ વ્યંતરોના ઇંદ્રો, બે જ્યોતિરિંદ્રો, અને દશ ઊર્ધ્વલોકવાસી વૈમાનિકના ઇંદ્રો, મળી ચોસઠ ઇંદ્રો બીજા ઘણા દેવતાઓથી વીટાઇને જગત્પતિ શ્રી મહાવીર સ્વામીથી શોભિત એવા તે ગિરિરાજ ઉપર આવ્યા. સર્વ લોકમાં અદ્વિતીય દર્શનીય એ ગિરિરાજને જોઈ જોઈ દેવતાઓ કૌતુકથી મસ્તક ધુણાવવા લાગ્યા. તે વખતે ઇંદ્ર પોતાના સેવકોને આપ્રમાણે કહેવા લાગ્યો. "અહો! સર્વ તરફ વિસ્તારવાળો, અને પવિત્ર એવો આ ગિરિરાજ મહાઉદ્યોતવાળા અમૂલ્ય રત્નોની અત્યંત પ્રસરતી કાંતિથી ઘણો વિચિત્ર જણાયછે. સુવર્ણનાં શિખરોથી શોભાસંયુક્ત આ ગિરીશ્વર જાણે સર્વ પર્વતોનો પતિ હોવાથી મુગુટોવડે મંડિત હોય તેવો જણાય છે. સુવર્ણના, રૂપાના અને રત્નોના શિખરોથી આકાશને વિચિત્ર રંગવાળું કરતો અને એકી સાથે ભૂમિ તથા અંતરીક્ષને પવિત્ર કરતો આ ગિરિરાજ પાપને હરણ કરનારો છે. સ્વર્ણગિરિ, બ્રહ્મગિરિ, ઉદયગિરિ, અને અર્બુદગિરિ વિગેરે એકસો ને આઠ મોટાં શિખરોથી આ ઘણો ઉંચા પ્રકારે શોભેછે. સર્વ તરફ રહેલા અર્હંતોનાં મંદિરોથી અને યક્ષોના આવાસોથી આ સિદ્ધશૈલ શોભી રહ્યો છે. યક્ષ, કિન્નર, ગંધર્વો, વિદ્યાધરો, દેવતાઓ અને અપ્સરાઓથી નિરંતર સેવાયેલો આ શત્રુંજય ગિરિ કાંતિમાન્ જણાયછે. એ ગિરિની પવિત્ર ગુફાઓમાં રહીને મુમુક્ષુ અને યોગી એવા વિદ્યાધરો, નરો અને નાગકુમારો નિરંતર અર્હન્મય તેજનું ધ્યાન ધરેછે. રસકૂપી, રત્નોની ખાણો અને દિવ્ય ઔષધિઓથી એ ગિરિ સર્વ પર્વતોના ગર્વને ભેદી નાખનારો છે. કસ્તૂરી મૃગોના યૂથથી,[3] મયૂરોથી, મદોન્મત્ત કુંજરોથી, અને સંચાર કરતા ચમરી મૃગોથી એ ગિરિની સર્વ તરફ અલૌકિક શોભા જણાયછે. મંદાર, પારિજાતક, સંતાન અને હરિચંદન વિગેરે વૃક્ષોથી તથા વિચિત્ર પ્રકારના ચંપક, આસોપાલવ, અને સલ્લકીનાં સુંદર વૃક્ષોથી એ ગિરિ ભરપૂર છે. કેતકી કુસુમોના આમોદથી તેણે સર્વ દિશાઓને સુગંધી કરેલી છે. ઝરતા નિર્ઝરણાના જલના ઝણકારાથી તે હંમેશાં શબ્દમય થઈ રહ્યો છે. માલતી, પાડલ, કૃષ્ણાગુરુ અને આમ્ર વિગેરે વૃક્ષોથી તે સદા પુષ્પ અને ફળવાળો હોવાથી અધિક શોભે છે.

"હે સેવકજનો! જુઓ આ કલ્પ વૃક્ષોની ઘાટી છાયામાં બેઠેલી કિન્નરોની

---

૧ દેવો ૨ કામ ક્રોધ લોભ વિગેરે ૩ ટોળા

સ્ત્રીઓ, જિનપતિના ગુણોને ગાયન કરતી પોતાના પાપને ખપાવે છે. જુઓ તેઓને પ્રિય એવો આ ગિરિ, નિઝરણાના જલમાંથી ઉડતા કણીઆઓનેમિષે જાણે મુક્તિરૂપી સુંદરીના હારને માટે મોતી વેરતો હોય તેવો જણાયછે. જુઓ આ એક તરફ નિઝરણાના જલબિંદુમાં મેઘની ભ્રાંતિવાળા મયૂરો પ્રભુની આગળ નૃત્ય કરેછે. આ એક તરફ સહસ્ર ફણાથી મંડિત એવો પાતાળપતિ[૧] જિનેશ્વરની પાસે દિવ્ય નાટક કરી રહ્યો છે. આ એક તરફ ખેચરોની સ્ત્રીઓ સુંદર વેષ ધારણ કરી, અને હાથમાં વીણા લઈ ઉત્તમ ગીતોથી અર્હંતની ગુણશ્રેણીનું ગાયન કરતી દેખાયછે. આ એક તરફ જન્મથીજ પરસ્પર વિરોધી એવા પ્રાણીઓ, પ્રભુના મુખને જોતાં પોતાનું વૈર છોડી પરસ્પર ક્રીડા કરે છે. આ એક તરફ પૂર્વ સમુદ્રમાં મળતી, શત્રુંજયા નદી[૨] તેના જોનાર અને સાંભળનારની જાણે પુણ્યરેખા હોય તેવી જણાય છે. આ એક તરફ તાલધ્વજ ગિરિના ઉત્સંગમાં થઇ શત્રુંજયાને અનુસરતી તાલધ્વજી સરિતા સમુદ્રને મળે છે. આ એક તરફ ઇંદ્રે રચેલી, પોતાના નિર્મળ જલથી મહોદયને પ્રાપ્ત કરનારી અને પ્રફુલ્લિત કમળોવાળી ઐંદ્રી નદી ઉત્તર દિશામાં શોભે છે. જુઓ આ એક તરફ દિવ્ય જળના કલ્લોલથી શોભતી અને કમળોના મધ્ય ભાગમાં રહેલા હંસ અને સારસ પક્ષીઓએ સેવેલી કપર્દિકા નદી આવેલી છે. આ એક તરફ પ્રભુથી પશ્ચિમ દિશામાં વિશ્વને ઉપકાર કરનારી, અને પાપને હરનારી બ્રાહ્મી નામે નદી સંપૂર્ણ જલયુક્ત શોભે છે. જુઓ આ શત્રુંજયા, ઐંદ્રી, નાગેંદ્રી, કપિલા, યમલા, તાલધ્વજી, યક્ષાંગા, બ્રાહ્મી, માહેશ્વરી, સાભ્રમતી, શબલા, વરતોયા, જયંતિકા, અને ભદ્રા એ ચૌદ મહા નદીઓ ઘણી સુદર જણાય છે. વળી આમ પૂર્વ દિશામાં અપરિમિત શોભાવાળું સૂર્યોદ્યાન અદ્ભુત જણાય છે, તેની પાસે દક્ષિણ દિશામાં સ્વર્ગોદ્યાન, નંદનવનના જેવી કાંતિથી ઝળકે છે, આ પશ્ચિમ દિશામાં મોટુ ચંદ્રોદ્યાન ઘણું મનોહર લાગે છે અને ઉત્તર દિશામાં લક્ષ્મી લીલાવિલાસ નામે ઉદ્યાન આવેલું છે. ચાર દિશાઓમાંથી આવતી લક્ષ્મીઓના કેશપાશ જેવા એ ચાર ઉદ્યાનોથી આ ગિરિરાજ ઘણો દીપી નીકળે છે. આ એક તરફ સુધર્મા ઇંદ્રની આજ્ઞાથી કુબેરે રચેલો ઇંદ્રકુંડ સર્વ પાપનો નાશ કરે છે. આ તરફ ચંદ્રિકાના જેવા ઉજ્વળ જલતરંગોના શબ્દોથી શોભતું ભારત સરોવર જાણે ભરત રાજાનો યશોરાશિ હોય તેમ શોભી રહ્યું છે. આ તરફ મંદ મંદ પવને કંપાવેલા ઊર્મિઓની શ્રેણીવડે લલિત થતું કપર્દિયક્ષનું કપર્દિ સરોવર સર્વને સુખકારી લાગે છે. આ એક તરફ મુક્તિરૂપી સુંદ-

રીને પોતાની શોભા જોવાનું જાણે દર્પણ હોય, તેવું સર્વતીર્થાવતાર નામે સરોવર તપસ્વી મુનિઓના રાગને પણ વિકાસ કરી રહેલું છે. આ તરફ સુંદર જળવાળા સૂર્યકુંડ, ચંદ્રકુંડ અને તે શિવાય બીજા પણ કુંડો તેઓના બનાવનારાના નામવાળા આવેલા છે.

"હે દેવતાઓ! જુઓ આ એક તરફ જે વિશેષ બુદ્ધિવાળા મુનિ તપ કરે છે તે મહાત્માના વિચિત્ર ચરિત્રની વાર્તા ઘણી કૌતુકવાળી છે, તે તમે સાંભળો. આ મુનિ પૂર્વે કંડૂ નામે એક ચંદ્રપુર નામના નગરનો રાજા હતો. એ કંડૂરાજા પાપીઓનો પ્રભુ[1] હતો અને યમરાજ જેવો કૂર હતો. મદિરામાં મત્ત અને ધનથી ઉદ્ધત તે રાજા દેવ, ગુરુ, વૃદ્ધ અને માતાપિતાને જરા પણ માનતો નહીં. પાપીઓને પણ પૂર્વના પુણ્યોદયથી સંપત્તિઓ વૃદ્ધિ પામે છે પરંતુ પરિણામે ઘાસનો સમૂહ જેમ અગ્નિશિખાથી નાશ પામે તેમ સમૂળગી નાશ પામે છે. એ મૂઢ રાજા જ્યારે સુતો ત્યારે પણ અનેક ઉપાયોવડે અનેક પ્રકારનાં કષ્ટો ઉત્પન્ન કરીને પરસ્ત્રી અને પરધન હરણ કરવાનું તથા લોકોનો વિનાશ કરવાનુંજ મનમાં ધ્યાન કરતો અને પ્રાતઃકાલે ઉઠીને લોકોને બોલાવી તેઓની સંપત્તિઓ તથા સ્ત્રીઓને જરા પણ ક્ષોભ પામ્યા શિવાય લઇ લેતો હતો. જો કે રાજાઓ પ્રાયઃ પૂર્વપુણ્યથીજ સર્વ સંપત્તિઓ પ્રાપ્ત કરે છે, પણ જ્યારે તે (પુણ્ય) તેનું દ્વેષી થાય છે ત્યારે તે રાજાઓ દુર્ગતિમાં જનારા થાય છે. આવી રીતે કાક પક્ષીને જેમ ચંદ્ર પીડા પમાડે તેમ લોકોને અનેક પ્રકારની કદર્થના પમાડ્યા પછી પ્રાંતે તે કંડૂ રાજાને ક્ષયરોગ થયો; એ રોગથી તેનો દેહ ક્ષીણ થવા માંડ્યો એટલે તેને મિત્રની માફક ધર્મનું સ્મરણ થયું. મૂઢબુદ્ધિવાળાઓ, જ્યાંસુધી સર્વ તરફથી સુખ હોય છે ત્યાંસુધી ધર્મને કિંચિત્ માત્ર પણ માનતા નથી, પણ જ્યારે યમરાજાનો પાસ પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ ધર્મને સંભારે છે.

"એક વખતે કૂર લોકોએ સેવેલો કંડૂરાજા સભામાં બેઠો હતો, અને પોતે કરેલા પરદ્રોહની ચિંતાથી તેનું મન ક્લેશ પામવા લાગ્યું હતું, તેવામાં કલ્પવૃક્ષના પત્ર ઉપર લખેલો અને કોઈએ આકાશમાંથી મુકેલો એક દિવ્ય શ્લોક તેની આગળ આવીને પડ્યો. તે શ્લોક આ પ્રમાણે હતો—

**धर्मादधिगतैश्वर्यो धर्ममेव निहंति यः ।**
**कथं शुभायतिर्भावी स स्वामिद्रोहपातकी ॥ १ ॥**

---

૧ બહુ પાપી હતો

(ધર્મથી ઐશ્વર્ય મેળવી જે માણસ તે ધર્મનેજ હણે છે, તે સ્વામિદ્રોહવડે પાપી થએલાનું શુભ પરિણામ કેમ આવે?) આવી રીતે પત્રલિખિત શ્લોકને હર્ષપૂર્વક વાંચી તેનો અર્થ જાણી કંડૂરાજા ચિત્તમાં વિચાર કરવા લાગ્યો—અહો! મહામોહ અને માયાવાળા ચિત્તથી મેં જે પાપ કર્યું, તેનું સ્પષ્ટ રીતે આ કષ્ટકારી ફળ મને પ્રાપ્ત થયું. માછલાની પેઠે જાળમાં કાંટાએ ભરાવેલા આમિષ[1] જેવી સંપત્તિ મેળવી, તેના ગ્રાસમાં લુબ્ધ થએલા મેં આ સંસારરૂપી જાળમાં મારા આત્માને ફોગટ બંધનમાં નાખ્યો. જો રાજા ન્યાયમાર્ગે અનુસરે તો આ લોક ને પરલોક બન્નેમાં અભય પામે છે, અને જો અસન્માર્ગે અનુસરે તો તે લોકોનો, કુળનો અને રાજ્યનો ક્ષય કરે છે. તે ફળ મને ખરેખર પ્રાપ્ત થયું. આવી રીતે ચિંતાતુર થએલો એ મૂર્ખશિરોમણી રાજા રાત્રિના વખતે એકલો રાજ્ય છોડી મરવાની ઇચ્છાએ સમુદ્રપાત કે ગિરિથી ઝંપાપાત કરવાને માટે ચાલી નીકળ્યો. પ્રચંડ ભુજદંડવાળો એ રાજા જેવો નગર બહાર નીકળ્યો તેવીજ પોતાની સામે એક સુંદર ગાય તેના જોવામાં આવી. અકસ્માત્ ક્રોધથી પોતાનું પુચ્છ ઉછાળતી તે સ્વેચ્છાચારી ગાયે જાણે વૈરિણી હોય તેમ રાજાપાસે આવીને શીંગડાવડે પ્રહાર કર્યો. પૂર્વના અભ્યાસ વશથી (મરવા જતો હતો તે વાત ભૂલી જઈ) ગાયઉપર ક્રોધ કરી યમરાજની સાથે સ્પર્દ્ધા કરતો રાજા હાથમાં ખડ્ગ લઇને તેણીની ઉપર ધસ્યો. ગાય પણ યમરાજના સીત્કારા જેવો ફુંફાડો કરી ક્રોધથી તેના સામી યુદ્ધ કરવા આવી. તેને કોપથી આવતી જોઇ રાજાએ વેગવડે ખડ્ગનો ઘા કર્યો. તેથી ગાયના શરીરના બે ભાગ થઈ ગયા. તેમાંથી એક હાથમાં કાતીવાળી ભયંકર સ્ત્રી નિકળી! રાતા નેત્રવાળી અને હાથમાં કર્ત્તિકા[2] નચાવતી એ સ્ત્રીએ નિષ્ઠુર વાક્યવાળી ગિરાથી રાજાને કહ્યું. 'અરે પાપી! પશુ, દિન અને શસ્ત્રવિનાની ગરીબ ગાયને તેં મારી નાખી, પણ જો તારી શક્તિ હોય તો ચાલ મારી સાથે યુદ્ધ કર.' તેના મુખમાંથી એવું સહેતુક વચન સાંભળી પોતાના ખડ્ગ ઉપર દૃષ્ટિ કરી એ અપવિત્ર રાજા, તે સ્મિત કરતી સ્ત્રીપ્રત્યે બોલ્યો—'હે માનિનિ! તું એક કદળીના દળ જેવી કોમળ યુવતી છે, અને હું એક શસ્ત્રશાસ્ત્રમાં પ્રવીણ શૂરવીર ક્ષત્રીય છું, તેથી આપણા બન્નેનું યુદ્ધ પ્રશંસા પાત્ર કેમ ગણાય? કોપ પામેલો પણ સિંહ મૃગલી સાથે સંગ્રામ કરવાને ઇચ્છતો નથી.' એમ કહી રાજા વિશ્રામ પામ્યો એટલે તે યુવતિ ગર્વથી બોલી. 'હે રાજા! તારી પેઠે હું પણ શૂરવીર છું માટે સંગ્રામમાં તૈયાર થા.' રમણીનું સગર્વ વચન સાંભળી રાજાને વિશેષ કોપ થયો એટલે

તરતજ હાથમાં ખડ્ગ લઈ જેવામાં તેની સામો ચાલ્યો, તેવામાંજ કર્તિકાથી વીંધાઈ ગયેલો અને રૂધિરે ઝરતો પોતાનો દેહ તેના જોવામાં આવ્યો. યુવતીએ ફરીથી કહ્યું કે–'હે રાજા! આટલાથીજ તારૂ પરાક્રમ તારા જાણવામાં આવ્યું હશે તથાપિ હજુ પણ જો તું શક્તિવંત હો તો યુદ્ધ કરવા તૈયાર થા.' આવું તિરસ્કાર ભરેલું વચન સાંભળી, ભૂપતિ પોતાના મનમાં વિચારવા લાગ્યો કે, અહો ! દૈવ વિપરીત થયે એક સ્ત્રીથી પણ હું પરાભવ પામ્યો. જગત્માં પ્રાણીનું જ્યાંસુધી પૂર્વનું પુણ્ય હાનિ ભાવને પામ્યું ન હોય, ત્યાંસુધીજ બળ, તેજ, અને કીર્ત્તિ અખંડિત રહે છે. પ્રાણીઓને શુભકર્મમાં પૂર્વ પુણ્યજ પ્રમાણ ગણાય છે. કેમ કે સૂર્ય જેવા તેજસ્વીને પણ કેટલોએક કાલ ક્ષીણ તેજપણે તપવું પડે છે. જે સર્વ, સુખકારી અને સારા પરિણામવાળું પુણ્યવાનને થાય છે તે સર્વ, પુણ્યરહિત માણસને વિષની પેઠે દુ:ખકારી થાય છે. પૂર્વે મોટા ગજેંદ્રોની ઘટાને હું એક લીલામાત્રમાં પુચ્છવડે પકડી આકાશમાં ઉછાળતો હતો તે જ હું આજે આ એક અબળાથી જિતાઈ ગયો. એમ વિચારતાં મહારોગથી નિર્વેદ[1] પામીને પોતે કરેલો રાજ્યનો ત્યાગ, અને ક્રોધથી કરેલી ગાયની હત્યા એ બન્ને કાર્ય તેના સ્મરણમાં આવ્યાં. તેથી ફરી અતિ દુ:ખી થઇ વિચારવા લાગ્યો કે, ઘેરથી મરણ પામવાનો નિશ્ચય કરી નીકળેલો હું મારવા આવતી ગાયથી શા માટે ભય પામ્યો? અન્ય પ્રસંગ પામી મરણને પણ ભૂલી જઇ અહો! મેં ગૌહત્યાનું પાપ કર્યું, તો તેપણ મને કુગતિને આપનારૂ એક વિશેષ કારણ થઈ પડયું. જેની પાસે કાંઈ પણ પુણ્યની સીલક નથી તે જંતુ ઘણો દુ:ખી થાય છે. ડાહ્યો માણસ પણ જો પાસે મુડી (મૂળ ધન) ન રાખે તો તેને દીનની પેઠે સીદાવું પડે. હવે આપત્તિના સમુદ્રમાં ડુબેલો હું શું કરૂ? અગ્નિ લાગ્યા પછી કુવો ખોદવાથી શું સુખ થાય?

"આવી રીતે કંડૂરાજા ઘણો શોક કરતો હતો તેવામાં તેને પરાભવ કરનારી તે સુંદર દેવયુવતી બોલી, "હે મૂઢ! હે મહાપાપી! અત્યારે હવે તું દુ:ખી થઇને શુ ચિંતવે છે? પૂર્વે રાજ્યના મદથી અંધ થઇને ધર્મનો મોટો દ્રોહ કર્યો અને જ્યારે હમણાં આ પીડા પ્રાપ્ત થઈ ત્યારે હવે ધર્મને શું સંભારે છે? આ જગત્માં વિદ્વાનો ધર્મના જેવો કોઈ બીજો ધન્ય અને ઉપકારી માનતા નથી, કારણ કે અંત સમયે પણ તેને સંભાર્યો હોય તો તે પોતાના દ્રોહ કરનારને પણ તારે છે. પરંતુ

---

૧ વૈરાગ્ય.

હે મૂઢ! હજી તારા ચિત્તમાં ધર્મબુદ્ધિ નથી, માત્ર તારા શરીરમાં પીડાકારી રોગ (ક્ષય) થવાથી તું આ વખતે તેનું સ્મરણ કરે છે. તેવી તારી પરીક્ષા મેં સારી રીતે કરી લીધી છે. હું અંબિકાનામે તારી ગોત્રદેવી છું. તારૂં સત્વ જોવાને આદરસહિત ગાયનું રૂપ ધરીને હું તારીપાસે હર્ષથી આવી હતી. પરંતુ અદ્યાપિ તારૂં મન કોપથી કલુષિત છે; તે હજી શુદ્ધધર્મના નિવાસને લાયક અને સમતારૂપ અમૃતે પ્લાવિત થયું નથી. હે રાજા! તું સર્વ દેશોમાં ફર અને અનેક તીર્થોમાં અટન કર; જ્યારે તને ખરી ધર્મસાધન કરવાની વેળા પ્રાપ્ત થશે ત્યારે હું આવીને જરૂર કહીશ.” એ પ્રમાણે કહી ગોત્રદેવી અંતર્ધાન થઈ. કંડૂ રાજા વિચારવા લાગ્યો કે, અહો! અદ્યાપિ મારૂં ભાગ્ય જાગે છે જેથી મારી ગોત્રદેવી પ્રત્યક્ષ થઇને મારીપાસે મારૂં હિત કરવા આવી. હવે મારા મનરૂપી હસ્તીને દમન કરવાને હું રાતદિવસ પ્રયત્ન કરૂં, જેથી મને મોક્ષલક્ષ્મી પ્રત્યક્ષ થશે; એમ વિચારી પ્રાતઃકાલે કોઈ દિશાતરફ તે ચાલી નીકળ્યો. ચિત્ત સ્વસ્થ થવાથી તેને જરાપણ દુઃખ રહ્યું નહિ. ક્રોધરૂપી અગ્નિને બુઝાવી સર્વ પ્રાણીઓમાં સમાન ચિત્ત રાખતો ભૂમિના ભાગમાં ફરતો ફરતો તે રાજા કોલ્લાકનામે ગિરિ ઉપર આવ્યો અને તે ગિરિઉપર રાત્રિવાસો રહ્યો. રાત્રિના છેલ્લા પહોરે તેનો પૂર્વનો વૈરી કોઈ યક્ષ પ્રત્યક્ષ થઇને તેની આગળ આવ્યો. તેની દૃષ્ટિ વિકરાળ હતી, ક્રોધથી મુખ રક્ત થઈ ગયું હતું, ભયંકર ભ્રકુટી ભમાવતો હતો અને હાથમાં ગદા રાખી હતી. રાજાની સન્મુખ આવી તેણે ક્રોધને પ્રગટ કરનારા વચનવડે કહ્યું—

“હે દુષ્ટ રાજા! તને સાંભરે છે? પૂર્વે કામાંધ થઇને તેં મને હણી મારી સ્ત્રીનું હરણ કર્યું હતું. હવે તારૂં મરણ આવ્યું છે માટે તારા ઈષ્ટદેવનું સ્મરણ કર. મદાંધપુરૂષો પ્રારંભમાં જણાતા સુખને માટે પ્રથમ પાપ કરે છે પણ જ્યારે ભોગવવાનો સમય આવે છે ત્યારે તે પાપ ઘણાં ભયંકર થઈ પડે છે. હમણાં તારાં પાપ ભોગવવાનો સમય આવ્યો છે માટે તું તે સંભાર,” આ પ્રમાણે કહ્યુ તોપણ રાજા મૌન રહ્યો, એટલે તે મહાયક્ષ રાજાને ઉપાડી ક્ષણમાત્રમાં અંતરીક્ષમાં લઈ ગયો. ત્યાંથી કોઈ પર્વતની ભયંકર ગુફામાં લઈ જઈ અનેક જાતનાં બંધનોથી બાંધ્યો. પછી જાણે પૂર્વનાં પાપોનું પ્રાયશ્ચિત્ત આપતો હોય તેમ પાદપ્રહાર અને લપડાકથી ખુબ મારી તથા પર્વતના અગ્રભાગમાં, સમુદ્રમાં, કાંટાના વનમાં અને મોટા ખાડાઓમાં પછાડી પછાડી છેવટે તેને તે ગુફામાં મૂકીને અંતર્ધાન થયો. જો કે તે યક્ષના પ્રહાર ત્રૈલોક્ય વિદારણ થઈ જાય એવા હતા તોપણ પૂર્વના કોઇ શુભકારી કર્મથી કંડુરાજાનો દેહ મૃત્યુથી બચી ગયો. થોડીવારે ઝગણાના

જલથી શીતળ થયેલા પવનના સ્પર્શથી સચેતન થઈ તે રાજા ચિત્તચાતુર્યથી વિચાર કરવા લાગ્યો કે અહો! પૂર્વે મેં જે પાપરૂપી વૃક્ષ વાવ્યું છે તેને હજુતો માત્ર આ પલ્લવ થયાં છે તેનાં પુષ્પ અને ફળ તો તિર્યંચ નરકાદિક દુર્યોનિમાં થવાનાં બાકી છે. મદાંધ અને અધમ પુરૂષો સહસામાત્રમાં જે પાપ કરે છે તે પાપથી મહારૂદન કરતાં છતાં પણ પછી પોતાના આત્માને મૂકાવી શકતા નથી. એવી રીતે પોતે પૂર્વે કરેલા અનર્થોને માટે પોતાના આત્માની નિંદા કરતો કંડૂરાજા, તેઓનો ક્ષય કરવામાટે શુભ ધ્યાનપૂર્વક તીર્થનો ઉદ્દેશ કરીને ત્યાંથી ચાલ્યો. સર્વ પ્રાણીઓને આત્મવત્ જોતો અને દ્વેષને દૂર કરતો, પુણ્યપ્રાપ્તિના ઉદ્યમને માટે જ્યાં ત્યાં ભમવા લાગ્યો. તેવામાં તેની કુળદેવી અને શાસનદેવી અંબીકા પૂર્વે આપેલા વચનપ્રમાણે પ્રસન્નમુખસંયુક્ત તેની આગળ સાક્ષાત્ પ્રગટ થઇ બોલી "હે વત્સ! તું શ્રીશત્રુંજય પર્વતે જા, ત્યાં તારાં સર્વ હત્યાદિ પાપો લય પામશે. તારા પૂર્વજોની સદ્ભક્તિથી હું રંજીત થયેલી છું તેથી અગાઉ એક સુભાષિત શ્લોક કહ્યો હતો અને હવે આ તીર્થ તને બતાવું છું. હે મુગ્ધ! અન્ય સંસારીની પેઠે બીજા લાખો તીર્થમાં તું શામાટે ભમે છે? માત્ર એકવાર શત્રુંજય તીર્થને શામાટે સંભારતો નથી? એ ગિરિરાજને જો સારી રીતે પૂજ્યો હોય, સંભાર્યો હોય, સ્તવ્યો હોય, સાંભળ્યો હોય, વા એકવાર દૃષ્ટિમાર્ગે કર્યો હોય તો તત્કાળ કર્મનો ક્ષય થઇ જાય છે. પાપીઓને શલ્યરૂપ, ધર્મિઓને સર્વપ્રકારનાં સુખ આપનાર અને કોઈપણ પ્રકારની કામના (ઇચ્છા)વાળાની કામના પૂર્ણ કરનાર એ ગિરિ જયવંત વર્ત્તે છે. તપવિના, દાનવિના અને પૂજાવિના પણ એ સિદ્ધક્ષેત્રનો ફક્ત શુભ ભાવથી સ્પર્શમાત્ર કર્યો હોય તો તે અક્ષય સુખને આપે છે. હે વત્સ! નરકાદિક દુર્ગતિને આપનારૂં ઘણું નિવિડ કર્મ તેં બાંધેલું છે તે શત્રુંજય તીર્થશિવાય બીજાં કોઈ સુકૃતોથી ક્ષય થઇ શકે તેમ નથી. હે વત્સ! અત્યારસુધી તારામાં મત્સરભાવ હતો તેથી મેં તારી ઉપેક્ષા કરી હતી; હવે તું એ તીર્થનાથના દર્શનને યોગ્ય થયો છે, માટે તને ત્યાં જવા કહું છું. એ ગિરિરાજની જગત્પાવની[1] સેવા જો એકવાર કરી હોય તો લાખો ભવમાં ઉપાર્જન કરેલાં પાપ ક્ષય થઈ જાય છે. શત્રુંજય સમાન તીર્થ, આદિનાથ જેવા દેવ, અને જીવરક્ષા જેવો ધર્મ, એ કરતાં શ્રેષ્ઠ ત્રણ લોકમાં અન્ય કાંઈ નથી. મુક્તિરૂપી સ્ત્રીનું પાણિગ્રહણ કરવાની વેદિકારૂપ, એ પર્વતોનો રાજા શત્રુંજયગિરિ અદ્ભુતપણે વિજય પામે છે. આ સંસારરૂપી સાગરમાં ડૂબી જતા પ્રાણીઓના સમૂહને આશ્રયરૂપ અને મુક્તિરૂપી તટવાળો એ વિમલ

૧ જગત્‌ને પવીત્ર કરનારી.

ગિરિ એક બેટરૂપે શોભે છે. પાપનો જય કરતો, ધર્મનો સંચય કરતો, સુખનું દાન કરતો અને સર્વલોકને પવિત્ર કરતો એ શાસ્વતગિરિ જયવંત વર્ત્તે છે. એ પવિત્ર તીર્થના યોગથી સમતારૂપી જલમાં સ્નાન કરવાવડે જેનો આત્મા શુદ્ધ થયેલો છે, એવો તું આત્મારામ પ્રભુની ઉપાસના કરી સિદ્ધિપદને પામીશ."

"આ પ્રમાણે પોતાની ગોત્રદેવીના મુખકમળમાંથી નિકળતો મધુરસ જેવો ગિરિરાજનો પ્રૌઢ મહિમા સાંભળી, જાણે અમૃતથી સીંચાયેલો હોય, દૂધથી ધોવાયેલો હોય, અને ચંદ્રિકાથી ન્હાયો હોય, તેમ કંડૂ રાજા સુંદર નિર્મલતાને પામ્યો. તરતજ જગજ્જનની અંબિકાને નમસ્કાર કરી, શંખના જેવું નિર્મલ અંતઃકરણ ધારણ કરી અને હૃદયમાં ચારૂ ચરિત્રની સ્પૃહા રાખી તે સિદ્ધાચળ તરફ ચાલી નીકળ્યો. જ્યાંસુધી તીર્થની પ્રાપ્તિ થાય નહીં ત્યાંસુધી તેણે આહાર કરવો તજી દીધો, અને માર્ગમાં ચાલતાં સિદ્ધગિરિના મનોહર ગુણોથી તેનું હૃદય આર્દ્ર થવા લાગ્યું. માનસિક ધ્યાનના યોગમાં અને દરેક કથાના પ્રસંગમાં ગોત્રદેવીએ કહેલા શત્રુંજય તીર્થને સ્પર્શ કરતો કરતો અનુક્રમે તે શત્રુંજયની નજીક આવી પહોંચ્યો. સાત દિવસે જ્યારે ગિરિરાજનું પવિત્ર શિખર તેના જોવામાં આવ્યું ત્યારે તેનાં દર્શન કરવામાં ઉત્કંઠિત એવાં પોતાનાં નેત્રોને તે કહેવા લાગ્યો "હે નેત્રો! તમારા પુણ્યના સમૂહથી આજે ગિરિરાજ પ્રત્યક્ષ થયા છે, તેથી તેનું સારી રીતે દર્શન કરો." એવી રીતે હર્ષ પામેલા કંડૂરાજાએ માર્ગમાં એક મહામુનિને જોયા; એટલે પ્રણામ કરી મુનિના મુખકમળ ઉપર દૃષ્ટિ રાખીને તેમની પાસે બેઠો. જ્ઞાની અને દયાળુ મુનિ, રાજાને સંવેગનો સંગી જાણી આગ્રહથી તેને આ પ્રમાણે દેશના આપવા લાગ્યા—

"હે રાજન્! તું ધર્મમાં ઉત્સુક છે, વળી આ ગિરિરાજરૂપ પવિત્ર તીર્થતરફ ગમન કરે છે; માટે હે સત્વધર! ચરિત્ર વા લક્ષણને પ્રકટ કરનાર તત્ત્વને સાંભળ. સર્વજ્ઞ જિનેશ્વરો કર્મરૂપી તૃણને છેદનારૂ, અને પાંચમી ગતિ (મોક્ષ)ને આપનારૂ એ ચારિત્ર પાંચ પ્રકારે કહે છે. પહેલું સામાયિક, બીજું છેદોપસ્થાપનીયક, ત્રીજું સૂક્ષ્મક્રિય (સંપરાય), ચોથું પરિહાર વિશુદ્ધિ અને પાંચમુ યથાખ્યાત.[૧] એ ચારિત્રવિના પંગુની પેઠે જ્ઞાનદર્શન વૃથા છે અને જ્ઞાનદર્શનવિના અંધની પેઠે એ ચારિત્ર નિષ્ફળ છે. જેમ સુવર્ણના ઘડામાં અમૃત, સુવર્ણમાં સુગંધ, ચંદ્રમાં ચંદનલેપ, મુદ્રિકામાં મણિ, પર્વણીમાં દાન, અને દાનમાં અદ્ભુત વાસના અતિશય

૧ નવતત્ત્વ બાળાવબોધમાં સંવરતત્ત્વમાં વિસ્તાર જુઓ.

શોભે છે, તેમ આ સિદ્ધિગિરિમાં ચારિત્ર અંગીકાર કરીને જિનેશ્વરનું ધ્યાન કરવું તે અતિ ઉત્કર્ષકારી છે.

"મુનિની આ પ્રકારની વાણીથી હર્ષ પામેલો કંડૂરાજા તેમની પાસે ચારિત્ર ગ્રહણ કરી, બાહ્ય અભ્યંતર બન્ને પ્રકારના પરિગ્રહને છોડી પ્રસન્ન દૃષ્ટિ કરી શત્રુંજય તીર્થે આવ્યો. ગિરિરાજ ઉપર ચડીને એ કંડૂ મુનિએ શીલરૂપી કવચ અને દયારૂપી ઢાલ ધારણ કરી, વ્રતરૂપી અસ્ત્રવડે પાપરૂપી શત્રુને વેગથી હણી નાખ્યો. હે દેવતાઓ! તે આ કંડૂમુનિ આદિનાથની પવિત્ર મૂર્ત્તિના વારંવાર દર્શન કરતાં છતાં પણ તૃપ્તિ નહીં પામતો અને રોમાંચસહિત પ્રભુના દર્શનને માટે પોતાનાં નેત્રોને નિર્નિમેષપણે[1] પ્રવર્ત્તાવતો આ શિખરના અગ્રભાગમાં દુષ્કર તપ કરેછે. હવે એ મહાત્માનાં કર્મ ક્ષીણ થઈ ગયાં છે, તેથી અલ્પસમયમાં તે શુભોદય (કેવળ) જ્ઞાનને પ્રાપ્ત કરશે. હે દેવો! એક વખતે હું મહા વિદેહ ક્ષેત્રમાં ગયો હતો, ત્યાં પણ સીમંધર સ્વામીના મુખથી મેં સાંભળ્યું હતું કે "જે મહાપાપી હોય તેપણ કંડૂરાજાની પેઠે શત્રુંજય ગિરિના સેવનથી શુદ્ધ થઈ સિદ્ધિને પામેછે."

ઇંદ્રે એપ્રમાણે કહ્યું એટલે સર્વ દેવતાઓ પોતાની કાંતિથી આકાશને પ્રકાશિત કરતા અને મોટા રંગવડે તરંગિત થતા, આદ્ય તીર્થંકરને નમસ્કાર કરવા ચાલ્યા. દુષ્ટકર્મોનો નાશ કરનાર અને દુષ્ટોનું અદન (ભક્ષણ) કરનાર રાજાદનીના[2] વૃક્ષને પ્રદક્ષિણા કરી તેઓએ શ્રીમહાવીર સ્વામીની પાસે આવી નમસ્કાર કર્યો. ભગવંતની આસપાસ બીજા મુનિઓ જાણે મૂર્ત્તિમાન્ શમરસ તથા દેહધારી ધર્મ હોય તેવા જણાતા હતા. જેમાંના કોઈ અનેક લબ્ધિઓના મોટા ભંડાર હતા, કોઇ અષ્ટાંગયોગમાં નિપુણ હતા, કોઈ મહિમાના ઉદયથી પુષ્ટ હતા, કોઈ આત્માને ધ્યાનમાં લીન કરતા હતા, કોઇએ મૌનવ્રત અવલંબન કર્યું હતું, કોઈ ધર્મનું માહાત્મ્ય કહેતા હતા, કોઇ મહામંત્રનો જપ કરતા હતા, કોઇ જપમાળાના મણકા ફેરવતા હતા, કોઈ પરસ્પર કથા કરતા હતા, કોઈ કાયોત્સર્ગમાં રહ્યા હતા, કોઈ પદ્માસન કરી બેઠા હતા, કોઈ અદીનપણે અંજલિ જોડતા હતા, કોઈ આદિનાથના મુખકમળને જોવામાં તત્પર હતા, કોઈ સૂર્યસામાં નેત્રો રાખી રહ્યા હતા, કોઇએ હાથમાં પુસ્તકો રાખ્યાં હતાં, કોઈ તપ કરતા હતા અને કોઈ તીર્થસેવા કરતા હતા. એવા સમગ્ર સિદ્ધાંત અને તત્ત્વવિદ્યામાં નિપુણ, શ્વેત વસ્ત્રોને ધારણ કરનારા, ઉગ્ર પરીસહોને સહન કરનારા, અં-

---

૧ આખના પલકારા વગર ૨ રાયણ વૃક્ષ

તરંગ શત્રુઓને જિતવામાં શૂરવીર, સત્વમાં પ્રીતિવાળા અને ચૌદ ઉપકરણોની પ્રતિલેખના કરતા તે મુનિઓએ દેવતાઓને પ્રણામ કર્યો. પછી પરસ્પર સારસાર રત્નોનો ઉપયોગ કરવાવડે સ્પર્ધા કરતા દેવતાઓએ સમવસરણની રચનાનો આરંભ કર્યો.

વાયુકુમાર દેવોએ સુગંધી વાયુથી માર્જન કર્યું, અને મેઘ કુમારોએ સુગંધી જલથી સિંચન કર્યું; સુગંધી જલવડે સિંચન થયેલી એ શત્રુંજયની ભૂમિ જાણે મોક્ષરૂપ ફળને માટે પુણ્યરૂપી વૃક્ષ વાવવા સારૂ તૈયાર કરી હોય તેવી શોભવા લાગી. તેની ઉપર વ્યંતર દેવતાઓએ યોજન પ્રમાણ ભૂમિમાં જેઓના ડિંટ નીચેછે એવાં પંચવર્ણી પુષ્પોની જાનુ પ્રમાણ વૃષ્ટિ કરી; વિચિત્ર અને વિવિધવર્ણી રત્નોથી સપાટ બાંધેલા પૃથ્વીતળ ઉપર વ્યંતરેંદ્રોએ ભરપૂર પુષ્પોના રાશિ વેર્યા. રત્નની ભૂમિઉપર રહેલાં એ પુષ્પો જાણે પ્રભુની પાસે કામદેવે પોતાનાં શસ્ત્રો છોડી દીધાં હોય તેમ શોભવા લાગ્યાં. ચારે દિશાએ રાતા પલ્લવોનાં તોરણો બાંધ્યાં, જેનાથી દિશાઓનાં મુખ સરાગ જણાવા લાગ્યાં. તે પછી બાહેરના ભાગમાં ભુવનપતિઓએ પ્રભુના શુભ ધ્યાનનો જાણે મૂર્ત્તિવંત ભંડાર હોય તેવો પ્રકાશમાન રૂપાનો ગઢ કર્યો, તે યોજન સુધીની પૃથ્વીમાં પિંડાકારે વ્યાપીને રહેલો હોવાથી ચંદ્રના જેવો શોભતો હતો; તે તેત્રીશ ધનુષ અને એક તૃતીયાંશ યુક્ત એક હાથ પહોળો અને પાંચસે ધનુષ ઉંચાઈમાં હતો. કુંડળને આકારે શોભતા એ ગઢની ઉપર ફરતી સુવર્ણના કાંગરાની શ્રેણી કરવામાં આવી. તે ગઢથી ૧૫૦૦ ધનુષ મૂકીને જ્યોતિષ્પતિ દેવતાઓએ સુવર્ણનો મધ્યમગઢ કર્યો; પૂર્વના ગઢની જેટલાજ પહોળા ને ઉંચા તે ગઢ ઉપર કરેલા પ્રકાશમાન રત્નમય કાંગરા ઘણા સુંદર જણાવા લાગ્યા. તે પછી તેની અંદર વૈમાનિક દેવતાઓએ કિરણોના તરંગોથી વિચિત્ર રત્નમય ગઢ પૂર્વના માનપ્રમાણે કર્યો અને તેની ઉપર દિવ્ય પ્રભાવથી સંપૂર્ણ મણિના કાંગરાની શ્રેણીઓ રચવામાં આવી; તે બહુજ શોભવા લાગી. તે ગઢોની ઉપર સંસારમાં પરિભ્રમણ કરવાથી તાપ પામેલા પ્રાણીઓના ખેદનો નાશ કરવાને માટે જાણે પંખો કરતી હોય તેવી વિચિત્ર પતાકાઓ શોભતી હતી. તે ગઢની ઉપર સુવર્ણની ઘુઘરીઓના શબ્દોથી દિશાઓને ગજાવતો એક રત્નમય મહાધ્વજ શોભતો હતો. દરેક ગઢમાં જાણે સંપત્તિઓના પ્રવેશને માટે તૈયાર કર્યા હોય તેવા સુંદર કમાડવાળા ચાર ચાર દ્વારો પ્રકાશમાન રત્નોથી દીપતા હતા; ને દ્વારો ઉપર રચેલા ઇંદ્રમણિનાં તોરણો જાણે ગઢરૂપી તરૂણ પુરૂષોની દાઢી મૂછ હોય તેવાં શોભતાં હતાં. દરેક દ્વારે સ્ફુરણાયમાન ધૂપીઆમાં ક-

ધ્યાનને ધારણ કરતો બેઠો. તેવામાં પ્રભુની આગળ એકાએક એક યોગિની તેના જોવામાં આવી. એ યોગિનીના કપોળરૂપી ફળકનીસાથે ચલિત કુંડલો ધાસતા હતા. તેણીએ પલાશની પાદુકા પેહેરી હતી, એક હાથમાં સુવર્ણ દંડ રાખ્યો હતો અને બીજા હાથમાં મધુર મધુર ફળોથી પરિપૂર્ણ એવું પાત્ર હતું. યોગિનીનાં દર્શન થતાંજ સસંભ્રમપણે ઉભો થઈ રાજપુત્રે તેને નમસ્કાર કર્યો, એટલે તેણીએ "જય પામ અને ઘણું જીવ" એવી આશીષ આપી. રૂપ, લાવણ્ય અને આભરણોથી અલંકૃત એવી એ યોગિનીને જાણે સાક્ષાત્ દેવી હોય તેમ માનતો રાજકુમાર ઘણો ખુશી થયો અને આદર પૂર્વક કહેવા લાગ્યો કે "હે દેવી! તમે ખરેખર મારાં ગોત્રદેવીજ છો, જેથી શિકારી પ્રાણીઓથી વ્યાપ્ત એવા આ અરણ્યમાં હાલ પ્રગટ થયાં છો." એવી અમૃતમય વાણી સાંભળી યોગિનીએ કહ્યું—"હે વત્સ! હું માનુષી દેવી નથી પણ તાપસી છું. આજે પુણ્યતું કારણ એવા તમે મારા અતિથિ થયાછો, તેથી મારૂં વચન વ્યર્થ કરવાને તમે યોગ્ય નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે, જેના ઘરમાંથી ઉત્તમ અતિથિ આદરસત્કારવિના વ્યર્થ જાય તે અતિથિ તે ઘરવાળાના પુણ્યનો ક્ષય અને પાપનો ઉદય કરીને જાયછે." યોગિનીના આવા વચનથી કુમારે તેના અતિથિ થવાનું કબુલ કર્યું એટલે તરતજ એ લાવણ્યવતી તાપસી દંડ અને પાત્ર લઈ જિનમંદિરમાંથી બહાર નીકળી. રાજકુમાર આશ્ચર્યપૂર્વક જુએ છે તેવામાં તે પ્રભાવતી યોગિનીએ હાથમાં પાત્ર રાખી વૃક્ષોપાસે ફળની યાચના કરી એટલે તેણીએ નીચે ધરેલા પાત્રમાં વૃક્ષોએ ફળ આપ્યાં, અને કલ્પવૃક્ષ પ્રમાણે દાન કરવાથી તે વૃક્ષોએ ખરેખરી કલ્પવૃક્ષતા ધારણ કરી. પછી મધુર ફળોએ ભરેલું પાત્ર યોગિનીએ રાજકુમારનીપાસે મૂક્યું. કુમારે તેમાંથી કેટલાંક ફલ લઇને ખાધાં. ત્યારબાદ ત્યાંથી નીકળી નેમિનાથને નમસ્કાર કરી સ્વસ્થાને જવાની ઈચ્છા કરતા મહીપાળને યોગિનીએ પુછ્યું—'હે વત્સ! તમે ક્યાં જવાના છો અને ક્યાંથી આવોછો?' કુમારે કહ્યું—'હે માતા! હું સાર્થથી ભ્રષ્ટ થઈ અકસ્માત અહીં આવી ચડ્યો છું, હવે ભગવંત નેમિનાથને અને તમને નમસ્કાર કરી મારા નગરમાં જવા ઇચ્છુંછું.' યોગિનીએ દયા ધારણ કરીને કહ્યું કે "હે વત્સ! આગળ જે આ વન દેખાય છે, તેમાં મહાકાળ નામે એક યક્ષ વસેછે તે કાળનીપેઠે પ્રાણીઓને હણી નાંખેછે; એ યક્ષે ત્યાં ગયેલા ઘણા લોકોનો સંહાર કર્યોછે, માટે દૂરથીજ એ વન છોડી દઈને તમે સુખે ચાલ્યા જજો." આવી રીતે મહીપાળ અને યોગિની પરસ્પર આનંદપૂર્વક વાર્ત્તા કરતાં હતાં તેવામાં કોઈ મોટી કાંતિવાળા મુનિ અકસ્માત્ આકાશમાંથી ત્યાં ઉતર્યા. તપથી

અને શરીરથી પ્રકાશમાન એવા મુનિને જોઈ તે બન્ને સંભ્રમથી ઉભાં થયાં અને જાણે પોતાનું મૂર્તિવંત પુણ્ય હોય તેમ માની તેઓએ તેમને નમસ્કાર કર્યો. મુનિએ વિઘ્નરૂપી હસ્તિનો વિનાશ કરવામાં કેશરીસિંહ સમાન "ધર્મલાભ" રૂપ આશીષ તેમને આપી. તેઓએ કહ્યું કે "હે ભગવન્! તમારા જેવા ઉત્તમ પુરૂષ આજે અમારા નેત્રના અતિથિ થયા છે તે ત્રણ જગતના પતિ નેમિનાથના ચરણ-પ્રણામનું અમને પરિપક્વ ફળ મળ્યું છે. હે પ્રભુ! તમે સાક્ષાત્ સમતા રસના સમુદ્ર અને પુણ્યના રાશિ[1] છો; ભાગ્યહીન પુરૂષોને તમારા જેવા મહાત્માનું દર્શન થતું નથી. હે ભગવન્! અમારીપાસે આપ ધર્મ ઉપદેશ કરવાને યોગ્ય છો, કારણ કે આપના જેવા પુરૂષો નિરંતર પરોપકાર કરવામાં તત્પર હોયછે."

આવી રીતે તેમના અમૃતને ઝરતાં વચનો સાંભળી તે મહામુનિએ પાંચ દંડકવડે[2] દેવવંદન કરીને આ પ્રમાણે ઉપદેશ આપ્યો. "હે વત્સો! દાન, અધ્યયન, શીળ અને જીવદયાથી જે પુણ્ય થાયછે તે સર્વ પુણ્ય એક જિનસેવા કરવાથી થાયછે. જે પુરૂષો જિનપૂજા કરેછે તેઓને સામ્રાજ્ય, સારી મતિ, પુણ્યની વૃદ્ધિ, પાપનો ક્ષય અને ગ્રહપીડાની શાંતિ થાયછે. જે ઉત્તમ પુષ્પોથી ત્રિકાળ જિનપૂજા કરેછે તેજ પુરૂષ ધન્ય, સુકૃતવાન્ અને ગુણી કહેવાયછે. માટે ગ્લાનીપણાને[3] આપનાર પ્રમાદને છોડી ઉદ્યોગી પુરૂષોએ પાપને નાશ કરનારી ત્રિકાળ જિનપૂજા કરવી."

આ પ્રમાણેનાં મુનિમહારાજનાં વાક્ય સાંભળીને બન્ને ખુશી થયાં. પછી તેઓએ મહાકાળ યક્ષની માઠી ચેષ્ટાસંબંધી પ્રશ્ન પુછ્યો "હે ભગવન્! પોતાના ખરા સ્વાર્થથી પરાઙ્મુખ એ યક્ષ ધર્મારાધનથી દેવપણું પામ્યા છતાં તેની વૈરિણી એવી હિંસા કેમ કરેછે? અને સમગ્ર પુણ્યબુદ્ધિને છોડી દઇને તે મનુષ્યનો દ્વેષી કેમ થયોછે? હે પૂજ્ય! આ પ્રશ્ન કરનારા અમોને પ્રસાદ કરી તે વાત વિસ્તારથી કહો." તેઓનો આવો પ્રશ્ન સાંભળીને તે મુનિરાજ જ્ઞાનના માહાત્મ્યથી તે યક્ષનું સમગ્ર ચરિત્ર જાણી લઇને અમૃતને ઉલ્લંઘન કરનારી વાણીવડે બોલ્યાઃ—

પૂર્વે આ વનમાં સૂર્યના પ્રકાશ ઉપર ઘુવડની જેમ જિનેંદ્રના શાસન ઉપર

ઈર્ષ્યા કરનારો કોઈ એક તાપસ સ્ત્રીસહિત રહેતો હતો. તે માથે જટા રાખી, કંદ, મૂળ અને ફળનું ભક્ષણ કરતો અને બે વલ્કલ વસ્ત્ર પેહેરી વનેવન ભટકતો હતો. તે તાપસને કચરામાંથી જેમ પ્રકાશિત રત્ન ઉત્પન્ન થાય તેમ પવિત્ર કાંતિવાળી, અને રૂપનું પાત્ર એવી એક સુલક્ષણા[1] પુત્રી થઈ. મયૂરપીંછના કલાપ જેવા કેશવાળી અને ગુણોથી ઉજ્વળ એવી એ પુત્રી તેને પ્રાણથી પણ પ્રિય હતી. તેનું નામ તેણે શકુંતલા પાડ્યું હતું. પ્રકૃતિથીજ સૌભાગ્યવાળી અને સુંદર એ બાળા વસંતઋતુને પામીને વનલક્ષ્મીની જેમ યૌવન વય પામીને અધિક શોભવા લાગી. એક વખતે તે વનમાં કામદેવના જેવો સ્વરૂપવાન ભીમનામે કોઈ રાજા ફરતો ફરતો આવી ચડ્યો. તેણે દેવાંગના સદૃશ એ બાળાને વનમાં ફરતી જોઈ. તે સૌભાગ્ય સુગંધમયી સુંદરીને જોઇને અશ્વની લગામ ખેંચી તે રાજા ત્યાંજ ઉભો રહ્યો. જાણે કામદેવના તીક્ષ્ણ બાણથી સ્ખલના પામ્યો હોય, અથવા અશ્વની ખરીઓના શબ્દથી આ કોમળ બાળાને પીડા થશે એવી શંકા થઈ હોય તેમ, તે ઠેકાણેજ સ્થિર થઈ રહ્યો. ક્ષણવાર સંભ્રમ પામ્યા પછી થોડી વારે નિર્ણય થયો કે આ કોઈ મનુષ્ય કન્યા છે, એટલે યોગી જેમ શાશ્વતી શક્તિનો નિર્ણય કરીને ખુશી થાય તેમ તે ઘણો ખુશી થયો. પછી એ મૃગાક્ષી બાળાની પાસે આવી પૂછ્યું કે 'હે સુંદરી! તું પરણી છે કે નહીં?' તેણીએ 'હું કુવારી છું' એમ લજ્જાથી નીચાં નેત્ર કરીને કહ્યું; તત્કાળ એ છળ જાણનારો રાજા તેને અશ્વ ઉપર બેસારી ચાલતો થયો. પુત્રીના વિયોગથી તે તાપસને અત્યંત કલેશ થયો. તે દિવસથી માંડીને પુત્રીવિયોગના પરિતાપથી તેના અંગઉપર અસ્થિચર્મ માત્ર અવશેષ રહ્યાં. આ પ્રમાણે તે દુઃખથી દિવસ નિર્ગમન કરવા લાગ્યો. પ્રાંતે ધાતુક્ષીણ, ઈર્ષ્યાળુ, મરવાને ઇચ્છતા અને ચૈતન્યરહિત એવા એ તાપસને બીજા તપસ્વીઓએ તેનું શ્રેય થવાને માટે આ જિનમંદિરમાં લાવીને મૂક્યો. સ્વભાવથી જૈનમતનો ઈર્ષ્યાળુ તે તાપસ જિનેંદ્રને નમ્યો પણ નહીં. અંતે દેહપીડાથી મૃત્યુ પામીને અરિહંત ઉપર ભક્તિ ભાવ નહીં છતાં પણ અર્હંતના દર્શનના પ્રભાવથી તે યક્ષપણાને પામ્યો. મિથ્યાત્વથી જેઓનું મન મૂઢ બની ગયુ છે તેઓની પ્રાયે નરકગતિજ થાયછે, કેમકે વિષના દોષથી વ્યાપ્ત થયેલાને મરણ એજ શરણ છે. પણ આ તાપસને પ્રાંતકાલે નેમિનાથનાં દર્શન થયાં તેથી તેણે નરકસ્થાનને દૂર કરી દેવપણું પ્રાપ્ત કર્યું. જ્યારે ભાવવિનાના દર્શનમાત્રથીજ સદ્ગતિ પ્રાપ્ત થાયછે

---

૧ સારા લક્ષણવાળી.

ત્યારે જો જિનેંદ્ર ભગવંતને સ્વાભાવિક રીતે સંભાર્યા હોય, અવલોકયા હોય, કીર્ત્તન કર્યાં હોય, પૂજ્યા હોય કે સેવ્યા હોય તો તો તેથી સ્વર્ગાદિક ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય તેમાં આશ્ચર્યજ નથી. અહો! જિનેંદ્ર ભગવંતનું કેવું માહાત્મ્ય છે કે જેના એકવાર દર્શનમાત્રથી એ તાપસ પાપસમૂહને ભેદીને દેવપણાને પ્રાપ્ત થયો. પોતાની પુત્રીનું હરણ થયું ત્યારથી માંડીને તે તાપસ મનુષ્ય ઉપર દ્વેષી થયેલો છે અને તે અભ્યાસથી અદ્યાપિ પણ તે મનુષ્યોનો નાશ કરેછે."

આ પ્રમાણે યક્ષનો પૂર્વભવ કહી પોતાની દેહપ્રભાથી ભૂમિ અને અંતરિક્ષને પ્રકાશીત કરતા એ મુનિ અનેક ચૈત્યને નમસ્કાર કરવા માટે આકાશમાર્ગે ચાલ્યા ગયા, દિવ્યપ્રભાવવાળી યોગિની પોતાને ઠેકાણે ગઈ અને રાજકુમાર પણ જિનપૂજા કરીને તે કાળવન તરફ ચાલ્યો.

આગળ ચાલતાં મનુષ્યોના મૃતકોમાંથી ઝરતા પરૂ વિગેરેનો દુર્ગંધ નાસિકાને સ્ફોટ કરતો પ્રસરવા લાગ્યો. પરાક્રમી કુમાર હાથમાં ખડ્ગને નચાવતો તે ગંધને અનુસારે ચાલ્યો. એટલામાં કાળ અને કંકાળ નામના બે ભયંકર રાક્ષસો હથિઆર લઈ ક્રોધથી પ્રહાર કરવાને સામા આવતા તેણે જોયા. તે એકઠા થતાં બંનેની સાથે યુદ્ધ શરૂ થયું. પરંતુ બાહુયુદ્ધમાં કુશલ રાજપુત્રે મુનિ જેમ દુર્ગતિએ લઈ જનારા રાગદ્વેષને જીતે તેમ એ બંને રાક્ષસને તત્કાળ જીતી લીધા. પછી વિજયી રાજપુત્ર ત્યાંથી પેલા યક્ષના ગૃહ તરફ ચાલ્યો. ત્યાં હાથમાં ગદા લઈને તે મહાયક્ષ તેને રોકીને કહેવા લાગ્યો કે "હે નવીન મનુષ્ય! તું કોઈના પરાક્રમથી ઉન્મત્ત થયેલો છે પણ હવે તારા ઇષ્ટદેવનું સ્મરણ કર, કેમકે હમણાજ તારૂં મૃત્યુ થશે." યક્ષનું એ વચન સાંભળી રાજકુમાર હિંમત લાવી હસીને બોલ્યો, "હે યક્ષ! આવી ઉદ્ધતવાણીથી મને કેમ ક્ષોભ કરેછે? તું પ્રસન્ન થા, કોપ છોડી દે અને હૃદયની અંદર વિચાર કર. ક્રોધનું સેવન કરી નિરપરાધી મનુષ્યોને શામાટે હણેછે? પૂર્વપુણ્યથી પ્રાપ્ત થયેલું આ અનુપમ દેવપણું ભોગવ અને મનુષ્યોનો વિનાશ છોડી દે. ક્રોધથી અંધ થયેલા પુરૂષને આ લોકમાં અને પરલોકમાં કાંઈ પણ સુખ થતું નથી. હે યક્ષ! ક્રોધ, દયારૂપી વલ્લીમાં દાવાનળ તુલ્ય છે, સંસારરૂપી સમુદ્રને વધારનારો છે, લોકોને દુર્ગતિનો દેનારો છે અને ધર્મનો વિઘાત કરનારો છે. ક્રોધ અગ્નિનીપેઠે તીવ્ર તાપથી પ્રથમ પોતાના સ્થાનને તો બાળેજ છે અને પછી બીજાને તો બાળે કે ન પણ બાળે માટે એવા ક્રોધને તું ત્યાગ કર."

આવી રીતે દધ જેવા મિષ્ટ-રાજપુત્રનાં વાક્યનું પાન કરવાથી, નવા જ્વર-

વાન્‌નીપેઠે ઉલટો તે યક્ષ ક્રોધથી વધારે પ્રજ્વલિત થયો. પછી હોઠને ફડફડાવવાથી અને ભ્રકુટી ચડાવવાથી ભયંકર લાગતો તે યક્ષ જાણે હૃદયગત ક્રોધને બહાર કાઢતો હોય તેમ રાજકુમારને કહેવા લાગ્યો, "હે કપટી ! તારામાં અન્ય શરણહિત ધર્મ છે તેથી પ્રથમ મારી સાથે યુદ્ધ કર, હું તારા ધર્મનું મહાત્મ્ય તો જોઉં." એમ કહી પ્રાણીઓના હર્ષને નાશ કરનાર મુદ્‌ગર હાથમાં લઇને તે યક્ષ રાજકુમારની ઉપર કાલનીપેઠે દોડ્યો. તેને આવતો જોઈ મહાબાહુકુમાર વિદ્યાથી પવિત્ર થએલું ખડ્‌ગ લઇને ક્રોધવડે યુદ્ધ કરવા તેની સામો આવ્યો. મોટા મલ્લ જેવા મોટા બાહુવાળા, મહાઉન્નત અને મહાપરાક્રમી એવા તે બન્નેનું મોટું યુદ્ધ ચાલ્યું; તેઓને યુદ્ધ કરતા જોઈ વનદેવીઓને કૌતુક થયું. પરસ્પર યુદ્ધ કરતાં મહાબલીષ્ટ એવા તેઓ કોઈ વખતે આકાશમાં ફાળ મારતા, કોઈ વખતે પૃથ્વી ઉપર રહેતા અને કોઈ વખત વિચિત્ર રીતે ભ્રમણ કરતા હતા. શક્તિ, મુદ્‌ગર અને ખડ્‌ગવડે પરસ્પર વારંવાર પ્રહાર કરતા તેઓ મોટા મલ્લનીપેઠે જાણે ક્રીડા કરતા હોય તેમ જણાતા હતા. મહાપરાક્રમી મલ્લનીપેઠે મુષ્ટામુષ્ટિ યુદ્ધ કરતા તેઓ પગના પડઘાથી પૃથ્વીને કંપાવતા હતા. એક પડતો પડતો બીજાને પાડેછે અને પડનાર પાછો તેને પાડે છે, એવી રીતે પરસ્પર પડતા અને પાડતા તે બન્ને ક્રીડા કરતા હતા. આ પ્રમાણે યુદ્ધ કરતાં બલવાન્‌યક્ષના ઘાતથી રાજકુમાર જર્જરીત થઈ ગયો એટલે ક્રોધથી તેણે ખડ્‌ગવિદ્યાનું સ્મરણ કર્યું; તત્કાળ ખડ્‌ગ હાથમાં આવ્યું. યક્ષને મારવાની ઇચ્છાથી તે ખડ્‌ગ મ્યાનમાંથી બાહેર કાઢ્યું, તે વખતે જાણે પ્રત્યક્ષ કોપાગ્નિ હોય તેમ તેમાંથી બધી તરફથી જ્વાળાની પંક્તિઓ નીકળવા માંડી, તણખાની શ્રેણીઓ છુટવા લાગી અને તડ્‌તડ્ શબ્દો થવા લાગ્યા. એવું ભયંકર ખડ્‌ગ જોઈ યક્ષ ભયભીત થઈ ક્ષોભ પામવા લાગ્યો. તેને ભય પામેલો જોઈ રાજકુમારે કહ્યું " હે યક્ષ ! મારા ક્રોધથી તારૂં દેવપણું કેમ છોડી દે છે ? કદી તને આ ખડ્‌ગથી ભય થવાનો હોયતો હવે મારા ચરણકમળની સેવા કર, હિંસાને છોડી દયાને ધારણ કર અને સ્વસંપત્તિની પ્રાપ્તિને માટે સર્વ જીવ ઉપર સમતા રાખ". રાજકુમારનું આવું પ્રબલ શૌર્ય જોઈને અને તેના વાક્યની આવી પ્રબલ ધીરતા સાંભળીને યક્ષ પોતાના ચિત્તમાં ચમત્કાર પામી કહેવા લાગ્યો " હે વીર ! વર માગ, તેં મને જીતી લીધો છે. હે સુલોચન ! તારા જેવો આ પૃથ્વીઉપર બીજો કોઈ વીર નથી. વળી ધર્મથી સર્વત્ર જય થાયછે એવું તમે જે કહ્યુ હતું તે સત્ય છે; કારણ કે હું હિંસા કરનાર છું અને તમે સર્વને અભય આપનારા છો તેથીજ તમારો જય થયો છે." યક્ષનાં આવાં વચન સાંભળી કુમારનાં નેત્ર વિકાશ

પામ્યાં, હાથમાંથી ખડ્ગ સંહારી લીધું અને ધર્મથી સુંદર એવી વાણીવડે તે યક્ષ પ્રત્યે કહેવા લાગ્યો—"હે યક્ષ! હું ધારૂંછું કે તમારી પ્રીતિ હવે ધર્મઉપર થવા લાગી છે તેથી ચાલો આપણે આ મ્હેલ ઉપર ચડી ધર્મસંબંધી કથા કરીએ."

યક્ષે તે વાતનો સ્વીકાર કર્યો એટલે પ્રસન્ન થયેલ મહીપાળ કુમાર અને મહાકાળ યક્ષ બંને પ્રાસાદઉપર જઈ ગોખમાં બેઠા. પછી રાજપુત્ર ધર્મથી સુંદર, મનને પ્રીતિ કરનારી અને ગંભીરાર્થવડે ગૌરવવાળી વાણી કહેવા લાગ્યો—"હે યક્ષ! આ લોકમાં ધર્મથી રાજ્ય મેળવાય છે, ધર્મથી દેવપણું પમાય છે અને ધર્મથીજ મોક્ષની પ્રાપ્તિ થાયછે; માટે સુજ્ઞપુરૂષોએ ધર્મને સેવવો. ધર્મ એક ઉત્કૃષ્ટ મંગળ છે, સ્વર્ગ અને મોક્ષને આપનાર છે અને આ સંસારરૂપી વિકટ અટવી ઉલ્લંઘન કરવા માટે માર્ગ બતાવનાર છે. ધર્મ માતાનીપેઠે પોષણ કરેછે, પિતાનીપેઠે રક્ષણ કરે છે, મિત્રનીપેઠે ખુશી કરે છે અને બંધુનીપેઠે સ્નેહ રાખેછે; એવા મહાઉપકારી ધર્મની માતા જીવદયા છે અને તે સુરાસુરોને માનવા યોગ્ય છે. તે દયાની પ્રત્યક્ષ વૈરિણી હિંસા છે માટે સદ્બુદ્ધિવાળા પુરૂષોએ તેનો આદર કરવો નહીં. જે પ્રાણી હિંસાનો ત્યાગ કરતો નથી તેનાં દાન, તપ, દેવપૂજા, શીળ, સત્ય અને જપ—એ સર્વ નિષ્ફળ થાય છે. એક કાંટો માત્ર વાગવાથી પણ આપણને શરીરમાં પીડા થાય છે તો શસ્ત્રના ઘાતથી બીજા પ્રાણીને મારી નાખતાં તેને કેવી પીડા થતી હશે તેનો પોતે જ વિચાર કરવો. જેઓ દયાવિના ધર્મ માનેછે તે મૂર્ખના શિરોમણિ વંધ્યાસ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન થયાનું કહેછે. દયાજ પરમ ધર્મ છે, દયાજ પરમ શાસ્ત્ર છે અને દયાવિના સર્વ ધર્મ નિષ્ફળ છે. હે યક્ષ! આ પ્રમાણે હોવાથી મુજે કૃતઘ્નપણું છોડી દેવું જોઇએ અને કૃતજ્ઞપણાનો આદર કરવો જોઇએ. તેથી તમે પણ એવા ઉપકારી ધર્મને વિષે આદર કરો. જીવદયાવડે સફળ કરેલા ધર્મથી પૂર્વે એક બગલો સ્વર્ગનું સુખ પામી છેવટે ફરી સંસારમાં ન આવવું પડે એવી મુક્તિને પામ્યો હતો તેની કથા સાંભળો:—

## ધર્મ ઉપર બક (બગલા) ની કથા.

"એક સુંદર વનમાં સુંદર કમળોવાળું અને અચ્છોદના જેવું સ્વચ્છ જળવાળું મનોહર સરોવર હતું. ત્યાં પક્ષીઓની શ્રેણીને ત્રાસ આપનાર, મત્સ્યોનો ગ્રાસ કરનાર, દુષ્કર્માની અને મહાક્રૂર એક બગલો રહેતો હતો. સ્વેચ્છાથી ફરતો એ બગલો વિષમ સમુદ્રની પેઠે તૃષાર્ત થઇને જલપાન કરવાને આવતા કાક પ્રમુખ

પક્ષીઓને મારી નાખતો હતો. એક વખતે જાણે મૂર્ત્તિવંત ધર્મ હોય તેવા કોઈ કેવળજ્ઞાની મુનિ સર્વ વિશ્વને આત્મવત્ જોતા ત્યાં આવી ચડ્યા. મુનિરાજ તે સરોવરને કાંઠે સમોસર્યા એટલે મૃગ અને સિંહાદિક પ્રાણીઓ સત્વર ત્યાં આવીને એકઠા થયા. મોટી કાયાવાળો તે બગલો પણ ઘણા બગલાઓનાં ટોળાંથી પરવરેલો મુનિના વચનામૃતનું પાન કરવાને ત્યાં આવ્યો. દયાળુ મુનિએ તેઓને બોધ પમાડવાને તેમની ભાષામાં ધર્મના સામ્રાજ્યથી શોભતી એવી દેશના આપવા માંડી. મુનિ કહેછે–"હે પ્રાણિઓ! અવિવેકી તિર્યંચજીવોને પ્રથમ પાંચ ઈંદ્રિયોની સુંદરતા પ્રાપ્ત થવી દુર્લભ છે, કદાપિ તે પ્રાપ્ત થઈ હોય તો જ્ઞાતાપણું દુર્લભ છે અને તે બન્ને હોય તો પણ ધર્મની પ્રાપ્તિ દુર્લભ છે. પૂર્વે ધર્મની વિરાધના કરવાથી તિર્યંચપણું પ્રાપ્ત થાય છે, તેમાં પણ જો પાપ કરવામાં આવે તો તે પાપ તેઓને નરકમાં લઈ જાય છે. નરકમાં તેવા જીવોને તપેલા લોઢાની સાથે આલિંગન કરાવે છે, ગરમ કરેલા સીસાના રસનું પાન કરવું પડેછે, વજ્ર કંટકથી આંકે છે અને બંધન, છેદન તથા ભેદન વિગેરે અનેક કષ્ટ ભોગવવાં પડેછે. માટે હે પ્રાણીઓ! તમારે રૌદ્ર અને આર્ત્તધ્યાન ધ્યાવાં નહીં, પ્રાણીનો વધ કરવો નહીં અને સર્વ ચરાચર વિશ્વને આત્મવત્ ચિંતવવું." મુનિરાજનાં તેવાં ઉપદેશ વચનોથી સિંહ અને વ્યાઘ્રાદિક સર્વ પ્રાણીઓએ બીજા જીવોને પીડા કરવી છોડી દીધી અને તે બક પક્ષી પણ દયાળુ થયો. તે દિવસથી હિંસાને છોડી દયાળુપણે કાલ નિર્ગમન કરતાં તે બકપક્ષીનો અંતકાળ સમીપ આવ્યો, તે વખતે પણ તેના પવિત્ર ચિત્તમાં ધર્મનું સ્મરણ રહેવાથી કાળ કરીને તે દેવગતિ પામ્યો. ત્યાંથી ચ્યવી કોઈ વ્યવહારીના કુળમાં જન્મ લહી એકાવતારી થઈ પોતાને હિતકારી ધર્મ આરાધીને અંતે મુક્તિને પામશે.

"માટે હે યક્ષરાજ! તમે પણ ધર્મથીજ દેવપણું પામ્યાછો, તો હવે ક્રોધની પ્રેરણાથી તે ધર્મનોજ દ્રોહ કરનારી હિંસા કેમ કરો છો? તેથી હવે હિંસા છોડી ઘો, દયા ધારણ કરો, સનાતન ધર્મને ભજો અને પ્રાણીઓની ઉપર ઉપકાર કરો. ઉત્તમ પુરૂષોએ ધન, જીવિત, વિદ્યા અને બળવડે આલોક તથા પરલોકમાં હિતકારી એવો પરોપકાર કરવો. હે યક્ષરાજ! તમે પૂર્વજન્મના ક્રોધનું ફળ જોયેલું છે, માટે હવે તમારા હિતને માટે તે ક્રોધના વૈરી ધર્મની સાથે વૈર કરો મા. તમને અંતકાલે જિનેશ્વરનાં દર્શન થયાં હતાં તેથી આ દેવપણું પ્રાપ્ત થયેલું છે, માટે આ નેમિનાથની હવે નિત્ય પૂજા કરો."

રાજકુમારના તેવાં વચનવડે ચિંતામણી રત્નની જેવા ઉજ્વળ ધર્મને પામવાથી પ્રસન્ન થયેલા યક્ષે એ ગુણવાન્ અને ગુરૂતુલ્ય કુમારને પ્રણામ કર્યો. પછી કહ્યું કે આજથી મારે શ્રી વીતરાગદેવ, પરિગ્રહરહિત ગુરૂ, અને દયા પ્રધાન ધર્મ એ ત્રણ હંમેશાં હો. એમ કહીને તેણે અવગ્રહ રહિત ધર્મ સ્વીકાર્યો અને ઉપકારના બદલામાં ગુરૂપૂજાને અર્થે રાજપુત્રને એક વિદ્યા આપી. પછી ત્યાંથી ચાલવાને માટે મહીપાળ કુમારે યક્ષની રજા લીધી તો પણ યક્ષ પછવાડે આવવા લાગ્યો એટલે તેને પાછો વાળી એ દયાળુ રાજકુમાર ત્યાંથી ચાલી નીકલ્યો. માર્ગમાં કુમારે વિચાર કર્યો કે મારે મારા નગરમાં પાછાં જવું. પણ પાછો તે વિચાર તેને યોગ્ય લાગ્યો નહીં એટલે છેવટે નિશ્ચય કર્યો કે હું પ્રસંગે બાહેર નીકળ્યોછું તો હવે અનેક આશ્ચર્યકારી જુદા જુદા દેશોનું અવલોકન કરૂં. કારણ કે દેશાટન કરવાથી પોતાની શક્તિની ખબર પડે છે, દેશો દેશના જુદા જુદા આચારની પરીક્ષા થાયછે, ઉત્તમ અને અધમની સ્પષ્ટતા થાયછે, જાતજાતની કલાઓ મેળવાય છે, વિવિધ પુરૂષોનો પ્રસંગ થાયછે અને અનેક તીર્થો જોવામાં આવેછે. તેવાં અનેક કારણોને લીધેજ વિદ્વાનો પૃથ્વીપર દેશાટન કરેછે. ગમે ત્યાં વિચરતો પુરૂષ સ્વજન અને પરજન પાસેથી જે માન મેળવે છે તેનું કારણ પૂર્વનું પુણ્યજ છે. એવી રીતે વિચારી રાજકુમાર પ્રથમ પૂર્વદિશા તરફ્ ચાલ્યો. માર્ગમાં અનેક નગર, આરામ અને પર્વતાદિક ઉલ્લંઘન કર્યાં. કેટલાએક દિવસે તે “સુંદર” નામના એક મોટા શહેર પાસે આવ્યો. તે શહેરની બહાર આવેલા એક વૃક્ષથી મનોહર ઉદ્યાનમાં તેણે પ્રવેશ કર્યો; ઉદ્યાનની અંદર એક અંબિકા દેવીનું ચૈત્ય હતું, તેના મોટા ગોખમાં જઈને તે બેઠો અને રાત્રિનો સમય થયો એટલે દેવગુરૂનું સ્મરણ કરી રાજકુમાર નિર્ભય થઇને ત્યાંજ સુતો. તેવામાં ‘હે પિતા! હે ભાઈ! હે કૃપાલુ દેવતાઓ! આ કાળની જેવા નિર્દય અને પાપી પુરૂષથી મારી રક્ષા કરો’ એવી કોઈ સ્ત્રીની વાણી વારંવાર તેના સાંભળવામાં આવી. મહીપાળ તત્કાળ જાગી ઉઠ્યો. પછી આ શબ્દ ક્યાંથી આવેછે? એનો નિર્ણય કરી હાથમાં ખડ્ગ લઈ તે શબ્દને અનુસારે ચાલ્યો. આગળ ચાલતાં પર્વતની સંધિમાં એક ધ્યાનમાં બેઠેલો પુરૂષ, વિહ્વલ થયેલી નારી અને અગ્નિનો કુંડ તેના જોવામાં આવ્યાં. ‘આ કોઈ મૂઢ પુરૂષ કોઈ દેવાદિને કાંઈ સાધનાને માટે આ અબલા સ્ત્રીને મારવાને ઇચ્છેછે, એમ જણાય છે માટે આ સ્ત્રીને છોડાવું,’ એમ વિચાર કરી રાજકુમારે તે પુરૂષને કહ્યું —“ અરે પાપી નરાધમ! તેં આ શું કરવા માંડ્યું છે? આ બાળાને છોડી દે, નહીં તો તને યમગૃહમાં પહોંચતો કરીશ.” આવાં તે

કુમારનાં આક્ષેપનાં વચન સાંભળીને સંભ્રમ અને ત્રાસ પામી તે વિદ્યાધર પવનને પણ પરાભવ કરે તેવા વેગથી એ સ્ત્રીને ભુજામાં લઈને ત્યાંથી પલાયન કરી ગયો. કુમાર પણ તેને છોડાવવાનો નિશ્ચય કરી હાથમાં ખડ્ગ રાખી મોટા વેગે તેની પછવાડે દોડ્યો. પછવાડે આવતા રાજકુમાર ઉપર દૃષ્ટિ કરતો વિદ્યાધર પવનવેગે આગળ ચાલ્યો પણ કુમાર પાછો વળ્યો નહીં, એટલે છેવટ સ્ત્રીનો વધ કરવાની બુદ્ધિથી તે વિદ્યાધરે એક નરકકુંડની જેવા ભયંકર કુવામાં ઝંપાપાત કર્યો. તેની પછવાડે દયાળુ અને પરાક્રમી એવા કુમારે પણ તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી ઝંપાપાત કર્યો. તાપને આપનારા પૂર્વપાપથી જાણે ખેંચાણો હોય તેમ વિદ્યાધર વેગવડે કુમારના દૃષ્ટિમાર્ગથી દૂર થયો. કુવાનો ભયંકર માર્ગ ઓળંગી રાજકુમાર આગળ ચાલ્યો ત્યાં તેને પ્રકાશ જોવામાં આવ્યો અને કેટલાએક પર્વત તથા વૃક્ષોની શ્રેણીઓ તેની દૃષ્ટિએ પડી. તે વનને જોતો જોતો કુમાર આમતેમ તેની શોધમાં ભ્રમણ કરેછે ત્યાં ફરીથી પાછો પેલી સ્ત્રીનો અત્યંત આક્રંદ તેણે સાંભળ્યો. પછી વૃક્ષની ઘટામાં શરીરને છુપાવતો છુપાવતો ખડ્ગ ખેંચી મૌનપણે મંદ મંદ ગતિએ જ્યાંથી તે સ્ત્રીના રૂદનનો સ્વર આવતો હતો ત્યાં આવ્યો. ત્યાં રક્તચંદન ( રતાંજલી ) થી વિલેપન કરેલી, રાતાં વસ્ત્ર ધારણ કરાવેલી અને રાતા પુષ્પની માળાએ યુક્ત એવી તે સ્ત્રી અગ્નિના કુંડ પાસે જોવામાં આવી. તરત આકારને ગોપવી, ખડ્ગને વસ્ત્રવડે ઢાંકી લીલાથી ચાલતો રાજપુત્ર પેલા પુરૂષની આગળ આવ્યો; કુમારે કહ્યું કે "હે મહાસત્વ ! આ તું શું કરેછે ? ગુરૂના આદેશથી કરેછે વા તારી બુદ્ધિથી કરેછે ? કે તારો આવો કુલક્રમ છે" વિદ્યાધરે કહ્યું "હે પાંથ ! તું સ્વેચ્છાએ તારે માર્ગે ચાલ્યોજા, સર્વ લોક પોતપોતાના કામમાં તત્પર હોયછે, તેમાં બીજાની શિક્ષાની કાંઈ જરૂર હોતી નથી." તેવામાં તે કુમારીકાએ કહ્યુ–"હે પરોપકારી ! ક્રૂર અને મારો વધ કરવામાં ઉદ્યમવાળા આ પાપીથી મારી રક્ષા કરો," એ બાલિકાના આવા દીનાક્ષર વચન સાંભળી રાજપુત્ર સારી છટાથી બોલ્યો "હે મહાસત્વ ! તું ક્ષત્રીના કુલમાં જન્મ પામ્યો જણાય છે છતાં આ અશરણ અબલાનો વધ કરતાં તારા ચિત્તમાં કેમ લજ્જા આવતી નથી ? સ્ત્રીના વધથી કોઈ પણ વિદ્યા સધાય છે એવી ભ્રાંતિ રાખીશ નહીં, કારણ કે પાપકારી આરંભથી તો શુભકર્મ વિલય પામેછે. જેણે તને આ કામ કરવાનો ઉપદેશ આપ્યો છે તે કોઈ તારો શત્રુ છે અને તેણે તારી ઉન્નતિના વિધાતને માટે ઉપાય વિચારી તને મુગ્ધને છેતર્યો છે. માટે હે મુગ્ધ ! મારૂં કહેવું માની આ સ્ત્રીને છોડી દે, અને સ્ત્રીહત્યાના પાપથી ભારે થઈ

દુર્ગતિમાં ફોગટ પડ નહીં." રાજકુમારના એવાં વચનથી વિદ્યાધર ઉલટો વધારે કોપ પામ્યો કેમકે તપેલા તેલ ઉપર જલ છાંટવાથી તે વિશેષ પ્રજ્વલિતજ થાય છે. વિદ્યાધરે કહ્યું "અરે પાંથ! મારી વિદ્યાની અને મારા ગુરૂની તું કેમ નિંદા કરેછે? તું તારે માર્ગે ચાલ્યો જા, નહીં તો તારા શિરના કટકા કરી નાખીશ." એમ બોલતો હાથમાં ખડ્ગ લઈને તે વિદ્યાધર કુમાર ઉપર દોડ્યો, તેને આવતો જોઈ પરાક્રમી રાજકુમાર પણ યુદ્ધ કરવા સજ્જ થયો. બન્ને દુર્ધર વીરો ક્ષણવારમાં પરસ્પર ખડ્ગે ખડ્ગે, મુઠીએ મુઠીએ, અને દંડે દંડે યુદ્ધ કરવા લાગ્યા. થોડીવારમાં બલવાન્ કુમારે શ્રેષ્ઠ ખડ્ગવિદ્યાના પ્રભાવથી વિદ્યાધરને જીતી લીધો. પરાભવ પામેલો વિદ્યાધર ચતુરાઈ ભરેલી વાણીથી બોલ્યો, "હે મહાસત્વ! વિદ્યા અને અસ્ત્રના પારને પામેલા દેવતાઓથી પણ પૂર્વે હું કોઈ દિવસ જીતાયેલો નથી, તેને આજે તમે જીતી લીધો છે તો કહો તમે કોણ છો? હું પાપકાર્યમાં તત્પરછું અને તમે પ્રાણીના હિતકારી છો, તેમજ ધર્મથી જય થાય છે અને અધર્મથી ભંગ થાય છે તેમાં કાંઈ પણ સંશય નથી." એ પ્રમાણે કહી વિદ્યાધર વિરામ પામ્યો એટલે રાજપુત્રે કહ્યું—"હવે તમે ખેદ ન કરો અને ધર્મમાં બુદ્ધિ ધારણ કરો. જે સ્ત્રીહત્યાના પાપથી નરકમાં જવાય છે તે પાપથી તમે વિદ્યારૂપી લતાનું સત્ફળ પામવાને ઇચ્છો છો તે વિરૂદ્ધ છે. હે મહામતિ! હવે બીજા ઉપર દ્વેષ કરશો નહીં અને સેંકડો સુખની પ્રાપ્તિમાટે શ્રીજિનેશ્વરના આરાધનમાં તત્પર થજો." રાજકુમારની એવી મધુર વાણીનું પાન કરી વિદ્યાધરે કુમારને નમસ્કાર કર્યો અને અંજલિ જોડી, શિષ્યની પેઠે તે શિક્ષા ગ્રહણ કરી.

પછી રાજપુત્રે પૂછ્યું કે "આ કુમારિકા કોણ છે?" ત્યારે વિદ્યાધર બોલ્યો.—કન્યકુબ્જ (કનોજ) દેશમાં કલ્યાણકટક નામે એક મોટું નગર છે. તે નગરમાં યાચકોને સુવર્ણ આપનાર, કલ્યાણોની પંક્તિએ શોભિત અને ઉત્તમ બુદ્ધિવાળો કલ્યાણસુંદર નામે રાજા રાજ્ય કરેછે. પતિની ભક્તિવડે પવિત્ર, અને શીલરૂપી અલંકારને ધરનારી કલ્યાણસુંદરી નામે એક તેને સુંદર કાંતા છે. તેની કુલનું રત્ન અને રૂપલક્ષ્મીથી શ્રેષ્ઠ એવી ગુણસુંદરી નામે આ તેની કન્યા છે. દુર્વિનીત એવો હું મોટી ઇચ્છાથી તેને આંહી હરણ કરી લાવ્યો છું. આ કુમારિકાને ઉચિતના દાનથી અને મારો નર્કમાં પડતાં ઉદ્ધાર કરવાથી અમે બન્ને કિંકરની જેમ તમારી શક્તિથી વેચાયા છીએ; આ કમલમુખી બાલાનો એક માસ પછી સ્વયંવર મહોત્સવ થવાનો હતો તે દરમ્યાન મેં તેને તેણીના ઘરનો ત્યાગ કરાવ્યો છે. એમ દીન કરી તે વિદ્યાધર રાજકુમારના મુખરૂપી ચંદ્રની સામા નેત્ર

કરી તેની વચનરૂપી ચંદ્રિકાને ચકોરની જેમ પાન કરવાને તત્પર થયો. કુમારે રસિક ભાષાથી કહ્યું કે, જો એમ છે તો આ કુમારીને તેના પિતાને ઘેર તત્કાળ પહોંચાડો. કુમારના કહેવાથી તે વિદ્યાધરે પોતાની વિદ્યાશક્તિથી તેણીને તત્કાળ તેને ઘેર પહોંચાડી. કુમારિકાના દર્શનથી તેના સ્વજન વર્ગને આનંદ થયો. વિદ્યાધરે કુમારને સોળ વિદ્યાઓ આપી અને કુમારે તેને જૈનધર્મ પમાડ્યો. પછી પૂર્વદિશારૂપી સ્ત્રીના તિલક જેવો એક ઉંચો પ્રાસાદ કુમારે જોયો, તેથી વિદ્યાધરને પુછ્યું કે, આ કોનો પ્રાસાદ છે? તે પ્રશ્નના પ્રત્યુત્તરમાં ચિત્તવડે વિચાર કરી વિદ્યાધરે કહ્યું કે, હે કૃપાળુ કુમાર! પ્રાસાદસંબંધી એક કથા કહું તે આપ સાંભળો.

"વૈતાઢ્ય પર્વત ઉપર એક રત્નપુર નામે નગર છે. ત્યાં શત્રુઓને ત્રાસ કરનાર મણિચૂડ નામે રાજા છે. તેને રત્નપ્રભ અને રત્નકાંતિ નામે બે કુમારો થયા. તેઓ પિતાની ભક્તિથી પવિત્ર અને વિદ્યાવિલાસમાં રસિક હતા. કેટલાએક વર્ષ રાજ્ય કરી અંત સમયે મણિચૂડ રાજાએ પોતાનું રાજ્ય રત્નપ્રભને આપીને વ્રત ગ્રહણ કર્યું, અને સર્વ પ્રાણી ઉપર સમચિત્ત રાખી વનમાં ગયા. તે રાજાનો રત્નકાંતિ નામે જે પુત્ર તે હું પોતેજ છું. મારા ભાઈ રત્નપ્રભે રાજ્યના મદથી મને બળવડે ઉદ્ધત જોઈ પોતાના નગરમાંથી કાઢી મૂકયો છે. તેના દ્વેષથી અહીં પાતાળમાં મોટા મહેલોની શ્રેણીવડે શોભિત એવું આ નવું નગર વસાવી હું રહ્યો છું. આ નગરના પ્રભુ શ્રી **શાંતિનાથ** ભગવાન્ છે તે પ્રભાવીક પ્રભુ આ સિદ્ધાયતનોથી વીંટાયેલા પ્રાસાદમાં બીરાજે છે. હે પ્રતાપી કુમાર! તે મારા રત્નપ્રભ બંધુનો વિજય કરવાને હું અહીં કુવિદ્યાના સાધનરૂપ ઉપાય કરતો હતો, ત્યાં તમે મને નરકરૂપી કોટરમાં પડતો બચાવ્યો છે."

પછી 'ચાલો આપણે એ ચૈત્યમાં જઈ જિનપૂજા કરીએ,' એમ કહી બન્ને જણાએ ત્યાં જઈ વિધિથી પ્રભુની પૂજા કરી. ત્યાંથી વિનયથી સુંદર એવા વિદ્યાધરે રાજકુમારને માર્ગે ચડાવી, તે પાતાળવનના મધ્યભાગમાં રહેલા મુનિઓને બતાવ્યા. તેઓમાં કોઈ જાણે પાષાણમાં કોતર્યા હોય, તેમ નિશ્ચળપણે ધ્યાન કરતા હતા અને કોઈ વિશ્વને જાણવાથી પોતાની સર્વજ્ઞ પુત્રતાને[1] દૃઢ કરતા હતા, એવા પવિત્ર મૂર્ત્તિવાળા સર્વ સાધુઓને જોઈ તે રાજકુમાર જાણે મહાનંદપદની વર્ણિકા[2] પામ્યો હોય તેવું પરમસુખ પામ્યો. પછી પૂર્ણ ભક્તિવંત રાજપુત્રે વિધિપ્રમાણે

૧ કેવળીપુત્ર વીર પરમાત્માના પુત્રપણું ૨ મોક્ષની વાનકી

તેમને વંદના કરી અને મુનિરાજના મુખચંદ્ર ઉપર દૃષ્ટિ રાખીને આગળ બેઠો. તે બન્નેને ભવ્ય જીવ જાણીને સહજ ઉપકારી ગુરૂ સુંદર વાણીવડે ચંદ્રની જેવા ઉજ્વળ ધર્મની દેશના આપવા લાગ્યા.

"આ જગત્‌માં કલ્યાણરૂપી વેલીઓના મૂળરૂપ, વિપત્તિરૂપ કમલિનીનો નાશ કરવાને હાથી સમાન અને લક્ષ્મીનું કુલમંદિર એવો એક ધર્મ જયવંત વર્ત્તે છે." આટલી દેશના આપી તેવામાં ચારિત્રથી પવિત્ર, મધુર આકૃતિવાળા અને સુકૃતરૂપ શૃંગારે યુક્ત કોઈ બે મુનિઓ ત્યાં પધાર્યા. તેઓ ગુરૂને વંદના કરી બેઠા એટલે રાજપુત્ર મહીપાળે પુછ્યું કે 'હે ભગવંત! તમે ક્યાંથી આવોછો?' મુનિએ કહ્યું, 'હે મહાબાહુ! પુંડરીકગિરિ અને ઉજ્જયંત ( ગિરનાર ) ગિરિની હર્ષથી યાત્રા કરીને અમે તત્કાળ અહીં આવ્યા છીએ.' એ તીર્થરાજની વાર્ત્તા સાંભળી વિદ્વાન્ અને સજ્જનશિરોમણિ મહીપાળ કુમાર પોતાના આત્માને અતિધન્ય માનવા લાગ્યો. એવી રીતે ધર્મ અને તીર્થમાં આદરવંત કુમારને જોઈ ગુરૂમહારાજે એ તીર્થનું કીર્ત્તન કરવાને તેના ઉપર ઘણા હર્ષથી અનુગ્રહ કર્યો; તેને કહ્યું કે, "હે રાજકુમાર! જેમ સર્વ જિનોમાં આદિજિન, સર્વ ચક્રવર્ત્તીમાં ભરતચક્રી, સર્વ ભવમાં માનુષ્યભવ, સર્વે વર્ણો ( અક્ષરો )માં ઓંકાર,[1] સર્વ દેશોમાં સૌરાષ્ટ્ર અને સર્વ વ્રતોમાં જેમ શીળવ્રત મુખ્ય છે તેમ સર્વ તીર્થોમાં મુખ્ય તીર્થ શત્રુંજય કહેવાય છે. જ્યાં દારિદ્રનો નાશ કરનાર સિદ્ધગિરિ જયવંત વર્ત્તે છે ત્યાં દુરંત પાપની પીડા કેમ હોય? એ સિદ્ધગિરિનું માહાત્મ્ય જિનેશ્વરજ જાણે છે. કેમકે સમુદ્રનું ગાંભીર્ય મંદરાચળ શિવાય બીજું કોણ જાણે? એ ગિરિરાજ ત્રણ ભુવનમાં અગ્રતીર્થ છે, જો તે એકવાર જોવામાં આવ્યો હોય તો તે પ્રાણીના પાપસમૂહનો ઘાત કરે છે. તેના શિખર ઉપર દુર્નિવાર અંધકારને તિરસ્કાર કરવામાં સૂર્યસમાન શ્રીનાભિરાજાના પુત્ર ઋષભદેવ ભગવાન્ બીરાજે છે. એ ગિરિ અને આદિનાથ એ બન્ને વિશ્વોત્તર[2] અતિશયથી ભરેલા છે. તેઓના દર્શનથી પ્રાણી સર્વ હત્યાદિક પાપમાંથી પણ મુક્ત થાય છે. તેઉપર એક કથા કહુંછું તે સાંભળ.

આ ભરતક્ષેત્રમાં આવેલી શ્રાવસ્તી નગરીમાં ત્રિશંકુનો પુત્ર ત્રિવિક્રમ નામે એક રાજા હતો. તે એક વખતે ઉદ્યાનમાં જતાં માર્ગમાં આવેલા વટના વૃક્ષ નીચે ઉભો રહ્યો, ત્યાં પોતાના મસ્તક ઉપર એક ક્રૂર શબ્દ કરતું પક્ષી જોયું. તેના કટુ શ-

ખેદથી ક્ષોભ પામી રાજાએ તેને ઉડાડવા માંડયું પણ તે ઉડયું નહીં ત્યારે ક્રોધ પામીને તે પક્ષીને બાણથી વીંધી નાંખ્યું. પછી પૃથ્વી ઉપર પડેલું અને શિથિલ થઈ તડફડતું તે પક્ષી જોઈને રાજાના મનમાં જરા પશ્ચાત્તાપ થયો અને ત્યાંથી પાછો વળીને નગરમાં આવ્યો. પેલું પક્ષી આર્ત્તધ્યાનથી મૃત્યુ પામી કોઈ વનમાં ભિલ્લના કુલમાં ઉત્પન્ન થયુ. અને તે ભિલ્લકુમાર બાળપણથીજ શિકાર કરવા લાગ્યો.

એક વખતે ત્રિવિક્રમરાજાએ ધર્મરૂચિ નામના મુનિની પાસેથી ભાવસહિત આપ્રમાણે દયામય ધર્મ સાંભળ્યો.—" દયાજ પરમ ધર્મ છે, દયાજ પરમ ક્રિયા છે અને દયાજ પરમતત્વ છે, માટે હે ભદ્ર! દયાને ભજો. જો દયા ન હોય તો તે વિના દાન, જ્ઞાન, નિર્ગ્રંથપણું, અને યોગચર્યા સર્વે વ્યર્થ છે." આવો કાનને અમૃતસમાન ધર્મ સાંભળી રાજાના મનમાં દયાનો ઉદય થયો અને તેથી પૂર્વે મારી નાખેલા પ્રાણીઓને પશ્ચાત્તાપ સાથે સંભારવા લાગ્યો—'અહો! અજ્ઞાનને વશ થઈને મેં પૂર્વે એવું દુરાચરણ કરેલું છે કે, જેથી દુઃસહ એવા અનેક જાતના સંસારસંબંધી દુઃખકારક ભાવ મારે સહન કરવા પડશે. જયાંસુધી મને આ લોકમાં સંતાપ અને પરલોકમાં નરકગતિ છે ત્યાંસુધી આ જીવિત અને આ રાજ્યવડે મને શું લાભ થયો? માટે આ અસાર દેહમાંથી—કાદવમાંથી કમલ અને [1]મૃત્તિકામાંથી સુવર્ણની જેમ સારરૂપ વ્રત ગ્રહણ કરીશ; એમ વિચારી મુનિરાજને નમસ્કાર કરી તેણે આદરથી વ્રત લેવાને પ્રાર્થના કરી, મુનિએ પણ હર્ષથી તેને દીક્ષા આપી.

અનુક્રમે ત્રિવિક્રમ મુનિ સર્વ સિદ્ધાંતનું અધ્યયન કરી અને નવતત્વને ધારણ કરી વિધિથી વ્રત પાળવા લાગ્યા. એકદા ગુરૂની આજ્ઞા લઈ વિહાર કરતા તે મુનિ સૂર્ય જેમ વાદળામાં આવે તેમ એકલા એક અટવીમાં આવી ચડ્યા. ત્યાં તેમણે કાયોત્સર્ગ ધારણ કર્યો. ત્યાં પૂર્વના વૈરથી પેલા પક્ષીનો જીવ જે શિકારી ભિલ્લ થયો હતો તેણે કાયોત્સર્ગ કરી રહેલા એ અપૂર્વ સંયમવાળા મુનિને જોયા. જોતાંજ તેને ક્રોધ ઉત્પન્ન થયો. તેથી અલ્પબુદ્ધિવાળો તે પોતાના ભાગ્યની જેમ એ મુનિને લાકડી અને મુષ્ટિ વિગેરેથી મારવા લાગ્યો. તેના ઘોર—ભયંકર ઘાતથી પીડા પામેલા મુનિ જોકે શાંત હૃદયવાળા હતા તોપણ કાષ્ટસાથે કાષ્ટ ઘસાવાથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય તેમ તેમને ક્રોધરૂપી અગ્નિ પ્રગટ થયો. જેથી તરતજ તેનો પ્રતિઘાત કરવાને તેમણે તેજોલેશ્યા મૂકી, જેનાથી તે શિકારી ભિલ્લ અગ્નિથી જેમ કાષ્ટ બળે તેમ બળી ગયો. ત્યાંથી મૃત્યુ પામીને તેજ વનમાં તેનો જીવ કેસ-

---

૧ માટી

રીસિંહ થઇને અવતર્યો. પાછા ત્રિવિક્રમ મુનિ વિહાર કરતા તેજ વનમાં આવી ચડ્યા. મુનિને જોયા કે તરતજ પૂર્વના વૈરથી કેસરીસિંહ મારવા દોડ્યો, તેને આવતો જોઈ ધર્મના એક સાધનરૂપ પોતાના દેહને બચાવવાને મુનિરાજ ત્યાંથી ભાગ્યા. જ્યાં જ્યાં તે યતિવર્ય નાસતા જાય છે, ત્યાં ત્યાં—પ્રાણીની પાછળ જેમ તેનાં પૂર્વકૃત કર્મ જાય તેમ તે કેસરીસિંહ પાછળ પાછળ જવા લાગ્યો. ભયંકર ક્રોધવાળા એ સિંહે જ્યારે તે મહાત્માને ઘણો ખેદ પમાડ્યો, ત્યારે છેવટે કોપને વશ થઈ તેમણે મહાલેશ્યા મૂકી. તે લેશ્યાથી કેસરીસિંહ તત્કાળ પંચત્વ પામ્યો, અને પાછો તેજ ભયંકર વનમાં ભયંકર વ્યાઘ્રપણે ઉત્પન્ન થયો. ફરીથી મુનિરાજ પણ તેજ વનમાં આવી સ્થિર મને કાયોત્સર્ગ કરી ઉભા રહ્યા. તે ઠેકાણે તે વ્યાઘ્ર આવ્યો અને પૂર્વના વૈરથી તેમને મારવાને ધસ્યો. ‘ જોકે કષાયનું પરિણામ અતિભયંકર છે એવું જાણતા હતા તોપણ દુર્જય કર્મની શક્તિને વશ થઈ ગયેલા એ મુનિ કોપને વશ થયા. જેમની જ્ઞાનસંપત્તિ ક્ષીણ પામી નથી તેવા મુમુક્ષુ[1] પુરૂષોના ચિત્તમાં પણ જ્યારે ક્રોધનું સ્થાન થાય ત્યારે બીજાની શી વાત કહેવી ? એ વખતે મુનિના તપરૂપી શસ્ત્રથી (તેજોલેશ્યા મૂકવાથી) મૃત્યુ પામી તે વ્યાઘ્ર કોઈ ભયંકર વનમાં રોઝ થઈને અવતર્યો. દૈવયોગે તેજ વનમાં આવીને મુનિએ કાયોત્સર્ગ કર્યો. તેમને જોઈ પૂર્વના વૈરથી તે રોઝ અત્યંત ઉપદ્રવ કરવા માંડ્યો. છેવટે જ્યારે મુનિરાજને પોતાની જીંદગીને માટે પણ સંશય પડવા લાગ્યો, ત્યારે તેમણે પૂર્વની પેઠે એ રોઝને પણ યમરાજનો અતિથિ કર્યો. એ રોઝનો જીવ મરણ પામીને અવંતિ દેશમાં ઉજ્જયિની નગરીની પાસે રહેલા સિદ્ધવડની બખોલમાં મહાઝેરી સર્પ થયો. અનુક્રમે ત્રિવિક્રમમુનિએ ત્યાં આવી તે વડનીચેજ કાયોત્સર્ગ કર્યો. પૂર્વના વૈરથી મુનિને જોતાંજ સર્પને ઘણો દ્વેષ ઉત્પન્ન થયો એટલે તત્કાળ એ દુષ્ટ હૃદયવાળો સર્પ ફણ ચડાવી પોતાના અપકારી મુનિને ડસવા આવ્યો. તેને આવતો જોઈ કોપ પામેલા મુનિએ તેજોલેશ્યા મૂકી અને તેને યમમંદિરમાં પહોંચતો કર્યો. ત્યાંથી અકામ નિર્જરાને યોગે કેટલાંક કર્મને ખપાવીને તે સર્પનો જીવ કોઈ ગરીબ બ્રાહ્મણને ઘેર પુત્રરૂપે અવતર્યો. જે ગામમાં સર્પનો જીવ બ્રાહ્મણનો પુત્ર થયો હતો તેજ ગામમાં વિહાર કરતા કરતા મુનિ પણ આવી ચડ્યા. ગામનીપાસે યોગાભ્યાસમાં તત્પર રહેલા મુનિને જોઈ ત્યાં ફરતો ફરતો આવી ચડેલો પેલો અધમ બ્રાહ્મણ પુત્ર તે મુનિને મારવા દોડ્યો. મુનિને નિરંતર મુષ્ટિ અને લાકડીઓના પ્રહારથી મારનાર તે બ્રાહ્મણને કોપના

આવેશથી પૂર્વની પેઠે મુનિએ હણી નાખ્યો. કાંઈક શુભના ઉદયથી અકામ નિર્જરાવડે કર્મને ખપાવીને એ બ્રાહ્મણનો જીવ વારાણસી નગરીમાં મહાબાહુનામે રાજા થયો. પ્રગટ પરમ ઐશ્વર્યની લીલાઓથી હમેશાં જેનું ચિત્ત હરણ થતું એવા એ રાજાએ રાજસુખ ભોગવતાં ઘણો કાલ નિર્ગમન કર્યો.

એક વખતે તે મહાબાહુ રાજા પોતાના મહેલના ગોખ ઉપર બેઠો હતો તેવામાં તેણે કોઈ નિષ્પાપ મુનિને માર્ગમાં જતાં જોયા. તરત તેના મનમાં વિચાર થયો કે, 'અહો ! આ કોઈ મહાત્મા વિદ્વાનોને પણ પૂજવા યોગ્ય છે, તથાપિ જાણે મારૂં હૃદય તેના ઉપર કાંઈ દ્વેષ કરતું હોય તેમ જણાયછે. પૂર્વેપણ કોઈ ઠેકાણે આવા કોઈ મહાત્મા મારા જોવામાં આવ્યા છે' એમ ઘણો વખત વિચાર કરતાં રાજાને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું એટલે ત્રિવિક્રમ મુનિના કોપરૂપી અગ્નિની જ્વાળામાં જેનું જીવિત ગ્રાસરૂપ થયેલું એવા પોતાના પૂર્વના સાત ભવ સાંભરી આવ્યા. તત્કાળ તે ઉપરથી તે એક અરધો શ્લોક બનાવીને બોલ્યો. "**विहंगः शबर सिंहो द्वीपीशंडः फणी द्विजः ।**" (અર્થ—પક્ષી, ભિલ્લ, સિંહ, વ્યાઘ્ર, રોઝ, સર્પ અને બ્રાહ્મણ એ સાત ભવ) પછી રાજાએ જાહેર કર્યું કે આ અર્ધા શ્લોકની સમસ્યા જે કોઇ વિદ્વાન પૂરશે તે ચતુર શિરોમણિ પુરૂષને હું લાખ સોનામહોર આપીશ. રાજાનું એ વચન સાંભળીને સર્વે લોકો ધનની ઇચ્છાથી તે ગૂઢ અને પ્રૌઢ રહસ્યવાળી સમસ્યાનો પાઠ કરવા લાગ્યા. હવે સર્વ દિશામાં વિહાર કરતાં કરતાં ત્રિવિક્રમ મુનિ ત્યાં આવ્યા. તેવામાં કોઈ પામર પુરૂષના મુખમાંથી તે સમસ્યા તેમના સાંભળવામાં આવી એટલે તત્કાળ ઉત્સુક મન કરી તે સમસ્યાનું ઉત્તરાર્દ્ધ બોલ્યા- "**येनामी निहताः कोपात्सकथं भविता हहा**" (જેણે એ સાત ભવમાં તે પક્ષી વિગેરેને કોપથી માર્યા છે અહો ! તેનું શું થશે ?). મુનિએ પૂર્ણ કરેલી એ સમસ્યા સત્ય જાણીને તે પામર પુરૂષે રાજાપાસે જઇ કહી બતાવી. 'એ સમસ્યાની પૂર્તિ આ પુરૂષથી ઘટતી નથી,' એમ જાણી રાજાએ તેને કહ્યું, "હે વિદ્વન્ ! જેણે આ સમસ્યા પૂર્ણ કરી છે તે કોણ છે ? મને કહો." રાજાના ઘણા આગ્રહથી 'પાપને નાશ કરનાર એક મુનિ વનમાં આવેલા છે તેઓ આ સમસ્યાના વર્ણરૂપ રત્નોની ખાણ છે' એમ તેણે કહ્યુ. એ સાંભળતાંજ તે મુનિને મળવાની અત્યંત ઉત્કંઠાથી પરાક્રમી રાજા પોતાનો અમૂલ્ય રસાલો સાથે લઇ વનમાં મુનિનીપાસે આવ્યો. રાજાએ જાતિસ્મરણથી એ મુનિને ઓળખીને કહ્યું કે, "હે મુનિરાજ ! મારા તે સર્વ અપરાધો ક્ષમા કરો. અહો મને ધિક્કાર છે, કે જેણે તે તે ભવોમાં, દર્શન-

માત્રથી આવા રાજ્યને આપનારા મહા ઉપકારી એવા તમને પીડિત કર્યા. હે યતિવર્ય ! અજ્ઞતાને લીધે મેં વારંવાર તમારા તપનો નાશ કર્યો છે પરંતુ હવે મારેલીધે જ પ્રાપ્ત થયેલા એ ક્રોધરૂપી ચંડાળને તમે છોડીદ્યો." એવા રાજાના વચનરૂપ અંકુશથી જાગૃત[1] થયેલા મુનિએ મનરૂપી હસ્તીને તેવા ક્રોધ વ્યાપારરૂપ જંગલમાંથી ખેંચી લીધો અને પછી બોલ્યા કે, "હે રાજન્ ! મને ધિક્કાર છે જે હું ક્ષમાશ્રમણ થયોછું છતાં પાપી એવા મેં તે તે જન્મમાં તમને મારી નાખ્યા; મેં અજ્ઞાનથી કરેલા તે તે અતિદુઃસહ[2] અપરાધને તમે તો સહન કરોછો પણ એવા પાપકાર્યથી મારૂં બોધરૂપી વૃક્ષ મેં પોતેજ ઉન્મૂલન કર્યું છે."

એવી રીતે તે બન્ને પરસ્પર આલાપ સંલાપ કરતા હતા તેવામાં આકાશમાં દુંદુભિનો શબ્દ સાંભળવામાં આવ્યો "આ દુંદુભિ કેમ વાગેછે ?" એમ વિચારી તેઓએ આકાશ સામું જોયું. એટલે દેવતાના કહેવાથી 'વનમાં એક કેવળજ્ઞાની મુનિ આવ્યા છે' એમ જાણવામાં આવ્યું. તત્કાળ તેમના દર્શનની ઇચ્છાથી આદરસહિત વનમાં જઈ મનના સંશયને નાશ કરનારા અને દેવતાએ પૂજેલા તે કેવલીમુનિને તેઓએ પ્રણામ કર્યો. કેવલીમુનિ તેઓનો ભાવ જાણીને પાપને નાશ કરનાર એવો જીવદયામય આર્હત્ ધર્મ કહેવા લાગ્યા. "આ જગત્માં દેવપણાના પદથી ઉદાર એવું ધર્મરૂપી નિર્મલ જળ છે, તે ક્રોધરૂપી ઝેરથી ઉત્પન્ન થયેલી હિંસારૂપ કાળાશથી દૂષિત થાયછે. આત્મારૂપી ભીંત ઉપર રચેલી ચારિત્રરૂપી ચિત્રની રચના ક્રોધરૂપી પીંછી વડે હિંસારૂપ કાજળ લાગવાથી દૂષિત થાયછે. જે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અવિવેકવડે મુનિને દૂષિત કરેછે, તેના કરતાં વધારે પાપી બીજો કોઈ પુરૂષ નથી. તીવ્રતપસ્યા કરનાર મુનિપણ જો મૂર્ખ થઇને ક્રોધ કરેછે, તો ચારિત્રરૂપી વૃક્ષને બાળીને તેની ભસ્મ તે પોતાના આત્મા ઉપર નાખેછે. હે રાજા ! તેં પૂર્વભવમાં આ મુનિને કોપાવ્યા છે અને પૂર્વકર્મને નહીં જાણતા એવા તેં આ મુનિનો અને તારા આત્માનો ઘાત કર્યોછે. ઘણું કરીને જે આક્રોશ કરનાર કે વધ કરનાર હોય છે તે પોતાનાં હિતકારી કર્મોનો નાશ કરે છે. પણ તેં અજાણે આ મુનિની હિંસા કરી છે માટે સર્વ પાપને નાશ કરનારા શત્રુંજય તીર્થે જા; ત્યાં તપસ્યા કરવાથી અને અર્હંતના ધ્યાનથી તને જ્ઞાન અને સિદ્ધિ પ્રાપ્ત થશે. આ મુનિના ઘાતથી બાંધેલું નિબિડ કર્મ, દુઃખ આપનારા શીલ પ્રમુખ ધર્મને સેવ્યાથી પણ શત્રુંજય તીર્થે ગયાવિના નિર્જરા પામ-

શે નહીં. માટે હે રાજા! આ ગુરૂને આગળ કરી અનેક લોકોની સાથે શત્રુંજયાદિ તીર્થોની સમાધિપૂર્વક યાત્રા કર. યાત્રા કર્યા પછી સર્વ વિરતી અંગીકાર કરી આત્મસ્વરૂપના ચિંતવનમાં તત્પર રહી એ મુનિની સાથે ત્યાં ઉત્તમ તપસ્યા કરજો. હે રાજા! જેમ ટંકણખારથી સુવર્ણ અને જળથી લુણ ગળી જાયછે તેમ શત્રુંજય તીર્થના સ્મરણમાત્રથી કર્મરૂપી કાદવ ગળી જાયછે. જેમ સૂર્યથી અંધકાર અને પુણ્યથી દારિદ્ર નાશ પામે છે તેમ શત્રુંજયના સ્મરણથી દુષ્કર્મ નાશ પામેછે. જેમ વજ્રથી પર્વત અને સિંહથી મૃગ ભેદાયછે તેમ શત્રુંજયના સ્મરણથી કર્મ ભેદાયછે. જેમ અગ્નિથી સર્વ વસ્તુ અને લોઢાથી સર્વ ધાતુ ગ્રસાયછે તેમ શત્રુંજયના સ્મરણથી સર્વ અંધકાર (અજ્ઞાન) ગ્રસાય છે."

આવી રીતે કેવળીમુનિનો કહેલો ઉપદેશ હૃદયમાં ધારીને તે મુનિ અને રાજા પ્રસન્ન થઈ, ભક્તિથી તેમને નમસ્કાર કરી, સંઘ કાઢી, અનેક લોકોને સાથે લઈ શત્રુંજય તીર્થની યાત્રા કરવા ગયા. ત્યાં નવા નવા ઉત્સવોથી સર્વ લોકોને રાજી કરી, પ્રાંતે તીવ્ર તપ તપી, સુકૃત સંપાદન કરીને મુક્તિ સુખ પામ્યા.

એ પ્રમાણે મુનિરાજ મહીપાલને કહે છે. 'હે મહીપાલ! તેવી રીતે આ શત્રુંજય તીર્થને વિષે મોટાં હત્યાદિ પાપો પણ અતિ વેગથી વિલીન થઈ જાય છે.' શ્રી આદિનાથનો કહેલો ધર્મ ગુરૂ પાસેથી સાંભળી પોતાના આત્માને કૃતાર્થ માનતો રાજકુમાર વિદ્યાધર સહિત ત્યાંથી ઉભો થયો અને વિદ્યાધરની સાથે શાશ્વત અર્હતની વંદનાથી અને સાધુઓની સેવાથી કેટલોક કાલ ત્યાં સુખે રહ્યો. વિદ્યાધરે પણ તેની ઘણા પ્રકારે સેવા કરી. પછી વિદ્યાધરની રજા લઈ સાથે ખડ્ગ રાખી મહીપાલ કુમાર માર્ગમાં કૌતુક જોતો કલ્યાણકટક નગર તરફ ચાલ્યો. આકાશગામિની વિદ્યાવડે આકાશમાં ચાલતો તે સ્વયંવર જોવાની ઇચ્છાથી તત્કાળ તે નગરે આવી પહોંચ્યો. કૌતુકી કુમારે ત્યાં જુદી જુદી ભાષાઓને જાણનારા અને જુદા જુદા વેષને ધરનારા અનેક દેશથી આવેલા રાજાઓને જોયા. તેઓને બેસવા માટે કરેલી ઊંચી માંચાની શ્રેણીઓ જાણે તે રાજાઓના સંઘટ્ટવડે ધામવાળી થઈ હોય અને તેથી ફરહરતી પતાકાઓવડે વીંજાતી હોય એમ જણાતું હતું. આખા નગરમાં કોટી ગમે કાર્યો કરવાને માટે અનેક લોકો આકુલવ્યાકુલ થઇને ફરતા હતા અને દરેકની વાણીમાં ઉત્સુકતાના ઉચ્ચારો હોવાથી તેની મતલબ જાણવામાં આવતી. મહીપાલ કુમાર નગરમાં આમ તેમ ફરતો હતો તેવામાં સૈન્યથી વીંટાયેલો પોતાનો જ્યેષ્ઠ બંધુ દેવપાલ ત્યાં આ-

વેલો તેના જોવામાં આવ્યો. એ પરાક્રમી કુમાર તત્કાળ વેષનો ફારફેર કરી પોતાના બંધુપાસે આવી અજાણ્યો થઈ તેને પૂછવા લાગ્યો કે "હે મિત્ર! અહીં ઘણા રાજાઓનાં સૈન્યો કેમ એકઠાં થયાં છે? આ ઉંચા માંચડાઓ કેમ માંડયા છે? અને આણી તરફ લોકો ઉત્સુક થઈ કેમ દોડા દોડ કરે છે? હું પરદેશી અજાણ્યો છું તેથી આ નગરનું સર્વ વૃત્તાંત મારી આગલ અવ્યગ્રપણે નિવેદન કરો." દેવપાલે કહ્યું, "હે મહાસત્વ! સર્વ વૃત્તાંત સાંભળો. આ કલ્યાણકટક નામે સમૃદ્ધિવાળું નગર છે, અહીં કલ્યાણસુંદર નામે રાજા છે. તેને ગુણસુંદરી નામે એક કુંવરી છે. તેનો આવતી કાલે આશ્ચર્યકારી સ્વયંવર મહોત્સવ થવાનો છે. જુઓ: આ જવાલાની પંક્તિથી આકુલ એવો અગ્નિકુંડ જણાય છે. તેમાં ઘણી શાખાઓથી વીંટાયેલું એક અગ્નિવૃક્ષ છે. તે વૃક્ષની શિખા, અને ફળોને જે ગ્રહણ કરશે તે સાહસીક પુરૂષને એ કન્યા પરણશે." એવી રીતે પોતાના બંધુ દેવપાલનાં વચનો સાંભળી, ચિત્તમાં નિશ્ચય કરી યોગ્યતાવાળો મહીપાલ કુમાર મંચના કોઈ એક ભાગમાં જઇને બેઠો.

બીજે દિવસે લગ્નનો સમય નજીક આવ્યો તે વખતે પાલખીમાં બેઠેલી રાજકન્યા ગુણસુંદરી હાથમાં સ્વયંવરમાલા લઈને રાજસભામાં દાખલ થઈ. તેણીએ ઘણાં આભૂષણો પેહેર્યાં હતાં, વિચિત્રરત્નોની કાંતિઓના પૂરથી તે આકાશના અવકાશને પૂરતી હતી, તેના ચંચલનેત્રની કાંતિથી કર્ણના આભૂષણરૂપ કમળો પરોવાયેલા હતા, ચલાયમાન કુંડલોથી તેના મણિદર્પણ જેવા ગાલ ઘસાતા હતા, મોટા મોતીના હારની કાંતિથી તે ચંદ્રિકાસહિત ચંદ્રની કલા જેવી લાગતી હતી, સ્ફુરણાયમાન કિરણોવાળાં કંકણો તેણે પહેર્યાં હતાં, કેશવેણીમાં ગુંથેલા મલ્લિકાનાં પુષ્પોની સુગંધથી મદ પામતા ભ્રમરાઓ તેને સેવી રહ્યા હતા, સેંકડો સખીઓએ લાવેલા સુગંધી દ્રવ્યમાં તે આદર બતાવતી હતી અને પ્રગટ ચંદ્ર જેવાં બે શ્વેત વસ્ત્ર તેણીએ ધારણ કર્યાં હતાં. આવી સુંદર રાજકુમારીને જોઇને બલવાન કામદેવના તીવ્ર બાણવડે જાણે પીડિત થયા હોય તેમ સર્વે રાજાઓ ક્ષોભ પામ્યા. જગતનો જય કરવાને માટે કામદેવની શક્તિએ જાણે શરીર ધારણ કર્યું હોય તેવી તે રાજબાલાને રાજપુરૂષો અગ્નિકુંડ પાસે લઇ ગયા. તે વખતે પર્વતની જેવા મોટા ગર્વવડે દુર્ધર એવા વિદ્યાધરોના પરાક્રમી રાજકુમારો ત્યાં આવ્યા. પણ અગ્નિવૃક્ષના ફલને ગ્રહણ કરવાની કુશલતા તો એક તરફ રહી પરંતુ અગ્નિકુંડની પાસે જવાને પણ તેઓ શક્તિવંત થયા નહીં. તે વિદ્યાધરોએ ઘણા ઉપાયો કર્યા પણ મિથ્યાત્વીઓ જેમ ક્લેશ મર્દન કરવાથી પણ દુર્લભ એવી મુક્તિને પામે

નહીં તેમ તેઓ અગ્નિવૃક્ષના ફલને મેળવી શક્યા નહીં. વિદ્યાધરોના રાજાઓ જ્યારે ખેદ પામ્યા અને લોકો હવે શું કરવું એવા વિચારમાં જડ થઈ ગયા ત્યારે મહીપાલ કુમાર ઉભો થઈ ભુજાસ્ફોટ[1] કરીને અગ્નિકુંડ પાસે આવ્યો. તેણે ઉંચા હાથ કરી મોટા સ્વરથી કહ્યું "હે પરાક્રમી અને વિદ્યાથી તથા સંપત્તિથી શોભનારા રાજપુત્રો ! તમે સર્વે સાંભળો જેમ સાંખ્યમતવાળા નિત્ય વિદ્યમાન એવા મોક્ષને મેળવવામાં અકુશલ થાય છે તેમ તમે નેત્રથી જોઈ શકાય અને હાથથી મેળવી શકાય તેવા આ વૃક્ષના ફળને ગ્રહણ કરવામાં કેમ અકુશલ થયા છો? જો કદાપિ તમારી શક્તિ ન હતી તો તમે વિચાર્યા શિવાય સહસા કેમ આવ્યા? વિચાર વિના કરેલું કાર્ય સુખને માટે થતું નથી. જો અદ્યાપિ પુરૂષાર્થને પ્રગટ કરનારી તમારામાં શક્તિ હોય તો તે પ્રગટ કરો, કેમકે હજુ અવસર છે. નહીં તો તે વૃક્ષના ફળની લુંબને તમારી સૌની સમક્ષ, કાંઈપણ બાહ્યાડંબર વિના, ગુણસુંદરી સહિત હું ગ્રહણ કરીશ." મહીપાલ કુમારનાં આવાં વચનો સાંભળીને વિદ્યાધરોના રાજાઓ લજ્જાથી નીચું જોઈ રહ્યા અને બીજા લોકો કૌતુકથી ઉંચાં મસ્તક કરી જોવા લાગ્યા. તે વખતે કુમારે ખેચરીવિદ્યા સંભારી લીલામાત્રથી તે વૃક્ષની પાસે જઈ ફળની શ્રેણી હાથવડે લઈ રાજકન્યાને અર્પણ કરી.

તત્કાળ કૌતુકથી લોકોએ જય જય શબ્દ કર્યો, જેથી સર્વ રાજાઓનાં મુખકમલ સંકોચ પામ્યાં, સુંદરીઓ હાથોહાથ તાળીઓ આપી હસવા લાગી અને નરવર્માદિક રાજાઓના ચિત્તમાં કોપની સ્ફુરણા થઈ. તે વખતે રાજકુમારી ગુણસુંદરીએ રોમાંચની શોભાવાળા હાથવડે વરમાલા લીધી તેથી જાણે પોતાના ચિત્તમાં ભર્ત્તાનો પ્રવેશ થવાથી તોરણને રચતી હોય તેમ જણાવા લાગી. પછી ગુંજારવ કરતા ભમરાઓથી શોભતી એ વરમાળા પ્રેમના બંધન સાથે કુમારના કંઠમાં તેણીએ આરોપણ કરી. તે વખતે કલ્યાણસુંદર રાજા કુમારની પાસે આવ્યો. તે કુમારને વિરૂપ[2] નેત્રવાળો અને વક્ર[3] અંગવાળો જોઈ વિચારવા લાગ્યો કે 'જગત્‌ને પ્રકાશ કરનારા તેજવાળું ઉત્તમ રત્ન જેમ ભસ્મવડે ઢંકાયેલું હોય તેમ આ કુમાર જોવામાં દૃષ્ટિને વિરૂપ લાગે છે પણ ચરિત્રથી અનેક લોકોના પરાક્રમને ઉલ્લંઘન કરનાર છે. તેના ગુણોથી એનો વંશપણ જગત્‌માં વંદન કરવા યોગ્ય હશે, એમ હું ધારૂંછું. વાદળામાં ઢંકાઈ ગયેલા સૂર્યનું તેજ તર્કથી કોણ ન જાણી શકે? પૂર્ણ પ્રતિજ્ઞાવાળી આ મારી કન્યા આ વરને વરી છે અને કુલીન કન્યાઓનો એ આચાર

---

૧ હાથ પછાડવા. ૨ કદરૂપ. ૩ વાંકાચુંકા.

જાગૃત છે; પણ કુલ અને શીળથી શોભિત એવા રાજાઓની નજરે જેના કુલશીલ જાણ્યા નથી તેવા પુરૂષને આ કન્યા આપવી તે મને લજ્જા ઉત્પન્ન કરેછે. માટે હું આ કુમારને આદરથી કુલાદિક પુછું કે જેથી મારા મનનો તેટલો ખેદ પણ દૂર થાય.' એમ વિચારી કુમારની નજીક જઇ બુદ્ધિના ભંડારરૂપ રાજાએ સ્નિગ્ધ અને ગંભીરવાણીથી આ પ્રમાણે પુછ્યું.

"હે ઉત્તમ ! ગુણ, વિનય, અને શક્તિથી તમારૂં જાતિકુળ વિગેરે સર્વ સમગ્ર લોકથી અધિક છે એમ હું જાણુંછું, પણ ઘણું કરીને લોકો બાહ્યરંગના રાગી હોય છે. જેમ ભીંત અંદર ગમે તેવી હોય પણ તેની બહાર સારો લેપ કરાય છે. માટે હે કુમાર ! તમે વિદ્યાધર છો ? કોઇ દેવતા છો ? વા વરદાનને મેળવનાર કોઇ મનુષ્ય છો ? કે કોઇ નાગકુમાર છો ? તમે કોણ છો ? તે કહીને મારા કાનને પવિત્ર કરો." રાજાએ એમ કહ્યુ એટલે પ્રૌઢ પ્રભાવવાળા મહીપાળે ક્ષણવારમાં કંચુકની પેઠે પોતાનો કૃત્રિમ નઠારો વેપ છોડી દીધો. આમ જ્યારે તેણે વૈકારિક રૂપ છોડ્યું તે વખતે વાદળામાંથી મુક્ત થયેલા સૂર્યની જેમ, ધુમાડાવિનાના અગ્નિની જેમ, મળરહિત થયેલા મણિની જેમ, લાંછનવિનાના ચંદ્રની જેમ અને છીપમાંથી મુક્ત થયેલા મોતીની જેમ તે શોભવા લાગ્યો અને તેની મનોહર કાંતિએ નિર્મલ સુવર્ણને જિતી લીધું. તત્કાળ લોકોમાં જય જય શબ્દ થયો અને વર ઉપર આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઈ. દેવપાળ પોતાના લઘુ બંધુનું મૂલસ્વરૂપ જોઈ સંભ્રમથી બેઠો થયો અને તેને હર્ષથી ગાઢ આલિંગન કર્યું. અને તેના પરીવારના લોકોએ કૌતુકથી લોચનને પ્રફુલ્લિત કરી દંડની પેઠે પૃથ્વીપર પડી પ્રણામ કર્યો. ત્રણે પ્રકારના વાજિંત્રોના નાદ થવા લાગ્યા, લોકો હર્ષથી નાચવા લાગ્યા અને સુંદરીઓના મુખમાંથી ધવળ–મંગળના ધ્વનિ નીકળવા લાગ્યા.

પ્રથમ મહીપાળે કહેલાં વચનોથી જેઓને ક્રોધ ઉત્પન્ન થયેલો હતો એવા સર્વે રાજાઓ એકઠા થઈ નરવર્મા રાજાને કહેવા લાગ્યા "હે આ મહીપાળે હાથવડે અગ્નિવૃક્ષનાં ફળ લીધાં તેમાં કાંઈ પણ આશ્ચર્ય પામવા જેવું નથી, કારણ કે ઇંદ્રજાળની વિદ્યાને શું અસાધ્ય છે ? એ કુમારને લક્ષણરહિત ધારીને તેના પિતાએ પૂર્વે ઘરમાંથી કાઢી મુક્યો છે, તેણે કોઈ ઠેકાણેથી ચમત્કાર મેળવીને આ કામ કર્યું છે તેમાં તેનું શું બળ છે ? જે સ્ત્રીઓ છે તે તો સ્વભાવથીજ નીચગામિની હોય છે, તો આ અનિર્જર (મૂર્ખ) એવી રાજકન્યા તેને વરી તેથી શું તે શ્રેષ્ઠ થઈ ગયો ? માટે આ અઘટિત કામ અમે સહન કરશું નહીં, અને રાંકના ઘરમાંથી

રત્ન લઈ લેવાની પેઠે આ રાજકન્યાને તેની પાસેથી પડાવી લઈશું"—આવું તે રાજાઓનું કહેવું સાંભળી, કાંઈક વિચાર કરીને નરવર્મા ગંભીરવાણીથી બોલ્યો "હે રાજાઓ! તમે થોડો વખત રાહ જુઓ! હાલ આ વખતે અહીં રોષ કરશો નહીં, કારણ કે કલ્યાણસુંદર રાજા મારો ઈષ્ટમિત્ર છે. અત્યારે આપણે કોપને ઢાંકી, જાણે અનુકૂલ હોય તેમ વર્ત્તી, પરમ પ્રીતિથી આ પાણિગ્રહણનો મહોત્સવ થવા દેવો. પછી એ સૌરાષ્ટ્રનો રાજા થોડા સૈન્યના બળવાળો છે, એ આપણા જાણવામાં છે તેથી જલના પ્રવાહને જેમ પર્વત રોકે તેમ આપણે તેના માર્ગને રોકીને રહીશું. માટે હાલ એ બાબતમાં કાંઈ પણ કર્ત્તવ્ય આપણે વિચારવા જેવું નથી. કેમકે જ્યારે સૂર્યનું બિંબ ઉદય પામશે ત્યારે અંધકાર કેમ રહી શકશે?"

આ પ્રમાણે વિચારી તે રાજાઓ સૂર્યમણિની પેઠે બાહેરથી મધુર બોલનારા અને અંદર ગૂઢ ઈર્ષ્યાવાળા થઈને વર્ત્તવા લાગ્યા.

હવે જે દેવપાળ કુમાર પોતાના બંધુને મળવાથી અત્યંત હર્ષ પામ્યો હતો તે પોતાની પાસે રહેલા મહીપાળને સ્નેહપૂર્વક કહેવા લાગ્યો. "ભાઈ મહીપાળ! તમારા જવા પછી વિયોગ પામેલા આપણાં માતપિતા માત્ર દેહ ધરીને રહ્યાં છે. તેમનું જીવિત તો તમારામાંજ આસક્ત થઈ સર્વ ઠેકાણે તમારી સાથેજ સંચાર કર્યા કરેછે. હું સ્વયંવરની સ્પૃહાથી અહીં આવ્યો નથી પણ આ મહોત્સવમાં તમારો આવવાનો સંભવ હોવાથી તેનો મિષ[1] કરીને આવ્યો છું. હે વત્સ! તમે આપણા રાજમહેલને છોડીને નીકળ્યા ત્યારથી અહીં આવ્યાસુધીનું તમારૂં અનુભવ કરેલુ વૃત્તાંત મને કહેવાને યોગ્યછો."

એવીરીતે પોતાના બંધુની પ્રીતિરૂપ અમૃતે પૂરેલી વાણી સાંભળીને મહીપાળે પોતાનું સર્વ વૃત્તાંત કહી બતાવ્યું. પ્રીતિરૂપ વેલને પલ્લવિત કરવામાં મેઘસમાન પોતાના ભાઈનું આશ્ચર્યકારી ચરિત્ર સાંભળીને દેવપાળ ઘણો ખુશી થયો. કલ્યાણસુંદર રાજાએ તે વરવધૂનો વાજિત્રોના નાદવડે સુંદર એવો વિવાહ મહોત્સવ પ્રવર્ત્તાવ્યો. હસ્તમેળાપ વખતે વર કન્યાની સરખી જોડ જોઈ ખુશી થયેલા રાજાએ, પુષ્કળ હાથી, ઘોડા, રથ અને રત્નો મહીપાળ કુમારને આપ્યાં. તે પછી ચારણ ભાટોના વખાણ ઉપરથી મહીપાળના જાણવામાં આવ્યુ કે તે સ્વયંવર ઉત્સવમાં પોતાના વિદ્યાધર મિત્ર રત્નકાંતિનો ભાઈ રત્નપ્રભ આવેલ છે. તત્કાળ તે રત્નપ્રભને મળવાને માટે તેને ઉતારે ગયો. રત્નપ્રભે તેનો સત્કાર કર્યો. મહીપા-

---

૧ નિમિત્ત, બ્હાનુ.

જે પોતાનું અને રત્નકાંતિનું પૂર્વે બનેલું વૃત્તાંત તેને નિવેદન કર્યું. બુદ્ધિના બળથી મહીપાળે જાણ્યું કે, 'રત્નપ્રભનો તેના ભાઈ ઉપર સ્નેહ થયેલો છે' એટલે તેઓની પ્રીતિ દૃઢ કરવાના ઉપાયને માટે તેણે કહ્યું કે "ભાઈ રત્નપ્રભ! આ જગત્‌માં પૂર્વના પુણ્યથીજ સહોદર–બંધુનું દર્શન થાયછે. સુખને ઇચ્છનારા પુરૂષોએ સહોદર ભાઇને પોતાના બીજા હાથની પેઠે પાળવો જોઇએ. સંપત્તિઓ અને સ્ત્રીઓ જ્યાં જઇએ ત્યાં મેળવી શકાયછે, પણ માતાના ઉદરવિના સહોદર ભાઇનું દર્શન થતું નથી. જેઓ લવમાત્ર લક્ષ્મીને માટે પોતાના સહોદર–ભાઇનો દ્વેષ કરેછે તે મૂઢ અને ભાગ્યહીન પુરુષો શ્વાનની તુલ્યતાને પામેછે. જે અભાગીઆઓ રાજ્યાદિકને માટે સહોદર ભાઈઓને હણેછે, તેઓ પોતાનાજ પક્ષના છેદનારા છે એમ હું માનુંછું. જેઓ એક ગ્રાસના[1] ભાગનો ગર્વ ધરી પોતાના ભાઇઓને છેતરેછે, તેઓને બીજા સાથે સંપ કરીને ગ્રાસ લેનારા કાગડાઓ પણ હસે છે.

આવી અમૃતે ભરેલી મહીપાળ કુમારના મુખચંદ્રથી ઝરતી વાણી સાંભળીને રત્નપ્રભના નેત્રમણિમાંથી ઘણાં અશ્રુબિંદુ પડવા લાગ્યાં. નિશ્વાસથી અને ગળતાં અશ્રુથી જેનો કંઠ રૂંધાઈ ગયોછે એવો તે વિદ્યાધર મહીપાળની પાસે જઈ ગદ્‌ગદ્ વાણીથી કહેવા લાગ્યો–"હે પરમ બંધુ! એ મારો નાનો ભાઈ રત્નકાંતિ મુળથી ઉદ્ધત છે, તેને મેં કોઈ દિવસ રીસાવ્યો નથી. તે પોતાની મેળેજ કાંઈક વિકલ્પ કરી ચિત્તમાં અવળું વિચારીને ચાલ્યો ગયો છે. હિતકારી વાક્યામૃત વડે મંત્રીઓએ તેને વાર્યો અને મેં પણ આગ્રહથી અટકાવ્યો, તે છતાં તે અવળું સમજી ચાલ્યો ગયો હતો. હે ભાઈ! આ વખતે તેના વિના સુખ અને દુઃખ આપનારૂ આ રાજ્યપાટ્યું વિષમિશ્રિત અમૃત જેવું હું જાણુંછું." રત્નપ્રભનાં વચન સાંભળી મહીપાળે કહ્યું, હે ભાઈ! 'હવે તેનો ખેદ કરો નહીં; દેહ અને દેહી (પ્રાણી) નો સંગમ જેમ કર્મ કરાવે તેમ તમારા બન્ને ભાઇનો સંગમ હું કરાવીશ.' એવું કુમારનું વચન સાંભળી તેનો સ્વીકાર કરી સ્વચ્છ મનવાળો રત્નપ્રભ પોતાના અનુજ બંધુને જોવામાં ઉત્સુક થઈ રહ્યો.

મહીપાળ કુમારે રાજપુત્રીની સાથે સંગીત શાસ્ત્રના આનંદથી અને ઈષ્ટજનના સંગમથી કેટલાએક દિવસ નિર્ગમન કર્યા. તેવામાં તો તેને અકસ્માત પૂર્વકર્મના પરિણામથી જ્વરની પીડા થઈ અને તેની સાથેજ તેના અંગ ઉપર ચોતરફ ફોલ્લા ઉઠી આવ્યા. નસના દાણા મૂક્યા હોય તોપણ ફુટી જાય તેવો દુઃસહ

તાપ કરનાર મહાજ્વર મહીપાળના અંગમાં વિસ્તાર પામ્યો. તેના તાપની શાંતિને માટે જો કાંઈ પણ ઠંડક કરેછે તો તેનાથી કમળના જેવો કોમળ દેહ ઉલટો વધારે બળે છે. અમૃત જેવા ઔષધોથી જેમ જેમ તે રોગને નિવારવા જાય છે તેમ તેમ સામ[1]વચન વડે દુર્જનની જેમ તે વ્યાધિ વધારે કોપ કરેછે. તે વ્યાધિનો નાશ કરે તેવા કોઈ વૈદ્યો, તેવી કોઈ વિદ્યાઓ કે તેવા કોઈ પ્રપંચો પૃથ્વીમાં કોઈ ઠેકાણે મળ્યા નહીં. મોટા વૈદ્યોએ આવી આવીને જાત જાતની ઔષધિઓ વડે અનેક પ્રકારના ઉપાયો એક માસ સુધી કર્યા તોપણ મહીપાળ તે રોગથી કિંચિત્ પણ મુક્ત થયો નહીં. છેવટે તેના વ્યાધિથી દુઃખી થયેલા કલ્યાણસુંદર રાજાની રજા લઈ, પિતાની પેઠે શોક કરતા બીજા સ્વજન વર્ગને મધુર વચનોથી શાંત કરી, સેંકડો વિદ્યાધરોવડે અને પુષ્કળ સૈન્યવડે વીંટાએલો કુમાર પોતાના પૂજ્ય પિતાને મળવાની ઉત્કંઠાથી સ્વદેશ તરફ ચાલ્યો. ગુણસુંદરી પણ વૃદ્ધજનોની શિક્ષા મેળવી, અને માતપિતાના ચરણને નમસ્કાર કરી પોતાના પતિની અનુગામિની થઈ.

અહીં પૂર્વે સ્વયંવરમાં જે રાજાઓ ઈર્ષાવાળા થયેલા હતા, તેઓ માલવ દેશમાં પ્રવેશ કરતા કુમારને માર્ગમાંજ રોકીને કહેવા લાગ્યા "હે રંક! અમો સર્વ રાજાઓના જોતાં રત્ન લઈને તું ક્યાં જાયછે? હમણાંજ તને તારી છળ વિદ્યાનું ફળ મળશે. જે પ્રાણી અતિ ચપળતાથી પોતાના માન કરતાં અધિક કાર્ય કરેછે, તે તેનું પ્રત્યક્ષ ફળ ભોગવે છે. જેમ તું તરતમાંજ કુષ્ઠી થયો છે. તે સ્વયંવર વખતે લોકોને જોઈને જે તું ઉંચાં નીચાં વચનો બોલ્યો હતો, તેનું ફળ હવે અમારા હાથથી ભોગવ." એમ કહી મહાક્રોધથી દુર્ધર એવા તે રાજાઓ સર્વ બળથી એકઠા મળીને મહીપાળ કુમારને ઘેરી વળ્યા. શત્રુઓનો કાળરૂપ મહીપાળ શત્રુઓના મુખમાંથી ઉપરનું વચન સાંભળી, રોગની પીડાને જાણે ભૂલી ગયો હોય તેમ સાવધાન થઈ ગયો અને હાથમાં તેણે ખડ્ગ લીધું. તત્કાળ ગજેંદ્રોની સાથે દંતાદંતિ, રથિકોની સાથે બાણાબાણી, પેદળની સાથે ખડ્ગાખડ્ગિ અને ઘોડેસ્વારોની સાથે ભાલાભાલી એવું પરસ્પર બન્ને સૈન્ય વચ્ચે મોટું યુદ્ધ શરૂ થયું. યુદ્ધ કરવામાં દીનતાએ રહિત એવા એ બંને સૈન્યના લોકોને યુદ્ધના રસમાં પોતાની પાસે રહેલો 'આ પોતાનો છે કે પારકો છે' એવો વિચાર પણ રહ્યો નહીં. માંસવડે ઢંકાયેલી અને મહીપાળના યશવડે વ્યાપ્ત થએલી પૃથ્વીને જોઈ તે યશને

---

૧. ઠંડા

સ્વર્ગમાં વિસ્તારવાને મહીપાળનાં બાણો આકાશમાં ગયાં, તો ત્યાં પણ તે યશનું કિંનરોએ ગાન કરાતું સાંભળી તેને નહીં વખાણનારા શત્રુઓની ઉપર એ સ્વામિભક્ત બાણો આવીને પડ્યાં. થોડીક વારમાં ઉછળતા તરંગોવાળા સમુદ્રો જેમ તટને ઉપદ્રવ કરે તેમ દુશ્મનોના સમૂહે કોપથી મહીપાળના સૈન્યને ઉપદ્રવીત કર્યું. એ વખતે દેવપાળ, મહીપાળ અને રત્નપ્રભ તથા તે શિવાયના બીજા મહા પરાક્રમી રથિક વીરો શત્રુઓની સાથે વિશેષ પ્રકારે યુદ્ધ કરવા લાગ્યા. નવીન મેઘ સમાન એ વીરોએ બાણની ધારાવડે વૃષ્ટિ કરી અને રૂધિરથી પૃથ્વીનું સિંચન કરી શત્રુઓનું દુર્ભિક્ષ ( દુકાળ ) પાડ્યું. મંથાનક જેવા તેઓએ સેનારૂપી દહીંને વલોવી જગત્‌ના તાપને નાશ કરનારૂં યશરૂપી માખણ ઉતાર્યું. થોડીક વારમાં તો જગત્‌માં સારરૂપ મહીપાળનું બળ સહન કરવાને અસમર્થ એવા શત્રુઓ પોતપોતાના સૈનિકોની સાથે દશે દિશામાં નાશી ગયા. તત્કાળ યાદવસૈનિકોએ જય જય શબ્દ કર્યો. અને દેવતાઓએ આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ કરી. ‘ મહાપરાક્રમી પુરૂષો ક્યારે પણ તૃણ ઉપર કોપ કરતા નથી ’ એમ ધારીને નરવર્માદિક રાજાઓએ મુખમાં તૃણ ધારણ કર્યું. ‘ આ મહીપાળ પૃથ્વીમાં હર્ષ ઉત્પન્ન કરનાર છે ’ એમ ધારી તેની આગલ આળોટતા રાજાઓ તે મિષે તેના ચરણનાં રજકણોથી પોતાના શરીરને લેપન કરવા લાગ્યા. તે વખતે ઉત્તમ સ્વામી મહીપાળ પોતાના ચરણ પાસે પડતા નમ્ર એવા એ રાજાઓના પૃષ્ઠભાગ ઉપર લક્ષ્મીના નિવાસરૂપ કમળ જેવો પોતાનો હાથ મૂકતો હવો. તેપછી ત્યાંજ રાજા નરવર્માએ રૂપથી દેવ કન્યાનો પણ તિરસ્કાર કરનારી વનમાળા નામની પોતાની કન્યા દેવપાળને આપી. એ પ્રમાણે સર્વ રાજાઓને જિતી, જાણે મૂર્તિવંત જયલક્ષ્મી હોય તેવી વનમાલાને સાથે લઈ મહીપાળ પોતાના નગર તરફ ચાલ્યો અને નરવર્માદિક રાજાઓ તેની આજ્ઞા લઈ, યાદવોના શૌર્યથી ચમત્કાર પામતા પોતપોતાને સ્થાનકે ગયા.

હવે મહીપાળને જેમ જેમ વનમાં વાયુ વાવા લાગ્યો તેમ તેમ આયુષ્યને નાશ કરનારો રોગરૂપી સર્પ વધવા લાગ્યો. દુષ્ટ પવનની મોટી પીડાઓથી અઢાર પ્રકારના કોઢોએ લક્ષ્મીના ઘરરૂપ તેના દેહને દૂષિત કરી દીધો. તે વનની ભૂમિ તેને નરક ભૂમિ જેવી જણાવા લાગી, કમલસહિત નદીનું જલ તેને ભયંકર લાગવા માંડ્યું, વાજિંત્રોના અવાજ કાળના નાદ જેવા લાગવા લાગ્યા, તેના શરીરમાંથી ઝરતા રસા (પરુ) વગેરે પરિજનોને અતિ દુર્ગંધવડે ત્રાસ આપવા લાગ્યા, ભોજન કાલકૂટ વિષસમાન લાગવા માંડ્યું, પાણી તપેલા સીસાંના રસ જેવું લાગવા

માંડયું, કર્પૂર દુઃખના પૂર જેવું જણાવા લાગ્યું, ગાયન દુર્વાક્ય જેવું લાગવા માંડયું, નૃત્ય સર્પના નૃત્ય જેવું દીસવા લાગ્યુ, અને પુષ્પો યમરાજના બાણ જેવાં લાગવા માંડયાં. નરકથી પણ અધિક દુઃખે પીડિત એવા તેને લોકોની સાથે, સ્વજનોની સાથે કે એકાંતમાં કોઈ ઠેકાણે પ્રીતિ ઉપજવા ન લાગી. પછી તેણે કેટલેક દિવસે એક પુષ્પવાળા વનમાં જઇને તેના દુઃખથી દુઃખી એવા સૈન્યને પડાવ નખાવ્યો. જેમ પ્રાણીને પૂર્વનું શુભાશુભ કર્મ સ્વયમેવ ઉદય પામે છે તેમ પરોપદેશવિના સારી કે માઠી બુદ્ધિ પણ પ્રવર્ત્તે છે. કર્મથી પ્રેરાયેલો આ જીવ સર્વ ઠેકાણે કુલાલ ચક્રનીપેઠે સ્વભાવથીજ ભમ્યા કરે છે. અહીં મહીપાલ કુમાર તે ઉદ્યાનના ખુલ્લા પ્રદેશમાં ચંદ્રની કાંતિના પૂરથી શ્યામ એવી રાત્રિએ સુખની અભિલાષાએ સુતો.

હવે ચૈત્રીપૂર્ણિમાના દિવસ ઉપર શત્રુંજયગિરિની યાત્રા કરવા અને આદિનાથ પ્રભુના ચરણકમલની સેવા કરવા ચારે તરફથી અનેક વિદ્યાધરો જતા હતા. ત્રૈલોક્યમાં જેટલા તીર્થો છે તેની યાત્રાથી જે ફળ થાય છે, તે ફલ પુંડરીક ગિરિની એક યાત્રા આપે છે. ચૈત્રમાસની પૂર્ણિમાને દિવસે કરેલી પુંડરીકગિરિની સ્તુતિ, સ્વર્ગ અને મોક્ષના સુખને હસ્તગત કરે છે. તેથી અનેક વિદ્યાધરોએ તે દિવસે શક્તિવડે નંદન વનમાંથી લાવેલા વિચિત્ર પુષ્પોવડે આદિનાથ પ્રભુની પૂજા કરી, અને ત્યારપછી પ્રસન્ન ચિત્તથી ચતુર ચાલવાળું તથા નાનાપ્રકારના અભિનયથી શોભતું સંગીત કર્યું તેમજ પ્રાંતે વિચિત્ર અર્થવાળા, ચતુર ભાષામય અને સંવેગગર્ભિત સ્તોત્રોથી ભગવંતની આરાધના ( સ્તુતિ ) કરી.

એવી રીતે ચૈત્રીપૂર્ણિમાની યાત્રા કરી પુંડરીકગિરિ ઉપરથી ઉતર્યા પછી તે અતિપ્રિય પુંડરીકગિરિ ઉપર દૃષ્ટિ કરતા કરતા તેઓ પોતાના સ્થાન તરફ વિદાય થયા. તે વખતે ચંદ્રચૂડનામના એક વિદ્યાધરને તેની પ્રિયાએ મધુરવાણીથી કહ્યુ કે, "હે નાથ! બીજા સૌ ભલે જાય પણ આપણે તો અહીં રહીશું. જગત્પતિ આદિનાથ ભગવંતે મારા ચિત્તમાં એવો વાસ કર્યો છે કે જેથી હું સ્વર્ગ અને મોક્ષાદિકને પણ તેની પાસે તૃણસમાન માનું છું: હે વિભો! આ પુંડરીકગિરિ ઉપર બીજા આઠ દિવસ રહેવાનો મારા ઉપર પ્રસન્ન થઇને નિર્ણય કરો, જેથી હું નિવૃત્તિથી એ પ્રભુની સ્તુતિ અને પૂજા કરૂં." આવી પોતાની પ્રિય સ્ત્રીની પ્રાર્થનાથી તે તીર્થમાં ભક્તિવાળો ચંદ્રચૂડ ત્યાં રહ્યો. "ઈષ્ટજને કરેલા ઈષ્ટ ઉપદેશની કોણ ઉપેક્ષા કરે." એવી રીતે ઘણી ઉત્કંઠાથી જગત્પતિને પૂજી પછી તે દંપતી-

એ અતૃપ્તપણે ત્યાંથી જવાની ઇચ્છા કરી. મોટા પ્રમાણવાળા વિમાનમાં બેસી તેઓ ચાલવા લાગ્યા, તેવામાં પૂર્વદિશામાં રહેલું સૂર્યોદ્યાન તેમના જોવામાં આવ્યું. નંદનવનને તિરસ્કાર કરનારૂં અને પુષ્પરૂપી ધનવાળું એ સુંદર ઉદ્યાન જોઈ સ્ત્રીએ પોતાના હૃદયેશ્વર ચંદ્રચૂડને કહ્યું—"હે નાથ! શત્રુંજયગિરિની પાસે રહેલું આ વન જુઓ! જે વન પ્રકાશિત પુષ્પોથી દિવસે પણ તારા સહિત આકાશના ભ્રમને આપે છે. તેની અંદર કમલના સમૂહથી શોભતો અને નિર્મળ જળરૂપી અમૃતથી પૂર્ણ એવો આ કુંડ આપણી નજિકજ છે. તે કુંડને કાંઠે ચલાયમાન ધ્વજાઓના છેડાથી સ્વર્ગીયજનને વીંજતા અર્હંત ભગવંતના ઉજ્જવલ પ્રાસાદો કેવા શોભે છે તે જુઓ. હે નાથ! આ ગિરિરાજની સીમાપર રહેલી આ વનની લક્ષ્મી મારા નેત્રને સુખ આપેછે, જો ક્ષણવાર આપની પ્રસન્નતા હોય તો આપણે અહીં રોકાઈએ." એવી રીતે પ્રિયાના મુખકમળમાંથી ઝરતી શ્રવણને પ્રિય એવી વાણીરૂપી સુધાનું પાન કરી ચંદ્રચૂડે પોતાનું વિમાન ત્યાં ઉતાર્યું. પછી કહ્યું કે "હે મૃગાક્ષિ! આ સૂર્યોદ્યાનનામે મહાપ્રભાવવાળું વન છે, અહીં સર્વ કાર્યમાં ઉપયોગી એવી અનેક દિવ્ય ઔષધીઓ થાય છે. આ સૂર્યાવર્તનામે કુંડ છે, તે સર્વ રોગની પીડાનો નાશ કરેછે. એના જળના એક બિંદુમાત્રથી અઢાર પ્રકારના કોઢ ક્ષય પામેછે."

એવી રીતે તે કુંડનો તથા વનનો પ્રભાવ કહેતો ચંદ્રચૂડ વિદ્યાધર પોતાની પ્રિયાસાથે ત્યાં મનોહર લતાગૃહમાં રમવા લાગ્યો. મનોહર પ્રિયાના ચપળ કટાક્ષથી લલિત થયેલા તે વિદ્યાધરે કમળના સમૂહથી વ્યાપ્ત તે કુંડના જળમાં ઘણી વાર સુધી વિલાસ કર્યો. પછી તેમાંથી કમળનાં પુષ્પો લઈ અને ધોયેલ ઉજ્વળ વસ્ત્ર પહેરી ચંદ્રચૂડે પોતાની પ્રિયાસહિત સિદ્ધાયતન (દેરાસર) માં જઈ ભગવંતની પૂજા અને સ્તુતિ કરી. તે પછી ભગવંતના ચરણથી પવિત્ર થયેલું અનેક રોગોનો નાશ કરનાર સૂર્યાવર્તકુંડનુંજળ લઈ તે દંપતી વિમાનમાં બેસી ત્યાંથી ચાલતા થયા.

આગળ ચાલતાં ચંદ્રની કાંતિના યોગથી જેમાં અનેક ધોળા તંબૂઓ જણાતા હતા એવી મહીપાળની સેના વિમાનમાં બેઠાં બેઠાં તેઓના જોવામાં આવી. સર્વ તરફ ઘોડા, હાથી, રથ, અને પેદલની ઘણી સંખ્યા જોઇને કાંતાએ પોતાના પ્રાણવલ્લભને પૂછ્યું. "હે નાથ! આવા વનમાં આટલા બધા મનુષ્યોની સ્થિતિ કેમ છે? અને જ્યાં દૃષ્ટિ નાખીએ છીએ ત્યાં પુષ્કળ હાથી અને ઘોડાજ કેમ ન-

જરે પડેછે? જુઓ, આ કોઈ પુરૂષ રોગાર્ત્ત હોવાથી ઘણા માણસોથી વીંટાએલો હોય એમ જણાય છે. તે તરફથી દુર્ગંધ આવેછે, તેથી તે કોઢીઓ છે, એમ મને લાગેછે. હે હૃદયેશ્વર! આપણી પાસે કોઢને હરનારૂ ઉત્તમ જલ છે. તે જો તમારી આજ્ઞા હોય તો હું તેના ઉપર સિચન કરૂં." પતિએ આજ્ઞા આપી એટલે એ દયાળુ સુંદરીએ વિમાનમાંજ રહીને તેની ઉપર તીર્થજળના છાંટા નાખ્યા. તે પવિત્ર જલના સંપર્કથી તત્કાળ મહીપાળને પૂર્વે નહીં થયેલી એવી શાંતિ પ્રાપ્ત થઈ, અને ગ્રીષ્મઋતુમાં સુકાએલું વૃક્ષ જેમ વર્ષાઋતુમાં નવપલ્લવ થાય તેમ મહીપાળ કુમારનું શરીર નવપલ્લવ થઈ ગયું. પ્રકાશિત અને દિવ્ય કાંતિવાળો મહીપાળનો દેહ થયેલ જોઇ વિદ્યાધર, ગુણસુંદરી, દેવપાળ, અને સર્વ સૈનિકો અત્યંત ખુશી થયા. પછી રાજાના અંગમાંથી જુદા પડેલા તે કુષ્ટરોગો આકાશમાં રહીને કહેવા લાગ્યા 'હે રાજા! હવે તું જય પામ, અમોએ તને મુક્ત કર્યો છે. આજથી સાત ભવ સુધી અમોએ તને સેવ્યો હતો. પણ હવે આ સૂર્યાવર્ત્ત કુંડનું જળ આવ્યું એટલે અમારો અવકાશ રહ્યો નથી.' એમ કહી કૃષ્ણવર્ણવાળા, અને ભયંકર રૂપવાળા એ મહારોગો કોલાહલ કરતા કોઇ ઠેકાણે ચાલ્યા ગયા. પછી લાખો સુખવાળી અને નિર્દોષ તે રાત્રી વીત્યા પછી દેવપાળે અતિહર્ષથી પ્રાતઃકાળે મહોત્સવ કર્યો. પોતાના દેહના આરોગ્યની વાર્તાથી ખુશી કરવાને પોતાના પૂર્વ મિત્ર રત્નકાંતિને વિદ્યાધરદ્વારા મહીપાળે બોલાવ્યો. મહીપાળનું નામ સાંભળતાંજ રત્નકાંતિ અતિહર્ષ પામી વિમાનોના સમૂહથી પરવરેલો સત્વર ત્યાં આવ્યો. પ્રેમની લાલસાવાળા મહીપાળે, એક દેહ કરવાને ઇચ્છતો હોય તેમ પોતાના નિરોગી અંગોવડે તેને આલિંગન કર્યું. પછી તેણે રત્નકાંતિ અને રત્નપ્રભનો ત્યાં મેલાપ કરાવ્યો અને પોતાની મિત્રાઈ તથા કહેલાં વચન સફળ કર્યાં. તેઓ પણ જેમ એકજ વૈતાઢ્ય પર્વતઉપર જુદા જુદા રાજ્યના અધિપતિ હતા તેમ દેહથી જુદા રહ્યા પણ પ્રેમથી તો પરસ્પર એક આત્મવાળા થઇ ગયા.

"જ્યારે સૂર્ય આકાશના મધ્યભાગમાં આવ્યો તે વખતે ત્યાં માસોપવાસના પારણાને માટે કોઈ બે મુનિઓ આવી ચડ્યા. મૂર્ત્તિમાન્ જાણે ધર્મ અને શમ[1] હોય તેવા તે બંનેને જોઈ, ઘણી ભક્તિવાળા મહીપાળે સંભ્રમપણે ઉઠી તેમને નમસ્કાર કર્યો અને મોટી ભક્તિથી શુદ્ધ અન્ન, વસ્ત્ર તથા જલાદિકથી પ્રતિલાભી પોતાને થયેલા રોગનું મૂલથી કારણ પુછ્યું. તેઓએ ધર્મલાભ આપી કોમલ વા-

૧ શમ=ક્રોધવિનાશ, ક્ષમા, ઉપશમાદિ.

ણીથી કહ્યું "હે રાજન્! આ વનમાં અમારા જ્ઞાનવાન્ ગુરૂ પધારેલા છે માટે તમને કાંઈ પણ સંદેહ હોય અથવા કોઈ પ્રકારના ધર્મ કર્મને જાણવાની તમારી ઇચ્છા હોય તો હે સ્વચ્છ હૃદયવાળા! તમે તેમની પાસે આવી તેવિષે પુછો." એ પ્રમાણે મહીપાળને કહીને તેણે વંદના કરેલા તે બંને મુનિઓએ ગુરૂપાસે આવી જે બન્યું હતું તે યથાર્થ કહી સંભળાવ્યું. ત્યારપછી દેવપાળ, મહીપાળ, રત્નપ્રભ, રત્નકાંતિ અને બીજા ઘણા લોકો ગુરૂને વાંદવા ગયા. ત્યાં આત્માવડે આત્માનું ધ્યાન કરતા, આનંદથી વ્યાપ્ત થયેલા, નાદબિંદુની કલાના સ્પર્શથી પ્રગટ થયેલા તેજવડે અંધકારના સમૂહનો નાશ કરતા, આધારચક્રના પદ્મને સંકોચી, શક્તિથી હૃદયમાં સ્થાપન કરી બ્રહ્મસ્થાનમાં રહેલા પરમજ્યોતિનું ચિંતવન કરતા, સર્વ ઉપર સમતા રાખતા અને એક મુક્તિએ જવાનીજ ઇચ્છા કરનારા એવા ગુરૂમહારાજને જોઈ તેઓ અનિર્વાચ્ય[1] આનંદ પામ્યા. પછી મન, વચન અને કાયાની શુદ્ધિપૂર્વક ત્રણ પ્રદક્ષિણા દઈ ઉત્તરાસંગ કરીને તેઓએ જ્ઞાનનિધિ એવા મુનીશ્વરને હર્ષથી નમસ્કાર કર્યો. થોડી વારે ધ્યાન સમાધિ છોડી ધર્મના વ્યાપારને કરનારા મુનીશ્વરે તેઓને બોધ કરવામાટે આ પ્રમાણે દેશના આપી. "અહો! ભવ્ય પ્રાણીઓ! આર્યદેશ, મનુષ્યપણું, દીર્ઘ આયુષ્ય, નિરોગીપણું, ઉત્તમ કુળ અને ન્યાયોપાર્જિત દ્રવ્ય એ પુરૂષોને પુણ્ય મેળવવામાં મૂલ હેતુરૂપ છે." ઇત્યાદિ ગુરૂના મુખચંદ્રથી ઝરતા દેશનારૂપ અમૃતનું પાન કરી તેઓએ પુછ્યું કે "હે ભગવંત! આ મહીપાળના શરીરમાંથી જુદા પડીને રોગોએ કહ્યું કે, 'અમે આના શરીરમાં સાત ભવથી રહ્યા હતા પણ જ્યાં એ તીર્થસંબંધી કુંડનું જળ પ્રાપ્ત થાય ત્યાં સ્થિર રહી શકતા નથી તેથી હવે જઈએ છીએ.' આવી તેમની વાણી કેમ થઈ? તે કહો" થોડી વારમાં સમાધિવડે તેનો પૂર્વભવ જાણીને ગુરૂ બોલ્યા કે "હે મહીપાળ! તેં પૂર્વે જે દુષ્ટ કર્મ બાંધ્યું હતું તે સાંભળ—

" આ ભરતક્ષેત્રમાં શ્રીપુરનામે એક નગર છે, ત્યાં ગુણીજનોની મર્યાદારૂપ શ્રીનિવાસ નામે રાજા હતો. તે પિતાની જેમ પ્રજાને પાળતો હતો, યમરાજની પેઠે શત્રુઓને મારતો હતો અને દાન આપવામાં કામધેનુ, ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષ કરતાં પણ અધિક હતો. પરંતુ શિલાદિ ગુણથી સંપન્ન છતાં એ રાજામાં શિકાર કરવાનો મોટો દુર્ગુણ પડેલો હોવાથી તે કલંકયુક્ત ચંદ્ર જેવો હતો. એક વખતે અશ્વઉપર આરૂઢ થઈ, હાથમાં ધનુષ લઈ મૃગયા રમવાને માટે તે વ-

---

૧ અનિર્વાચ્ય=વચનદ્વારા કહી ન શકાય તેવો

નમાં ગયો. ત્યાં ત્રાસ પામેલા એક મૃગના ટોળાની પછવાડે તેણે વેગવાળા પોતાના ઘોડાને દોડાવ્યો, અને તેની ઉપર મેઘની જેમ અવિચ્છિન્ન બાણોની વૃષ્ટિ કરી. જેમ જેમ તે મૃગનું ટોળું આગળ ચાલ્યું તેમ તેમ ઘોડાના વેગથી જે દૂર હતું તેને પાસે કરતો અને પાસે રહેલાને દૂર કરતો તે રાજા વ્યસનની આસક્તિવડે પોતાની સેનાથી ભ્રષ્ટ થયો. આગળ જતાં એક ઘાટા વૃક્ષોનો જથ્થો આવ્યો, તેની અંદર કોઈ જીવ હશે એમ ધારી, તેને હણવાને તે વૃક્ષના ઝુંડમાં તેણે તીક્ષ્ણ બાણ છોડ્યાં. તે વખતે "**नमोऽर्हद्भ्यः**" એવી ગદ્ ગદ્ વાણી તેના સાંભળવામાં આવી. તરતજ તે શબ્દની ઉત્પત્તિનું સ્થળ જાણવાને જેવી તેણે દૃષ્ટિ નાખી, તેવાજ કાર્યોત્સર્ગે રહેલા કોઈ મુનિને પોતાના બાણથી વિંધાઈને પૃથ્વીઉપર પડતા જોયા. એ મહર્ષિને હણાયેલા જોઈ જાણે પોતાનું પુણ્યરૂપ વૃક્ષ મૂળમાંથી છેદાણું હોય તેમ જાણતો રાજા ઘણો શોક કરવા લાગ્યો. "હે નાથ! નિવિડ પાપી એવા મેં આ શું કર્યું? અરે! મહાકષ્ટવડે ઉપાર્જન કરેલું બોધી બીજ મેં દુષ્કર્મરૂપી અગ્નિથી બાળી નાખ્યું. મારા જીવિતને ધિક્કાર છે, કે પુણ્યનો છેડો લાવનારૂં અને પાપનું વધારનારૂં આ નિરપરાધી પ્રાણીને મારવાનું વ્યસન મને લાગુ પડ્યું એક જીવને મારવાથી પણ ઘણા ભયંકર નરકમાં પડવારૂપ તેનું ફળ પ્રાણીને મળે છે. અહો! દુરાત્મા એવા મેં આ નઠારૂં વ્યસન એવી પ્રૌઢતાને પમાડયું કે તેની વૃદ્ધિથી આખરે ઋષિહત્યાનું પાપ મને લાગ્યું. જે ધર્મજ્ઞ પુરૂષો થઈને મને આવા વ્યસનમાં ઉત્સાહ આપતા હતા, તેઓને અને આવા નિરપરાધી જીવોને દુઃખ આપનારા મને પણ ધિક્કાર છે. જેઓ 'રાજાઓને શિકાર કરવામાં પાપ નથી' એમ કહે છે, તેઓની વિદ્વત્તા અને તત્વવૃત્તિ બન્ને ક્ષય પામો. અહા! ઉદ્ધત પાપીઓ માત્ર તૃણ જલથી તૃપ્ત રહેનારા નિરપરાધી પ્રાણીઓને તીક્ષ્ણ બાણથી મારી નાખે છે, એ કેવી ખેદની વાત છે? જાણે શરીરધારી પુણ્યરાશિ હોય તેવા આ મહાયોગિ મુનિને મેં અભાગીએ મારી નાખ્યા. હવે હું ક્યાં જઉં અને શું કરૂં?" આ પ્રમાણે કહીને ખેદ પામેલા તે રાજાએ પોતાના જન્મને નષ્ટ કરનાર અને પાપના મૂલરૂપ ધારીને પોતાના ધનુષબાણને ભાંગી નાખ્યાં. ત્યાર પછી ઉતાવળો ઘોડા ઉપરથી ઉતરી મુનિની પાસે આવી જાણે પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરતો હોય તેમ તેમને નમસ્કાર કર્યો અને જેમનો માત્ર થોડો શ્વાસ ચાલતો હતો એવા મુનિના ચરણકમલને હાથમાં લઈને પોતાના નમેલા મસ્તક ઉપર મુગટરૂપ કર્યાં. પછી પોતાના કુકર્મને નિંદતો અને આજુબાજુ રહેલા મૃગ પક્ષીઓને પણ રોવરાવતો તે રાજા મુક્ત કંઠે વિસામો લીધા વિના રૂદન કરવા

લાગ્યો. છેવટે બોલ્યો કે, "હે દેવ! મૃગયાના વ્યસનવાળા મેં દુરાત્માએ આ મહા દુષ્કર્મ કર્યું છે. હવે આજ્ઞા કરો હું શું કરૂં? હે નાથ! મારા નિર્મળ કુળને મેં કલંક લગાડયું છે અને મહા પ્રકાશમાન પુણ્યરૂપી પ્રાસાદને કાજલનો કૂચડો આપ્યો છે. જો કુળમાં દુરાચારી અને મૂર્ખ પુત્ર થાય તો પૂર્વજના પુણ્યરૂપી વૃક્ષમાં પણ દાવાનળ લાગ્યો એમ મનાય છે. આ વખતે કલંકી અને તિર્યંચ તથા નરકના અતિથિ એવા મને તમારા આ ચરણજ માત્ર શરણરૂપ છે." એમ કહી પોતાના આત્માને નિંદતો અને જેનાં નેત્રો અશ્રુવડે વ્યાપ્ત થયેલાં છે એવો રાજા મુનિના ચરણને વારંવાર નમવા લાગ્યો. એ વખતે તે મુનિએ પણ ભગવંતના ચરણને સ્મરણ કરતાં કર્મનીપેઠે જાણે ખેંચ્યા હોય તેમ ક્ષણમાં પોતાના પ્રાણને છોડી દીધા. તત્કાલ એ મુનિના વધરૂપી ખડ્ગવડે જેનું હૃદય ફાટી ગયું છે એવા તે રાજાએ ફરીને રૂદનમય પોકાર કર્યો અને તે મુનિરાજના ગુણની શ્રેણીનું ધ્યાન કરતો મૂર્છા પામ્યો.

"આ તરફ તેના સૈનિકો જે જુદા પડી ગયા હતા તે ત્યાં આવી પહોંચ્યા; અને તેવી સ્થિતિવાળા રાજાને જોઈ તેને નીતિ વચનની યુક્તિવડે બોધ આપી કાંઈક દુઃખમાંથી નિવૃત્ત કર્યો. પછી મુનિના દેહને અગ્નિસંસ્કાર કરી મનમાં ઘણું દુઃખ પામતો રાજા પોતાને સ્થાનકે ગયો અને મુનિહત્યાના પાપની શાંતિને માટે તે વનમાં શ્રી શાંતિનાથનો ચાર દ્વારવાળો એક પ્રાસાદ તેણે કરાવ્યો. ભક્તિથી શોભિત તે રાજા ત્યારથી મુનિઓને સર્વ પાપને હરનાર શુદ્ધ અન્નવસ્ત્રાદિકનું દાન નિત્ય નિયમપૂર્વક આપવા લાગ્યો. એવી રીતે મન વચન કાયાની શુદ્ધિપૂર્વક ધર્મને આચરતાં છતાં પણ એ રાજા ઋષિહત્યાના પાપથી મુક્ત થયો નહીં. અંતે તે દુઃખરૂપી શલ્યથીજ અતિ પીડા પામતો શ્રીનિવાસરાજા મહારોગને ભોગવી મૃત્યુ પામીને સાતમી નરકે ગયો. ત્યાં બંધન અને છેદન વિગેરેનું મોટું દુઃખ ચિરકાળ અનુભવી ત્યાંથી નીકળીને તિર્યંચના ભવને પ્રાપ્ત થયો. એ ભવમાં શીત, આતપ, મહારોગ, તાડન, ક્ષુધા અને તૃષા વિગેરેનું અજ્ઞાનપણે મહા દુઃખ ભોગવી ફરી પાછો નરકમાં ગયો. એવી રીતે તિર્યંચ અને નરક ગતિમાં અનેક અવતાર ધરી પછી છ ભવસુધી મનુષ્ય થઈને દુષ્ટ રોગથીજ મૃત્યુ પામ્યો. આ સાતમે ભવે હે મહીપાળ! તે રાજાનો જીવ તું થયો છે. તને જે દુષ્ટ રોગ થયો હતો તે પૂર્વોપાર્જિત મુનિહત્યાના પાપનું પક્વ ફળ તને પ્રાપ્ત થયું હતું. હે રાજપુત્ર! હાસ્યથી

૧ તડકો

પણ જો મુનિને વિરાધ્યા હોય તો તે કર્મ દુઃખના સમૂહને આપે છે તો ઈર્ષ્યાવડે વિરાધના કરવાથી તો નરકગતિ આપે તેમાં શું કહેવું? યતિને માત્ર કોપાવ્યાથી એક જન્મનું કરેલું પુણ્ય ક્ષય થઈ જાય છે અને યતિનો ઘાત કરવાથી સાતમી નરકમાં વાસ થાય છે. ઋષિહત્યારૂપી વેલડી, દુઃખ, દુર્ગતિ, દુર્યોનિ અને દૌર્ભાગ્ય વિગેરે ફળોથી આ લોક અને પરલોકમાં ફળ્યા કરે છે. મન, વચન, કાયાની શુદ્ધિવડે આરાધના કરેલા મુનિ સર્વ પ્રકારનાં સુખને આપે છે અને વિરાધના કરવાથી નરક તિર્યંચાદિગતિમાં ઘણી પીડાઓ પ્રાપ્ત થાય છે. મહાસત્વવાળા અને વ્રતધારી મુનિરાજ તો એકતરફ રહ્યા, પણ ક્રિયારહિત અને ગુણને નહીં જાણનારા મુનિની પણ કોઈ વખત વિરાધના કરવી નહીં. જેવા તેવા પણ સાધુના વેષવાલા મુનિને ગૃહસ્થે પુણ્ય પ્રાપ્તિની ઇચ્છાથી ગૌતમની પેઠે ભક્તિથી પૂજવા. મુનિનો વેષ વંદન કરવા યોગ્ય છે, શરીર વંદન કરવા યોગ્ય નથી; તેથી સુકૃતવાન પુરૂષે તેવા વેષને જોઇને સેવા કરવી. તેવી રીતે માત્ર વેષથી પણ મુનિનું શુદ્ધ આચરણ વિશેષ વંદન કરવા લાયક છે, તેથી મોક્ષની ઇચ્છાવાળા પુરૂષે મુનિનું શુદ્ધ આચરણ જોઈને વિશેષપ્રકારે તેમની પૂજા કરવી. ક્રિયારહિત સાધુની પણ જો પૂજા ભક્તિ થાયછે તો તે લજ્જાથી પણ વ્રતધારી થાય છે અને સત્ક્રિયાવાળો સાધુ હોય પણ જો તેની અવજ્ઞા થાયછે તો તે વ્રતમાં શિથિલ આદરવાળો થઈ જાયછે. જે મનુષ્યો મુનિરાજને જોઈને નમતા નથી તેઓનાં દાન, દયા, ક્ષમા અને શક્તિ એ સર્વ અલ્પ ફળને આપનારાં થાય છે. તેથી એ જૈનલિંગી સાધુઓની મન, વચન કાયાની શુદ્ધિવડે આરાધના કરવી; સ્વાર્થનો ઘાત કરનારી તેઓની નિંદા સર્વથા કરવી નહીં. હે મહીપાળ! તને દુષ્ટ રોગ થવાનું આ કારણ મેં સ્ફુટરીતે કહ્યું છે. તેથી હવે કોઈ દિવસ તારે ક્રોધ પામેલા મુનિની પણ વિરાધના કરવી નહીં.”

“હે મહીપાળ! હવે સૂર્યાવર્ત્તકુંડના જલસંબંધી વૃત્તાંત કહું છું તે સાંભળ. શત્રુંજય ગિરિની નીચે પૂર્વદિશા તરફ એક મોટું સૂર્ય વન છે. ત્યાં સૂર્યે વૈક્રિયરૂપ ધરીને જિનેશ્વરની સેવા કરવા માટે સાઠ હજાર વર્ષસુધી રહ્યા હતા, તેથી તે સૂર્યોદ્યાન કહેવાય છે. તેની અંદર સૂર્યાવર્ત્ત નામે કુંડ છે, જેનું જળ ઋષભદેવ ભગવંતની દૃષ્ટિરૂપ અમૃતવડે વ્યાપ્ત થયેલું છે. હત્યાદિ દોષને નાશ કરનારૂં અને સર્વપ્રકારના દુષ્ટ રોગને હરનારૂં તેનું જળ મોટીભક્તિવડે જિન ભગવંતના સ્નાત્રમાં ઘણીવાર યોજવામાં આવેલું છે. એક મણિચૂડ નામે વિદ્યાધર પોતાની પ્રિયા

સાથે ચૈત્રી પૂર્ણિમાના ઉત્સવ ઉપર શ્રીવિમળાચલ તીર્થે યાત્રા કરવા આવ્યો હતો તે યાત્રા કરી ભગવંતને નમી સૂર્યોદ્યાનમાં આવ્યો. ત્યાં પણ એ બુદ્ધિમાન્ વિદ્યાધરે ઋષભદેવની પ્રતિમાને નમસ્કાર કર્યો અને તે કુંડનું પવિત્ર જળ લઈ પોતાના નગર તરફ ચાલ્યો. તેની પ્રિયા જે વિમાનમાં સાથે હતી તેણીને તારી મહાદુઃખી સ્થિતિ જોઈને દયા આવી. એટલે પોતાના પતિની આજ્ઞા લઈ તારા ઉપર તે કુંડનું જળ નાંખ્યું. તે જલના સિંચનથી સર્વે વ્યાધિઓ તારા શરીરમાંથી દૂર થયા. 'અમે હવે તારા શરીરમાં રહેવાને સમર્થ નથી' એમ કહી ચાલ્યા ગયા. હે રાજપુત્ર ! ઘણું કરીને સર્વ પ્રકારની હત્યા નરકાદિ દુઃખને આપનારી છે, તેમાં પણ યતિહત્યા તો અવિશ્રાંત[1] ભવભ્રમણનું કારણ છે. કોઈપણ નિર્દોષ પુરૂષોએ વાણીથી પણ મુનિને કોપાવવા નહીં, કેમકે પ્રાયઃ પરનિંદા ઘણા દુઃખસમૂહને આપનારી છે. તેથીજ મહર્ષિઓ પરનિંદા, પરદ્રોહ અને પરદ્રવ્યનું હરણ એ ત્રણ મોટાં પાપ કહે છે. લિંગધારી મુનિ હમેશાં વંદના કરવા યોગ્ય છે તેથી ભદ્રીક જીવે તેની ક્રિયા વિગેરે કાંઈ જોવું નહીં. કેમકે, જેવી તેવી પણ એ આકૃતિ ( મુનિવેષ ) જ વંદન કરાય છે." આપ્રમાણે કહી મુનિ વિરામ પામ્યા એટલે મહીપાળે આપ્રમાણે કહ્યું.

" હે ભગવન્ ! મને આપ જંગમ તીર્થરૂપ પ્રાપ્ત થયા છો. સર્વોત્કૃષ્ટ તીર્થના ઉપદેશથી અને ધર્મરૂપી નેત્રને પ્રકાશ કરવાથી અનુપમ તીર્થરૂપ એવા તમે મને પ્રાપ્ત થયા તેથી હું મારા આત્માને ધન્ય માનું છું. સંસારી જીવોને તમે સેવવા યોગ્ય, પૂજવા યોગ્ય અને ધ્યાન કરવા યોગ્ય છો. કેમકે ગુરૂવિના બુદ્ધિવંત પુરૂષ પણ ધર્મના તત્વને જાણી શકતો નથી. રસસિદ્ધિ, કલા, વિદ્યા, ધર્મતત્વ અને ધનનું ઉપાર્જન એ સર્વે ગુરૂના ઉપદેશવિના વિચક્ષણ પુરૂષને પણ સાધ્ય થતાં નથી. કોઈક પુરૂષ માતા, પિતા અને ભાઈ વિગેરે સર્વના ઋણમાંથી મુક્ત થઈ શકે છે પણ ધર્મદાતા ગુરૂના ઋણમાંથી અનેક ઉપાયોવડે પણ તે મુક્ત થઈ શકતો નથી. પિતા માતા વિગેરે સંબંધીઓ તો ભવોભવ મળેછે, પણ ધર્મદાતા સદ્ગુરૂ તો કોઈ પુણ્યનાયોગે કોઈ વખતેજ મળેછે. હે ભગવન્ ! પ્રમાદને આધીન જેનું ચિત્ત છે એવો હું આ ભવસાગરમાં અનંત કાળથી ભમતો હતો, તેને ચિંતામણિ રત્ન જેવા અમૂલ્ય તમે પ્રાપ્ત થયાછો. હે પ્રભુ ! જો તમે મને તે તીર્થ બતાવશો તો હું ધન્યવંત પુરૂષોમાં ધન્ય અને પુણ્યવંતમાં પણ પુણ્યવંત થઈશ. જો ગુરૂ સાક્ષી હોય તોજ સર્વ ક્રિયાઓમાં યથાર્થ પ્રવૃત્તિ થાય છે, અન્યથા નહીં. કારણ કે

---

૧ ચાલુ

નેત્રવાળો મનુષ્ય પણ સૂર્ય હોય તોજ સર્વ વસ્તુને જોઈ શકેછે." આવી રીતે તીર્થ ભક્તિની વાસનાવાળા તેણે ગુરૂની પ્રાર્થના કરી એટલે ગુરૂમહારાજે સાથે આવવું કબુલ કર્યું. તત્કાળ રાજકુમાર આનંદ પામી ઉભો થયો, અને ભેરીના નાદથી દિશાઓના સમૂહને સંભ્રમ પમાડતા તે પરાક્રમી પુરૂષો સર્વ સારને લઇને ત્યાંથી ગુરૂ સાથે ચાલ્યા. અવિચ્છિન્ન પ્રયાણે ચાલતા ચાલતા થોડા દિવસમાં સૂર્ય વનમાં આવ્યા. ત્યાં જાતજાતનાં વૃક્ષોની છાયા નીચે સૈન્યને નિવાસ કરાવ્યો અને ગુરૂની બતાવેલી વિધિવડે મહાઉત્સવ સહીત સૂર્યકુંડમાં સ્નાન કરીને ચૈત્યમાં જઈ અર્હંત ભગવંતની પૂજા કરી. તેઓએ એ વખતે મહોદય સંપાદન કર્યો. પછી ત્યાં વિદ્યાધરોએ વિદ્યાના બળથી ધ્વજાઓથી શોભતા રત્નમય વિમાનો વિકુર્વ્યાં. તે વિમાનોના સમૂહથી આકાશને આચ્છાદન કરતાં સિદ્ધિરૂપી મહેલની અગ્રવેદિકારૂપ શત્રુંજયગિરિ ઉપર તેઓ આવી પહોંચ્યા. ત્યાં જિનપ્રાસાદોની ઉપર યાત્રાળુ લોકોના પુણ્યથી ભરેલા જાણે પૂર્ણ કુંભ હોય તેવા સુવર્ણ કલશોની શ્રેણીને જોઇને તેઓ ઘણો હર્ષ પામ્યા. પર્વતની છેક ઉપર આવી ત્રણ ભુવનમાં ઉત્તમ એ તીર્થનાં તથા આદીશ્વર પ્રભુનાં તેઓએ દર્શન કર્યાં, જેથી મોક્ષ સુખને આપનારૂં પવિત્રપણું તેઓને પ્રાપ્ત થયું. તરતજ તેઓએ વિમાનમાંથી ઉતરી હર્ષપૂર્વક રાયણના વૃક્ષને પ્રદક્ષિણા કરી અને જગત્પતિ પ્રભુના પગલાને નમસ્કાર કર્યા. ત્યાંથી પ્રભુના મુખ્ય પ્રાસાદ પાસે આવ્યા. તેને જોઇનેજ તેઓનાં અંગ પ્રીતિવડે પૂર્ણ થઈ ગયાં અને આદરથી ઉંચા હાથ કરીને તેઓ નાચવા લાગ્યા. આદિનાથ પ્રભુના દર્શનથી પોતાની આત્માની સ્તુતિ કરતા તેઓએ જે પુણ્ય પ્રાપ્ત કર્યું તે વચનથી કહી શકાય તેવું નથી. પ્રથમ તેમણે ઉત્તમ કિરણવાળા રત્નોથી પ્રભુને વધાવ્યા, પછી પુણ્યના ભારથી ઉન્નત એવા તેઓ પૃથ્વી ઉપર આળોટી ભગવંતને નમસ્કાર કરવા લાગ્યા. ત્યાંથી શત્રુંજયા નદીએ જઈ તેમાં સ્નાન કરી અંદરને બહાર શુદ્ધ થયા અને સદ્ગુણી એવા તેમણે પોતાના યશની જેવાં ઉજ્જવલ વસ્ત્રો ધારણ કર્યાં. પછી વિદ્યાના બલવડે નંદનવનમાંથી લાવેલાં પુષ્પોવડે ત્રૈલોક્યમાં તિલકરૂપ પ્રભુની પૂજા કરી. એવી રીતે મનના હર્ષથી અને ગુરૂમહારાજના આદેશથી તેઓએ ગિરિરાજ ઉપર સર્વ પ્રકારના સુખને આપનારૂ સર્વ ધર્મ કૃત્ય કર્યું અને છેવટે અતિ હર્ષ ધરી પવિત્ર અને વિચિત્ર પદવાળા અર્થયુક્ત સ્તવનોથી ઉત્કૃષ્ટ સુખને આપનારા પ્રભુની સ્તુતિ કરીને પાપરહિત થયા. તેમજ ગુરૂને પણ ભક્તિથી શુદ્ધ ઉપકરણોવડે પ્રતિલાભ્યા અને અનુકંપાદાન આપી અનેક દીન લોકોને આનંદિત કર્યા.

એક વખતે ગુરૂએ કહ્યું કે, 'જિન ભગવંતની પૂજા કરવામાં જે પુણ્ય છે તેનાથી પ્રભુની પ્રતિમા અને ચૈત્ય કરાવવાથી સેંકડો અને હજારોગણું વધારે પુણ્ય છે. અર્હંત ભગવાન્‌ની પ્રતિમા અને ચૈત્ય કરાવનારો પુરૂષ સ્વર્ગનું ફલ પામે છે. તે કરતાં પણ પાપી લોકોથી તીર્થની રક્ષા કરવાવડે અનંતગણું પુણ્ય છે.' આવી રીતે ગુરૂમહારાજનાં વચન સાંભળી ઘણી ભક્તિવાળા મહીપાળે પ્રતિમાસહિત એક ઉંચો પ્રાસાદ ત્યાં કરાવ્યો. ત્યાં અષ્ટાન્હિક ઉત્સવ[1] કરી વિમાનવડે ગુરૂને માર્ગે અનુસરતા તેઓ ત્યાંથી રૈવતાદ્રિ[2] પર્વતે આવ્યા. નેમિનાથના ચરણની પૂજામાં તત્પર એવા તેઓએ મોટા ઉત્સાહથી ત્યાં પણ અષ્ટાન્હિક ઉત્સવ કર્યો. ત્યાં રહેલા સૂર્યમલ્લરાજાના સાંભળવામાં આવ્યું કે, 'પોતાના પુત્રો મહોદય મેળવી સ્ત્રીસહિત અહીં આવેલા છે' એટલે તરતજ તે હર્ષ પામી સન્મુખ આવ્યો. જંગમ તીર્થ સદૃશ પિતાને જોઈ ભક્તિથી ભરપૂર એવા તેઓ આદરથી પૃથ્વીઉપર આળોટી નમી પડ્યા. રાજાએ પોતાની જાણે ન્યાય ને ધર્મરૂપ બે પાંખો હોય તેવા પૃથ્વીપર પડેલા તે ગુણવાન પુત્રોને હાથે કરી બેઠા કર્યા. પછી પ્રીતિથી ભરપૂર એવા તેઓ પરસ્પર આલિંગન કરવા લાગ્યા. તે વખતે તેમને જે હર્ષ થયો તે વચનથી કહી શકાય તેમ નથી. પછી પોતાના પુત્રોનીસાથે હાથી ઉપર બેસી યાચકોને દાન આપતાં સૂર્યમલ્લ રાજાએ નગરમાં પ્રવેશ કર્યો. શેહેરમાં ઠામોઠામ ગોઠવેલાં ધ્વજા સહિત ઉંચા માંચડાઓ, સુંદર તોરણો અને અનેક પ્રકારનાં સંગીતોને જોતાં જોતાં તેઓ રાજમંદિરમાં આવ્યા. પછી રત્નકાંતિ અને રત્નપ્રભ વિદ્યાધરનો સુવર્ણ, હાથી અને ઘોડા વિગેરે આપવાવડે સત્કાર કરીને, પરિવાર સાથે પ્રીતિપૂર્વક તેમને પોતાને સ્થાને જવા માટે વિદાય કર્યા. તેજ દિવસે વયથી મોટા દેવપાળે 'તું ગુણથી મોટો છે.' એમ કહી સંમતિ આપી એટલે રાજાએ મહીપાળને રાજ્ય ગાદી ઉપર સ્થાપન કર્યો.

મહીપાળ કુમાર ગુણવાળું રાજ્ય પામીને ન્યાયવડે પ્રજાને પાળવા લાગ્યો. જેથી તેણે અખંડિત એવો યશરૂપી ભંડાર ભર્યો. જ્યારથી મહીપાળ રાજ્ય ઉપર આવ્યો ત્યારથી પૃથ્વી ઉપર અન્યાય, શત્રુનો ભય, દુકાળ કે રોગનો સંભવ તદન નાશ પામી ગયો. એના નીતિવંત રાજ્યમાં મેઘ વાંછિત વૃષ્ટિ કરવા લાગ્યા, પવન તાપનો નિગ્રહ કરવા લાગ્યો અને વૃક્ષો પૂર્ણ રીતે ફળ આપવા લાગ્યાં. પોતાની પ્રિયાને સાથે લઈ આકાશગામિની વિદ્યાવડે મહીપાળ રાજા શાશ્વત અને અશા-

---

૧ અઠ્ઠાઈ મહોત્સવ. ૨ ગિરનાર.

શ્વત ચૈત્યોમાં જઈ જિનેશ્વરની પૂજા કરવા લાગ્યો. શત્રુંજય અને ઉજ્જયંત વિગેરે પર્વતો ઉપર તથા અનેક નગર, ગામ અને ઉદ્યાનોમાં તેણે નવીન જિનપ્રાસાદ કરાવ્યા. એ મહીપાળ રાજા ચોરાશી કિલ્લાબંધ નગરો, તેટલાંજ બંદરો તથા એક લાખ અને બત્રીશ હજાર ગામોનો ભોક્તા થયો અને સાત લાખ ઘોડા, સાતસો હાથી અને તેટલાજ રથનો તે પ્રભુ થયો. એવી રીતે ચારસો વર્ષ સુધી રાજ્યસમૃદ્ધિ ભોગવી છેવટે સંસારથી વિમુખ થઈ પોતાના પુત્ર શ્રીપાળને રાજ્ય ઉપર બેસાર્યો અને પોતાના ભાઈ દેવપાળના પુત્ર નવપાળને ધાન્યના નિધાનરૂપ જળદુર્ગવાળો સિંધુદેશ આપ્યો.

આ પ્રમાણે મહીપાળ રાજા વિવેકપૂર્વક પુણ્યના સમૂહને સંપાદન કરી, પોતાની સ્ત્રી સહીત શત્રુંજય પર્વતે આવી, શ્રીકીર્તિવિજય મુનિવર્યપાસે વ્રત ગ્રહણ કરી, તેમના કહેલા નિર્મળ જ્ઞાનથી પ્રકાશિત થઈ આયુષ્યનો ક્ષય થતાં તેજ ભવમાં મુક્તિપદને પામ્યો. હે ઇંદ્ર[1]! તેના વંશમાં યશ અને સુકૃતને સંચય કરનાર તથા શુદ્ધચિત્તવાળો આ રિપુમલ્લ રાજા થયેલો છે. પવિત્ર એવો એ રાજા આ રૈવતાચલનીપાસે નિવાસ કરી રહેલો છે તેથી અદ્ભુત લક્ષ્મીવાળો ત્રણ ભવવડે મુક્તિ લક્ષ્મીને પામશે.

હે સુરરાજ! સ્મરણ કરવાથી પણ સર્વ ઇચ્છિત ફલને આપનારૂં એવું આ શાશ્વત અને આદિ તીર્થ જય પામેછે. એ તીર્થના મહિમાને ભલા રહસ્યને જાણનારા જ્ઞાનીઓ પણ કહી શકતા નથી. એ તીર્થની તળેટીમાં પૂર્વ દિશામાં નાનાપ્રકારના વૃક્ષોવાળું સૂર્યોદ્યાન આવેલું છે, જે સિદ્ધ અર્હંતની પ્રતિમાઓને નમન અને સ્મરણ કરનારા પુરૂષોના સર્વ અશુભને નાશ કરે છે. વનમાં, જેની અંદર અપાર સુગંધના ભારથી ભરપુર નિર્મલ જળ શોભી રહેલું છે એવો સર્વ પ્રકારના કુષ્ટ રોગને નાશ કરનારો સૂર્યાવર્ત્તનામે આ પ્રભાવિક કુંડ છે.

**इत्याचार्यश्रीधनेश्वरसूरिविरचिते महातीर्थशत्रुंजयमाहात्म्ये**
**महीपालचरित्रवर्णनो नाम द्वितीयः सर्गः ॥ २ ॥**

---

૧ આ પ્રમાણે વીર પરમાત્મા ઇંદ્રને કહેછે.



# ત્રીજો સર્ગ.



જેઓના હાથમાં જળથી ભરેલા કમલપત્રના પડિયાઓ રહેલા છે એવા યુગળીઆઓ, આદિનાથ પ્રભુને રાજ્યાભિષેક કરવાને વખતે, તેમના ચરણને કમલ જેવા જોઈ, જલમાંથી થયેલા કમલ પણ પૃથ્વી ઉપર જલ વિના રહેલા છે એમ જાણીને, તેમજ પ્રભુને શરીરે કરેલા અંગરાગથી ચકિત થઇને, જેઓએ પ્રભુના શરીરપર જલ સિંચન ન કરતાં તેમના ચરણને જલથી સિચન કર્યા, એવા તે પ્રભુના ચરણકમલ હંમેશાં ભવ્ય જીવોના સંસારતાપના વિચ્છેદને અર્થે થાઓ.

હે ઈંદ્ર ! આ તીર્થનો મહિમા મેં સંક્ષેપથી કહ્યો, પણ હવે તેનો વિચિત્ર પ્રભાવ કહુંછું તે સાંભળ. આ તીર્થ અનંત કાલનું થયેલું છે અને હમેશાં અવિનાશી છે; પણ આ અવસર્પિણી કાલમાં તે જેવી રીતે થયેલું છે તેવી રીતે તને કહું છું. આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતાર્દ્ધમાં ગંગા અને સિંધુ નદીના મધ્ય પ્રદેશની અંદર આ અવસર્પિણીના પહેલા ત્રણે આરામાં જુગલીઆઓ રહેતા હતા. તેઓમાં ત્રીજા આરાને છેડે વિમલ હાથી ઉપર બેસવાથી જેનું વિમલવાહન એવું નામ પડયું હતું એવો અને સુવર્ણના જેવી કાંતિવાળો આદ્ય કુલકર થયો. તેનો પુત્ર ચક્ષુષ્માન થયો. તેનો પુત્ર યશસ્વી નામે થયો. તેનો અભિચંદ્ર, તેનો પ્રસેનજીત્, તેનો મરૂદેવ અને તેનો નાભિ નામે પુત્ર સાતમો કુલકર થયો. એ નાભિ નીતિથી ઉજ્વલ હતો. તેને સરલતાના ગુણથી મનોહર એવી મરૂદેવી નામે એક સ્ત્રી હતી. અવસર્પિણીકાલના ત્રીજા આરાને પર્યંતે જગત્પતિ આદિનાથ પ્રભુ, સર્વાર્થસિદ્ધ વિમાનથી ચ્યવીને એ મરૂદેવીના ઉદરમાં અવતર્યા. ઉદય પામતા સૂર્યની સાથે જેમ ઉદ્યોત આપે તેમ મતિ, શ્રુત ને અવધિ એ ત્રણ જ્ઞાન પ્રભુની સાથે આવ્યાં. અષાઢ માસની કૃષ્ણ ચતુર્થીને દિવસે, ઉત્તરાષાઢા નક્ષત્રમાં ચંદ્રનો યોગ થતાં, રાત્રીના શેષ ભાગે મરૂદેવીએ ચૌદ સ્વપ્ન જોયા; જેમાં વૃષભ, હસ્તી, સિંહ, લક્ષ્મી, પુષ્પમાલા, કુંભ, ધ્વજ, અગ્નિ, રત્નસમૂહ, સરોવર, વિમાન, સમુદ્ર, ચંદ્ર અને

સૂર્ય[1] એ સ્પષ્ટ જોવામાં આવ્યાં. જે વખતે પ્રભુ ગર્ભમાં આવ્યા તે વખતે ત્રણ જગત્માં ઉદ્યોત થઈ રહ્યો, ક્ષણવાર નારકીઓને પણ સુખ થયું. તરતજ મરૂદેવા માતાએ જાગીને જાણે પ્રગટપણે જોતાં હોય તેમ તે સ્વપ્નો કોમલ વચનથી નાભિરાજાને કહી બતાવ્યાં. તે સાંભળી સરલ ગુણવાળા નાભિરાજાએ કહ્યું કે, હે પ્રિયા! સ્વપ્નોના પ્રભાવથી તારે અદ્ભુત પુત્ર થશે. પછી આસન કંપવાથી ઇંદ્ર સત્વર ત્યાં આવ્યો અને મરૂદેવા માતાને નમી સ્તુતિ કરી પુત્રની પ્રાપ્તિરૂપ સ્વપ્નનું ફલ તેઓએ વિસ્તારથી કહ્યું.

તે દિવસથી મૃતિકાના ગંધથી સુંદર એવી સુભગ અગ્રભાગવાળી પૃથ્વી જેમ રત્નને ધારણ કરે, તેમ સુગંધીથી મનોહર મુખવાળાં મરૂદેવાએ ઉત્તમ ગર્ભ ધારણ કર્યો. જગત્‌ના આધાર, જગત્‌માં સાર અને જગત્‌ના ગુરૂ શ્રીજિનેશ્વરને ગર્ભમાં વહન કરતા મરૂદેવા જાણે પ્રાણી ઉપર દયા ધરતા હોય તેમ મંદમંદ ચાલવા લાગ્યા. ઇંદ્રની આજ્ઞાથી વૈશ્રવણ, જૃંભક દેવતાને હુકમ કરી ઇચ્છિત વસ્તુઓથી તેમનું ઘર ભરપૂર કરી તેમના હર્ષમાં વૃદ્ધિ કરવા લાગ્યો. ગર્ભ સમય પૂર્ણ થયો ત્યારે ચૈત્રમાસની કૃષ્ણ અષ્ટમીને દિવસે ચંદ્ર ઉત્તરાષાઢામાં આવ્યો હતો અને ઘણા ગ્રહો ઉચ્ચના થઇ રહ્યા હતા, તે વખતે અર્દ્ધરાત્રે આરોગ્ય એવા મરૂદેવાએ પીડારહિતપણે જુગલ ધર્મવાળા રોગ રહીત પુત્રરત્નને જન્મ આપ્યો.

તે વખતે પવનો સુખકારી વાવા લાગ્યા, નારકીઓ હર્ષ પામ્યા, ત્રણ જગતમાં ઉદ્યોત થઈ રહ્યો અને આકાશમાં દુંદુભિ વાગવા લાગ્યા. તપેલાં સુવર્ણની જેવી કાંતિવાળા વૃષભના ચિન્હથી અંકિત અને સર્વ લક્ષણસંયુક્ત પ્રભુ જાણે દેવપણાની કાયાને સાથે લાવ્યા હોય તેમ સૂતિકાગૃહમાં પ્રકાશી રહ્યા.

એ સમયે પોતાનું આસન ચળાયમાન થવાથી ભગવંતના જન્મને જાણીને છપ્પન દિક્કુમારીઓ અત્યંત હર્ષ પામીને સૂતિકાગૃહમાં આવી. તેઓ પ્રભુને અને પ્રભુની માતાને નમસ્કાર કરી ભક્તિપૂર્વક સ્તવી પોતાના આત્માને ધન્ય માનતી તેમના ગુણ ગાતી ગાતી નૃત્ય કરવા લાગી. તેઓએ અનુક્રમે સંવર્ત્ત વાયુ, મેઘ, આદર્શ, ઝારી, પંખા, ચામર અને દીપક ધારણ કર્યાં તથા રક્ષાદિક જે પોતાનું કર્ત્તવ્ય હતું તે કર્યું[2]. તે પછી આસનના કંપથી અવધિજ્ઞાનવડે પ્રભુના

---

૧ આ સ્વપ્નોનાં નામ અનુક્રમવિના આપેલા છે

૨ આઠ કુમારીકાઓ સવર્તવાયુ વિકુર્વી યોજન પ્રમાણે ભૂમિ શુદ્ધ કરી, આઠે સુગધી જળ વરસાવ્યું, આઠ દર્પણ, આઠ કળસ, આઠ પંખા અને આઠે ચામર ધારણ કર્યાં, ચાર દીપક લઇને ઉભી રહી અને ચારે તમામ પ્રકારનુ સૂતિકા કર્મ કર્યું.

જન્મને જાણી સર્વે દેવતાઓ વિમાનવડે આકાશને શોભાવતા ત્યાં આવ્યા. સૌધર્મેંદ્ર ભક્તિવડે પાંચ રૂપ વિકુર્વિ, સૂતિકાગૃહમાં જઈ દેવીને અને ભગવંતને આદરથી નમ્યો. પછી માતાને અવસ્વાપની નિદ્રા મૂકી, આજ્ઞા લઈ, ભગવંતનું પ્રતિબિંબ તેમની પડખે મૂકી તેણે પ્રભુને હાથમાં લીધા. પ્રભુને લેવા, છત્ર ધરવા, વજ્ર લઇને ચાલવા અને બે બાજુ ચામર ધારણ કરવાને માટે ભક્તિભાવવાળા ઇંદ્રે પાંચ રૂપ વિકુર્વ્યાં હતાં. પછી વિમાનનાં રત્નોથી આકાશને વિચિત્ર કરતા, ચંદ્રના જેવી કાંતિને ધારણ કરતા અને નાદવડે જગત્‌ને ફોડતા સર્વે ઇંદ્રો અનેક દેવતાઓ સહિત મેરૂગિરિપર આવ્યા. ત્યાં પહેલા પાંડુક નામના વનમાં અર્ધ ચંદ્રની જેવી આકૃતિવાળી અતિ પાંડુકબલા નામની શિલા ઉપર ઇંદ્ર ગયા. તે વખતે ઇંદ્રની આજ્ઞાથી આભિયોગિક દેવતાઓએ, રૂપાના, સુવર્ણના, રત્નના, રત્ન અને સુવર્ણના, રત્ન અને રૂપાના, સુવર્ણ અને રૂપાના, રત્ન સુવર્ણ ને રૂપાના અને મૃતિકાના કળશો વિકુર્વ્યા. ત્યાં દિવ્ય સિંહાસન ઉપર પૂર્વ દિશા તરફ મુખ રાખી, અદ્‌ભુત કાંતિવાળા પ્રભુને ખોળામાં લઈને સૌધર્મ ઇંદ્ર બેઠા. પછી દેવતાઓએ લાવેલા, સમુદ્ર, નદી, કુંડ, સરોવર અને દ્રહની શ્રેણીઓના જળવડે ઇંદ્રોએ પ્રભુને સ્નાન કરાવ્યું. તે ઉપર ચંદનનું વિલેપન, પુષ્પ, અક્ષત, ફળ, વસ્ત્ર, આભરણ અને પત્ર વિગેરે મનોહર પદાર્થોથી પૂજન કર્યું. પછી ઉત્તરાસંગ કરી આરતી ઉતારીને ભક્તિયુક્ત ચિત્તવાળા સર્વ ઇંદ્રો પ્રભુની હર્ષવડે આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

"હે સ્વામિન્! હે યુગાદીશ! હે[1] અનીશ! હે જગદ્‌ગુરૂ! હે અર્હન્! હે ધ્યાન કરવા યોગ્ય! હે અવ્યક્ત! હે નિરંજન! તમે જય પામો. અંધકારના સમૂહને નાશ કરવામાં સૂર્ય સમાન એવા હે સ્વામિન્! અઢાર કોટા કોટિ સાગરોપમથી જ્યાં રહેનારા પ્રાણીઓ ધર્મથી ભ્રષ્ટ થયાછે તેમનો ઉદ્ધાર કરનારા એવા તમે જય પામો. આ ભરત ક્ષેત્રમાં સંસારને શ્રેયકારી એવા વ્યવહારના આદ્યકર્ત્તા અને સર્વ સુખના ગૃહરૂપ એવા હે અપાર ચૈતન્યરૂપ સ્વામી! તમે જય પામો. હે પ્રભુ! પૂર્વે અર્હંતને જોનારા પુણ્યવંત ઇંદ્રો જે થઈ ગયા તેઓમાં હું પણ એક પુણ્યવંત છું, કારણ કે મને આપના નિર્દોષ સ્વરૂપનું દર્શન થયું છે. હે નાથ! વૃક્ષ, પાષાણ, પર્વત અને નદીઓ સહીત પૃથ્વીનો ઉદ્ધાર કરનાર કદાચિત્ કોઇ ઉત્પન્ન થાય, પણ ધર્મથી ભ્રષ્ટ થતાં લોકોના સમૂહનો ઉદ્ધાર કરનાર તો તમેજ ઉત્પન્ન થયા છો. રાગાદિક શત્રુઓથી કલેશ પામનારા જીવોને અભય આપનારા, મુક્તિરૂપી સ્ત્રીના દૂતરૂપ અને નવીન

૧ જેનાથી અધિક કોઈ ઈશ-દેવ નથી એવા

ધર્મના રાજા એવા હે પ્રભુ! તમે જય પામો. હે નાથ! બાહ્ય અને અંતર શત્રુઓ-વડે પીડાએલા જનસમૂહનો જીવરક્ષાદિના ઉપદેશવડે તમેજ ઉદ્ધાર કરશો. જેઓ પિંડસ્થ વિગેરે ધ્યાનવડે તમારૂં ધ્યાન કરેછે, હે ઈશ! તેઓને તેનાં અષ્ટ કર્મોનો ક્ષય કરી તમે પોતાના સ્થાનમાં લઈ જાઓછો. હે ભગવન્! તમારા પ્રસાદથી જ્યાંસુધી શિવસુખની પ્રાપ્તિ થાય ત્યાંસુધી હંમેશાં તમારા ચરણ મને શરણ-રૂપ થાઓ.” એવી રીતે ભગવંતની સ્તુતિ કરી કૃતાર્થ થયેલા ઇંદ્રે, ઉત્સવસહિત પ્રભુને ત્યાંથી લઇને માતાની પાસે સ્થાપન કર્યા અને બે કુંડલ, દિવ્ય વસ્ત્રો, હાર અને મુગુટ ભગવંતને ઓશીકે મૂકી માતાની નિદ્રા હરી લીધી. પછી દેવોનો પતિ ઇંદ્ર, અપ્સરાઓને ધાત્રી (ધાવમાતા) તરીકે ત્યાં મૂકી નંદીશ્વર દ્વીપે અઠ્ઠાઈ ઉ-ત્સવ કરી પોતાના સ્વર્ગમાં ગયો.

પ્રાતઃકાલે પુત્રના જન્મનું વૃત્તાંત સાંભળી પોતાના અનુમાનથી તે વખત ઉત્પન્ન થયેલા વિચારવડે નાભિ રાજાએ ઉત્સવ કર્યો. પ્રભુના ઊરૂસ્થલમાં વૃષભનું ચિન્હ હતું તેમજ સ્વપ્નમાં પણ માતાએ પ્રથમ વૃષભ જોયો હતો, તેથી માતાપિ-તાએ પુત્રનું ‘વૃષભ’ એવું નામ પાડયું. ઇંદ્રે સંચારેલા અમૃતવાળા અંગુઠામાંથી પડેલા બિંદુ હોય તેવા પ્રભુના મુખમાં ઉજ્વલ દાંત જણાવા લાગ્યા; કારણ કે કારણને અનુસરીને કાર્ય થાયછે. પ્રભુના ચરણમાં રહેલા ઈંદ્રમણિના ઘુઘરાવાળા ઝાંઝર જાણે ચરણરૂપ કમલમાં આવીને શબ્દ કરતા ભમરા હોય તેવા શોભતા હતા. પાંચ સમિતિવડે જેમ સંયમ વૃદ્ધિ પામે તેમ પાંચ દેવાંગનારૂપ ધાત્રીવડે પાલન કરેલા પ્રભુ વધવા લાગ્યા. ગુણથી સરખા નહી એવા ચાર પ્રકારના દેવતાઓ ઇંદ્રની આજ્ઞાથી પ્રભુની સાથે સરખી વયના થઇને ક્રીડા કરવા લાગ્યા. સ્વામી જે જે પ્રકારે કૌતુકવડે રમવાની ઇચ્છા કરે તે તે રૂપ કરીને દેવતાઓ તેમની આગળ રમતા હતા. એવી રીતે પ્રભુ એક વર્ષના થયા ત્યારે વંશની સ્થાપના કરવા માટે ઈંદ્ર ઇક્ષુ (શેલડી) દંડ લઈ પ્રભુની પાસે આવ્યા. તે વખતે પ્રભુ પિતાના ખો-ળામાં બેઠેલા હતા. ઇંદ્રનો સંકલ્પ જાણીને પ્રભુએ તે ઇક્ષુલતા ગ્રહણ કરી તેથી એમનો ઈક્ષ્વાકુવંશ કહેવાણો. એ પ્રમાણે સ્વામીના વંશની સ્થાપના કરીને ઇંદ્ર સ્વસ્થાનકે ગયો. પછી પ્રભુની અંગુઠાનું પાન કરવાની અવસ્થા જ્યારે ઉલ્લંઘન થઈ ત્યારે તેઓ, દેવોએ ઉત્તરકુરૂ ક્ષેત્રથી લાવેલા કલ્પવૃક્ષના ફળવડે નિર્વાહ ક-રવા લાગ્યા. એવી રીતે ક્રમે કરી વૃદ્ધિ પામતા સ્વામી કલ્પવૃક્ષની સ્પર્દ્ધા કર-નાર અને સૌભાગ્યરૂપી રાજાના ભવનરૂપ યૌવન વયને પ્રાપ્ત થયા. યૌવન વય

પ્રાપ્ત થતાં તેમના શરીરની કાંતિ તપેલા સુવર્ણ જેવી થઈ, સહજના ચાર અતિશય-વડે ઉજ્વલ થયા અને સારાં લક્ષણોવાળું પ્રભુનું શરીર પાંચસો ધનુષ પ્રમાણ ઉંચું થયું. પછી ઇંદ્રે આવી પ્રાર્થના કરી કે, " તમારે આ વિશ્વનો વ્યવહાર પ્રકાશવો યોગ્ય છે. જોકે તમે નિઃસંગ, સંસારથી ઉદ્વેગ પામેલા અને મુક્તિના સુખને મેળવવામાં તત્પર છો, તથાપિ–હે દયાના સ્થાનરૂપ પ્રભુ ! મને પાણિગ્રહણનો હર્ષ બતાવો. " આવા ઇંદ્રિના આગ્રહથી પ્રભુએ તે વાત અંગીકાર કરી, ત્યાશી લાખ પૂર્વપર્યંત પોતાને ભોગફળવાળાં કર્મોનો ઉદય છે એમ અવધિજ્ઞાનવડે જાણીને પ્રભુ, શક્રે કરેલા ઉત્સવપૂર્વક, રતિ અને પ્રીતિ જેવી સુમંગલા અને સુનંદા નામની બે સ્ત્રીઓ ઉત્તમ વાજિત્રોના નાદથી જેમાં કામદેવનું વીર્ય સ્ફુરાયમાન થઈ રહેલું છે એવા મહોત્સવ સહિત પરણ્યા. ત્યાંથી માંડીને પ્રભુએ પ્રકાશ કરેલો પાણિગ્રહણનો વ્યવહાર અદ્યાપિ લોકમાં પ્રવર્ત્તે છે. ત્રણ જગત્ના ગુરૂ એવા પ્રભુને પાણિગ્રહણ પછી કાંઈક ઓછે છ લાખ પૂર્વે સુમંગલા દેવીથી ભરત અને બ્રાહ્મી નામે બે સંતાન થયાં. ત્યાર પછી તેમનાજ ઉદરથી અનુક્રમે બીજા પરસ્પરરૂપની સ્પર્ધા કરનારા ઓગણપચાસ પુત્ર યુગલ થયા. સુનંદાદેવીથી વિશ્વનો ઉદ્ધાર કરવામાં સમર્થ બાહુબલિ અને સુંદરીનામે બે સુંદર ભાઈ બેન ઉત્પન્ન થયાં. તે સમયમાં આદિનાથ પ્રભુના અતિશય દાનથી જાણે લજ્જા પામ્યા હોય, તેમ કલ્પવૃક્ષો નિષ્ફલ થઈ અનુક્રમે અલક્ષપણાને પામવા લાગ્યા. તેથી તે સંબંધી જ્યારે જુગલીઆઓમાં પરસ્પર કલહ થવા લાગ્યો ત્યારે તેઓ તે ફરીયાદ પ્રભુની પાસે નિવેદન કરવા લાગ્યા. તેઓને પ્રભુએ કહ્યું કે, " જળથી લોકોએ અભિષેક કરેલો જે પુરૂષ હોય તે રાજા થઇને, લોકોને શિક્ષા કરી શકે, તો તમે મને અભિષેક કરવાનો યત્ન કરો, એટલે પછી હું તમારી ફરીઆદ સાંભળી બરાબર ન્યાય આપીશ." આવાં વચન સાંભળીને તેઓ જળ લેવા માટે સરોવરમાં ગયા. એ વખતે આસનના કંપથી પ્રભુનો રાજ્યાભિષેક અવસર સર્વ ઇંદ્રોના જાણવામાં આવ્યો, તેથી તત્કાલ સત્વરપણે ત્યાં આવી તેઓએ એક મોટો મંડપ વિકુર્વ્યો. તેની મધ્યમાં મણિમય પીઠ કરીને તેની ઉપર એક સિંહાસન રચ્યું. તે સિંહાસન ઉપર પ્રભુને બેસારી ઇંદ્રોએ હર્ષસહિત–જન્માભિષેકની પેઠે–વિધિપૂર્વક રાજ્યાભિષેક કર્યો. પછી પ્રત્યેક અંગે યોગ્ય આભૂષણોથી તેમને અલંકૃત કર્યા અને દેવતાઓ ચંદ્ર જેવી કાંતિવાળું છત્ર અને બે ચામર ધારણ કરી ઊભા રહ્યા; પછી સર્વ ઇંદ્રો એકઠા થઈ અમાત્ય તથા મંડલિક વિગેરેના સર્વ અધિકાર

યથાયોગ્યપણે ધારણ કરી પ્રભુની પાસે યોગ્ય સ્થાનકે બેઠા. હવે જુગલીઆઓ પણ વેગવડે પદ્મદલ ઉપર પાણી લઈને ત્યાં આવ્યા તેવામાં તો આવા સર્વ ઐશ્વર્યથી અલંકૃત પ્રભુને તેઓએ અવલોકયા. દેહની કાંતિથી દેવતાઓની શોભાનો પણ તિરસ્કાર કરતા અને જાણે જંગમ પ્રતાપજ હોય તેવા, ચર્મદૃષ્ટિ મનુષ્યોને દુર્દૃશ્ય અને આભૂષણ, વિલેપન, વસ્ત્ર અને માલાથી શોભિત, એવા પ્રભુને જોઈ તત્કાલ ઉત્પન્ન થયેલા વિવેકવડે જુગલીઆઓ ચિંતવવા લાગ્યા કે 'જો આપણે પ્રભુના મસ્તક ઉપર અભિષેક કરશું તો ચિત્રના વર્ણની જેમ પ્રભુના શરીરપર કરેલ અંગરાગ વિનાશ પામી જશે.' આવી રીતે વિચારીને તેઓએ પાદપીઠના અધિદેવતારૂપ પ્રભુના બે ચરણનું લાવેલા જળવડે સિંચન કર્યું. આ સમયે તેમનો વિવેક જોઈ દેવતાઓ પણ આશ્ચર્ય પામ્યા.

પછી શક્રઇંદ્રે તે જુગલીઆઓને પ્રભુના રાજ્યરૂપી મોટા મહેલના દૃઢસ્તંભ જેવા અધિકારીઓ કર્યા, અને તે ઠેકાણે જુગલીઆઓને સ્વયમેવ વિનય ઉત્પન્ન થયેલ હોવાથી વિનીતા નામે નગરી રચવાની કુબેરને આજ્ઞા કરીને ઇંદ્ર પોતાના દેવલોકમાં ગયા. પ્રભુના રાજ્યસમયે ઇંદ્રના આદેશથી કુબેરે રત્ન તથા સુવર્ણના સમૂહવડે તે ઠેકાણે નવી નગરીની રચના કરી. એ નગરી બાર યોજન લાંબી, નવ યોજન વિસ્તારવાળી, આઠ દરવાજાથી શોભતી, મોટા કિલ્લાવાળી અને રત્નમય તોરણોથી ઉજ્વલ બનાવી. તેની આસપાસ બારસો ધનુષ ઊંચો, એકસો આઠ ધનુષ ઊંડો અને એકસો ધનુષ પહોળો ફરતી મોટી ખાઇવાળો કિલ્લો રચ્યો. એ સુવર્ણના કિલ્લા ઉપર મણિમય કાંગરાની શ્રેણી સુવર્ણગિરિપર રહેલા નક્ષત્રોની પંક્તિની જેવી રચવામાં આવી. નગરીના મધ્યભાગમાં ચોરસ, ત્રિખુણા, વર્તુલાકાર, સ્વસ્તીક (સાથીઆ)ના આકારવાળા અને સર્વતોભદ્ર આકૃતિના એક માલથી માંડીને સાત માલ સુધીના સાધારણ રાજાઓને માટે રત્નસુવર્ણમય કરોડો પ્રાસાદો રચવામાં આવ્યા. ઈશાનદિશામાં નાભિરાજાને માટે સાત માળનો અને ચોતરફ કોટ તથા ખાઈવાળો એક સુવર્ણમય ચોરસ મહેલ રચવામાં આવ્યો. પૂર્વદિશામાં સર્વતોભદ્ર જાતિનો વર્ત્તુલાકારવાળો સાત ભૂમિનો એક મોટો મહેલ ભરતને માટે કર્યો, અગ્નિદિશામાં તેવોજ એક મહેલ બાહુબલિ માટે કર્યો અને તે બે મહેલની વચમાં બીજા કુમારોના મહેલો રચવામાં આવ્યા. તે સર્વની વચમાં આદિનાથ પ્રભુનો એકવિશ માલનો 'ત્રૈલોક્યવિભ્રમ' નામે એક મોટો મહેલ ઇંદ્રે રત્નોની શ્રેણીથી નિર્માણ કરાવ્યો. એ મહેલ ચોતરફ

મોટી ખાઈવાળો, સુવર્ણના કળશોથી રમણીય અને ચલાયમાન ધ્વજાઓના મિષથી જાણે નૃત્ય કરતો હોય, તેવો દેખાવા લાગ્યો. તે મહેલમાં એક હજાર ને આઠ મણિમય જાળીઆં હતાં તે જાણે તેનો યશ કહેવાને માટે તેટલાં મુખો હોય તેવાં દેખાતાં હતાં. સર્વે મહેલો કલ્પવૃક્ષથી વીંટાએલા, હાથી અને ઘોડાના સ્થાનસહિત, મોટા કિલ્લાવાળા, મોટા દ્વારવાળા અને પતાકાઓની માલાને ધારણ કરનારા હતા. આદિનાથ પ્રભુના મહેલની આગલ, ઈંદ્રની સુધર્મા સભા જેવી એક 'સર્વપ્રભા' નામે મનોહર રત્નમય સભા રચવામાં આવી. એ સભાસ્થાનની ચારે દિશાઓમાં મણિમય તોરણની માલાઓ રચવામાં આવી હતી તે પંચવર્ણી પ્રભાના અંકુરોથી આકાશને વ્યાપ્ત કરતી હતી. તે નગરીની મધ્યમાં એક હજાર ને આઠ મણિમય જિનાબિંબથી વિભૂષિત, બે કોશ ઊંચો, મણિ રત્ન અને સુવર્ણમય, વિવિધ જાતની ભૂમિકા અને ગોખવાળો, અને વિચિત્ર મણિમય વેદિકાવાળો એક સુંદર શ્રીજગદીશ્વરનો પ્રાસાદ (દેરાસર) રચવામાં આવ્યો. સામંત અને મંડલિક રાજાઓને માટે વિશ્વકર્માએ નંધાવર્ત્તાદિક આકૃતિવાળા બીજા કેટલાએક વિચિત્ર મહેલો બનાવ્યા. ઊંચી ધ્વજાઓના અગ્રભાગથી સૂર્યના ઘોડાને ક્ષોભ કરે તેવા એક હજાર ને આઠ બીજા સામાન્ય જિનભુવનો ઘણા સુશોભિત કરવામાં આવ્યા અને તે નગરીમાં રચેલા ચોરાશી ચૌટાઓમાં સુવર્ણના કળશવાળા અર્હંત ભગવંતના ચોરાશી પ્રાસાદો દરેક ચૌટાના મધ્ય ચોકમાં રચવામાં આવ્યા.

નગરીની અંદર ઉત્તર દિશામાં હિરણ્ય અને રત્નમય, મેરૂપર્વતની જેવા ઊંચા જણાતા, ધ્વજાપતાકાસહિત વ્યાપારી વર્ગમાટે મંદિરો કર્યાં. દક્ષિણ દિશામાં ક્ષત્રીઓમાટે મહેલો તથા ત્યાંના નિવાસીનું એકત્ર થયેલ તેજ હોય તેવા શસ્ત્રાગાર રચવામાં આવ્યા. તે નગરીના ગઢની અંદર ચારે દિશામાં છુટા છુટા દેવતાઓના વિમાનજેવી શોભાવાલા, પૌરજનોમાટે કોટી સંખ્ય ભુવનો રચવામાં આવ્યાં. કિલ્લાની બહાર ચારે દિશામાં સામાન્ય કારીગરોના ધનાદિકે પરિપૂર્ણ કોટીગમે ઘરો કરવામાં આવ્યાં. દક્ષિણ અને પશ્ચિમમાં એક માળથી માંડીને ત્રણ માળસુધી ઊંચાં ત્રીખુણાં શૂદ્રાદિકનાં ઘરો કર્યાં. આ પ્રમાણે એક અહોરાત્રિમાં વિનીતા નગરી વસાવીને કુબેરે તેમાં સુવર્ણ રત્ન, ધાન્ય, વસ્ત્ર અને આભૂષણોની વૃષ્ટિ કરી. તે શિવાય અનેક સરોવરો, વાપિકાઓ, કુવાઓ, ક્રીડાવાપિકાઓ અને દેવાલયો તથા બાકીનું સર્વ કુબેરે તેજ અહોરાત્રીમાં તૈયાર કર્યું. સિદ્ધ

એવી અર્થલક્ષ્મીના નિવાસરૂપ તે નગરની ચારે દિશાઓમાં જાણે નંદનવન હોય, તેવા પુષ્પોના આકરરૂપ ઘણા સુંદર ઉદ્યાનો બનાવ્યા. તે પ્રત્યેક ઉદ્યાનમાં પવને ઉડાડેલાં પુષ્પોની શ્રેણીવડે જાણે વૃક્ષોએ પણ પૂજેલા હોય, તેવા સુવર્ણમય જિનચૈત્યો શોભી રહેલા હતા. નગરીની પૂર્વ દિશામાં અષ્ટાપદ, દક્ષિણમાં મહાશૈલ, પશ્ચિમમાં સુરશૈલ અને ઉત્તરમાં ઉદયાચલ એમ ચારે પર્વતો કલ્પવૃક્ષોની શ્રેણીથી શોભિત, મણિરત્નોની ખાણવાળા, અને જિનેશ્વરના આવાસથી પવિત્ર હતા.

આપ્રમાણે ઇંદ્રની આજ્ઞાથી જેનું બીજું નામ અયોધ્યા છે એવી તે વિનીતા નગરી જાણે ઇંદ્રપુરી હોય તેવી કુબેરે બનાવી. એ નગરમાં વસનારા લોકો દેવ, ગુરૂ અને ધર્મમાં આદરવાળા, સ્થિરતા વિગેરે ગુણોથી યુક્ત, સત્ય શૌચ અને દયાએ સહિત, કલાકલાપમાં કુશળ, સત્સંગમાં તત્પર, નિર્મલ હૃદયવાળા, સ્વભાવે શાંત, અહમિંદ્ર અને મોટા ઉદયવાળા હતા.

સુર અસુરોએ નમસ્કાર કરેલા અને ભરતક્ષેત્રરૂપ જગત્‌ની સૃષ્ટિને કરનારા શ્રી રુષભદેવ ભગવાન્ વિશ્વને રંજન કરતા સતા એ નગરીમાં રહીને રાજ્યનું પાલન કરવા લાગ્યા. પ્રભુના કહેવાથી અયોધ્યાનગરીની આજુબાજુ તેમણે શિખવેલા કારીગરોએ બીજાં કેટલાંએક નગરો રચ્યાં. ભગવંતે વીશ લાખ પૂર્વસુધી કુમારપણામાં રહ્યા પછી, ત્રણ જગત્‌નો ઉદ્ધાર કરવાને માટે રાજ્યસ્થિતિ ધારણ કરી. રાજ્યના સાત અંગ, શત્રુઓને નિગ્રહ કરવાના છ ગુણ, રાજ્યસ્થિતિનાં પાંચ કારણ, સૈન્યનાં ચાર અંગ, કુલગ્રહણ કરવાની ત્રણ શક્તિ, નીતિનાં બે અંગ અને ત્રણ લોકમાં પોતાનું એક છત્ર, એટલાવાનાં પ્રભુએ નિર્માણ કર્યાં. પ્રભુ ઉત્પન્ન થયા અગાઉ એ ક્ષેત્રમાં એ કાળની અપેક્ષાએ મેઘ, અગ્નિ, વિદ્યા, કળા કે બીજો કાંઈપણ વ્યવહાર હતોજ નહીં. તેઓની આજ્ઞાથી પૃથ્વી ઉપર મેઘ વૃષ્ટિ કરતો હતો, પૃથ્વી બીજાદિકને ધારણ કરતી હતી અને અગ્નિ અન્નાદિકને પકવતો હતો. પછી લોકોના હિતનેમાટે પ્રભુએ, કૃષી કરનાર, સેવક, કુંભાર, વેપારી, અધિકારી, ક્ષત્રીય, સુથાર, સલાટ, સ્વર્ણકાર, ચિત્રકાર, અને મણિયાર વિગેરે કારીગરો ઉત્પન્ન કર્યા. એટલે જેની જેવી યોગ્યતા જણાણી તેને તે પ્રકારની કળા–શિલ્પાદિ શિખવ્યું. પ્રભુએ પોતાના જ્યેષ્ઠ પુત્ર ભરતને બોંતેર કળાકાંડ ભણાવ્યા, તેણે પછી પોતાના બીજા બંધુઓને તે કળાઓ શિખવી. બાહુબલિને ગજ, અશ્વ, સ્ત્રી અને

પુરૂષનાં લક્ષણો શિખવ્યાં, સુંદરીને ગણિત શીખવ્યું, અને જગત્‌ને હિતકારી, જ્યોતિરૂપ અષ્ટાદશ લિપીઓ જમણા હાથે બ્રાહ્મીને શીખવી.

આ પ્રમાણે માયારહિત પ્રભુએ વિશ્વની સ્થિતિ નિર્માણ કરી અને યથાયોગ્ય કાર્યમાં પ્રેરનારા પ્રભુએ સર્વ લોકને વિવિધ કાર્યોમાં જોડી દીધા. દેવતાઓએ સ્તુતિ કરેલા પ્રભુ, કોઈવાર અદ્ભુત ઉદ્યાનોમાં, કોઇવાર સમુદ્રને તીરે, કોઈ વખત ક્રીડાગિરિમાં, કોઈવાર વિચિત્ર મંદિરોમાં, કોઈવાર સ્ત્રીઓના રાસડા જોવામાં, કોઇવાર કિંનરસ્ત્રીઓનાં ગીતને શ્રવણ કરવામાં અને કોઇવાર ઇંદ્રની આજ્ઞાથી દેવીઓએ ભજવેલા નાટક જોવામાં ભાગ લઈ કર્મની નિર્જરા કરતા હતા. એવી રીતે પૂર્વ (પ્રથમ) રાજા એવા એ ભગવંતે, પૂર્વ (પહેલા) દ્વીપમાં, પૂર્વક્ષેત્રે (ભરતક્ષેત્રમાં) પૂર્વ દિશામાં રહેલી પૂર્વ (નવી રચેલી) નગરી વિનીતામાં રહી ત્રેસઠ લાખ પૂર્વસુધી રાજ્યસ્થિતિ ચલાવી. એક વખતે જાણે લજ્જા પામતા હોય તેમ, પ્રભુ ઉદ્યાનમાં ક્રીડા કરતા હતા તેવામાં તેમના ભાવને અનુસરીને પોતાની સ્થિતિને જાળવનારા લોકાંતિક દેવતાઓએ, "જયજય" એવા શબ્દો ઉચ્ચારતાં તથા પ્રણામ કરતાં ત્યાં આવીને 'હે પ્રભુ! મુક્તિમાર્ગ બતાવો' એવી વિજ્ઞપ્તિ કરી. આ પ્રમાણે કહીને તે દેવતાઓના ગયા પછી જગત્પતિ ભગવાન્ પૂર્વ જિનેશ્વરોની સ્થિતિનું સ્મરણ કરી ક્રીડાનું વિસર્જન કરીને પોતાને સ્થાનકે આવ્યા. પોતે રાજ્યથી વિરક્ત થઈ જ્યેષ્ઠપુત્ર ભરતચક્રીને નીતિવાક્યામૃતવડે શાંત કરી રાજ્યધારી કર્યો. બીજા બાહુબલિ વિગેરે પુત્રોને પોતપોતાના નામથી અંકિત એવા દેશો વહેંચી આપ્યા. એવી રીતે રાજ્યના ભારનો ત્યાગ કરીને જગત્‌ને રણમાંથી મુક્ત કરવાના કારણરૂપ સાંવત્સરિક દાન આપવાનો પ્રભુએ આરંભ કર્યો. ઇંદ્રની આજ્ઞાથી કુબેરે ચત્વર વિગેરેમાં રહેલું, મર્યાદાના ઉચ્છેદવાળું અને ધણીવગરનું દ્રવ્ય લાવી લાવીને પૂરૂ પાડ્યું. હંમેશાં જગત્પતિ સભામાં આવી યાચકોને સુવર્ણ, રત્ન અને ધન તેની ઇચ્છાપ્રમાણે આપતા હતા. સૂર્યના ઉદયથી માંડીને ભોજનવેળાસુધી એક કોટિ અને આઠ લાખ સુવર્ણનું વાંછિત દાન આપતા હતા. એ પ્રમાણે એક વર્ષમાં ત્રણસો અઠ્યાશી કોટિ અને એંશી લાખ સુવર્ણનું દાન પ્રભુએ આપ્યું. ત્યારથી માંડીને સર્વ પ્રાણીઓને હિતકારી દાનધર્મ આ જગત્‌માં પ્રવર્ત્યો છે. કેમકે "જેમ અર્હંતો પ્રવર્ત્તે છે તેમ લોકોની પ્રવૃત્તિ પણ થાયછે." પછી ચૈત્ર વદી અષ્ટમીને દિવસે[1], ચંદ્ર ઉત્તરાષાઢા નક્ષત્રમાં આવતાં, અપરા-

---

૧ આ દેશના પ્રવર્ત્તન પ્રમાણે ફાગણ વદી ૮ મે.

ણહકાળે, કચ્છ મહાકચ્છ વિગેરે ચાર હજાર રાજાઓની સાથે, દેવતાએ પૂજેલા એવા પ્રભુએ શકટોદ્યાનમાં વ્રતસામ્રાજ્ય ગ્રહણ કર્યું. તે વખતે સર્વ સંજ્ઞી પ્રાણીઓના મનઃપર્યાયને સૂચવનારૂં મનઃપર્યાયનામે ચોથું જ્ઞાન જગત્પતિને ઉત્પન્ન થયું. રાગ, દ્વેષ, મદ અને અભિમાનરૂપી શત્રુઓએ આ સંસારમાં પૂર્વે ચિરકાલ ક્લેશ પમાડ્યો હતો તેથી તેમની ઉપર કોપ કરીને તેના વધનો ઉપાય કરતા, પ્રભુ પૃથ્વીપર વિચરવા લાગ્યા; અને નાસિકા ઉપર પોતાનાં બે નેત્ર સ્થાપન કરી તથા સર્વ ઇંદ્રિયોનો રોધ કરી, જાણે ચિત્તમાં કાંઈક વિચાર કરતા હોય તેમ નિરંતર મૌનપણે રહેવા લાગ્યા. એપ્રમાણે પોતાના દેહમાં પણ સ્પૃહારહિત એવા પ્રભુ સર્વજંતુઓની ઉપર કૃપાભાવથી, ઈર્યા સુમતિવડે પૃથ્વીપર વિહાર કરતા હતા.

આ તરફ ભરત ચક્રવર્ત્તી શુભ કાર્યમાં તત્પર થઈ શત્રુઓથી અયોધ્યા એવી અયોધ્યા પુરીમાં પિતાનું આપેલું રાજ્ય ચલાવવા લાગ્યા. પૃથ્વીના આભૂષણરૂપ એ ભરતરાજા સૂર્યની જેમ તેજનો રાશિ, નિત્ય ઉદયને ધારણ કરનાર, સ્થિર અને શત્રુરૂપ અંધકારને હરનાર હતો, તોપણ તે [૧]કલાકરને વસુ આપતા, એ આશ્ચર્ય હતું. એ રાજા સમુદ્રની જેવા ગંભીર, સિંહની જેવા શૂરવીર, ચંદ્રની જેવા કલાધારી, મેઘની જેમ વિશ્વને જીવન આપનાર, કલ્પવૃક્ષની જેમ દાનેશ્વરી, કલહંસની જેવા સારાસાર વિવેકી, ચૈત્યની જેવા ઉન્નત, કોકિલની જેવા મધુર સ્વરવાળા, પવનના ઉર્મિથી મેરૂની જેમ અનેક શત્રુઓથી પણ ચલાયમાન ન થાય તેવા, પ્રાતઃકાલની જેમ મિત્રનો[૨] ઉદય કરવાવાળા અને વસુને [*]વધારનારા, શેષનાગની જેમ સદ્ભોગથી લાલિત અને પૃથ્વીના ભારને ધારણ કરનારા, નંદનવનની જેમ હંમેશાં સુમનસ[૩] શ્રેણીથી યુક્ત, હારની જેમ ગુણ [૪]સહિત, મુક્તાફલની જેમ શુભવૃત્તવાળા[૫] અને ક્ષિતિમંડળના ભૂષણરૂપ હતા. જેનો પ્રતાપરૂપ સૂર્ય જગત્‌ને અદોષાકર (દોષોની આકર–ખાણ તેણે રહિત,

---

૧ સૂર્ય, કલાકર (ચદ્ર)ને વસુ (કીરણ) આપતો નથી એ વિરોધ છે, તેનો પરિહાર એવો છે કે, ભરતરાજા સૂર્યસમાન હતા છતા કલાકર–એટલે હુન્નરવાળાઓને વસુ એટલે દ્રવ્ય આપતા હતા ૨ ભરતરાજાને પક્ષે મિત્ર–સ્નેહીઓનો ઉદય અને પ્રાત કાળને પક્ષે મિત્ર કે૦ સૂર્યનો ઉદય *ભરતને પક્ષે વસુ તે દ્રવ્ય અને સૂર્યને પક્ષે વસુ કે૦ કિરણો તેને વધારનાર. ૩ ભરતપક્ષે સુમનસ્ કે૦ સારા મનવાળા અને નદન વનને પક્ષે સુમનસ કે૦ દેવતાઓ અને પુષ્પો. ૪ ભરતપક્ષે ગુણ–ધૈર્યૌદાર્યાદિ અને હારપક્ષે ગુણ કે૦ દોરો ૫ ભરતપક્ષે શુભવૃત્ત કે૦ શુભ આચરણ અને મુક્તાફળપક્ષે શુભવૃત્ત કે૦ સારૂ ગોળ

પક્ષે દોષાકર ચદ્ર તેણે રહિત) કરતો હતો, તે છતાં કમલા કેલિકલાને ધરનારૂં, આ જગત્ બનાવતો હતો (કમલા-લક્ષ્મીની કેલિકલા-ક્રીડાઓને ધરનારૂ અર્થાત્ જેમાં લક્ષ્મીની ક્રીડા થાય એવું ધનાઢ્ય કરતો હતો, પક્ષે કમલા કેલિ-લક્ષ્મીની ક્રીડારૂપ, કલાધર-ચંદ્રને કરતો હતો.) એ આશ્ચર્ય હતું. જેના પ્રતાપથી ત્રાસ પામેલો સૂર્ય, ખગ (આકાશમાં ગતિ કરનાર) થયો અને તે આકાશગ-મનના અભ્યાસથી, અદ્યાપિ તેને કોઈ ઠેકાણે નિશ્ચળ સ્થાન મળતું નથી. સૂર્યા-દિક ગ્રહોનો તો તાપ કહેવાય છે અને ભરતનો પ્રતાપ કહેવાય છે, કારણકે તે-(પ્રતાપ) નાથી દગ્ધ થયેલા શત્રુરૂપી વૃક્ષો ફ્રીવાર ઉગી શકતા નથી. એવા ની-તિમાન્, વિનયવાન્, સુંદર દૃષ્ટિવાન્, વિચાર કરનાર, કળાધર અને નિર્દોષ ભર-તરાજા સર્વ રાજાઓમાં ઘણા ઉત્તમ નીવડ્યા.

કર્મને ખપાવતા આદિનાથ પ્રભુ, સર્વ પ્રાણીઓના હિતને માટે યુગમાત્ર પૃ-થ્વીને જોતા જોતા દેશ દેશાંતર વિહાર કરતા હતા. તે સમયે મુગ્ધ મનુષ્યો નિર્દોષ આહારને આપી જાણતા નહીં, તેથી એકવર્ષ સુધી પ્રભુ નિરાહારપણે રહ્યા. પ્રભુને જોઈ કેટલાક લોકો મુગ્ધપણાને લીધે રથ, અશ્વ, હસ્તી, કન્યા, સુવર્ણ અને વસ્ત્ર વિગેરે પ્રભુની આગળ ધરતા હતા, પણ સર્વ ઉપર સમાન દૃષ્ટિ કરનારા-જે પ્રભુએ, રાજ્ય, સૈન્ય, કોશ અને દેશ પોતાની ઇચ્છાથી છોડી દીધા હતા, તે પ્રભુ થુંકીનાખેલા પદાર્થની પેઠે ફ્રી પાછા તેનું ગ્રહણ કરતા નહીં. વ્રત ગ્રહણ કર્યા પછી નિરાહારપણે એક વર્ષ વીત્યા પછી, એકદા સુરનરોએ વીંટાએલા પ્રભુ મૌનપણે વિચરતા વિચરતા હસ્તિનાપુર આવ્યા.

ત્યાં બાહુબલિનો પૌત્ર શ્રેયાંસ કે જે શ્રેયનો એક ભંડાર હતો, તેને પ્રભુના દર્શનથી પોતાના પૂર્વજન્મનું સ્મરણ થયું. જાતિસ્મરણથી પૂર્વભવમાં પોતે પ્રભુનો અનુચર હતો એ વાત જાણવામાં આવતાં તત્કાલ નિર્દોષ આહારના દાનમાં અને પાત્રના વિવેકમાં તે ચતુર થયો. તે વખતે તરતજ આવેલો નિર્મળ ઈક્ષુરસ[૧] અને પ્રભુ જેવા ઉત્તમ પાત્ર પ્રાપ્ત થયેલા જોઈ, તેને દાન આપવાની ઇચ્છા થઈ. પ્રભુની પાસે આવી તેણે કહ્યું કે 'સ્વામી! પ્રસન્ન થઈ આ રસ ગ્રહણ કરો.' ભગવંતે નિર્દોષ ભીક્ષા જાણીને બંને હાથ પસાર્યા એટલે એ રસિકરાજપુત્રે પ્ર-ભુના કરમાં ઈક્ષુરસ અર્પણ કર્યો. તેણે પુષ્કળ ઈક્ષુરસ પ્રભુના હાથમાં નાખ્યો, તો-પણ પ્રભુના હાથમાં તેની શગ ચડી, નીચે ઢળી પડ્યો નહીં. કારણ કે "પ્ર-ભુની સેવા કરનારની અધોગતિ થાયજ નહીં." વિશ્વને જાણનારા પ્રભુએ અમૃત-

૧ શેલડીનો રસ

રસની જેવા તે રસનો આહાર કરીને, તપના તાપથી તપેલી પોતાની સાત ધાતુઓને તૃપ્ત કરી. પ્રભુએ પારણું કરવાથી શ્રેયાંસના મંદિરમાં તત્કાલ સુગંધી જળ, સુવર્ણ તથા પુષ્પોની વૃષ્ટિ, દુદુંભિનો નાદ, અને વસ્ત્રનો ઉત્ક્ષેપ—એ પાંચ દિવ્ય પ્રકટ થયા. શ્રેષ્ઠ ભક્તિવાળા શ્રેયાંસે પ્રભુએ જ્યાં પારણું કર્યું એ પૃથ્વીઉપર 'બીજો કોઈ આ પૃથ્વીનો સ્પર્શ કરો નહીં' એવું ધારી એક રત્નમય પીઠ બંધાવી. આ દાનનો વિધિ વૈશાખમાસની શુકલ તૃતીયાએ અક્ષય થયો તેથી એ પર્વ અક્ષયતૃતીયા નામથી અદ્યાપિ પ્રવર્ત્તે છે. જે જગત્‌ની સર્વ વ્યવહારક્રિયા પ્રભુથી આ લોકમાં પ્રથમ પ્રવર્ત્તી, તેમ સત્પાત્ર દાનનો વિધિ શ્રેયાંસથી પ્રથમ પ્રવર્ત્યો. જગતનો ઉદ્ધાર કરનાર પ્રભુ આવી રીતે શ્રેયાંસનો ઉદ્ધાર કરી, કર્મનો છેદ કરવાને માટે પુનઃ પૃથ્વીઉપર છદ્મસ્થપણે વિહાર કરવા લાગ્યા.

ભરતરાજા પ્રતિદિન અદ્‌ભુત શોભા પ્રાપ્ત કરી પોતાના કુલનો ઉદ્યોત કરતા ધર્માનુશાસનથી પોતાના રાજ્યનું પાલન કરતા હતા. પોતાના પવિત્ર પિતાના ચરણકમલની સેવામાં રસિક એવા એ ભરત પોતાની પિતામહી ભગવતી મરૂદેવા પાસે જઇને નિત્ય નમસ્કાર કરતા હતા. રાજ્ય મળ્યા પછી એક સહસ્ર વર્ષ વીત્યાં તેવામાં એક દિવસે પ્રાતઃકાલે ભરતરાજા ભક્તિથી નિરંતર ઉપાસેલાં મરૂદેવા માતાને નમસ્કાર કરવા ગયા. પોતાના પુત્ર ઋષભના નિત્યસ્મરણથી જેમના નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુસ્રાવ થતો હતો એવાં મરૂદેવા માતાને પોતાનું નામ જણાવીને ભક્તિવડે ભરતે પ્રણામ કર્યો. સર્વ રાજાઓમાં મુગટરૂપ ભરતે ભ્રમરની ભ્રાંતિને ધારણ કરનારા પોતાના કેશથી માતુશ્રીના ચરણકમલનું માર્જન કર્યું. ભરતને આવેલા જાણી જરા નેત્રાશ્રુને લુંછી હૃદયના શોકનો ઉદ્‌ગાર કરતાં મરૂદેવી આશીષપૂર્વક ભરત પ્રત્યે બોલ્યાં. "હે વત્સ! જો, મારો પુત્ર ઋષભ તને મને અને બીજા પુત્રોને તથા સર્વને એકી સાથે છોડી દઈને મૃગલાનો સાથી (વનવાસી) થયો છે અને ક્ષુધા, તૃષા, શીત, આતપ, અને ગ્લાનિથી પીડિત એવા દેહને ધરનારો એ મારો પુત્ર વાયુની પેઠે વનોમાં ભમ્યા કરેછે. મોતી અને રત્નોથી સુશોભિત, ચંદ્રના જેવું સુંદર છત્ર ક્યાં? અને દાવાનલથી ઉગ્ર એવું સૂર્યના આતપનું મંડલ ક્યાં? કિન્નર સ્ત્રીઓના ગીતના ઝંકારાથી સુંદર સંગીત ક્યાં? અને વનની અંદર સંચરતા મશલાઓના થતા ભણકારા ક્યાં? ગજરાજ ઉપર બેસી નગરની અંદર ફરવું ક્યાં? અને કઠોર પથ્થરોથી દુઃખદાયક પર્વતોમાં ભટકવું ક્યાં? આવા આવા પુત્રના દુઃખસમૂહને સાંભળું છું, તોપણ હું દુર્મરા

મરણ પામતી નથી એવા જનનિંદિત મારા જીવિતને ધિક્કાર છે. હે વત્સ! માત્ર ભોગની ઈચ્છાવાળો તું રાજ્યસુખના પ્રવાહમાં તણાયેલો છે, તેથી અરણ્યમાં રખડતા મારા પુત્રની વાર્ત્તા પણ પૂછતો નથી." આ પ્રમાણે દિનપણે બોલતાં એવાં પોતાના સાશ્રુમુખી પિતામહીને ભરતે અધરપર હસતા હસતા કહ્યું- "હે માતા! ત્રૈલોકના અધિપતિ, ધીર અને ગંભીર એવા પ્રભુનાં તમે માતા થઈ આવાં કાયરને ઉચિત વચનો વારંવાર બોલો નહીં. આ ઘોર સંસારસાગરમાં શિલાની જેવા અમે-તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી અમારા પિતાજી જે આદર કરેછે, તે શું વ્યર્થ છે? પરમાનંદ પદની સ્પૃહા કરનારા અમારા પિતા આ નાશવંત સંસારસુખનો પરિહાર કરવાને સ્વેચ્છાથી તપસ્યા કરેછે. જેની આગળ ઈંદ્રાદિક દેવતાઓ કિંકરોની જેમ ફર્યા કરેછે, તેવા પ્રભુની શું મારી જેવાએ પણ રક્ષા કરવી જરૂરની છે? હે માતા! ત્રણ લોકના અધિપતિ એવા તમારા પુત્રની જ્યારે તમે લક્ષ્મી જોશો, ત્યારે તપસ્યાનું ફળ ખરેખરૂ છે એમ તમે પણ માન્ય કરશો."

આ પ્રમાણે બે હાથ જોડીને માતૃભક્તિવાળા ભરતરાજા કહેતા હતા તેવામાં દ્વારપાળે આવી પૃથ્વી પર મસ્તક નમાવીને નિવેદન કર્યું કે "હે વિભુ! યમક અને શમક નામના બે પુરૂષો આપને કાંઈક કહેવાને દ્વાર ઉપર આવી ઉભા છે, તેઓને શી આજ્ઞા છે?" રાજાએ ભ્રૂકુટીરૂપ પલ્લવને જરા ચલાયમાન કરી સંમતિ આપી, એટલે દ્વારપાલે જય જય શબ્દને ઉચ્ચરતા એ બંને પુરુષોને ત્યાં દાખલ કર્યા. તેઓમાંથી પ્રથમ શમકે પ્રણામ કરી કહ્યું, "હે દેવ! પિતાજીને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું તે આપને વધામણી છે. પુરિમતાળ નગરને વિષે શકટાનન નામના વનમાં ઇંદ્રોએ મળીને પ્રભુનું સમોસરણ રચેલુ છે, અને નરનારી, દેવ અને દેવીઓ પોતાની સમૃદ્ધિથી પરસ્પર સ્પર્દ્ધા કરતા, સર્વ દિશાઓમાંથી ત્યાં આવેછે." પછી હર્ષ પામી યમક પ્રણામ કરી બોલ્યો, "હે દેવ! સૂર્યના બિંબ જેવું સ્ફુરણાયમાન પ્રભાથી પ્રકાશતું, સહસ્ર આરાવાળું, અગ્નિના તણખાઓની શ્રેણીથી શોભિત, અને શસ્ત્રશાળાના અધિષ્ઠાયક દેવરૂપ ચક્રરત્ન ઉત્પન્ન થયેલું છે, તેની આપને વધામણી છે." આ બંને વધામણી સાંભળી તેઓને યથાયોગ્ય દાન આપી ભરતરાજાએ સંતુષ્ટ કર્યા અને પોતે વચનથી કહી શકાય નહી તેવા હર્ષને પ્રાપ્ત થયા.

આ બંને કર્ત્તવ્ય સમકાળે પ્રાપ્તથતાં ભરતને ચિંતા થઈ કે, 'પ્રથમ કેવલજ્ઞાનનો

મહોત્સવ કરૂં કે ચક્રરત્નનો કરૂં ? એ દ્વિધા કાર્યમાં તેમનું ચિત્ત ક્ષણવાર દોલાયિત થયું. પણ પછી તરતજ તેના મનમાં આવ્યું કે, સર્વ જીવોને અભયદાન આપનાર પિતાજી ક્યાં ? અને વિશ્વમાત્રને ભય કરનારૂં ચક્ર ક્યાં ? અહો ! આ વખતે મેં જે પૂજાક્રમનો વિચાર કર્યો તે કેવળ વ્યર્થ છે.' માટે પ્રથમ પ્રભુના કેવલજ્ઞાનનોજ ઉત્સવ કરવો જોઈએ, એવો નિશ્ચય કરી ભરતે મરૂદેવા માતાને વિનંતિ કરી કે, "હે માતા! તમે હંમેશાં મને કહોછો કે, મારો પુત્ર દુઃખી વનોમાં ફ્રનાર અને ક્ષુધા, તૃષા, તથા તાપથી પીડિત છે; પણ હવે આજે સુર અસુરોએ સેવેલા એ તમારા પુત્રની ત્રણ લોકને આશ્ચર્ય કરનારી લક્ષ્મીને જોવા ચાલો, કે જે લક્ષ્મી તેમના ઉત્તમ પ્રકારના તપના ફળરૂપ છે." આપ્રમાણે કહી તેમની આજ્ઞા મેળવી, તે વાક્યથી હર્ષ પામેલાં મરૂદેવા માતાને સુજ્ઞ શિરોમણિ ભરતે હાથી ઉપર બેસાડ્યાં. ઈષ્ટને સંપાદન કરવાના અર્થી ભરતરાજા મોટા ઘોડા, શોભિત, અને સજ્જ કરેલા હાથીઓ, રથો અને પેદલોના સમૂહથી પરિવૃત થઈ ભગવંતને વાંદવા ચાલ્યા. તે વખતે સુવર્ણ, વૈડૂર્ય, અને માણિક્યના ઉલસાયમાન કિરણોથી વિચિત્ર તથા પ્રકાશમાન કોટી શસ્ત્રોથી ચકચકતું એ સૈન્ય વિદ્યુત્‌ના ભ્રમને કરતું હતું. વિવિધપ્રકારના ઉત્સવથી ઉત્સાહી થયેલા નગરજનોથી વીંટાએલા ભરતરાજા મરૂદેવામાતાને સાથે લઇ નગરબહાર નીકળ્યા. 'હું પેલો થઉં, હું પેલો થઉં,' એમ પિતાને વંદન કરવાની ત્વરાવાળા કેટલાએક પુરૂષો આગળ ચાલનારા હાથી વિગેરેને પ્રેરણા કરવા લાગ્યા. પ્રભુનીપાસે જનારા તે લોકોને જે અમાર્ગ હતો તે પણ માર્ગ થઈ પડ્યો. કારણ કે, પ્રભુની ભક્તિવાળાને મુક્તિનો માર્ગ પણ અસ્ખલિત થઈ જાયછે. તે વખતે પિતા પુત્રની, બંધુ બાંધવની, સ્વામી સેવકની અને સેવક સ્વામીની લગારપણ રાહ જોતા નહોતા. જેમાં વેગવાળા ઘોડા છે એવા દીનતા રહિત સૈન્યોથી વીંટાએલા ભરતે આગલ ચાલતાં અર્હંતપણાને સૂચવનારો રત્નધ્વજ દૂરથી જોયો. સમવસરણના ત્રણ કિલ્લાઓના ચલાયમાન કિરણોથી ભરતને ધર્મરૂપી આદિત્યના ઉદયને સૂચવનાર પ્રાતઃકાલની ભ્રાંતિ થવા લાગી. અનુક્રમે સમવસરણની નજીક આવ્યા એટલે હર્ષિત થયેલા ભરતે હસ્તીપર વિરાજમાન એવાં માતુશ્રી મરૂદેવાને કહ્યું કે "હે માતા! ત્રૈલોક્યવાસી દેવતાઓએ રત્નશ્રેણીઓથી રચેલું અને ઉદય પામતા કિરણોના સમૂહથી દિવ્ય સૂર્યોની શ્રેણીના જેવું સુંદર, આ તમારા પુત્રનું સમોસરણ અવલોકન કરો. જુઓ, આ એક તરફ સેવા કરવાને આવેલા દેવતાઓનો શ્રોતાના શ્રવણને પ્રિય લાગે તેવો 'જય જય' કાર ધ્વનિ સંભ-

લાયછે. પંચવર્ણી રત્નોની પ્રભારૂપ પાંચ આંગળીઓવાળો આ રત્નધ્વજ ‘ જગત્માં આ પ્રભુ એકજ પિતા છે ’ એમ જણાવવાને જાણે ધર્મે પોતાનો હાથ ઊંચો કર્યો હોય, તેવો જણાય છે. જાણે પિતાશ્રીના ગુણોને કહેતો હોય તેવો ઉત્તમ નાદથી આનંદ આપતો આ દુદુંભિ આકાશમાં સંભલાય છે. પ્રભુના ગુણોવડે રક્ત અને માંજરથી પીળો એવો આ કિંકિલ્લિવૃક્ષ જાણે પોતાના પલ્લવોથી નાચતો હોય, તેવો દેખાય છે.” આવા પોતાના પૌત્ર ભરતનાં વચન સાંભળી મરૂદેવાને પ્રથમ દુ:ખનાં અશ્રુથી જે નેત્રઉપર નીલિકા ( પડલ ) વળી ગયાં હતાં, તે હર્ષનાં અશ્રુથી તરત માર્જન થઈ ઉઘડી ગયાં. જેમ જેમ આનંદથી પુષ્ટ એવા દેવતાઓથી પોતાના પુત્રની સ્તવના થતી સાંભલતાં ગયાં, તેમ તેમ માતા મરૂદેવા ઘણો ઉલ્લાસ પામતાં ગયાં. સર્વે અતિશયોથી સંપૂર્ણ ભગવંતનું પુત્રપ્રેમથી પણ ધ્યાન કરતાં એ જિનમાતા તન્મયપણું પામી ગયાં અને સર્વ સાંસારિક વ્યાપારને ભૂલી જઈ ભગવંતનું ચિંતવન કરતાં ક્ષણવારમાં તદ્રૂપ થઈ ગયાં. શિવસુખના કારણરૂપ ભગવંતને હૃદયમાં, દૃષ્ટિઆગળ, પડખે, પછવાડે અને વચનમાં-એમ સર્વત્ર જોવા લાગ્યાં. પછી તત્કાલ કર્મને ખપાવનારી ક્ષપક શ્રેણીપર આરૂઢ થઈ, નાનાશ્રુત વિચાર, એક શ્રુતવિચાર, સૂક્ષ્મક્રિયા અને સમુચ્છિન્ન ક્રિયા, એમ અનુક્રમે શુક્લધ્યાનના ચારે પાયાને પ્રાપ્ત થયાં અને અંતકૃત્ કેવલીપણે સર્વ કર્મનો એકસાથે ક્ષય કરી કેવલ જ્ઞાનની ઉત્પત્તિ સાથેજ મોક્ષ સુખને પામ્યાં. આ ઉપરથી એમ સમજવાનું છે કે, આખા ભવમાં કદિ પુણ્ય કર્યું ન હોય, પણ જો અંતકાળે પ્રેમપૂર્વક અર્હંત પ્રભુનું સ્મરણ કરે તો તે મરૂદેવા માતાની જેમ મોક્ષને પામે છે.

આ ખબર જાણતાં તરતજ સમવસરણમાંથી ઇંદ્રોએ આવીને માતાના શરીરનો સત્કાર કરી, તેને ક્ષીરસમુદ્રમાં પધરાવ્યું; પછી તેઓ ઊંચે સ્વરે કહેવા લાગ્યા કે, આ અવસર્પિણી કાળમાં મરૂદેવા માતા પ્રથમ કેવલી અને પ્રથમ સિદ્ધ થયેલાં છે. આપ્રમાણે આઘોષણા કરીને સર્વ દેવતાઓ, નેત્રમાંથી અશ્રુ પાડતા એવા ભરતને પ્રભુની પાસે લઈ ગયા. ત્યાં પ્રભુની લક્ષ્મી જોઇને, દેવતાનાં વચનથી શોકનો ત્યાગ કરી, મોટા મનવાળા ભરતરાજા પ્રભુને નમવામાં ઉત્સુક થયા. પછી છત્ર ચામર વિગેરે રાજ્યલક્ષણ છોડી દઈ, ઉત્તરાસંગ કરી, ભક્તિવડે આદિ પ્રભુની પાસે જવા ચાલ્યા. પ્રથમ વાપિકામાં સ્નાન કરી, ધૌતવસ્ત્ર પહેરી, તેમણે પૂર્વદ્વારથી સમોસરણમાં પ્રવેશ કર્યો. પ્રથમ વિશ્વગુરૂને વિધિપૂર્વક કલ્યાણકારી પ્રદક્ષિણા કરી, પૃથ્વી ઉપર મસ્તક મૂકીને પ્રણામ કર્યો. પછી ભક્તિવડે જ-

મની રોમરાજિ વિકસ્વર થઈ છે એવા અને પ્રફુલ્લિત નેત્રવાળા ભરતરાજા, હૃદયાગારમાં નહિ સમાતા હર્ષને વાણીના ઉદ્દગારના મિષથી જાણે બહાર કાઢતા હોય, તેમ સ્તુતિ કરવા લાગ્યા.

"ત્રણ લોકમાં તિલકરૂપં, યુગાદીશ, જિનેશ્વર, અનંત, અવ્યક્ત, ચૈતન્યરૂપ અને યોગીશ્વર એવા હે સ્વામી! તમને નમસ્કાર કરૂં છું. હે નાથ! એકાંત હિતકારી એવા તમે આ સંસારમાં અવતરીને પ્રથમ વિશ્વની વ્યવસ્થાનો માર્ગ બહુરૂપે પ્રવર્ત્તાવ્યો છે અને હવે હે જગત્પ્રભુ! આ સંસારસમુદ્રમાંથી અમારો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી મુક્તિમાર્ગ બતાવવાને માટે તમે સંયમને ગ્રહણ કરેલ છે. હે પ્રભુ! તમે વિશ્વપતિ, દયાળુ અને પ્રાણીઓને શરણ આપનાર છો, તેથી તમે પોતાની મેળેજ અમને તારવામાં પ્રવર્ત્યા છો, માટે મારે કાંઈ પણ તમારી યાચના કરવી પડે તેમ નથી." આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી ભરત રાજા જરા પાછા ખસી ઇંદ્રને આગળ કરી પ્રભુની સન્મુખ બેઠા. પછી પ્રભુએ યોજન સુધી સંભળાય તેવી, સર્વ ભાષામય અને કલેશનાશક દેશના આપવાનો આરંભ કર્યો.

"ધર્મમાં પ્રીતિ કરવી અને પાપમાં વિરક્તિ રાખવી—આ પ્રકારે જે, પ્રાણીઓને
"ઉપદેશ કરવો તેનું નામ દેશના કહેવાય છે. જિનેશ્વરની પૂજા, સદ્દગુરૂની સેવા,
"સ્વાધ્યાય, ઉજ્વલ વૃત્તિયુક્ત તપ, દાન અને દયા એ ષટ્કર્મ ગૃહસ્થોએ પ્રતિદિન
"કરવા યોગ્ય છે. વળી માતા, પિતા, નિર્મલ ધર્મ બતાવનાર, અભયને આપનાર,
"ખાન પાન પૂરનાર અને કળા શીખવીને ઉપકાર કરનારાના ચરણકમળની સેવા
"કરીને નિત્ય કલ્યાણ સંપાદન કરવું. સર્વ પ્રાણીપર દયા, શુભપાત્રમાં દાન, દીન
"પ્રાણીઓનો ઉદ્ધાર કરવાની બુદ્ધિ અને યથાયોગ્ય સર્વ જનોની ઉપર ઉપકાર ક-
"રવો—એ પ્રકારનો ધર્મ સંસારમાંથી તારનારો છે. જ્ઞાન, અભય, ઔષધ, સ્થાન
"અને વસ્ત્રનું દાન, અર્હંતની પૂજા, સમતાધારી મુનિઓને નમસ્કાર, પોતાની
"સ્ત્રીમાં સંતોષ અને પરસ્ત્રીમાં પરાઙ્મુખપણું—એ પુરૂષોનાં અક્ષય આભૂષણો છે.
"પિશુનતા, મત્સર, પર ધનનું હરણ, હિંસા, નિંદા, રાત્રિભોજન, અને કન્યા વિ-
"ગેરે સંબંધી અલીક (અસત્ય ભાષણ) એટલાં વાનાં જરૂર તજવાં—કેમકે તેના
"જેવું બીજુ કોઈ પાપનું સ્થાન નથી. પાપને નાશ કરનાર રત્નત્રયી (જ્ઞાન, દર્શન
"ચારિત્ર) ને જેઓ વિચારીને હૃદયમાં ગ્રહણ કરે છે, તે શુદ્ધભાવવાળા સત્પુરૂષો
"ત્રણ ભવમાં સિદ્ધિસુખને પામે છે." આ પ્રમાણે ભવ્ય પ્રાણીરૂપ ભૂમિ ઉપર મોટા ઉપકારી ફલને પ્રગટ કરનાર વચનામૃતની વૃષ્ટિ કરીને, પવિત્ર મેઘરૂપ પ્રભુ મોટી સમૃદ્ધિને (મોક્ષપ્રાપ્તિને) અર્થે બીજરૂપ ઉત્તમ રત્નને વાવી સફલ કરતા હવા.

આ દેશના સાંભળીને ભરતના પુત્ર ઋષભસેને ઊઠી પ્રભુને વિજ્ઞપ્તિ કરી કે "હે સ્વામી! આ સંસારરૂપ અરણ્યમાં ભ્રાંતચિત્તે ભ્રમણ કરતા એવા મને તમારા જેવા સાર્થપતિ, પૂર્વના પુણ્યવડે અકસ્માત્ પ્રાપ્ત થયેલા છે. વિષયોથી વિરક્ત થયેલા એવા મારે રાજ્યની કાંઈ જરૂર નથી. કારણ કે ત્યાંતો રાગાદિક શત્રુઓ પ્રાણીના પુણ્યરૂપી કોશાગારને બળાત્કારે હરી લે છે. આ ઘોર સંસારરૂપ સાગરમાં વિષયસુખના ગ્રાસને માટે લોલુપ થઈને ફરતા એવા ધીવરતુલ્ય મનુષ્યો પણ ભ્રાતૃ પુત્રાદિકની જાળમાં બંધાઈ જાય છે. તેથી હે શરણદાયક ભગવન્! વ્રતનું દાન કરીને મારી રક્ષા કરો; જો તેમ નહીં કરો તો આ વિષયો પાછા મને છળ કરીને છેતરશે.

આ પ્રમાણે કહી ઋષભસેન કુમારે મોટી ભક્તિથી સંસારના તાપની શાંતિને માટે પ્રભુના ચરણકમળને પોતાના મસ્તકપર ધારણ કર્યા. પછી 'આ ભવ્ય પ્રાણી છે' એમ જાણીને પ્રભુએ વ્રતનું દાન કરી તેનો અનુગ્રહ કર્યો. "સત્પુરૂષો હંમેશાં પરનો ઉદ્ધાર કરનારાજ હોય છે." તેની પછવાડે ભરતના ચારસો ને નવાણુ પુત્રોએ અને સાતસો પુત્રના પુત્રોએ પણ ચારિત્ર ગ્રહણ કર્યું. તે વખતે કોટી દેવતાઓએ સેવેલા પ્રભુને જોઈ, ભરતના પુત્ર મરીચિએ પણ દીક્ષા લીધી. ઉજ્વલ શીલને ધારણ કરનાર બ્રાહ્મીએ પણ ભરતની આજ્ઞા લઈ ઘણી રાજકન્યાઓની સાથે તત્કાલ વ્રત અંગીકાર કર્યું. તે જોઈને સુંદરીને વ્રત લેવાની ઇચ્છા થઈ, પરંતુ ભરતરાજાએ તેને તેમ કરતાં અટકાવી એટલે તે પ્રભુના ચતુર્વિધ સંઘમાં પ્રથમ શ્રાવિકા થઈ. તે વખતે ભરતરાજાએ પ્રભુની પાસે સમકિત ગ્રહણ કર્યું, કારણ કે ફળ ભોગવ્યા વગર અર્હંતોનું પણ ભોગ કર્મ નિવૃત્ત થતું નથી. વિદ્યાધરોમાંથી પણ કેટલાએક વ્રત ગ્રહણ કર્યું, કેટલાએક શ્રાવકવ્રત સ્વીકાર્યું અને કેટલાએક ભદ્રક ભાવને પ્રાપ્ત કર્યો."

પૂર્વે ભગવંતની સાથે દીક્ષા લેનાર કચ્છમહાકચ્છાદિ ચાર હજાર રાજપુત્રો, જેઓ તાપસ થયા હતા તેમાંથી કચ્છમહાકચ્છ શિવાય બાકીનાઓએ ભગવંતની પાસે આવી ફરીને હર્ષવડે વ્રત ગ્રહણ કર્યું. પછી ભગવંતે પુંડરીક વિગેરે મુનિઓ, બ્રાહ્મી આદિ સાધ્વીઓ, શ્રેયાંસ પ્રમુખ શ્રાવકો અને સુંદરી વિગેરે શ્રાવિકાઓ—એ પ્રકારે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. જે સંઘ અદ્યાપિ પણ જગન્નાથપણે વર્ત્તે છે, તેની આજ્ઞા ઉલ્લંઘન થઈ શકતી નથી. વળી એ સંઘ, અર્હંતોને પણ માન્ય, પુણ્યવંતોને પણ પૂજ્ય, અને સુર અસુરના અધિપતિઓને પણ સેવવા યોગ્ય છે અને સર્વદા જયવંત વર્ત્તે છે. તે વખતે ગણધર નામ

કર્મને ધરનારા અને સદ્બુદ્ધિવાળા ઋષભસેન વિગેરે ચોરાશી મુનિઓને ગણધરપદે સ્થાપવાનો મહોત્સવ ભગવંતની આજ્ઞાને અનુસરીને ઇંદ્ર ચક્રી વિગેરેએ મળી યથાયોગ્ય રીતે કર્યો. પછી તે ગણધરોએ ભગવંતના મુખથી ત્રિપદી પ્રાપ્ત કરીને બુદ્ધિના અતિશયપણાથી તત્કાલ દ્વાદશાંગી રચી. પ્રભુની રચેલી તે વ્યવસ્થા અદ્યાપિ પણ પ્રવર્ત્તે છે. "વિવેકી જનોને અર્હંતની આજ્ઞા દુર્લંઘ્ય છે."

પછી દેવ, ગંધર્વ, વિદ્યાધર અને નરેશ્વરો પ્રણામ કરીને પ્રભુની દેશનાનું સ્મરણ કરતા કરતા પોતપોતાને સ્થાનકે ગયા અને ચોત્રીશ અતિશયવાળા ભગવાન્ આદિનાથ ભવિક પ્રાણીઓને બોધ કરતા સતા પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા. 'એક ઠેકાણે સ્થિતિ કરવાથી પરોપકાર થઈ શકતો નથી' એમ જાણીને ત્રૈલોક્યપતિ પ્રભુએ એક ઠેકાણે સ્થિતિ કરી નહીં.

હવે પુણ્યથી ભરપૂર અને લોકોએ પ્રણામ કરેલા ભરતરાજા પોતાનો પરિવાર લઈ, જેમાં મહા સુંદર મહેલો શોભી રહ્યા છે એવી અયોધ્યા નગરીમાં આવ્યા. પછી શસ્ત્રાગારમાં પ્રગટ થયેલા ચક્રરત્નને જોવાની ઇચ્છાથી ઉલસાયમાન વૈભવવાળા ભરતે શસ્ત્રગૃહમાં પ્રવેશ કર્યો; ત્યાં કિરણોની શ્રેણીથી સૂર્યના બિંબની જેમ આખા શસ્ત્રગૃહમાં પ્રકાશ કરતું ચક્રરત્ન તેમના જોવામાં આવ્યું. ચક્રનું દર્શન થતાંજ તેમણે પંચાંગ પ્રણામ કર્યો, કારણ કે ક્ષત્રીયોનું પરમદૈવત શસ્ત્ર છે. પછી આનંદ મગ્ન થયેલા ભરતે પવિત્ર જળવડે સ્નાન કરી, સુગંધી અને ઉજ્વળ વસ્ત્ર ધારણ કર્યાં, અને શસ્ત્રગૃહમાં આવી ચક્રને જાણે ઉત્તેજિત કરતા હોય તેમ હાથમાં લઈ તેને માર્જિત કર્યું. પછી હજાર આરાવાળા એ ચક્રને સુવર્ણમય પીઠીકાની ઉપર સ્થાપિત કર્યું. તે વખતે તેના તેજથી ઉદયાચળના શિખર ઉપર રહેલા સૂર્યના બિંબનું સ્મરણ થઈ આવ્યું. પછી રાજાએ નિર્મલ જળથી પોતાને હાથે તેને સ્નાન કરાવ્યું, તે વખતે શત્રુઓના સમૂહમાં, સમુદ્રમાંથી નીકળતા વડવાનળ જેવું તે જણાવા લાગ્યું. તેની ઉપર જાણે જય લક્ષ્મીના કોલ હોય તેવા ચંદન, અગરૂ, કર્પૂર, કસ્તુરી અને કંકુના થાપા મારવામાં આવ્યા. પછી પંચવર્ણી કુસુમોથી ચક્રીએ તેનું પૂજન કર્યું, કેમ કે તે ચક્ર તેથી દ્વિગુણ સંખ્ય (દશ) દિશાઓનું ઇંદ્રપણું તેને આપનાર છે. ત્યાર પછી તેની પાસે અખંડ અને ઉજ્વળ અક્ષતવડે તેણે અષ્ટમંગળીક આળેખ્યા, જે તેમને ચક્રવર્ત્તીપણાની મંગળ માળાના આપનાર થશે. પછી વજ્ર, વૈડૂર્ય, માણિક્ય, મોતી અને કર્કેતન વિગેરે રત્નોથી તેની આગળ પોતાને સ્વસ્તિ (કલ્યાણ) કરનારો સ્વસ્તિક (સાથીઓ) પૂર્યો. અને તેની મંગળ દીપિકા સહિત નીરાજના (આરતિ) ઉતારી કે, જેથી

એ નીરાજના કરનાર ભરતરાજા વિના સર્વ પૃથ્વી નીરાજતા ( રાજાપણા રહીત દશા)ને પ્રાપ્ત થશે, અર્થાત્ સર્વના રાજા એક ભરત ચક્રીજ થશે એમ સૂચવન થયું. પછી "ક્ષત્રિયોના પ્રત્યક્ષ દેવ આ આયુધને નમસ્કાર હો" એ પ્રમાણે કહીને ભરત રાજાએ તેને પ્રણામ કર્યો.

આપ્રમાણે આઠ દિવસ સુધી નવા નવા મનોહર ઉપહારવડે ચક્રવર્તીએ તેનું અર્ચન કર્યું. પછી એક હજાર યક્ષોએ અધિષ્ઠિત કરેલું, દીવ્ય શક્તિવાળું, એક હજાર આરાવાળું, જાજ્વલ્યમાન જ્વાળાઓની માળાથી ચળકતું, વર્તુલાકાર, આકાશમાં ચાલનારૂં અને દુષ્ટ દૈત્યરૂપ શત્રુઓનો સંહાર કરનારૂ, એ ચક્ર જાણે ભરતરાજાનો પ્રતાપ હોય તેમ આકાશમાં રહેલું પ્રકાશવા લાગ્યુ. પછી વિજય સ્નાન કરવાને માટે દેવતાઓએ અને મનુષ્યોએ રચેલા મણિમય પીઠ ઉપર ભરતરાજા પૂર્વાભિમુખે બેઠા. તે વખતે તેમને સ્નાન કરાવવાને અનેક સુંદરીઓ એકઠી થઈ. રૂપથી રંજિત થયેલી કોઈ સ્ત્રી પોતાના કટાક્ષના જળ સાથે મળવાથી જાણે દ્વિગુણ થયા હોય તેવા મણિમય કુંભના જળવડે સ્નાન કરાવવા લાગી, કોઈ પોતાના સ્તનકુંભની વચમાં કળશને રાખતાં 'આ લઘુકળશ મારા સ્તનપાસે યોગ્ય નથી' એવું ધારી તેને નચાવવા લાગી, કોઈ સુંદર નેત્રવાળી રમણી પોતાના કરકમળવડે કર્ણિકાના આકાર જેવા કળશને ગ્રહણ કરી તેમની ઉપર ઢોળવા લાગી અને 'આ કળશનું મસ્તક ચરણનો સ્પર્શ કરતું નથી, પણ તેનામાં રહેલું જળ ભરતરાજાના મસ્તકનો સ્પર્શ કરેછે' એમ ધારી કોઈ સ્ત્રીએ કળશને પોતાના મસ્તક ઉપર ધારણ કર્યો. તે વખતે વાજીત્રોના નાદ સાથે મિશ્ર થયેલો ધવળ મંગળનો ધ્વનિ મંડપને પૂરીને દિશાઓના મુખમાં વ્યાપ્ત થઈ ગયો.

આ પ્રમાણે જય જય શબ્દપૂર્વક સ્નાનવડે શુદ્ધ થયેલા ભરતરાજા પોતાની કાંતિથી સૂર્યના બિંબને અનુસરવા લાગ્યા. પછી સુવર્ણના જેવી કાંતિવાળા ભરત, ધોળાં વસ્ત્રોને ધારણ કરવાથી, મેખલાસુધી આવેલા શરદઋતુના વાદળાથી વિંટાયેલા સુવર્ણગિરિ (મેરૂ) ની જેવા દેખાવા લાગ્યા અને પ્રત્યેક અંગે ઘણાં આભૂષણોથી ભૂષિત થયેલા એ રાજા જાણે પૃથ્વી ઉપર ફરતું જંગમ કલ્પવૃક્ષ હોય, તેવા જણાવા લાગ્યા. પછી ભક્તિથી પ્રેરાયેલા તેમણે પુષ્પ, અક્ષત અને સ્તુતિપ્રમુખ પૂજનવડે આદિનાથ ભગવંતની મૂર્ત્તિની આરાધના કરી અને યાચકોને દાન આપી, મુખમાં તાંબૂલ ધરી, એ ગર્વરહિત રાજા સભાસ્થાનમાં આવ્યા. ત્યાં છત્રથી આચ્છાદિત થયેલા અને પડખે બે ચામરોથી વીંજાતા એ ભરત વર્ષાઋતુમાં બે ઝરણાવડે શોભતા પર્વતની જેવા દેખાવા લાગ્યા અને હંમેશાં પાસે રહેનારા અને પ્રૌઢ પરાક્રમવાળા સોળહજાર ભક્તિવાન્ યક્ષોથી વીટાયલા તેઓ શોભવા લાગ્યા.

પછી જેની એક લાખ યક્ષો[1] રક્ષા કરે છે એવું ચક્રરત્ન પૂર્વદિશા તરફ પ્રયાણને સૂચવતું શસ્ત્રાગારમાંથી બહાર નીકળીને આકાશમાં રહ્યું શોભવા લાગ્યું. તત્કાળ પ્રાતઃકાળમાંજ શુભ મુહૂર્ત્તે અંગપરનાં લક્ષણોથી સંપત્તિને આકર્ષણ કરનાર અને તેમની કીર્તિના જેવા ઉજ્વળ હસ્તિરત્ન ઉપર ભરતરાજા આરૂઢ થયા. ઉત્કટ મદની ધારાથી જાણે બીજો ઝરણવાળો પર્વત હોય, તેવા તે જાતિવંત ગજરત્ને તત્કાળ મોટી ગર્જના કરી. તેની સાથેજ જાણે આકાશને પલ્લવિત કરતા હોય તેમ પોતપોતાની સુંઢોને ઊંચી કરતા બીજા હસ્તીઓએ સમકાળે જયનાદ કર્યો. દશ દિશાઓમાં તથા આકાશ અને ભૂમિના મધ્યભાગમાં વ્યાપતો પ્રયાણનો દુંદુભિ ગાજી ઉઠ્યો. સર્વ ભવનના ઉદરને ક્ષોભ કરતો અને સર્વ દિશામાં પ્રસરતો માંગલ્ય વાદ્યનો ઘોષ, દૂતની જેમ સૈનિકોને બોલાવવા લાગ્યો. ઝરણાના પ્રવાહવાળા જાણે પર્વતો હોય તેવા ગજેંદ્રો, સમુદ્રના ઉછળતા જાણે તરંગો હોય તેવા ચપળ તુરંગમો, ચાલતા જાણે મેહેલો હોય તેવા ધ્વનિ કરતા રથો અને શત્રુઓનો ઘાત કરવાવડે શક્તિને સ્ફુરાવતા ભક્તિવાળા પેદળો—એવા ચતુરંગ સૈન્યને સાથે લઈ ઇંદ્રના જેવા પરાક્રમી ભરતરાજા સૈન્યના ચાલવાથી ઉડેલી રજવડે સૂર્યને ઢાંકીદેતા પ્રથમ પૂર્વદિશા તરફ ચાલ્યા. હાથમાં દંડરત્ન લઈને અશ્વરત્ન ઉપર બેઠેલો સુષેણ નામે સેનાપતિરત્ન, ચક્રરત્નની પેઠે સર્વ સૈન્યની આગળ ચાલ્યો. વિઘ્નોને નાશ કરવામાં જાણે મૂર્ત્તિમાન શાંતિમંત્ર હોય તેવા પુરોહિત રત્ને ભક્તિથી જિનપૂજન કરીને ચક્રીની સાથે ચાલવા માંડ્યું. જાણે ચાલતી સત્રશાળા[2] હોય, તેવું ક્ષણમાત્રમાં દિવ્ય અન્નને ઉત્પન્ન કરનારૂ, સૈન્યના ખરેખર આશ્રયભૂત ગૃહીરત્ન પણ સાથે ચાલ્યુ. સ્કંધાવાર[3] વિગેરે રચવામાં પરિપૂર્ણ પરાક્રમવાળું વિશ્વકર્માની જેવું વર્દ્ધકીરત્ન આગળ થયું. તે શિવાય ચર્મરત્ન, છત્રરત્ન, ખડ્ગરત્ન, મણિરત્ન અને કાકિણીરત્ન પણ ચક્રવર્તિની સાથે ચાલવા લાગ્યાં.

'આ પૃથ્વી કોઈ કોઈ વાર બીજા રાજાઓના હાથમાં જવાની પણ ઉત્કંઠા રાખેછે' એમ જાણવાથી જાણે ક્રોધ આવ્યો હોય, તેમ ભરતરાજાએ સૈન્યના નિર્ઘાતથી પૃથ્વીને ક્ષોભ પમાડવા માંડી. પોતાના સૈન્યવડે અસ્થિરને સ્થિર તથા અચળને ચલિત કરતા ભરતરાજાએ વેગથી પ્રયાણ કર્યું. ચક્રની પછવાડે ચાલતાં હંમેશાં એક યોજન પ્રમાણ, શત્રુઓના પ્રાણને પ્રયાણ કરાવનારૂ—પ્રયાણ કરતા હતા. જ્યાં સૈન્યનો પડાવ કરતા, ત્યાં વર્દ્ધકીરત્ન પોતાની દિવ્યશક્તિથી મોટા ન-

---

૧ પ્રથમ એક હજાર યક્ષ કહેલા છે—અન્યત્ર પણ તેટલાજ કહેલા છે, છતાં અહી લાખ યક્ષો કહ્યા તેનુ કારણ સમજી શકાતું નથી. ભા કર્ત્તા. ૨ દાનશાળા. ૩ છાવણી,—લશ્કરનો પડાવ.

ગરની જેમ તત્કાળ સર્વને માટે નિવાસસ્થાન રચી આપતું હતું. એ છાવણીમાં અયોધ્યા નગરીની જેમ ચૌટા, ત્રણમાર્ગ, શિલ્પશાળા અને દુકાનોની શ્રેણી રચવામાં આવતી હતી. માર્ગમાં દેશદેશના રાજાઓ હસ્તી ઘોડા વિગેરેની ભેટો લઈ વિનયવડે નમ્ર થઇને દેવતાએ સેવેલા ભરત ચક્રીપાસે આવી તેને નમતા હતા. આ પ્રમાણે સૈન્યના મર્દનથી ભૂમિ અને આકાશને ક્ષોભ કરતા ભરતરાજા કેટલેક દિવસે માગધ નામના તીર્થે આવી પહોંચ્યા. ત્યાં પૂર્વ સાગરને કાંઠે નવ યોજન પહોળી અને બાર યોજન લાંબી છાવણી નાખી. તેમાં વર્દ્ધકીરત્ને અયોધ્યા નગરીની જેમ સૈન્યના નિવાસો અને રત્નની જડેલી એક વિશાળ પૌષધશાળા રચી; પછી ઉદયાચલ ઉપરથી જેમ સૂર્ય અને પર્વતના શિખરથી જેમ કેસરી સિંહ ઉતરે તેમ રાજકુંજર ભરતરાજા હાથી ઉપરથી ઉતર્યા. તત્કાળ પોતાના કાર્યમાં કુશળ એવા ચક્રીએ કાર્યારંભને માટે પૌષધશાળામાં દર્ભમય સંથારો કરાવ્યો. પછી શરીર પરથી સર્વ આભૂષણ, માળા અને દુકૂલ વસ્ત્રોનો ત્યાગ કરી, ફક્ત શ્વેતવસ્ત્રને ધારણ કરી, ભરત ચક્રીએ માગધ દેવને ઉદ્દેશીને પૌષધ ગ્રહણ કર્યો. મુનિની પેઠે સર્વ સાવદ્ય કારણોનો ત્યાગ કરી, શુદ્ધ સંથારા ઉપર બેસીને તેણે અષ્ટમ તપ કર્યું. તપ પૂર્ણ થયે પૌષધ પારીને શરદઋતુના વાદળામાંથી જેમ સૂર્ય નિકળે તેમ અધિક કાંતિને ધારણ કરી, તે પૌષધાગારની બહાર નીકળ્યા. પછી યથાવિધિ સ્નાન કરી ભગવંતની પૂજા કરીને ક્ષુદ્ર દેવતાને પ્રસન્ન કરવાને માટે તેણે બલિદાન આપ્યું. પછી ફરકતી પતાકાવાળા, દિવ્ય અસ્ત્રની શ્રેણીવડે જાણે શસ્ત્રાગાર હોય તેવા જણાતા, ઘંટાના નાદથી દશ દિશાઓની લક્ષ્મીને બોલાવતા અને શત્રુઓના ગર્વરૂપ સર્પને ગળનારા જાણે ગરુડ હોય તેવા લગામવડે મુખથી ખેંચાએલા ઘોડાવાળા રથ ઉપર ચક્રવર્તી આરૂઢ થયા. ઇંદ્રને જેમ માતલિ, અને સૂર્યને જેમ અરુણ તેમ તેમનો સંગર નામે તેમના ભાવને જાણનારો સારથિ થયો. જરાક રશ્મિ ( રાશ ) ને હલાવી એટલામાં તો તે ઘોડા સૂર્યને જેમ તેના અશ્વો ઉદયમાટે લઈ જાય તેમ રાજાને પૂર્વ સાગરપાસે લઈ ગયા. પછી જેમાં કિનારા પરનાં વૃક્ષોનાં પત્રો પડતાં હતાં અને રથના નિર્ઘોષથી જેમાંના જળજંતુઓ ત્રાસ પામી રહ્યા હતા એવા સમુદ્રજળમાં તે રથ ચક્રની નાભિસુધી[1] ઊંડો ગયો. વડવા ( ઘોડી ) ના પુત્રોના વેગથી અને નિર્ઘોષથી વડવાનલની શંકા કરતો સમુદ્ર ક્ષોભ પામી ગયો. ભરતચક્રીએ મધ્યમાં કુબેરથી અને બે ખુણાના ભાગમાં ઇંદ્રથી આશ્રિત થયેલા ધનુષને પણછ ચડાવી પંચમીના ચંદ્ર જેવું કર્યું. પછી તેને જરા

૧ પૈડાનો મધ્યભાગ.

ખેંચી, શત્રુઓના પ્રાણને પ્રયાણ કરવાના પટહ ધ્વનિ જેવો અને ધનુર્વેદના ઓંકાર જેવો, લવણ સમુદ્રને ક્ષોભ કરનાર, રેતીના પર્વતોને તોડનાર અને જળજંતુઓને ત્રાસ આપનાર ધનુષ્ય ટંકાર કર્યો. મંદરાચળે અમંદપણે મંથન કરેલા સમુદ્રના ધ્વનિ જેવા એ ધનુષ્યના ટંકાર સાંભળી, ત્રણ જગત્‌નાં મન ક્ષોભ પામી ગયાં. તે ટંકારથી ત્રાસ પામેલા સૂર્યના ઘોડા ઉન્માર્ગે ચાલવાથી તેના રથનું એક ચક્ર અદ્યાપિ ભાંગી ગયેલું છે. વળી તે ટંકારાના શબ્દે સર્પોના કાનમાં એવું બધિરપણું પ્રાપ્ત કર્યું કે, જેથી અદ્યાપિ તેઓ, ‘ ચક્ષુશ્રવા ’ એવા નામથી વિખ્યાત થયાછે.

પછી સુર અસુરને ક્ષોભ કરનારૂ, એક ભયંકર બાણ ભરતરાજાએ રાફડામાંથી સર્પની જેમ ભાથામાંથી બહાર ખેંચ્યું. શત્રુઓની શ્રેણીઉપર વજ્રદંડની જેમ તે બાણ સિંહકર્ણિકા મુષ્ટિવડે પણછ સાથે સાંધ્યું. તે વખતે વીરપુરુષના આભૂષણ અને શત્રુરૂપ નાનાસરખા સરોવરને બાણરૂપ કિરણોવડે શોષણ કરનારા ભરતરાજા, મેરૂ પર્વતપર સૂર્યની જેમ રથઉપર શોભવા લાગ્યા. પછી નવું, વસ્ત્ર અને વચન જેવું ઉજ્વલ, છેડે પીંછા સહિત અને શત્રુઓના મુખમાં પ્રવેશ કરનાર તે બાણ ભરતરાજા કાનની પાસે લાવ્યા. તે વખતે એક ચરણ સંકોચીને રહેલા બંને તરફ બાંધેલા ભાથાવડે બે પાંખોવાળા જણાતા અને તીક્ષ્ણ બાણના અગ્રભાગવડે ચાંચવાળા દેખાતા એ વીર ભરત, જાણે ગરૂડપક્ષી હોય તેવા દેખાતા હતા. તેને જોઇને ‘ શું આ મારૂ શોષણ કરશે, અથવા શું મને અહીંથી ફેરવી નાખશે’ એવી સમુદ્રને શંકા થવાલાગી. તેના બાણના વીર્યને નહીં જાણતી એવી પૂર્વદિશારૂપ મુગ્ધા સ્ત્રીએ તેને જોઈ ભય પામીને પૂર્વગિરિને વચમાં રાખ્યો. બહાર, અગ્રે અને મધ્યમાં નાગ, અસુર અને ગરૂડ દેવતાઓએ આશ્રિત કરેલું અને પર્વતથી પણ સ્ખલિત ન થાય તેવું તે બાણ ભરતે વેગથી છોડયું. તે બાણને જોઇને તે વખતે સમુદ્રે જે ખળભળાટ કર્યો, તેના અભ્યાસથી અદ્યાપિ પણ ચપળ તરંગોવડે તેનું સ્મરણ કર્યા કરે છે. ‘શું ક્રોધ પામેલા ઇંદ્રના હાથમાંથી, વજ્ર પડે છે ? ’ એવી જળમાં રહેલા પર્વતોને, તેને જોઇને શંકા થવાલાગી. સમુદ્રના જળને ઉછાળતું, અતિ વેગથી આકાશગામી વિદ્યાધરોને ત્રાસ આપતું, નીલ ગગનમાં પોતાના નામના સુવર્ણાક્ષરને જાણે લખતું હોય તેવું, અને ઉગ્ર વિદ્યુદ્દંડ જેવું પૃથ્વીના ઇંદ્રે છોડેલું એ બાણ બાર યોજન માર્ગને ઉલ્લંઘી માગધેશ્વરની સભામાં હૃદય શલ્યની જેમ આવીને પડયું.

અકસ્માત્ બાણ પડવાથી થયેલા સંઘટ્ટનવડે તેના રત્નસિંહાસનમાંથી સર્વત્ર તણખાને વિસ્તારતો અગ્નિ ઝર્યો. જે અગ્નિએ તેના ક્રોધાગ્નિને સળગાવવાનું કા-

રણપણું ધારણ કર્યું અને દેવતાઓને 'તેના રાજ્યરૂપ વૃક્ષના મૂલમાં આ અગ્નિ પડ્યો' એવી શંકા થઈ. તેને જોઈને ક્ષણવાર માગધેશ્વરની સર્વ સભા ચિત્રવત્ સ્થિર થઈ ગઈ, અને તે બાણની પાંખોના વાયુથી તેનો ચિત્તરૂપ દિપક ચલિત થયો. તરજ નાસિકાને નચાવતા, ચણોઠીના પુંજની જેવા અરૂણ નેત્ર કરતા, ભ્રકુટીને ભમાવવાવડે કોપરૂપ વૃક્ષને પલ્લવવાળું કરતા, ત્રણ પ્રકારે ( મન વચન કાયાથી ) કોપને સૂચવતી ત્રિવલ્લીને લલાટપર ધારણ કરતા, અને ઓષ્ટપુટને ફરકાવતા માગધેશ્વરે મ્યાનમાંથી ખડ્ગ આકર્ષ્યું; અને ગર્વવડે ઉત્કટ થયેલો તે કોપરૂપ અગ્નિની જ્વાળાને અનુસરતી વિષસમાન વાણીવડે આપ્રમાણે બોલ્યો 'હાથવડે અગ્નિ લેવાને, દિગ્ગજના દાંત ખેંચી કાઢવાને અને શેષનાગના મસ્તકપરથી મણિ લેવાને કોણ તૈયાર થયેલો છે? તીક્ષ્ણ અગ્રભાગવાળા ભાલાવડે પોતાના નેત્રને ખજવાળવા કોણ ઇચ્છે છે? કેસરી સિંહના કેશ ખેંચીલેવાને કોણ ચાહે છે? અને ફરતા રેંટમાં પગ નાખવાને કોણ ઉત્સુક છે? કે જે દુર્બુદ્ધિવાળાએ મારી સભામાં પોતાનું બાણ નાખ્યું છે?' આપ્રમાણે કહીને એ મહાવીર્ય તેમજ ચતુરાઈવાળી વાણી વદનાર માગધપતિ અત્યંત કોપવડે પોતાનો વામહસ્ત શત્રુના કપોળની જેમ આસનપર પછાડી, સર્પની જેમ ફુંફાડા મારતો અને અંગને મરડતો એકદમ સિહાસનપરથી ઊભો થયો. તેની પછવાડે કોપથી વળતો તેનો પરિવાર પણ અવારિતપણે ઊઠ્યો. કેમ કે "સૂર્યની પછવાડે તેનો કિરણસમૂહ ચાલે છે." તે પરિવારમાંથી કેટલાક કોપરૂપ વૃક્ષના જાણે પલ્લવ હોય તેવા ખડ્ગને નચાવવા લાગ્યા, કેટલાક શત્રુનાં હૃદયનાં જાણે શલ્ય હોય તેવાં ભાલાંને ઉછાળવા લાગ્યા, કેટલાક આકાશને જાણે ઉખેડતા હોય તેમ મુદ્ગરોને ભમાવવા લાગ્યા, કેટલાક યમરાજની જાણે ભ્રકુટી હોય તેવા ધનુષ્યને અધિજ્ય ( પણછ ચડાવેલાં ) કરવા લાગ્યાં, કેટલાક જાણે ક્રોધના ગુચ્છ હોય તેવા વજ્રને પકડવા લાગ્યા, કેટલાક આકાશને દાંતવાળું કરતા હોય તેમ ત્રિશૂલોને ઉપાડવા લાગ્યા, કેટલાક આકાશને ભૂમિના મધ્યભાગને ફોડે એવો ભુજાસ્ફોટ કરવા લાગ્યા અને કેટલાક મેઘનાદની જેવો સિહનાદ કરવા લાગ્યા. વળી કેટલાક મારો, મારો, પકડો, પકડો, આ દુર્વિનીત, સૂર્યનીસાથે ઘૂવડની જેમ આપણા પ્રભુનીસાથે દ્વેષ કરે છે' એમ બોલવા લાગ્યા. તેના પરિવારે કરેલો આવો મોટો કોલાહલ પ્રલયકાળમાં ઉછળતા સમુદ્રના ધ્વનિ જેવો જણાતો હતો.

હવે તે વખતે માગધેશ્વરના મંત્રીએ ભરતનું બાણ લઈ, ક્રોધરૂપ સર્પને શમા-

૧ વ મંત્ર જેવા તેનીઉપર લખેલા અક્ષરો વાંચ્યા. તેમાં લખેલું હતું કે, ' જો

તમારે રાજ્ય કે જીવિતસાથે કાર્ય હોય તો પોતાનું સર્વસ્વ અર્પણ કરી અમારી સેવા કરો; આ પ્રમાણે સુર, અસુર અને નરના સ્વામી એવા શ્રીઋષભદેવ ભગવંતના પુત્ર ભરતચક્રવર્ત્તી તમને આજ્ઞા કરે છે.' આવા અક્ષરો વાંચી, અવધિજ્ઞાને તેની હકીકત જાણીને તે બાણ પોતાના સ્વામીને બતાવતાં મંત્રીએ ઊંચે સ્વરે કહ્યું-'અરે સુભટો! સાહસ કાર્ય કરનારા તમને ધિક્કાર છે, કેમકે પોતાના સ્વામીનું હિત કરવા જતાં તમે અહિત કરવાને ઉદ્યત થયા છો. આ ભરતક્ષેત્રમાં પ્રથમ તીર્થંકરના પુત્ર ભરત, શત્રુરૂપી ચંદ્રને રાહુરૂપ પહેલા ચક્રવર્ત્તી થયા છે. કદિ મેરૂ તોળી શકાય, પૃથ્વી ઉપાડી શકાય અને સમુદ્રનું શોષણ કરી શકાય પણ ચક્રવર્ત્તી જિતી શકાય નહીં. તે ચક્રવર્ત્તી ભરત, ઇંદ્રના જેવા પ્રચંડ શાસનથી તમારીપાસે દંડ માગે છે અને દેવ તથા અસુરોએ માનવા યોગ્ય પોતાની આજ્ઞા તમારીઉપર પ્રવર્ત્તાવવાને ઇચ્છે છે. જેમ સર્વ દેવોમાં શ્રીસર્વજ્ઞ જિનેશ્વરજ દેવ છે, અન્ય નહીં; તેમ મનુષ્યોમાં પોતાની શક્તિવડે ઇંદ્ર જેવા એક ચક્રવર્ત્તીજ છે. એવા ચક્રવર્ત્તીની સાથે નીતિવંત પુરૂષોને વિનય કરવો તેજ ઉચિત છે, કાળરાત્રિની પેઠે યુદ્ધની તો વાર્ત્તાજ કરવા યોગ્ય નથી. હે સ્વામી! અલ્પમતિવાળા અને ચપળ એવા આ લોકોને નિવારો કે જે સૂર્યઉપર ખજુવાની જેમ ચક્રીઉપર ક્રોધ લાવીને દ્વેષ કરે છે. વળી જે દંડ આપવો હોય તે તૈયાર કરો અને ચક્રવર્ત્તીની પાસે નમ્ર થઇને જાઓ. કેમકે 'હૃદયને બાળનારો ગર્વ પ્રાંતે સર્વસ્વને નાશ કરે છે.' "

આ પ્રમાણેની મંત્રીની વાણી સાંભળીને તેમજ બાણપરના અક્ષરો જોઇને પરમેષ્ટીના સ્મરણથી પાપનો જેમ લય થાય, તેમ માગધેશ્વરનો કોપ લય થઈ ગયો. પછી ભેટ અને તે બાણ લઈ મંત્રીસહીત મગધપતિ ચક્રીપાસે આવ્યો. ચક્રીને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરી કે-"હે સ્વામી! ચિરકાલના તૃષાતુર ચાતકને મેઘના જળની જેમ, વત્સલ એવા તમે આજે અમારા સારા ભાગ્યે દૃષ્ટિમાર્ગમાં પ્રાપ્ત થયા છો. તમારી જેવા નાથનો ઉદય થતાં આજે અમે સનાથ થયા છીએ, કેમકે સૂર્યનો ઉદય થવાથી પદ્માકરો (સરોવરો)ની સંપત્તિનું પોષણ થાયછે. પ્રમાદી માણસ પાસે કર્ત્તવ્ય જણાવવાને છડીદાર મોકલે તેમ તમે આ દુર્વિનીત ભક્તની પાસે પ્રથમ આ બાણ મોકલ્યું તે ઘણું સારૂ કર્યું. સૂર્યના જેવો તેજવાન્, વાયુના જેવો વેગવાન્ અને મેરૂના જેવો પર્વત બીજો કોઇ નથી; તેમ તમારા જેવો વીર કોઈ બીજો નથી. પ્રમાદને લીધે મેં સત્વર આવીને તમારી આરાધના કરી નહીં, તેને માટે મારીઉપર પ્રસન્ન થઈ ક્ષમા કરો. કેમકે સત્પુરૂષો

નમનારની ઉપર વત્સલજ હોય છે. હે નાથ ! હવેથી હું તમારા ચરણકમલમાં ભ્રમરરૂપ થઈને જિનેશ્વરની આજ્ઞાની પેઠે તમારી આજ્ઞા મસ્તકપર ધારણ કરીશ. વળી હે સ્વામી ! આ માગધતીર્થમાં તમારાથી સ્થાપિત થયેલો હું પૂર્વદિશાના જયસ્તંભની જેમ તમારો ભક્ત થઇને રહીશ. અમે સર્વે, આ રાજ્ય, આ સેવકો અને આ લક્ષ્મી તમારીજ છે, માટે પૂર્વદિશાના [1]પત્તિની જેવા મને શી આજ્ઞા છે તે કહો."

આ પ્રમાણે કહીને મગધરાજે હાર, મુગટ, કુંડલ, બાણ, માગધતીર્થનું જળ, અને પૂર્વે એકઠા કરેલા રત્ન, મોતી, મણિ અને બીજી દીવ્યવસ્તુઓ ભરતરાજાને અર્પણ કરી. ભરતેશ્વરે નમ્ર માગધદેવને પ્રસાદ દાન આપી ભૃત્યપણાનો અનુગ્રહ કરીને વિદાય કર્યો. પછી ભરતરાજા ત્યાંથી રથ પાછો વાળી, ઇંદ્ર જેમ સ્વર્ગમાં આવે તેમ પોતાના સૈન્યમાં આવ્યા. ત્યાં રથઉપરથી ઉતરી વિધિવડે સ્નાન કરી પરિવાર સાથે અષ્ટમતપનું પારણું કર્યું. પછી માગધતીર્થની સમૃદ્ધિ જાણે બતાવતા હોય, તેમ ચક્રીએ ત્યાં ચક્રરત્નનો અઠ્ઠાઈ ઉત્સવ કર્યો. ઉત્સવ પૂર્ણ થયો એટલે સૂર્યના બિંબની પેઠે ચોતરફ તેજથી દેદીપ્યમાન એવું ચક્ર આકાશમાર્ગે ચાલ્યું. તેની પછવાડે યોજન યોજનનું પ્રયાણ કરતા ચક્રી, પોતાની દીવ્યશક્તિવડે ઉન્નતને નમાડતા, નમ્રને પાછા સ્થાપન કરતા, ગર્વિષ્ઠને શિક્ષા કરતા, દીનનો ઉદ્ધાર કરતા અને તેઓની પાસેથી ભેટણાં લેતા લેતા દક્ષિણસમુદ્રને કિનારે આવ્યા. એલાઈચી, લવીંગ, ચારોળી, કંકોળ, અને સોપારીના જ્યાં અનેક વનો છે એવા દક્ષિણસમુદ્રના તીરઉપર મહારાજાએ પોતાની છાવણી નાંખી. તે ઠેકાણે પણ પૂર્વની જેમ વાર્દ્ધકી રત્ને સ્કંધાવારના નિવાસગૃહ રચ્યા અને ઉત્તમ પૌષધશાળા રચી ચક્રવર્ત્તીએ પોતાના મનમાં વરદામ દેવને ધારી પૌષધ સહિત અર્થસાધક એવો અષ્ટમ તપ કર્યો. અષ્ટમને અંતે બલિદાન આપી સોનાના રથપર આરૂઢ થઈ, હાથમાં પ્રચંડ ધનુષ લઇને સમુદ્રને તીરે આવ્યા. સમુદ્રજળમાં રથના ચક્રની નાભિસુધી રથને લઈ જઈ, કર્ણપર્યંત ધનુષ્ય ખેંચી એક દીવ્યબાણ છોડયું. દિશાઓના ભાગને પ્રકાશ કરતું અને સુવર્ણના અક્ષરને ધારણ કરતું એ બાણ બાર યોજનસુધી જઇને વરદામ દેવની સભામાં પડયું. અકસ્માત્ બાણના પડવાથી, પ્રચંડ ઘાતવડે સર્પની જેમ વરદામદેવ કોપ પામ્યો અને સમુદ્રનીપેઠે તેણે મોટી ગર્જના કરી. તેને જોઈ જાણે તેના અંશ હોય તેવા તેના અનિવાર્ય પરિવારે પણ ક્રોધ કરીને આયુધો તૈયાર કર્યાં. પણ જ્યારે બાણ ઉપરના અક્ષરો જોવામાં આવ્યા,

---

૧ સેવક, પગે ચાલનાર સુભટ

ત્યારે ચક્રવર્તી આવ્યા છે, એવું જાણી ભેટણું અને બાણ લઈ તે ભરતચક્રીની સમીપે આવ્યો. વરદામના આવા વિનયથી ભરતરાજા ખુશી થયા. "ઘણું કરીને મહાન્ પુરૂષોનો કોપ પ્રણિપાત[1] સુધીજ હોય છે" પછી તેને તે સ્થાનમાંજ સ્થાપિત કરી ચક્રપતિ જે માર્ગે ગયા હતા તેજ માર્ગે સિંહની જેમ માનથી પૂર્ણ થઇને પાછા વળ્યા, અને ચક્રનીપાસે આવી તપનું પારણું કર્યું; તેમજ પૂર્વની પેઠે ત્યાં પણ ચક્રરત્નનો અઠાઈ ઉત્સવ કર્યો.

ફોતરાને પવન ઉડાડે તેમ શત્રુઓને ઉડાડતા અને સર્વજ્ઞની પેઠે સુર અસુરોએ પ્રણામ કરાયેલા ભરતરાજા, વરૂણદેવની જેમ જગત્‌ને જીવન આપતા આપતા પશ્ચિમદિશાના સમુદ્રને તીરે આવી પહોંચ્યા. ત્યાં પૂર્વની પેઠે તપ આદરી, રથમાં બેસી બાણ મૂક્યું, જે બાણ પ્રભાસપતિની સભામાં પડ્યું. બાણના અક્ષર વાંચી ક્રોધરહિત થયેલો પ્રભાસપતિ ભેટ અને તે બાણ લઈ ભરતની પાસે આવી વિજ્ઞપ્તિ કરવા લાગ્યો; 'હે પ્રભુ ! સ્વામીવગરના એવા મેં આજે પૂર્વપુણ્યથી સ્વામીને દીઠા છે તે હવે તમારા શાસનથી હું તમારો સામંત થઇને અહીં રહીશ.' આ પ્રમાણે કહી બાણ, મુગટમણિ, ઉરમણિ ( હાર ), કડાં અને કટીસૂત્ર તેણે ભરતપતિને ભેટ કર્યાં. તે વખતે પ્રભાસપતિના હાથમાં સુવર્ણકુંભમાં રાખેલું જળ જોઈને ભરતેશ્વરે પૂછ્યું કે 'અરે પ્રભાસપતિ ! આ જીવની પેઠે શું ગોપવી રાખેલું છે ?' પ્રભાસેશ્વરે નમ્રતાથી કહ્યુ કે "હે સ્વામી ! એનું વૃત્તાંત કહું છું તે સાંભળો.

"સૌરાષ્ટ્રદેશમાં શત્રુંજયનામે એક તીર્થ છે. તે અનંત મહિમાએ પૂર્ણ છે, અનંત સુકૃતનું સ્થાન છે અને વિવિધરત્ન, ઔષધિ, કુંડ અને રસકૂપિકા વિગેરેથી સમૃદ્ધિવાળું છે. તેના દર્શનથી, શ્રવણથી, સ્પર્શથી અને કીર્ત્તનથી પણ પાપનો નાશ થાય છે. તે ક્ષણમાત્રમાં પ્રાણીઓને સ્વર્ગ અને મોક્ષનાં સુખ આપે છે. જે જે બીજા તીર્થરૂપ નગર, આરામ, નદી અને દેશની ભૂમિઓ છે, તેમાં શત્રુંજયના જેવું ત્રણ લોકને પવિત્ર કરનારૂ કોઈ તીર્થ નથી. બીજા તીર્થોમાં સેંકડો યાત્રા કરવાથી જેટલું પુણ્ય થાયછે, તેટલું શત્રુંજય તીર્થમાં એકવાર યાત્રા કરવાથી થાય છે. તે શત્રુંજયના દક્ષિણપ્રદેશમાં 'શત્રુંજયા' નામે એક નદી છે. તે પ્રભાવિકજળે પૂર્ણ અને અર્હત્ ચૈત્યોથી મંડિત છે. તે શત્રુંજયા નદી એ મહાતીર્થની સંગતિમાં[2] રહેલી હોવાથી વિશેષ પવિત્ર છે અને ગંગા સિંધુ નદીના દીવ્યજળથી પણ અધિક ફલ આપનારી છે. તેમાં સ્નાન કરનારાનું સર્વ પાપ તે હણે છે. કમળપુષ્પનાં સમૂહથી એ નદી પવિત્ર શત્રુંજય તીર્થની જાણે વેણી હોય તેવી જણાય છે.

૧ નમસ્કાર. ૨ પાડોશ

વળી તે નદી ગંગાની પેઠે પૂર્વવાહિની,[1] અપૂર્વ સુકૃતની ભૂમિરૂપ, વિવિધ દ્રહોવડે પ્રભાવવાળી અને બહુ આશ્ચર્ય ઉત્પન્ન કરનારી છે. શત્રુંજયા, જાન્હવી, પુંડરિકિણી, પાપંકષા, તીર્થભૂમિ અને હંસી એવાં વિવિધનામથી તે પ્રખ્યાત છે. તેમાં કદંબગિરિ અને પુંડરિકગિરિ નામે શિખરની મધ્યમાં ' કમળ ' નામે એક મહાપ્રભાવિક દ્રહ છે, તેના જળવડે તેની મૃત્તિકાનો પિંડ કરીને જો નેત્રઉપર બાંધે તો રાત્રિઅંધત્વ અને નીલિકા વિગેરે નેત્રરોગોનો નાશ કરે છે. હે સ્વામી ! કાંતિ અને કીર્ત્તિને આપનારૂં તે દ્રહનું આ જળ છે; આ જળના પ્રભાવથી, શાકિની, ભૂત, વેતાળ અને વાતપિત્તાદિ દોષ વિનાશ પામે છે. વળી તેનાથી થયેલા સર્વ ઉપસર્ગો આ જળ સ્પર્શમાત્રથી હણી નાખેછે. આ દ્રહના જળમાં જીવની ઉત્પત્તિ થતી નથી. એ પુંડરીક તીર્થમાં હું પ્રતિવર્ષ જઉં છું; અને મારા ગૃહમાં રહેલા પ્રભુને સ્નાત્ર કરાવવાને માટે તે દ્રહમાંથી જળ લાવું છું.

"સર્વ શત્રુઓનો વિનાશ કરવાને માટે મેં આ જળ રાખેલું હતું પણ જે વસ્તુ વિશેષ પ્રીતિકારી હોય તે સ્વામીને આપવી જોઇએ, એવું ધારીને આ જળ તમારે માટે ભેટ કરવા સારૂ લાવ્યો છું તેને તમે યતનાથી રાખો. આ જળ આપને દિગ્વિજય યાત્રામાં સર્વ દોષને હરનારૂં થઈ પડશે." આવાં તેનાં વચન સાંભળીને જાગ્રત થયેલ ઇચ્છાવાળા મહારાજા, તે દેવના રચેલા વિમાનમાં બેસી તરતજ શત્રુંજય ગિરિએ ગયા. ત્યાં શત્રુંજયા નદીમાં સ્નાન કરી, તીર્થનો સ્પર્શ કરીને વેગવાળાં વિમાનવડે તરતજ ચક્રવર્ત્તી પાછા પોતાની છાવણીમાં આવ્યા. પછી પ્રીતિથી પ્રભાસપતિને આશ્વાસન આપી યોગ્ય સ્થાન ઉપર વૃક્ષની જેમ તેને તેજ ઠેકાણે આરોપિત કર્યો. ત્યારપછી કલ્પદ્રુમ જેવા ગૃહીરત્ને, તત્કાળ નીપજાવેલ દિવ્યભોજનવડે મહીપતિને પારણું કરાવ્યું, પછી પ્રભાસદેવ સંબંધી અઠ્ઠાઈ ઉત્સવ કરી સૂર્યની પછવાડે પ્રકાશની જેમ ચક્રની પછવાડે ત્યાંથી આગળ ચાલ્યા.

અનુક્રમે સિંધુ અને મહાસિંધુના દક્ષિણ તટે જઈ પૂર્વાભિમુખે સ્કંધાવાર નખાવ્યો અને ચિત્તમાં સિંધુદેવીને ધારીને ચક્રીએ અષ્ટમ તપ કર્યો; તેથી ચપળ પવનથી જળતરંગની જેમ સિંધુદેવીનું સિંહાસન ચળિત થયુ. અવધિજ્ઞાનથી ચક્રવર્ત્તીને આવેલા જાણી સિંધુદેવી ભેટણું લઇને તેમને પ્રસન્ન કરવા આવી. આકાશમાં રહી જય જય શબ્દવડે આશિષ આપીને તે બોલી કે ' હે સ્વામી ! હું તમારી દાસી છું માટે કહો મને શી આજ્ઞા છે ? ' આ પ્રમાણે કહી, મોટા તેજવડે અંધકારની રાશિનો તિરસ્કાર કરે એવા એક હજારને આઠ રત્નકુંભ, રમણિક રત્નસિંહાસન, કિરીટ, બાજુ, કડાં, હાર અને કોમલ વસ્ત્રો ચક્રીને અર્પણ કર્યાં. તે

૧ પૂર્વદિશા તરફ વહેતી

સર્વ સ્વીકારીને ચક્રીએ સિંધુદેવીને રજા આપી. પછી રાજરાજેશ્વર ભરતે અષ્ટમ ભક્તનું પારણું કર્યું. ત્યાં સિંધુદેવીનો અષ્ટાન્હિક ઉત્સવ કરી ચક્રરત્ને બતાવેલા માર્ગે આગળ ચાલ્યા.

ત્યાંથી ઈશાન દિશાતરફ ચાલતાં અનુક્રમે બંને ભરતાર્દ્ધની વચ્ચે રહેલા વૈતાઢ્ય ગિરિપાસે આવ્યા; એટલે પચવીશ યોજન ઊંચો અને પચાસ યોજન પહોળો રૂપામય વૈતાઢ્યગિરિ તેમના જોવામાં આવ્યો. જિન ચૈત્યોથી, મોટા ઉદ્યાનોથી, વિદ્યાધર અને દેવતાના આલયોથી, જલાશયોથી તથા લાખો ગ્રામોથી એ પર્વત ઘણો શોભાયમાન લાગતો હતો. ત્યાં આવીને તેના દક્ષિણ નિતંબમાં ભરતે સ્કંધાવાર નાખ્યો અને તેના અધિષ્ઠાયક દેવને મનમાં ધારીને અષ્ટમ તપ કર્યો. તપના પ્રભાવથી વૈતાઢ્યપતિનું આસન કંપાયમાન થયું એટલે અવધિજ્ઞાનથી તેણે ચક્રવર્ત્તીને આવેલા જાણ્યા. પછી તત્કાલ ત્યાં આવી આકાશમાં રહીને કહ્યું કે 'હે સ્વામી ! જય પામો, હું તમારો કિંકર છું, મને પૂર્વ ભક્તોનીપેઠે આજ્ઞા આપો.' આપ્રમાણે કહી, મણિ, રત્નના અલંકાર, ભદ્રાસનો અને દેવદૂષ્ય વસ્ત્રો ભરતેશ્વરને ભેટ કર્યાં. રાજાએ તે સ્વીકારી, પ્રીતિદાનથી આશ્વાસન આપી, તેને ત્યાંજ સ્થાપિત કર્યો. પછી અષ્ટમ તપનું પારણું કરીને ચક્રીએ વૈતાઢ્યપતિનો અઠાઇ ઉત્સવ કર્યો. ત્યાંથી ચક્રની પછવાડે ચાલતા ભરતચક્રી તમિશ્રાગુફા પાસે આવ્યા અને તેના મનોહર પ્રદેશમાં પોતાનાં કટકને પડાવ કરાવ્યો. પછી તે ગુફાના અધિષ્ઠાયક કૃતમાળ દેવને મનમાં ધારીને ચક્રીએ અઠ્ઠમ તપ કર્યો તેથી તે દેવનું આસન કંપાયમાન થયું. અવધિજ્ઞાનથી ચક્રવર્ત્તીને આવેલા જાણીને તે રત્નસમૂહવડે તેનું પૂજન કરવા આવ્યો; અને નમસ્કાર કરીને કહ્યું કે 'હે સ્વામી! આ તમિશ્રાગુફાના દ્વારમાં હું તમારા દ્વારપાલની જેમ રહું છું' આ પ્રમાણે કહીને દિવ્ય આભૂષણનો સમૂહ તથા સ્ત્રીરત્નને યોગ્ય ચૌદતિલક, દિવ્યમાળાઓ અને દિવ્યવસ્ત્રો જાણે પ્રથમથીજ તેને માટે રાખી મૂકયાં હોય તેમ ચક્રીને અર્પણ કર્યાં. ચક્રીએ પ્રસન્નતાપૂર્વક તે દેવને વિદાય કર્યો એટલે તે ગયો. પછી બીજા નૃપતિઓની સાથે ચક્રીએ પારણું કર્યું.

પછી ભરતેશ્વરે પોતાના સેનાનીરત્ન સુષેણને આજ્ઞા કરી કે 'તું સિંધુનદી, સાગર અને વૈતાઢ્યગિરિના મધ્યમાં રહેલા સિંધુનિષ્કુટને સાધી આવ;' આવી આજ્ઞા થતાં સુષેણે અર્દ્ધસૈન્યસાથે લઈચર્મરત્નથી સિંધુનદી ઉતરીને, બર્બર, ભિલ્લ, સિંહલ, ટંકણ, યવન, કાલમુખ, જોનક જાતના મ્લેચ્છ અને બીજા પણ ત્યાં રહેલા કેટલાએકને લીલામાત્રમાં જીતી લીધા અને તેઓની પાસેથી રત્નરાશિ, અશ્વો, રથો

અને ગજેંદ્રો લઈ આવીને તેણે ચક્રવર્ત્તીને અર્પણ કર્યા. પછી કેટલાક દિવસ ત્યાં રહીને એકદા ચક્રવર્ત્તીએ સેનાપતિને કહ્યું કે, 'તમિશ્રાગુફાના દ્વાર ઉઘાડો.' તેમની આજ્ઞા થતાં તરતજ સૈન્યથી વીંટાએલો સુષેણ સેનાપતિ તે ગુફાના દ્વારપાસે આવ્યો. ત્યાં અષ્ટમ તપ કરીને અષ્ટમને અંતે સ્નાન કરી, શુદ્ધવસ્ત્ર પેહેરી, હાથમાં સુવર્ણનુ ધૂપિયું રાખીને તે ગુફાની પાસે આવ્યો. ગુફાનું દર્શન થતાંજ તેણે પ્રણામ કર્યો. પછી ત્યાં અઠાઈ ઉત્સવ કરી, અક્ષતવડે અષ્ટમંગળીક આળેખી, તેણે હાથમાં દંડરત્ન ગ્રહણ કર્યું. તે દંડરત્નવડે ગુફાદ્વારની ઉપર ઘા કરવાની ઇચ્છાથી, સાત આઠ પગલાં પાછો ઓસરી વેગથી દંડરત્નવડે ગુફાના કમાડ ઉપર ત્રણવાર ઘા કર્યા. દંડના ઘાથી ઉઘડતા એવા એ કમાડમાંથી 'તડતડ' એવો શબ્દ થયો, તેથી જાણે ઘા વાગવાથી તે આક્રંદ કરતા હોય તેમ જણાવા લાગ્યા. પછી સેનાપતિએ આવીને ચક્રવર્ત્તીને વિજ્ઞપ્તિ કરી એટલે ભરતેશ્વર ગજરત્નપર બેસી તમિશ્રા ગુફાની પાસે આવ્યા અને જેના સાંનિધ્યથી પ્રહાર સંબંધી પીડા, અંધકાર અને ભૂતાદિકના ઉપસર્ગ થતા નથી એવું ચાર આંગળનું મણિરત્ન ગ્રહણ કર્યું. તે રત્ન ગજેંદ્રના કુંભસ્થળપર મૂકી મહારાજા ચતુરંગ સેનાસહિત ચક્રની પછવાડે ગુફાદ્વારમાં પેઠા. પછી આઠ કર્ણિકાવાળું, આઠ સુવર્ણના પ્રમાણવાળું અને બાર યોજન સુધીમાં અંધકારરૂપ શત્રૂનો લય કરનારૂં કાકિણી રત્ન ચક્રીએ હાથમાં લીધું. યક્ષોના સમૂહથી આશ્રિત એવાં તે રત્નવડે અનુક્રમે બંને પડખે એક એક યોજનને આંતરે મંડળને આળેખતા આળેખતા ભરતરાજા આગળ ચાલ્યા. તેના પ્રકાશથી સાવધાનપણે ચાલતાં જાણે આજ્ઞાની રેખા કરી હોય તેવી નિમ્નગા અને ઉન્નિમ્નગા નામે બે ગંભીર નદીઓ પાસે આવી પહોંચ્યા. તેમાં જે નિમ્નગાનદી છે તેમાં શિલાની જેમ તુંબીફલ[1] પણ ડૂબી જાયછે અને ઉન્નિમ્નગાનદી છે તેમાં શિલાપણ તુંબીફલની પેઠે ઉપર તરે છે. તે બંને નદીઓ ઉપર વર્દ્ધકિરત્ને તત્કાળ પાજ બાંધી દીધી, એટલે તેનીઉપર થઈને ચક્રવર્ત્તી સૈન્યસહિત આગળ ચાલ્યા. ત્યાંથી ઉત્તર તરફ ચાલતાં ગુહાના ઉત્તર દ્વારપાસે આવી પહોંચ્યા. તે વખતે જાણે પ્રથમનું દ્વાર ઉઘાડવાથી તેને ભય થયો હોય, તેમ તે દ્વારનાં કમાડ પોતાની મેળેજ ઉઘડી ગયાં. એ પચાશ યોજન વિસ્તારવાળી ગુફાનું ઉલ્લંઘન કરી ભરત રાજા ઉત્તરાર્ધ ભરતનો વિજય કરવામાટે તેમાંથી બહાર નીકળી આગળ ચાલ્યા.

જ્યારે યમરાજનીજેમ ભરત ચક્રીએ ઉત્તર ભરતાર્દ્ધ પર ચડાઈ કરી ત્યારે ત્યાંના નિવાસી મ્લેચ્છોમાં ઉત્પાત થવા લાગ્યા. કાલચક્ર, કાલદંષ્ટ્ર, કરાળ, કાલદારૂણ, વડવામુખ અને સિંહ એ છ સર્વ મ્લેચ્છોના આધિપતિઓ હતા. તે પ્રત્યે-

૧ તુંબડું.

કને પાંચ પાંચ કોટિ અશ્વ, દશ કોટિ રથ, એક કોટિ હસ્તી અને પચાશ કોટિ પાયદળ- એટલું એટલું મહા બલવાન્ સૈન્ય હતું. જ્યારે તેઓ યુદ્ધમાં પ્રસરતા ત્યારે દેવતાઓ પણ તેમને સહન કરી શકતા નહીં. સર્વ સૈન્ય એકત્ર કરીને મદોન્મત્ત મ્લેચ્છો, શત્રૂ સૈન્યને જોયાવગર ચક્રવર્ત્તીની ઉપર ગુસ્સે થયા અને ક્રોધથી દુર્મત્ત એવા તેઓ સર્વ જગત્‌ને તૃણસમાન ગણતાં, શસ્ત્રો ધારણ કરી અને બખ્તરો પહેરીને સત્વર ભરતચક્રીપર દોડ્યા. મહાબલવાન્ એવા તેઓ પ્રલય કાળના મેઘની જેમ શરવૃષ્ટિ[1] કરતા પ્રથમ, ભરતરાજાના અગ્ર સૈન્યની સાથે યુદ્ધ કરવા લાગ્યા. ઊંચે છલંગ મારતા, ગર્જના કરતા અને ભુજાસ્ફોટ કરતા તેમના સુભટો નટની જેમ રણાંગણમાં શોભવા લાગ્યા. કોપથી વિકરાળ નેત્રવાળા કેટલાએક સાક્ષાત્ રૂધિરને વર્ષાવતા હતા, તેઓ જાણે શત્રૂરૂપ ક્ષેત્રમાંથી ક્ષાત્ર તેજને આકર્ષતા હોય તેવા દેખાવા લાગ્યા. ઘોડાના ખોંખારાથી, ગજોની ગર્જનાથી, રથોના ચિત્કારથી અને સુભટોના સિંહનાદથી સર્વ ભુવન ભયવડે ક્ષોભ પામી ગયું. પોતપોતાનો વિજય મેળવવા ઇચ્છતા કેટલાએક વીરો પર્વતોનાં શિખરોથી, વૃક્ષોથી અને લોહમય અસ્ત્રોથી રોષસહિત પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. કેટલાએક ઉદ્દંડ દંડપાતથી, મુદ્‌ગરથી, બાણોથી, પરશુથી અને ખડ્‌ગથી, એમ અનેક પ્રકારનાં શસ્ત્રાસ્ત્રોથી શત્રૂઓની સાથે લડવા લાગ્યા. કેટલીક વાર સુધી આ પ્રમાણે યુદ્ધ ચાલવાથી ક્રૂર આશયવાળા મ્લેચ્છોએ મોટા વાયુવડે વનની જેમ અને દુર્જનોવડે સજ્જનની જેમ ચક્રવર્ત્તીનાં સૈન્યને ઉપદ્રવિત કર્યું. તે દૈત્યોનાં અસ્ત્રોથી ચક્રવર્ત્તીનો સેનાપરિવાર ત્રાસ પામતો, ભ્રષ્ટ થતો, પડી જતો, મૂર્છા પામતો અને સર્વ તરફ ચકિત દૃષ્ટિએ જોતો જાણે દિગ્મૂઢ થયો હોય તેવો દેખાવા લાગ્યો. હાથીઓને પોકાર કરતા, રથોને ભાંગતા અને ઘોડાઓને ત્રાસ પામતા જોઈ સેનાપતિ સુષેણને ઘણો ક્રોધ ચડ્યો; તેથી રણ કરવામાં મહા પ્રવીણ સુષેણ સેનાપતિ સામો આવ્યો. તે વખતે મ્લેચ્છ સૈનિકો એવા ત્રાસ પામ્યા કે તેઓ દિશોદિશ ભાગી ગયા, સામું જોવાને પણ સમર્થ થઈ શક્યા નહીં. પછી પાછા કાગડાનીપેઠે એક ઠેકાણે એકઠા થઈ, ક્ષણવાર વિચારી, પીડિત બાલકો જેમ માતાપાસે આવે, તેમ તેઓ મહાનદી સિંધુનીપાસે આવ્યા. ત્યાં નગ્નપણે નદીની રેતીમાં ચત્તા સૂઈ જઈને તેઓ પોતાના દેવ મેઘકુમારને સંતુષ્ટ કરવા લાગ્યા. તત્કાલ મેઘકુમાર દેવોનાં આસન ચલિત થવાથી, તેઓ ત્યાં આવ્યા અને પોતાના યવન ભક્તોને ચક્રવર્ત્તીએ રૂંધેલા જોઈ આકાશમાં રહીને તેમને કહ્યું કે 'અરે યવન ભક્તો! કહો, તમે શું કાર્યને માટે અમને આરાધના કરીને અહીં બોલાવ્યા છે?' તેઓએ કહ્યું કે—'અરે

---

૧ બાણનો વરસાદ

ઇષ્ટદેવ ! અમારા દેશનો પૂર્વે કોઇએ પણ પરાભવ કર્યો નથી, પણ હમણાં કોઈ નવીનપુરૂષે આવીને અમોને ભગ્ન કર્યા છે. એ ઘણી અફસોસની વાત છે.' તેઓની વાણી સાંભળી મેઘકુમારોએ તે દુરાગ્રહી મ્લેચ્છોને કહ્યું કે 'અરે અજ્ઞભક્તો ! એતો યુગાદિમાં થયેલા આદિશ્વર પ્રભુના પુત્ર મહાપરાક્રમી ભરતનામે આ ભરત ક્ષેત્રમાં પ્રથમ ચક્રવર્ત્તી થયા છે; તે ભરતેશ્વર મંત્ર, યંત્ર, વિષ, શસ્ત્ર, અગ્નિ અને વિદ્યાઓથી અગોચર છે, તથાપિ તમારા આગ્રહથી અમે તેને ઉપસર્ગ કરશું.' આ પ્રમાણે કહીને તેઓ અંતર્ધાન થઈ ગયા.

થોડી વારમાંતો મષી જેવા શ્યામમેઘ સર્વ આકાશને વ્યાપ્ત કરતા ચડી આવ્યા. વિદ્યુત્‌વડે ઝબકારા કરતા તે મેઘ ક્રૂરધ્વનિથી ગર્જના કરવા લાગ્યા અને મુશલોપમ જળધારાઓથી અંધકારના પરમાણુઓની જેમ સર્વ પૃથ્વીમાં વિસ્તાર પામી ગયા. વૃક્ષના મૂળને ઉખેડી નાખતા અને પર્વતોના શિખરોને પાડતા, તે મેઘો મોટા મોટા ખાડાઓને પણ પૂરી દેવા લાગ્યા. રાત્રિએ અંધકારની જેમ, કળિકાળમાં પાપીની જેમ અને દુષ્ટ રાજાના રાજ્યમાં અન્યાયની જેમ સર્વ પૃથ્વીમાં તે વ્યાપી ગયા.

આવો મહાન્ ઉપદ્રવ થવાથી સૈન્યની રક્ષાને માટે ચક્રવર્ત્તીએ ચર્મરત્ન હાથમાં ગ્રહણ કર્યું. ચક્રવર્ત્તીના કરસ્પર્શથી તે ચર્મરત્ન એટલું બધું વિસ્તાર પામ્યુ કે જિનેશ્વરથી આ જગત્‌ની જેમ, તે ચર્મરત્નથી સર્વ સૈન્યનો ઉદ્ધાર થયો; એટલે કે સર્વ સૈન્યને તે ચર્મરત્નની ઉપર ચડાવી દીધું. પછી છત્રરત્ન હાથમાં લેવાથી તેપણ તેટલુંજ વિસ્તાર પામ્યુ અને પારાના બે લવની જેમ ચર્મરત્નની સાથે ઉપરથી મળી ગયું. સમુદ્રમાં જેમ વહાણ હોય તેમ તે ચર્મરત્ન જળમાં તરવા લાગ્યું અને છત્રરત્ને ઉપરથી પડતા મેઘના જળને વાર્યું. પિતાની જેમ જાણે ચક્રવર્ત્તી નવીન સૃષ્ટિને સૃજવા ઇચ્છતા હોય, તેમ સૈન્યથી પૂરિત એવું નવીન બ્રહ્માંડ સરખું તે જણાવા લાગ્યું. કાકિણી રત્નથી તેમનો અંધકાર દૂર કર્યો અને ગૃહપતિરત્નવડે તત્કાલ ઉત્પન્ન થયેલા ધાન્યથી સર્વ સેના તેમાં સુખે રહેવા લાગી. એ પ્રમાણે કલ્પાંત કાળની જેમ એ મેઘકુમારોને વર્ષતા વર્ષતા સાત અહોરાત્ર વીતી ગયા. એટલે 'આ કોણ પાપી મને આવો ઉદ્વેગ કરવાને ઉદ્યુત થયેલા છે' આ પ્રમાણે રાજાના મનમાં વિચાર ઉત્પન્ન થયો. તેવા ભાવને યક્ષ નાયકો તરતજ જાણી ગયા. તેથી ચક્રીના અંગરક્ષક સોળ હજાર યક્ષો કોપ કરી શસ્ત્રો બાંધી મેઘકુમારોપાસે આવી તેમને કહેવા લાગ્યા કે "અરે વરાકો ! આ ચક્રવર્ત્તીને કોપ કરાવવાનો ઉદ્યમ કરનારા તમે કોણ છો ? અરે જડલોકો ! શું આ ભરતપતિ ચક્રવર્ત્તીને તમે જાણતા નથી? પણ હવે તમે સત્વ ચક્રવર્ત્તીપાસે આવી તેમના ચરણનો આશ્રય કરો; તમારા શરણે જવાથી તે તમારા આ મોટા દુર્નયને પણ સહન કરશે.

પરંતુ હજુપણ જો તમે નહીં માનો તો અમે તેમના ભૃત્યો[1] છીએ અને બળાત્કારે તમને હણવાને તૈયાર છીએ.' આવાં તેમનાં વચનો સાંભળી, તત્કાળ મેઘકુમારોએ આકાશમાંથી વાદળાં સંહરી લીધાં; અને યક્ષોને સાથે લઈ જાણે પોતાના અપરાધનું પ્રાયશ્ચિત્ત કરવાને ઇચ્છતા હોય, તેમ ચક્રવર્ત્તીપાસે આવી તેમને પ્રણામ કર્યા. ચક્રીએ તેમનું સન્માન કરીને રજા આપી, પછી તેઓએ મ્લેચ્છોપાસે આવીને કહ્યું કે, 'આ ચક્રવર્ત્તી મહારાજા અમારાથી પણ અજય્ય[2] છે માટે તમે શિઘ્ર જઇને તેને નમો.' પોતાને શરણભૂત એવા મેઘકુમારોના આ પ્રમાણે કહેવાથી મ્લેચ્છરાજાઓએ મુખમાં તૃણ લઈ તરતજ ભૂમિપર આળોટતા, ચક્રવર્ત્તીપાસે આવીને નમસ્કાર કર્યો અને રત્નનો રાશિ, ઘોડા, હાથી, અને મેરૂ જેવડો સુવર્ણનો સંચય, ચક્રવર્ત્તીના ચરણપીઠપાસે ભેટ ધર્યો. પછી ભક્તિ ગર્ભિત એવા ઘણા ચાટુ[3]-વચન બોલતા એ દૈત્યનાયકોને ભરતે વિસર્જન કર્યા એટલે તેઓ પોતપોતાને સ્થાનકે ગયા. પરંતુ સન્માન આપ્યાછતાં પણ અંતરમાં મત્સરભાવને ધરનારા તેઓએ ચક્રવર્ત્તીનાં સૈન્યમાં અનેકપ્રકારના રોગો ઉત્પન્ન કર્યા.

આ પ્રમાણે ઉપદ્રવ થવાથી સુબુદ્ધિ નામના મંત્રીએ રાજાને પ્રણામ કરી પોતાના મુગટની અણીથી ચક્રીના ચરણકમલનું ઘર્ષણ કરી વિજ્ઞપ્તિ કરી કે, 'હે સ્વામી ! આપણા સૈન્યમાં હાથી, ઘોડા અને પત્તીઓમાં અદ્ભુતજાતની રોગ-પીડા ઉત્પન્ન થયેલી છે, તે વૈદ્યોના દીવ્યશક્તિવાળા ઔષધોથી પણ અગમ્ય[4] છે. હે ચક્રિનાયક ! હું ધારૂં છું કે, આ ત્રિદોષજનિત વ્યાધિ નથી પણ કોઈ આગંતુક અભિચારાદિ દોષોથી ઉત્પન્ન થયેલો વ્યાધિ છે.' આ પ્રમાણે એ મંત્રીશ્રેષ્ઠ કહેતો હતો, તેવામાં આકાશને પ્રકાશિત કરતા બે અતિ તેજસ્વી વિદ્યાધરો નભસ્તલમાંથી[5] ત્યાં ઉતર્યા. સૈન્યના લોકોએ ઊંચી ગ્રીવા[6] કરી આદરથી જોયેલા તે બંને મહારાજા ભરતને પ્રણામ કરી તેની આગળ બેઠા. ભદ્રઆકૃતિ અને મોટી દ્યુતિવાળા તે બંનેને જોઈ, 'તમે કોણ છો ?' એમ ચક્રવર્ત્તીએ આદરપૂર્વક પૂછ્યું. ચક્રવર્ત્તીની મૂર્ત્તિ અને વાણીથી રંજિત થયેલા તે બે વિદ્યાધરો નમસ્કાર કરી પ્રસન્નવદને ચક્રવર્ત્તી પ્રત્યે બોલ્યા—હે સ્વામી ! અમે વાયુગતિ અને વેગગતિનામે બે વિદ્યાધરો છીએ, અમે તમારા પૂજ્યપિતાશ્રીને વંદના કરવાને ગયા હતા. ત્યાં શ્રીયુગાદિજિનના મુખથી શત્રુંજયગિરિનું માહાત્મ્ય સાંભળીને ત્યાંથી અમે તે ઉત્તમ તીર્થનો સ્પર્શ કરવાને ગયા હતા. ત્યાં આનંદથી સુંદર એવો અઠાઈઉત્સવ કરી તે

---

૧ સેવકો　૨ જીતી ન શકાય તેવા.　૩ મીઠા, ખુશામતના.　૪ સારી ન થઈ શકે તેવી
૫ આકાશ પ્રદેશ.　૬ ડોક

પ્રભુના પુત્ર ચક્રવર્ત્તી એવા આપને જોવાને અમે અહીં આવ્યા છીએ. 'સ્વામીનીપેઠે સ્વામીના પુત્રસાથે પણ વર્ત્તવું જોઈએ' એવો ક્રમ છે, તેથી તમે પણ શ્રીયુગાદીશનીપેઠે અમારે સેવ્યછો તેથી પૂછીએ છીએ કે હે પ્રભુ ! આ તમારૂ સૈન્ય મંદતેજવાળું કેમ જણાયછે? 'સૂર્ય છતાં કમળનો સંકોચ કેમ સંભવે?' ચક્રવર્ત્તીએ કહ્યું, " હે ભાઇઓ ! આ મારા સૈન્યમાં મંત્રૌષધિથી પણ અસાધ્ય એવા વિવિધવ્યાધિ અકસ્માત્ ઉત્પન્ન થયેલા છે, તેથી સર્વપ્રાણીઓને ગ્લાનિ થઈ ગઈ છે." વિદ્યાધરો બોલ્યા કે—હે ચક્રવર્ત્તીરાજા ! શત્રુંજયગિરિઉપર એક રાજાદની (રાયણ) નું શાશ્વત વૃક્ષ છે, તે શાકિની, ભૂત અને દુષ્ટદેવોના દોષને હરનારૂ છે. તેનો પ્રભાવ શ્રીયુગાદિશ પ્રભુનીપાસેથી અમે ઘણીવાર સાંભળ્યો છે. તે વૃક્ષના સ્તંભ, મૃત્તિકા, શાખા અને પત્રાદિક અમારીપાસે તૈયાર છે, તેના જળનું સિંચન કરવાથી આપનું સર્વ સૈન્ય રોગરહિત થશે. ચક્રવર્ત્તીની અનુમતિથી તે વિદ્યાધરોએ તરતજ તે જળનું સિંચન કર્યું, જેથી સર્વ સૈન્ય તત્કાળ નિરોગી થયું. પછી ભરતરાજાનું સન્માન મેળવી તેઓ ક્ષણવારમાં પોતાને સ્થાનકે ચાલ્યા ગયા.

પોતાના સૈન્યને નિરોગી થયેલું જોઇ ભરતપતિ હર્ષ પામ્યા અને હર્ષવડે પ્રફુલ્લિત મન કરીને શિરકમળને ધૂણાવવા લાગ્યા. પછી તે પ્રીતિને જાણે બહાર કાઢી બતાવતા હોય, તેમ વાણીથી કહેવા લાગ્યા કે ' અહો ! આ તીર્થનો મહિમા વચનથી અગોચર છે. ત્રણ જગત્માં આ તીર્થ જેવું બીજુ કોઇ તીર્થ નથી, જેના ચિંતવનમાત્રથી બે લોકનું સુખ પ્રાપ્ત થાયછે. પૂર્વે પ્રભાસદેવે એ તીર્થનો અતિશય પ્રભાવ કહ્યો હતો, ત્યારે હું એ તીર્થે તેની સાથેજ ગયો હતો તથાપિ દિગ્વિજય કર્યા પછી જ્યારે સંઘસહિત જઇને એ તીર્થની યાત્રા કરીશ, ત્યારે મારા જન્મનું ફલ મને પ્રાપ્ત થશે.' આ પ્રમાણે સભામાં સભ્યજન સમક્ષ અમૃત જેવાં વચનો કહેવાથી ભરતરાજા સર્વને પરમ પ્રીતિના હેતુ થયા.

પછી ચક્રીએ ક્રોધ પામીને ફરીવાર દૈત્યરાજાઓની ઉપર પોતાનું ચક્ર મૂક્યું, એટલે તેના અધિષ્ઠાયક દેવતાઓ તેઓને વેગથી બાંધીને ત્યાં લાવ્યા. પછી દીન મુખવાળા અને દીનવચન બોલતા તેઓને જોઈ, સત્વર ગજ, અશ્વ અને રત્નાદિક તેમની પાસેથી લઈ શિક્ષા આપીને પુનઃ તેમને છોડી મૂકયા. મહારાજાની આજ્ઞાથી સુષેણ સેનાપતિ, ગિરિ અને સમુદ્રની મધ્યમાં રહેલા સિંધુ ઉત્તર નિષ્કૂટ[1]ને સાધી આવ્યો. તે ઠેકાણે સુખભોગ ભોગવતા ચક્રવર્ત્તી ઘણો કાળ રહ્યા.

એકદા આયુધશાળામાંથી ચક્રરત્ન બહાર નીકળ્યું એટલે તેની પાછળ ચા-

૧ લવણ સમુદ્ર, વૈતાઢ્ય, ચુળહિમવંત ને સિંધુ નદીના મધ્યમાં રહેલ ખંડ.

લતા ચક્રવર્ત્તી અનુક્રમે ક્ષુદ્ર હિમાલયના દક્ષિણ નિતંબપાસે આવ્યા. તેના તટઉપર ( તળેટીમાં ) છાવણી નાખી ચક્રીએ અષ્ટમ તપ કર્યો. પછી રથમાં બેસી વેગે કરી ક્ષુદ્રહિમાદ્રિ સમીપે આવ્યા; અને રથના અગ્રભાગવડે મોટા આટોપપૂર્વક તેને ત્રણવાર તાડન કર્યું, તેમજ પોતાના નામથી અંકિત એક બાણ તેની તરફ છોડયું. આકાશમાર્ગે ઉછળતું તે બાણ વેગથી બોંતેર યોજનસુધી જઇને હિમવાન્ દેવની સભામાં તેને કોપ ઉત્પન્ન કરવા માટે પડયું. તેનીઉપર લખેલા અક્ષરો વાંચતાંજ કોપને છોડી, હાથમાં ભેટ લઈ, ત્યાં આવીને ભરતચક્રીને તેણે પ્રણામ કર્યો; અને ચક્રવર્ત્તીની આરાધના કરી, તેમનાથી સન્માન મેળવી ક્ષુદ્ર હિમવાન્ દેવ સ્વસ્થાને ગયો અને ભરતપણ પોતાના સૈન્યમાં આવ્યા. ત્યાંથી ઋષભકૂટ પર્વતે જઈ ત્રણવાર રથના અગ્રભાગથી તેને તાડન કર્યું; અને કાકિણી રત્નવડે ત્યાં અક્ષરો લખ્યા કે ‘ આ અવસર્પિણીના ત્રીજા આરાની પ્રાંતે શ્રીયુગાદીશ પ્રભુનો પુત્ર હું ભરત લક્ષ્મીથી ઇંદ્ર જેવો ચક્રવર્ત્તી થયેલો છું. ’ પછી ત્યાંથી છાવણી ઉઠાવી, જે માર્ગે આવ્યા હતા તેજ માર્ગે પાછા ભરતક્ષેત્રની મધ્યમાં રહેલા વૈતાઢયગિરિ સમીપે આવ્યા.

પૂર્વે રાજ્ય કરતા એવા પ્રભુએ કચ્છ અને મહાકચ્છના નમિ અને વિનમિ નામના બે પુત્રોને કોઈ કાર્યમાટે ક્યાંઈક મોકલેલા હતા. તેઓ તે કાર્ય સાધી પાછા આવ્યા, ત્યાં તો પ્રભુને સંયમરૂપ સામ્રાજ્યને ભજતા જોયા. ‘હવે પ્રભુ મમતારહિત થયેલા છે ’ એવું નહીં જાણતા તે બંને વીરો ‘ હે તાત ! હે તાત ! ’ એમ બોલતા પુત્રનીપેઠે પ્રભુનીપાસે રાજ્યભાગ માગવા લાગ્યા, અને ‘ અમે હવે ભરતરાજાની સેવા કરશું નહીં ’ એવી પ્રતિજ્ઞા કરીને તેઓ પ્રભુને બંને પડખે હાથમાં ખડ્ગ રાખીને નિત્ય સેવા કરવા લાગ્યા. એક દિવસ પાતાળલોકના સ્વામી ધરણેંદ્ર ભગવંતપાસે આવ્યા; તેમણે તેની પરીક્ષા કરી, તો પૂજ્ય પ્રભુઉપર અતિ ભક્તિવાળા તેઓ જણાયા. તેથી તેમની ભક્તિથી પ્રસન્ન થયેલા ધરણેંદ્રે તેમને સોળહજાર વિદ્યા આપી અને વૈતાઢય પર્વત ઉપર આવેલી દક્ષિણ અને ઉત્તર શ્રેણીનાં રાજ્યો આપ્યાં. તે દિવસથી તે બંને ભાઈઓ સૂર્ય ચંદ્રની જેમ ઉદ્યોત કરતાં, આનંદસહિત વૈતાઢયગિરિઉપર રાજ્ય કરતા હતા. ભરત રાજા રથમાં બેસી તે ગિરિના દક્ષિણ તટપાસે આવ્યા, અને ત્યાંથી તેમની ઉપર પોતાના નામથી અંકિત બાણ નાખ્યું. તે બાણને જોઇને તે બંને માંહોમાંહે વિચારવા લાગ્યા કે–‘ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં આ ભરત પ્રથમ ચક્રવર્ત્તી થયેલા છે તેથી પોતાના ભુજ પરાક્રમવડે ગર્વિત થઈ તેણે પોતાનું નામ પોતાની મેળે ઋષભકૂટપર જઈને

લખેલું છે. વિચાર વગરનો ઉન્મત્ત ભરત આપણી પાસેથી પણ દંડ યાચેછે એ કેવી વાત !' આ પ્રમાણે વિચારી તે બંને કોપથી રાતા થઇને યુદ્ધ કરવા તૈયાર થયા. તેમની આજ્ઞાથી બીજા વિદ્યાધરોના અધિપતિઓ પણ મોટા સૈન્યથી વીંટાઈ, આકાશને પૂરી નાખતાં વૈતાઢ્યગિરિઉપર તેમનીપાસે આવ્યા. તેઓમાં કોઈ વિમાનોથી આકાશને સેંકડો સૂર્યવાળું કરતા હતા, કોઈ જાણે સૂર્યના રથમાંથી લાવ્યા હોય તેવા ઘોડાઓથી અશ્વમય કરતા હતા, ઝરતા મદવાળા ગજેંદ્રોથી કોઇ જંગમ પર્વતમય કરતા હતા અને કોઈ બહુ પાયદળ સૈન્યથી પુરૂષમય કરતા હતા. એપ્રમાણે અનેક વિદ્યાધરો હાથમાં અનેક પ્રકારનાં શસ્ત્રો લઇને પોતે ગાજતા, અને દુંદુભિના ધ્વનિથી પર્વતને ગજાવતા આકાશમાર્ગે ત્યાં આવ્યા. પછી વિમાનોવડે દિવસે પણ આકાશને જ્યોતિશ્ચક્રમય બતાવતા, કોપાક્રાંત થયેલા વિદ્યાધરોએ રણ કરવાનો આરંભ કર્યો. તેમની સાથે ક્યારેક યક્ષોએ રચી આપેલા વિમાનમાં બેસીને અને ક્યારેક રથ, હાથી કે અશ્વપર બેસીને ચક્રવર્ત્તીનું સૈન્ય યુદ્ધ કરવા લાગ્યું. થોડીવારમાં તો, વિમાને વિમાન, ઘોડે ઘોડા, હાથીએ હાથી, પાળે પાળા, રથે રથ, ધનુષ્યે ધનુષ્ય અને ખડ્ગે ખડ્ગ એમ સામાસામી બંને સૈન્યને સમાનપણે મોટું યુદ્ધ પ્રવર્ત્ત્યું. વિદ્યાધરો પોતાની વિદ્યાથી પોતાના સૈન્યમાં જે જે નવીન કરતા હતા, તેનું ચક્રીના અંગરક્ષક યક્ષો તરતજ નિવારણ કરતા હતા. આ પ્રમાણે બાર વર્ષસુધી તેમની સાથે યુદ્ધ ચાલ્યું. છેવટે નમિ વિનમિ બંને ભરતપાસે આવી પ્રણામ કરીને કહેવા લાગ્યા કે 'મેરૂથી મોટો કયો પર્વત છે? વાયુથી વિશેષ વેગવાન્ કોણ છે? વજ્રથી વિશેષ તીક્ષ્ણ કયું શસ્ત્ર છે તેમજ ચક્રવર્ત્તીથી વિશેષ શૂરવીર કોણ છે? અર્થાત્ કોઈ નથી. હે સ્વામી! તમારૂં દર્શન થતાં આજે અમે સાક્ષાત્ પ્રભુનેજ દીઠા છે. આજથી અમે શ્રી યુગાદિ ભગવંતની પેઠે તમારા શાસનમાં વર્ત્તશું.' આપ્રમાણે કહી, વિનીતએવા વિનમિ રાજાએ નમસ્કાર કરીને સર્વ અંગમાં તારૂણ્યથી શોભાયમાન, નેત્ર, મુખ, હાથ, હૃદય અને ચરણરૂપ કમલોથી તથા ઝળકી રહેલ કાંતિરૂપ સુધા જલથી, પૂર્ણ એવી જાણે મદન રાજાની તળાવડી હોય તેવી દેખાતી, નિત્યે જાણે નવીન નવીન થતી ઔષધિ હોય તેમ સર્વ રોગને શમાવનારી, દિવ્ય જલની પેઠે ઇચ્છાનુકૂલ શીતોષ્ણ સ્પર્શવાળી, સર્વ લક્ષણોએ સંપૂર્ણ અને સર્વ અવયવમાં પ્રકાશિત એવી સુભદ્રા નામે પોતાની સ્ત્રીરત્ન–પુત્રી ચક્રવર્ત્તીને અર્પણ કરી. બીજા વિદ્યાધરોએ પણ પોતાની ગુણગર્વિત સહસ્ર પુત્રીઓ, વિદ્યાસહિત ચક્રવર્ત્તીને આપી. પછી ચક્રવર્ત્તીએ વિદાય કરેલા તે નમિવિનમિએ વિરક્ત થઈ પોતાના પુત્રોને રાજ્ય સોંપી, શ્રી ઋષભ ભગવંતનીપાસે જઇને વ્રત ગ્રહણ કર્યું.

મહારાજા ચક્રવર્ત્તી ત્યાંથી ચક્રને અનુસરીને ચાલતાં ગંગા નદીને કાંઠે આવ્યા. ત્યાં ગંગા નદીથી અતિ દૂર નહીં તેમ અતિ નજિક પણ નહીં તેવી રીતે છાવણી નાખી. રાજાની આજ્ઞાથી સેનાપતિ, સિંધુની પેઠે ગંગાને ઉતરી ગંગા ઉત્તર નિષ્કૂટ સાધીને પાછો આવ્યો. ચક્રવર્ત્તીએ કરેલા અષ્ટમ તપથી ગંગાદેવી સિદ્ધ થઈ અને તેણે ચક્રવર્ત્તીને બે સુવર્ણનાં સિંહાસન અને તે ઉપરાંત એક હજાર ને આઠ રત્ન કુંભ, હાર, બાજુબંધ, મુગટ, ઉત્તમ શય્યા, દિવ્ય વસ્ત્ર અને પુષ્પો ભેટ કર્યાં. પછી લાવણ્ય અને પવિત્ર સૌંદર્યથી કામદેવને પણ હ્રાસ કરનારા એવા ચક્રવર્ત્તીનું સ્વરૂપ જોઈને તેનીસાથે ક્રિડા કરવાની ઈચ્છાથી એ ગંગા દેવી ચિત્તમાં ચિંતવવા લાગી કે અહા! શું આ ઈંદ્ર છે! શું ચંદ્ર છે! શું કુબેર છે! કે શું રવિ[1] છે? પણ નહીં, દેવોનું આવું રૂપ ક્યાં છે? આતો શ્રીયુગાદિપ્રભુના પુત્ર અને જગત્‌ના સ્વામી ભરતરાજા છે. 'રત્નાકર[2] વિના રત્ન બીજે થાયજ નહીં.' આ પ્રમાણે કામરસમાં વ્યગ્ર થઈ, કટાક્ષ નાખતી ભરતનીપાસે આવીને તે પ્રાર્થના કરવા લાગી. ભરતરાજાએ તેનો સ્વીકાર કરીને તેને મંદિરમાં રાખી. તેની સાથે વિવિધભોગ ભોગવતાં ચક્રવર્ત્તીએ એક દિવસની પેઠે એક હજાર વર્ષ નિર્ગમન કર્યાં. એકદા ઈંદ્ર જેમ દેવતાઓનીસાથે સુધર્માસભાને અલંકૃત કરે તેમ ભરતરાજા સભા અલંકૃત કરીને બેઠા હતા તેવામાં મૂર્ત્તિમાન્ જાણે સૂર્ય ચંદ્ર હોય તેવા સૌમ્ય કાંતિવાળા બે ચારણ મુનિ[3] આકાશમાંથી ત્યાં ઉતર્યા. તેમને જોઈ ભરતરાજા ભક્તિવડે સંભ્રમયુક્ત ઊભા થયા અને જાણે સાક્ષાત્ વિવેક અને વિનય હોય તેવા તે બંને મુનિને પ્રણામ કર્યા. તેમાંથી એક મુનિને સિંહાસનપર બેસારી ભરત ચક્રી હાથ જોડી તેમની સામે બેઠા. શ્રીયુગાદિજિનના પુત્ર અને તેજ ભવે સિદ્ધિને પામનારા એવા ભરતને જાણીને ગંભીરવાણીવડે તે મુનિ ધર્મ કહેવા લાગ્યા—'મૈત્રી વિગેરે ચાર ભાવનામાં તથા અષ્ટાંગયોગના અભ્યાસમાં પ્રીતિ, ધૈર્ય, પરિષહ તથા ઉપસર્ગોની સહિષ્ણુતા, સરલપણું, વિષય અને કષાય આરંભનો ત્યાગ, પ્રમાદરહિતપણું, પ્રસન્નતા, કોમળતા, અને સમતા—આટલા મુક્તિના માર્ગો છે.' આ પ્રમાણે દેશના દઈ રહ્યા પછી ભરતે પૂછ્યુ કે 'હે ભગવંત! પરોપકારમાં તત્પર એવા તમે ક્યાંથી આવોછો? રાગ દ્વેષથી મુક્ત અને દેહમાં પણ મમતારહિત એવા તમે મને પવિત્ર કરવાને માટેજ આવ્યાછો એમ હું ધારૂછું.' ભરતનાં આવાં વચન સાંભળી, તેમાંથી એક મુનિ બોલ્યા કે "હે રાજા! અમે શ્રીયુગાદિ જિનને વંદન કરવાને ગયા હતા. ત્યાં તેમના

---

૧ સૂર્ય, સુરજ. ૨ સમુદ્ર, તે રત્નનો ભંડાર કહેવાયછે ૩ વિદ્યાના બળથી આકાશમાં વિહાર કરનારા મુનિઓ

મુખથી પુંડરીક ગિરિનું ઉજ્વલ માહાત્મ્ય સાંભળીને તે ગિરિ સ્પર્શવાને અમે આકાશમાર્ગે ગયા. તે વખતે ત્યાં શત્રુંજય ઉપર ઈશાન દેવલોકનો સ્વામી દેવતાઓથી પરવરેલો બેઠો હતો, તેણે અમને જોઈ ચિત્તમાં હર્ષ પામી મસ્તકને ધુણાવતાં કહ્યું—'મુનિઓ! આ ગિરિનું મહાત્મ્ય અતિ આશ્ચર્યકારી છે, જેથી નરકગામી એવો હું અત્યારે સ્વર્ગપતિ થયેલો છું' તે વાર્તા સાંભળો.

"વિદેહ ક્ષેત્રમાં પશુગ્રામનેવિષે સુશર્મા નામે એક બ્રાહ્મણ રહેતો હતો, તે દુઃખદારિદ્રયના ગૃહરૂપ અને મૂર્ખમાં શિરોમણિ હતો. એક વખતે તેણે આખા ગામમાં ફરીને ભિક્ષા માગી, તોપણ તેને કાંઈ મળ્યું નહીં—ફક્ત હાથમાં ખાલી પાત્ર લઈ ઘેર ગયો. તેને ખાલી પાત્રે આવતો જાણી તેની પત્ની આક્રોશ કરતી હાથમાં મુશલ લઈ ક્રોધથી સામી દોડી. સુશર્મા ઘણા દિવસથી દરિદ્રતાની પીડાએ ખેદ પામી રહ્યો હતો, તેવામાં આ વખતે પોતાની સ્ત્રીના આક્રોશથી તે વિશેષ ક્રોધાતુર થયો. તેણે પોતાની સ્ત્રીને વારવા માંડી, તોપણ જ્યારે તે ક્રોધાતુર સ્ત્રી શાંત થઈ નહીં, ત્યારે સુશર્માએ જોરથી તેના ઉપર એક પાષાણનો ઘા કર્યો. તે પાષાણનો ઘા મર્મસ્થળમાં વાગવાથી સ્ત્રી તરતજ મૂર્છા પામીને પડી ગઈ અને ક્ષણવારમાં તેના પ્રાણ ચાલ્યા ગયા. તે વખતે તે બ્રાહ્મણના પુત્રે ક્રોધથી કહ્યું કે 'અરે દ્વિજકુલાધમ! તેં આ શું કર્યું?' પુત્રના વચનથી ક્રોધપામેલા વિપ્રે પૂર્વના પાપોદયથી તે પુત્રને અને તે સાથે રૂદન કરતી પુત્રીને પણ મારી નાખ્યાં. પછી સર્વ ઇંદ્રિયોમાં ક્ષોભ પામી એ ભયાતુર વિપ્ર આગળ ચાલ્યો, ત્યાં વચમાં ભડકેલી ગાયે તેને સ્ખલિત કર્યો. એટલે તેણે તે ગાયને પણ મારી નાખી—આવાં ઘોર કૃત્ય કરવાથી પછવાડે દોડ્યા આવતા રાજપુરૂષોથી ભય પામીને એ આગળ નાઠ્યો. તેવામાં તેના લોચન ભયભ્રાંત થઈ ગયેલ હોવાથી કોઈક નરક જેવા કુવામાં તે પોતાના પાપથીજ પડી ગયો. 'અહા! ક્રોધને ધિક્કાર છે, જેના આશ્રયથી લોકો કાંઈપણ જોઈ શકતા નથી, અને છેવટ કૃત્યાકૃત્યમાં મૂઢ થઈ નરકરૂપ મહા ખાડામાં પડેછે.' તે કૂપમાં પડતાંજ તેના કટકે કટકા થઈ ગયા, અને ત્યાં અતિવ્યથા ભોગવી, મરણ પામીને દારૂણ દુઃખને આપનારા સાતમા નરકમાં તે ગયો.

"ત્યાં તે બંધન, છેદન, તાપ, તાડન અને ખડ્ગ છેદાદિકવડે મહાદુઃખ ભોગવી મૃત્યુ પામીને કોઈક વનમાં સિંહ થયો. તે ભવમાં પણ નિરપરાધી એવા ઘણા જંતુઓને મારીને પુનઃ તે મહા પીડાકારી એવા ચોથા નરકમાં ગયો. ત્યાંથી નીકળી ચંડાલયોનિમાં આવ્યો. ત્યાં અતિ ક્રૂરકર્મ કરી પુનઃ પૂર્વની જેમ સાતમી નરકમાં ગયો. તેમાં મહા દુઃખ ભોગવી, નીકળીને દૃષ્ટિવિષ સર્પ થયો. એક વખતે તેણે

પોતાના રાફડાનીપાસે મહાવ્રતધારી મુનિઓને જોયા, એટલે ફુંફાડા મારતો અને ત્રણ ફણા ધારણ કરતો તે તેઓને કરડવા દોડ્યો. પણ તેઓને ભયવગરના જોઇ તેના મનમાં વિચાર થયો કે 'આ શાંતમૂર્તિ મનુષ્યો મારાથી ત્રાસ કેમ પામતા નથી? આ કોણ હશે?' એવા વિચારથી એ સર્પ તેમનીપાસે મંદ મંદ ગતિએ આવ્યો. તે વખતે તે મુનિઓને વિદ્યાધરોની પાસે ઉજ્વલ ધર્મ અને શત્રુંજયના માહાત્મ્યને કહેતા તેણે સાંભળ્યા. તે તીર્થનું માહાત્મ્ય સાંભળવાથી તેનાં કર્મ ઓછાં થઈ ગયાં, એટલે તત્કાલ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થતાં તેને પોતાના પૂર્વભવ સાંભર્યા. પછી તે સર્પે બીલમાંથી પૂરેપૂરા બહાર આવી કુંડલાકારે થઇ, પોતાને સંપત્તિ પ્રાપ્ત થવાના કારણભૂત મુનિના ચરણને નમસ્કાર કર્યો. પ્રણામ કરી રહ્યા પછી તેના ભાવને જાણનારા મુનિએ તેને અનશન આપ્યું અને વિદ્યાધરો તેને પુંડરીકગિરિ ઉપર લઇ ગયા; ત્યાં તે મૃત્યુ પામ્યો. હે ચારણમુનિ! જુઓ, આ તે સર્પ અહીં પડેલો છે અને તેનો જીવ આ હું અત્યારે ઈશાનલોકનો આવા સ્વરૂપવાળો ઈંદ્ર થયોછું. હે મુનિ! હું એમ માનુંછું કે, આ ભૂમિતલ ઉપર બીજાં અનેક તીર્થો છે, પણ આ શત્રુંજયગિરિ જેવું પાપ હરનારૂ બીજું કોઈ તીર્થ નથી."

(તે ચારણમુનિ ભરતને આ કથા કહેછે.) "હે ભરતરાજા! મોટી સમૃદ્ધિવાળા તે ઇંદ્રે આ પ્રમાણે કહીને ચંદન અને કર્પૂરવડે તે મૃત સર્પને અગ્નિસંસ્કાર કર્યો અને તે દાહભૂમિ ઉપર એક રત્નમય પીઠ કરી." પછી તે મહાતીર્થને પ્રણામ કરી સ્વસ્થાને જઈ ઈશાનેંદ્ર પોતાના રાજ્યનું પાલન કરવા લાગ્યો. હે ચક્રીશેખર! આવું પ્રત્યક્ષ માહાત્મ્ય જોઇ, અમે તે તીર્થનો વારંવાર સમાધિવડે સ્પર્શ કર્યો. હમણાં ત્યાંથીજ પાછા વળીને અમે અન્યત્ર જતા હતા, ત્યાં તમારૂ મહા સૈન્ય અમારા જોવામાં આવ્યું. 'તમે અમારા ગુરૂના પુત્ર છો' એમ ધારીને અમે તમારૂ અહીં આદરસાથે દર્શન કર્યું. હવે વિશેષે કરી તીર્થની ભક્તિવાળા એવા અમોને આજ્ઞા આપો. સર્વ જનના વિનય વિવેકને ઉલ્લંઘન કરે તેવો તમારો વિનય અને વિવેક અમારા જોવામાં આવ્યો છે. આ પ્રમાણે કહી, ચક્રવર્ત્તીએ કરેલું વંદન સ્વીકારી તે બંને મુનિઓ અન્ય ઠેકાણે ગયા.

તે સમયે ચક્રવર્ત્તી પોતાના મનમાં મનોરથ કરવા લાગ્યા કે 'તે દિવસ, તે ક્ષણ અને તે રાત્રિ ક્યારે આવશે કે જ્યારે હું સંઘસહિત શત્રુંજય તીર્થની યાત્રા કરીશ?" પછી ભરતે ગંગાદેવીને સમજાવીને આજ્ઞા મેળવી અને ખંડપ્રપાતા નામની ગુફા તરફ પ્રબલ સૈન્યસાથે પ્રયાણ કર્યું. તે ગુહાદ્વારપાસે આવીને ભ-

રતે અષ્ટમ તપ કર્યું. તેના પ્રભાવથી તે ગુફાના અધિષ્ટાયકનું આસન ચલિત થયું, એટલે તરતજ તે નાટ્યમાળ નામે દેવ, ભેટ લઇને ત્યાં આવ્યો. અનેક પ્રકારનાં આભૂષણો ભેટ ધરીને તે ચક્રવર્ત્તીની સેવામાં તત્પર થયો, અને રાજાએ બહુ માનથી વિદાય કર્યો એટલે તે પોતાને સ્થાનકે ગયો. પછી રાજાની આજ્ઞાથી સુષેણે તમિશ્રાની જેમ તે ગુફાનાં કમાડ ઉઘાડ્યાં. એટલે ભરત ચક્રીએ હાથી ઉપર બેસી તેના દક્ષિણ સ્કંધ ઉપર મણિરત્ન મૂકી ગુહાની અંદર પ્રવેશ કર્યો. પછવાડે સર્વ સૈન્ય ચાલ્યું. પૂર્વની જેમ અહીં પણ કાકિણી રત્નથી ગોમૂત્રાકૃતિએ બંને પડખે ચક્રીએ માંડલાં કર્યાં અને પૂર્વની પેઠે નિમ્નગા અને ઉન્નિમ્નગા નદીઓ ઉતરી, ગુફાને છેડે આવ્યા. ગુફાનું દક્ષિણદ્વાર ક્ષણવારમાં પોતાની મેળેજ ઉઘડી ગયું તે ગુફાદ્વારમાંથી નીકળીને ગંગાના પશ્ચિમતીર ઉપર સૈન્યનો પડાવ કરાવ્યો. ત્યાં નવનિધિને ઉદ્દેશીને ચક્રીએ અષ્ટમ તપ કર્યો. તપને અંતે નવનિધિ પ્રત્યક્ષ થયા. તે પ્રત્યેક નિધિ એક એક સહસ્ર યક્ષોવડે રક્ષણ કરાયલા હોયછે. તેનાં નૈસર્ગ, પાંડુક, પિંગલ, સર્વરત્નક, મહાપદ્મ, કાલ, મહાકાલ, માણવ અને શંખક એવાં નામ છે. અને તે દરેક આઠ યોજન ઊંચા, નવ યોજન વિસ્તારમાં અને બાર યોજન લાંબા છે. તેના નામ પ્રમાણે નામવાળા તેના અધિષ્ટાયક એક પલ્યોપમના આયુષ્યવાળા નાગકુમારના દેવો છે. તેઓએ ત્યાં આવી ચક્રવર્ત્તીને પ્રણામ કરી કહ્યું કે—"હે મહાભાગ ! અમે ગંગાના મુખપાસે મગધદેશના નિવાસી છીએ અને તમારા ભાગ્યથી વશ થઇને અહીં આવ્યા છીએ. હે ચક્રવર્ત્તી રાજા ! તમારા ભાગ્યની પેઠે અમારોપણ કદાપિ ક્ષય થતો નથી, માટે જેમ ઇચ્છા આવે તેમ દાન આપો અને અમારો નિરંતર ઉપભોગ કરો." આપ્રમાણે નવનિધિ વશ થયા પછી ચક્રવર્ત્તીએ ત્યાં અઠાઇ ઉત્સવ કર્યો અને કલ્પવૃક્ષને પણ અલ્પ કરી ઇચ્છા પ્રમાણે દાન આપ્યું.

રાજાની આજ્ઞાથી સુષેણ સેનાપતિ ગંગાનદીનું દક્ષિણ નિષ્કૂટ લીલામાત્રમાં સાધીને પોતાને સ્થાનકે આવ્યો. ત્યાં કેટલોક કાળ હર્ષથી ચક્રવર્ત્તી રહ્યા. પછી ત્યાંથી ચક્રરત્ન અયોધ્યા તરફ આકાશમાર્ગે ચાલ્યું. સુર અસુરોએ વીંટાએલા છ ખંડ પૃથ્વીના પતિ ભરત, અખંડ આજ્ઞાપ્રવર્તાવતા કેટલેક પ્રયાણે અયોધ્યાની નજિકે આવી પહોંચ્યા. ચોરાશી લાખ હાથી, તેટલાજ ઘોડા, તેટલાજ રથ અને છન્નું કોટિ સુભટોનો પરિવાર લઈ પ્રથમ પ્રયાણદિવસથી સાઠ હજાર વર્ષે ચક્રવર્ત્તી પોતાને નગરે આવ્યા. અયોધ્યાની નજિકમાં ભરતે સેનાનો પડાવ કર્યો. પછી તે નગરીની અધિષ્ટાયક દેવીને ઉદ્દેશીને અષ્ટમ તપ કર્યું. તપને અંતે વાદળામાંથી જેમ સૂર્ય નીકળે તેમ પૌષધાગારમાંથી નીકળી ભરતપતિએ સર્વ સંપત્તિનું કારણભૂત પારણું કર્યું.

ભરતના આવવાથી અયોધ્યામાં ઘેર ઘેર તોરણો બંધાણાં, લોકો કેશર કંકુના જળથી પૃથ્વીપર છંટકાવ કરવા લાગ્યા, ભરતનાં ચરિત્રોનાં ચિત્રો ગૃહની ભિતોપર ચિતરવામાં આવ્યાં, સર્વ તરફ મંગલધ્વનિ પ્રસરી રહ્યો, લોકો હર્ષથી વસ્ત્રાભરણ પહેરી ફરવા લાગ્યા, સર્વ ઠેકાણે સુવર્ણસ્તંભોસાથે માંચડા ઊભા કર્યા, અને પ્રત્યેક માંચડાપર રત્નમય પાત્ર અને તોરણો ગોઠવવામાં આવ્યાં; તે જાણે પૃથ્વીપર સૂર્યનાં બિંબો ચક્રીને જોવા આવ્યાં હોય તેવા જણાવા લાગ્યા. ઊંચે ઉડતા જળયંત્રોના જળથી જાણે અકસ્માત્ ચક્રીના દર્શનથી અયોધ્યા નગરી સ્વેદ[1]વાળી થઇ હોય, તેમ દેખાવા લાગી. વિચિત્ર પતાકાઓથી ચિરકાળે પ્રાપ્ત થયેલા પતિને જોઈ ઉત્સુક થયેલી અયોધ્યા નગરી જાણે બહુભુજાઓથી આલિંગન કરવાને ઇચ્છતી હોય તેમ જણાવા લાગી. ઠેકાણે ઠેકાણે ધૂપઘટીઓમાંથી ધૂમાડા નીકળતા હતા તેને નગરજનોએ ચિરકાળનો ભર્તૃવિરહ જાણે ચાલ્યો જતો હોય એમ જોયો. પુરીમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળા ભરતચક્રી, શુભમુહૂર્ત્તે ઐરાવતજેવા ગજરત્ન ઉપર આરૂઢ થયા. તે વખતે જગત્માં આ એકજ પતિ છે એવું સૂચવતા અને તેમની કીર્ત્તિના સમૂહ જેવા ઉજ્વલ એક છત્રથી મહારાજા શોભતા હતા. બંને પડખે વીંજાતા ચામરો, જાણે કમળથી પણ વિશેષ એવા તેના મુખકમળને માટે માનસરોવરથી બે હંસ આવ્યા હોય, તેવા દેખાતા હતા. પોતપોતાના કિરણોવડે માંહોમાંહે યુદ્ધ કરતા હોય તેવા રત્નોથી અલંકૃત ભરતરાજા ઇચ્છાનુસાર દાન દેવાથી જાણે જંગમ કલ્પવૃક્ષ હોય તેવા જણાતા હતા. દિગ્વિજયમાં થયેલા વિચિત્ર ચરિત્રોની વાતોથી ચારણભાટની જેમ સુર-અસુરો સ્થાને સ્થાને તેમની સ્તવના કરતા હતા. આ પ્રમાણે ઠેકાણે ઠેકાણે નગરજનોના નમનને સ્વીકારતા ભરતચક્રી ગુણોથી લોકોના ચિત્તમાં અને દેહથી નગરીમાં પેઠા. નગરવચ્ચે થઇને ચાલતાં અનુક્રમે પોતાના પિતાના મહેલપાસે આવ્યા. એ મહેલ જાણે લાખો નેત્ર હોય તેવાં લાખો જાળીઆંઓથી ઉત્સુક થઈને મહારાજાને જોતો હોય તેમ દેખાતો હતો અને આસપાસ આવેલી ઉડતી પતાકાઓવડે જાણે ઉત્કંઠાથી નૃત્ય કરતો હોય, તેમ લાગતો હતો. કોઇ ઠેકાણે ઇંદ્રમણિથી શ્યામ, કોઇ ઠેકાણે સ્ફટિક મણિથી શ્વેત, કોઈ ઠેકાણે પદ્મરાગ મણિથી રક્ત અને કોઈ ઠેકાણે સુવર્ણથી પીત—એમ વિચિત્રવર્ણનો અને એકવીશ ભૂમિકાવાળો[2] એ મહેલ સ્વર્ગભુવનની જેવો દેખાતો હતો. મહેલપાસે આવતાં વેદિકા ઉપર ચરણ મૂકી, પર્વતના ઉત્સંગથી કેશરીની જેમ ભરતેશ હાથી ઉપરથી ઉતર્યા. તે સાથે બીજાઓ પણ

૧ પરસેવો ૨ માળ

પોતપોતાના વાહનપરથી ઉતર્યા. ત્યાં જેઓ ભેટ ધરતા હતા તેમની ભેટ લઈ, તેઓના પ્રણામને સ્વીકાર્યા પછી તેમની સાથે પ્રીતિથી ભાષણ કરતા મહારાજા ક્ષણવાર ત્યાંજ ઉભા રહ્યા. પ્રથમ પોતાના સોળ હજાર અધિષ્ઠાયક દેવતાઓને યથોચિત પૂજા કરીને વિદાય કર્યા. પછી બત્રીશ હજાર રાજાઓને, પુરોહિત રત્નને, ગૃહપતિ રત્નને અને વર્દ્ધકિ રત્નને વિસર્જન કર્યાં. પછી જેમ ખીલે બાંધવાને ગજાદિકને રજા આપે તેમ ત્રણસો ને સાઠ રસોઈઆઓને પોતપોતાને સ્થાને જવાની દૃષ્ટિથીજ આજ્ઞા આપી. ઉત્સવ થયા પછી મહેમાનને રજા આપે તેમ શ્રેષ્ઠિઓને, અઢાર શ્રેણી પ્રશ્રેણીને, દુર્ગપાલોને અને સાર્થવાહોને પણ વિદાય કર્યા. પછી ઇંદ્રાણી સહિત ઇંદ્રની જેમ સ્ત્રીરત્ન સુભદ્રા સહિત બત્રીશ હજાર રાજવંશી રાણીઓથી અને તેટલીજ દેશના અગ્રણીઓની કન્યાઓથી વિંટાએલા અને તેટલાજ બત્રીશ બદ્ધ નાટકોથી ઉપાસના કરાતા મહારાજા ભરત ચક્રવર્ત્તીએ કુબેર જેમ કૈલાસમાં પેસે, તેમ મણિરત્નમય શિલાની શ્રેણીઓથી નેત્રને આનંદ આપનારા એ મહેલમાં પ્રવેશ કર્યો. પ્રથમ પિતાની મૂર્ત્તિને પ્રણામ કરી સ્નાનપીઠપર ગયા; સ્નાન કરી આવીને પુષ્પ, ધૂપ અને અક્ષતાદિકવડે ભક્તિપૂર્વક પ્રભુની પૂજા કરી અને ત્યાંથી રાજાઓના સમૂહની સાથે ચક્રવર્ત્તી ચંદ્રશાળામાં આવ્યા. ત્યાં આશ્ચર્યકારી અને મનગમતા ભોજ્ય પદાર્થો જમ્યા પછી તાંબૂલ લઈ, ચંદનનું વિલેપન કરી, પુષ્પમાલા, ઉજ્વલવસ્ત્ર અને અલંકારોથી અલંકૃત થઇને મહારાજા ઇંદ્રનીપેઠે શોભાયમાન થયા. એ પ્રમાણે દિવ્ય સંગીત, નાટક, સ્ત્રીઓના વિલાસ અને સુખસંચયથી લાલિત થયેલા ભરતેશ્વરે કેટલોક કાળ નિર્ગમન કર્યો.

એકદા દેવતાઓએ અને રાજાઓએ આવીને વિજ્ઞપ્તિ કરી કે 'મહારાજ ! સર્વ શત્રુઓનો નાશ કરીને તમે છ ખંડ ભરતના અધિપતિ થયા છો, તેથી અમને મહારાજ્યાભિષેક કરવાની રજા આપો. કેમકે જિનેશ્વરનો રાજ્યાભિષેક જેમ ઇંદ્રો કરે છે તેમ આપનો રાજ્યાભિષેક કરવાનો અમારો આચાર છે.' આ પ્રમાણે સાંભળીને ભરતેશ્વરે આજ્ઞા આપી એટલે તરતજ અનેક રાજાઓ, વિદ્યાધરો અને યક્ષો ત્યાં એકઠા થઈ ગયા. યક્ષોએ રત્નસમૂહવડે ઈશાન દિશામાં મહા શોભાયમાન એક મંડપ રચ્યો, પછી અનેક પવિત્ર એવા દ્રહ, નદી, સમુદ્ર અને તીર્થોમાંથી જળ, મૃત્તિકા અને વાલુકા લાવ્યા. ભરતે પૌષધશાળામાં જઇને અષ્ટમ તપ કર્યો, કારણ કે તપથી મેળવેલું રાજ્ય તપવડેજ આબાદ થાય છે. તપ પૂર્ણ થયે પૌષધ પારીને નાટ્યરસમાં ભરપૂર મનવાળા ભરત રાજા ઉત્તમ વસ્ત્રો પહેરી અંતઃપુરની

સ્ત્રીઓસહિત દિવ્ય મંડપમાં આવ્યા. તે મંડપના મધ્યભાગમાં રચેલા મણિમય સ્નાનપીઠને અને સિંહાસનને, મેરૂ શિખરની ફરતા સૂર્યની જેમ ભરતે પ્રદક્ષિણા કરી. પછી તે ઉત્તમ રત્નસિહાસનની ઉપર, પૂર્વ સોપાનથી[1] ચડીને, પૂર્વાભિમુખે સ્ત્રીરત્ન સહિત ભરતચક્રી બેઠા; ત્યાર પછી ઉત્તર દિશાના સોપાનથી ચડીને બત્રીશ હજાર ભક્તિવાળા રાજાઓ આવીને બેઠા. સેનાપતિ, ગૃહપતિ, વર્દ્ધકિ અને પુરોહિત રત્ન તથા બીજા શ્રેષ્ઠી વિગેરે દક્ષિણ સોપાનથી ચડીને પોતપોતાને યોગ્ય આસને બેઠા અને બીજાઓ પણ ભરતની ઇચ્છાથી કરકમળ જોડીને પોતપોતાને યોગ્ય આસનપર બેઠા. પ્રથમ ચારણશ્રમણોએ ઋષભ દેવના પુત્ર ભરતને જૈનોક્ત વિધિથી મંત્રસ્નાન કરાવ્યું. પછી ઇંદ્રો જેમ પ્રભુને અભિષેક કરે તેમ તેના અભિયોગિક દેવતાઓએ તીર્થમાંથી લાવેલા શુદ્ધ જળવડે તેમને અભિષેક કર્યો. પછી શુભ મુહૂર્તે બત્રીશ હજાર રાજાઓ, ગોત્રવૃદ્ધો અને સેનાપતિ પ્રમુખે મહારાજાને અભિષેક કર્યો. ત્યાર પછી અંગ ઉપર ચંદનનું વિલેપન કરી, ચન્દ્રજ્યોત્સ્ના જેવાં નિર્મળ વસ્ત્ર પહેરી ભરત રાજા શરદ્ ઋતુના વાદળાથી વીંટાએલા મેરૂગિરિની જેવા દીપવા લાગ્યા. ઇંદ્રે આપેલો ઋષભ પ્રભુનો મુગટ, ચૈત્ય ઉપર કલશની જેમ ભરતના મસ્તકપર દેવતાઓએ સ્થાપન કર્યો-( પહેરાવ્યો ); અને શુદ્ધ મોતીનો ગુંથેલો હાર તેમના કંઠમાં પહેરાવ્યો, જેથી સર્વ અલંકારોની શ્રેણી પણ જુદીજ દેખાવા લાગી. પછી તે હારની કઠિનતાને પણ ભેદે તેવી પારિજાતના પુષ્પની અમ્લાન અને સુગંધી માલા ભરતચક્રીના કંઠમાં આરોપણ કરી.

આભૂષણો ધારણ કર્યા પછી ભરતેશ્વર તે રત્નમય સિહાસન ઉપરથી ઊભા થયા. તે વખતે જાણે તેમના પ્રતિબિમ્બજ હોય તેમ બીજા પણ સૌ તેની સાથેજ ઊભા થયા. પછી પોતપોતાના ચડવાને માર્ગે સર્વે પાછા ઉતર્યા અને જાણે જંગમ મહેલ હોય, તેવા ગજેંદ્ર ઉપર ચક્રી આરૂઢ થયા. ત્યાંથી ફરીવાર સ્નાનગૃહમાં જઇ સ્નાન કરીને જિનાર્ચન કર્યા પછી પૃથ્વીપતિએ અષ્ટમ ભક્તનું પારણું કર્યું. વિવિધ દેશમાંથી આવેલા રાજાઓએ, દેવોએ અને વિદ્યાધરોએ ભરતચક્રીનો બાર વર્ષ સુધી રાજ્યાભિષેક મહોત્સવ કર્યો. ત્યાંના નિવાસી લોકોને એ અભિષેક સમય એકાંત સુષમા કાલ જેવો સુખકારી થયો. ચંદ્રના જેવો સૌમ્ય, શત્રૂઓમાં સૂર્યના જેવો તીક્ષ્ણ, કુબેરની જેવો ધનપતિ અને ઈશ્વર, વરૂણની પેઠે ભુવનેશ, અગ્નિના જેવો તેજસ્વી, ધર્મ અધર્મની જેમ પ્રસાદ અને દંડને સ્વયં કરનાર,

---

૧ પગથીઆં

કામદેવ જેવો સ્વરૂપવાન્, સૂર્યવિકાશી કમળ જેવો પ્રફુલ્લવદની, ક્ષીર સમુદ્રની જેમ દેવતાઓથી પણ જેનું મધ્ય અલભ્ય છે એવો ગંભીર, ઇંદ્રની જેમ આજ્ઞા પ્રમાણે અમલ કરાવવામાં સમર્થ અને મેઘની જેમ હંમેશાં સર્વ પ્રાણીને જીવન (જળ) આપનાર, એવો એ રાજા તારાઓમાં સૂર્યની જેમ સર્વ વિદ્યાધરોમાં અને ભારતના દેવતાઓની જેવા સર્વ રાજાઓમાં [1]અદ્વિતીય થયો.

ચૌદ મહારત્નોથી તે શોભતો હતો. નવનિધિ તેના ચરણકમળમાં આવી રહેલા હતા. હંમેશા સોળ હજાર યક્ષો અને પરિવાર સહિત બત્રીશ હજાર રાજાઓ તેની ઉપાસના કરતા હતા. બત્રીશ હજાર રાજકન્યાઓ અને તેટલીજ જનપદ કન્યાઓ મળી ચોસઠ હજાર સ્ત્રીઓ અને ત્રણસો ને સાઠ રસોઇઆ તેને સેવતા હતા. ચોરાશી લાખ રથ, તેટલાજ ઘોડા અને છન્નુ કોટિ ગ્રામ પ્રમાણે તેટલીજ પાયદલ સેના તેની પાસે હાજર રહેતી હતી. બત્રીશ હજાર દેશ, બોંતેર હજાર ઉત્તમ નગર, નવાણું હજાર દ્રોણમુખ, અડતાળીશ હજાર પત્તન[2] અને ચોવીશ હજાર આડંબરવાળા કર્બટ તથા મડંબનો તે શાસન કરનાર અધિપતિ હતો; વીશ હજાર આકરનો[3] તે કર લેનાર હતો; સોળ હજાર ખેટ[4] ઉપર તેનું શાસન ચાલતું હતું; ચૌદ હજાર સંબાધનો તે પ્રભુ હતો; છપ્પન અંતરદ્વીપનો પણ તે અધિપતિ હતો; છત્રીશ હજાર તટનો તે અધીશ્વર હતો; ઓગણપચાસ કુરાજ્યોનો તે નાયક હતો; તે શિવાય ભરતક્ષેત્રમાં બીજા પણ સર્વની ઉપર તેનું શાસન ચાલતુ હતું. ટૂંકામાં સ્વર્ગખંડ ઉપર ઇંદ્રની જેમ તેનું અખંડ રાજ્ય હતું. આદિનાથ પ્રભુએ ઉપદેશ કરેલી ઊંચી નીતિને જાણનારા વિશ્વંભર, શ્રીધર, સુબુદ્ધિ અને બુદ્ધિસાગર નામે તેના મુખ્ય મંત્રીઓ હતા. તે શિવાય જાણે તેના અંશ હોય, તેવા બીજા પણ એકસો ને આઠ ઉત્તમ મંત્રીઓ હતા અને તેથી ઉતરતા બીજા ત્રણ ક્રોડ સચિવો હતા. સુષેણ, શ્રીષેણ, દુર્જય અને જગજ્જય નામે વિશ્વમાં એકજ વીર એવા ચાર સેનાપતિ હતા. જીવાનંદ, મહાનંદ, સંજીવન અને સુજીવન એ ચાર મુખ્ય નરવૈદ્ય હતા અને બીજા પણ આઠ લાખ નરવૈદ્ય હતા. જાંગલ, કૃતમાલ, વિશાલ અને વિમલ એ ચાર બીજા ચાર લક્ષ વૈદ્ય સાથે મુખ્ય ગજવૈદ્ય હતા. મયૂર, ગરૂડ, શકુનિ અને સારસ એ ચાર બીજા ત્રણ લાખ વૈદ્યોસહિત અશ્વવૈદ્ય હતા. વિશ્વરૂપ, પરબ્રહ્મ, હંસ અને પરમહંસ એ ચાર બીજા સાતલાખ સાથે મુખ્ય પંડિતો હતા. શ્રીકંઠ,

૧ જેની જેવો બીજો નહીં એવો ૨ પાટણ. ૩ ખાણ. ૪ ખેડા

વૈકુંઠ, ભૃકુટિ અને ધૂર્જટિ એ ચાર બીજા ઘણાઓની સાથે મુખ્ય ધનુર્વેદ જાણનારા હતા. બીજા પણ અનેક જ્યોતિઃશાસ્ત્ર જાણનારા, અનેક ધર્મના અંગ જાણનારા અને અનેક દંડ નીતિને જાણનારા હતા. તેઓમાંના કેટલાકને તો પ્રભુએ પોતે ભણાવેલા હતા—જેઓ શબ્દબ્રહ્મમય તેજનો ભરત રાજાને ઉપદેશ કરતા હતા.

એકદા હર્ષથી ક્રીડા કરતા ભરતને સાઠ હજાર વર્ષના વિયોગવાળા પોતાના સ્વજનોનું સ્મરણ થયું. એટલે રાજપુરૂષોએ નામગ્રહણપૂર્વક સૌને લાવી લાવીને ચક્રીને બતાવ્યા; અને ભરતે અત્યંત પ્રીતિથી તે દરેકને બોલાવી તેમને જોવા માંડ્યા. અનુક્રમે દિવસે ચન્દ્રની રેખા હોય તેવી કાંતિરહિત અને હિમથી કરમાએલી કમલિની જેવી, રૂપના વિપર્યયવાળી બાહુબલિની બ્હેન સુંદરીને સેવકોએ બતાવી. તેને જોઈ રાતા નેત્રવડે ચિત્તમાં રહેલા કોપની વર્ણિકા[1] જાણે બતાવતા હોય તેમ ક્રોધ કરી ભરતરાજા પોતાના પાર્શ્વસ્થજનને[2] કઠિન વચનોથી કહેવા લાગ્યા કે "અરે સેવકો! શું આપણે ઘેર પણ કાંઈ ખાવાનું નથી? અથવા અરે વૃત્તિચોર! તમે આ સુંદરી તરફ શું નિરાદરવાળા છો? વા રોગની પીડાએ ગુંથાયેલ અંગવાળી આ સુંદરી શું ભોજન કરતી નથી? અને જો તેમ હોય તો શું વૈદ્યવિદ્યાને જાણનારા વૈદ્યલોકો ક્ષય પામી ગયા છે? અરે સેવકો! કહો, આ સુંદરી મદરહિત હાથિણીની જેમ કેમ ગ્લાનિ પામી ગઈ છે? આ ઉપરથી તમે મારો બીજો પણ વિનાશ કર્યો હશે એમ નિશ્ચય થાય છે." આ પ્રમાણે બોલતા ચક્રવર્ત્તીને પ્રણામ કરીને તેઓ અંજલી જોડી કહેવા લાગ્યા—"હે નાથ! ચક્રવર્ત્તી ભરતના મંદિરમાં સર્વ લક્ષ્મી છે. શું સુરેન્દ્રના ઘરમાં કદી પણ દરિદ્રતા સ્ફુરે? એ સુંદરી અમારે કુળદેવીની પેઠે સદા પૂજ્ય છે અને મૃત્યુ પામેલાના પણ ઉપાયો કરી શકે તેવા ઘણા રાજવૈદ્યો હાજર છે; પણ જે દિવસથી આપે દિગ્વિજય કરવા પ્રયાણ કર્યું છે તે દિવસથી કેવળ પ્રાણમાત્રને ધારણ કરનારી આ સુંદરી આચામ્લ[3] તપ કરે છે. તે વખતે વ્રતની ઇચ્છાવાળાં સુંદરીને તમે અટકાવ્યાં હતાં તેથી તે ભાવસાધ્વીપણું ગ્રહણ કરીને માત્ર ગૃહીનો વેષજ રાખી રહેલાં છે." આવાં સેવકોનાં વચન સાંભળી, રાજાએ પૂછ્યું કે 'કેમ તમારી વ્રત ગ્રહણ કરવાની ઇચ્છા છે?' આ સાંભળી તે વાર્તાથી ઉચ્છ્વાસ ધરતી સુંદરીએ હા પાડી. એટલે ભરત બોલ્યા કે 'હે સુંદરી! તને ધન્ય છે કે તું આ સંસારથી વિમુખ થઇ છે. પિતાના ફરજનને તો એમજ કરવું ઉચિત અને

૧ વાનકી. ૨ નજીક બેસનારા, સેવકો ૩ આંબિળ— આ તપમા છ વિગયનો ત્યાગ હોયછે

સુખાસ્પદ છે. પિતાજીના ફરજન છતાં પણ અમને તો વિષયરૂપ ચોરે લૂંટી લીધા છે; અને તેથી આ તુચ્છ સુખવાળાં રાજ્યમાં અમે સ્પૃહા રાખીએ છીએ. માટે હે મહાસત્વા ! તમને જેમ યોગ્ય લાગે તેમ કરો ' આ પ્રમાણે ચક્રવર્त्तીની આજ્ઞા થતાં સુંદરી હૃદયમાં ઉલ્લાસ ધરીને પરમ પ્રીતિ પામી.

તે અરસામાં ત્રણ જગત્‌ના પતિ શ્રી ઋષભ ભગવાન્ પણ ભવ્ય પ્રાણીઓ ઉપર અનુકંપા કરી પૃથ્વીપર વિહાર કરતા કરતા અષ્ટાપદ પર્વતે આવ્યા. તે વખતે સર્વ ઇંદ્રોએ ત્યાં આવી રત્નશ્રેણિવડે પ્રભુનું સમોસરણ રચ્યુ. આ વધામણી લઈ, ઉદ્યાનપાળ જય જય નાદ કરતો અને વાનરની જેમ કૂદતો ભરતની પાસે આવ્યો. પૃથ્વીપર મસ્તક મૂકી વનપાળે મહારાજાને કહ્યું ' હે દેવ ! કલ્યાણ વાર્त्तાથી ભાગ્યબળે આપને આજે વધાવું છું. આપના પૂજ્ય પિતાજી અત્યારે અષ્ટાપદ પર્વતને પવિત્ર કરે છે અને ત્યાં દેવતાઓએ આવીને સમોસરણ રચેલું છે. ' આવા ખબર સાંભળી ચક્રવર્त्तીએ મનમાં વિસ્મય પામી તે વધામણી કહેનાર વનપાળને સાડાબાર કોટિ સુવર્ણ આપ્યું. તે વખતે સુંદરીને ભરતે કહ્યું કે 'હે બ્હેન ! તમારો મનોરથ હવે પૂર્ણ થયો '—આ પ્રમાણે કહી ભરતે અંતઃપુરની સ્ત્રીઓની પાસે તીર્થજલવડે તેને સ્નાન કરાવ્યું. પછી સુંદરીએ શરીર ઉપર વિલેપન કરી પોતાના હૃદય જેવાં બે પવિત્ર અને શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં. છત્ર ચામર સહિત એક શિબિકામાં[1] બેસીને તે ભરતની પછવાડે અષ્ટાપદ ગિરિપર આવી. ત્યાં સંસાર તાપથી કલેશ પામેલા પોતાના ચિત્તરૂપ કદળી વૃક્ષને શરણરૂપ સુંદર સમોસરણ તેના જોવામાં આવ્યું. પછી ભરત અને સુંદરીએ વાહનપરથી ઉતરી, પ્રભુને પ્રદક્ષિણા કરી, ભક્તિથી ભરપૂર ચિત્તે પ્રણામ કર્યો. સાઠ હજાર વર્ષે પ્રભુના ચરણને જોઇને ભરત રાજાએ મુક્તિસુખના જેવો આનંદ પ્રાપ્ત કર્યો. પછી અંતરમાં રહેલા તે આનંદના જાણે બાહેર ઉદ્‌ગાર કાઢતા હોય, તેમ ત્રણ જગત્‌ને સ્તુતિ કરવા યોગ્ય એવા પ્રભુની સ્તુતિ કરવાનો તેમણે આરંભ કર્યો.

" હે પ્રભુ ! તમે સર્વને ધ્યાન કરવા યોગ્ય છો, તમે કોઇનું ધ્યાન કરતા નથી.
" મોટા દેવપતિઓને પણ તમે પૂજ્ય છો, તમારે કોઈ પૂજ્ય નથી. તમે જગત્‌ના
" આદિ છો, તમારા કોઇ આદિ નથી. તમે જગત્‌ના ઈશ્વર હોવાથી સ્તુત્ય છો, ત-
" મારે કોઇ સ્તુત્ય નથી. તમે સર્વને શરણ કરવા યોગ્ય છો, તમારે કોઈ શરણ્ય
" નથી. તમે સર્વ વિશ્વના પ્રભુ છો, કોઇ તમારો પ્રભુ નથી. હે નાથ ! મુક્તિનું

---

૧ પાલખી

"સુખ તમારે આધીન છે, બીજું કોઇ તે સુખને આપી શકે તેમ નથી. તમે પરથી
"પણ પર છો, કોઇ તમારાથી પર[1] નથી. તમે અનાદિ અને અનંત છો. વિ-
"દ્વાનો તમારૂ જ્યોતિઃસ્વરૂપે ધ્યાન કરે છે. ત્રણ જગત્ તમારાવડે ધન્યપણું માને
"છે. આ સંસારરૂપ સમુદ્રમાં વહાણરૂપ એવા તમને નમસ્કાર છે. હે ભક્તવત્સલ !
"તમારી પાસેથી હું મોક્ષસુખના આનંદનીજ પ્રાર્થના કરૂં છું. હે નાથ ! હું તમારો
"દાસ છું અને તમારી પાસે નાથપણું યાચું છું. હે જગત્‌ને શરણ કરવા યોગ્ય
"પ્રભુ ! મારી રક્ષા કરો અને મારા ઉપર પ્રસન્ન થાઓ." આ પ્રમાણે રાજશિરો-
મણિ ભરતે સ્તુતિ કરી, પછી પ્રભુરૂપ ચન્દ્રથી ઝરતા આ પ્રમાણેના દેશનારૂપ
અમૃતનું તેણે પાન કર્યું. "શીલ વ્રત પાળવાથી સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, સ-
"ત્પાત્રમાં દાન આપવાથી ભોગ મેળવાય છે, દેવાર્ચન કરવાથી સામ્રાજ્ય પ્રાપ્ત
"થાય છે અને તપ કરવાથી કર્મનો ક્ષય થાય છે, પણ જો એક ભાવના સારી રીતે
"સેવી હોય તો તે ક્ષણવારમાં એ સર્વ આપે છે; અને જો અનુક્રમે તે ભાવના ચૈ-
"તન્ય સ્વરૂપને પ્રાપ્ત થઈ હોય તો તેથી મુક્તિની પ્રાપ્તિ થાય છે." દેશનાને અંતે
સુંદરીએ પ્રભુને કહ્યું "હે નાથ ! મારી ઉપર પ્રસન્ન થાઓ અને દીક્ષા દાનવડે
આ સંસારમાંથી મારો ઉદ્ધાર કરો." આવા તેના આગ્રહથી પ્રભુએ તેને હર્ષથી
દીક્ષા આપી. તેથી સુંદરી પોતાના આત્માને અત્યંત ધન્ય માનવા લાગી. મહા
ઉજ્વલ મનવાળા ભરત રાજા સુંદરીનો દીક્ષા ઉત્સવ કરી, પ્રભુને નમીને પોતાની
નગરીમાં આવ્યા.

એકદા ભરત રાજાએ દર્શનની ઉત્કંઠાથી દિગ્વિજયમાં પણ સાથે નહિ આ-
વેલા પોતાના અનુજ બંધુઓનું સ્મરણ કર્યું, અને તેમને પ્રીતિથી બોલાવવાને
માટે દૂતો મોકલ્યા. 'રાજાઓ ઘણું કરી દૂતોથીજ સંચાર કરે છે.' દૂતોએ વેગથી
ત્યાં જઈ તેમને સામ વાક્યથી સમજાવ્યા, તથાપિ જ્યારે તેઓએ માન્યું નહીં
ત્યારે કઠોર વચનથી કહ્યું કે 'જો તમારે જીવિતથી કે રાજ્યથી કામ હોય તો સ-
ર્વદા ભરત રાજાની સેવા કરો.' દૂતના મુખથી આવાં કટુ-વચનો સાંભળીને તેઓ
માન ધરી અષ્ટાપદ ગિરિપર પ્રભુની પાસે ફરિયાદ કરવા આવ્યા. પ્રભુને નમસ્કાર
કરીને સ્તુતિ કર્યા પછી નેત્રમાં કાંઈક અશ્રુ લાવી પોતાના પરાભવને ચિંતવતા
તેઓએ પ્રભુને આ પ્રમાણે કહ્યુ—"પૂજ્ય પિતાજી ! જ્યારે આપે દીક્ષા લીધી
ત્યારે આપની ઇચ્છા મુજબ આપે અમને અને ભરતને યોગ્યતા પ્રમાણે રાજ્ય વહેંચી
આપ્યાં હતાં. તેમાં બીજાની ઉન્નતિ નહીં સહન કરનારા ભરતે દાવાનળની જેમ

---

૧ ઉત્કૃષ્ટ.

અખંડ એવા છ ખંડ ભરતનો ગ્રાસ કર્યો છે અને અમે તો તમારા આપેલાજ રાજ્યથી સંતોષ માની તમારી ભક્તિમાં રક્ત થઈ દિવસો નિર્ગમન કરીએ છીએ. તથાપિ એ જ્યેષ્ઠ બંધુ ભરત અમારા રાજ્યને પણ લેવા ઇચ્છે છે, તો હવે પૂર્વની પેઠે હિતઇચ્છાથી અમને યથાયોગ્ય આજ્ઞા આપો." આવાં તેમનાં વચનો સાંભળી પ્રભુ જગત્‌ને પ્રિય લાગે તેવાં વચનો બોલ્યા—"ક્ષાત્રતેજવાળા ક્ષત્રીઓએ શત્રુઓને મારવાજ જોઇએ; તમારા રાગ અને દ્વેષ એ બે મોટા શત્રુ છે. તેઓ શત્રુતામાં પરાયણ થઈ, તમારી પાસેજ રહીને તમારા પુણ્યરૂપ સર્વસ્વને હણી નાખે છે. આ સંસારરૂપ સાગરમાં રાગ એ શિલાઓના સમૂહ જેવો છે અને દ્વેષ બોધીરૂપ કલ્પવૃક્ષને મૂળમાંથી બાળનાર અગ્નિ જેવો છે. માટે હે વત્સો! વ્રતરૂપ સામ્રાજ્ય મેળવી, અતિ દારૂણ એવા તપરૂપ અસ્ત્રવડે એ રાગ—દ્વેષરૂપ મહા શત્રુનો પોતે અખંડિત રહીને વિનાશ કરો." આવાં પ્રભુનાં વચન સાંભળવાથી, સમકિતને પ્રાપ્ત કરી, વૈરાગ્ય પામેલા તેઓએ અક્ષય આનંદ મેળવવાની ઇચ્છાએ વ્રત ગ્રહણ કર્યું. તેમનું કરેલું આવું સાહસ જોઈ જેમના અંગમાં રોમાંચ થયેલા છે એવા દૂતોએ આવી એ વૃત્તાંત ચક્રવર્તીને નિવેદન કર્યું. પછી સર્વ તેજને સૂર્યની જેમ અને સર્વ જળને સાગરની જેમ તેમનાં સર્વ રાજ્યોને ભરતે ગ્રહણ કર્યાં અને તેમના પુત્રોને પોતાને તાબે કરી તેમના પિતાના રાજ્યપર બેસાર્યા. 'નરેન્દ્રોને તો આજ્ઞા છે તેજ સર્વ છે.' જાણે સૂર્યનો પ્રકાશ હોય, સમુદ્રનું પૂર હોય, ચિત્તનો સંચાર હોય, અને પવનનું આગમન હોય તેમ સર્વ ઠેકાણે સંચરતો ભરત ચક્રવર્તીનો નિત્ય ઉલ્લાસ પામતો તીક્ષ્ણ પ્રતાપ, બીજાના ઊંચ વીર્યને પણ તિરસ્કાર કરે તેવા મોટા શત્રુઓથી પણ સહન થઈ શક્યો નહીં. જેણે પોતાને હાથે કરેલા દાનથી યાચકોનાં દારિદ્રય, ધર્મરૂપ સૂર્યથી મિથ્યાત્વરૂપ અંધકાર અને ચક્રથી શત્રુઓનાં કુલ નાશ પમાડેલાં છે એવા તે શ્રીભરત રાજા જય પામો. એ ભરત ચક્રવર્તીએ સકલ ભૂમિ ઉપર ગર્જના કરતો ધર્મ એવી રીતે સાંભળ્યો કે જેના ધ્વનિથી તેનાં પાપ અને સર્વ શત્રુઓ નિષ્ફળ થઈ લય પામી ગયા. નમતા એવા રાજાઓના મુગટનાં કિરણોથી જેનું ચરણપીઠ વ્યાપ્ત છે અને જે લોકોના તાપને હરનારા છે એવા ભરતચક્રવર્તીરૂપી ચન્દ્રે, પોતાના ગુણરૂપ કિરણોથી શત્રુઓની કીર્તિરૂપી તારાને ત્રાસ પમાડ્યો એ આશ્ચર્ય [1]છે.

इत्याचार्य श्री धनेश्वरसूरिविरचिते श्रीशत्रुंजयमहातीर्थमाहात्म्ये
श्री ऋषभस्वामिजन्म राज्याभिषेक दीक्षा केवलोत्पत्ति भरत
दिग्विजयवर्णनो नाम तृतीयः सर्गः ॥ ३ ॥

---

૧ તારા ચન્દ્રની સ્ત્રી છે, ને છતા ચંદ્રે તેને ત્રાસ પમાડ્યો, એ આશ્ચર્ય



# ચતુર્થ સર્ગ.





ના અનુગ્રહથી સુર અસુર અને મનુષ્યો સંપત્તિવાળા થાયછે તથા મેઘ, સમુદ્ર, ચંદ્ર, અને સૂર્ય પોતપોતાનો વ્યાપાર કરે છે અને જેના આદેશમાં કામધેનુ, કલ્પવૃક્ષ, દક્ષિણાવર્ત શંખ અને ચિંતામણિ રત્ન વિગેરે રહેલા છે, તે શ્રી આદિજિન હંમેશાં અમારૂં રક્ષણ કરો.

[1]મહાવીર સ્વામી ઇંદ્રને કહે છે કે, હે ઇંદ્ર! શત્રુઓને આક્રમણ કરનારૂં એવું ચક્રવર્ત્તી ભરતરાજાનું પરાક્રમ અને ઉત્તમ આશ્ચર્યથી શોભિત એવો તીર્થનો પ્રભાવ સાંભળ. એક વખતે ભરતરાજા સુવર્ણના કુંડળથી શોભિત થઈ મેરૂ પર્વત પર ઇંદ્રની જેમ સિંહાસનપર બેઠા હતા; જાણે વિદ્યુતોનો સમૂહ હોય તેવા બત્રીશ હજાર રાજાઓના મુગુટમણિના કિરણોથી તેમની સભા પ્રકાશી રહી હતી; અને સામાનિક દેવતાઓથી જેમ ઇંદ્ર શોભે, તેમ સમાન વસ્ત્રાલંકારને ધારણ કરવાવાળા મંડળિક અને સામંત રાજાઓથી ભરતપતિ શોભતા હતા. તેવે વખતે પૃથ્વીપર મસ્તક નમાવી સુષેણ સેનાપતિએ બે હાથ જોડીને વિજ્ઞપ્તિ કરી—'હે સ્વામી! તમારી આજ્ઞા સુખેથી જ્યાં જ્યાં સંચરે છે, ત્યાં ત્યાં જિનાજ્ઞાની પેઠે સર્વ રાજાઓ તેને મસ્તકપર ધારણ કરેછે; તમારૂં ચક્રરત્ન ઉદય પામતાં સર્વ ક્ષુદ્ર લોકો ક્ષય પામી ગયા છે. રવિનું બિંબ પ્રકાશિત થતાં શુ અંધકાર રહે? તમે પૃથ્વીપર કરદાન અને અસ્ત્રદાન કર્યું, તેથી દારિદ્રય અને શત્રુસમૂહ બંને ક્ષય પામી ગયા છે, તથાપિ જેમ અભવ્ય પુરૂષના માનવાળા હૃદયમાં જિનેશ્વર ભગવંતનો બોધ પ્રવેશ કરતો નથી, તેમ ચક્રરત્ન શસ્ત્રાગારમાં[2] પ્રવેશ કરતું નથી.' આવાં સેનાપતિનાં વચન સાંભળી ભરતેશ્વરે મંત્રીશ્વરના મુખ સામું જોયું. કારણ કે 'રાજાઓ પ્રાય. મંત્રીમુખા હોય છે.' પછી વિશ્વંભર નામના મુખ્ય મંત્રીએ અંજલિ જોડી પ્રણામકરી વિનય નમ્ર થઈ આદરથી ભરત ચક્રીને કહ્યુ. "હે મહા-

---

૧ વાંચનારાઓને યાદ આપવાની જરૂર નથી કે આખુ શત્રુંજય માહાત્મ્ય ઇંદ્ર સન્મુખ શ્રી વીરપરમાત્મા કહે છે. ૨ શસ્ત્ર—હથિયાર રાખવાનો ઓરડો

રાજા! ત્રણ લોકમાં સંચરતા તમારા પ્રતાપને સ્ખલિત કરવાને સુર નરોમાં કોઈ-પણ સમર્થ રહ્યો નથી. કદિ કોઈ ઘંટિમાં દળાતા રહી ગયેલા આખાદાણા જેવો રહેલો હોય તો પર્વતની અંદર પડેલા પથ્થરના કટકાની જેમ તેને કોણ ગણે! પરંતુ આ ભરત ભૂમિ ઉપર પોતાના આત્માને વીર માનનાર અને ઘરમાં રહી ગર્જના કરનાર કોઈક દુર્વિનીત હશે જે તમારી આજ્ઞા નહીં માનતો હોય; અથવા મારા જાણવા પ્રમાણે તમારો અનુજ બંધુ મહા બળવાન બાહુબલિ એક અવશેષ રહેલો છે કે જે સર્વ જિતાયેલા રાજાઓમાં ગર્વના પર્વત સમાન છે. મોટા બળવાળો ઇંદ્ર પણ રણભૂમિમાં જેના બાહુબળને સહન કરવાને સમર્થ નથી એવો તે બળવાન છે. વળી ઇંદ્રના વજ્ર જેવા તેના ભુજદંડના આઘાતથી મેરૂ જેવા પર્વતો પણ ચૂર્ણ થઈ જાયછે. હે ચક્રવર્ત્તી! જ્યાંસુધી તે બાહુબલિને તમે જીત્યો નથી, ત્યાંસુધી તમે દિગ્વિજયનો મિષ કરીને માત્ર દિશાઓનુંજ અવ-લોકન કર્યું છે. વળી તે મારો સહોદર[1] છે, એવું ધારીને તમારે તેની ઉપેક્ષા કરવી ઘટિત નથી, કેમકે દેહમાંથી ઉત્પન્ન થયેલો પણ અહિતકારી વ્યાધિ શું મૂલમાંથી ઉચ્છેદન કરવા યોગ્ય નથી? રાજાઓના રાજ્યને વિદ્વાનો આજ્ઞા પ્રધાનજ કહે છે. બાકી જે માત્ર પેટભરા રાજાઓ હોય છે, તેની કીર્ત્તિ કયાં થાયછે?"

આવાં મંત્રીનાં વચન સાંભળી ભરતરાજા સ્નેહ અને કોપને વશ થઈ ગયા. પછી જરા વિચાર કરી આદરથી મંત્રી પ્રત્યે બોલ્યા "એક તરફ એ મારો અનુજ બંધુ છે તેથી મારા મનમાં તેને માટે કાંઈપણ કરતાં શંકા થાય છે અને એક તરફ તે મારી આજ્ઞા માનતો નથી તેથી કોપ થાય છે. એક રીતે પોતાના બંધુની સાથે યુદ્ધ કરવું તેથી મનમાં લજ્જા આવે છે, પણ બીજી બાજુ સર્વ શત્રુઓને જીત્યાવગર આ ચક્ર શસ્ત્રાગારમાં પ્રવેશ કરતું નથી. વળી જેની આજ્ઞા પોતાના ઘરમાં ચાલે નહીં, તેની બહાર શી રીતે ચાલે એ અપવાદનો હેતુ છે અને અનુજ બંધુની સાથે યુદ્ધ કરવું તેપણ અપવાદનું કારણ છે, એમ બંને તરફ અપવાદ છે." ભરત ચક્રીનાં આવાં વચનો સાંભળીને તેમના ભાવને જાણનારા મંત્રીએ સમય જાણી કહ્યું કે, "હે રાજા! તે તમારો અનુજ બંધુજ તમારા આવા વિચાર સંકટને દૂર કરશે. વડિલ જે જે આજ્ઞા કરે તે તે લઘુજને કરવી જોઇએ એવો સામાન્ય ગૃહસ્થોનો પણ આચાર પ્રવર્ત્તે છે; માટે પ્રથમ દૂતદ્વારાએ તેને આજ્ઞા માનવાનું કહેવરાવો. હું ધારૂં છું કે હાથી કમળના બંધનને ગણકારે નહીં તેમ તે તમારી આજ્ઞા માનશે નહીં, એટલે તેના અવિનયથી તમે તેની ઉપર જે પ્રતિકા

[1] ભાઈ.

કરશો તેથી વિજય મેળવવાની ઇચ્છાવાળા એવા તમારી ઉપર લોકાપવાદ લાગશે નહીં." મંત્રીનાં આવાં વચન સાંભળી ભરતરાજાએ નીતિ જાણનાર અને વાચાળ એવા સુવેગ નામના દૂતને શિક્ષા આપી બાહુબલિ પાસે મોકલ્યો.

પોતાના સ્વામીની શિક્ષા ગ્રહણ કરીને જાણે રાજાનો મૂર્ત્તિમાન્ ઉત્સાહ હોય તેવો સુવેગ દૂત વેગવાળા રથ ઉપર આરૂઢ થઈ વેગથી ચાલ્યો. સાર સાર સૈન્યને સાથે લઈ માર્ગમાં ચાલતાં સુવેગે શત્રુઓની જેમ થતાં અપશુકનોને જરાપણ ગણ્યાં નહીં. કાર્યસિદ્ધિમાં વિપરીત એવો ગધેડો ડાબો થઈ ભસ્મના સ્થાનમાં રહી દિશાના મુખને દગ્ધ કરતો ભૂંકવા લાગ્યો, દૂતના મુખમાં ધૂળ નાખતો પવન સામો વાવા લાગ્યો અને કાળદંડના જેવો ઉદ્દંડ કૃષ્ણસર્પ તેની આડો ઉતર્યો. આવા અપશુકનોને જાણતો છતો પણ દૂત વેગથી આગળ ચાલ્યો. કેમકે તેવા પુરૂષો પ્રભુના કાર્યને માટે કદિપણ વિલંબ કરતા નથી. જડ પુરૂષના ચિત્તની પેઠે તેનો રથ સમાન માર્ગમાં પણ સ્ખલના પામવા લાગ્યો અને તેનું વામલોચન વામપણું સૂચવતું ફરકવા લાગ્યું. આવી રીતે થતાં માઠાં શુકનોએ પગલે પગલે વાર્યાં છતાં પણ તે દૂત ક્ષુદ્ર જંતુઓએ ભરપૂર એવા અરણ્યમાં અનુક્રમે પહોંચ્યો.

કોઈ ઠેકાણે યમરાજની જેવા દંડને ધારણ કરનારા કિરાત લોકોને, કોઈ ઠેકાણે હસ્તિઓનો નાશ કરનારા ચણોઠીની જેવા રાતા લોચનવાળા સિંહોને, કોઈ ઠેકાણે હસ્તીઓએ ઉન્મૂલીને ભાંગી નાખેલા પર્વતના બાહુ જેવા વૃક્ષોને, કોઈ ઠેકાણે વિચિત્ર કાયાવાળા ચિત્તાને અને ડુક્કરના ટોળાઓને, અને કોઈ ઠેકાણે ભુંબારવ કરતા પરસ્પર યુદ્ધ કરતા અને સાત્વિકોને પણ ભય આપતા દુષ્ટ પ્રાણીઓને અવલોકન કરતાં કરતાં સુવેગે કાળરાત્રિને પ્રીતિ આપનારૂ અને જાણે મૃત્યુનું લીલાગૃહ હોય તેવું તેમજ વૃક્ષોની ગાઢતાથી આદિત્યના પ્રકાશને અંતરિત કરનારૂ તે વન ઉલ્લંઘન કર્યું. ત્યાંથી આગળ ચાલતાં ભરતક્ષેત્રના છ ખંડથી જાણે જુદો ખંડ હોય તેવા અને અખંડ લક્ષ્મીના સ્થાનરૂપ તેમજ ઇંદ્રના નિવાસ જેવા બહુલી દેશમાં આવ્યો.

ત્યાં સ્થાને સ્થાને સુંદર ગોપીઓએ ગાયેલા શ્રીયુગાદિ પ્રભુના ગુણગ્રામ તેણે ગામેગામ સાંભળ્યા. નગર અને ગ્રામના સીમાડામાં વર્ણન થતું બાહુબલિનું ત્રણ ભુવનમાં સર્વથી શ્રેષ્ઠ એવું બળ તેના સાંભળવામાં આવ્યું. બાહુબલિશિવાય જગતમાં બીજા રાજાને નહીં જાણનારા અને લક્ષ્મીથી કુબેર જેવા તેમજ શરીરે મહાશોભાયમાન લોકોને તેણે જોયા; વળી જાણે પર્વતનાં શિખરો હોય તેવા ધાન્યના

રાશિને અને સર્વત્ર ફળફૂલવાળા સુંદર વૃક્ષોને અવલોકી તે હૃદયમાં ચમત્કાર પામી ગયો. અનુક્રમે વેગથી ત્રણ લાખ ગામનું ઉલ્લંઘન કરી સુવેગ દૂત બાહુબલિની નગરી તક્ષશિલામાં આવી પહોંચ્યો. એ નગરી અર્હંત પ્રભુના અને ધનાઢ્ય લોકોના અતિ ઊંચા મહેલોની ધ્વજાવડે વીંજાઈ રહી હતી; તેમાં રહેલી લક્ષ્મીને ગરમી લાગવાથી જાણે પરસેવો થયો હોય તેમ મુક્તાફળની શ્રેણિ જ્યાં ત્યાં રહેલી હતી; અને કુબેરની જેવા સામંત લોકોની લીલાવડે મનોહર હતી. એવી અક્ષિણ સંપત્તિવાળી એ નગરી જાણે ઇંદ્રપુરી હોય તેવી તેના જોવામાં આવી. અશ્વ ખેલાવવામાં ખેદવગર પ્રવર્ત્તતા ક્ષત્રીઓનું અવલોકન તેના નેત્રને હર્ષ આપી ચિત્તમાં ભય પમાડવા લાગ્યું. ચૌટામાં રહેલા અહમિંદ્ર સમાન વ્યાપારીઓના પુત્રોને જોતો જોતો સુવેગ અનુક્રમે બાહુબલિના સિંહદ્વાર પાસે આવ્યો. ત્યાં રત્નનાં કિરણોથી ચત્રવગર આકાશને ચિતરતો, કૃત્રિમ અને અકૃત્રિમ સિંહોની અને હાથીઓની મૂર્ત્તિઓથી ભયંકર લાગતો, આયુધ ખેંચી હાથમાં રાખીને નિરંતર સજ્જ રહેનારા રાજપુરુષોએ આશ્રિત, બીજાનો પડછાયો દેખીને પણ આદર આપનારા દ્વારપાળોએ સેવેલો, કોઈ કોઈ ઠેકાણે કસ્તુરીની જેમ ઝરતા મૃગમદથી વિચિત્ર લાગતો, કોઈ ઠેકાણે ઘોડાઓની ખરીઓથી શત્રુઓના વક્ષસ્થળની[1] પેઠે ખુંદાએલો અને સ્વર્ગમંડપની જેવા મંડપોથી મંડિત, અતિ સુંદર રાજપ્રાસાદ તેના જોવામાં આવ્યો. સુવેગ તે રાજમહેલની નજીક આવ્યો એટલે દ્વારપાળોએ ક્ષણવાર તેને અટકાવ્યો. પછી રાજાની આજ્ઞા મેળવી આવેલા છડીદારની સાથે તેણે રાજસભામાં પ્રવેશ કર્યો. ત્યાં સિંહાસનપર બેઠેલા બાહુબલિ તેના જોવામાં આવ્યા. હજારો મુગટબંધ તેજસ્વી રાજાઓ, મેરૂપર્વતની ફરતા શિખરોની જેમ તેની ઉપાસના કરતા હતા. કિરણોથી સૂર્યની જેમ ઉત્તમ શૃંગાર ધરનારા અને જાણે મૂર્ત્તિમાન્ ઉત્સાહ હોય તેવા કુમારોથી વીરવ્રતની[2] જેમ તે પરવરેલો હતો. રત્નમય ભીંતના મણિમય સ્તંભોમાં તેનાં પ્રતિબિંબ પડવાથી જાણે એક શરીરમાં બલ નહીં સમાવાથી અનેક મૂર્ત્તિવાન્ થયો હોય તેમ અદ્ભુત દેખાતો હતો. મુખરૂપ કમળની ઉપર સુવર્ણ કમળની શંકાથી જાણે બે હંસ આવ્યા હોય તેવા બે ચામરો, સ્વર્ગની સ્ત્રીઓ જેમ ઇંદ્રને વીંજે તેમ વારાંગનાઓ તેને વીંજતી હતી. સુંદર વેષવાળા અને સુવર્ણની છડીને ધરનારા છડીદારો તેની પાસે નમન કરતા રાજાઓનું નામ લઈને વર્ણન કરતા હતા અને પોતાના તેજથી સર્વ જગત્‌ને તે તૃણસમાન ચિંતવતો હતો.

---

૧ છાતી. ૨ મહાન કાર્ય કરવાનુ નિયમ લીધેલ પુરૂષવિશેષ

આવા અપૂર્વ ક્ષાત્રતેજવાળા બાહુબલિને જોઇ પ્રથમથીજ ક્ષોભ પામી ગયેલા સુવેગે આકૃતિ સંકોચીને તેમને પ્રણામ કર્યો. પછી બે હાથ જોડી મસ્તકે લગાડી તેમના મુખ તરફ દૃષ્ટિ નાખી એટલે બાહુબલિએજ સંજ્ઞાથી તેને આસન બતાવ્યું અને બતાવેલા આસન ઉપર સુવેગ બેઠો. પછી પ્રતિધ્વનિથી સભાની દિવાલોને શબ્દાયમાન કરતો બાહુબલિ ગંભીર વાણીથી બોલ્યો—"હે દૂત! મારે પિતાસમાન પૂજ્ય એવા આર્ય ભરત કુશળ છે? અમારી કુળનગરી અયોધ્યામાં સર્વત્ર શાંતિ છે? પિતાશ્રીએ ચિરકાળ લાલન પાલન કરેલી સર્વ પ્રજા કુશળ છે? આર્ય ભરત છ ખંડ ભરતનો વિજય કરવામાં અખંડિત રહ્યા છે? ચોરાશી લાખ રથ, હાથી અને ઘોડાઓ દિગ્વિજયમાં અબાધિત રહ્યા છે? સર્વ રાજાઓને નિર્વિઘ્નપણું વર્ત્તે છે? પૃથ્વીપર બીજા કોઈને કોઇ પ્રકારની પીડાતો થયેલી નથી?" આ પ્રમાણે કહીને બાહુબલિ વિરામ પામ્યા એટલે તેમની વાણીથી ક્ષોભ પામ્યો હોય તેમ સુવેગ કાંઇક વિચારી પ્રણામ કરીને બોલ્યો. "જેના પ્રસાદથી બીજાઓની પણ કુશલતા થાય, તેવા તમારા જ્યેષ્ઠ બંધુની કુશલતામાં પૂછવાનું શું છે? જેના અધિપતિ તમારા જ્યેષ્ઠ બંધુ છે એવી વિનીતા નગરીમાં જિનવાણીમાં જેમ સંશય ન હોય તેમ લેશમાત્ર પણ વિઘ્ન ક્યાંથી હોય? જેના શત્રુઓને ચક્રરત્ન પોતાની મેળે ભેદીનાખે છે તેવી વિનીતા નગરીની પ્રજાનું સર્વદા કુશળજ સંભવેછે. છ ખંડ વિજય કરવામાં એ ભરતરાજાની સામે ઊભા રહેવાને પણ કોણ સમર્થ હતું? કારણ કે સુર, અસુર અને મનુષ્યો સર્વ તેની સેવા કરેછે. તેમના અશ્વ, રથ અને હસ્તીઓને પણ કોણ વિઘ્ન કરી શકે? કારણ કે ત્રણ લોકને વિજય કરવામાં સમર્થ એવા ભરત રાજા તેઓના રક્ષણ કરનાર છે. આ પૃથ્વીપર બીજાઓના પણ જેના જેના અધિપતિ ભરત રાજા છે, તેઓને સૂર્ય છતાં કમળની જેમ ગ્લાનિ થવી કેમ સંભવે? હે મહારાજ! લાખો યક્ષો, રાજાઓ, વિદ્યાધરો અને દેવતાઓથી તે સેવાય છે તથાપિ પોતાના બાંધવ વગર તે ખુશી થતા નથી. સર્વદેશોમાં ભમતાં તેમણે કોઈ ઠેકાણે પણ જ્યારે પોતાના બંધુને જોયા નહીં ત્યારે તે વિશેષ ઉત્કંઠાથી પોતાના બંધુઓને ચહાવા લાગ્યા. દિગ્વિજયમાં અને બાર વર્ષસુધી થયેલા રાજ્યાભિષેક મહોત્સવમાં પણ નહીં આવેલા પોતાના બંધુઓને મળવા માટે તે ઘણી ઇચ્છા કરતા હતા, તેવામાં બીજા બંધુઓએતો કાંઈ ચિત્તમાં વિચારીને પૂજ્ય પિતાશ્રીની પાસે નિઃસંગપણું પ્રાપ્ત કરવા માટે વ્રત ગ્રહણ કર્યું, અને તેઓ તો નિઃસ્પૃહ અને પોતાના શરીરમાં પણ અપેક્ષા રહિત થઈ જેમ આત્માને સુખ ઉપજે તેમ વર્ત્તવા લાગ્યા; તેથી તમને મળવાની ઉત્કંઠા ધરીને ભરતે-

શ્વરે મને અહીં મોકલ્યો છે, માટે તમે સત્વર ત્યાં પધારીને તમારા સમાગમનું સુખ તેમને આપો; કારણ કે બંધુવગરનું રાજ્યસુખ દુઃખ જેવું છે. કુલીન પુરૂષોને પોતાનો જ્યેષ્ઠબંધુ પિતાસમાન પૂજ્ય છે, તેથી તેને નમવાથી તમારા માનની સિદ્ધિ ઉલટી વિશેષ થશે. તેમની સેવા કરતાં તમને જરાપણ લજ્જા પ્રાપ્ત થાય તેમ નથી, કારણ કે તે ભરત ચક્રવર્ત્તીના ચરણને દેવતાઓ પણ નમસ્કાર કરેછે. વળી આટલા દિવસ સુધી હું આવ્યો નહી અને હવે કેવી રીતે અવાય એવી શંકા જરા પણ તમે કરશો નહીં, કારણ કે એ જ્યેષ્ઠબંધુ કનિષ્ઠબંધુના અપરાધને સહન કરશે. હે વિભુ! તમારા સમાગમના સુખથી અને તમારી ઉપરના વાત્સલ્યભાવથી તે તમને વિશેષ રાજ્યસમૃદ્ધિ આપશે અને વળી સર્વ પ્રકારના કષ્ટથી બચાવશે. પછી ઇંદ્ર અને ઉપેંદ્રની જેમ તથા બે અશ્વિનીકુમારોની જેમ તમે બંને ભાઈ મળી જઈને શત્રુઓના હૃદયમાં શલ્યરૂપ થઈ સાથે રાજ્ય કરજો. હે રાજા! 'એ મારો બંધુ છે' એમ ધારી તમે નિર્ભય થશો નહીં, કારણ કે ગર્વિષ્ઠને શિક્ષા કરનારો રાજધર્મ અતિ ભયંકર છે. વળી તમારા આવવાથી ચાડી કરનારા દુષ્ટ પુરૂષોનાં વચન વરસાદ વર્ષવાથી નઠારા જોષીએ કહેલા અવૃષ્ટિના વચનની જેમ વ્યર્થ થઈ જશે. તે ભરતનું બીજું સૈન્ય તો એક તરફ રહ્યું, પણ તેનો સુષેણ નામે એક સેનાપતિ છે, તે જ્યારે હાથમાં દંડરત્ન લઈ રણભૂમિમાં આવે, ત્યારે તેને કોણ સહન કરી શકે તેમ છે? પાંખોવાળા પર્વતોની પેઠે તેમના ચોરાશી હજાર હાથીઓ જ્યારે રણમાં આવે, ત્યારે તે કોનાથી સહન થઈ શકે તેમ છે? તેટલાજ ઘોડાઓ જ્યારે સમુદ્રના તરંગની જેમ ઉદ્વેલ થઈ રણભૂમિમાં પ્રસરે ત્યારે તેને કોણ સ્ખલિત કરી શકે? તેના સૈન્યની તો શી વાત કરવી પણ માત્ર એકલા ભરત ચક્રીના યુદ્ધને સહન કરવાને બલવાન્ ઇંદ્ર પણ સમર્થ નથી. વળી ઇંદ્ર પણ જેને પોતાનું અર્ધ આસન આપે છે એવા જ્યેષ્ઠ બંધુ ભરતને નમન કરતાં તમને શી લજ્જા આવે છે? હે રાજેંદ્ર! વધારે શું કહું પણ જો તમારે રાજ્ય અને જીવિતની ઇચ્છા હોય તો ત્યાં આવી ભરત રાજાના ચરણકમળની સેવા કરો."

આવાં સુવેગનાં વચનો સાંભળી બળવાન્ બાહુબલિ પોતાના ખભા ઉપર દૃષ્ટિ નાખતાં અને રાતા લોચન કરતાં બોલ્યા—"અરે દૂત! તું વાચાળ અને પોતાના સ્વામીનું કાર્ય કરનાર છે તે સત્ય છે, કારણ કે તું પરસ્થાને આવીને પણ આ પ્રમાણે બોલી શકે છે. એ ભરત રાજા મારે સેવ્ય છે; તેમાં કાંઈપણ સંશય નથી. જ્યેષ્ઠબંધુ પિતાની જેમ પૂજ્ય છે એવો કુલીન પુરૂષોનો ક્રમ છે, તેપણ

ખરી વાત છે; પણ જે મોટો હોય તે મોટાપણે વર્ત્તે તો કનિષ્ઠ પુરુષે સેવવા યોગ્ય છે, પણ મોટો છતાં મોટાઈથી ન વર્ત્તે તો તેની સેવા કરવી યુક્ત નથી. જે ભરતે છળ કરી પોતાના લઘુ બંધુઓનાં રાજ્યો પડાવી લીધાં, તે ભરતનું ભ્રાતૃપણું કેવું અને તેનો મોટો સ્નેહરસ પણ કેવો! તે પિતાશ્રીના પુત્રો કાંઈ રણભીરૂ નહોતા પણ જ્યેષ્ઠબંધુની સાથે કલહ કરવાને તેઓ લજ્જા પામતા હતા. જ્યેષ્ઠબંધુને તો લજ્જા નથી આવતી પણ આપણને લજ્જા આવે છે, એવું ધારીને તેઓએ પૂજ્ય પિતાની પાસે દીક્ષા ગ્રહણ કરી છે. વળી જેઓને અધિક રાજ્ય મેળવવાની ઇચ્છા હોય તેઓ તો તેની સેવા કરે, પણ પિતાશ્રીના આપેલા રાજ્યથી હું તો સંતુષ્ટ છુ, તો હું તેની શા માટે સેવા કરૂં? પિશુન[1] લોકો મારો કયો દોષ તેની પાસે સૂચવશે? કેમકે ઉલટી બંધુના રાજ્યને ગ્રહણ કરતાં તે ભરતની મેં ઉપેક્ષા કરી છે. મેં શું તેનાં કોઈ ગ્રામાદિક ભાંગ્યાં છે કે જેથી તે મારા અપરાધની ક્ષમા કરશે. વળી પિતાજી શ્રી રુષભ ભગવંતનો તે જ્યેષ્ઠ પુત્ર છે એવું ધારીને ઇંદ્ર તેને અડધું આસન આપેછે, તેમાં કાંઈ ભરતનો પ્રભાવ નથી જ્યારે હું રણભૂમિમાં આવું, ત્યારે તેનું સૈન્ય, સુષેણ, ચક્ર અને ભરત—એ સર્વ કોણ માત્ર છે? મારી પાસે એ સર્વ વ્યર્થ છે. એકદા બાલ્યાવસ્થામાં અશ્વક્રીડા કરવા માટે અમે ગંગાને કાંઠે ગયા હતા, તે સમયે મેં તેને આકાશમાં ઉછાળ્યો હતો અને દયા આવવાથી પાછો ઝીલી લીધો હતો, તે બધું હમણાં રાજ્યમદથી તે ભૂલી ગયો હશે! તેથીજ તે દુરાશયે તારા જેવા દૂતને મારી પાસે મોકલ્યો છે. જ્યારે હું યુદ્ધ કરવા આવીશ ત્યારે મૂલ્યથી ખરીદ કરેલા સર્વ સૈનિકો નાશી જશે અને કેવળ ભરતનેજ મારા ભુજદંડના બળની વ્યથા સહન કરવી પડશે. માટે અરે દૂત! તું અહીંથી શિઘ્ર ચાલ્યો જા, કેમકે નીતિવાન્ રાજાઓને દૂત અવધ્ય છે.[2] તે ભરતજ અહીં આવીને પોતાના દુર્નયનું ફળ ભોગવો."

આવી માત્ર ગંભીર વાણીથી અંતઃકરણમાં ચમત્કાર પામેલો સુવેગ દૂત માત્ર પોતાનું જીવિત લઇને આસનપરથી હળવે હળવે ઉભો થયો. 'કઈ દિશામાં જાઉં' એમ ચપળ દૃષ્ટિએ જોતો જોતો તે ભયવડે પગે ભરાયેલા વસ્ત્રથી સ્ખળના પામવા લાગ્યો. ઉંચાં ઉગામેલાં અસ્ત્રોવાળા કુમારો અને રાજાઓથી 'રખે પોતાનો આત્મા હણાય નહીં એમ માનતો તે ધીમે ધીમે સભામાંથી બહાર નીકળ્યો અને ભય પામેલો વાનર જેમ વૃક્ષપર ચડી જાય તેમ જીવિતનો જાણે શરીરધારી મનોરથ

૧ ચાડીઆ. ૨ રાજ્યનીતિ એવી છે કે દૂતને મારવો ન જોઇએ.

હોય તેવા રથપર એકદમ ચડી ગયો ! તે વખતે લોકો આ પ્રમાણે વાતો કરવા લાગ્યા. કોઇએ કહ્યું 'આ કોઈ નવો માણસ સભામાંથી નીકળ્યો જણાય છે, હું ધારૂં છું કે તે ભરત રાજાનો દૂત હશે.' ત્યારે બીજે પુછ્યું 'શુ બાહુબલિ શિવાય બીજો કોઈ પૃથ્વીમાં રાજા છે ?' પહેલાએ ઉત્તર આપ્યો કે 'બાહુબલિનો જ્યેષ્ઠ-બંધુ અને ઋષભ પ્રભુનો પુત્ર ભરત નામે રાજા છે.' બીજો બોલ્યો કે 'ત્યારે તે આટલો વખત થયાં કયા દેશમાં ગયો હતો ?' પહેલો બોલ્યો કે 'તે ચક્રવર્ત્તી હોવાથી છ ખંડ ભરતનો વિજય કરવા ગયો હતો.' બીજાએ પૂછ્યું કે 'તેણે બાહુબલિ પાસે આ દૂત શામાટે મોકલ્યો હશે ?' પહેલાએ કહ્યું કે, 'પોતાની સેવા કરવાને બોલાવવા મોકલ્યો હશે.' બીજો બોલ્યો કે 'શું ત્યારે તેને એક ઉંદર જેવો પણ મંત્રી નહીં હોય કે જે આવું કામ કરતાં વારતો નથી ?' પહેલાયે કહ્યું કે 'તેને સેંકડો મંત્રીઓ છે પણ સર્વે તેને આ કામમાં ઉલટી પ્રેરણા કરેછે.' બીજો બોલ્યો કે "આતો સુતેલા સિંહને દંડના ઘાતથી જગાડે છે, પણ પ્રાયે બુદ્ધિ ભાગ્યનેજ અનુસરે છે.' આ પ્રમાણે નગરજનોના મુખમાંથી નીકળતા વાર્ત્તાલાપને સાંભળતો સુવેગ વેગવાળા રથવડે નગરની બહાર નીકળ્યો. સુભટોની ભુજાના આસ્ફોટથી, વિવિધ આયુધોના નચાવવાથી અને વીર લોકોના સિંહનાદથી તેના રથના ઘોડા ભડકવા લાગ્યા. એ પ્રમાણે જ્યારે તે નગરની બહાર આવ્યો, ત્યારે સિંહના યૂથમાંથી મુક્ત થયેલા અને કઈ દિશામાં જવું એમ સંભ્રમ પામી ગયેલા મૃગની પેઠે તેને કાંઈક જીવિતની આશા ઉત્પન્ન થઈ. પુરે પુરે અને ગામે ગામે વૈરની વાર્ત્તા સાંભળીને તે વાતનો આદર કરતા, ભુજાના મદથી ગર્વ ધરતા અને શસ્ત્રોને ઉગામતા વીરપુરૂષોને જોઇને તેમજ રણની ઉત્કંઠાથી હાથમાં શસ્ત્ર લઇને ઉઠેલા બાલકોને જોઇને સુવેગ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે "અહીં આવા બાળકો પણ યુદ્ધ કરવાની સ્પૃહા કરેછે, તો શું આ તે ભૂમિનો ગુણ હશે કે બાહુબલિનો ગુણ હશે ? મને તો એમ જણાય છે કે જેવા રાજા હોય છે તેવી પ્રજા થાયછે, તેથી પોતાના સ્વામીના બળના માહાત્મ્યથીજ આ સર્વે ઉત્સાહ ધરેછે." આગળ ચાલતાં પોતાના સ્વામીના બળના અતિશયપણાથી બીજાની અવજ્ઞા કરનારા લોકોપાસેથી ભરતરાજાની સાથે થનારા વિગ્રહની હાંસી થતી તેણે સાંભળી. વળી કેટલાકને પોતાના રાજાના તેજની જેમ હથીઆરોને તેજી કરતા, કેટલાકને અશ્વોને દોડાવતા, કેટલાકને રથોને સજ્જ કરતા, કેટલાકને જંગમ મહેલની જેવા તંબુઓને તૈયાર કરતા અને કેટલાકને કવચો તથા શિરસ્ત્રાણને દૃઢ કરતા જોયા. આ પ્રમાણે જોતો

તથા બાપેમાર્યું વૈર હોય તેમ ત્યાંના લોકોએ વિકટ નેત્રોના કટાક્ષોથી અવલોકન કરાતો તે દૂત ચાલતો ચાલતો અનુક્રમે એક અટવીમાં આવ્યો. ત્યાં પણ પર્વતના રાજાઓ બાહુબલિ ઉપર ભક્તિવાળા, યુદ્ધ માટે સજ્જ થતા અને અસ્ત્ર ઉગામતા તેના જોવામાં આવ્યા. તેવું જોઈ લોકાપવાદથી ભીરૂ એવો તે દૂત તે બન્ને ભાઈઓનું પરસ્પર વૈર થવાના હેતુને હૃદયથી નિંદવા લાગ્યો. 'અહો! ચક્રવર્તીને શી ન્યૂનતા છે જે આ બાહુબલિ પાસેથી સેવાને ઇચ્છે છે. અમોએ પણ કેસરી સિંહની જેમ તેને ફોગટ ચડાવ્યો.' આ પ્રમાણે વિચારતો સુવેગ વેગવાળા રથવડે કેટલેક દિવસે પોતાના સ્વામીના દેશમાં સુખે આવી પહોંચ્યો. તે વખતે ત્યાં લોકોમાં થતી આ પ્રમાણેની વાતો તેણે સાંભળી કે "હે લોકો! સર્વે પોતપોતાનાં સ્ત્રી છોકરાં વિગેરે લઈ અનાતુરપણે સત્વર કિલ્લામાં જાઓ; કેમકે વિઘ્ન આવ્યા પેહેલાં ચેતી જવું સારૂ છે. ધાન્ય અપક્વ હોય તોપણ તેને લણી લ્યો અને તેને પૃથ્વીની અંદર દાટી રાખો, કારણ કે તેમ કરવાથી સર્વથા નાશતો નહીં થાય. અથવા છોકરા વિગેરેની શી ચિંતા કરવી, અત્યારે તો આત્મરક્ષા કરવી પણ મુશ્કેલ છે; કેમકે બાહુબલિ આગળ ક્રોધ પામતાં દુર્ગનું[1] બળ પણ શા કામનું છે." આવી લોકવાર્ત્તા સાંભળીને સુવેગ વિચારમાં પડયો કે શું આ વાર્ત્તા મારાથી પણ ઉતાવળી અગાઉથી અહીં આવી પહોંચી કે જેથી આ લોકો તેનેમાટે આટલો બધો ભય બતાવે છે.

આ પ્રમાણે વિચારતો સુવેગ બાહુબલિનાં વચનોને સંભારતો વેગે કરી અયોધ્યામાં આવ્યો અને તરતજ ભરતચક્રીની પાસે આવી તેમને પ્રણામ કર્યો. પછી ભક્તિથી બે હાથ જોડી સંદેશાને લાવનારા નૈગમેષી દેવની જેમ તેમની આગળ બેઠો. ચક્રવર્ત્તીએ હસતાં હસતાં સુવેગને સ્નેહપૂર્વક પૂછ્યું કે–"હે સુવેગ! તું વેગથી કેમ આવ્યો, મારો બંધુ બાહુબલિ તો કુશળ છે? એ મારો બંધુ મદગંધી હાથીની પેઠે બીજાના જોરાવરપણાને સહન કરતો નથી, મેં બાલ્યાવસ્થામાં ક્રીડા કરતાં ઘણી વાર તેની પરીક્ષા કરી છે." આવાં ભરતચક્રીનાં વચનો સાંભળી સુવેગ પ્રણામ કરી બોલ્યો. "સ્વામી! આ પૃથ્વીમાં બાહુબલિનું અકુશલ[2] કરવાને કોણ સમર્થ છે? પ્રથમ મેં તેમને સામવાક્યથી[3] હિત સમજાવ્યું, પછી બીજા ઉપાયો પણ કહી બતાવ્યા, તથાપિ તેણે કાંઈ પણ માન્યું નહીં. જ્યારે ષટ્ખંડના વિજયને પ્રસંગે સુષેણ સેનાપતિ, સૈન્ય અને ચક્રરત્ન વિગેરેનું વર્ણન

---

૧ કિલ્લાનું. ૨ માઠુ, ભુંડુ ૩ સમતાના ઠંડા વાક્યો.

કર્યું, ત્યારે તો તેણે અવજ્ઞાથી જાણે સાંભળ્યુંજ ન હોય તેવો ભાવ બતાવ્યો. છેવટે તેણે પોતાના ખભા ઉપર દૃષ્ટિ કરી કહ્યું કે, "હે દૂત! ચાલ્યો જા, અને તારા સ્વામીને રાજ્ય તથા જીવિતના લાભને માટે અહીં મોકલ." હે વિભુ! વિશેષ શું કહું, તેના રાજ્યના સિમાડામાં વસતા સર્વ લોકો પણ તેની ઉપર સંપૂર્ણ અનુરાગી છે અને તેઓ પોતાનું જીવિત આપીને પણ તેની રાજ્યલક્ષ્મીની રક્ષા કરવા ઇચ્છે છે. તમારી સાથે વૈરની વાર્ત્તા સાંભળી રણ[1] કરવાને તેઓ વિશેષ ઉત્સાહ ધરે છે. પોતાના સ્વામીની શક્તિથી ઉત્પન્ન થયેલા ગુણો તેવાજ હોય છે". દૂતનાં આવાં વચનો સાંભળીને ભરત રાજાએ કહ્યું કે "મારો નાનો ભાઈ બાહુબલિ શત્રુરૂપ તૃણમાં અગ્નિરૂપ છે તે હું જાણું છું. હું તેની સાથે યુદ્ધ કરીને કઠોર વિરોધ કરીશ નહીં; કારણ કે સર્વ દેશોમાં ફરીએ તોપણ પોતાનો બંધુ કોઈ ઠેકાણે મળતો નથી. પુરૂષો સંપત્તિ, રાજ્ય અને બીજું બધું સર્વ ઠેકાણે મેળવે છે, પણ ભાગ્યવિના સહોદર[2] ક્યાંઈ પણ મળતો નથી. જેવું દાનવગરનું ધન, નેત્રવગરનું મુખ અને અમાત્યવગરનું રાજ્ય વૃથા છે, તેવી રીતે બંધુવગરનું આ વિશ્વ બધું વૃથા છે. જે ધન કે જીવિત બંધુના ઉપકારને માટે કે રક્ષણને માટે ઉપયોગી થતું નથી, તે ધન નિધન[3] છે અને જીવિત અજીવિત છે. જે મંદિરમાં ગોત્રઘાતથી પ્રાપ્ત થયેલી લક્ષ્મી વિલાસ કરે છે, તે લક્ષ્મીનો પતિ પતિત છે અને તે રાજતેજ પણ શોભતું નથી. 'આ નિઃસત્વ છે' એમ લોકો કદિ મને હસે તો ભલે હસો, તથાપિ હું એ નાના ભાઈની સાથે યુદ્ધ કરીશ નહી."

આવાં ભરત રાજાનાં વચનો સાંભળી સુષેણ સેનાપતિ જે બાહુબલિએ કરેલી પોતાની નિંદાથી અંતરમાં ક્રોધ પામેલો હતો, તે મોટા ઉત્સાહ ધરી, ધીર અને ગંભીર વાણીથી બોલ્યો, "નરેશ્વર! શ્રીયુગાદિ પ્રભુના પુત્ર થઈને તમને ક્ષમા કરવી ઘટે છે; વળી આવી રીતે ક્ષમા કરવાથી તમારો બાંધવ સ્નેહપણ અપૂર્વ જણાઈ આવે છે. તથાપિ અત્યારે તો તમારો સ્નેહ એક હાથે તાળી પાડ્યા જેવો જણાય છે. કારણ કે તમે તેની ઉપર સ્નેહ ધરાવો છો અને તે તમારી ઉપર દ્વેષ રાખે છે. મહારાજા! પોતાનો સહોદર હોય પણ જો તે આજ્ઞાનો ભંગ કરતો હોય તો રાજાએ તેની ઉપેક્ષા કરવી નહીં, કારણ કે રાજાઓને જ્યોત્સ્નાની જેમ પોતાની આજ્ઞાજ સર્વત્ર તેજને કરનારી છે. પોતાના રા-

---

૧ લડાઈ. ૨ બંધુ, ભાઈ. ૩ મરણ

જયથી કૃતાર્થ થયેલા હોય, તોપણ જે રાજાઓ દિગ્વિજય કરે છે તે લોભથી નથી કરતા પણ માત્ર પોતાના તેજની વૃદ્ધિને માટેજ કરે છે. શુભ પરિણામને ઇચ્છનારા પુરૂષે બંધુરૂપી શત્રુની પણ ઉપેક્ષા કરવી નહીં, કેમકે રોગ પોતાના અંગથી ઉત્પન્ન થયેલો હોય છે, તોપણ તે વધી જવાથી મૃત્યુ પમાડે છે. હે રાજા! જ્યાંસુધી સૈન્યની રજથી સૂર્યમંડલ નિસ્તેજ થશે નહીં, ત્યાંસુધી એ બાહુબલિ નિસ્તેજ થઈ પોતાના દેશને છોડશે નહીં. જ્યાંસુધી તમારા હસ્તિસૈન્યના ભારથી ધરા નમશે નહીં ત્યાંસુધી માનવડે ઉન્નત થયેલા એ બાહુબલિની કંધરા[1] પણ નમશે નહીં. માટે હે રાજા! આ કાર્યમાં આપે જરા પણ વિલંબ કરવો ઘટિત નથી, છતાં જો આપને શંકા હોય તો નીતિનાં વચનોથી આ સર્વ મંત્રીઓને પૂછી જુઓ." તે વખતે તત્કાળ જાણે સુષેણનાં વચનોના પડછંદા હોય તેમ મંત્રીઓએ પણ રાજાને ઉત્સાહિત કરવાને તે કરતાં જરા વિશેષે કહ્યું, તેથી તરતજ રાજાએ રણકર્મને સૂચવનારી ભંભાનો નાદ કરાવ્યો. તેના નાદથી સર્વ રાજાઓ તત્કાળ એકઠા થઈ ગયા.

પછી શુભ દિવસે ચક્રવર્ત્તી સ્નાન કરી, શુદ્ધ ઉજ્વલ વસ્ત્ર પહેરી, ઉત્તમ પુષ્પવડે શ્રીયુગાદિ પ્રભુની પૂજા કરી અને વાંછિત અર્થની સિદ્ધિને માટે પૌષધાગારમાં રહેલા મુનિઓની પાસે જઈ તેમને વંદના કરી; કારણ કે તેમની ધર્મલાભરૂપ આશિષ અધિક સિદ્ધિને આપનારી છે. પછી સારા વેષવાળા, આનંદી અને પુરૂષાર્થમાત્રના આભૂષણવાળા ચક્રવર્ત્તીએ નગરની બહાર પર્યંતભાગે છાવણી નાખી. ત્યાં લોહચમકથી ખેંચાઇને લોહમય પદાર્થ જેમ તેની પાસે આવે તેમ ભંભાનાદથી ખેંચાઈને સર્વ દેશના અને ગામના અધિપતિઓ આવી આવીને મળ્યા. જાણે જંગમ[2] પર્વત હોય તેવા હાથીઓ અને ઘોડાઓ—મનુષ્ય સૈન્યરૂપ સાગરના જાણે તરંગો હોય તેવા દેખાવા લાગ્યા. જાણે જંગમ પર્વતનો પ્રવાહ ચાલતો હોય તેમ પોતપોતાના સૈન્યસમૂહ સહિત તેના અધિકારીઓ ભુવનપતિ ભરતની પાસે આવવા લાગ્યા. પછી પ્રયાણ સમયે પતિપુત્રવાળી રમણીઓએ અને કુલીન કન્યાઓએ અખંડ અક્ષતથી મંગળિકને માટે આદરપૂર્વક ચક્રવર્ત્તીને વધાવ્યા, બંદિજનો સ્તુતિ કરવા લાગ્યા, દેવતાઓ સેવા કરવા લાગ્યા, કુલ સ્ત્રીઓ મંગળ ગીત ગાવા લાગી અને મહાજનો તેમનું દર્શન કરવા લાગ્યા. એવી રીતે કૃતાર્થ થયેલા ભરતરાજા રણયાત્રાનો આરંભ કરવાને માટે પ્રાતઃકાળમાં સૂર્ય જેમ

---

૧ ડોક ૨ હાલતો ચાલતો

પૂર્વાચળપર ચડે તેમ પ્રાતઃકાળમાંજ સુરગિરિ નામના ગજેંદ્ર ઉપર ચડ્યા. એ ગજરત્ન ઘણો ઊંચો હતો, તેમના યશની જેવો ઉજ્વલ હતો, તેની બન્ને બાજુએ ઝરતા મદવડે કસ્તૂરીની પત્રવલ્લિ રચાયલી હતી. પર્વત, સમુદ્ર અને નદીઓને લીલાવડે ઉલ્લંઘન કરવાને તે સમર્થ હતો અને એક હજાર યક્ષો તેની રક્ષા કરતા હતા. ભરતચક્રી હસ્તીપર આરૂઢ થયા પછી જાણે તેના અંશ હોય, તેવા અનેક વીર પુરૂષો બખ્તર અને શસ્ત્રને ધારણ કરી, હાથી, ઘોડા, રથ અને ઊંટ ઉપર આરૂઢ થયા. તે વખતે સંપૂર્ણ ચંદ્રની જેવું, કલ્યાણકળશથી અલંકૃત અને એક હજાર નાગદેવતાઓવડે રક્ષા કરાતું જયનામનું છત્રરત્ન બીજા છત્રોને ત્રાસ કરતું ચક્રવર્ત્તીના મસ્તકની ઉપર શેષનાગના મસ્તકપર મણિની જેમ તત્કાળ વિકાસ પામ્યું; અને સુંદર વારાંગનાઓએ ચામર વીંજવા માંડ્યા. પછી ભરતરાજાએ પગના અંગુઠાવડે ગજરત્નને પ્રેરણા કરી એટલે તે પોતાની ગર્જનાના ધ્વનિથી દિશાઓને બધિર[1] કરતો આગળ ચાલ્યો. તેજ વખતે ભંભાના નાદવડે બ્રહ્માંડને ગર્જાવતા, માંગલ્ય વાદ્યના ઘોષથી ગજેંદ્રના શબ્દોને પોષણ કરતા અને કિરણોવડે સૂર્યની જેમ સૈન્યવડે પરવરેલા ચક્રીએ પ્રયાણ કર્યું. સૂર્યમંડળના જેવું પ્રકાશમાન ચક્રરત્ન સહસ્ર આરાને ધારણ કરતું સૈન્યની આગળ ચાલવા લાગ્યું. તે વખતે બંદીજનો બોલવા લાગ્યા કે–" દિગ્ગજો ! દંતાગ્રને દૃઢ કરજો; કુલ પર્વતો ! સ્થિરતા રાખજો; શેષનાગ ! સારી [2]યષ્ટી જેવા બીજા નાગોની સહાય લેજો; દિશાઓ ! તમે દૂર જજો; પૃથ્વી ! તું વિશાળ થજે; આકાશ ! સત્વર અવકાશ આપજે; નહીં તો આજે આ ભરતરાજા સૈન્યના ભારથી અને દુંદુભિના ધ્વનિથી તમને ફાડી નાખશે." આ પ્રમાણે બંદિજનોથી બોલાતા બિરૂદને સાંભળતા અને રથચક્રના ચીત્કારથી[3] દિશાઓને વાચાળ કરતા ભરતરાજા અવિચ્છિન્નપ્રયાણે ચાલવા લાગ્યા. અનુક્રમે સૈન્યના તેજથી સૂર્યને ખજવા[4] જેવો કરતા, સ્થિર પર્વતાદિકને અસ્થિર કરતા, માર્ગમાં આવતી નદીઓનું શોષણ કરતા, સરોવરને સ્થળ જેવા કરી નાખતા અને ગજોના મદથી પાછા નવા સરોવરો નીપજાવતા, નીચી જમીનને સમાન કરતા, અને 'અ માર્ગમાં' માર્ગ કરતા, ભરતચક્રી નિત્ય યોજન યોજનનું પ્રયાણ કરતાં કેટલેક દિવસે બહુલી દેશમાં આવી પહોંચ્યા. ભરતે સૈન્યને માટે આવાસ કરવાને કેટલાએક પુરૂષોને આગળ મોકલ્યા હતા, તેઓએ ચક્રીપાસે આવી હર્ષથી વિજ્ઞપ્તિ કરી કે " હે સ્વામી ! જય પામો. અહીંથી ઉત્તર દિશામાં ગંગા નદીને

---

૧ બહેરી ૨ લાકડી. ૩ એક જાતનો અવાજ. ૪ આગીયા જીવડા.

કાંઠે વૃક્ષોની શાખાઓથી સૂર્યને ઢાંકી દેનારૂ એક મોટું વન છે અને તે વનમાં સુવર્ણ તથા મણિરત્નમય અને હૃદયને હરે તેવો પૂજ્ય પિતાશ્રીનો એક સુંદર પ્રાસાદ છે. તે પ્રાસાદમાં ઉત્તમ બુદ્ધિવાળા કોઈ વિદ્વત્કુળમંડન મુનિરાજ હૃદયમાં ધ્યાન ધરતા રહેલા છે." આવાં તે સેવકોનાં વચનો સાંભળી, સુકૃતમાં પ્રથમ આદર કરનાર ભરતરાજા આદિ પ્રભુને વંદન કરવા માટે તરતજ તે વનમાં ગયા; અને વિધિપ્રમાણે જિનેશ્વરને નમી તથા ભક્તિથી પ્રભુનું પૂજન કરી રત્નમય વેદિકા ઉપર બેઠા. ત્યાં બેસીને આમતેમ જોતાં મુનિને દીઠા એટલે તેમને પ્રણામ કરી નર્મોક્તિસહિત સ્પષ્ટ રીતે[1] ચક્રી બોલ્યા—"હે મુનિ! તમે વિદ્યાધર હતા અને મારી સાથે યુદ્ધ કરવાને માટે ઉત્સુક થઇને નમિ વિનમિની સાથે આવ્યા હતા તે મને સાંભરે છે; છતાં હમણાં સર્વ પ્રાણી ઉપર તમારી આવી કરૂણાવાળી વૃત્તિ થઈ છે તો તેવા વૈરાગ્યનું કારણ શું છે? તે કૃપા કરીને કહો." તે વખતે પોતાના વૈરાગ્યનો હેતુ જાણવાની ઇચ્છાવાળા રાજાને મુનિએ કહ્યું કે "જ્યારે હું તમારી સાથે યુદ્ધ કરવા આવ્યો હતો, તે વખતે નમિ, વિનમિ અને હું તમારાથી જીતાયા હતા. તેથી વૈરાગ્ય પામીને તરતજ પુત્રને રાજ્ય આપી પ્રભુની પાસે જઈ અમે વ્રતસામ્રાજ્ય ગ્રહણ કર્યું છે. ત્યારથી આજ દિનસુધી શ્રીયુગાદિ પ્રભુની હું નિત્ય સેવા કરૂ છું." 'બે લોકમાં સામ્રાજ્ય આપનાર એ પ્રભુને કોણ ન સેવે?' ચક્રવર્તીએ પૂછ્યું.—'હમણાં પૂજ્યપિતા ક્યાં છે?' મુનિએ કહ્યુ કે "તે સંબંધમાં એક કૌતુક બન્યું છે તે સાંભળો. અનેક દેવતાઓએ સેવેલા શ્રીયુગાદિ પ્રભુ હાલ **શ્રીપ્રભ** ઉદ્યાનમાં રહેલા છે. ત્યાં હું પણ સાથે હતો. એક દિવસ અનંત નામના નાગકુમારદેવની સાથે ધરણેંદ્ર ત્યાં આવ્યો. તેણે જગદ્ગુરૂને નમીને પ્રશ્ન કર્યું કે, સર્વ દેવતામાં આ અનંતના દેહની કાંતિ અધિક કેમ છે? આ પ્રશ્ન સાંભળી પ્રભુ બોલ્યા—"આજથી ગયે ચોથે ભવે આ અનંત આભીર[2] જાતિમાં ઉત્પન્ન થયો "હતો. તે ઉત્કૃષ્ટ પાપનું પોષણ કરવા માટે નિરંતર મુનિઓને દુઃખ આપતો હતો. "ત્યાંથી મૃત્યુ પામી નરકમાં વિવિધ વેદના ભોગવી, સુગ્રામ નામના ગામમાં કુષ્ટરોગથી "પીડિત બ્રાહ્મણ થયો. એક વખતે તેણે સુવ્રત નામના મારા શિષ્ય મુનિને કુષ્ટ થ- "વાનું કારણ પૂછ્યું. ત્યારે તેમણે કહ્યુ કે "પૂર્વભવે મુનિજનને પીડા કરવાથી તું "કુષ્ટી થયો છે. ઉત્તમ પુરૂષોને મુનિજન આરાધના કરવા યોગ્ય છે—કદિ પણ વિ- "રાધવા યોગ્ય નથી. મુનિ તો ક્ષમાવાન્ હોવાથી ક્ષમા કરે, તથાપિ તે દુઃખ આ- "પનારને પછવાડે પાપ લાગે છે. સન્માન કરેલા મુનિ સ્વર્ગાદિક ઉત્તમ ગતિ

---

૧ વચનમા નમ્રતા હતી અને ઉચ્ચાર સાભળી શકાય તેવો હતો ૨ ભરવાડ

"આપે છે અને અપમાન કરવાથી મૂળમાં લાગેલા અગ્નિની જેમ તે અનંત કુ-
"ળને બાળી નાખે છે"—મુનિએ આ પ્રમાણે કહ્યા પછી તે આભીરે કુષ્ટ નાશ
"થવાનો ઉપાય પૂછ્યો, ત્યારે મુનિએ કહ્યું કે "તું મોટા મનથી શત્રુંજયગિ-
"રિની સેવા કર. તે તીર્થમાં રાગદ્વેષરહિત ને સમતારસે યુક્ત થઇને
"રહેવાથી તું પાપકર્મનો ક્ષય કરીને રોગથી મુક્ત થઈશ. જેમ ગાઢ તપ-
"સ્યાવડે વજ્રલેપ થયેલા કર્મથી પ્રાણી મુક્ત થાય છે, તેમ એ પુંડરીક ગિ-
"રિની સેવાથી પણ મુક્ત થાય છે. એ તીર્થના માહાત્મ્યથી ત્યાં રહેનારા તિર્યંચો
"પણ પ્રાયઃ પાપમુક્ત અને નિર્મળ હૃદયવાળા થઇને સારી ગતિ પામે છે. એ
"ગિરિરાજના સ્મરણથી સિંહ, અગ્નિ, સમુદ્ર, સર્પ, રાજા, વિષ, યુદ્ધ, ચોર, શત્રુ
"અને મહામારીના ભય પણ નાશ પામે છે. ઉગ્ર તપ, અને બ્રહ્મચર્યથી જે પુણ્ય
"થાય, તે શત્રુંજયગિરિમાં પ્રયત્નવડે રહેવાથી થાય છે. શ્રી વિમલાચલના દર્શન
"થવાથી આ ત્રણ લોકમાં જે કોઈ તીર્થ છે, તે સર્વનાં દર્શન થઇ જાય છે."

"આ પ્રમાણે મુનિના મુખથી સાંભળીને એ આહિર પુંડરીકગિરિએ ગયો.
"ત્યાં મુનિના કહેવા પ્રમાણે વર્ત્તવાથી અનુક્રમે દોષરહિત થઈ ગયો. છેવટે વિશેષ
"વૈરાગ્યથી અનશન વ્રતવડે મૃત્યુ પામી અદ્ભુત કાંતિને ધારણ કરનાર આ અનંત
"નામનો નાગકુમાર દેવ થયેલ છે. વળી તીર્થસેવાના પ્રભાવથી આ ભવથી ત્રીજે
"ભવે સર્વ કર્મનો ક્ષય કરી અનંતચતુષ્ટય પ્રાપ્ત કરીને એ દેવ મુક્તિસુખને પામશે."

આ પ્રમાણે સાંભળીને તે અનંતનાગ શત્રુંજયગિરિપર ગયો અને હું પણ આગ્રહથી તેની સાથેજ તે તીર્થે આવ્યો. ત્યાં અષ્ટાન્હિક મહોત્સવ કરીને ભક્તિવડે તીર્થનું સ્મરણ કરતો તે પોતાને સ્થાને ગયો. "અહો ! આ ત્રણ ભુવનમાં શત્રુંજય જેવું કોઈ ઉત્તમ તીર્થ નથી કે જેના સ્પર્શમાત્રથી વિપત્તિ માત્ર દૂર જાય છે. અનંતનાગના ગયા પછી તીર્થે તીર્થે ફરતો હું પ્રભુનાં દર્શન કરવાને માટે આ પ્રાસાદમાં આવ્યો છું. અહી પ્રસંગે તમારાં પણ મને દર્શન થયાં છે. શ્રીબાહુબલિના પુત્ર સોમયશાએ આ યુગાદિ પ્રભુનો પ્રાસાદ રચાવ્યો છે. શ્રીયુગાદિ ભગવાન્ ત્રણ લોકના સ્વામી છે, તેમના તમે પુત્ર છો, તેથી તમારા દર્શનવડે મારે આજ વધારે રમણીકતા પ્રાપ્ત થઈ છે."

વિદ્યાધર મુનિની આવી વાણી સાંભળીને શત્રુંજયગિરિનું અને ઋષભ સ્વામીનું સ્મરણ કરી નિર્વેદ[1] પામેલા ભરતે મુનિને પ્રણામ કર્યો. મુનિ ધર્મ-

---

૧ સંસારપર ઉદાસીનતા અને કાંઈક ખેદ

લાભરૂપ આશીષ આપીને અન્યત્ર ચાલ્યા ગયા. પછી ભરતે સુંદર વૃક્ષોની ઘટાવડે રમણીય એવા પ્રદેશમાંજ સૈન્યનો પડાવ કરાવ્યો.

અહીં બહલી દેશના અધિપતિ બાહુબલિએ ભરતને આવેલા સાંભળી પોતાના સિંહનાદ સાથે ભંભાનો નાદ કરાવ્યો. તે નાદ સાંભળીને સૈન્યસહિત ભરતને 'હું જિતીશ, હું જિતીશ' એમ પરસ્પર સ્પર્ધા કરતા વીર પુરૂષો વેગથી એકઠા થયા. પોતાનું અંતર્ગત તેજ ઊંચે પ્રકારે બતાવતા તે વીરો શસ્ત્રોને ઉછાળવાથી આકાશને દાંતવાળું કરતા પ્રકાશવા લાગ્યા. બાહુબલિના પક્ષના સર્વ સુભટો તે કઠોર રણસમયને જાણે ઉત્સવ આવ્યો હોય તેમ ઉત્સાહથી માનવા લાગ્યા. ઉદાર શૃંગારવાળા અને જાણે મૂર્ત્તિમાન્ વીરરસ હોય, તેવા ચતુરંગ સૈન્ય સહિત ત્રણ લાખ પુત્રોથી વીંટાએલા, ભંભાના ધ્વનિથી દિશાઓને શબ્દાયમાન કરતા, અને છત્ર તથા ચામરથી વિભૂષિત બાહુબલિ રાજા, શુભ દિવસે મંગળ કરી પોતાને ભદ્ર કરનારા એવા ભદ્રકરણ નામના ઉત્તમ હસ્તી ઉપર આરૂઢ થયા. મોટા અને શોભીતા પરિવાર સાથે ત્યાંથી ચાલી બાહુબલિએ સ્વદેશના પર્યંત ભાગે છાવણી નાખી. પ્રાતઃકાલે બાહુબલિએ સર્વ રાજાઓની સંમતિથી પોતાના સિંહરથ નામના પુત્રને સેનાપતિ કર્યો, અને પોતે તેના મસ્તકપર રણપટ્ટ બાંધ્યો; જેથી તે વૃદ્ધિ પામેલા તેજવડે દેવતાની જેવો શોભવા લાગ્યો.

મહારાજા ભરતે પણ સર્વ રાજાઓની સંમતિથી પોતાના સૈન્યમાં શત્રુની સેનાને મર્દન કરનાર સુષેણને સેનાપતિ કર્યો. પછી સૈન્યમાં માણસ ફેરવીને સર્વ રાજાઓને અને સૂર્યયશા વિગેરે સવાકોટી પુત્રોને પોતાની પાસે બોલાવ્યા. પછી એક એકનું નામ લઈ, બહુમાનપૂર્વક બોલાવી, વૈમાનિક દેવોને ઈંદ્ર શિખામણ આપે તેમ તેમને શિક્ષા આપવા માંડી. "હે વીર પુરૂષો ! તમે દિગ્વિજયમાં સર્વ "રાજાઓ, વિદ્યાધરો, દૈત્યો અને દુર્દમ[1] કિરાતોને જીતી લીધા છે, પણ તેમાં "આ બાહુબલિના એક સામંત જેવો પણ કોઈ બલવાન્ હતો નહીં. આ બાહુબ"લિની પાસે રણકર્મમાં કઠોર ઘણા વીરો છે. જેમ બીજાઓની સેનામાં "પરાક્રમથી મંડિત એકજ પુરૂષ હોય છે, તેમ આ બાહુબલિની સેનામાં સર્વે વીરો "શત્રુઓના મંડલને ભેદનારા છે. તેનો સોમયશા નામે પૂર્ણ પરાક્રમી એક જ્યેષ્ઠ "પુત્ર છે, તે એક લાખ હાથી તથા ત્રણ લાખ રથ અને ઘોડાની સાથે એકલો યુદ્ધ "કરે તેવો છે. તેનો કનિષ્ઠબંધુ સિંહરથ બલવાન્, મહારથી અને દિવ્ય શસ્ત્રથી "ભુજાને પવિત્ર કરનારો છે. તેનાથી નાનો સિંહકર્ણ, ક્ષોભ પામેલા સમુદ્ર જેવા

---

૧ દુઃખે, મુશ્કેલીએ જીતી શકાય તેવા

"ધ્વનિવાળો અને એક હાથના બળથી મોટા પર્વતોને પણ ઉપાડે તેવો છે. તેનાથી "નાનો સિંહવિક્રમ, આખા વિશ્વમાં રહેલા વીરપુરૂષોથી પણ અજેય[૧] છે. તેનાથી "નાનો સિંહસેન, રિપુ સૈન્યનો ક્ષય કરવામાં સમર્થ છે. તેના ત્રણ લાખ કુમારોમાં "સર્વથી નાનો પુત્ર પણ અતિ દુર્દમ[૧] છે અને એકલો એક અક્ષોહિણી સેનાને જી- "તવાને સમર્થ છે એવું સંભળાય છે. હે રાજાઓ! તમે દિગ્વિજયનો મિષ[૨] કરીને કેવલ "દિશાઓનું અવલોકનજ કર્યું છે, બાકી યુદ્ધ તો હવે બાહુબલિની સાથેજ થવાનું છે. "તેથી તમારે અનેક પ્રવાહો જેમ સમુદ્રને અનુસરે, તેમ સર્વ વાહનો લઈને સુષેણ "સેનાપતિને અનુસરવું." આવી ભરતચક્રીની આજ્ઞા થતાં પોતાના સ્વામીના રણમાંથી મુક્ત થવાને ઇચ્છતા સર્વ વીરો હર્ષ પામતા પામતા પોતપોતાને સ્થાનકે ગયા. પછી વજ્ર, મુદ્ગર, ચક્ર, તરવાર, ભાલા, બાણ અને ધનુષ્ય વિગેરેનું તેમણે વિવિધપુષ્પાદિકથી પૂજન કર્યું, કારણ કે તે ક્ષત્રીયોનું દૈવત છે. અસ્ત્રોની આગળ જયલક્ષ્મીના આરંભની પેઠે તેઓ નૃત્યપૂર્વક મંગળતૂર્ય વગાડવા લાગ્યા. વળી તેમની આગળ અક્ષતો[૩] તથા રત્નોથી તેમણે અષ્ટમંગળી આલેખી, તે જાણે આઠ દિશાઓમાંથી લક્ષ્મીને આકર્ષણ કરવાને જામિનરૂપે હોય તેમ દેખાતી હતી. બંને સૈન્યમાં પ્રાતઃકાલે યુદ્ધની ઇચ્છા કરી સુતેલા વીરોને ત્રિયામા[૪] રાત્રિ [૫]શતયામા જેવી દુર્લંઘ્ય થઇ પડી. ક્યારે પ્રાતઃકાળ થશે, એમ ચિંતવતા ચિંતવતા વારંવાર ઉઠી ઉઠીને તેઓ અસ્તાચળ પર્વતને અનુસરતા અંધકારને જોવા લાગ્યા. વીરજનોના મનને સત્વર રણની ઇચ્છાવાળા જોઈને દૃષ્ટિઓ તેને અનુસરતી થવાથી જાણે ભય પામી હોય તેમ નિદ્રા આવી નહીં.

એટલામાં તો જાણે બે ઋષભસ્વામીના પુત્રોનું યુદ્ધ જોવાને ઇચ્છતો હોય, તેમ સૂર્ય સત્વર ઉદયાચળની ચૂલિકાપર આવ્યો. તે વખતે એક સાથે થયેલા દશ લાખ નિશાનના દૃઢ શબ્દોવડે સર્વ દિગ્ગજો નિઃશબ્દ અને નિશ્ચેષ્ટ હોય તેવા થઈ ગયા. અઢાર લાખ દુંદુભિ એક સાથે વાગવા માંડી તે ચંદ્રના મૃગને અને રવિના રથના અશ્વોને ભયંકર થઈ પડી. ચક્રવર્ત્તીના સૈન્યમાં શત્રુના પ્રાણને હરનારા સોળ લાખ રણવાજીંત્રો નાદ કરવા લાગ્યા. કાહલ જાતનાં વાજીંત્રના કોલાહલથી મહાવરાહ ગાજી ઊઠયા. ભેરીના ભાંકાર શબ્દવડે સર્વ ભૂતળ વિદીર્ણ[૬] થઈ ગયું. વાજીંત્રોના પડછંદાઓથી તારામંડળ ત્રાસ પામ્યુ. વીર પુરૂષોના સિંહનાદથી સર્વ જગત્

---

૧ જીતવો મુશ્કેલ ૨ બ્હાનું ૩ ચોખા ૪ ત્રણ પહોરની. ૫ સો પહોરવાળી હોય તેવી ૬ પૃથ્વીનુ તળીયુ ફાટીગયું

નાદમય થઈ ગયું. 'વીરજનો ! સજ્જ થાઓ, ઘોડાને બખ્તરથી તૈયાર કરો, શસ્ત્રનો સંચય અને રથાદિક તૈયાર કરાવો, હમણા યુદ્ધનો આરંભ થશે.' આ પ્રમાણે વારંવાર બોલતા રાજપુરૂષો બંને સૈન્યમાં ફરવા લાગ્યા. કોઈ સંગ્રામ શૂરવીરો રાજાના આદેશથી રણરસવડે ઉલ્લાસ પામેલા રોમોદ્ગમથી અંગમાં નહિ માતા એવા બખ્તરોને ધારણ કરવા લાગ્યા. કોઈ ખોંખારતા અશ્વને બખ્તરથી તૈયાર કરતાં, 'ઘોડાનો તે હેષારવ પોતાના જયને માટે થાય' એવું ધારીને તેમને હર્ષથી પૂજવા લાગ્યા. કોઈ રણવાજીત્રના શબ્દથી ચંચળ થયેલા પોતાના ઘોડાઓને મધુર વચનથી આશ્વાસન આપીને બખ્તર પહેરાવવા લાગ્યા. કોઈ ઘોડાઓ બંને પડખે તીક્ષ્ણ ભાલાઓ બાંધેલાં હોવાથી અને બખ્તરથી જાણે પાંખ તથા ચાંચવાળા ગરૂડ હોય તેવા દેખાવા લાગ્યા. કેટલાક સિંહમુખી, ગરૂડમુખી અને ગજમુખી અશ્વો જાણે શત્રુ સમૂહનો ગ્રાસ[1] કરવાને ઘણા મુખવાળા થયા હોય તેમ જણાતા હતા. બખ્તરવાળા અને ગર્જના કરતા ગજેંદ્રો શિખરપર વૃક્ષવાળા જાણે જંગમ પર્વતો હોય તેવા શોભતા હતા. કોઈ વીરો હાથીની સુંઢમાં મુદ્ગર, ફરશી અને ભાલાં વિગેરે શસ્ત્રો આપતા હતા અને દાંતને લોઢાના વલયો પહેરાવતા હતા. કોઇ દુંદુભિના શબ્દોથી અત્યંત ત્રાસ પામતા ઘોડાઓને લગામવડે ખેંચી ઘણા યત્નથી રથ સાથે જોડતા હતા. કોઇ ક્રોધી યોદ્ધાઓ ઉતાવળા ધનુષ્ય અને બાણના ભાથા લઈ ચાલતા રથમાં ચડી જતા હતા.

આ તરફ બાહુબલિ, સ્નાન વિલેપન કરી, શુભ્રવસ્ત્ર ધરી શ્રીજિનેશ્વરની પૂજા કરવા ગયા. ત્યાં શ્રીઆદિનાથ પ્રભુની પ્રતિમાને જળથી સ્નાત્ર કરાવી, વિવિધ અક્ષત તથા પુષ્પ વડે અર્ચન કરીને સ્તુતિ કરી. પછી દેવાગારથી નીકળી, ઉત્સાહવડે બમણાજાડા થઈ ગયેલા બાહુબલિએ વજ્રમય બખ્તર અને શિરસ્ત્રાણ[2] ધારણ કર્યું અને પૃષ્ટ ઉપર લોહબાણથી પૂર્ણ બે ભાથા ધારણ કર્યા, તેથી જાણે ચાર હાથવાળા હોય તેવા દેખાવા લાગ્યા. વામ ભુજામાં કાલપૃષ્ટ નામે એક એવું ધનુષ્ય ધારણ કર્યું કે જેનો ટંકાર માત્ર સાંભળવાથી આકાશપરથી તારાઓ પણ ખરી પડે. પછી મદની નદીઓ ઝરવાથી પર્વત જેવા અને જાણે મૂર્તિમાન્ જંગમ ઉત્સાહ હોય તેવા મહાભદ્ર નામના ગંધ હસ્તીની ઉપર બાહુબલિ આરૂઢ થયા. આ પ્રમાણે તૈયાર થઇને પોતાના બળથી રણાંગણમાં નૃત્ય કરતા બાહુબલિ પોતાની સિંહનાં ચિન્હવાળી ધ્વજાના મિષથી જાણે સર્વ વિશ્વને તૃણ સમાન ગણતા હોય

---

૧ કોળીઓ　૨ ટોપ

તેમ ઉત્સુક થઈને રણભૂમિ તરફ ચાલ્યા. તે વખતે શત્રૂઓના સમૂહનો રોધ કરવાને માટે મુખ્ય પુત્ર સોમયશા રાતા અશ્વવાળા અને ચંદ્રના ચિન્હવાળી ધ્વજાવાળા ચંદ્ર જેવા ઉજ્જવળ રથપર આરૂઢ થઈને બાહુબલિની આગળ ચાલ્યો. તેની સાથે યમરાજની જેવો દુઃપ્રેક્ષ્ય[1] મહાવીર મહાયશા, સિંહ જેવા અશ્વથી જોડેલા અને કાચબાના ચિન્હવાળી ધ્વજાવાળા રથમાં બેસી હાથમાં ભાલું લઈને નીકળ્યો. મહારથી સિંહરથ અનેક શસ્ત્રને ધારણ કરી સિંહના ચિન્હવાળી ધ્વજાવાળા જગજ્જય નામના રથમાં બેસી તેની આગળ ચાલ્યો. મયૂરની ધ્વજાવાળો સિંહકર્ણ, સમુદ્રની જેવો ધ્વનિ કરતો કાલદંષ્ટ્ર નામના રથમાં બેસી રણભૂમિમાં આવ્યો. સિંહની જેવા પરાક્રમવાળો, સર્વ શત્રૂઓને દુર્જય અને હંસના ચિન્હવાળી ધજાવાળો રક્તવર્જ વીર મોટા સૈન્ય સાથે રથમાં બેસીને આવ્યો. રણમાં સર્વ શત્રૂનો વિજય કરનાર અને નોળીઆની ધજાવાળો સિંહસેન કુમાર કાળાર્ગળ નામના રથમાં બેસી સર્વનો અગ્રેસર થઈ રણભૂમિમાં આવ્યો.

આ પ્રમાણે બાહુબલિના પુત્રો અને રાજાઓ વિવિધ વાહનમાં બેસી અનેક પ્રકારનાં શસ્ત્રો અને અસ્ત્રોને ધારણ કરી ઉત્સાહથી રણભૂમિમાં આવ્યા.

અહીં ભરત રાજા પણ પ્રાતઃકાલમાં સ્નાન કરી, ધૌતવસ્ત્ર[2] પહેરી દેવાલયમાં ગયા. "સત્પુરૂષો કયારે પણ સાંસારિક કાર્યમાં મોહ પામી ધર્મકાર્યને ભૂલી જતા નથી." ગૃહચૈત્યમાં જઇને ચક્રીએ શ્રી આદિનાથની પ્રતિમાને સ્નાન કરાવી પોતાના યશવડે પૃથ્વીની જેમ યક્ષકર્દમથી વિલેપન કર્યું. સુગંધી પુષ્પોથી અર્ચન કરી, ધૂપનું દહન કરીને સંપૂર્ણ ભક્તિવાળા ભરતે પ્રભુની સ્તુતિ કરી. પછી ચૈત્યમાંથી નીકળી વજ્રથી પણ ન ભેદાય તેવા જગજ્જય નામના કવચને અને ઉત્તમ શૃંગારરૂપ શિરસ્ત્રાણને ધારણ કર્યાં; તથા લોહમય બાણોથી પૂર્ણજય અને પરાજય નામના બે અક્ષય ભાથા વાંસા ઉપર ધારણ કર્યા. વામભુજામાં દેવતાના સમૂહે આશ્રય કરેલું મહાભયંકર ટંકાર શબ્દવાળું 'ત્રૈલોક્યદંડ' નામનું ધનુષ્ય ધારણ કર્યું. શત્રુઓનો નાશ કરનાર 'દૈત્યદાવાનળ' નામના ખડ્ગને અને બીજા દિવ્ય અસ્ત્રોને ચક્રવર્તીએ પોતાના હાથથી સ્પર્શ કર્યો. પછી ઐરાવત હાથીની જેવા મદ ઝરતા સુરગિરિ નામના હાથી ઉપર શક્રકેતુ[3] ભરતરાજા આરૂઢ થયા. સિંહની ધ્વજાવાળો સુષેણ પવનંજય નામના રથઉપર બેઠો અને તેનો અનુજ બંધુ ગરૂડ નામના રથપર બેઠો. સેનાપતિએ કાળાનળ નામે ખડ્ગ અને અગ્નિમુખ નામે વિદ્યુત્

---

૧ દુઃખે જોઈ શકાય તેવો. ૨ ધોયેલું કપડું ૩ જેમની ધ્વજામા ઇંદ્રનુ ચિન્હ છે એવા.

જેવું તેજસ્વી ભાલું હાથમાં ગ્રહણ કર્યું. પરાક્રમી અને પ્રત્યક્ષ ક્ષાત્રધર્મરૂપ સવાકોટિ ભરતચક્રીના કુમારો સજ્જ થઇને તત્કાળ રણભૂમિમાં આવ્યા. તેઓમાં સર્વથી જ્યેષ્ઠ ત્રણ લોકનો વિજય કરવાને સમર્થ અને દિવ્ય આયુધવડે દુર્ધર સૂર્યયશા સર્વની આગળ થઇને રણભૂમિમાં આવ્યો. તેણે સૂર્યહાસ નામે ખડ્ગ, ઈંદ્રધનુ નામનું ધનુષ્ય અને સુરસંમોહ નામે બખ્તર ધારણ કરેલ હોવાથી તે વિશેષ શોભતો હતો અને સૂર્યની ધ્વજાવાળા તથા નીલ ઘોડાવાળા ગરૂડનામના રથપર આરૂઢ થઇને રણમાં આવ્યો હતો. તેની પાછળ સિંહની ધ્વજાવાળો અને દેવતાથી પણ અજેય એવો દેવયશા નામે રાજકુમાર શ્વેત ઘોડાવાળા રથપર આરૂઢ થઈ રણભૂમિમાં આવ્યો. તેનો કનિષ્ઠબંધુ વીરયશા ગરૂડની ધ્વજાવાળા રથમાં બેસી, ધનુષ્ય લેઈ, દૃઢ કવચ પહેરી રણમાં આવ્યો. ત્યાર પછી સુયશા નામનો ચક્રીપુત્ર [1]કપિના ચિન્હવાળી ધ્વજાવાળા દુર્જય નામના રથમાં બેસીને મહાબળવાન હોવાથી પૃથ્વીને કંપાવતો રણભૂમિમાં આવ્યો. ત્યાર પછી પોતાના નાદવડે પૃથ્વી ને આકાશના મધ્યભાગને નાદયુક્ત કરતો મત્સ્યની ધ્વજાવાળો મહા પરાક્રમી મેઘનાદ નામનો કુમાર ધનુષ્ય ધારણ કરીને રણભૂમિમાં આવ્યો. તેની પાછળ મેઘની પેઠે બાણધારાને વર્ષાવતો કાલમેઘ નામે વીર ગજની ધ્વજાવાળા રથપર બેસી સર્વ પ્રકારનાં અસ્ત્રો લઇને રણમાં આવ્યો. શત્રુઓનું મર્દન કરનાર મહાકાળ નામે વીર કપિલવર્ણા અશ્વથી જોડેલા ઘુવડના ધ્વજાચિન્હવાળા રથપર બેસી યુદ્ધ કરવામાં ઉત્સુક થઇને રણભૂમિમાં આવ્યો. પાંચ અક્ષૌહિણી પ્રમાણ સેનાનો વિજય કરનાર વૈરિસિંહ નામે વીર કૃષ્ણ અશ્વવડે જોડેલા અશ્વના ચિન્હવાળી ધ્વજાવાળા રથપર બેસી રણાંગણમાં આવ્યો. પોતાના આત્માને વીર માનનાર વીરસેન કુમાર હાથમાં ગદા લઈ નીલ અશ્વથી જોડેલા હંસના ચિન્હવાળી ધ્વજાવાળા રથપર બેસી રણ કરવાને ઉત્સુક થઈ રણભૂમિમાં આવ્યો. એવી રીતે ચક્રવર્તીના બળવાન પુત્રો અને અનેક રાજાઓ વિવિધ પ્રકારનાં વાહનોપર બેસીને યુદ્ધ કરવા માટે આવ્યા. પ્રૌઢ પ્રરાક્રમવાળો સેનાપતિ સુષેણ રથના ધ્વનિથી ગર્જના કરતો, કોટિ સુભટોએ વીંટાઇને સૈન્યની આગળ આવી ઊભો રહ્યો. બીજા કેટલાક પૂર્ણરથી અને અર્દ્ધરથી રાજાઓ અને કુમારો, હાથી, ઘોડા અને રથના વાહનપર આરૂઢ થયા. કેટલાક રણરસમાં નટરૂપ સુભટો પ્રથમથીજ રણમાં અટન કરતા, તેમને રાજાની આજ્ઞાથી છડીદારે આવીને વેગથી અટકાવ્યા. ચાલતા બંને સૈન્યના પ-

---

૧ વાનર

ગના આઘાતથી સ્થિર પૃથ્વી પણ શેષનાગની ફણાને નમાવતી કંપવા લાગી. બંને સૈન્યના વીર પુરૂષોના અતિશય બળથી રંજિત થઈને જાણે મસ્તક ધુણાવતા હોય તેમ મોટા મોટા પર્વતો કંપાયમાન થયા.

પ્રલયકાળના આરંભ વખતે ક્ષોભ પામતા સમુદ્રની જેમ ઉદ્રેલ થઈને નાદ કરતાં બંને સૈન્ય બળના અતિશયપણાથી પરસ્પર એકઠાં મળ્યાં. દુંદુભિના શબ્દોએ પોષણ કરેલા બંને સૈન્યના નિશાનના ધ્વનિથી સર્વ ત્રૈલોક્ય ચળાચળ થઇને ક્ષોભ પામવા લાગ્યું. ઘોડેસ્વારે ઘોડેસ્વાર, ગજસ્વારે ગજસ્વાર, રથીએ રથી, પેદલે પેદલ, ખેચરે ખેચર, રાજાએ રાજા, સુભટે સુભટ, સામંતે સામંત અને ભીલે ભીલ—એમ સર્વ સૈનિકો સમાનપણે સામસામા મળ્યા. રણભૂમિમાં આવેલા હસ્તીઓના પરસ્પર મળવાથી સામસામા મળી ગયેલા દંતુશળ બંને વીરોની જયલક્ષ્મીને રહેવાના પલંગ જેવા જણાવા લાગ્યા. બાણની ધારારૂપ વૃષ્ટિથી દિશાઓને આચ્છાદન કરતા, ઇંદ્રધનુષ્યની જેમ વિચિત્ર ધનુષ્યને ધારણ કરતા, સિંહનાદવડે ગર્જના કરતા, ભાલા, ખડ્ગ, અને સંપાવડે વિદ્યુત્‌ની પેઠે આકાશને પ્રકાશતા, પતાકારૂપ બગલીઓને ફરકાવતા, રજવડે વાદળને વિકુર્વતા, કીર્ત્તિરૂપ લતાની વૃદ્ધિને માટે રૂધિરરૂપ જળથી પૃથ્વીને સિંચતા, ચાતક પક્ષીની જેમ પોતાને અનુસરનાર શિયાળ, ગીધ વિગેરેને જીવિતદાન આપવાવડે પોષણ કરતા અને પોતાનાં વાહનોને આકાશમાં રાખી ભૂમિનો સ્પર્શ નહીં કરતા આમતેમ વિચરતા વીરપુરૂષો પ્રલયકાળના મેઘની જેવા દેખાતા હતા. સૈન્યસાગરમાં તરંગની જેમ ઉછળતા વીર લોકો ક્રોધ પામી, અશ્વ, રથ કે હસ્તી કોઇને પણ ગણતા નહોતા. કોઈ હસ્તીએ પોતાની સુંઢવડે પકડી, આકાશમાં ભમાડી અશ્વ અને યોદ્ધાસહિત રથને પક્ષીના માળાની પેઠે ક્યાંઈ ફેંકી દીધો. ઉત્કટ યુદ્ધના સમારંભમાં કોઈ દંભવગરનો સાહસીક વીર પુરૂષ, 'હાથીનાં કુંભસ્થલ પોતાની પ્રિયાનાં સ્તન સાથે સ્પર્ધા કરેછે' એવું તેની ઉપર વૈર લાવીને તેના ઉપર તાડન કરવા લાગ્યો. આવી રીતે યુદ્ધ થતાં પોતાનું સૈન્ય કાંઈક મંદ પડયું છે એવું જોઇને સુષેણ સેનાપતિ ક્રોધ પામી હાથમાં અસ્ત્ર લઈ પ્રલયકાળના અગ્નિની જેમ અશ્વરત્ન ઉપર બેસી આગળ આવ્યો. જ્યારે સુષેણ તૃણની પેઠે સુભટસમૂહનું ઉન્મૂલન કરવા લાગ્યો, ત્યારે કોઈપણ સુભટ તેની આગળ ઊભો રહી શક્યો નહીં. એ વખતે વિદ્યાધરોનો અગ્રણી અનિલવેગ નામનો એક સુભટ બાહુબલિના ચરણમાં પ્રણામ કરી પવન વેગે ત્યાં દોડી આવ્યો. તેણે આવીને કહ્યું કે 'અરે સુ-

ષેણ! તું તો ભરતચક્રીનો સેનાપતિ છે, અને હું તો બાહુબલિનો માત્ર પત્તિ[1] છું તે છતાં મારી ભુજાનું પરાક્રમ જો.' આવાં વચનો સાંભળી તેની સામું જોઇને પરાક્રમી સુષેણે મથન થતા સમુદ્રની જેવા ધ્વનિવડે ભૂમિ અને અંતરીક્ષને[2] ગજાવી ગર્જના કરી. પછી તે બંનેનું યુદ્ધ ચાલતાં પરસ્પર સમાનવીર્યને લીધે બંને વીરોએ હર્ષના રોમાંચવડે પોતાનાં બખ્તરોને તોડી નાખ્યાં. સર્પોને વિકુર્વતા વાદીની જેમ બાણોને વિકુર્વતા તે બંને, દેવતાઓને પણ જગત્‌ના પ્રલયની શંકા કરાવવા લાગ્યા. શ્યેન[3] પક્ષીઓની જેમ આકાશમાં યુદ્ધ જોનારા દેવતાઓનાં વિમાનોને તેમણે બાણવૃષ્ટિથી ત્રાસ પમાડી દીધો. બે હાથીની જેમ પરસ્પર વધ કરવાને ઇચ્છતા અને ગર્જના કરતા તે બંને વીરો કોપથી રાતા લોચન કરતા બંને સૈન્યમાં દુષ્પ્રેક્ષ્ય થઈ પડ્યા. પ્રલયકાળમાં ચલિત પર્વતથી અચળ પર્વતની જેમ પરસ્પર આસ્ફાલન કરી કરીને અનિલવેગે સુષેણ સેનાપતિને નિવૃત્ત કરી દીધો. તે વખતે મેઘની જેમ ક્રૂરતાથી વિપુલ ધ્વનિ કરતા વિદ્યાધરશિરોમણિ અનિલવેગે મોટો સિંહનાદ કર્યો; તે સિંહનાદના જાણે પડછંદા હોય તેમ બાહુબલિના સૈનિકોએ હર્ષથી ગર્જના કરી. તે જોઈને સુષેણ સેનાપતિ કોપથી રાતો, વિકરાળ નેત્રવાળો અને સાક્ષાત્ કાલાગ્નિની જેવો ઉગ્ર થઈ હાથમાં ખડ્ગ રત્ન લઇને તત્કાળ તેને મારવા દોડ્યો. તે વખતે 'શું આ વિશ્વનો સંહાર કરશે, શું પર્વતોને છેદી નાખશે, વા શું પૃથ્વીને ફાડી નાખશે' એવા સર્વના મનમાં તર્ક થવા લાગ્યા. સુષેણને તેવો કોપાયમાન જોઈ સિંહરથ વાયુવેગી ઘોડાવડે દોડતો આવીને વચમાં ઊભો રહ્યો અને સમુદ્રના ચડી આવતા તરંગને જેમ કિનારાપરનો પર્વત સ્ખલિત કરે,[4] તેમ સુષેણને તેણે વચમાં સ્ખલિત કર્યો. તે વખતે યુદ્ધસાક્ષી સૂર્ય, વીરોના વારંવાર આવી પડતા બાણોથી જાણે ત્રાસ પામ્યો હોય તેમ અસ્તાચલ તરફ ગયો. એટલે બંને રાજાઓની આજ્ઞાથી સમુદ્રની પૂર્વાપર વેળાની જેમ બંને સૈન્ય યુદ્ધથી નિવૃત્તિ પામ્યાં.

તે રાત્રિને માંડમાંડ નિર્ગમન કરી પ્રાતઃકાલ થતાં, સર્વ રણસાક્ષી વીરો પાછા પરાક્રમ બતાવતા નાચવા લાગ્યા. ફરીવાર પોતપોતાનાં શસ્ત્રોથી પવિત્ર થઈ, કવચો પહેરી, સજ્જ કરેલા પોતપોતાના હાથી, ઘોડા અને રથ ઉપર તેઓ આરૂઢ થયા. વાજિત્ર અને નિશાનના પ્રતિધ્વનિને અનુસરીને ચાલતા સર્વ શૂરવીરો બંને સૈન્યની મધ્યમાં રહેલા રણાંગણમાં આવ્યા. પ્રસિદ્ધ ધ્વજાઓના ચિન્હથી

---

૧ પાળો. ૨ આકાશ ૩ બાજપક્ષી. ૪ રોકે.

ઓળખી, તેમનાં કુળ વિગેરે વર્ણવી પરસ્પર બોલાવતા વીરો બાણોની શ્રેણિ વર્ષાવવા લાગ્યા. પોતપોતાના સ્વામીના પ્રસાદરૂપ સમુદ્રના પારને પામવાને ઇચ્છતા તે સુભટો તીક્ષ્ણ મુખવાળા બાણોને પણ ગણકારતા ન હતા. બાણે બાણના સંઘટ્ટથી અગ્નિને વર્ષાવતા વીરો યુદ્ધ જોનારા દેવતાઓને પણ ભય ઉત્પન્ન કરવા લાગ્યા. દેવતાની દૃષ્ટિને જોવામાં વિઘ્ન કરતા રાજવીરોએ તૃણવડે દરિદ્રીના ઘરની જેમ બાણવડે આકાશને આચ્છાદન કરી દીધું. આવું મહાભયંકર યુદ્ધ જોઈ કાયરપુરૂષો ત્રાસ પામી ગયા અને વીરપુરૂષો જેમ જેમ મોટો ઘાત થાય તેમ તેમ બમણા થવા લાગ્યા. રૂધિરવડે સિંચન કરેલી, અને અશ્વોની ખરીઓથી ખેડાએલી ભૂમિઓમાં સુભટોએ હસ્તીઓનાં કુંભસ્થલને વિદારીને તેમાંથી નીકળતા મુક્તાફલરૂપ[1] બીજ વાવ્યાં; તેમાંથી તેમનું યશરૂપી વૃક્ષ ઉત્પન્ન થઈ અનેક શાખાઓથી ત્રણ જગત્‌માં વ્યાપ્ત થઇને અક્ષયપણે રહેશે.

પછી સિંહરથે કોપ કરીને સર્વ અસ્ત્રોથી સ્ફુરણાયમાન થઈ પોતાનો રથ ચક્રવર્તીની સેના તરફ વેગથી ચલાવ્યો. સર્વને સંહાર કરવામાં સમર્થ એવો સિંહકર્ણ અગ્નિની સાથે વાયુની જેમ તેને સહાય કરવા માટે તેની પાછળ ચાલ્યો. તે બંને વીરોએ મળીને ક્ષણવારમાં ચક્રવર્તીની સેનાને ક્ષોભ પમાડી દીધી અને પૃથ્વીને કંપાવવાથી તે બંને વીરો દેવતાઓને પણ દુષ્પ્રેક્ષ્ય થઈ પડ્યા. તેમની બાણવૃષ્ટિના પાતને જોઈ પણ ન શકતા સૈનિકો નિર્લજ્જની પેઠે ક્ષણવાર નેત્ર મીંચવાની ક્રીડાને અનુભવવા લાગ્યા. તેઓ સંગ્રામમાં એવા રસિક થઈ ગયા કે તે વખતે હાથી, ઘોડા, રથ, પેદળ કે રાજા તેનો કાંઈપણ વિચાર નહિ કરતાં યુદ્ધજ કરવા લાગ્યા. સ્વચ્છંદ રીતે વિચરતા તે બંને વીરોને નિબિડ[2] શસ્ત્રથી મૃત્યુ પામેલા પ્રાણિઓના કલેવર રથને અંતરાય કરનારા થઈ પડ્યા. તે વખતે વિવિધ પ્રકારનાં આયુધો લઈ સુષેણ, અનિલવેગનો વધ કરવા માટે માત્સર્યવડે પ્રલયકાળના સમુદ્રની જેમ વેગથી દોડયો, અને મુખે કહેવા લાગ્યો કે, મારો, મારો, ઉપેક્ષા કરવાથી આ દુષ્ટ આપણને હણે છે. તે વખતે તેને પકડો પકડો—એમ રાજાઓએ સામું કહ્યું. ક્ષણવારમાં સુષેણે બાહુબલિની શ્રેષ્ઠ સેનાને એવી ડોળી નાખી કે જેથી કોઈપણ પુરૂષ તેની સામે ઊભો રહ્યો નહી; તેવામાં ગર્જના કરતા સુષેણે તે વિદ્યાધરને જોઈ ત્રણ જગત્‌ને ક્ષોભ કરે તેવો ધનુષનો ટંકાર કર્યો અને કહ્યું કે, 'ગઈ કાલે તો સિંહરથે પોતાના રથને વચ્ચે લાવીને તને બચાવ્યો હતો પણ હવે આજે

---

૧ મોતી ૨ ભયંકર.

તને બચાવનાર કોણ છે?' આવાં વચન સાંભળી અનિલવેગ મોટા વેગથી યુદ્ધ કરવા આવ્યો, પણ તેને સુષેણે અસ્ત્રોથી અટકાવી પાછો વાળ્યો. એટલે તે અનિલવેગ વિદ્યાધર વેગવડે ત્યાંથી ઉછળી ચક્રવર્ત્તીની મોટી ગજસેનામાં પેઠો. ત્યાં હસ્તીઓને દડાની પેઠે ગગનમાં ઉછાળી પાછા પડતા એવા તેમની ઉપર દૃઢ મુષ્ટિના ઘા કરી કરીને હણવા લાગ્યો. ત્યાંથી કોઇવાર આકાશમાં, કોઇવાર ભૂમિ ઉપર, કોઇવાર તિરછાપણે ભમતો અને કોઇવાર ચતુરંગ સેનામાં ફરતો એમ જુદે જુદે ઠેકાણે તે જોવામાં આવ્યો. ગજેંદ્રના પૃષ્ઠ ભાગ ઉપર બેઠેલા ચક્રવર્ત્તીએ તેને આ પ્રમાણે સૈન્યની કદર્થના કરતો જોઈ ઇંદ્ર જેમ વજ્ર મુકે, તેમ કોપથી તેની ઉપર ચક્ર મૂક્યું. હજાર આરામાંથી ઉત્પન્ન થયેલી જ્વાળામાળાવડે આકુળ એવું તે ચક્ર જોઇને સૂર્યબિંબથી ઘુવડની જેમ અનિલવેગ ભય પામ્યો. 'હવે અહિંથી પલાયન કરવામાંજ શ્રેય છે' એવું ધારી, ડોકને વાળી વારંવાર ચક્રને જોતો જોતો તે વિદ્યાધર ત્યાંથી ભાગ્યો. મેરૂપર્વત ઉપર, ગુફાઓમાં, સમુદ્રમાં, રૂચકદ્વિપે, દ્વિપાંતરમાં અને પાતાળમાં તે જ્યાં જ્યાં ગયો, ત્યાં ત્યાં પૂર્વોપાર્જિત કર્મની પેઠે ચક્રને પછવાડે આવતું દેખીને તેણે તત્કાળ એક વજ્રપંજર બનાવ્યું. તેને તેવી રીતે રહેલો જોઇને ચક્રના અધિષ્ટાયક યક્ષો હસીને કહેવા લાગ્યા કે, અરે રંક! આ ચક્રવર્ત્તીની સાથે તેં શું આરંભ્યું? ચક્રવર્ત્તી રૂષ્ટ થતાં દેવતાઓમાં પણ તારી રક્ષા કરનાર કોણ છે? અરે મૂર્ખ! તેં પક્ષીની પેઠે શામાટે આ પંજર કર્યું છે? આ પ્રમાણે કહીને ચક્રસહીત તેઓ ત્યાંજ રહ્યા. જ્યારે અનિલવેગ પોતાના વજ્રપંજરમાંથી છ માસે બહાર નીકળ્યો, તે વખતે ચક્રે તેનું મસ્તક છેદી નાખ્યુ અને ત્યાંથી પાછું વળી ચક્રવર્ત્તીના હાથમાં આવ્યું; તે વખતે ચક્રીના સૈનિકોએ વારંવાર જયનાદ કર્યો.

હવે સિંહરથ અને સિંહકર્ણને પોતાની સેનામાં પરાક્રમ કરતા જોઇને, ચક્રીના પુત્ર મેઘનાદ અને સિંહનાદ તેની સામા દોડી આવ્યા. તે ચાર વીરો પરસ્પર એવું યુદ્ધ કરવા લાગ્યા કે જેથી દેવતાઓને ચારે દિશાના પ્રલયકાળના આરંભની ભ્રાંતિ થઈ પડી. ત્રણ જગત્‌ને ક્ષોભ કરતા એ મહાબલી વીરો વજ્રની સાથે વજ્રની જેમ પરસ્પર સંઘટ્ટ પામવા લાગ્યા. તેઓના આવા રણોત્કર્ષથી જાણે પોતાના અશ્વ ત્રાસ પામ્યા હોય, તેમ સૂર્ય અસ્તાચળ પર ચાલ્યો ગયો અને સૈન્ય પોતપોતાના [1]શિબિરમાં આવ્યુ. રાત્રિએ પુરોહિત રત્ને કાકિણી રત્નના જ-

---

૧ છાવણી, કૅંપ.

ળથી ચક્રવર્ત્તીની સેનાને શત્રુઓની શસ્ત્રપીડાથી દૂર કરીને જાણે તાજી હોય તેમ બનાવી દીધી. ચંદ્ર પાસેથી પ્રાપ્ત કરેલી દિવ્ય વિદ્યાના યોગથી ચંદ્રયશાએ બાહુબલિની સેનાને પણ શલ્યરહિત કરી.

ત્રીજે દિવસે પ્રાતઃકાળ થતાં પોતાની ધ્વજાઓથી આકાશને ખેડતા અને અંતરમાં મત્સર રાખતા બંને સૈન્યના વીરો સર્વ પ્રકારનાં અસ્ત્રો સાથે લઈ રણભૂમિમાં આવ્યા. પછી પર્વતની જેવા મસ્તકવાળો અને સર્વ વિદ્યાધરોનો અગ્રેસર રત્નારિ નામે મહાવીર બાહુબલિના ચરણમાં નમી, તેમની આજ્ઞા મેળવી, પોતાના હાથમાં એક લાખ ભારની લોઢાની ગદા ઉછાળતો વંટોળીઆની જેમ વેગવડે ગર્જના કરતો દોડ્યો. હાથમાં ગદા ધરનારો, યમરાજના જેવો ભયંકર, તાડવૃક્ષના જેવો ઊંચો, પીળા નેત્રને પ્રજ્વલિત કરતો, ઉગતા સૂર્યની જેવા મુખવાળો, વૃક્ષની શાખા જેવી ભુજાવાળો, અંગે કપિલવર્ણો, શિલાતળના જેવી વિસ્તીર્ણ અને દૃઢ છાતીવાળો, અનેક વિદ્યાધરોથી વીંટાએલો, દારૂણથી દારૂણ અને ભયંકરથી ભયંકર એવા તે વિદ્યાધરને જોઈ સર્વ સૈનિકો કંપી ગયા. તે પોતાની ગદાના ઘાથી હાથીઓને કાંકરાની જેમ, ઘોડાઓને પતંગીઆની જેમ, રથોને પક્ષીના માળાની જેમ અને પાયદલોને ક્ષુદ્રકીડાની જેમ મારવા લાગ્યો. મેઘના જેવી ગર્જના કરતો એ વિદ્યાધર પ્રલયકાળના અગ્નિની જેમ ચક્રવર્ત્તીના સૈન્યને દુષ્પ્રેક્ષ્ય થઈ પડ્યો. આ પ્રમાણે પરાક્રમ બતાવતા તે વિદ્યાધરને જોઈ માહેંદ્રચૂડ નામે વિદ્યાધર ચક્રવર્ત્તીને નમી, હાથમાં દારૂણ મુદ્‍ગરને ભમાવતો ભમાવતો ક્રોધથી તેની સામે દોડ્યો અને તે વજ્રની જેવા દૃઢ મુદ્‍ગરવડે મોટા પર્વત જેવા રત્નારિને પણ પૃથ્વીપર પાડી દીધો. દીર્ઘ શરીરવાળા રત્નારિના પડવાથી જાણે ભય પામ્યો હોય તેમ સૂર્યપણ પશ્ચિમ સમુદ્રમાં જઇને વેગથી પડ્યો.

રાત્રિ પડતાં બાહુબલિનું સૈન્ય કમળની પેઠે કરમાઈ ગયું, પરંતુ પુનઃ પ્રભાતકાલે ક્ષણવારમાં પાછું વિકસ્વર થયું. રત્નારિને હણાયેલો સાંભળી ક્રોધવડે જ્વલતો અમિતકેતુ વિદ્યાધર હાથમાં ધનુષ્ય અને ક્રશી લઈને બાહુબલિની સેનામાંથી નીકળ્યો. શત્રુઓના સમૂહમાં બાણની ધારાથી દુર્દિન કરતા અને બે ભાગ પાડી દેતા એ વીરે મેઘની વૃષ્ટિથી કમળોની જેમ તેમનાં મુખકમળ નમાવી દીધાં. તેને જોઈને મહાવીર સૂર્યયશા ક્ષીરસાગરની જેમ ગાજતો, પ્રલયકાળના સૂર્યની જેમ અદ્‍ભુત તેજથી તપતો, અને શત્રુઓના સમૂહને ચંદ્રની જેમ દોષાકર[1] અને

---

૧ દોષોની ખાણ-સન્ધ્યા.

કલંકિત કરતો, તેમજ તેમનામાં ખેદને નિષ્પન્ન કરતો રથમાં બેસીને રણભૂમિમાં આવ્યો. સૂર્યયશાના નાદથી ચક્રવર્ત્તીના બીજા સૈનિકો પણ બમણો ઉત્સાહ ધરીને રણમાં આવ્યા. અતિવેગથી સામા આવતા સૂર્યયશાની ધ્વજાને અમિતકેતુએ અર્ધચંદ્ર બાણથી છેદી નાખી. પોતાની ધ્વજાના ભંગથી ધૂમકેતુની જેમ ઉદય પામેલા સૂર્યયશાએ અર્દ્ધચંદ્રબાણ મૂકીને અમિતકેતુનું મસ્તક છેદી નાખ્યું. તત્કાળ ચક્રવર્ત્તીની સેનામાં જયનાદ થયો અને સૂર્યયશાની ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ.

આ પ્રમાણે રવૈયાની પેઠે બાહુબલિની સેનાનું મંથન કરીને સૂર્યયશા પોતાના અનુચર વર્ગને પ્રફુલ્લિત કરતો પોતાના સૈન્યમાં આવ્યો. તે વખતે બાહુબલિએ પોતાના રાજાઓને બોલાવ્યા એટલે વીશ કોટિ પાયદલ, ઘોડા, રથ અને હાથીઓનો સ્વામી અને વૈતાઢય પર્વતની દક્ષિણ શ્રેણિનો નાયક સુગતિ નામે એક વીર બાહુબલિ પાસે આવી, નમસ્કાર કરી આજ્ઞા લઇને વેગથી રણભૂમિમાં આવ્યો. તેને આવેલો જોઇને જાણે સાક્ષાત્ ક્ષાત્રધર્મ હોય તેવો અને શાર્દૂલ[1]-ના જેવો પરાક્રમી **શાર્દૂલ** નામે ચક્રવર્ત્તીનો પુત્ર વીરરસવડે વ્યાપ્ત થઈ સિંહનાદ કરતો ગજ ઉપર બેસીને રણભૂમિમાં આવ્યો. તેણે જ્યારે ધનુષ્યમાંથી બાણ છોડવા માંડયાં, ત્યારે તે બાણો ભાથામાંથી ખેંચતાં, ધનુષ્ય સાથે જોડતાં કે મૂકતાં કોઇના જોવામાં આવતાં નહોતાં, પણ જ્યારે શત્રુ ઉપર પડતાં હતાં ત્યારેજ જોવામાં આવતાં હતાં. તે વખતે જોનારા લોકો તર્ક કરવા લાગ્યા કે ' સૂર્યના કિરણોની પેઠે આની મુષ્ટિ શું અમોઘ હશે વા આ ધનુષ્ય મેઘના જેવું થઈ બાણ વર્ષાવતું હશે અથવા ધર્મી પુરૂષના મનોરથની જેમ ઇચ્છા પ્રમાણે બાણ ઉત્પન્ન થતાં હશે ? '

આ પ્રમાણે લોહમય શસ્ત્રથી દુર્જય એવા શાર્દૂલને જોઈ સુગતિએ દેવતાથી પણ દુર્ભેદ્ય એવાં દિવ્ય શસ્ત્રો મૂકવા માંડયાં. અને સત્વર પ્રેમપાશવડે જંતુની જેમ નાગપાશવડે શાર્દૂલને બાંધી લીધો, જેથી તે જરામાત્ર હાલવા ચાલવાને પણ શક્તિમાન થયો નહીં. થોડીકવાર તે પીડાને સહન કરીને વીર્યથી ઉચ્છ્વાસ લઈ તેણે સૂર્યની પાસેથી પ્રાપ્ત થયેલી વિદ્યાનું, જેમ તે પ્રત્યક્ષ હોય તેમ ધ્યાન કર્યું. તે વિદ્યાના પ્રભાવથી જેમ હાથી કમલિનીને અને યોગી કુકર્મોને તોડે તેમ તડતડ શબ્દે તેણે નાગપાશ તોડી નાખ્યો. તે વખતે તત્કાલ વાદળામાંથી નીકળેલા

---

૧ સિંહ

સૂર્યની જેમ તેની કાંતિ અધિક પ્રકાશિત થઈ. પછી ખડ્ગ ઉગામીને ક્રોધથી તે સુગતિની ઉપર દોડયો. વેગથી હાથીને છોડી દઈને તે શાર્દૂલે પર્વતપર શાર્દૂલ પ્રહાર કરે તેમ સુગતિના મસ્તકમાં કોપથી ખડ્ગનો ઘા કર્યો. તે ઘાવડે સુગતિ વિદ્યાધર કાચા માટીના પાત્રની જેમ દ્વિધા થઈ ગયો અને રણભૂમિમાં શાર્દૂલનો પ્રતાપપણ દ્વિધા (બમણો) થઈ ગયો. તે વખતે કમલપતિ સૂર્ય પણ કમલના સંકોચને સહન કરતો ન હોય, અથવા કઠોર રણથી ત્રાસ પામ્યો હોય, તેમ પશ્ચિમ સમુદ્રમાં ચાલ્યો ગયો.

બીજે દિવસ સવારમાં શત્રુરૂપ કમલનો નાશ કરનાર સોમયશા તેજથી જાજ્વલ્યમાન થઇને ચક્રિની સેના નજીક આવ્યો. સર્વને જીતનાર, કાળની જેવો દારૂણ અને ક્રૂર એવો તે બાહુના પરાક્રમથી ભારત સેનાપર તુટી પડયો. તે વખતે ચક્રીના સર્વ સૈનિકો એકઠા થઈ અનેક જાતિનાં શસ્ત્રોને વર્ષાવતા રવિસાથે અંધકારની જેમ બહુ રોષથી તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા. પણ જે જે નેત્ર ઉઘાડે, તેની આગળ જાણે અદ્‌ભુત શક્તિથી અનેક રૂપવાળો હોય તેમ સોમયશા જોવામાં આવવા લાગ્યો. તે એક છતાં અનેક રૂપવાળો હોય તેવો થઈ મૃગલાની સાથે સિહની જેમ સર્વની સાથે સર્વ અસ્ત્રોથી યુદ્ધ કરવા લાગ્યો. ક્ષણવારમાં ચક્રવાત[1] ની જેમ તેણે ચક્રવર્ત્તીની સેનાને જલકણ જેવા પુરૂષોવડે ઉન્માર્ગવાહિની[2] કરી દીધી. સોમયશાને એવીરીતે પરાક્રમ કરતો જોઇને સૂર્યયશાનો પુત્ર સુરરાજ બલોદ્ધતપણે તેની ઉપર દોડયો. પરસ્પર વિજયને ઇચ્છનારા તે બંને વીર એકઠા મળતાં લોકોના મનમાં ક્ષણવાર પ્રલયકાળની શંકા થઈ. તે વખતે જાણે તેનાથી ભય પામ્યો હોય, તેમ સૂર્ય ઘણા કિરણોને ધારણ કરનાર છતાં પણ અસ્ત થઈ ગયો અને ફરીથી તેમને જોવાના કૌતુકથી પાછો બીજે દિવસે ઉદય પામ્યો. તે વખતે શબ્દબંધુને વીરબંધુ, મહાબાહુ ને સુબાહુ, ધૂપઘટને ધૂમકેતુ, જયવીરને મહાજય, ચાલુક ને ત્રિલોક અને કામભોજ ને ચંદ્રક, એમ ચક્રવર્ત્તી અને બાહુબલિના વીરો રણભૂમિમાં પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. પોતપોતાના સ્વામીએ જોયેલા બીજાપણ કેટલાક સુભટો રણમાં જય અને પરાજય પામવા લાગ્યા. એ પ્રમાણે બંને સૈન્ય મળતાં તેઓ વચ્ચે બાર વર્ષસુધી મોટું ભયંકર યુદ્ધ ચાલ્યું.

બાર વર્ષને અંતે એક દિવસે પ્રાતઃકાલ થયો એટલે વાજિત્રના શબ્દો સાંભળીને સર્વ સૈનિકો ક્રોધથી શસ્ત્રને વર્ષાવતા રણભૂમિમાં આવ્યા. ભરતરાજાના

---

૧ વટોળીઓ ૨ આડેરસ્તે ઉતારી દીધી.

પુત્ર કાલસેન અને વૈરિસેન અને બાહુબલિના પુત્ર મહાયશ અને સિંહસેન, તેમજ ચક્રવર્તીના પુત્ર કાલમેઘ અને મહાકાલ અને બાહુબલિના પુત્ર સિંહ ને વિક્રમ રણભૂમિમાં યુદ્ધ કરવા આવ્યા. સામસામે યુદ્ધ કરતા તેઓના રથના ચિત્કારથી પૃથ્વીતળ કંપાયમાન થયું, તેમના બાણના પ્રહારથી આકાશમાં રહેલા દેવતાઓ પણ ત્રાસ પામ્યા. તેમના સિંહનાદથી સિંહાદિ પ્રાણીઓ પણ મૃગની પેઠે ત્રાસથી દૂર થઈ ગયા અને તેમના ભુજાના આસ્ફોટથી પર્વતો પણ ફાટી ગયા. એ વખતે ભરતરાજાના મોટા પુત્ર સૂર્યયશાએ પ્રલયકાળમાં ક્ષોભ પામતા સમુદ્રની જેમ મોટા શબ્દે ગર્જના કરી અને પછી હાસ્ય કરતા એ વીરે પોતાના હાથમાં ધનુષ્ય લઈ બાણવૃષ્ટિ કરવા માંડી, તેથી સર્વ સેનાને મૂર્છા પમાડી દીધી. પછી વેગવાળા વાયુથી પર્વતોની જેમ હાથીઓને પાડી દેતો, મૂર્ત્તિમાન્ યમરાજ હોય તેમ સુભટસમૂહનો સંહાર કરતો, અનેક રથોને ભાંગતો, ઘોડાઓને ધુમાવતો, રથચક્રના નિર્ઘોષથી પૃથ્વીને ક્ષોભ કરતો, વીરજનોના કલેવરથી ગીધ અને શિયાળને લોભાવતો, સર્વને દુઃસહ એવા પરાક્રમથી પોતાના સ્વામીને ખુશી કરતો, મોટા રાજાઓને ઉન્મૂલન કરતો અને જે આગળ આવે તેને ભસ્મ કરતો સૂર્યયશા બાહુબલિના સૈન્ય ઉપર દોડયો. આપ્રમાણે પોતાની સર્વ સેનાનો સંહાર કરનાર સૂર્યયશાને જોઇને બાહુબલિ ક્રોધ કરી પોતે રણભૂમિમાં આવ્યો. તેમણે ક્ષણવારમાં ભૂમિપીઠને રૂંડમુંડમય, આકાશતળને અસ્ત્રમય અને દિક્ચક્રને રૂધિરમય કરી દીધા. "હે વત્સ! તારા કંઠમાં હજુ દૂધ છે, છતાં તું મારી મોટી સેનાનું અવગાહન કરે છે, તેથી હું ખુશી થયો છું; તારા જેવા પુત્રથી અવંશ ઉન્નત છે. પરંતુ ત્રણલોકમાં કોઈ એવો નથી જે મારા ક્રોધને સહન કરી શકે, માટે હવે તુ મારી નજરેથી દૂર ખસ, કેમકે તું મારે કુમાર સોમયશા સરખો." આપ્રમાણે તેનો તિરસ્કાર કરતા હોય, તેમ બળવાન બાહુબલિએ ઉત્સાહપૂર્વક ગંભીર ગિરાએ કહ્યું. તે સાંભળી સૂર્યયશા બોલ્યો. "હે કાકા! આજે મારે મંગલિકનો દિવસ છે અને તમે મારે પિતાતુલ્યછો, તેથી હું ભક્તિથી આપને નમુંછું. પરંતુ જ્યારે મારા પિતા દિગ્વિજય કરવા ગયા તે વખતે મને અયોધ્યા નગરીમાં મૂકી ગયા હતા, તેથી મેં રણસંગ્રામ જરાપણ જોયો નથી. માટે પ્રસન્ન થઈ આ પુત્રની ભુજાનું પરાક્રમ જુઓ"—આ પ્રમાણે કહી તત્કાળ ધનુષ્યનો ટંકાર કર્યો. તે વખતે આકાશમાં ત્રૈલોક્યના પ્રલયની શંકાથી દેવતાઓ સંભ્રમ પામી ઉપરા ઉપર પડવા લાગ્યા. તત્કાળ તેમણે વિચાર કર્યો કે, શ્રીઋષભસ્વામીના પુત્રોને બે હાથની જેમ સામસામે યુદ્ધ થવું ન જોઇએ—એવું ધારી તેઓ નીચે

આવી બંને સૈન્યના સુભટોને કહેવા લાગ્યા કે " અરે સુભટો! અમે જઇને તમારા સ્વામીને સમજાવીએ, ત્યાંસુધી જે કોઈ યુદ્ધ કરે તેને શ્રીયુગાદિપ્રભુની આણ છે. " પ્રભુની આણ થતાં સર્વ યોદ્ધાઓ જાણે ચિત્રલિખિત[1] હોય, તેમ ઉભા થઈ રહ્યા.

પછી દેવતાઓ ભરતચક્રીની પાસે આવ્યા. અને 'ષટ્ખંડ ભરતના અધિપતિ અને ચક્રવર્ત્તીઓમાં શિરોમણિ એવા હે ભરતરાજા ! તમારો જય થાઓ' આવી આશીષ્ આપી દેવતાઓ બોલ્યા કે " હે રાજેંદ્ર ! તમે ષટ્ખંડ પૃથ્વીનો જય કર્યો, તેમાં કોઈ દેવતાઓમાં પણ તમારી સામે થયેલ નથી તો તમે બંને ઋષભસ્વામીના પુત્ર થઈ, પોતાને હાથે પોતાના હાથનો વધ કરવાનો કેમ આરંભ કરોછો ? તમારા પિતાએ આ સૃષ્ટિ નિર્માણ કરી છે અને તેમના પુત્ર થઈને તમે તેનો સંહાર કરોછો તે તમને ઘટે છે ? તમારો નાનો ભાઈ બાહુબલિ તમારા આવવાથી આવ્યો છે અને તમારા જવાથી ચાલ્યો જશે. હંમેશાં કારણથીજ કાર્ય થાયછે. માટે હે ક્ષિતિપતિ ! જગત્‌ને સંહાર કરનારા રણમાંથી તમે વિરામ પામો. તમારા જેવા મહાશયનો ઉદય જગત્‌ને હર્ષ માટે છે. " આ પ્રમાણે કહીને દેવતાઓ વિરામ પામ્યા એટલે ભરતચક્રી બોલ્યા—" હે દેવતાઓ ! રણનું કારણ જાણીને તમે આમ બોલોછો કે જાણ્યાવગર બોલોછો ? તમે અમારા પિતાના ભક્ત છો ને અમે તેમના પુત્રો છીએ તેથી ઘટિત અઘટિત વિચારીને જે યથાર્થ હોય તે અમને ફરમાવો. હું 'બલવાન્ છું ' એવા ગર્વથી, લોભથી કે માત્સર્યથી રણની ઇચ્છા કરતો નથી, પણ શસ્ત્રાગારમાં ચક્ર પ્રવેશ કરતું નથી તેથી મેં આ આરંભ કર્યો છે. સાઠ હજાર વર્ષસુધી દિગ્વિજય કરીને હું ઘેર આવ્યો તે વખતે કોઈ મારા બંધુઓ મને મળવા આવ્યા નહોતા, તેથી મેં માણસો મોકલી તેમને બોલાવ્યા. તેઓમાંથી મારા અઠાણુ બંધુઓ તો કાંઈક વિચારીને પિતાના માર્ગને અનુસર્યા, માત્ર આ બાહુબલિ એકજ મારે વિષે દુર્વિનીત થયો, પણ પ્રથમ તો વિનયથી પિતાની જેમ મારી આરાધના કરતો હતો, પણ દૈવયોગે અત્યારે તે મારી આજ્ઞાપણ માનતો નથી. એક તરફ એ મારો લઘુભ્રાતા મારો અંશ હોય તેવો છે અને બીજી તરફ ચક્રરત્ન પોતાના સ્થાનમાં પેસતું નથી; માટે એ મારો ભાઇ મનસ્વી છે, તે છતાં પણ એકવાર મારીપાસે આવે અને પછી તે સત્વરે મારા હાથી, ઘોડા, રથ અને દેશ ભલે ગ્રહણ કરે. હે દેવતાઓ ! હું આવા સંકટમાં પડયોછું; માટે તમે નીતિરૂપ નેત્રથી વિચારીને મને

૧ ચિત્રમાં આળેખેલા.

ન્યાયપૂર્વક શિક્ષા કરો. તમે જનવર્ગના અગ્રણી હોવાથી તમે કહો તે મારે પ્રમાણ છે.—" ભરતનાં આવાં વચનો સાંભળી તેઓ બોલ્યા—"હે મહીપતિ! જો ચક્રનો પ્રવેશ થાય નહીં તો તમે વારવા યોગ્ય નથી. પણ જો બાહુબલિ રણ કરવાને કહે, તો તમારે બંનેને દ્વંદ્વયુદ્ધ કરવું, કે જેથી જગત્નો ક્ષય ન થાય. તેમાં દૃષ્ટિયુદ્ધ, વાગ્યુદ્ધ, મુષ્ટિયુદ્ધ અને દંડયુદ્ધ એ ચાર યુદ્ધથી તમારે યુદ્ધ કરવું, જેથી તમારૂ માન સચવાય અને પ્રાણીઓની હિંસા ન થાય." આપ્રમાણે દેવતાઓએ કહ્યું, તે પ્રમાણે કરવાને ભરતે કબુલ કર્યું.

પછી દેવતાઓ બાહુબલિના સૈન્યમાં આવ્યા. ત્યાં મૂર્ત્તિથી પણ ઉગ્ર એવા બાહુબલિને જોયા. "શ્રી યુગાદિ પ્રભુના પુત્ર બાહુબલિ જય પામો અને આનંદમાં રહો." આવી આશિષ આપી દેવતાઓ બોલ્યા—"મહારાજ બાહુબલિ! ભુજાની ખરજ મટાડવાને મિષે જગત્નો સંહાર થવાનું કારણ આ શું તમે આરંભ્યું છે? તમે યશના અર્થી અને વડિલના ભક્ત છો, તે છતાં આ વડિલ બંધુની સાથે યુદ્ધનો સમારંભ કેમ કર્યો છે? માટે હે ભૂપતિ! ચાલો, અને ભરત જેવા વડિલ બંધુને પ્રણામ કરો. ગુરૂજનની સેવાથી તમને ઉલટું વિશેષ માન મળશે; અને તેમ કરીને સ્વોપાર્જિત ધનની પેઠે છ ખંડ ભરતને ભોગવો, તેથી સર્વથા તમે પ્રશંસા પામશો. બાકી બીજી રીતનું અભિમાન તો અજ્ઞજનને આશ્રયીનેજ રહેલું છે." આમ કહી દેવતાઓ વિરામ પામ્યા, એટલે બાહુબલિ બોલ્યા "હે દેવતાઓ! તમે પિતાશ્રીના અતિ ભક્ત હોવાથી સરલ હૃદયવાળા છો. પણ પૂર્વે પિતાશ્રીએ અર્થીઓને સંપદા આપી તેમ અમને અને ભરતને રાજ્યસંપત્તિ વહેંચી આપેલી છે. અમે પિતાની આજ્ઞાથી તેટલાજ રાજ્યવડે સંતુષ્ટ થઇ રહેલા છીએ અને અસંતોષી ભરતે તો સર્વ ભરતખંડને પોતાને તાબે કરી લીધેલું છે, તે છતાં અપૂર્ણ આશાવાળા તેણે ભાઇઓનાં રાજ્ય પણ લઈ લીધાં છે અને પોતાની ગુરૂતા બતાવી દીધી છે. તથાપિ મિથ્યાત્વથી મૂઢ મનવાળો જેમ અતત્વમાં તત્વબુદ્ધિ રાખે તેમ એ ભરત હવે વૃથા પિતાની જેવી ગુરૂતા ધરાવે છે. છેવટે તે મારા રાજ્યનેપણ અત્યારે અન્યબુદ્ધિથી હરવાને ઇચ્છે છે, પણ તે જાણતો નથી કે બાહુબલિ તેનું સર્વસ્વ હરી લેશે. તેથી એ અગુરૂ બંધુને હું ગુરૂબુદ્ધિથી વૃથા કેમ નમું? બાકી આ પૃથ્વીને ક્ષાત્રપણે ગ્રહણ કરે તો ભલે કરે. હે દેવતાઓ! જે યુદ્ધ કરે નહીં, તેની સામે કોઈ યુદ્ધ કરતું નથી; તેથી મારી ઉપેક્ષાથી જેમ આવ્યો તેમ ક્ષેમકુશળ ભલે તે ચાલ્યો જાય. એનું આપેલું ભરતક્ષેત્ર હું ભોગવીશ, એ તમે કયાંથી સાંભળ્યું? જેને પિતાના આપેલાથી તૃપ્તિ થઈ નહીં, તેને બીજા શાથી

તૃપ્તિ થાય ? માટે હે દેવતાઓ ! જો તમે તેનું હિત ઇચ્છતા હો તો તે લોભાંધને જઇને સમજાવો, હું તેના જેવો લોભી નથી." આવી બાહુબલિની વાણી સાંભળીને ચમત્કાર પામેલ દેવતાઓએ કહ્યું કે " જ્યાંસુધી ચક્ર પ્રવેશ કરે નહીં, ત્યાંસુધી ભરતરાજાને શીરીતે અટકાવી શકાય ? અને તે યુદ્ધ કરે તો તમારે યુદ્ધ કરવું એ નિશ્ચય છે તો તમને પણ અટકાવાય નહીં. માટે તમારે ઉત્તમ યુદ્ધથી યુદ્ધ કરવું, અધમ યુદ્ધથી નહીં." આ વાત બાહુબલિએ પણ સ્વીકારી, એટલે સર્વ દેવતાઓ યુદ્ધભૂમિની નજીક આકાશમાર્ગે ઊભા રહ્યા.

પછી બાહુબલિના છડીદારે હાથી ઉપર ચડી, ઊંચો હાથ કરીને મોટા ધ્વનિવડે સર્વ સુભટોને કહ્યું, "હે રાજવીરો ! તમે વાંછિત યુદ્ધ કરવાથી નિવૃત્ત થાઓ અને ગજ અશ્વ વિગેરે વાહનોને પાછા લઇ જાઓ. આપણા મહારાજા બાહુબલિ દેવતાઓની પ્રાર્થનાથી પોતે ઘણા વખતથી ઇચ્છેલું દ્વંદ્વયુદ્ધ કરવાનો આરંભ કરેછે, તેથી તમે દૂર રહી તેનું અવલોકન કરો." આપ્રમાણે સાંભળી પોતાના બાહુ વૃથા વૃદ્ધિ પામેલા છે એમ માનતા સર્વ સુભટો રાજાની આજ્ઞાથી પોતે ઈચ્છેલા રણમાંથી દૂર ખસી ગયા. તેજ પ્રમાણે યુદ્ધ કરવાથી નિવૃત્ત થયેલા ભરતના યોદ્ધાઓ પણ ચિંતા કરવા લાગ્યા કે, " આપણે વિદ્યમાન છતાં આપણા સ્વામી દ્વંદ્વયુદ્ધ કેમ કરતા હશે ? જ્યારે સૈન્ય સઘળું મૃત્યુ પામે કે ભાગી જાય ત્યારે રાજાને પોતાની જાતે યુદ્ધ કરવું પડેછે. કારણ કે તે સર્વથા સૈન્યથી વિભૂષિત અને રક્ષણીય છે. આ ત્રણ લોકમાં આપણા સ્વામી સમાન કોઈ બલવાન્ નથી, પણ તેનાથી આ એક બાહુબલિ વધે તેમ જણાય છે, તેથી આપણને શોચ થયા કરે છે." આ પ્રમાણે એકઠા થઈ થઇને ચિંતા કરતા પોતાના સુભટોને દેખી, ભરતે પોતાનું બળ બતાવવામાટે તેઓને બોલાવી આજ્ઞા કરી કે " હે સુભટો ! મારી આજ્ઞાથી તમે સર્વે એક મોટો ખાડો ખોદો " એમ કહી તેમની પાસે મોટો વિસ્તારવાળો ખાડો ખોદાવ્યો. પછી સાંકળોવડે પોતાનો વામ ભુજ[1] બાંધી, બલવાન્ ભરત રાજા તે ખાડાની નજીક બેઠા. સેંકડો સાંકળોથી આખા શરીરે વીંટાયેલા ભરત વડવાઇઓથી વીંટાએલા વડની જેવા અને કિરણોથી વીટાયેલા સૂર્યની જેવા દેખાવા લાગ્યા. પછી ભરતે આજ્ઞા કરી કે " તમે સર્વે તમારા સર્વ વાહનોથી અને બલથી મને ખેંચીને આ ખાડામાં પાડી નાખો, કે જેથી તમને મારા બળનો નિશ્ચય થશે, પછી તમને સત્યતા જણાતાં ખોટી આશંકાનું સ્વપ્ન પણ તત્કાળ વ્યર્થ થઈ જશે." આ પ્રમાણે સર્વ

૧ હાથ

રાજાઓના મુગટ સમાન ભરતે આજ્ઞા કરી એટલે સર્વ રાજવીરોએ વારંવાર આકર્ષણ કરવા માંડ્યું. પણ ભરત પોતાને સ્થાનકેથી જરાપણ ચલિત થયા નહીં. પછી ચક્રવર્ત્તીએ પોતાનો હાથ જરાક પાછો ખેંચ્યો, ત્યાં તો સર્વ વીરો, વાહન તથા પરિવાર સહિત લતાપર પક્ષીઓનીપેઠે તે સાંકળસાથે ખાડાઉપર લટકી રહ્યા.

પોતાના સ્વામીના બળનું આવું માહાત્મ્ય જોઈ પ્રસન્ન થયેલા તેઓ પછી રણથી પરાઙ્મુખ થઇ સાક્ષીની જેમ નજીક ઊભા રહ્યા. દેવતાઓએ રણભૂમિપર સુગંધી જલથી સિંચન કર્યું અને પંચવર્ણી પુષ્પોની શ્રેણિ વરસાવી. પછી ભરત અને બાહુબલિ હાથી ઉપરથી ઉતરીને રણભૂમિમાં આવ્યા. પ્રથમ દૃષ્ટિયુદ્ધની પ્રતિજ્ઞા લઈ એક બીજાની સન્મુખ ઊભા રહ્યા. અનિમેષ [1]દૃષ્ટિએ સામસામું જોઈ રહેલા તે વીરો જાણે પરસ્પર ચિરકાળ અવલોકન નહિ કરવાના દોષને ટાળતા હોય તેમ દેખાતા હતા. પર્વતના જેવા ઉન્નત તે બંને સામસામા નેત્રને પ્રસારીને અને તામ્રમુખ કરીને રહેલા હતા તેથી જાણે કામદેવનો ગ્રાસ કરતા હોય તેમ ભયંકર જણાતા હતા. એમ જોતાં જોતાં ઉદય પામતા સૂર્યના જેવી આકૃતિવડે અતિ રૌદ્ર એવું બાહુબલિનું મુખ જોનારા ચક્રવર્ત્તીનાં નેત્ર અશ્રુયુક્ત થઇને મીંચાઈ ગયાં. તેમ જોઇને ભરતના સૈન્યે નીચુ જોયુ અને બાહુબલિના સૈન્યે સ્પર્ધાથી ઊંચું જોયું. પછી ભરતને નીચું જોઈ રહેલ જોઈ બાહુબલિ બોલ્યા—'હે બંધુ! ઉદ્વેગ કેમ પામોછો, હવે મારી સાથે વાક્યુદ્ધ[2] આચરો.' તેનાં વચનથી પગના આઘાતથી સર્પની જેમ ક્રોધ કરીને ભરત બોલ્યા 'અરે આત્માને વિજય માનનાર! હું વાક્યુદ્ધ કરવાને તૈયાર છું.' આપ્રમાણે કહી, આકાશમાંથી તારા ગ્રહ અને નક્ષત્રો ને ખેરવતો તેમજ ત્રાસ આપતો, મંદરાચળે ક્ષોભ કરેલા સમુદ્રના ધ્વનિ જેવો, ઐરાવતના નાદ જેવો અને કલ્પાંત કાળના મેઘના ગર્જારવ જેવો મહા ઘોર સિંહનાદ ભરતે કર્યો. તે સિંહનાદથી કુલપર્વતોના શિખરો કંપાયમાન થઇ ગયા, સમુદ્રનાં જલ ગગનાંગણ સુધી ઉછળવા લાગ્યાં, મોટા સર્પો પાતાળમાંથી પણ પાતાળમાં પેશીગયા, સિંહાદિક દુષ્ટ પ્રાણીઓ ગુફાની અંદર બીજી ગુફામાં સંતાઈ ગયા, ઘોડાઓએ દુર્બુદ્ધિ જન સદ્‌બુદ્ધિને ગણે નહીં તેમ લગામને ગણી નહીં, જેમ વાતુલ[3] પુરૂષો તીખાશને ન ગણે તેમ હાથીઓએ અંકુશના પ્રહારને જાણ્યા પણ નહીં, જેમ પિશુન પુરૂષો સદ્વાણીને અવગણે તેમ રથના ઘોડાઓએ રાશને માની નહી, જાણે ભૂત વળગ્યા હોય તેમ ખચ્ચરોએ ચાબુકના મારને ગણકાર્યો નહીં અને

૧ આખનુ મટકુ મારવા વગર ૨ વચનયુદ્ધ ૩ વાયડા

સર્વ સૈનિકો ઘુમતા હોય, મૂર્છા પામ્યા હોય, અચેતન થયા હોય અથવા સર્વસ્વથી ભ્રષ્ટ થયા હોય તેવા થઇ ગયા. પછી બાહુબલિએ ક્રોધ પામી પોતાના તેજનો ગર્વ ધરીને બ્રહ્માંડને ફોડે તેવો સિંહનાદ કર્યો. તે નાદથી પોતાને મથન કરનારા મંદર પર્વતના ધ્વનિની શંકાથી ત્રાસ પામેલા સમુદ્રના જલજંતુઓ ભ્રાંતિથી અંદર પેશી ગયા, ફરીને ઇંદ્રે છોડેલા વજ્રના ધ્વનિના ભ્રમથી પોતાનો ક્ષય થવાની શંકા કરતા કુલપર્વતો કંપી ગયા, અને ત્રણે લોક જાણે રોગાર્ત્ત હોય અથવા અંદર કોઈ શલ્ય પેઠું હોય તેમ ચેતનરહિત થઈ ગયું. થોડીવાર પછી દેવતાની સ્ત્રીઓને પોતાના પતિના વક્ષસ્થળનું શરણ કરનારી અને કઇ દિશામાં જવું તેવા સંભ્રમવાળી કરતો દુઃસહ સિંહનાદ ફરીથી ભરત રાજાએ કર્યો. તરતજ પ્રચલિત શ્રવણેંદ્રિયમાં બધિરપણું[1] અને સ્થિરમાં ચલિતપણું કરતો એવો સિંહનાદ બાહુબલિએ કર્યો. એમ વારંવાર સિંહનાદ કરતાં દુર્જનના સ્નેહની અને સર્પની કાયાની જેમ અનુક્રમે ભરતનો સિંહનાદ ઉત્તરોત્તર હીન થવા લાગ્યો અને નદીના પ્રવાહની તેમજ સજ્જનની પ્રીતિની જેમ બાહુબલિનો સિંહનાદ ઉત્તરોત્તર વધવા લાગ્યો. શાસ્ત્રના વાદની જેમ પરસ્પર વાગ્યુદ્ધ કરતાં છેવટ બાહુબલિએ સર્વની સાક્ષીએ ભરતને જીતી લીધો. તેના બલથી અંતરમાં ચમત્કાર પામેલા દેવતાઓએ પ્રશંસાપૂર્વક તેની ઉપર પુષ્પવૃષ્ટિ[2] કરી.

પછી બાહુબલિએ કહ્યું " હે જગત્પતિ મહાભુજ ! તમે જરા પણ ખેદ કરશો નહી. હું કાકતાલીય ન્યાયથી જિત્યો છું એમ માનીને હવે મુષ્ટિયુદ્ધ કરવા તત્પર થાઓ." આવા બાહુબલિના વચનથી ભરતને ઉત્સાહ આવ્યો, એટલે તત્કાળ મુષ્ટિયુદ્ધ કરવાને ભુજાસ્ફોટ કર્યો. કટી ઉપર વસ્ત્ર બાંધી પૃથ્વીને ઊંચી નીચી કરતા બન્ને વીરકુંજર ચરણન્યાસથી વિલાસ કરવા લાગ્યા. વાયુ વેગથી વૃક્ષની જેમ ઊંચા થતા અને નીચા નમતા તેઓ આકાશ ભૂમિને ગજાવે તેવા સિંહનાદ કરતા હતા. ઉછળી ઉછળીને ચરણવડે પૃથ્વીપર વારંવાર તાડન કરવાથી કૂર્મરાજને પ્રાણસંદેહરૂપ સંકટમાં પાડતા હતા. સમીપ રહેલા બે વૃક્ષોની જેમ પરસ્પર ભુજાઓથી વારંવાર મળતા હતા અને પાછા જુદા થતા હતા. તેમના ચરણપ્રહારથી પોતાનો ક્ષય થવાની શંકા રાખતી પૃથ્વી, અસહનપણાથી જાણે પોકાર કરતી હોય તેમ ગાજતી હતી.

આ પ્રમાણે થોડી વાર ચાલ્યા પછી ક્રોધ પામેલા બાહુબલિએ ભરતચક્રીને

---

૧ કાનમા બહેરાપણું ૨ ફુલનો વરસાદ

હાથમાં લઇને એક દડાની માફક વેગથી આકાશમાં ઉછાળ્યા. તે વખતે 'છ ખંડ પૃથ્વીને જીતી શું આ સ્વર્ગને જીતવા જાય છે' એમ ક્ષણવાર આકુલવ્યાકુલપણે દેવતાઓ કૌતુકથી જોવા લાગ્યા. આકાશને પ્રકાશિત કરતા ભરતરાજા તારાઓના માર્ગનું ઉલ્લંઘન કરીને યોગીની પેઠે મનુષ્યોને અદૃશ્ય થઈ ગયા. તે સમયે બન્ને સૈન્યમાં હાહાકાર થઈ રહ્યો, આકાશમાં રહેલા દેવતાઓ ગ્લાનિ પામી ગયા; અને બાહુબલિ વિચારવા લાગ્યા કે 'મારા બળને તેમજ સાહસને ધિક્કાર છે, અવિવેકી એવા મને પણ ધિક્કાર છે, રાજ્યલોભને અને અમારા મંત્રીઓને પણ ધિક્કાર છે; પરંતુ હવે શોચ શું કરવો, જ્યાંસુધી આર્યભરત પૃથ્વીપર પડી વિશીર્ણ થઇ ન જાય ત્યાંસુધીમાં તેમને અધરથીજ ઝીલી લઉં.' આવો વિચાર કરીને બાહુબલિ, શય્યાને આકારે ભુજા કરી ચરણના અગ્રભાગથી ભૂમિનો સ્પર્શ કરી, આકાશ તરફ દૃષ્ટિ પ્રસારીને ઊભા રહ્યા; અને વિદ્યુત્‌ના દંડની જેમ ગગન સાગરને પ્રકાશતા ભરતને ભૂમિપર પડતાં અધરથીજ બાહુબલિએ બે ભુજાવડે ઝીલી લીધા. તરતજ ક્રોધ પામી ક્રૂર મુષ્ટિને ઉગામીને દેવતાઓને અને વિદ્યાધરોને ભય કરતા ભરત બાહુબલિ ઉપર દોડી આવ્યા અને નિવિડપણે બાહુબલિના મસ્તકપર પ્રહાર કર્યો. તે મુષ્ટિવડે મસ્તકમાં તાડિત થયેલા બાહુબલિ જાણે કાંઈ સ્મરણ કરતા હોય, તેમ ક્ષણવાર નેત્ર મીંચી ગયા. પણ સહજવારમાં પાછા સ્વસ્થ થઈ બાહુબલિએ વજ્રવડે પર્વતના શિખરની જેમ ભરતની છાતીમાં મુષ્ટિનો પ્રહાર કર્યો. તે પ્રહારથી જાણે પૃથ્વીનો પોતા તરફનો રાગ જાણવાને ઇચ્છતા હોય તેમ ભરત આખા શરીરથી સ્પર્શ કરતા પૃથ્વીપર સપાટ પડી ગયા. તેમ જોઇને પોતાના સ્વામીના દુઃખથી દુઃખી થયેલા સર્વ સૈનિકો તત્કાળ મૂર્છા પામ્યા. "મહાન્ પુરૂષોની આપત્તિથી કોને દુઃખ ન થાય?" તે વખતે 'અહા! દુર્મદ એવા મેં કુલનો નાશ કરનારૂં આ શું કામ આરંભ્યુ છે. જો આ જ્યેષ્ઠ બંધુ ભરત નહીં જીવે તો હું પણ નહીં જીવું.' આવી રીતે ચિંતા કરતા બાહુબલિ ભૂમિપર પડેલા ભરતની પાસે આવી, સાશ્રુ નેત્રે સેવકની જેમ પોતાના ઉત્તરીય વસ્ત્રવડે પવન નાખવા લાગ્યા.

ક્ષણવાર પછી સંજ્ઞા પ્રાપ્ત કરીને ચક્રવર્ત્તીએ જોયું તો સેવકની જેમ પોતાની આગળ રહેલા લઘુ બંધુને અને સંતાપિત અવસ્થાવાળા પોતાને જોયા. એટલે તત્કાળ ઊભા થઈ ક્રોધથી લોહદંડ હાથમાં લઈને ભમાડતા ભમાડતા ભયંકર રૂપે બાહુબલિ તરફ દોડ્યા; અને મત્ત ગજેંદ્ર દંતુશળથી દરવાજાના કમાડને તાડન કરે, તેમ ચક્રવર્ત્તીએ ક્રોધ કરીને તે દંડવડે બાહુબલિના મસ્તકપર તાડન

કર્યું. ચક્રવર્ત્તીના દંડઘાતવડે તેના મસ્તકમાં મોટો ધ્વનિ થયો અને જીર્ણ ભાંડની પેઠે મુગુટ ચૂર્ણ થઈ ગયો. તેની પીડાથી બાહુબલિએ નેત્ર મીંચી દીધાં અને તેના દુઃસહ ધ્વનિથી લોકોએ હાથવડે શ્રવણને ઢાંકી દીધા. તે પીડાને અવગણીને તરતજ બાહુબલિએ લોઢાનો દંડ ગ્રહણ કર્યો; અને જાણે દેવતાઓની સાથે વૈર કરતા હોય તેમ સ્વેચ્છાએ તેને ભમાડ્યો. જ્યારે તેમણે દંડ ભમાડ્યો તે વખતે શું આ પર્વતોના શિખરોને તોડી નાખશે! અથવા શું પૃથ્વીને ઉખેડી નાખશે' એવી દેવતાઓને શંકા થવા લાગી. તે દંડવડે ગજેંદ્ર જેમ દૃઢ દંતુશળવડે દરવાજાપર પ્રહાર કરે તેમ બાહુબલિએ ભરતના હૃદયપર પ્રહાર કર્યો. જેથી ભરતનું મજબૂત બખ્તર તૂટી ગયું, અને આકાશમાંથી ભ્રષ્ટ થયેલા સૂર્યની જેમ ભરતચક્રીનું શરીર સ્ફુટ કાંતિએ દેખાવા માંડ્યું. પછી કલ્પાંત મેઘ જેમ વિદ્યુદ્દંડથી પર્વતને મારે, તેમ ભરતે દંડથી બાહુબલિના મસ્તકપર ઘા કર્યો. તે વખતે તે દંડ લોઢાનો છતાં બાહુબલિના શરીરના આઘાતથી, જાણે પોતે કરેલા અપરાધને લીધે બાહુબલિનો ભય લાગ્યો હોય, તેમ ભાંગી ગયો. તે દંડના ઘાથી બાહુબલિ જાનુસુધી પૃથ્વીમાં મગ્ન થઈ ગયા અને લય પામેલા યોગીની જેમ ક્ષણવાર કાંઈ પણ જાણી શકયા નહીં. પણ પાછા તરતજ પંકમાં મગ્ન થયેલા હાથીની જેમ પોતાના અંગને કંપાવી બહાર નીકળ્યા અને પોતાનો લોહદંડ ગ્રહણ કર્યો. તે વખતે "આ દંડવડે શું તારાઓને સ્થાનભ્રષ્ટ કરીને પાડી નાખશે, શું પર્વતોને ચૂર્ણ કરશે, કે શું પક્ષીના માળાની જેમ આકાશમાંથી વિમાનોને પાડી નાખશે?" આ પ્રમાણે શંકા કરતા લોકો તેની સામું જોઈ રહ્યા. એટલામાં તો બાહુબલિએ બલવડે ચક્રવર્ત્તીના મસ્તક ઉપર દંડનો ઘા કર્યો. તે દંડના ઘાથી ચક્રવર્ત્તી કંઠસુધી પૃથ્વીમાં પેશી ગયા, તે વખતે તેમના મુખનો દેખાવ રાહુએ ગ્રસેલા ચન્દ્રના જેવો દેખાતો હતો. તે જોઈ 'હે પૃથ્વી! તું અમારા સ્વામીની પેઠે અમને પણ વિવર આપ.' આમ કહેતા ચક્રીના સર્વ સૈનિકો મૂર્છા પામ્યા, અને 'અહા! ભ્રાતાના વધથી મને મોટું દુઃસહ પાપ લાગ્યું, કુપુત્ર એવા મારાથી પિતાનો વંશ કલંકિત થયો,' આ પ્રમાણે બાહુબલિ શોક કરવા લાગ્યા. તેવામાં તો તે વ્યથાનો ત્યાગ કરી, સૂર્યના જેવા તેજસ્વી ચક્રવર્ત્તી પૃથ્વીમાંથી બહાર નીકળ્યા.

પછી ચક્રવર્ત્તી વિચાર કરવા લાગ્યા કે, "જેમ દેવતાઓથી ઇંદ્ર, મૃગલાઓથી કેશરી, અને તારાઓથી ચંદ્ર જીતાય નહીં, તેમ રાજાઓથી ચક્રવર્ત્તી જીતાય નહીં, તે છતાં આ શું થયું? વળી સાઠ હજાર વર્ષસુધી જે મેં પૃથ્વીનો વિજય

કર્યો, તે શું આ બાહુબલિને માટે? કે જે અત્યારે મારો વધ કરવાને ઉદ્યત થયો છે. તેમજ એક કાળે બે વાસુદેવ ન થાય તેમ બે ચક્રવર્ત્તી પણ ઉત્પન્ન ન થાય તેવી શ્રીજિનાગમમાં ભગવંતની વાણી છે, તે વ્યર્થ પણ કેમ થાય? ત્યારે શું પૃથ્વીમાં આ બાહુબલિજ સત્ય ચક્રવર્ત્તી હશે, હું ચક્રવર્ત્તી નહીં હોઉં? અને મેં જે દિગ્વિજય કર્યો તે શું આના સેનાપતિ થઈને કર્યો!" આ પ્રમાણે ચક્રવર્ત્તી હૃદયમાં ચિંતવન કરતા હતા, તેવામાં તો અગ્નિના તણખાઓને છોડતું અને સૂર્યના જેવું તેજસ્વી ચક્રરત્ન તેના હાથમાં આવ્યું. ચક્રના આવવાથી જેના મનમાં પોતાના ચક્રવર્ત્તીપણાની પ્રતીતિ થઈ છે એવા ચક્રવર્ત્તીએ ચક્રને ભમાડતાં ભમાડતાં ક્રોધ કરીને બાહુબલિને કહ્યું—"અરે બાહુબલિ! અદ્યાપિ કાંઈ બગડી ગયું નથી, હજુ પણ માન છોડી દઇને દેવતાઓએ માનવા યોગ્ય એવી મારી આજ્ઞાને માન્ય કર. તું મારો અનુજ બંધુ છે, તેથી તારો પ્રથમનો સર્વ અપરાધ હું સહન કરીશ; તારો વધ કરવાથી થનારૂ ભ્રાતૃહત્યાનું પાપ મને ન થાઓ. સર્વ તિર્યંચમાં હાથી, તેનાથી કેશરી અને તેનાથી અષ્ટાપદ–એમ અનુક્રમે સર્વે બલવાન્ રાજાઓ પણ પોતાથી અધિક બળવાન્ રાજાને વશ રહે છે. હે બાહુબલિ! તારે બાહુબલનો ગર્વ કરવો યોગ્ય નથી, કારણ કે, સર્વ બલવાન્ રાજાઓ પણ ચક્રવર્ત્તીની આજ્ઞાને અંગીકાર કરે છે." ભરતનાં આવાં વચનો સાંભળી પોતાના ખભા ઉપર દૃષ્ટિ નાખતો બાહુબલિ, ધીર અને ગંભીર વાણીથી નિર્ભયપણે બોલ્યો. "હે આર્ય! તારામાં આપણા પિતાનું પુત્રપણું શોભતું નથી. કારણ કે ક્ષાત્રધર્મને જાણતાં છતાં આ દ્વંદ્વ યુદ્ધમાં પણ ચક્રનું ગ્રહણ કરે છે. અરે જ્યેષ્ઠબંધુ! બાહુબલિના બલની પાસે આ લોહખંડ શું કરનાર છે! તેતો ઉલટું સૂર્યપાસે ખદ્યોતની જેમ તને લજવે છે. અત્યાર સુધી તેં તારા બાહુનું બળ તો જોયુ, હવે આ ચક્રનું બળ પણ જો. આ મારો ભ્રાતા થાય છે એવી શંકા રાખીશ નહીં, કેમકે ક્ષત્રીઓનો એવો ક્રમજ છે." આવાં બાહુબલિનાં વચનો સાંભળીને ક્રોધ પામેલા ચક્રવર્ત્તીએ ચક્રને આકાશમાં ભમાડી, સર્વ પ્રેક્ષકને ભય ઉત્પન્ન કરતું તેને તત્કાળ છોડ્યું. તે ચક્રને જોઈને બાહુબલિ વિચારવા લાગ્યા કે "દંડવડે હણીને મૃત્તિકાના પાત્રની જેમ શું આને ચૂર્ણ કરી દઉ! વા દડાની જેમ આકાશમાં લીલાવડે ઉડાડી નાખું! અથવા યશરૂપ વૃક્ષને માટે બીજની જેમ તેને પૃથ્વીમાં દાટી દઉં! વા ચકલાના ચપળ બચ્ચાંની જેમ તેને હાથમાં પકડી લઉ! વા મુષ્ટિથી હણીને તેને દિશાંતરમાં ફેંકી દઉં! અથવા તો તેનું વીર્ય તો પ્રથમ જોઉં, પછી જે કરવું હશે તે કરીશ.' આ પ્રમાણે બાહુબલિ ચિંતવતા હતા, તેવામાં તો તે જાજ્વલ્યમાન ચક્ર બાહુ-

બલિની સમીપે આવ્યું અને તેને પ્રદક્ષિણા કરીને પાછું ચક્રવર્ત્તીના હાથમાં પ્રાપ્ત થયું. કારણ કે, ચક્રવર્ત્તીના સામાન્ય ગોત્રી ઉપર પણ ચક્ર પ્રવર્ત્તતું નથી, તો તદ્ભવસિદ્ધિવાળા બાહુબલિ જેવા પુરૂષપર તો કેમજ પ્રવર્ત્તે! પછી બાહુબલિએ અત્યંત ક્રોધાયમાન થઈને ચિંતવ્યું કે, "ચક્રને તેના રક્ષક એક હજાર યક્ષોને અને આ અન્યાય કરનારા તેના અધિપતિને હવે તો એક મુષ્ટિના ઘાથી ચૂર્ણ કરી નાખું." આવું ચિંતવી કલ્પાંતકાળે છોડેલા ઇંદ્રના વજ્ર જેવી ક્રૂર મુષ્ટિ ઉગામી બાહુબલિ ભરત ઉપર દોડ્યા. પરંતુ સમુદ્ર જેમ મર્યાદાભૂમિમાં આવીને અટકી જાય તેમ બાહુબલિ ચક્રવર્ત્તીની પાસે આવતાં અટકી ગયા અને સ્થિર થઈને વિચાર કરવા લાગ્યા કે "અહો! ચળાચળ એવા રાજ્યને માટે આ ભવનો અને આગામી ભવોનો–બંને ભવનો નાશ કરે તેવા આ ભ્રાતૃવધનો હું આરંભ કરૂં છું તે કેવી વાત? ગુરૂજનને હણીને અને લઘુજનને છળથી છેતરીને કદી ઘણું રાજ્ય મળે તેમ હોય, તોપણ મારે તેનું ગ્રહણ કરવું યુક્ત નથી. ઉપરથી દેખવામાત્ર સુખની પ્રાપ્તિવડે ભ્રમિત થયેલા અધમ પુરૂષો નરકાગારના કારણમાંજ જ્યાં ત્યાં પ્રવર્ત્તે છે; જો તેમ ન હોય તો તેવા રાજ્યને પિતા શ્રીજિનેશ્વર કેમ છોડી દે! માટે હું પણ આજે તો પૂજ્ય પિતાના માર્ગનોજ પથિક[1] થઉં." આ પ્રમાણે મનમાં વિચારી એ મનસ્વી રાજા બાહુબલિ નેત્રમાંથી નીકળતા કિંચિત્ ઉષ્ણ જળવડે પૃથ્વીને સિંચન કરતા ભરતચક્રીને કહેવા લાગ્યા. "હે જ્યેષ્ઠબંધુ! હે ભરતસ્વામી! મેં તમને રાજ્યને માટે બહુ ખેદ કરાવ્યોછે, તો હવે મારા તે દુશ્ચરિત્ર માટે મને ક્ષમા કરો. હું પિતાશ્રીના માર્ગનો પથિક[1] થઈશ. મારે હવે રાજ્યસંપત્તિની સ્પૃહા નથી" એમ કહી તેજ મુષ્ટિવડે તેણે પોતાના કેશનો લોચ કર્યો. તત્કાલ 'સાધુ સાધુ' એવા શબ્દો બોલતા દેવતાઓએ આનંદથી તેમની ઉપર પુષ્પવૃષ્ટિ કરી. મહાવ્રતને પ્રાપ્ત થયેલા બાહુબલિએ ચિંતવ્યું કે, "અહીંથીજ અનંત સુખના કારણ એવા પિતાશ્રીના ચરણપાસે જઉં, અથવા તો અહીંજ રહું, કારણકે ત્યાં જવાથી મારાથી પ્રથમ વ્રત લેનારા અને કેવળ જ્ઞાન પામેલા એવા મારા અનુજ બંધુઓમાં મારી લઘુતા થશે; માટે અહીંજ રહી ધ્યાનરૂપ અગ્નિવડે ઘાતી કર્મને બાળી, કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને પછી પ્રભુની પર્ષદામાં જઈશ." આ પ્રમાણે ચિંતવીને એ વ્રતધારી બાહુબલિ વીર, પોતાની બે ભુજાઓ લાંબી કરી કાયોત્સર્ગે ત્યાંજ ઉભા રહ્યા.[2]

---

૧ મુસાફર ૨ આટલા પ્રસંગમાં ભરતચક્રીનો ક્રોધ, બાહુબલિનો મમત્વ, ત્યાગ કરવાની અદ્ભુત શક્તિ, અહંકાર અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિ એ ખાસ વિચારવા જેવાં છે

બાહુબલિને આ પ્રમાણે રહેલા જોઇને અને પોતાનાં અઘટિત કાર્યોને જોઇને ચક્રવર્ત્તી જાણે પૃથ્વીમાં પેસી જવાને ઇચ્છતા હોય તેમ નીચું મુખ કરીને રહ્યા. નેત્રમાં અશ્રુ લાવી પોતાના લઘુ બંધુને પ્રણામ કર્યો, અને પછી પોતાની નિંદા અને તેની પ્રશંસા કરતા બોલ્યા–" હે બાંધવ ! જે લોભ અને મત્સરથી ગ્રસ્ત થયેલા છે તેઓમાં મુખ્ય હું છું અને દયાળુ અને ધર્મી જનોમાં મુખ્ય એવા તમે છો. ' હે ભ્રાતા ! તમે પ્રથમ યુદ્ધમાં મને જીતી લીધો અને પછી વ્રતરૂપી અસ્ત્રવડે આ રાગાદિક શત્રુઓને જીતી લીધા, તેથી આ જગત્‌માં તમારાથી અધિક કોઈ બલવાન્ નથી. હે બાંધવ ! મારા અપરાધને સહન કરી મારી સાથે બોલો; તમે મારી સામું પણ જોતા નથી, તો શું પૂર્વની પેઠે દયાળુ નથી ? તમેજ પિતાના ખરેખરા પુત્ર છો કે જે પિતાને માર્ગે પ્રવર્ત્યા છો અને હું તો જાણુંછું તે છતાં પણ રાગદ્વેષથી કદર્થના પામુંછું. માટે હે ભગવન્! મારાપર પ્રસન્ન થાઓ, અને મારૂં સર્વ પૃથ્વીનું રાજ્ય ગ્રહણ કરો. હું તમારૂં સંયમ સામ્રાજ્ય ગ્રહણ કરીશ."

આ પ્રમાણે બાહુબલિ પાસે બાલકની જેમ વિલાપ કરતા ભરત ચક્રવર્ત્તીને શુદ્ધબુદ્ધિવાળા મંત્રીઓએ નિર્મળ વાણીથી બોધ કરી સમજાવ્યા, એટલે ચક્રવર્ત્તી બાહુબલિના પુત્ર સોમયશાને આગળ કરી જિનમંદિરોથી અલંકૃત એવી તક્ષશીલા નગરીમાં જવા ચાલ્યા. માર્ગમાં એક ઉદ્યાનને વિષે વિચિત્ર મણિઓથી રચેલું અને સહસ્ર આરાવાળું ધર્મચક્ર એક પ્રસાદમાં સ્થાપન કરેલું દીઠું. તેને નમસ્કાર કરી સોમયશા બોલ્યો–" પૂર્વે પાપનો નાશ કરનાર શ્રીઋષભ સ્વામી પૃથ્વીમાં છદ્મસ્થપણે વિહાર કરતા રાત્રિએ અહીં સમોસર્યા હતા. આ ખબર મારા પિતા બાહુબલિને થતાં તેમણે પ્રતિજ્ઞા કરી કે કાલે પ્રાતઃકાલે સર્વ રાજાઓ અને પ્રજાવર્ગની સાથે મોટા ઉત્સવ સહિત જઇ હું પિતાને નમસ્કાર કરીશ.' પછી તેમણે આજ્ઞા કરીને માંચા, અટારીઓ, દુકાનો, શેરીઓ અને ચોકને કપૂર ચંદનના જળથી છંટાવી, કસ્તુરીના મંડલવડે અંકિત કરાવ્યા તેમજ પુષ્પમાળા વસ્ત્રમાળા અને રત્નમાળાવડે અલંકૃત કરાવ્યા. આ પ્રમાણે કરાવી પ્રાતઃકાલે પવિત્ર અંગવાળા થઇને મારા પિતા સર્વ સમૃદ્ધિ સાથે પ્રજાલોક અને પરિવાર સહિત અહીં આવ્યા. અહીં આવીને જુએછે તો જેવું સૂર્યવગરનું આકાશ, પુત્રરહિત કૂળ, અને જીવવગરનું શરીર હોય તેવું આ ઉદ્યાન પિતાવગરનું જોયું; તેથી મનમાં દુઃખરૂપ ખિલાવડે પીડિત એવા મારા પિતા આજુબાજુના વૃક્ષોને પણ રોવરાવતા ઊંચે સ્વરે રૂદન કરવા લાગ્યા. "અરે ! વિલંબ કરનારા અને ધર્મનો ઘાત કરનારા એવા મને ધિક્કાર

છે કે જેણે રાત્રિએ જઈને પિતાના ચરણ કમળને વાંધા નહીં. હે ભગવન્! તમે ખરેખર પૃથ્વીમાં એકજ વીતરાગ છો, બીજો કોઈ નથી કે જે પુત્રઉપર પણ લેશ માત્ર રાગવાન્ થયા નહીં, તેમજ મમતાપણ રાખી નહીં." આ પ્રમાણે પોકાર કરી રૂદન કરતા મારા પિતા બાહુબલિને મુખ્ય મંત્રીઓએ સમજાવ્યા. પછી પૃથ્વીપર પડેલી પ્રભુના ચરણની પ્રતિમાને નમસ્કાર કર્યો. હે ચક્રવર્તી ! 'પછી પિતાશ્રીના ચરણકમળને બીજું કોઇ સ્પર્શ કરે નહીં' એવું ધારી તેમણે આ ઠેકાણે આ પ્રાસાદ સહિત મહા ઉન્નત ધર્મચક્ર કરાવ્યું છે. "મોટું કે નાનું કાંઈ પણ ધર્મ કૃત્ય જો આરંભ્યું હોય તો તે સદ્બુદ્ધિવાળા પુરૂષે પ્રયત્નથી અવિલંબે કરવું. ધર્મના કાર્યમાં વિસ્તાર કરવાને માટે પણ વિલંબ કરવો નહિ. જુઓ, બાહુબલિરાજાએ એક રાત્રિ વિલંબ કર્યો તો પ્રભુને વંદના કરીશકયા નહીં." આ પ્રમાણે સાંભળી ચક્રવર્ત્તી તે ધર્મચક્રને નમસ્કાર કરી, તક્ષશીલા નગરીમાં આવ્યા. ત્યાં અનેક રાજાઓની પાસે સોમયશાને મોટા ઉત્સવથી અભિષેક કરાવ્યો. ત્યાંથી માંડીને અનેક પુરૂષરત્નોની ઉત્પત્તિનું કારણ અને સેંકડો શાખાવડેયુક્ત એવો પૃથ્વીમાં સોમ (ચંદ્ર)વંશ પ્રવર્ત્યો. સોમયશાને રૂપવતી અને કુલવતી સુવ્રતા વિગેરે ચોવીશ હજાર સ્ત્રીઓ હતી. તેનાથી જગત્માં પ્રખ્યાત પરાક્રમવાળા શ્રેયાંસ વિગેરે બહોંતેર હજાર પુત્રો થયા. બત્રીશ લાખ ગામ, સો પત્તન અને ત્રણસો નગરનું સોમયશા રાજ્ય કરવા લાગ્યો. તેને ચુંમાળીશ લાખ રથ, એક લાખ હાથી, પાંત્રીશ લાખ સૂર્યના અશ્વોજેવા ઘોડા અને સવાકરોડ પાયદળની સેના હતી અને સાતસો રાજાઓ તેની આજ્ઞાને ધારણ કરનારા હતા.

પછી સોમયશાએ, સર્વ રાજાઓએ અને સર્વજનોએ પૂજેલા ભરતચક્રી ત્યાંથી પોતાના નગર તરફ ચાલ્યા માર્ગમાં કાઉસગ્ગ મુદ્રાએ રહેલા બાહુબલિના ચરણમાં પ્રણામ કરી ભરત મોટા ઉત્સવથી વિરાજિત અયોધ્યાપુરીમાં આવ્યા. ત્યાં સુર, અસુર અને મનુષ્યોના સમૂહે સેવાયેલા ભરત રાજા સુખકારી પિતાની જેમ પ્રજાનુ પાલન કરવા લાગ્યા. અહી બહુલી દેશના રાજા બાહુબલિ સર્વ સાવદ્ય કર્મથી રહિત અને સર્વ પ્રાણીઓને હિતકારી થઈ કર્મને ખપાવવાને માટે કાઉસગ્ગ ધ્યાને રહ્યા હતા ત્યાં નિશ્ચળ અંગવાળા તે મુનિચંદ્ર બાહુબલિને જોઈ દેવતાઓ તર્ક કરતા હતા કે, "શું આ ધ્યાનાધિરૂઢ રત્નમૂર્ત્તિ હશે ! વા પૃથ્વીમાંથી કોતરેલી પ્રતિમા હશે ! અથવા આકાશમાંથી અવતરેલા કોઈ દેવ હશે !" બાહુબલિ મુનિપતિ, નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ રાખી , શ્રી જિનેશ્વર ભગવંતની નિર્મલ જ્યોતિનું ચિતવન કરતા હતા. તેઓ મેરૂ પર્વતનીપેઠે કંપરહિત રહેવાથી, નેત્રની કીકીને

પણ નહીં ચલાવવાથી, જાનુસુધી બે ભુજા લંબાયમાન કરી રાખવાથી, સર્વ આશ્રવોનો નિરોધ કરવાથી અને ચિત્તપ્રાણને ગોપવવાથી વિશેષપણે શોભતા હતા. એ બાહુબલિ પર્વતની પેઠે સર્વ ઋતુના દોષથી અદૂષિત હતા. રાગ અને દ્વેષવડે યોગી જેમ અલિપ્ત રહે તેમ તાઢ, તડકો અને જળથી તેની મૂર્ત્તિ નિર્લેપ હતી. પરસ્પર જાત્યાદિ વૈર ધરાવનારા જીવો પણ સહોદરની પેઠે એકઠા થઈ તેના આશ્રિત થઈને રહેતા હતા. તેના મસ્તક, દાઢી, મુછ અને ભુજા વિગેરેમાં પક્ષીઓએ માળા કર્યા હતા. એ મુનીશ્વર કર્મલતાથી મુક્ત થઈને અરણ્યલતાથી વીંટાયા સતા શોભતા હતા. મેરૂગિરિની જેમ વનના સમૂહથી યુક્ત, અધિક કાંતિવાળા અને મધ્યભાગે અલભ્ય હતા[1]. સુજનના મનને દુર્જન પુરૂષની જેમ તીક્ષ્ણ મુખવાળા દર્ભાંકુર જળથી વૃદ્ધિ પામી, ચરણતળમાં પેશીને તેના શરીરને ભેદી નાખતા હતા. રાગ દ્વેષને જીતનાર અને સર્વપર સમાન ભાવ રાખનાર એ મુનિપતિએ હૃદયકમળમાં જિનપતિનું ધ્યાન ધરી, મત્સર બુદ્ધિનો ત્યાગ કરી, એક વર્ષસુધી કાયોત્સર્ગે રહીને પોતાનાં ઘાતીકર્મને દહન કરી દીધાં.

બાહુબલિને કેળવજ્ઞાન ઉત્પન્ન થવાનો સમય આવ્યો છે, પણ તેમાં માન દૂષણ કરનાર છે, એવું જાણીને ભગવાન્ શ્રીયુગાદિ પ્રભુએ તેને બોધ કરવાને માટે બીજા શિષ્યોની સાથે મહાસતી બ્રાહ્મી અને સુંદરીને તે નિર્વૈર વનમાં મોકલ્યાં. તે બંને બ્હેનો અનુક્રમે ત્યાં આવી અને વાદળામાં ઢંકાયલા સૂર્યની પેઠે લતાવલ્લીઓથી વીંટાયેલા તે બાહુબલિને જાણી તેમને વંદના કરી. પછી પ્રભુનાં વચનો આદરપૂર્વક ઊંચે સ્વરે કહેવા લાગી. "હે ભ્રાતા! જગત્પતિ ભગવંતે પડછંદાની જેમ અમારા મુખે તમને કહેવરાવ્યું છે કે 'જે પુરૂષો ગજેંદ્ર ઉપર ચડે, તેઓને શું જ્ઞાન પ્રાપ્ત થાય? માટે પોતાના વૈરી જેવા તે ગજેંદ્રનો ત્યાગ કરો' તેથી અમે કહીએ છીએ કે હે યુગાદી પ્રભુના પુત્ર બાહુબલિ! એ તરૂણ ગજેંદ્ર ઉપરથી ઉતરી જાઓ. હે બાંધવ! તમે મોહ કેમ પામો છો? મોહને દૂર કરો અને બોધીને પ્રાપ્ત કરો."

આ પ્રમાણે કહીને બંને ભગવતી પ્રભુની પાસે ગઈ. તેમનાં વચનો સાંભળીને બાહુબલિ તે વચનોના તત્વને વિચારવા લાગ્યા. "આ સાધ્વીઓ મારી સહોદરા (બ્હેનો) છે અને શ્રીયુગાદિ પ્રભુની શિષ્યા છે. તે કદિ પણ અસત્ય બોલે નહીં પણ અહીં ગજેંદ્ર ક્યાં છે! સાત અંગવાળું સમસ્ત રાજ્ય છોડીને હું કાઉ-

---

૧ ફરતી વીટાયેલી લતાઓથી વન જેવા, દેહવડે કાંતિવાળા અને ગભીર હોવાથી મધ્યભાગે (હૃદયમાં) અલભ્ય હતા

સગ્ગ ધ્યાને રહ્યોછું, તો મારે ગજેંદ્રની પ્રાપ્તિ ક્યાંથી હોય ! અરે ! મારા જાણવામાં આવ્યું: મારામાં જે માન છે તે ગજેંદ્ર છે. મને પહેલાં વિચાર થયો હતો કે મારાથી લઘુ બંધુઓને હું કેમ જઇને નમું ? અહા ! આવું દુશ્ચરિત વૃથા થાઓ. હું તેમને નમસ્કાર કરૂં છું. માન ધરવાથી, પુણ્ય, કીર્ત્તિ, યશ, લક્ષ્મી સ્વર્ગ, અને અદ્ભુત સામ્રાજ્ય—સર્વ નાશ પામે છે, દુર્ગતિ પ્રાપ્ત થાયછે. આત્મિક ગુણની હાની કરનાર, મોટા ગુણોને હરનાર, ધર્મરૂપ લક્ષ્મીને ચોરનાર, નીચ ગોત્રરૂપ વૃક્ષમાં મેઘસમાન, સૌભાગ્યની શોભાનો નાશ કરનાર, કીર્ત્તિને વિદારવામાં મુદ્ગર તુલ્ય, મોક્ષસુખરૂપ ઉદ્યાનને બાળનાર અને સુકૃતશ્રેણિરૂપ રાત્રિમાં સૂર્યરૂપ એવા માનને સત્પુરૂષો ત્યજી દેછે. તેથી હવે માનને છોડી દઇને મારી અગાઉ ચારિત્રને ગ્રહણ કરનારા બંધુઓને પિતાશ્રીની પેઠે હું નમસ્કાર કરીશ." આપ્રમાણે મનમાં વિચારીને બાહુબલિ મુનિ જેવા પિતાની પાસે જવા તૈયાર થયા, તેજ વખતે માન છોડનારા બાહુબલિની ઉપર પ્રથમથી બહુ રાગ ધરી રહેલી કેવળ જ્ઞાનરૂપ લક્ષ્મી, સર્વ જગતના ભાવને સમકાળે બતાવતી તેના આત્મામાં પ્રગટ થઇ. પછી દેવતાએ આપેલા મુનિવેશને પ્રાપ્ત કરી, દિવ્ય અને ઉત્તમ જ્ઞાનવડે શુદ્ધતત્વને જાણી, ત્યાંથી પ્રભુપાસે જઈ પ્રભુને પ્રદક્ષિણા કરીને એ દક્ષ મુનિવર, કેવળ જ્ઞાનીઓની પર્ષદામાં બેઠા.

એવી રીતે બલવાન્માં પણ બલવાન્ એવા બાહુબલિએ એક સાથે ભરતચક્રવર્ત્તીને અને કર્મના સમૂહને જીતી લીધા અને છેવટ પોતાનામાં જે માન હતું, તેને પણ તત્કાળ છોડી દીધું.

**इत्याचार्य श्रीधनेश्वरसूरिविरचिते महातीर्थे श्रीशत्रुंजयमहात्म्ये भरतबाहुबलिसंग्रामवर्णनो नाम चतुर्थः सर्गः॥४ ॥**





# પંચમ સર્ગ.



જેના[1] ચાર અક્ષરોથી કમલ જાતિનું નામ થાય છે, પેહેલા અક્ષરવિના ત્રણ અક્ષરોથી આભૂષણનું નામ થાયછે,પેહેલા એક અક્ષરથી પૃથ્વીનું નામ થાય છે, પેહેલા બે અક્ષરોથી પક્ષીનું નામ થાયછે, વચલા બે અક્ષરોથી પ્રાણને આપનાર (બલ) નામ થાય છે, જુદાજુદા અક્ષરોને મેળવવાથી ગોત્ર, અશ્વ, અને જળ અર્થ થાયછે અને પ્રાંતભાગના બે અક્ષરોથી વિનાશ અર્થ નીકળેછે, આ પ્રમાણેનો જે શબ્દ છે તેને જે કોઈ પૃથ્વીમાં વિચક્ષણ પુરૂષો જાણી શકે, તેમનો હું સદાનેમાટે દાસ છું. શ્રીશત્રુંજયરૂપી ઐરાવતમાંથી ઉત્પન્ન થયેલ મુક્તામણિરૂપ, ઉત્તમ લક્ષ્મીના શ્રેણીરૂપ, પુણ્યરૂપ આકાશમાં સૂર્યરૂપ, ઉજ્વળ કીર્ત્તિના વેણીરૂપ, ત્રણ લોકનાગુરૂ, શ્રી નાભીરાજાના વંશમાં મણિરૂપ અને સમસ્ત કુવલય(પૃથ્વી)ને બોધ કરવામાં ચંદ્રરૂપ શ્રી યુગાદિ પ્રભુ અખંડિત સુખ પ્રત્યે આપો.

શ્રી મહાવીર પ્રભુ ઈંદ્રને કહેછે-હે ઈંદ્ર ! ભરતચક્રીએ જેમ બાહ્યશત્રુનો જય કર્યો, તેમ હવે તેણે અંતર શત્રુઓનો જય પણ કેવી રીતે કર્યો અને આ શત્રુંજય તીર્થની સંસિદ્ધિ કેવી રીતે થઈ તે હવે સાંભળ.

અતિશય રૂપ કિરણોથી પ્રકાશિત શ્રી ઋષભનાથ પ્રભુ ચક્રવાક પક્ષીઓથી સૂર્યની જેમ ત્રણ જગત્‌ના લોકોથી સેવાતા, વસુધાને પવિત્ર કરતા અને ભવ્ય પ્રાણીરૂપ કમળને વિકસ્વર કરતા, સૂર્ય જેમ પૂર્વાચળપર આવે તેમ શત્રુંજય ગિરિપર આવ્યા. એ ગિરિરાજ કલ્પવૃક્ષ, પારિજાત, સંતાનક, હરિચંદન, લવીંગ, ચારોળી, આંબા, ચંબેલી અને આસોપાલવનાં વૃક્ષોથી શોભી રહ્યો હતો. આસપાસ રહેલા નાલીએર, નાગરવેલ, સોપારી, કદલી, સલ્લકી, શાલ્મલી અને શા-

---

૧ આ શ્લોકમા સમસ્યા બતાવી છે આ શબ્દ 'कुवलय' થાય છે એક અક્ષરના પક્ષમા 'કુ' એટલે પૃથ્વી અર્થ થાય , બે અક્ષરના પક્ષે 'કુવ' એટલે પક્ષી અર્થ થાય વચલા બે અક્ષરના પક્ષે 'બલ' એવો અર્થ થાય જુદા જુદા અક્ષર જોડવાથી ગોત્ર અશ્વ અને જળ અર્થ થાય અને છેવટના બે અક્ષર જુદા કરતા લય એટલે વિનાશ એવો અર્થ થાય

ળનાં વૃક્ષોથી તેનો દેખાવ સુંદર લાગતો હતો. સર્વ પર્વતોનો રાજા હોવાથી ચમરીમૃગોના પુંછના ચામરથી વીંજાતો હતો. જિનમંદિરોના ઊંચા શિખરપર રહેલા કલશરૂપ છત્રોથી તે વીંટાએલો હતો. હજારો ઊંચાં શિખરોથી તેના મસ્તકપર મુગટની શોભા સ્ફુટ લાગતી હતી. વિચિત્ર મણિરત્નોના કિરણસમૂહથી તે આકાશને વિચિત્ર રંગવાળું કરી દેતો હતો. નદી, દ્રહ, કુંડ અને વાપિકાઓની સુંદર શોભાને ધરતો હતો, અને જળાશયોમાં રહેલાં વિકસત કમળોથી તે સ્વર્ગને પણ હસતો હતો. કિંનર સ્ત્રીઓ કલ્પવૃક્ષની ધાટી છાયામાં બેસી પોતાના ભર્ત્તારની સાથે શ્રી આદિનાથના ગુણોની શ્રેણીનું ગાન કરતી હતી. દર્શનથી વિશ્વને પવિત્ર કરતો અને સ્પર્શથી પાપસમૂહને હરતો એવો તે ગિરિરાજ નેત્રનું એક રસાયન અંજન હતો. અનેક મુમુક્ષુ એવા સિદ્ધ, ગંધર્વ, વિદ્યાધર, મનુષ્ય, સુર, અસુર, સર્પ અને સિંહાદિ પ્રાણીઓ તેને સેવતા હતા. અનંત સિદ્ધોનું સ્થાન અને અનંત સુખને આપનાર એ ગિરિ પ્રાણીઓને અનંત ભવરૂપ સાગરમાં દ્વીપરૂપ હતો. આસપાસ રહેલા બત્રીશ હજાર ગામોથી તે વિભૂષિત હતો, નિરંતર નીકળતાં સમુદ્રનાં રત્નોથી તેની મેખલા બંધાયેલી હતી, છત્ર જેવાં છાંયાદાર વૃક્ષોથી તેમાં મધ્યાન્હકાલે પણ તાપ જણાતો નહોતો અને સોરઠની સુંદરીઓનાં ગીતના મધુર નાદથી ત્યાં રહેલાં દેવતાઓ, માનવો અને નાગકુમારો પ્રસન્ન થતાં હતાં. તે ગિરિરાજ મૂળમાં પચાશ યોજન પહોળો, શિખરે દશ યોજન પહોળો અને ઊંચાઇમાં આઠ યોજન હતો.

આવા ઉત્તમ ગિરિપર પ્રભુ આરૂઢ થયા. તેમની પાછળ જાણે સદ્ગતિની નિસરણી હોય તેવા તે ગિરિપર પુંડરીક વિગેરે મુનિઓ અને સુંદરી પ્રમુખ સાધ્વીઓ પણ આરૂઢ થઈ. વિશેષ રીતે તે તીર્થને પવિત્ર કરતા હોય, તેમ પ્રભુ રાત્રિએ રાજાદની (રાયણ) વૃક્ષની નીચે સમોસર્યા. આસનકંપથી પ્રભુના આગમનને જાણી દેવતાઓએ પ્રાતઃકાળે ત્યાં આવી સંસારનો ભય ધરનારા પ્રાણીઓને શરણરૂપ સમોસરણ રચ્યું. એક પોરશી સુધી ભગવંતે દેશના આપી, પછી પ્રભુના ચરણપીઠપર બેસી પુંડરીક ગણધરે આ પ્રમાણે દેશના આપી—"તીર્થ, જિન, અને ગુરૂપર ભક્તિ, ધર્મશાસ્ત્રોવિષે રૂચિ, દયા, સુપાત્રદાન, પ્રિયવચન અને વિવેક—એ આસ્તિકપણાનાં લક્ષણો છે. આર્યદેશ, મનુષ્યપણું, દીર્ઘ આયુષ્ય, ક્ષમા, કુલીનતા, અને ન્યાયોપાર્જિત વિત્ત—એ માણસને પુણ્ય ઉપાર્જન કરવામાં હેતુરૂપ છે. માનુષ્યપણું પ્રાપ્ત થવાસાથે આર્યદેશમાં ઉત્પન્ન થવાથી નઠારાં કૃત્ય કરવાની પ્રવૃત્તિ કરતાં હૃદયમાં લજ્જા, ધર્મશાસ્ત્ર સાંભળવાનો યોગ, કાર્યાકાર્યનો વિચાર

કરવામાં પ્રીતિવાળી બુદ્ધિ, ગુરૂની સેવા, અપયશથી ભય, કરેલા પાપને દૂર કરવાની ઇચ્છા અને સારા ધર્મમાં પ્રીતિ હંમેશાં થયા કરેછે. .ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–એ ચાર પુરૂષાર્થ જેનાથી સધાય, તેવા મનુષ્યભવની સ્તુતિ કરવાને કોણ સમર્થ છે? જેમ ન્યાયમાર્ગથી ઉપાર્જન કરેલી સંપત્તિ પણ જો દાનેશ્વરના ઘરનેવિષે હોય તો કૃતાર્થ થાયછે તેમ કદિ આર્યદેશમાં મનુષ્યપણું પ્રાપ્ત થયું હોય તો પણ જો વિવેકથી ઉજ્વલ કૂળમાં જન્મ હોય તો તે પ્રશંસનીય થાયછે. જે ઉદ્યોગી પુરૂષો આયુષ્યનો એક ક્ષણ ભાગ પણ પ્રમાદથી વૃથા નિર્ગમન કરતા નથી, અને ચિરકાળ સુધી ધર્મકર્મના ઉદ્યોગમાંજ આયુષ્ય ગાળેછે, તે પુરૂષો પૃથ્વીપર સદ્વિવેકી ગણાય છે. તેમાંપણ જે કાસ, શ્વાસ, સંગ્રહણી, અર્શ, રક્તપિત્ત અને જ્વરાદિક રોગોથી નિત્ય પીડિત છે, તેને પુણ્યોપાર્જન ક્યાંથી થાય! પ્રાયઃ સત્વ દીનતાને માટે, શૌર્ય પરાભવને માટે, ઉદ્યોગ દુઃસ્થિતિને માટે અને ઉજ્વલ કૂળ પાપને માટે થતુંજ નથી."

આ પ્રમાણે દેશના પૂર્ણ થયા પછી પ્રભુએ પુંડરીક ગણધરને કહ્યું "આ તી-
"ર્થરાજ શત્રુંજય ગિરિ મોક્ષનું ગૃહ છે. આ ગિરિપર ચડેલા પ્રાણીઓ અતિ-
"દુર્લભ લોકાગ્રને[1] પણ સત્વર મેળવી શકે છે, તેથી આ ગિરિ શાશ્વત તીર્થરાજ છે.
"આ અનાદિ તીર્થ ઉપર અનંત તીર્થંકરો અને અનંત મુનિવરો પોતાના કર્મ-
"સંચયને ખપાવીને સિદ્ધ થયા છે. અહીં જે ક્ષુદ્ર અને હિંસક પ્રાણીઓ છે, તે પણ
"ત્રણ ભવે ઉત્તમ સિદ્ધિને પામેછે. જે અભવ્ય અને પાપી જીવો છે, તે આ પર્વ-
"તને જોઈ શકતા નથી. કદિ રાજ્યાદિક મેળવી શકાય, પણ આ તીર્થ મેળવવું
"મુશ્કેલ છે. જ્યારે તીર્થંકરો મુક્તિ પામશે, અને પૃથ્વીપરથી જ્ઞાન ચાલ્યું જશે,
"તે સમયે લોકોને શ્રવણ અને કીર્તનથી તારનાર માત્ર આ ગિરિરાજજ થઇ પ-
"ડશે. જ્યારે દુષમ કાલ આવશે, કેવલ જ્ઞાન ચાલ્યું જશે અને ધર્મ શિથિલ
"થશે તે સમયે આ તીર્થ જગત્‌ને હિતકારી થશે. જેમ જિનેશ્વરોમાં હું, પર્વ-
"તોમાં મેરૂ, અને દ્વીપોમાં જંબૂદ્વીપ મુખ્ય છે, તેમ સર્વ તીર્થોમાં આ તીર્થ
"મુખ્ય છે. આ તીર્થનાથને પોતાના આખા જન્મમાં પણ જેઓ જોતા નથી,
"તે મનુષ્યરૂપે પશુના પણ પશુ છે. અનંત તીર્થંકરો, કેવલ જ્ઞાનીઓ અહીં
"આવીને મોક્ષ ગયા છે અને આગળ જશે. ભૂતકાળે થયેલા જે જે તીર્થંકરો અ-
"હીં આવ્યા છે તે આ રાજાદની વૃક્ષની નીચેજ સમોસર્યા છે અને આગામી કાળે
"જે આવશે તે અહીંજ સમોસરશે. પ્રથમ તીર્થ સુરાષ્ટ્ર દેશ, પછી શત્રુંજય ગિરિ,

---

૧ લોકનો છેલ્લો ભાગ, મોક્ષ

" પછી આ રાજાદની વૃક્ષ અને તે પછી આ વર્ત્તમાન જિન છે. દુષમ કાળમાં સ-
"મુદ્રમાં વડવાનળની જેમ આ તીર્થનો પ્રભાવ અધિક અધિક વધે છે, તેથી આ-
"તીર્થ મોટું છે. આ તીર્થમાં શ્રીઅર્હંત પ્રભુની પુષ્પ અને અક્ષતાદિકથી પૂજા, અને
"સ્તુતિ કરી હોય, તો તે પ્રાણીનાં સર્વ ભવનાં કરેલાં પાપને ટાળી નાખે છે. બીજા
"તીર્થમાં કરેલી જિનાર્ચા કરતાં અહીં કરેલી જિનની અર્ચા અનંતગુણી થાય છે.
"અહીં એક પુષ્પમાત્રથી પણ જિનપૂજન કર્યું હોય તો તેથી સ્વર્ગ અને મોક્ષ
"દુર્લભ થતાં નથી. જે પુરૂષ આ તીર્થમાં જિનેશ્વરની અષ્ટ પ્રકારી પૂજા કરે, તે
"આ લોકમાં નવનિધાનને પ્રાપ્ત કરી છેવટે અર્હંત જેવો થાયછે. અર્હંતની પૂજા, ગુરૂની
"ભક્તિ, શ્રી શત્રુંજયની સેવા અને ચતુર્વિધ સંઘનો સમાગમ કરવાથી પુરૂષ સુકૃતી
"થાય છે. મન વચન કાયાથી આ તીર્થમાં જો ગુરૂની આરાધના થાય તો તે તીર્થં-
"કરનું પદ આપેછે. જો સામાન્ય મુનિઓની આરાધના કરી હોય તોપણ તેથી
"ચક્રવર્ત્તીની લક્ષ્મી પ્રાપ્ત થાય છે. જેઓ પોતાના દ્રવ્યથી ગુરૂની પૂજા ભક્તિ ક-
"રતા નથી, તેમનો જન્મ અને સર્વ સંપત્તિ નિષ્ફળ છે. શ્રી તીર્થંકરોને પણ
"પૂર્વભવે બોધિબીજના હેતુ ગુરૂ છે, તેથી બુદ્ધિમાન્ પુરૂષને ગુરૂ વિશેષ પૂજ-
"નીય છે. આ ગિરિમાં ધર્મસંબંધી સર્વ ક્રિયા ગુરૂની સાથે કરવી, કારણ કે
"ગુરૂવિના સર્વ ક્રિયા નિષ્ફલ થાયછે. તેથી અનૃણી થવાને ઇચ્છતા પુરૂષે ધર્મ-
"પ્રદાયક ગુરૂની આ તીર્થે વસ્ત્ર, અન્ન, પાન વિગેરેના દાનવડે વિશેષ પ્રકારે સેવા
"કરવી. આ ગિરિપર ગુરૂને વસ્ત્ર, અન્ન અને જળનું દાન આપવાથી અને ભક્તિ
"કરવાથી આ લોક અને પરલોકમાં સર્વ સંપત્તિ પ્રાપ્ત થાયછે. શત્રુંજય ગિરિ
"અને શ્રીજિનપ્રતિમા તે સ્થાવર તીર્થ કહેવાય છે અને ગુરૂ જંગમ તીર્થ
"છે, માટે તે અહીં અતિશય પૂજ્ય છે. અભયદાન, અનુકંપાદાન, પાત્ર-
"દાન, ઉચિતદાન, અને કીર્ત્તિદાન, તથા અન્નદાન, જ્ઞાનદાન, ઔષધદાન, અને
"જળદાન-એ સર્વદાન આ તીર્થમાં કરાય છે, એમ બુદ્ધિવાને સમજવું. જે
"અહી દીન, અને અનાથ વિગેરેને અવારિત ભોજન આપે છે, તેને ઘેર નિરંતર
"અવારિત લક્ષ્મી નાચે છે. આ તીર્થમાં મોટી બુદ્ધિવાળા પુરૂષે મહાસિદ્ધિનું નિ-
"દાન એવું દાન આપવું, કેમકે દાન આપ્યાવગર પ્રાણીઓ ભવસાગરને તરતા
"નથી. આ તીર્થમાં આવીને ગુણનો પ્રકાશ કરનારૂં, સર્વ દુઃખને હરનારૂં અને મો-
"ક્ષસુખના સ્થાનરૂપ શીલ મન વચન કાયાની શુદ્ધિથી પાળવું. પોતાની મેળે પો-
"તાના આત્માનો ઘાત કરનાર જે પુરૂષ અહીં શીલનો ભંગ કરે છે, તેની કોઈ પણ
"સ્થાનકે પછી શુદ્ધિ થતી નથી, અને તે ચંડાળથી પણ અધમ છે. અહી કરેલો

"તપ નિકાચિત કર્મનો લોપ કરે છે. અહીં જો એક દિવસનો તપ કર્યો હોય તો "તે આખા જન્મમાં કરેલા પાપનો નાશ કરે છે; અને છઠ અઠ્ઠમ વિગેરે તપ "કરવાથી વિશેષ ઉત્તમ ફળ મળે છે. તેથી સર્વ વાંછિતને આપનાર તપ આ તી-"ર્થમાં વિશેષપણે કરવો. જો અહીં અષ્ટાન્હિકા [1]તપ કરે તો તે પ્રાણી કર્મરહિત "થઈને બલાત્કારે સ્વર્ગ અને મોક્ષનું સુખ મેળવે છે. સુવર્ણ ચોરનાર પુરૂષ ચૈ-"ત્રીપુનમના એક ઉપવાસથી અને વસ્ત્ર ચોરનાર સારી વાસનાએ સાત [2]આચામ્લ "કરવાથી આ તીર્થમાં શુદ્ધ થાય છે. રત્ન ચોરનાર સારી વાસનાએ દાન આપી "કાર્તિક માસમાં સાત દીવસના તપથી સ્ફુટ રીતે શુદ્ધ થઈ જાય છે. રૂપું, કાંસું, "ત્રાંબું, લોઢું અને પિત્તળ ચોરનાર પુરૂષ સાત દિવસ [3]પુરિમાર્દ્ધ તપ કરવાથી તે "પાપથી મુક્ત થાય છે. મુદ્રા અને પરવાળાનો ચોરનાર ત્રિકાળ જિનપૂજા કરી "પંદર દિવસપર્યંત આચામ્લ[2]માં નિઃસ્નેહ ભોજન કરવાવડે પાપમુક્ત થાય છે. "ધાન્યનો ચોર અને જળનો ચોર પાત્રદાનથી શુદ્ધ થાય છે. રસ પદાર્થનો ચોરનાર "અર્થના ઇચ્છાપૂરક[4] મહાદાન આપવાથી મૂકાય છે. વસ્ત્રાભરણનો હરનાર ભલી "વાસનાવડે આ તીર્થમાં જિનપૂજન કરવાથી પોતાના આત્માનો ખાડાની જેવા "સંસારમાંથી ઉદ્ધાર કરે છે. ગુરૂ અને દેવના દ્રવ્યનો ચોરનાર અહીં સદ્ધ્યાન તથા "પાત્રદાનમાં પરાયણ થઇ જિનભગવંતને પૂજવાથી પોતાના પાપને વ્યર્થ કરી "દેછે. કુમારિકા, દીક્ષિતા, પતિતા, સધવા, વિધવા, ગુરૂપત્ની અને અગમ્યા સ્ત્રીનો "સંગ કરનાર, આ તીર્થે આવી છ માસપર્યંત અહર્નિશ જિન ભગવંતના ધ્યાનમાં "મનને રોકી છ માસનો તપ કરે તે પુરૂષ કે સ્ત્રી તત્કાળ તે પાપમાંથી મુક્ત થઇ "જાય છે. ગાય, મહિષી, હાથી, પૃથ્વી, અને મંદિરનો ચોરનાર આ તીર્થમાં ભ-"ક્તિથી જિનધ્યાન કરી તે તે વસ્તુ આપે તો શુદ્ધ થાયછે. બીજાના ચૈત્ય, "ગૃહ, આરામ, પુસ્તક અને પ્રતિમા વિગેરેમાં પોતાનું નામ નાખી 'આમારૂ છે' " એવું જે દુષ્ટ પુરૂષ કહે તે પુરૂષ સામાયિકથી પવિત્ર એવા આ [5]પુણ્યસત્રમાં શુભ "આશ્રવ કરવાથી છ માસના તપવડે તે પાપના ઓઘમાંથી[6] શુદ્ધ થાય છે. પરમેષ્ટી "પદનું ધ્યાન, દેવાર્ચન અને દયાદિકથી સમકિતી શ્રાવક સર્વ પાપથી મુક્ત થાય "છે. તેવું કોઈ પાપ નથી કે જે અહીં અર્હંતનું ધ્યાન કરવાથી ન જાય અને તેવું "કોઈ પુણ્ય નથી કે જે અહીં અર્હંતનું ધ્યાન કરવાથી ન મેળવાય. આ તીર્થમાં "પુણ્ય ન કર્યું હોય, પણ પોતાના ચિત્તમાં માત્ર ચિતવ્યું હોય, તોપણ શુભ ભા-

---

૧ અઠ્ઠાઇ (આઠ ઉપવાસ ) ૨ આંબેલ ૩ પુરિમાર્દ્ધ ( પુરીમદ્ધ ) દિવસનો પહેલો અરધો ભાગ બે પહોર ન ખાવુ તે ૪ ઇચ્છાને પૂરી કરનાર. ૫ પુણ્યનુ સ્થાન. ૬ સમૂહ.

"વનાથી તે પુણ્ય પ્રાપ્ત થાય છે; માટે અહીં સદા સારૂં ધ્યાન ધ્યાવું. સર્વ વ્યાપારોનો "ગુરૂ મનોવ્યાપાર છે અને તેજ મનુષ્યને સ્વર્ગમાં અને નરકમાં લઇ જાયછે; તેથી "આ તીર્થમાં કૃષ્ણા, નીલા, અને કાપોતિકા લેશ્યા કરવી નહીં, પણ તેજ, પદ્મ "અને શિતા[1] લેશ્યા કરવી; કારણકે તે કર્મનો ક્ષય કરેછે. ઝીણાં જંતુઓનો "પણ મન વચનથી દ્રોહ કરવો નહીં; કારણકે જીવહિંસા ધર્મરૂપી વૃક્ષમાં "દાવાનલરૂપ[2] છે. જે અધમ પુરૂષો કુંથુવા જેવા જીવને પણ હણે છે, તેઓની સા- "તમી નરક શિવાય બીજી ગતિ નથી; માટે નરકની દૂતી જેવી હિંસા સર્વથા કરવી "નહીં. પરને પીડા કરનાર પુરૂષની પાસે ધર્મરાજ તો આવતો જ નથી. અનંત "કાળના ભવવાસથી સર્વજંતુઓ પરસ્પર બંધુ છે, કોઇપણ શત્રુ નથી તેથી તેમની "આત્મવત્ રક્ષા કરવી.

" પ્રાણનો નાશ થાય તોપણ સદ્બુદ્ધિવાળા પુરૂષે અસત્ય બોલવું નહી. જે "મનુષ્ય અસત્ય બોલે છે, તે ખરેખરો અપવિત્રથી પણ અપવિત્ર છે. અસત્ય બો- "લનાર પુરૂષના મુખમાં કોઢલી, પરૂ અને જીવડાવાળા વ્યાધિઓ અને બીજા પણ "અતિદારૂણ વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. એક જળની અંજલિ પણ અદત્ત તરીકે "(ચોરી કરીને) લેવી નહીં. અદત્તાદાનથી જીવો નિર્ધન થાયછે. સુજ્ઞ પુરૂષે અદત્તા- "દાન કદિપણ ગ્રહણ કરવું નહી. કારણ કે પ્રાણીઓને ધન છે તે પ્રાણ છે, પ્રાણના "નાશ કરતાં પણ ધનરૂપ પ્રાણનો નાશ અતિદારૂણ છે.આ તીર્થમાં સત્પુરૂષોએ પોતાની "સ્ત્રી પણ સેવવી નહીં, તો બે લોકનો ઘાત કરનારી[3] પરસ્ત્રી તો શી રીતેજ સેવાય! "પરદ્રવ્યની ચોરી, પરસ્ત્રીની સેવા, પારકી ચાડી અને પારકો દ્વેષ–તે ઘણાં પાપને "માટે થાયછે. આ સંસારરૂપ ઘોર સાગરમાં વિશેષ પરિગ્રહનો ભાર વિશેષ થવાથી "વહાણની પેઠે પ્રાણી ડૂબી જાયછે, તેથી તે પરિગ્રહ થોડો કરવો. એ પરિગ્રહ "અનુક્રમે અલ્પથી પણ અલ્પ કરવો; કારણકે, તેમ કરવાથી અતિદારૂણ લોભરૂપ "પિશાચ છળી શકતો નથી. પોતાના આત્માની પેઠે સર્વ પ્રાણી ઉપર સમભાવ "રાખવો. સામાયિક[4] વિના સર્વ ક્રિયા નિષ્ફલ થાયછે. સામાયિકમાં તત્પર "એવા પુરૂષને ત્રૈલોક્ય વશ થાયછે અને દેવતા પણ તેનો પરાભવ કરવાને "જરાપણ સમર્થ થતા નથી. પૌષધ પ્રતિમાને પ્રાપ્ત થયેલો પુરૂષ ક્ષણવારમાં ક- "ર્મને ખપાવે છે અને ચારિત્રધારીની પેઠે તે દેવ અને મનુષ્યોને વંદનીક થાય- "છે. આ તીર્થમાં જો પૌષધનો સ્વીકાર કરે તો તેથી માસક્ષપણનું અતુલ પુણ્ય "અને કેવળજ્ઞાન પણ પ્રાપ્ત થાયછે. મોક્ષના સંવિભાગરૂપ અતિથિઓને જે સંવિ-

૧ શુક્લા ૨ જંગલને લાગેલો અગ્નિ ૩ આલોક અને પરલોકનો ઘાત કરનારી. ૪ સમભાવ

"ભાગ આપેછે, તે તેના પુણ્યની શક્તિથી નારકી અને તિર્યંચની ગતિનો સંક્ષેપ[1]
"કરેછે. આ તીર્થમાં ભોજન અવસરે પ્રાપ્ત થયેલા મુનિઓને દાન દેવાનો
"યોગ થવાથી શિવસામ્રાજ્ય[2] દૂર રહેતું નથી, તો રાજ્યસુખની શી વાત
"કરવી ! જે ગુરૂ અને દેવને આપ્યા પછી ઉપભોગમાં લેવાય, તેજ ભોજન છે,
"બાકી બીજું તો પશુગ્રાસની પેઠે કેવળ દેહને પોષણ કરવા માત્ર છે. દેવદ્રવ્ય
"અને ગુરૂદ્રવ્ય સાત પેઢીસુધીના પુરૂષોને બાળે છે, તે માટે બુદ્ધિમાન પુરૂષને અં-
"ગારાની પેઠે સ્પર્શ કરવાને પણ યુક્ત નથી. દેવદ્રવ્યથી જે વૃદ્ધિ પામવું અને ગુરૂ-
"દ્રવ્યથી જે ધનવાન થવું, તે ધન વિષની પેઠે પ્રથમ કદિ સ્વાદિષ્ટ લાગે તોપણ પછી
"અતિતીવ્ર દુઃખ આપે છે. જેઓ પ્રતિદિન દેવદ્રવ્ય અને ગુરૂદ્રવ્ય ખાયછે, તે-
"ઓની સર્વ તીર્થનો આશ્રય કરવાથી પણ શુદ્ધિ થતી નથી. જે લોભાંધ ચિત્તવાળો
"પુરૂષ દેવદ્રવ્ય ખાધા પછી પાછો ગુરૂદ્રવ્યનો સ્પર્શ કરેછે, તે દુઃખ, દુર્ભાગ્ય, તિ-
"ર્યંચ અને નરકની સ્થિતિને પામેછે. એકેંદ્રિય પ્રમુખ પ્રાણીઓને જે ફોગટ તાડન
"કરેછે, તે અનર્થ દંડ કહેવાય છે, માટે પ્રયત્નવડે તેવા અનર્થદંડની વિરતિ કરવી.
"અનર્થદંડ કરવાથી આ સંસારરૂપ સમુદ્રમાં પ્રાણી શરણરહિત થઈને મોટા જળ-
"જંતુ જેવાં કર્મોવડે પીડાય છે. કલ્યાણની ઇચ્છાવાળા પુરૂષે આ તીર્થમાં આવીને
"કોઇપણ વૃક્ષનાં શાખા, પત્ર, ફળ અને અંકુરોને છેદવાં નહીં. આ શત્રુંજય ઉપર
"સર્વ ઠેકાણે દેવતાનો નિવાસ છે, તેથી તેમાં રહેલા, પથ્થર, તૃણ અને વૃક્ષાદિ ક-
"દિપણ છેદવાં નહીં. કીર્ત્તિરૂપી ધનવાળા સર્વ પુરૂષોએ અહીં આવીને શિવ સુખમય
"આનંદના કારણરૂપ અને સર્વ ધર્મમાં સંમત પરોપકાર કરવો. પરોપકારથી થયેલુ
"પુણ્ય ભવે ભવે વૃદ્ધિને પામેછે, તેથી જે પરોપકાર કરે છે તે દેવની જેમ સર્વ ઠેકાણે
"અસ્ખલિતપણે વિચરે છે. અહીં આવીને જે પ્રાણી જ્ઞાનીની અને પુસ્તકોની વસ્ત્ર,
"અન્ન અને ચંદનાદિકથી પૂજા કરેછે, તે પૂજા સૂર્યની કાંતિની જેમ તેની જડતા-
"નો નાશ કરેછે. જ્ઞાનની પૂજા કરવાથી જ્ઞાનાવરણી કર્મ ભેદાય છે અને મુક્તિસુ-
"ખનું કારણ કેવળજ્ઞાન પ્રાપ્ત થાયછે. શત્રુંજયપર જિનેશ્વર ભગવંતનીપેઠે જો પ્રાણી
"જ્ઞાનની પૂજા કરેછે, તો તે પૂજા અધિક અધિક ફળ આપતાં યાવત્ લોકાગ્રનું[3]
"ફળ આપે છે. આ તીર્થમાં જે મનુષ્ય રાત્રિભોજન કરેછે તે ગીધ, ઘુવડ વિગેરેના
"ભવ પામી દુઃખસમૂહથી ચૂર્ણિત થઈ નરકમાં જાય છે. રાત્રિભોજન કરનાર સદૈવ
"અશુચિ પ્રાણીનો આ તીર્થને સ્પર્શ પણ યોગ્ય નથી. અહીં રહીને જે સમકિત
"સહિત વ્રતોને પાળે છે, તેનાથી કોઈપણ બીજો પુરૂષ ધન્ય નથી, અને તે પ્રાણી

૧ વિનાશ ૨ મોક્ષનુ રાજ્ય. ૩ મોક્ષગમન

"મુક્તિને પામેછે. બીજા તીર્થમાં જપ, તપ અને દાન કરવાથી જે ફલ થાય, તેના-
"થી કોટિગણું પુણ્ય આ તીર્થના સ્મરણમાત્રથી થાયછે. અહીં આવીને જે મનુષ્ય રથ,
"અશ્વ, પૃથ્વી, હાથી, સુવર્ણ, રૂપું, અને મણિનું દાન આપે તે હર્ષથી ચક્રી અને ઇં-
"દ્રપણાનું પદ ભોગવે છે. આ તીર્થમાં જે ઇંદ્રોત્સવાદિ કાર્ય કરેછે તે સર્વ ભોગને
"ભોગવી નિશ્ચે મુક્તિને પામે છે. આ ગિરિ સર્વ તીર્થમાં તીર્થરાજ છે અને સર્વ પ-
"ર્વતોમાં ઉત્તમ ગિરિ છે, તેથી મુક્તિને આપનાર આ ગિરિને સારીપેઠે ભજો. હે
"મુનિ! આ અવસર્પિણીને વિષે જેમ મારાથી વિશ્વસ્થિતિ તેમ તમારાથી[1] આ તીર્થ
"પ્રસિદ્ધ થશે. બળાત્કાર કે અનભ્યાસવિના (અભ્યાસવડે) ઇંદ્રિયોને નિયમમાં લાવી
"મન ને પ્રાણ સાથે જોડી દઇને પરમપદને વિષે પ્રવીણ કરો. આ તીર્થમાં ત્રણ પ્ર-
"કારના ધ્યાનથી સ્ફટિક મણિ જેવા નિર્મલ આત્માનું ધ્યાનધરી અને આશ્રવનાં પ-
"રિણામ રૂંધી અન્ય કાંઇપણ ચિંતવશો નહીં. જેથી નિર્વિકલ્પલયને પામી, સ્વસંવેદ્ય
"સુખને અનુભવતા, પાંચ હ્રસ્વાક્ષરના ઉચ્ચાર જેટલા કાળવડે, શુભાશુભ કર્મનો
"નાશ કરી, ઘાતકી કર્મને બાળી, કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી, આ ક્ષેત્રના માહાત્મ્યથી
"તમે મુક્તિના વલ્લભ[2] થશો."

આ પ્રમાણે મહામુનિ પુંડરીકને અનુશાસન આપી ભગવાન્ ઋષભદેવે ત્રૈલોક્યના હિતની ઇચ્છાથી અન્યત્ર વિહાર કર્યો. ત્રણ લોકના નિવાસી પ્રાણીઓ આ પ્રમાણે સર્વજ્ઞનું સંભાષણ સાંભળી, તીર્થના અનુરાગી થઇ આનંદથી પોતપોતાને સ્થાનકે ગયા. ચંદ્રની જેમ સૌમ્ય રસવાળા પુંડરીક ગણધર પાંચ કોટિ મુનિઓસહિત ત્યાંજ રહ્યા. પછી તે મહાશય પોતાની સાથે રહેલા પુણ્યવાન્ પ્રાણીઓના હિતને માટે પરમસંવેગરૂપ અમૃતવડે ભરપૂર એવી વાણીવડે કહેવા લાગ્યા–"આ ગિરિ ક્ષેત્રાનુભાવથી સિદ્ધિસુખનું સ્થાન છે અને વિજય કરવા ઇચ્છનારાને દુર્ગની[3] જેમ કષાયરૂપ શત્રુને સાધવાનું સ્થાન છે. હવે આપણે હમણા મુક્તિનું કારણ એવી સંલેખના કરવી યોગ્ય છે. તે સંલેખના દ્રવ્ય અને ભાવથી બે પ્રકારની છે. સર્વ ઉન્માદ તથા મહા રોગના નિદાનરૂપ ધાતુઓને શોષણ કરનારી દ્રવ્યસંલેખના કહેવાય છે. અને મોહમાત્સર્યયુક્ત રાગ દ્વેષાદિ કષાયનો સમાધાનીથી જે ઉચ્છેદ કરવો તે ભાવસંલેખના કહેવાય છે." આ પ્રમાણે કહી મહાશય પુંડરીકે પાંચ કોટિ સાધુઓની સાથે સર્વ સૂક્ષ્મ બાદર અતિચારને આલોચ્યા. પછી પોતાનાં મહાવ્રતોને દૃઢ કર્યાં; કારણ કે વારંવાર દીધેલો અગ્નિનો તાપ સુવર્ણની શુદ્ધિને માટે થાય છે. પછી તેઓ બોલ્યા કે "ચોત્રિશ અતિશયોથી

૧ પુંડરીક સ્વામીથી. ૨ મુક્તિ રૂપી સ્ત્રીના પતિ. ૩ કિલ્લાની

યુક્ત અને મુક્તાફલ સમૂહના જેવી પ્રભાવાળા ત્રૈલોક્યસ્વામી સર્વે જિનેશ્વરભગવંતનું મારે શરણ થાઓ. અનંત અક્ષયસ્થાનને પ્રાપ્ત થયેલા અને પરવાળા જેવી કાંતિવાળા, પન્નર ભેદથી ભિન્ન એવા સિદ્ધ ભગવંતનું મારે શરણ થાઓ. મહાવ્રતધારી,ધીર, સર્વ સાવદ્ય કર્મનો ત્યાગ કરનારા અને ઇંદ્રનીલમણિના જેવી કાંતિવાળા સર્વ મુનીશ્વરોનું મારે શરણ થાઓ. કેવળી ભગવંતે યથાર્થ રીતે કહેલો અને જીવદયાએ વ્યાપ્ત એવા સ્ફટિકમણિવત્ પ્રકાશિત ધર્મનું મારે શરણ થાઓ.ચોરાશી લાખ જીવાયોનિમાં મારૂં પુનઃ ક્રિયારહિત સર્વ દુષ્કૃત મિથ્યા થાઓ. મન, વચન અને કાયાની શુદ્ધિવડે, અજ્ઞાનપણે કરેલા અઢાર પાપસ્થાનને હું તજી દઉં છું. એકેંદ્રિયાદિ સર્વ સૂક્ષ્મ જંતુઓ વૈરરહિત એવા મારેવિષે ક્ષમા કરો. કર્મથી સંસારમાં ભમતા એવા સર્વ પ્રાણીસાથે મારે મિત્રતા છે. હું એકલોજ છું. અર્હંતને શરણે રહેલા એવા મારે મારૂં બીજું કોઈ નથી." આ પ્રમાણે કહી તેમણે સર્વ મુનિઓસાથે નિરાગાર[1] અને દુષ્કર એવું ચરમભવી અનશન ગ્રહણ કર્યું. ક્ષપકશ્રેણીપર આરૂઢ થયેલા એવા એ મહાશયનાં ઘાતીકર્મ જીર્ણ રજ્જુની પેઠે તૂટી ગયાં. તેમજ પંચકોટિ સાધુઓનાં પણ ઘાતિકર્મ તૂટી ગયાં. કેમકે 'તપ તો સર્વને સાધારણ છે.' તપથી રાજ્ય મળે છે, તપથી સ્વર્ગસંપત્તિ પ્રાપ્ત થાયછે અને તપથી મોક્ષસુખ મળે છે; તેથી તપ ત્રણ લોકને વશ કરનાર છે. એક માસને અંતે ચૈત્રમાસની પૂર્ણિમાને દિવસે પ્રથમ પુંડરીક મુનિવર્યને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પછી અન્ય મહાત્માઓને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તરતજ શુકલધ્યાનને ચોથે પાયે તે યોગીઓ રહ્યા, એટલે ક્ષણવારમાં બાકીનાં સર્વ કર્મોનો ક્ષય કરી મોક્ષ પદવીને પામ્યા. તત્કાળ દેવતાઓએ આવી મોટા ઉત્સાહથી મરૂદેવીમાતાની જેમ તેમનો નિર્વાણગમન ઉત્સવ કર્યો.

આ અવસર્પિણીમાં જેમ શ્રી ઋષભસ્વામી પ્રથમ તીર્થંકર થયા તેમ પુંડરીક સ્વામી વિગેરેના નિર્વાણથી માંડીને આ તીર્થ થયું. જ્યાં માત્ર એક મુનિ સિદ્ધ થાય, તે પણ તીર્થ કહેવાય છે, તો ત્યાં એટલા બધા મુનિવરો સિદ્ધ થયા, તેથી તે તીર્થોત્તમ તીર્થ કહેવાય છે. ભગવાન્ ઋષભ પ્રભુ ફાલ્ગુનમાસની શુક્લ અષ્ટમીએ શત્રુંજય ઉપર આવ્યા હતા, તેથી જગત્માં તે અષ્ટમીપર્વ પ્રસિદ્ધ થયું. પ્રાણીને ભાવિસંસારમાં શુભાશુભ આયુષ્યનો બંધ કરવાનું કારણ હોવાથી તે અષ્ટમી અને ચૈત્રીપૂર્ણિમા બન્ને પર્વ પ્રખ્યાત થયાં. એ બન્ને પર્વનેવિષે આ તીર્થમાં ભક્તિવડે જો અલ્પ પણ આપ્યું હોય તો તે સારા ક્ષેત્રમાં વાવેલાં બીજની જેમ

૧ જે અનશનમા કોઇપણ પ્રકારનો અપવાદ–છૂટ નથી એવું.

બહુ ફળ આપે છે. જો અષ્ટમીપર્વ દાન, શીલ અને તપાદિવડે જિનભક્તિની જેમ સેવેલું હોય તો તે પ્રાણીઓનાં અષ્ટ કર્મને ભેદી નાખે છે. ચૈત્રીપૂર્ણિમાને દિવસે મહામુનિ પુંડરીક સિદ્ધ થયા, તેથી જગતમાં ચૈત્રીપર્વ પ્રસિદ્ધ થયું અને આ ગિરિ પણ પુંડરીક નામે પ્રખ્યાત થયો. આ ચૈત્રીપૂર્ણિમાને દિવસે પુંડરીક ગિરિપર રહેલા પુંડરીકની સંઘસહિત યાત્રાવડે પૂજા કરે તેની લોકોત્તર સ્થિતિ થાય છે. નંદીશ્વરાદિ દ્વીપમાં રહેલા શાશ્વત પ્રભુના પૂજનથી જેટલું પુણ્ય થાય, તેનાથી શત્રુંજય ઉપર ચૈત્રીપૂર્ણિમાએ પૂજન કરવાથી અધિક પુણ્ય થાય છે. બીજે દિવસે દાન, શીલ, તપ અને પૂજા કરવાથી જે પુણ્ય થાય તેનાથી ચૈત્રીપૂર્ણિમાએ પુંડરીક ગિરિપર જિનાર્ચન કરવાથી કોટિગુણ પુણ્ય થાય છે. ચારિત્ર ચન્દ્રપ્રભ[1] પ્રભુ, ચૈત્રીપૂર્ણિમા, શત્રુંજય ગિરિ, અને શત્રુંજયા નદી—એ પુણ્યવિના કદિ પણ પ્રાપ્ત થતાં નથી. જે મનુષ્ય ચૈત્રીએ જિનાલયમાં શાંતિક કર્મ કે ધ્વજારોપણ કરે છે અને આરતિ ઉતારે છે તે રજોગુણરહિત ભવને પ્રાપ્ત કરે છે. ચૈત્રીપૂર્ણિમાએ કદિ બીજે ઠેકાણે સંઘ પૂજા કરે તોપણ સ્વર્ગસુખ પ્રાપ્ત થાય છે, તો વિમલાચલ ઉપરની તો શી વાત કરવી. ચૈત્રીપૂર્ણિમાએ વસ્ત્ર તથા અન્નપાનાદિકવડે જો મુનિને પ્રતિલાભિત કર્યા હોય તો, તે પુણ્ય ચક્રવર્ત્તી અને ઇંદ્રનું પદ આપી પછી મોક્ષને આપે છે. સર્વ પુણ્યને વધારનારૂં ચૈત્રીપર્વ સર્વ પર્વમાં ઉત્તમ અને શ્રેષ્ઠ છે. પુંડરીકગિરિ ઉપર જો તેની આરાધના કરી હોય તો તે પ્રૌઢ ફળ આપે છે. જો ચૈત્રીપૂર્ણિમાએ અષ્ટાન્હિકા મહોત્સવ પૂર્ણ થાય તો તે પર્વ અષ્ટમહાસિદ્ધિને આપનારૂં કહેવાય છે, તેથી સર્વથી અધિક પર્વ છે. દેવતાઓ પણ નંદીશ્વરદ્વીપમાં આવેલા ગિરિપર જઈને ભક્તિથી જિનપૂજાદિકવડે આ પર્વનું નિત્ય આરાધન કરે છે. માટે ધર્મબુદ્ધિવાળા ભવ્ય પ્રાણીએ ચૈત્રીપૂર્ણિમાએ પ્રમાદના હેતુરૂપ વિકથા, કલહ ક્રીડા અને અનર્થદંડ વિગેરે કાંઈપણ આચરવાં નહીં; માત્ર ધર્મકાર્યમાંજ રતિ કરવી. ચૈત્રીપર્વને વિષે અક્ષય સિદ્ધિને માટે જૈનશાસનની પ્રભાવના અને જિનચૈત્ય, સિદ્ધાંત, ગુરૂ અને મુનિજનની ભક્તિ કરવી.

હવે આ તરફ વિહાર કરી પૃથ્વીતલને પવિત્ર કરતા શ્રી આદિનાથ પ્રભુ અનુક્રમે વિનીતા નગરીની સિમામાં આવેલા સિદ્ધાર્થોદ્યાનને વિષે પધાર્યા. શ્રી આદિનાથ પ્રત્યેની મોટી ભક્તિથી આકાશમાંથી ઉત્પતીને ઈંદ્રાદિક દેવતાઓ તત્કાળ ત્યાં આવ્યા. તેમણે ત્રણ ભુવનના પ્રભુનું ત્રણ ગઢવાળું સમવસરણ એક યોજન પૃથ્વીમાં રચ્યું. ઉદ્યાનપતિએ આવી ભરતચક્રીને વધામણી આપી. ભરતે હર્ષથી તેને બાર કોટિ સુવર્ણ આપ્યું. પછી પેદલ, ઘોડા, હાથી, રથો, પુત્રો, સામંતો,

---

૧ ચંદ્રજેવી કાંતિવાળા પ્રભુ

સૈન્યપતિઓ, રાજાઓ, અને અંતઃપુરથી પરવરેલા તથા શ્રેષ્ઠીઓ, સાર્થવાહો, ચારણો, બંદિજનો, અને ગંધર્વોએ સર્વ પ્રકારે સેવેલા, આકાશને છત્રમય ને દિશાઓને ચામર ધ્વજમય કરતા અને સૈન્યથી પૃથ્વીને પૂરતા ભરતરાજા પ્રભુના સમવસરણ પાસે આવ્યા. પૂર્વદ્વારથી સમવસરણમાં પ્રવેશ કરી પ્રભુને પ્રદક્ષણા કરી ચક્રવર્ત્તી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

"શ્રીજિનોના અધીશ,[1] કરૂણાના સાગર, અને સંસારરૂપ અરણ્યમાંથી નિસ્તાર "કરનાર હે વત્સલ સ્વામી! તમે જય પામો. ચિરકાળ થયા ઉત્કંઠિત એવા મને "આજે દૃષ્ટિગોચર થયા, તેથી હું ધારૂંછું કે પૂર્વે કરેલું મારૂ શુભ કર્મ આજે ફલિત "થયું. તમે વીતરાગ છો, તેથી તમારા ચિત્તમાં હું રહું છું, તે વાર્તા તો કેમ સંભવે! "પણ તમે મારા ચિત્તમાં રહો, એટલે પછી મારે બીજા કશાની જરૂર નથી. સુખ-"માં, દુઃખમાં, નગરમાં, અરણ્યમાં, જળમાં, અગ્નિમાં, રણમાં, દિવસ કે રાત્રિમાં તમારા "ચરણ મારા ચિત્તમાં સદા રહો." આ પ્રમાણે જગદીશની સ્તુતિ કરી અને પ્રભુને પંચાંગ પ્રણામ કરી ચક્રવર્ત્તી ભરત જાણે ઈંદ્રના અનુજબંધુ હોય, તેમ તેની પછવાડે બેઠા. પછી પ્રભુએ સર્વ ભાષાને અનુસરતી અને એક યોજનસુધી પહોંચે તેવી વાણીવડે આ પ્રમાણે દેશના આપી. "સુપાત્રમાં દાન, શ્રી સંઘની પૂજા, મહા "પ્રભાવના, મહોત્સવવડે કરેલી તીર્થયાત્રા, સિધાંતનું લેખન, સાધર્મી વાત્સલ્ય, "ગુરૂ આગમનો મહોત્સવ, સમદૃષ્ટિ અને શુભધ્યાન,—એ અનંત સુકૃત ઉત્પન્ન "કરાવનારાં સ્થાન છે."

આ પ્રમાણે દેશના સંપૂર્ણ થયા પછી ભરતચક્રીએ મસ્તકવડે પ્રણામ કરી ઉચ્ચસ્વરના નિર્ઘોષથી સમુદ્રને લજાવે તેવા ગંભીર શબ્દવડે પ્રભુને પૂછ્યું. 'સ્વામી! તમે સંઘપતિના પદનું વર્ણન કરેલું છે, તો તે પદ કેવી રીતે પ્રાપ્ત થાય? અને તેનાથી આ સંસારની પીડાઓમાં શું શુભફળ પ્રાપ્ત થાય? તે કહો' તે સાંભળી પ્રભુ બોલ્યા "હે રાજા! જેવું તીર્થંકર પદ છે તેવું સંઘપતિ પદ છે, તે વિષે કહું તે "સાંભળો. જેમ સંપત્તિ છતાં પણ ભાગ્યવિના પુંડરીકગિરિ પ્રાપ્ત થતો નથી, "તેમ ભાગ્યવિના સંઘપતિનું પદ પ્રાપ્ત થતું નથી. ઈંદ્રિપદ અને ચક્રવર્ત્તીનું "પદ શ્લાધ્ય[2] છે, પરંતુ તે બંનેથી પણ નવીન સુકૃત ઉપાર્જન કરવાથી સંઘપ-"તિનું પદ અતિ શ્લાધ્ય છે. સંઘપતિ ઉત્તમ દર્શનશુદ્ધિને પ્રાપ્ત કરીને અતિ દુર્લભ "એવા તીર્થંકર નામ ગોત્રને ઉપાર્જન કરેછે. શ્રીસંઘ અરિહંતને પણ સર્વદા માન્ય "અને પૂજ્ય છે; તેથી તેનો જે પતિ થાય તે તો લોકોત્તર સ્થિતિવાળોજ છે. જે ચતુ-

૧ શ્રેષ્ઠ ૨ વખાણ કરવા-પસદ કરવા યોગ્ય

"વિંધ સંઘને સાથે લઈ શુભવાસનાએ ચાલતો ચાલતો રથમાં જિનબિંબસહિત દેવા-
"લય રાખીને મોટા ઉત્સવો કરતો જાય, પ્રાર્થનાને પૂરનાર કલ્પવૃક્ષની જેમ પાંચ
"પ્રકારનું દાન આપતો જાય, માર્ગમાં ગામે ગામે શ્રી જિનચૈત્યોમાં ધ્વજારોપણ
"કરતો જાય અને શુભ દર્શનવાળો તથા દેવાર્ચન કરતો તે શત્રુંજય, રૈવતગિરિ, વૈં-
"ભાર, અષ્ટાપદ અને સંમેતશિખર વિગેરે સર્વ તીર્થે અથવા તેમાંથી એક તીર્થે
"ગુરૂના આદેશમાં તત્પર થઈ ઇંદ્રોત્સવાદિક કૃત્ય કરે તે સંઘપતિ કહેવાય છે. તે
"સદા આરાધ્ય છે, છતાં સર્વ કર્મને વિષે તેણે ગુરૂની આરાધના કરવી. તે ગુરૂની
"આરાધના સુવર્ણને સુગંધ અને ચંદ્રને નિષ્કલંકતા જેવી છે. સારી યાત્રાનું ફળ ઇ-
"ચ્છનારા સંઘપતિએ મિથ્યાત્વીનો સંસર્ગ અને તેમનાં વચનમાં આદર કરવો નહીં.
"તેણે પરતીર્થીની નિંદા કે સ્તુતિ કરવી નહીં. મન, વચન કાયાની શુદ્ધિવડે જીવિત-
"સુધી સમકિત પાળવું. જે સંઘ યાત્રા કરે, તેણે સાધર્મીસહિત સાધુઓની વસ્ત્રાન્ન,
"દાન અને નમસ્કાર વિગેરેથી પ્રતિવર્ષ પૂજા કરવી. વળી સરળતાપૂર્વક પાક્ષિક
"વિગેરે પર્વદિવસે દાનાદિક ધર્મનું આરાધન અને શ્રી સંઘપૂજા વિશેષ પ્રકારે કરવી.
"આ પ્રમાણે કરનાર સંઘપતિ દેવતાઓને પણ પૂજ્ય થાયછે. અને કોઇ તે ભવમાં
"અને કોઈ ત્રીજે ભવે સિદ્ધ થાયછે." આ પ્રમાણે શ્રીજિનેશ્વર અને શક્રેંદ્ર પાસેથી સાંભળી રાજા ભરતે પિતાના ચરણને પ્રણામ કર્યો અને પછી ભક્તિયુક્ત વાચાથી કહ્યું "હે ત્રણે જગત્‌ને આરાધવા યોગ્ય સ્વામી! હે તારક! મારી ઉપર પ્રસન્ન થાઓ કે જેથી હું સંઘપતિનું નિર્મલપદ પ્રાપ્ત કરૂં." તે સાંભળી પ્રભુએ ઇંદ્રાદિક દેવ અને સંઘનીસાથે ઊઠી ભરતની ઉપર અક્ષત વાસક્ષેપ કર્યો, અને શક્રઇંદ્રે દિવ્ય-માલા મગાવીને ભરત અને તેની પત્ની સુભદ્રાના કંઠમાં પેહેરાવી. પછી મહારાજા ભરત સર્વ સામંતોની સાથે માર્ગમાં અનેક રાજાઓથી પૂજાતા પૂજાતા અયોધ્યા-નગરીમાં આવ્યા. ત્યાં આવીને બહુ માનપૂર્વક સર્વ સ્થાનકેથી શ્રી સંઘને આમં-ત્રણ કરીને બોલાવ્યો અને પાપરૂપ શત્રુઓપર ચડાઇ કરવાને ભંભાનાદ કરાવ્યો. પ્રથમ નગરના જિનચૈત્યોમાં અષ્ટાન્હિકા ઉત્સવ કરાવ્યો, અને સંઘના માણસો જે જે આવવા લાગ્યા તેમને માન આપવા લાગ્યો. પછી પોતાને ઘેર ગણધરોને ભ-ક્તિથી બોલાવી સર્વ વિઘ્નનો નાશ કરવાને પ્રથમ શાંતિકર્મ કરાવ્યું. ગણધરોના મંત્રોથી પ્રત્યક્ષ થયેલા દેવતાઓએ નિર્વિઘ્ને યાત્રા કરાવવાને પોતપોતાની ગતિ અં-ગીકાર કરી. તે સમયે ઇંદ્રે આવીને સુવર્ણના દેવાલયસાથે શ્રી આદિનાથ પ્રભુની પ્રતિમા ભરતને અર્પણ કરી. તે વખતે ભરતે શક્રેંદ્રને પૂછ્યું 'શ્રીઅર્હંત આદિ-નાથ પ્રભુ પોતે સાવદ્યરહિત, સર્વજ્ઞ અને સર્વકર્મથી મુક્ત છે, તે છતાં તેમણે

સાવદ્ય ક્રિયાવાળા સંઘપતિના પદનો મને કેમ ઉપદેશ કર્યો? આરંભના ઉદયથી પુણ્યસિદ્ધિ કેમ થાય તે કહો.' તે સાંભળી ઈંદ્ર બોલ્યા "હે ચક્રવર્ત્તી! તેનો હેતુ સાંભળો. જે કર્મ બહુ પુણ્યવાળું હોય અને અલ્પ સાવદ્યવાળું હોય તે કર્મનો આદર કોણ ન કરે? પ્રાયઃ આગારીને પૂજાદિક સર્વ કર્મ સાવદ્યવાળું હોય છે અને અણગારીને નિરવદ્ય હોય છે. જેવી રીતે સુવર્ણસહિત મૃત્તિકા[1] અને જેવી રીતે પ્રથમ કટુ અને પરિણામે મિષ્ટ ઔષધ, તેવી રીતે સાવદ્ય ક્રિયાવાળા ધર્મકૃત્યથી પુણ્ય થાયછે. કેમકે તેમાં સાવદ્યપણું તો લવમાત્ર હોયછે; પરંતુ દાન, શીલ, અભય, પ્રભાવના અને ભાવના વિગેરેથી મહા મોટું પુણ્ય થાયછે. આ શાસનની પ્રભાવના જે સરલતાએ સર્વારંભથી કરે, તોપણ તે સ્વર્ગ અને મોક્ષનું સુખ ઉપાર્જન કરેછે. તીર્થયાત્રા અને પ્રતિષ્ઠાદિ કર્મ જો કે સાવદ્યથી થાયછે, પરંતુ તે સાવદ્યનો લેશ પણ બહુ પુણ્યને માટે થાયછે."

આ પ્રમાણે શક્રઈંદ્ર સંઘપતિ ભરતચક્રીને શિક્ષા આપીને તેમની આજ્ઞા લઈ પોતાને સ્થાનકે ગયા. પછી ભરત ચક્રવર્ત્તીએ શુભ દિવસે વર્દ્ધકિએ કરેલા મણિરત્ન સુવર્ણમય બહારના આવાસમાં સંઘસાથે જઇને નિવાસ કર્યો. સંઘના આવાસોની મધ્યમાં રહેલું પ્રભુનું સુવર્ણમય દેવાલય જંબૂદ્વીપની વચમાં નક્ષત્રમંડિત મેરૂગિરિની જેવું શોભતું હતું. તેની દક્ષિણ બાજુએ વર્દ્ધકિએ ક્ષણવારમાં રચેલા પૌષધાગારમાં ગણધરો મુનિગણસહિત રહ્યા હતા, અને ડાબી તરફ ચક્રવર્ત્તી ભરતનું અદ્ભુત નિવાસસ્થાન કરેલું હતું. તેની આસપાસ બીજા સંઘાળુઓના આવાસો આવેલા હતા. એવી રીતે માર્ગમાં દરેક મુકામે દેવશક્તિવાળા વર્દ્ધકિએ હેમરત્નોથી રચેલો સંઘનો પડાવ થતો હતો. જાણે ભરતના નિર્મલ સુવર્ણ હૃદયને ભજતા હોય તેવા રત્નમય પ્રભુ સુવર્ણના દેવાલયમાં શોભતા હતા. બાહુબલિનો પુત્ર સોમયશા, વિનમિનો પુત્ર ગગનવલ્લભ વિદ્યાધર, પ્રાચીદિશાનો સ્વામી વજ્રનાભ અને કલ્યાણકેતુ—એ ચારને ગણધરોએ સૂરિમંત્રથી જિનાલયને માટે મહાધરરૂપે પ્રતિષ્ઠિત કરેલા હતા. તે શિવાય ધર્મના ભારને વહન કરનારા બીજાપણ હજારો મહાધર ભરતના સંઘમાં થયેલા હતા. વનમાળાથી વિભૂષિત જંગમ કલ્પવૃક્ષ હોય તેમ ચક્રવર્ત્તી વિકસિત પુષ્પમાળા ધરનારાં સુભદ્રા દેવીથી શોભતા હતા. પ્રારંભમાંજ સાધર્મીવાત્સલ્ય, સંઘપૂજા અને જિનાર્ચા કરીને ભરતે વિનિતાથી પ્રસ્થાન મંગળ કર્યું. સારે મુહૂર્ત્તે હાથી ઉપર

---

૧ માટી　માટીમા જેમ સોનુ રહેલુ છે　તેમ સાવદ્ય કર્મોમાં　ધર્મનો ઇરાદો હોયતો પુણ્ય થાય છે　આ વાત સમજવા જેવી છે

ચડી, છત્ર ચામરોથી મંડિત થઈ, ચારણ શ્રમણોએ પ્રથમ જેને માંગલ્ય ભૂષણ કરેલા છે એવા ચક્રવર્ત્તી સંઘ લઇને યાત્રા કરવા ચાલ્યા. સામાનિક દેવતાથી ઇંદ્રની જેમ ચારે દિશાઓમાં રહેલા રાજાઓથી તે વિંટાએલા હતા અને પોતાની આગળ થતું અપ્સરાઓનું સંગીત જોતા હતા. ચારણ બંદીની જેમ દેવતાઓ 'હે ભરતરાજા ! જય પામો, ઘણું જીવો અને ખુશી રહો ' એવી આશિષો આપી આનંદથી સ્તુતિ કરતા હતા. સામંતો, મંડલીકરાજાઓ, કુમારો, બીજા રાજાઓ, મંત્રીઓ, સંઘાળુપુરૂષો, ચતુરંગ સેનાના નાયકો, પર્વત સરખા ગજેંદ્રો, જળકલ્લોલ જેવા ઘોડાઓ, ઘર જેવા રથો, મૂર્ત્તિમાન્ પોતાના ઉત્સાહ જેવા પેદલો, અણુવ્રતધારી શ્રાવકો અને શ્રાવિકાઓ, બાહુબલિ વિગેરે કોટિ સાધુઓ, નમિવિનમિસહિત જ્ઞાની ગણધરો, અને શીલગુણથી અલંકૃત સાધ્વીઓ વિગેરે મોટો પરિવાર તેમની સાથે ચાલતો હતો. ગંધર્વો, નાયકો, બંદીજનો, કૌતુકીઓ, નટો, અને નૃત્ય કરતી નર્ત્તકીઓ—તેમનો સમૂહ પણ પોતપોતાનું કામ કરતો સાથે ચાલતો હતો. સુવર્ણના રથઉપર રાખેલું મણિમય દેવાલય પ્રભુના મણિમય બિંબથી જાણે આકાશમાં ભામંડલ હોય તેવું શોભતું હતું. તેની ઉપર પૂર્ણિમાના ચંદ્રબિંબની જેવા ત્રણ છત્રોથી અને ચામરના વીંજાવાથી તે ત્રણ જગત્ના ઐશ્વર્યને સુચવતું હતું. માર્ગે સૈન્યના રજથી રવિમંડલને[1] આચ્છાદન કરતા હતા, શ્રીસંઘના ચરણન્યાસથી[2] પૃથ્વીને પવિત્ર કરતા હતા, અંતઃપુરની સ્ત્રીઓ ધવલમંગળ ગાતી હતી, સૌભાગ્યવતી સ્ત્રીઓ લુણ ઉતારતી હતી, ચક્રવર્ત્તી ભરત સ્થાને સ્થાને અને નગરનગરમાં દેવગુરૂની પૂજા કરતા હતા અને શ્રીજિનચૈત્યનો ઉદ્ધાર કરતા પ્રયાણ કરતા હતા. દેશેદેશમાં પોતાનાં વાવેલાં વૃક્ષોની જેમ રાજાઓની રત્નસુવર્ણથી મોટા મૂલ્યવાળી વિવિધ પૂજાઓને ગ્રહણ કરતા ભરતરાજા એક એક યોજન પ્રમાણ પ્રયાણથી ઘણા દેશને ઉલ્લંઘન કરી અનુક્રમે સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા.

ભરતરાજાને આવતા જાણી સૌરાષ્ટ્ર દેશનો અધિપતિ શક્તિસિંહ કે જે સુરાષ્ટ્ર રાજાનો પુત્ર અને ભરતચક્રીના ભાઈનો પુત્ર થાય તે ભરતની સન્મુખ આવ્યો. પૃથ્વીપર આળોટતા શક્તિસિંહને ચક્રવર્ત્તીએ હાથથી બેઠો કરી સંવેગીના સંગથી સુભગ એવા તેને આલિંગન કરી કહ્યું " આ દેશનુ ' સુરાષ્ટ્ર ' એવું નામ સફળ છે, કારણ કે જ્યાં પરદેશીઓને દુષ્પ્રાપ્ય એવું શત્રુંજય તીર્થ છે. સદાકાલ આ તીર્થની સેવા કરનાર એવા તમને ધન્ય છે. અમારા જેવા દૂરવાસી તો તેને વારંવાર જોઇ શકતા પણ નથી. " આપ્રમાણે કહી પ્રીતિપૂર્વક બોલાવી

---

૧ સૂર્ય ૨ પગમૂકવો

ભરતે દૃષ્ટિદાન,[1] હસ્તદાન તથા આભરણાદિકથી તેનું સન્માન કર્યું. પછી ઊંચા શિખરોરૂપ કમળોથી યાત્રાળુઓનો જાણે અતિ ઉચ્ચ યશઃકોશ હોય, સંસારથી ભય પામેલા પ્રાણીઓને રહેવાનો જાણે કિલ્લો હોય, પૃથ્વીરૂપી ભામિનીનું જાણે મસ્તકનું અમૂલ્ય આભૂષણ હોય અને મુક્તિરૂપી સુંદરીનો જાણે ક્રીડા કરવાનો કન્દુક[2] હોય તેમ દેખાતો અને રત્નની કાંતિથી આકાશને ચિત્રવિચિત્ર કરતો પુંડરીકગિરિ જોવામાં આવ્યો. તેને જોઇ રોમાંચકન્ચુક ધારણ કરતા અને પ્રેમથી મસ્તકને ધૂણાવતા ભરતે સોમયશાપ્રત્યે કહ્યું "આ સૌરાષ્ટ્ર દેશના સુકૃતી[3] લોકોને ધન્ય છે કે જેઓ સદા પુંડરીકગિરિની પાસે રહે છે, આ ગિરિરાજની છાયાનો અને તે તરફના પવનનો જો સ્પર્શ થયો હોય તો તે ચન્દ્રના કિરણની જેમ જગત્‌ને પાપ અને તાપથી રહિત કરે છે. પુંડરીક કમળજેવા ઉજ્વળ આ પુંડરીકગિરિને જેઓ જુએ છે, તેઓ પુણ્યામૃતવડે પવિત્ર થઈને પાપપંકને ત્યજી દે છે. આ ગિરિને જોતાંજ મારૂં મન એવું આનંદ પામે છે કે જેથી હું ધારૂં છું કે, તે ( કર્મ ) મલમુક્ત થવાથી લઘુ ( હલકું ) થઈ ગયેલુ છે. તેમજ મારો આત્મા પ્રસન્ન થવાથી મને એમ નિશ્ચય થાય છે કે આ તીર્થ પાપપંકે વર્જિત છે, કારણ કે કાર્યથી કારણનું અનુમાન થાય છે. આ સુંદર વૃક્ષો નેત્રને આનંદકારક લાગવાથી મને અતિ હર્ષ આપે છે અને પવને કંપાવેલા મસ્તકથી જાણે તેઓનો તીર્થેવાસ હોવાથી તેઓ નાચતા હોય તેવા જણાય છે. જે પક્ષીઓ અહીં વસે છે તેઓ પણ પુણ્યવાન્ છે અને અમે ચક્રવર્તીના પદને પ્રાપ્ત થયા છીએ તથાપિ અમારો દૂર વાસ હોવાથી અમે તેવા પુણ્યવાન્ નથી." આપ્રમાણે કહી ચક્રવર્ત્તી ગજેન્દ્ર ઉપરથી ઉતર્યા, અને હર્ષથી ગણધર મહારાજાને તથા મુનિઓને તેમણે પ્રણામ કર્યા. પછી ધર્મમાર્ગને બતાવનારા તે ગુરૂને ભક્તિથી પૂછ્યું કે આ પર્વતની કેવી રીતે પૂજા કરવી ? અને તેમાં કેવી રીતે ક્રિયા કરવી તે કહો. તે સાંભળી ગણધરોમાં મુખ્ય એવા શ્રીનાભગણધરે અવધિજ્ઞાનથી જાણીને કહ્યું 'હે ચક્રવર્ત્તી ! જ્યારે આ ગિરિ દૃષ્ટિએ જોવામાં આવે, ત્યારે પ્રથમ તેને નમસ્કાર કરવો. જે કોઈ ગિરિના પ્રથમ દર્શનની વાર્ત્તા જણાવે, તેને જે કાંઇ આપીએ, તે પુણ્યની વૃદ્ધિને માટે થાય છે. જ્યારે આ ગિરિનું દર્શન થાય, ત્યારે પ્રથમ પુણ્યલાભને માટે નવીન ચન્દ્રની જેમ આ ગિરિને સુવર્ણથી અને મણિરત્નાદિકથી વધાવી લેવો. પછી વાહનનો ત્યાગ કરી, પૃથ્વીપર આળોટી અને પંચાંગ નમસ્કાર કરી પ્રભુના ચરણની જેમ ગિરિને સેવવો. પછી ત્યાં સંઘનો પડાવ કરી

૧ કૃપાથી ભરપૂર–મીઠી દૃષ્ટિથી જોવુ. ૨ દડો ૩ ભાગ્યશાળી

સદ્દ્ભક્તિવડે શોભતા સંઘપતિએ મહાધરોની સાથે તે દિવસે ઉપવાસ કરવો; અને સ્નાન કરી વસ્ત્રાલંકાર ધારણ કરી, પત્નીસહિત સંઘપતિએ દેવાલયમાં આવીને મનોહર સ્નાત્રપૂજા કરવી. સંઘના પડાવની બાહેરના પવિત્ર પ્રદેશ ઉપર શ્રી શત્રુંજયની સન્મુખ પોતાના હૃદયના આવાસ જેવો ઉત્તમ આવાસ કરાવવો. પછી સંઘનીસાથે ધૂપ દહન ધારણ કરી, મંગલ ધ્વનિસહિત ધવલગીતનાં ઉચ્ચાર કરતાં, યાચકોને હૃદયમાં ઉલ્લાસ લાવી દાન આપતાં, તીર્થની સન્મુખ થોડું ચાલી ત્યાં પ્રકાશિત યક્ષકર્દમવડે ભૂમિ ઉપર વિલેપન કરી, સંઘને બહુ પ્રકારે સ્વસ્તિકારક એવો મોતીનો કે ચોખાનો એક સ્વસ્તિક કુંકુમમંડલ ઉપર કરવો. પછી સર્વ કોલાહલ શાંત કરાવી ગણધરમહારાજને આગળ કરી તેમની પછવાડે સંઘપતિએ પૂજનોત્સવ કરવો. ભુંજેલાં, રાંધેલાં કે તૈયાર કરેલાં નૈવેદ્યથી, રૂપા તથા સુવર્ણથી, અને વસ્ત્રાલંકાર તથા પુષ્પમાલાથી પ્રથમ પૂજન કરવું. પછી અનંત ફળને આપનાર, સાધર્મીવાત્સલ્ય, સંઘપૂજા અને દેવાલયમાં સંગીત અતિભક્તિથી કરવાં. તે સમયે મહાધરોએ અને બીજા પણ મહાશયોએ વસ્ત્રાલંકાર અને પુષ્પમાળાથી પત્નીસહિત સંઘપતિને બહુમાનપૂર્વક પૂજવા. તે દિવસે સર્વ સંઘવાસીઓએ આશિષાન્ન જમી ધર્મસંબંધી કથા અને ગુરૂસેવા કરતાં ત્યાંજ રહેવું.'

આપ્રમાણે શ્રીનાભ ગણધરપાસેથી સાંભળી મહાસંતોષ પામેલા ચક્રવર્તીએ સિદ્ધાચલના સમીપ ભાગમાં સંઘનો પડાવ કરાવ્યો. પછી પત્નીસહિત ચક્રવર્ત્તી સ્નાનથી શુદ્ધ થઈ, બલિદાન આપી, શુભવસ્ત્ર ધરી, મહાધરોનીસાથે દેવાલયમાં આવ્યા. ત્યાં ગણધરની સાક્ષીએ પુષ્પ અક્ષત તથા સ્તુતિવડે પ્રભુની પૂજા કરી સંગીત કરાવ્યું. પછી ગુરૂના કહેલા વિધિપ્રમાણે ભરતે એક પવિત્ર પ્રદેશપર યક્ષકર્દમવડે મંડલ કરી તે ઉપર મોતીનો સ્વસ્તિક[1] કર્યો. સુવર્ણના પાત્રમાં મોટા પકવાન્નના રાશિ કર્યા, તે જાણે તે પર્વતનાં શિખરો ચક્રવર્ત્તીની સામે આવ્યાં હોય તેવા દેખાતા હતા. તે શિવાય રોહણાચળના સર્વસ્વને ચોરનારા રત્નરાશિ અને મેરૂગિરિના પોટા પાષાણ હોય તેવા સુવર્ણરાશિ પણ કરવામાં આવ્યા. એપ્રમાણે ગુરૂના ઉપદેશ કરેલા માર્ગે પ્રવર્ત્તતા રાજાએ સંઘસહિત પુંડરિકગિરિની પૂજા કરી. પછી ભક્તિના ભારથી નમી જતા હોય તેમ ભરતે પંચાંગ પ્રણામવડે પૃથ્વીને સ્પર્શ કરી તીર્થની સ્તુતિ કરવાનો આરંભ કર્યો.

"પાતાળવાસી ધરણેંદ્ર પ્રમુખ નાગકુમાર દેવતાઓ જે તીર્થરાજને સદા સેવે છે તે તીર્થરાજને નમસ્કાર છે. ચમરેંદ્ર અને બલીંદ્ર વિગેરે સર્વે ભુવન-

૧ સાથીઓ

વાસી દેવો જેની નિત્ય સેવા કરેછે, તે તીર્થરાજને નમસ્કાર છે. કિન્નર તથા કિંપુરૂષ વિગેરે ઇંદ્રો જેની નિત્ય સેવા કરે છે તે તીર્થરાજને નમસ્કાર છે. રાક્ષસોના અને યક્ષોના ઇંદ્રો પરિવારસહિત જેની નિત્ય સેવા કરે છે તે તીર્થરાજને નમસ્કાર છે. અણપન્ની અને પણપન્ની વિગેરે વ્યંતરોની નિકાયના નાયકો જેની સેવા કરે છે તે તીર્થરાજને નમસ્કાર છે. જ્યોતિષીના ઇંદ્ર, સૂર્ય, ચંદ્ર અને બીજા ખેચરો જેની સેવા કરે છે તે તીર્થરાજને નમસ્કાર છે. ઇંદ્ર, ઉપેંદ્ર, સિદ્ધ અને વિદ્યાધરો જેની નિત્ય સેવા કરે છે તે તીર્થરાજને નમસ્કાર છે. ગ્રૈવેયક અને અનુત્તર વિમાનમાં રહેલા દેવતાઓ મનવડે જેની સેવા કરે છે તે તીર્થરાજને નમસ્કાર છે. આ ત્રૈલોક્યમાં રહેલા નાગકુમારાદિકો, અન્ય દેવતાઓ અને મનુષ્યો જેની સેવા કરે છે તે તીર્થરાજને નમસ્કાર છે. જે તીર્થ અનંત, અક્ષય, નિત્ય અને અનંત ફળને આપનારૂં અનાદિકાળથી છે તે તીર્થને નમસ્કાર છે. જ્યાં અનંત તીર્થંકરો સિદ્ધ થયા અને સિદ્ધ થશે, તેમજ જે મુક્તિનું ક્રીડાગૃહ છે, તે તીર્થરાજને નમસ્કાર છે.” આપ્રમાણેની પુંડરીકગિરિની સ્તુતિ જે પોતાના સ્થાનમાં રહીને કરે તેપણ તેની યાત્રાનું ઉત્તમ ફળ મેળવે છે. ચક્રવર્તીએ ગિરિરાજની સ્તુતિ કરીને પછી ભક્તિથી શ્રીનાભગણધરને અને આખા ગણને નમસ્કાર કર્યો. નમન કરતા ભરતના પૃષ્ઠઉપર ગણધરે પોતાનો હાથ મૂકયો, જે હાથ મેરૂપર્વત ઉપર કર્મરૂપી હાથીને ભેદવાને પડેલા કેશરી સિંહ જેવો શોભતો હતો. ગુરૂવાક્યરૂપ અમૃતના સિંચનથી મનમાં સંતોષ પામીને ભરતરાજાએ ધર્મ-ધ્યાનમાં પરાયણ રહી તે દિવસ સાંજ નિર્ગમન કર્યો. બીજે દિવસ પ્રાતઃકાલે સંઘસહિત ચૈત્યમાં જઈ તીર્થંકર ભગવંતને અને ગુરૂને નમીને ભરતેશ્વરે પુણ્યના કારણભૂત પારણું કર્યું, પછી વર્દ્ધકી રત્નનીપાસે પુંડરીકગિરિની નજીક વિનીતાનગરી જેવું એક શહેર રચાવ્યું. તેમાં ગિરિને જોવાને જાણે નિમેષરહિત નેત્રસમૂહ રહ્યાં હોય તેવા મોટા મહેલોમાં કરેલા કોટિગમે ગવાક્ષો[1] શોભતા હતા. તે મહેલની અનેક મણિમય અટારીઓમાં રહેલા માનવો અમાવાસ્યાને દિવસે પણ સહસ્ર ચંદ્રની ભ્રાંતિ કરાવતા હતા. ત્યાં આવેલા સુવર્ણમય પ્રાસાદનાં શિખરોને જોઇને લોકો મેરૂગિરિને તેના અવકરના[2] એક કૂટરૂપ માનતા હતા. ત્યાં આવી ચડેલા વિદેશી લોકો ત્યાંની બજારમાં સમુદ્રમાં જળની જેમ પૃથ્વીની સર્વ પ્રકારની વસ્તુઓ જોતા હતા. તેના વિશાળ કિલ્લાની આકાશસુધી ઊંચી ગયેલી શિખા ક્ષણવાર સૂર્યના ઘોડાને પણ ચાલવામાં વિઘ્ન કરતી હોય તેમ જણાતી હતી. જેના રત્નજાળની કાંતિ પ્રસરેલી છે એવા દ્વારરૂપ મુખ-

---

૧ ગોખો. ૨ નીકળેલા કચરો

વડે તે નગરી શોભાવડે સ્વર્ગપુરીને પણ હસી કાઢતી હોય તેમ દેખાતી હતી. તે નગરીની મધ્યમાં નિર્મલકાંતિવાળો શ્રી યુગાદીશ પ્રભુનો પ્રાસાદ કરેલો હતો. તે પ્રાસાદ શિખરોથી શાખાવાળો, ધ્વજાઓથી પત્રવાળો, ચુનાથી પુષ્પસહિત, કળશોથી ફળ ધરનારો અને નિર્વાણસુખને આપનાર હોવાથી રસથી ભરપૂર એવો ભરતરાજાનો અક્ષય યશવૃક્ષ ઉગેલો હોય તેવો દેખાતો હતો. જ્યાં વાપિ, કૂપ, સરોવર દીર્ઘિકા તથા હોજ વિગેરે જળાશયો અને મનોહર ઉદ્યાનો શોભી રહ્યાં હતાં; તે નગરને જોવાથી આનંદનો ઉદય થતો હતો તેથી તેનું આનંદપુર એવું નામ રાખ્યું. સૌરાષ્ટ્રદેશની સીમામાં આવેલું હોવાથી એ નગર શક્તિસિંહને અર્પણ કર્યું.

પછી તીર્થયાત્રા કરવામાં ઉત્સુક એવા ભરત, ગણધરોમાં મુખ્ય એવા શ્રીનાભગણધરનીપાસે આવ્યા એટલે તત્કાલ ગણધરમહારાજ સર્વ મુનિઓનીસાથે આગળ ચાલ્યા. એમની પાછળ ભરતરાય ચાલ્યા. વિકસિત નેત્રે ઊર્ધ્વમુખ કરી ગિરિરાજને જોતો સર્વ સંઘ જાણે પુણ્યની સેના હોય તેમ ભરતેશ્વરની પછવાડે ચાલ્યો. તેમની પાછળ કસુંબાનાં વસ્ત્ર પેહેરેલાં હોવાથી જાણે લોકોને તીર્થપર રાગ બતાવતી હોય તેવી યુવતીઓ ઊંચે સ્વરે ધવલમંગલ ગાતી ચાલવા લાગી. તે વખતે ભંભા, નિશાન, કાંસી, તાળ, વિણા અને મૃદંગના ધ્વનિઓથી સર્વ જગત્માં એક આકાશગુણ[1] વ્યાપી રહેલો હતો. સર્વ સંઘલોક ઊંચું મુખ રાખીને પર્વતપર ચઢતાં જાણે મુક્તિગૃહને જોતા હોય તેમ મનોહર દેખાતા હતા. મહારાજા ભરત ઉત્તર તરફને માર્ગે ચઢતા હતા અને બીજા સર્વ પોતપોતાની શક્તિ પ્રમાણે જૂદે જૂદે માર્ગે કૌતુકથી ચઢતા હતા, તે વખતે સુધર્મા ગણધરના ચિલ્લણ નામે તપસ્વી શિષ્ય લોકોથી વીંટાઈને પશ્ચિમ માર્ગથી ગિરિપર ચડતા હતા. સર્વ શ્રાવકો દશ યોજન સુધી ચડ્યા, ત્યારે તેમને ઘણી તૃષા લાગી; તેથી તેઓએ ચિલ્લણ મુનિને કહ્યું કે "હે મહારાજ! પ્રાણને હરી લે તેવી અમોને તૃષા લાગી છે. આ તૃષાને લીધે જળવિના અમારા પ્રાણ ભગવંતના દુર્લભ ચરણકમળને જોયાવિના અહીંજ ચાલ્યા જશે." પછી તેમને મ્લાન થયેલા જોઈ મુનિએ તેમને જળપાત્ર બતાવ્યું. તે સમયે તેઓ બોલ્યા 'હે સ્વામી! આટલા જળથી અમારી સૌની તૃષા હણાય તેમ નથી. માટે તપની લબ્ધિથી તમે એટલું જળ નિષ્પન્ન કરો કે જેથી સર્વે સદા સુખી રહે.' તે સાંભળી સંઘલોકનું સદા સાંનિધ્ય ઇચ્છતા તે ચિલ્લણ મુનિવરે પોતાની પાસેના પાણીને નાખવાવડે તપોલબ્ધિથી ત્યાં એક સુંદર સરોવર કર્યું. મંદ મંદ પવનની લહરીથી જેનું જળ મનોહર જણાય છે

૧ શબ્દ આકાશનો ગુણ શબ્દ છે.

એવું તે સરોવર જોઈ લોકોનું મન વિશ્રાંત થયું; તે સરોવરનાં નિર્મળ જળનો વારંવાર સ્વાદ લેતા સંઘાળુઓ તેવા રસવગરના જળથી પણ એવા આનંદને પામ્યા કે સુધાસ્વાદમાં પણ તેવો આનંદ પામતા નહીં. સંઘલોકોના આગ્રહથી ચિલ્લણ મુનિએ તપશક્તિથી એ સરોવર બનાવ્યું, તેથી તેનું ચિલ્લણસરોવર[1] એવું નામ પ્રખ્યાત થયું. આ તીર્થમાં સંઘના વાકયથી પ્રૌઢ તપસ્વી મુનિએ એ સર્વોપકારી સરોવર કરેલું છે, તેથી તે ઘણું પવિત્ર ગણાય છે. એ સરોવરના દર્શનથી, સ્નાનથી, પાનથી અને તે જળવડે પ્રભુને સ્નાનાભિષેક કરવાથી સર્વ પાપનો નાશ કરનારી શુદ્ધિ થાય છે. એના જળથી સ્નાન કરી જે પ્રભુના ચરણનું પ્રક્ષાલન કરે તે પુરૂષ એકાવતારી થઈ મુક્તિને પામે છે. પછી તે સરોવરના જળનું પાન કરી સાવધાન થયેલો અને તેના શીતળ પવનવડે વિશ્રાંતિ પામેલો જનસમૂહ સુખેથી પ્રથમ શિખર ઉપર ચડયો.

ઉત્તર તરફ ઉપર ચડતાં ચડતાં ચક્રવર્ત્તીને પથિકજનના પરિતાપને હરનારાં વૃક્ષોથી શોભિત અને એક યોજન લાંબું વાપિકા અને કુંડથી મંડિત લક્ષ્મીવિલાસ નામે એક નંદનવન જેવું વન જોવામાં આવ્યું. ઉત્તર દિશાની મુખશોભામાં કસ્તુરીના તિલક જેવું તે સુંદર ઉદ્યાન જોઈ શક્તિસિંહે ભરતને કહ્યું, “સ્વામી ! જુઓ, આ અંધકાર જેવી નીલવૃક્ષોની શ્રેણી જાણે ગિરિરાજની ઇંદ્રનીલમણિની કટિમેખલા હોય તેમ કેવી સુંદર જણાય છે ! વળી આ વૃક્ષશ્રેણી પુષ્પોને ગુણયોગ્ય અને નિર્મળ જાણી પોતાના મસ્તકપર ધારણ કરતી હોય તેવી દેખાય છે. બલાકાયુક્ત[2] વર્ષાકાળના મેઘની જેમ પુષ્પોની શ્રેણીયુક્ત આ વન કોના તાપને નથી હરતું ? જુઓ આ વન પોતાનાં શ્વેત પુષ્પોના ગુચ્છોથી આકાશને સો ચંદ્રવાળું કરે છે. ભમરાના સમૂહે એને શબ્દમય કરી દીધું છે. મોતીવડે ગુંથેલો ગિરિવરની લક્ષ્મીનો કેશપાશ હોય તેવું આ નીલવર્ણું ઉદ્યાન ખીલેલાં પુષ્પોથી શોભી રહેલું છે. જુઓ ! આ કલ્પવૃક્ષો પાંથજનને મનઃકલ્પિત દાન આપવાથી અને આ છાયાવૃક્ષો છાયા આપવાથી પોતાનાં નામને સાર્થક કરે છે. આ તરફ કદલીવૃક્ષો સૂર્યના કિરણવડે તપેલા પાંથજનને ઝરણાના જળથી ભરેલાં પોતાનાં પાંદડાંથી વીંજે છે. મૂળથી માંડીને શાખાપર્યંત ફળેલાં આ ફનસનાં ઝાડ લોકોને તીર્થસેવાનું ફળ બતાવતાં હોય તેવું જણાય છે. આ નાગરવેલથી વીંટાએલાં સોપારીનાં વૃક્ષો કિનરોને લતા વીટવાની કલા શીખવે છે. અશોક,

---

૧ અત્યારે છ ગાઉની પ્રદક્ષિણામા ચેલણતલાવડી ( લોકો જેને ચદન તલાવડી કહેછે ) આવે છે તે આ સરોવરનો ભાગ હોય એમ જણાયછે. ૨ બગલા.

આંબા, જાતિ, ચંપક, ગુલાબ, લવીંગ, ચંગ અને નારંગી, વિગેરેના આ બીજાં વૃક્ષો કેવા શોભે છે! જુઓ આ દેવ, કિન્નર, ગંધર્વ અને વિદ્યાધરની કુલીન સ્ત્રીઓ શ્રીયુગાદિ પ્રભુના ગુણ ગાઈને પોતાના તાપ હરે છે. તમાલ, હિંતાલ અને તાલની માળાવડે આકુલ એવા આ વનમાં સંઘલોકનું મન ક્ષણવાર વિશ્રાંત થાય છે; તેથી આ સરિતાના ચપળ તરંગથી સંકુલ એવા કાંઠા ઉપર આદરથી બેસીને સર્વ સંઘના લોકો પોતાના માર્ગતાપને દૂર કરો. મધુપાનવડે વિલાસ કરતી ભમરીઓના સંગીતવડે સુંદર આ પર્વતઉપર સંઘની મૃગાક્ષીઓ ક્ષણવાર આનંદથી ક્રીડા કરો. હે પ્રભુ! અત્યારે ગગનમણિ–સૂર્ય આકાશના મધ્યભાગે આવેલો છે, તેથી તાપની પીડાને દૂર કરનાર આ ઉદ્યાનનો પવન ક્ષણવાર આપ પણ આદરથી સેવો. હે મહારાજા ! ચિત્તને સ્થિર કરી અહીં વિશ્રામ કરો. કારણ કે માર્ગનો પરિશ્રમ પાંથજનને પીડા કરે છે.”

આવાં શક્તિસિંહનાં મનોહર વચન સાંભળી ક્ષણવાર મનમાં વિચારી ભરતે વર્દ્ધકીરત્નપાસે ત્યાં સંઘનો પડાવ કરાવ્યો. તે વખતે કોઈ મૃગાક્ષીઓનીસાથે પુષ્પ ચુંટવા લાગ્યા; કોઈ ધર્મિજન આમ્રફળને[1] ગ્રહણ કરવા લાગ્યા; કોઈ માર્ગશ્રમને દૂર કરવા મૃગલોચનાના કટાક્ષ જેવા ચંચળ સરિતાના જળમાં સ્નાન કરવા લાગ્યા; કોઈ પુષ્પોવડે સંથારા કરવા લાગ્યા; કોઈ વનનાં સૌન્દર્યનું વર્ણન કરવા લાગ્યા; ચંપકના પુષ્પ જેવા ગૌર અંગવાળી કોઈ રમણીઓ મંડલાકાર થઇ ક્ષણવાર રાસડા લેવા લાગી; અને કોઈ પોતાનો પતિ નજીક આવતાં તેને હિંચકવાની કળાનો અભ્યાસ અને મુખવડે દિવસે પણ ચંદ્રનો ભ્રમ બતાવવા લાગી. આ પ્રમાણે સર્વ સંઘાળુઓ હર્ષથી ખેલતા હતા, તે સમયે ભરતચક્રી પણ શક્તિસિંહને સાથે લઈ વનમાં ગયા. જાણીતા શક્તિસિંહે નામ લઈ લઈને બતાવેલી વનની રમણીયતા સ્થાને સ્થાને જોતા ભરત આગળ ચાલતા હતા. તે વખતે મોતીના ચૂર્ણ જેવા ઉજ્વલ જળવડે પૂર્ણ ભરેલો અને લોચનને રમણીય લાગે તેવો એક કુંડ ભરતના જોવામાં આવ્યો. તે કુંડ શતપત્ર વિગેરે વિવિધ જાતિનાં સુવર્ણસમાન કમળોથી અને કલહંસની પાંખોના ધ્વનિઓથી ઘણો મનોહર લાગતો હતો. ત્યાં મંદ મંદ ગર્જના સાંભળીને આનંદ પામેલા ચક્રવર્ત્તીએ હર્ષથી શક્તિસિંહને કહ્યું ‘હે શક્તિસિંહ ! તમે અહી રહેવાથી સર્વ વાતથી જાણીતા છો, માટે આ મનોહર કુંડના પ્રભાવની વાર્ત્તારૂપ અમૃતના સિંચનથી મારા શ્રવણને પવિત્ર કરો.’ ચક્રવર્ત્તીનાં તેવાં વચન સાંભળી શક્તિસિંહે કહ્યું “ એક વખતે પૂજ્યપિતાશ્રી અહીં આવેલા

૧ કેરી.

હતા અને તેમને વંદના કરવાને હું પણ અહીં આવ્યો હતો. તે સમયે પ્રભુને મેં પૂછ્યું, એટલે ઇંદ્રે પાપરૂપી શત્રુઓને નાશ કરવામાં શસ્ત્રરૂપ અને પરમ પવિત્રતા કરનારી આ ગિરિરાજના પ્રભાવની કથા કહી હતી. તેમાં આ કુંડનું જે માહાત્મ્ય મને કહ્યું હતું, તે સાંભળો. આ મહાકુંડ સર્વતીર્થાવતાર એવા નામે પ્રખ્યાત છે. પૂર્વે ઉત્સર્પિણીકાળમાં આ ગિરિઉપર કેવળજ્ઞાની નામના પહેલા તીર્થંકરની પાસે સૌધર્મપતિ ઈંદ્ર આવ્યા હતા. તેમણે તીર્થંકરને સ્નાત્ર કરાવવા આ કુંડમાં ગંગા, સિંધુ, અને પદ્મહ્રદ વિગેરે તીર્થજળાશયો નિર્માણ કર્યાં હતાં; તેથી આ કુંડમાં સ્નાનવિધાન કરવાથી સર્વ તીર્થના સ્નાનનું ફળ થાય છે અને આ કુંડના જળથી પ્રભુને સ્નાત્ર કરાવે તો તેને મુક્તિફળ મળે છે. પ્રભુના ચરણને પ્રક્ષાલન કરવાથી પવિત્ર થયેલા આ કુંડનાં જળવડે અતિ દારૂણ ત્રિવિધ વિષની પીડા થઈ હોય તો તે પણ લય પામી જાય છે. તેનાં જળમાં સ્નાન કરવાથી કોઢ વિગેરે સર્વ પ્રકારના વ્યાધિ તથા આધિ ક્ષય પામે છે; અને કાંતિ, કીર્ત્તિ, બુદ્ધિ, અને ધૃતિ વૃદ્ધિ પામે છે. જો કે ઘણો કાળ થવાથી આ કુંડ જીર્ણ થયો છે, અને તેની શિલાઓ શિથિલ થઈ તૂટી ગયેલી છે, તથાપિ તેનો પ્રભાવ અદ્યાપિ વિશેષે કરી વધતો જાય છે.” આ પ્રમાણે શક્તિસિંહ પાસેથી તે કુંડનો પ્રભાવ જાણીને ચક્રવર્ત્તી સારી વાસનાપૂર્વક અતિ હર્ષ પામ્યા. પછી ભરતે વર્દ્ધકી પાસે તે કુંડને સજ્જ કરાવ્યો અને તેથી થયેલા પુણ્યના સમૂહથી પોતાનું ભવપિંજર શિથિલ કર્યું. કુંડનો જીર્ણોદ્ધાર થતાં વૈડૂર્ય, હિરા, માણેક, અને પદ્મરાગમણિ વિગેરેની કાંતિઓથી વિચિત્ર થયેલા જળતરંગવડે મંડિત થઈ તે કુંડ વિશેષ શોભવા લાગ્યો. નદી, હ્રદ અને સરોવરનાં સ્રોત જેમાં સ્રવે છે એવો તે પ્રભાવિક કુંડ ત્યારથી ભારતકુંડ એવા નામથી વિખ્યાત થયો.

તે રાત્રિને એક પ્રહરની જેમ ત્યાં નિર્ગમન કરી પ્રાતઃકાલે ભરતે પાંથજનને દૂતિકારૂપ ભંભા વગડાવી. પછી સુભદ્રા પત્ની સાથે તે કુંડમાં સ્નાન કરી રમણીય વસ્ત્ર પહેરીને આગળ ચાલતાં ભરત પેહેલા શિખર ઉપર આવ્યા. તે વખતે ભક્તિરંગે અને સ્નેહે પ્રેરેલો સૌધર્મપતિ ઇંદ્ર વિમાનમાં બેસીને તેમને જોવાની ઇચ્છાએ ત્યાં આવ્યો. જાણે પોતાના ભિન્ન ભિન્ન દેહની ઐક્યતા કરતા હોય તેમ ભરત અને ઈંદ્ર પરસ્પર આનંદથી ભેટી પડ્યા. પછી શ્રીનાભગણધરની સાથે બંનેએ સૂર્યચંદ્રની જેવી પ્રીતિથી ગિરિરાજના મુખ્ય શૃંગનો સ્પર્શ કર્યો. ભરતે ઇંદ્રનીસાથે પુષ્કર મેઘની પેઠે દૂધને વર્ષાવતા રાજાદની ( રાયણ ) વૃક્ષને હર્ષથી પ્રદક્ષિણા કરી. તેની નીચે મણિમય મંડલ ઉપર પ્રભુની પાદુકા ઇંદ્રે કરાવેલી હતી તે બતાવી;

એટલે ભરતે તેને નમસ્કાર કર્યો. મોટી ભક્તિવડે યક્ષકર્દમવડે પાદુકાપર વિલેપન કરી પારિજાત અને ગુલાબનાં પુષ્પોથી તેની પૂજા કરી. પછી સાક્ષાત્ જ્ઞાનવડે ઉજ્વળ પ્રભુને મનમાં ચિંતવી તે પ્રભુના ચરણના પ્રતિરૂપકને તેણે પ્રણામ કર્યો. પછી ઇંદ્રે માધુર્યથી અમૃતને પણ તિરસ્કાર કરે તેવી વાણીવડે ચક્રવર્તીને આનંદ સહિત કહ્યું, 'કાળના વશપણાથી મનુષ્યો ઉત્તરોત્તર હીનગુણવાળા થતા જાય છે, તેથી આ ગિરિપર પ્રભુની મૂર્ત્તિવિના કોઈ કદિ પણ શ્રદ્ધા કરશે નહીં. પ્રભુના ચરણથી પવિત્ર થયેલો એવો આ ગિરિજ તીર્થ છે, તો પણ લોકોની પવિત્ર વાસના વધવાને માટે અહીં શ્રીજિનેશ્વરનો એક પ્રાસાદ થવો જોઇએ. જે જે તીર્થંકરોની જ્યારે જ્યારે સ્થિતિ હોય, ત્યારે ત્યારે અહીં તે તે તીર્થંકરોની મૂર્ત્તિઓ થયા કરે છે. તેથી અધુના શ્રીઋષભસ્વામી આદિ તીર્થંકર વર્ત્તે છે માટે તેમની મૂર્ત્તિસહિત અહીં વિનીતા નગરીના ચૈત્યના જેવું એક ચૈત્ય કરાવો. અથવા જેમ બાહુબલીએ તક્ષશિલાપુરી વસાવી, ત્યારે ચોરાશી મંડપથી મંડિત એવો એક પ્રાસાદ કરાવ્યો છે તેવો અહીં એક જિનપ્રાસાદ કરાવો. આવાં ઇંદ્રનાં વચન સાંભળી ચક્રવર્ત્તીના હૃદયમાં વિશેષ શુભ વાસના પ્રગટ થઈ. તેથી તત્કાળ સોમયશાએ બતાવેલાં ચૈત્ય પ્રમાણે એક ચૈત્ય કરવાને વર્દ્ધકીરત્નને આજ્ઞા કરી. દિવ્ય શક્તિવાળા વર્દ્ધકીએ સ્વલ્પ સમયમાં ભરતની આજ્ઞાથી મણિરત્નવડે ત્રૈલોક્યવિભ્રમ નામે એક પ્રાસાદ બનાવ્યો. તેની પૂર્વદિશામાં ભુવનના વિસ્તારી છત્ર હોય તેવા સિંહનાદ પ્રમુખ એકવીશ મંડપો રચ્યા. દક્ષિણ દિશામાં ભદ્રશાલ પ્રમુખ, પશ્ચિમ દિશામાં મેઘનાદ પ્રમુખ, અને ઉત્તર દિશામાં શ્રીવિશાળ પ્રમુખ એકવીશ એકવીશ મંડપો રચ્યા. તે ચોરાશી મંડપો રત્નમાણિક્યના કિરણોથી આકાશને વિચિત્ર કરતા હતા. તે પ્રાસાદ એક કોશ ઊંચો, બે કોશ લાંબો, અને એક હજાર ધનુષ્ય પહોળો હતો. ચક્રવર્ત્તીના યશથી પૂર્ણ એવી દિશાઓના હાસ્ય હોય તેવી મણિમય તોરણની માળાઓ ચારે દિશાઓમાં શોભી રહી હતી. લાખો ગોખ, રત્નમય વેદિકા, અને અનેક અટારીઓ તેની આસપાસ શોભી રહી હતી. તેની મધ્યમાં પ્રભુની ચતુર્મુખવાળી રત્નમય મૂર્ત્તિ સેંકડો સૂર્યની પ્રભાના પુંજની જેવી ચળકતી હતી. તેની બંને બાજુએ અધિક કાંતિવાળી ચક્રીના ગુરૂ શ્રીપુંડરીક ગણધરની અદ્ભુત મૂર્ત્તિઓ ગોઠવી, તથા કાયોત્સર્ગે રહેલી પ્રભુની મૂર્ત્તિ અને તેની બંને પડખે ખડ્ગ ખેંચીને રહેલી નમિ અને વિનમિની મૂર્ત્તિ પણ કરાવી. એક બાજુ ત્રણ પ્રાકારની[1] મધ્યમાં રહેલા કેવળજ્ઞાની–ચતુર્મુખ પ્રભુ ધર્મતત્ત્વની દેશના

૧ ગઢ

આપતા હોય તેવી મૂર્ત્તિ કરી બેસાર્યા. તેમની આગળ શ્રીયુગાદિ પ્રભુ ઉપર દૃષ્ટિ રાખી અંજલિ જોડી ઊભેલી પોતાની મૂર્ત્તિ ભરતે શિલ્પીપાસે કરાવી. તે શિવાય શ્રીનાભિરાજા, મરૂદેવામાતા અને બીજા પૂર્વજોની મૂર્ત્તિઓ પણ રત્નમય કરાવી જૂદા પ્રાસાદ કરાવી તેમાં બેસાડી. રત્નમય કરેલાં મુખ્ય ચૈત્યમાં સુનંદા અને સુમંગલાની મણિરત્નમય મૂર્ત્તિ સૂર્યમાં દીપિકાની જેમ શોભતી હતી. સર્વ જ્ઞાનમય બ્રાહ્મીની અને સર્વ સંપત્તિને આપનારી સુંદરીની મૂર્ત્તિઓ પણ ત્યાં નિધાનની જેમ રાખવામાં આવી હતી. બીજા નવીન મંદિરો કરાવીને તેમાં ભાવી ત્રેવીશ તીર્થંકરોનાં બિંબ પોતપોતાના વર્ણ અને દેહમાન પ્રમાણે શાસન દેવતા સહિત સ્થાપિત કર્યા. તે શિવાય ભરતે પોતાના બીજા બંધુઓની પણ મણિરત્નમય મૂર્ત્તિઓ કરાવીને નવા પ્રાસાદમાં ગોઠવી, તે ઘણી શોભા આપતી હતી.

આ પ્રમાણે આ તીર્થમાં વિચિત્ર પ્રકારની ચૈત્યશ્રેણી કરાવીને પછી શિલ્પી, ચિત્રકારો, રક્ષકો અને પૂજકોને તેણે રજા આપી. શ્રીજિનેશ્વરાદિકની નિત્યપૂજાને માટે ઝારી, થાળ, કલશ, છત્ર, ચામર, દીપક, આભૂષણ અને આરતિ વિગેરે સર્વ સામગ્રી ત્યાં દરેક ચૈત્યમાં મૂકી. હાથીના વાહનવાળો, બે દક્ષિણ ભુજામાં વરદાન અને અક્ષમાળા અને બે વામ ભુજામાં બીજોરૂં અને પાશ ધારણ કરનારો અને તપેલાં સુવર્ણના જેવા વર્ણવાળો ગોમુખનામે એક યક્ષ તે તીર્થનો રક્ષક થયો. તેમજ સુવર્ણ જેવા વર્ણવાળી, ગરૂડપર બેસનારી, ચાર દક્ષિણ ભુજાઓમાં વરદામ, અક્ષમાળા, ચક્ર અને પાશ તથા ચાર વામ ભુજાઓમાં ધનુષ્ય, વજ્ર, ચક્ર અને અંકુશ ધરનારી અપ્રતિચક્રા[1] નામે શાસનદેવી તે તીર્થની રક્ષણ કરનારી થઈ. પછી શુભ દિવસે બાહુબલિ મુનિ, શ્રીનાભગણધર, નમિ, વિનમિ બીજા આચાર્યો અને ઇંદ્રાદિક દેવો એકઠા થયા. ગુરૂએ સૂચવેલો સર્વ ઉપહાર[2] ઇંદ્રની આજ્ઞાથી આભિયોગિક દેવતાએ ભક્તિપૂર્વક સત્વર ત્યાં હાજર કર્યો, એટલે ઋષિઓએ દ્વાદશાંગમાં કહેલા વિધિપ્રમાણે શાંતિકર્મપૂર્વક ચૈત્યોમાં પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી, અને સૂરિમંત્રથી અભિમંત્રિત કરેલો પવિત્ર વાસક્ષેપ અને અક્ષત, ધ્વજાદંડ અને પ્રતિમા ઉપર હર્ષથી ક્ષેપન કર્યો; તે સાથે સંઘે પણ ક્ષેપન કર્યો. તે સમયે સર્વ વાજિત્રોના ધ્વનિસાથે મળેલો ધવળ મંગળનો ધ્વનિ ઉલ્લાસ કરતો સર્વના કર્ણને પવિત્ર કરવા લાગ્યો. આ પ્રમાણે ચક્રવર્ત્તીએ કરેલા પ્રતિષ્ઠાના મહોત્સવથી સર્વ અધિષ્ઠાયક દેવોએ પ્રત્યક્ષપણે ત્યાં આવીને સ્થિતિકરી.[3] ત્યાર પછી ચક્રવર્ત્તીએ મંત્રોચ્ચારપૂર્વક સુવર્ણરત્નમય કલશવડે જન્મસ્નાત્રની જેવો પ્ર-

---

૧ ચક્રેશ્વરી. ૨ પ્રતિષ્ઠાદિકમા જોઇતી સર્વ વસ્તુઓ, ઉપકરણો વિગેરે. ૩ રક્ષા.

ભુનો સ્નાત્રમહોત્સવ કર્યો. કર્પૂર, અગરૂ, કક્કોલ, કસ્તૂરી અને ચંદનાદિથી પ્રભુને વિલેપન કર્યું, તેમજ કીર્તિથી આખા વિશ્વને વિલેપન કર્યું.[1] પૂજન વખતે ભરતે જ્ઞાનથી ગુરૂ એવા ગુરૂને દક્ષિણાંગમાં અને સર્વ સાધ્વીઓને તથા અંતઃપુરીઓને વામાંગમાં રાખ્યા. પછી વિચિત્ર સુગંધથી ભ્રમરોને આકર્ષણ કરતા એવા ચંપક, મંદાર, સંતાન, હરિચંદન, પારિજાત, કલ્પવૃક્ષ, મલ્લિકા, બોરસળી, કમળ, કેતકી, માલતી, જુઈ, કરવીર, શતપત્ર, જાસુદ, જાતિ, કલ્હાર વિગેરે પુષ્પોથી સર્વ ઇંદ્રોએ અને ચક્રવર્ત્તી વિગેરેએ પ્રભુની પૂજા કરી. પછી અક્ષત, ફળ, ધૂપ, દીપ, વિચિત્ર પ્રકારનાં નૈવેદ્ય અને જળ વિગેરેનો સમૂહ પ્રભુની આગળ ધર્યો. પછી કાંતિવડે જેનું મુખ વ્યાપ્ત થયેલું છે એવા ભરત હાથમાં આરતિ લઇને ઊભા રહ્યા. તે વખતે દિવસના આરંભમાં જેવો સૂર્ય શોભે તેવા તે શોભવા લાગ્યા. શક્રાદિક દેવોએ અને રાજાઓએ ચક્રવર્ત્તીના શરીર ઉપર ચંદનના તિલકની શ્રેણી કરી, જે તેના સાંસારિક તાપને ભેદનારી થઈ પડી. પુષ્પોની વૃષ્ટિને ગ્રહણ કરી દક્ષિણ બાજુથી સર્વ અંધકારને હણનારી નીરાજના[2] ઉતારતા ભરત રાજા બહુ શોભતા હતા. પછી ભરતે પોતાના હાથમાં એક શિખાવાળો માંગલ્ય દીપક લીધો, જે 'આ જગત્માં દીપકરૂપ પ્રભુ એકજ છે' એમ સૂચવતો હોય તેમ જણાતો હતો. હર્ષથી કોમળ થયેલા ભરતે તે સમયે જે જે અર્પણ કર્યું તેની ભવિષ્યમાં થનારી ફળપ્રાપ્તિને જ્ઞાનીપુરૂષોજ જાણે છે. પછી ભક્તિના ભારથી શરીરસાથે પોતાના કર્મને પણ નમાડતા ભરતે આદિ પ્રભુને મંગળદીપક ઉતાર્યો. મંગળના સ્થાનરૂપ અને સંસારની જડતાને હણનાર તે મંગળ દીપનો સર્વ જને સ્પર્શ કર્યો. પછી રોમાંચ કંચુક ધારણ કરી હર્ષાશ્રુ વર્ષાવતા ભરતે બે હાથ જોડી પ્રભુની નીચે પ્રમાણે સ્તુતિ પૂજા કરી.

"હે નાથ! બુદ્ધિરૂપ ધનરહિત હું ક્યાં! અને ગુણના સાગર તમે ક્યાં! ત-
"થાપિ તમારી ભક્તિએ વાચાલ કરેલો હું તમારી યથાશક્તિ સ્તવના કરૂં છું. હે જ-
"ગત્પૂજ્ય! તમે અનંત, અનાદિ અને અરૂપિ છો. યોગીઓ પણ તમારા યથાર્થ સ્વ-
"રૂપને જાણતા નથી. હે સ્વામી! આત્માના સ્વાર્થનો ઘાત કરનારા રાગાદિ દુર્જય
"શત્રુઓને તમે તપરૂપ અસ્ત્રથી જીતી લીધા છે. જે બીજા દેવાભાસ છે, તેઓને
"રાગાદિ શત્રુઓએ વિડંબના પમાડેલા છે, તેથી તેઓ અંતર શત્રુને છોડી બહિઃ
"શત્રુનેજ જુએ છે. અનંત જ્ઞાનના માહાત્મ્યવાળા, ચારિત્રમાં ચતુર, અને જગત્-
"માં દીપકરૂપ એવા હે નાભેય[3] પ્રભુ! તમને નમસ્કાર છે. હે નાથ! તમે યોગનાં

૧ એટલે તેની કીર્ત્તિ આખી દુનિયામાં પ્રસરી. ૨ આરતિ. ૩ નાભિરાજાના પુત્ર.

"આઠ અંગ એવાં રચેલાં છે કે જે અષ્ટ કર્મોનો નાશ કરવાને પ્રવર્ત્તે છે. શત્રુંજયના "શિરોરત્ન, શ્રીનાભિરાજાના કુળમાં સૂર્યરૂપ અને સ્વર્ગ તથા મોક્ષપ્રાપ્તિના વ્યા- "પારના મૂળકારણભૂત હે વિભો! તમને નમસ્કાર છે. હે નાથ! જેમ રત્નથી સુવર્ણ "અને તેજથી સૂર્ય, તેમ તમે આ શત્રુંજયતીર્થને અલંકૃત કરેલું છે. હે અર્હન્! "હું સ્વર્ગસુખને મોક્ષને કે માનવ લક્ષ્મીને માગતો નથી, પણ તમારાં ચરણકમળ "સદા મારા હૃદયમાં વસે એવી યાચના કરૂ છું."

આ પ્રમાણે ભક્તિથી પ્રભુની સ્તુતિ કરી ભરતે મુગટથી ભૂમિપીઠનો સ્પર્શ કરી પંચાંગ પ્રણામ કર્યો. પછી પ્રથમતીર્થંકરની માતા અને આ ચોવીશિમાં પ્રથમ સિદ્ધ થયેલા શ્રીમરૂદેવાની પૂજા કરી તેમની સ્તુતિ કરવા માંડી: "જે કૃપાતત્પર માતાએ પ્રથમ અવતાર લઈ આ વિશ્વને અંતરંગ શત્રુઓથી પરાભવ પામતું જોઈ સર્વ જગત્‌ને અભય આપનાર જગત્પતિ ભગવંતને પોતાના ઉદરમાં ધારણ કર્યા, તે માતા મરૂદેવાને હું બહુવાર નમસ્કાર કરૂછું. જેમણે અક્ષય સુખમય મોક્ષમાં નિવાસ કરેલો છે, જેઓ ચિદ્રૂપપણાથી સર્વ જગત્‌નો સ્વભાવ જાણેછે અને જે લોકાતિશય અર્હંત પ્રભુરૂપ મોતીને ધરવામાં છીપ જેવાં છે તે ભગવતી યોગિનીરૂપ મરૂદેવાને મન વચન કાયાથી નમસ્કાર કરૂ છું. જગત્‌માં જેના જેવી કોઈ બીજી પરમયોગપરાયણ નારી નથી કે જેણે ગજેંદ્રપર બેસીને પોતાના અંતઃશત્રુઓને હણ્યા અને જે બહુ વાત્સલ્યભાવને લીધે પોતાના પુત્રનું સુખ જોવાને માટે અગ્રેસર થઈ મોક્ષમાં પધાર્યાં છે, તે માતાને હું પ્રણામ કરૂ છું. હે માતા! ભૂમિનું આભૂષણ, સર્વ વસ્તુના ભાવને જાણનારાં અને યોગીશ્વરી એવાં તમે જો ન થયાં હોત તો આ પ્રભુ જિનેશ્વર કયાંથી થાત? આ જગત્‌નો વ્યવહાર કયાંથી બંધાત? બોધિલાભ કયાંથી મળત અને જ્ઞાન, મોક્ષની પ્રાપ્તિ તેમજ અંતર્વૈરીનો નાશ શી રીતે થાત? હે દેવિ! તમારા ચરણનખનાં કિરણોથી મારૂ સર્વ અજ્ઞાનતમ લય પામી જાઓ! હે માતા! આ વિશ્વગુરૂ શ્રીઆદિનાથ પ્રભુની ઉત્પત્તિના પણ તમે કારણ છો, તેની હું તમને સ્તવું છું, નમુંછુ અને ચિંતવુંછું. દેવતાઓએ સેવેલ યોગિની અને જગદીશ્વરી આ જગદીશજનની મરૂદેવા મારૂ નિત્ય મંગળીક કરો."

આ પ્રમાણે સ્તુતિ કરી મોટા મનવાળા ભરત આર્યા બ્રાહ્મીના ચૈત્યમાં આવ્યા. ત્યાં તેની પૂજા કરીસ્તુતિ કરવા માંડી. "જે સર્વ વિશ્વની સ્થિતિને જાણનારા છે, જે યોગિનીઓથી પણ ધ્યાન કરવા યોગ્ય છે, જે સ્થિરસ્વભાવી, ભવભયને હરનારા અને ભક્તોને તારનારા છે, જે દિવ્યાદિવ્ય શક્તિવાળા સુરનરથી પૂજિત અને મંત્રસ્વરૂપી છે, તેવાં વિશ્વમાતા શ્રીયુગાદીશપુત્રી બ્રાહ્મી મને સુખ આપો.

મનુષ્ય, હાથી, પક્ષી, અને સર્પાદિનાં કુળમાં ઉત્પન્ન થતા જે જીવોને વિષે પ્રાણનામિષે જીવનકલાથી રહેલા જણાયછે અને જેનાથી આ જગત્‌ના સર્વ પદાર્થો જાગ્રત છે, તે જગદીશપુત્રી બ્રાહ્મીને હું નમસ્કાર કરૂં છું. પરમ સમાધિપરાયણ યોગીઓ ડોલરના પુષ્પ જેવા જેમને પોતાના હૃદયકમળમાં રાખી નિરંતર સ્મરણ કરેછે અને તેથી પાપસમૂહને દૂર કરી તત્ત્વને જાણેછે, તે ઉજ્વલ શીલધારી ભારતીને હું નમસ્કાર કરૂં છુ. સુર, અસુર અને નરોએ વંદન કરવાયોગ્ય શ્રીયુગાદીશના અંગથી ઉત્પન્ન થયેલાં અને શબ્દબ્રહ્મને પ્રસવ કરનારા બ્રાહ્મી મારા વિઘ્નસમૂહની શાંતિને માટે થાઓ."

આ પ્રમાણે સ્તુતિપૂર્વક પ્રણામ કરી ભરત સુંદરીનાં ચૈત્યમાં આવ્યા. ત્યાં તેની પૂજા કરી સ્તુતિ કરવા માંડી "હે સુંદરી બહેન! તમે પૃથ્વીના આભૂષણરૂપ અને લક્ષણવાળાની નિત્ય લક્ષ્મી છો; તમારે માટે આ જગત્ બહુ પ્રકારે તપ કરે છે અને તમને માને છે. કાંકરા, અસ્થિ, અને ઘાસ જેવા પદાર્થો રત્ન, શંખ અને કાળી ચિત્રાવેલીપણાને પામે છે અને તેમાં જે લક્ષ્મી સ્ફુરે છે તે તમારી દૃષ્ટિનોજ પ્રસાદ છે.[1] હે ભગવતિ ! નીચવંશમાં ઉત્પન્ન થયેલો પુરૂષ પણ તમારા લેશમાત્ર આશ્રયથી તત્કાળ કુલીન, બુદ્ધ અને વૃદ્ધ જનને સેવવા યોગ્ય થઈ જાય છે. હે દેવિ ! તમારા પ્રસાદથી આ જગત્ સર્વ મનોરથનું પૂરનાર અને સર્વ જનને સેવ્ય થાય છે. હે લક્ષ્મી ! લોકોના મનમાં જે ધર્મનો આદર થાય છે, તેનું કારણ તમારા આશ્રિત જનોનું અવલોકનજ છે.[2] જગત્‌ને હિતકારી અને આદિનાથના કુળરૂપ સાગરમાંથી ઉત્પન્ન થયેલી લક્ષ્મીરૂપ હે દેવી સુંદરી ! તમેજ બુદ્ધિરૂપ, ધૃતિરૂપ, અને મતિરૂપ છો; તેથી તમારી અમે સ્તુતિ કરીએ છીએ."

આ પ્રમાણે સુંદરીની સ્તુતિ કરી ભક્તિભારથી ઉન્નત એવા ભરત તેમને પ્રણામ કરીને શ્રીજિનપૂજામાં તત્પર થયા. પછી બધા પ્રાસાદો ઉપર ગણધરોએ પ્રતિષ્ઠિત કરેલી સુવર્ણ, રૂપ્ય અને વસ્ત્રમય ધ્વજાઓ ચડાવી. પછી ઉત્તરાસંગ કરી ચક્રવર્ત્તી ગુરૂનીપાસે આવ્યા અને પ્રદક્ષિણા દઇને ગુરૂના ચરણની પણ પૂજા કરી. ચક્રવર્ત્તીએ ચંદનથી ગુરૂના ચરણને ચર્ચિત કર્યા. પછી ચક્રવર્ત્તીને ચંદનનું તિલક

---

૧ ભગવતી સુંદરીના પ્રભાવથી કાકરા રત્ન થાય છે, હાડકાં દક્ષિણાવર્ત્ત શખ થાય છે અને ઘાસ ચિત્રાવેલી થાય છે. સુંદરી તપની સાક્ષાત્ મૂર્ત્તિ છે અને તપના પ્રભાવથી ઉપર જણાવેલો ફેરફાર થાય છે એ અત્ર ભાવ છે ભા ક.

૨ લક્ષ્મીવાન્‌ને જોઇને બીજા પ્રાણીઓ તેવા લક્ષ્મીવાન્ થવા માટે ધર્મનો આદર કરે છે. સુંદરીના આશ્રિત તરીકે અત્રે લક્ષ્મીવાન્ ગૃહસ્થો સમજવા. ભા ક

કરતી વખતે ગુરૂ હર્ષથી બોલ્યા–'હે રાજા ! સૂરિમંત્રથી પ્રતિષ્ઠિત, દૃષ્ટિદોષને દૂર કરનારૂ અને ગુરૂનાં કરકમળથી થયેલું આ તિલક તમને મંગળીક આપો.' આપ્રમાણે કહી સુનાભ ગુરૂએ હર્ષથી ભરતના લલાટ ઉપર મુક્તિ સ્ત્રીના વશીકરણ ઔષધરૂપ તિલક કર્યું. પછી 'इच्छामि क्षमाश्रमण वंदितुं' એમ કહી તેમની આજ્ઞા મેળવી ચક્રવર્ત્તીએ સુનાભગુરૂને પંચાંગ પ્રણામ કર્યા. એટલે ગુરૂએ સર્વ લક્ષ્મીને વશ કરવાના ઔષધસમાન, વિપત્તિરૂપ સર્પમાં ગરૂડ તુલ્ય, તેમજ સંસારથી તારનાર ધર્મલાભ આપ્યો. પછી તેમના મુખરૂપ ચંદ્રથી નીકળતી વાણીરૂપ સુધાનું પાન કરવાને ભરતરાજા ચકોરની જેમ તેમની આગળ પ્રસન્ન થઈને બેઠા. ચક્રવર્ત્તીના મુખરૂપ ચંદ્રના ઉદયથી શ્રીગુરૂના અંતરમાં રહેલો શ્રૂતસમુદ્ર એટલો બધો વૃદ્ધિ પામ્યો કે અંદર ન સમાવાથી દેશનાને મિષે બહાર નીકળવા લાગ્યો. તેઓ બોલ્યા "જેઓ આ લોકમાં શ્રીજિનેશ્વર ભગવંતને પૂજે છે તે મનુષ્યોજ ધન્ય છે, તેઓજ કૃતાર્થ છે અને તેમનાથીજ આ ભૂમિ વિભૂષિત છે. વેગવાળા ઘોડા, ઉન્મત્ત ગજેંદ્ર, સર્વ જાતની સંપત્તિ, અનુરાગી સેવકો, શ્વેત છત્ર અને ચામર, સિંહાસન, મહાશય્યા, સાધ્વી, અંતઃપુરની સ્ત્રીઓ, સંગીત, સુગંધી વસ્તુઓ, વારાંગનાના વિલાસો, છત્રીશ રાજપાત્રો, તેમનાથી થતા વિનોદો અને અનેક રમણીય પદાર્થો જેનાથી પ્રાપ્ત થાય છે એવું રાજ્ય પણ જિનપૂજાથીજ મળે છે. જે દધિ, ધૃત, પય, સાકર અને ચંદન એ પંચામૃતવડે શ્રી અર્હંત પ્રભુને સ્નાત્ર કરાવે છે તે અમૃતનું ભોજન કરનાર દેવ થાય છે. જેઓ શ્રીજિનાધીશને હાથવડે પૂજે છે અને સેવે છે, તેઓ સર્વ જગજ્જનો કરતાં વિશેષ વૈભવવાળા થાય છે. જે એક દિવસે માત્ર એકવાર શ્રી જિનપૂજા કરે છે તે ક્ષણવારમાં અનેક ભવનાં સંચય કરેલાં પાપ નાશ કરે છે. પ્રાતઃકાળે કરેલું જિનેશ્વર ભગવંતનું દર્શન નિશાનું પાપ હણે છે, મધ્યાહ્નકાળે કરેલું દિવસનું પાપ હણે છે અને રાત્રિએ કરેલું એક જન્મમાં ઉપાર્જિત કરેલું પાપ હણે છે. જે ચતુર પુરૂષ શ્રી જિનચરણમાં ચાર વખત પુષ્પાંજલિ મૂકી તીર્થોદકવડે સ્નાત્ર કરાવે છે, તે પુરૂષ ચાર ગતિમાં પરિભ્રમણ કરતો નથી. જળ, પુષ્પ, અક્ષત, ધૂપ, ફળ, નૈવેદ્ય, દીપ અને સ્તુતિવડે તેમજ પત્રાદિકવડે પણ શ્રીજિનેશ્વરની ભક્તિથી પૂજા કરવી. શ્રીજિનેશ્વર ભગવંતની આજ્ઞા પ્રમાણે અષ્ટ પ્રકારે જે જિનપૂજા કરે છે તેની પાસે સદા અષ્ટ સિદ્ધિ પ્રત્યક્ષપણે રહે છે જે પ્રાણી શુભાશયવડે સાત ક્ષેત્રમાં સદ્દ્રવ્યરૂપી બીજ વાવી સમયે સમયે ભાવનારૂપ જળવડે આદરપૂર્વક તેપર સિંચન કર્યા કરે છે, તે સમાધિવડે ચૌદ રાજલોકને ભેદી અતુલ જ્ઞાનને પામી લોકાગ્રને પ્રાપ્ત કરે છે. તે સાત ક્ષેત્રોમાં પ્રથમ મણિર-

ત્નાદિકથી, સોના રૂપાથી, પાષાણાદિકથી કે કાષ્ટથી શ્રી જિનનાથનો પ્રાસાદ કરાવવો. જેઓ શ્રીજિનેશ્વર ભગવંતને માટે માત્ર ઘાસનો પણ આવાસ કરે છે તેઓ દેવતા થઈને અખંડિત વિમાનોને મેળવે છે, તો જેઓ સુંદર રત્ન સુવર્ણાદિકથી જિનપ્રાસાદ કરાવે તે પુણ્યપ્રધાન પુરૂષોને જે ઉત્તમ ફળ થાય તેને તો કોણજ જાણી શકે! જે કાષ્ઠાદિકથી જિનાવાસ[1] કરે છે, તે કર્ત્તા પુરૂષ તે કાષ્ઠાદિકમાં જેટલા પરમાણુઓ હોય છે તેટલા લાખ પલ્યોપમ સુધી સ્વર્ગમાં રહે છે. નવીન જિનમંદિર કરાવવાથી જેટલું ફળ પ્રાપ્ત થાય છે, તેનાથી વિવેકી જનને આઠગણું પુણ્ય જીર્ણોદ્ધાર કરવાથી થાય છે. શત્રુંજયાદિ તીર્થોમાં જે પ્રાસાદ અને પ્રતિમા કરાવે છે તેનું પુણ્ય તો જો જ્ઞાની હોય તો તેજ જાણી શકે છે.

"શ્રીઅર્હંતનાં બિંબો શુદ્ધિપૂર્વક મણિ, રત્ન, સુવર્ણ, રૂપું, કાષ્ઠ, પાષાણ અને મૃત્તિકાનાં કરાવવાં.[2] જે એક અંગુષ્ઠથી માંડીને સાતસો અંગુષ્ઠ સુધીનાં જિનબિંબ કરાવે છે તેને મુક્તિરૂપ લક્ષ્મી વશ થઇને રહે છે. જે એક અંગુષ્ઠપ્રમાણ પણ જિનબિંબ કરાવે છે, તે ભવાંતરમાં એકછત્ર સામ્રાજ્યને મેળવે છે. જેમ મેરૂથી બીજો મોટો ગિરિ નથી, કલ્પવૃક્ષથી બીજું ઉત્તમ વૃક્ષ નથી, તેમ જિનબિંબ કરાવવા જેવો બીજો ઉત્તમ ધર્મ નથી. શ્રી જિનબિંબ કરાવીને પછી દુર્ગતિઓથી કોણ ભય પામે! સિંહના પૃષ્ઠ ઉપર બેસનારને શિયાળ શું કરી શકે! જેઓ ગુરૂના કહેવા પ્રમાણે શ્રીજિનબિંબ રચાવે છે તેમના ગૃહાંગણમાં ત્રૈલોક્યની સંપત્તિઓ કિંકરી[3] થઇને રહે છે. જે સૂરિમંત્રથી અર્હંતની પ્રતિષ્ઠા કરાવે છે, તે અર્હત્પ્રતિષ્ઠાને (તીર્થંકરપણાને) પ્રાપ્ત કરે છે; 'જેવું વાવે તેવું ફળ મળે છે.' બીજાઓ જેટલા હજારો વર્ષસુધી જે જિનબિંબની પૂજા કરે છે, તેટલા હજારો વર્ષસુધી તે જિનબિંબના કર્ત્તાને પૂજાના ફળનો અંશ મળ્યા કરે છે. પ્રતિષ્ઠિત કરેલાં જિનબિંબોનાં પ્રથમ દર્શન કરવાથી જે ઉભય લોકહિતકારી ફળ થાય છે તેની સંખ્યા માત્ર કેવલી ભગવંતજ જાણે છે. કોઇ પણ સારૂં કે માઠું કાર્ય કરનાર, કરાવનાર, અનુમોદન કરનાર અને તેમાં સાહાય્ય[4] આપનાર જીવોને શુભ કે અશુભ તુલ્ય ફલ થાય એમ ભગવંતે કહેલું છે. જે જે દેશમાં કે નગરમાં અર્હંત્ પ્રભુની પ્રતિષ્ઠા થાય, તે તે દેશમાં કે નગરમાં રોગ, દુર્ભિક્ષ કે વૈરભાવ ઉત્પન્ન થતાં નથી. જે સ્ત્રી શ્રીજિનનાયક પ્રભુને સ્નાત્ર કરવા માટે માથે જળની ગાગર ભરીને લાવેછે તે સ્ત્રી શુભચિત્તને વશ થવાથી ચક્રવર્ત્તીની ગૃહિણીનું પદ મેળવી પ્રાંતે મુક્તિને પામેછે. જેમ

---

૧ જિનચૈત્ય–મંદિર ૨ પ્રથમ ક્ષેત્રમા જિનચૈત્ય છે તેનુ વર્ણન કર્યું હવે બીજા ક્ષેત્રમા જિનપ્રતિમાનુ વર્ણન કરે છે ૩ દાસી ૪ મદદ

જીવવગરનું શરીર, વિદ્યાવગરનો પુત્ર, નેત્રવિનાનું મુખ, પુત્રવગરનું સારૂં કુળ, જળવર્જિત સરોવર, અને સૂર્યરહિત આકાશ શોભતું નથી, તેમ પ્રતિષ્ઠાવગરનું શ્રીજિનબિંબ સૌંદર્યતાને યોગ્ય થતું નથી.

"જ્ઞાનવિના[1] સંસારમાં પરિભ્રમણ અને જ્ઞાનથી મોક્ષ પમાયછે. તે જ્ઞાન સિદ્ધાંતના આરાધનથી ઉદ્ભવેછે. આરાધન દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકારે થાયછે. તેમાં સારૂં પોથીબંધણું, સારાં પાઠાં, સુંદર દોરી, પત્રની રક્ષા થાય તેવું વીટણું (કવળી), જ્ઞાનની સમિપે દીપકનો પ્રકાશ, ધૂપ, ચંદનના છાંટા, સંગીત, અષ્ટમાંગલ્ય, ફળ, પુષ્પ અને અક્ષત ધરવા, ઇત્યાદિ પુસ્તકની જે પૂજા કરવી તે જ્ઞાનનું દ્રવ્ય આરાધન કહેવાય છે. જ્ઞાન સાંભળવું, તેપર શ્રદ્ધા રાખવી, ભણવું, ભણાવવું અને જ્ઞાન જાણનારાઓની ભક્તિ કરવી એ જ્ઞાનનું ભાવઆરાધન કહેવાયછે. હે રાજા! આ પ્રમાણે કરેલી જ્ઞાનની આરાધના સંસારની જડતાનો નાશ કરનારી અને કેવળજ્ઞાનને ઉત્પન્ન કરનારી થાયછે. જ્ઞાનની આરાધનાથી પ્રાણી ચક્રવર્ત્તી અને ઇંદ્ર વિગેરેના ઉત્તમ ભવ પામી છેવટ તીર્થંકરપદ અને કેવળજ્ઞાન પામી મોક્ષ જાયછે.

"ચતુર્વિધ સંઘની પૂજા અને ઉપાસના કરવી, તે લોકોત્તર સુખને આપનારાં ચાર ક્ષેત્રો કહેવાય છે. જેને ઘેર સંઘ આવે તેના હાથમાં ચિંતામણિ છે, તેને આંગણે કલ્પવૃક્ષ છે અને તેની આગળ કામધેનુ રહેલી છે એમ સમજવું. જેનાં આંગણામાં સંઘ આવે તેનું કુળ નિષ્કલંક થાયછે, તેની માતા ભાગ્યની ભૂમિરૂપ છે અને લક્ષ્મી તેના હાથમાં રહેલી છે. સંઘના ચરણની રજ જેના મસ્તકનો સ્પર્શ કરેછે તે પવિત્ર પુરૂષને તીર્થસેવાનું ફળ મળેછે. પાપના સમૂહરૂપ ગ્રીષ્મમાં મેઘ જેવો, દારિદ્રયરૂપ રાત્રિમાં સૂર્યસમાન, અને કર્મરૂપ હાથીઓમાં સિંહતુલ્ય એવો સનાતન સંઘ જય પામો. ફળ, તાંબૂલ, વસ્ત્ર, ભોજન, ચંદન અને પુષ્પોથી જેણે સંઘની પૂજા કરી છે, તેણે આ માનવજન્મનું ફળ પ્રાપ્ત કરેલું છે. હે રાજા! આ સપ્તક્ષેત્ર જૈનરાજ્યમાં સદા ફળદાયક છે. તેમાં જો દ્રવ્યરૂપ બીજ વાવેલું હોય તો તેમાંથી નિર્વિઘ્ને ઉદયકારી ફળ પ્રાપ્ત થાયછે."

આ પ્રમાણે સુનાભ ગણધરમાહારાજાનાં વચનામૃત સાંભળી ચક્રવર્ત્તી જાણે તૃપ્ત થયા હોય તેમ અંતર્માં ચમત્કાર પામી મસ્તક ધૂણાવવા લાગ્યા. પછી ગુરૂના ચરણને અને બીજા મુનીશ્વરોને નમસ્કાર કરી મુનિની વાણી સ્મરણ કરતા તેઓ પોતાને સ્થાનકે આવ્યા. ત્યાં ષટ્રસવાળી રસવતી જમી ખુશી થયેલો ચક્રવર્ત્તી ક્ષણવાર ઉત્તર ભદ્રાસનપર નિદ્રા પામ્યા. પછી ત્યાંથી ઊઠી સોમયશા,

૧ સાત ક્ષેત્રમા ત્રીજુ ક્ષેત્ર જ્ઞાન છે તેનુ વર્ણન કરેછે

શક્તિસિંહ અને સુષેણ વિગેરે રાજાઓનીસાથે ઇંદ્રના આવાસમાં આવ્યા. પૃથ્વીના ઇંદ્રને પોતાના સ્થાનમાં આવતા જોઈ દેવેંદ્ર ચિત્તમાં હર્ષ પામી પોતાના આસન ઉપરથી ઊભા થયા. પછી ઇંદ્ર અને ચક્રવર્ત્તી એક આસને બેઠા. તે વખતે તેમના પરસ્પર પડતાં પ્રતિબિંબ ઘણાં મહોદયથી શોભવા લાગ્યાં. અનેક પ્રકારના વાર્ત્તા પ્રસંગ ચાલતાં ઇંદ્રે પ્રસન્ન થઇને જગત્પતિ ભરતને કહ્યું. "હે ભરત રાજા! શ્રીયુગાદીશ પ્રભુ અમારે પૂજ્ય છે, તેમના અમે કિંકરો છીએ, અને તે પ્રભુના અંગથી ઉત્પન્ન થયેલા તમે ચરમ દેહધારી ચક્રવર્ત્તી છો, તેમજ હાલ તો તીર્થનો ઉદ્ધાર કરનાર અને સંઘપતિ થયા છો, તેથી તમે મારે અનુજ બંધુસમાન કે સર્વથા પૂજનીય છો. તમે કરેલી જિનપૂજાને લોકો પણ અનુસરશે તેથી વિશેષ પ્રકારે મારી કરેલી જિનપૂજાને તમે અનુસરો." ચક્રવર્ત્તીએ તેમ કરવા સ્વીકાર્યું, એટલે ઇંદ્રે દેવતાઓનીસાથે વિવિધ પુષ્પાદિકવડે વિધિપૂર્વક પ્રભુની પૂજા કરી, અને વિવિધ દ્રવ્ય સંચયવડે બનાવેલી પ્રભુની શેષારૂપ માળા લઇને પુણ્યવૃદ્ધિને માટે હર્ષથી પોતાના કંઠમાં ધારણ કરી. પછી ઇંદ્ર દેવતાઓનાં વૃંદસાથે વિવિધ ઉત્સવસહિત વાહનમાં બેસી જળના કલશ ભરવાને ક્ષીરસાગરે ગયા. ત્યાંથી કલશમાં જળ ભરી લાવી હર્ષવડે તે જળથી પ્રભુના ચરણકમળ ધોયા. તે સમયે લોકોના ચિત્તને હરનારા ઇંદ્રે પાત્રોને પુષ્કળ દાન આપ્યું. ત્યારથી અદ્યાપિ લોકોમાં મહાન્ ઇંદ્રોત્સવ પ્રવર્ત્તેછે. '**મહાન્ પુરૂષો જેમ પ્રવર્ત્તેછે તેમ લોકો પણ અનુસરેછે.**' ભરતે ભક્તિથી રચેલી અને ઇંદ્રે આદર કરેલી શ્રીજિનપૂજા ત્યારથી બે પ્રકારે વિવિધ ઉદયથી પ્રવર્ત્તવા લાગી. પછી ઇંદ્રની આજ્ઞાથી અપ્સરાઓએ અને હાહા હુહુ વિગેરે ગંધર્વોએ પ્રભુનીપાસે લોકોને હર્ષદાયક સંગીત રચ્યું. ગીત ત્રૈલોક્યને વશ કરે છે, સ્વર્ગાદિ સુખને આપે છે, સર્વ જનને આનંદ પમાડે છે અને સર્વ અર્થને સાધેછે. ગીત સુખ અને દુઃખમાં સરખું છે. દ્રાક્ષ અને ઇક્ષુરસથી પણ તે વિશેષ મધુર છે. તે ગીત જો જિનપૂજામાટે રચ્યું હોય તો સર્વ પાપને હરેછે. પછી જાણે સુવર્ણને સુગંધયુક્ત કરવા ઇચ્છતા હોય તેમ ભરતે શુદ્ધ અન્ન વસ્ત્ર પાનાદિકથી મુનિઓને પ્રતિલાભિત કર્યા. સુવર્ણ, રૂપ્ય, રત્ન, જળ, અન્ન અને વસ્ત્રાદિકનાં દાન કરી યાચકોના દારિદ્રને દળી નાખ્યું. પછી તીર્થની પૂજાના નિભાવનેમાટે ભરતે બધો સુરાષ્ટ્રદેશ અર્પણ કર્યો. ત્યારથી પૃથ્વીમાં તે દેશ દેવદેશ એવા નામથી વિખ્યાત થયો.

એક વખતે ભરત અને ઇંદ્ર એક આસન ઉપર બેસી પરસ્પર કથામૃતના રસમાં પ્રસન્ન થઇને રહેલા હતા, તે સમયે કુલીન સ્ત્રીના જેવી સુંદર શત્રુંજયા નામે

સરિતા ભરત ચક્રીની દૃષ્ટિએ પડી. તે સરિતાને મોટા દ્રહના આવર્ત્તરૂપ[1] નાભિ[2] હતી, વિકસિત કમલરૂપ મુખ હતું, પુલિન[3] રૂપ જઘનભાગથી તે રમણીય હતી, મધ્યમાં રહેલા અંતર્દ્વીપરૂપ[4] સ્તન હતા, કિનારાપર ફરતાં અનેક હંસોરૂપ ઉજ્વલ વસ્ત્રો હતાં, તાડવૃક્ષરૂપ કેશવેણી હતી, વૃક્ષોની ઘટાથી સૂર્યને પણ જોતી નહોતી; વળી શુભ કરનારી, પવિત્ર સંગવાળી, પૂર્વસાગરરૂપ પતિસાથે મળેલી, તરંગરૂપ ત્રિવલીવાળી, ચકોર નેત્રધારી અને શુભ ભૂભૃત્‌થી[5] ઉત્પન્ન થયેલી હતી. તે નદી ચકોર, ચાષ, ચક્રવાક, હંસ અને સારસ પક્ષીઓથી શોભતી હતી તેના તરંગવડે કમલો ચપલ થતાં હતાં, તેથી તેમાં ભમરીઓનું સંગીત થતું હતું. વિમલગિરિનાં બન્ને શિખરોની મધ્યમાં મર્યાદાની જેમ મળેલી તે નદીને જોઈ ભરતે ઇંદ્રને પૂછ્યુ કે ' આ કઈ નદી છે?' ઇંદ્રે કહ્યું ' હે ચક્રવર્ત્તી! આ શત્રુંજયા નામે નદી છે; અને શત્રુંજયગિરિના આશ્રયથી લોકમાં આ નદી ગંગાથી પણ અધિક ફળ આપનારી છે. આ નદીના દ્રહોનું જો જુદું જુદું માહાત્મ્ય કહેવા બેસે તો ખરેખર બૃહસ્પતિને પણ સો વર્ષ ચાલ્યાં જાય. પૂર્વે ગઈ ચોવીશિમાં કેવલજ્ઞાની નામે પ્રથમ તીર્થંકર થઈ ગયા છે, તેમને સ્નાત્ર કરવા માટે ઈશાનપતિએ ગંગાનદી પ્રગટ કરી હતી. તે વૈતાઢ્ય પર્વતથી માંડીને આ પૃથ્વીની અંદર ગુપ્તરૂપે વહેતી હતી. પછી કેટલેક કાળે શત્રુંજય ગિરિનીપાસે આવવાથી શત્રુંજયા નામે પ્રગટ થયેલ છે. તેના જળસ્પર્શથી કાંતિ, કીર્ત્તિ, લક્ષ્મી, બુદ્ધિ, ધૃતિ, પુષ્ટિ, તેમજ સમાધિ પ્રાપ્ત થાયછે, અને સિદ્ધિઓ વશ થાયછે. હંસ, સારસ અને ચક્રવાક વિગેરે જે પક્ષીઓ તેના જળનો સ્પર્શ કરે છે, તે પક્ષીઓને પણ પાપના મળ સ્પર્શ કરતા નથી. તેમાં થયેલી કમલિની ' અમારૂ ઉર્દ્ધગમન થશે અને તમારૂં અધઃપતન થશે ' એમ ધારી પોતાના કમલરૂપ મુખવડે સ્વર્ગગંગામાં થયેલી કમલિનીને હસેછે. આ સરિતાની મૃત્તિકા[6] વિલેપન કરવાથી અંગના મોટા રોગને હણેછે, અને કાદંબ જાતની ઔષધિસાથે અગ્નિમાં ધમવાથી સુવર્ણરૂપ થઈ જાયછે. એ નદીના તીરનાં વૃક્ષોના ફળનો જે સ્વાદ લેછે, અને છ માસ સુધી તેનું જળ પીએછે, તે વાત, પિત્ત અને કુષ્ઠાદિક રોગને હેલામાત્રમાં[7] જીતી પોતાનું શરીર તપેલાં સુવર્ણ જેવું, કાંતિવાળું કરેછે. જેના જળમાં સ્નાન કરવાવડે શરીરમાંથી પાપ પણ ચાલ્યાં જાય તો ઔષધથી સાધ્ય એવા વાતપિત્તાદિકની તો શી વાત કરવી? સ્પર્શમાત્રથી સર્વ પાપને હરનારી આ શત્રુંજયા નદી પ્રાણીઓને સર્વ તીર્થના ફળની

૧ જળભમરી ૨ ડુટી ૩ કાંઠા (બે) ૪ બેટ ૫ રાજા, પક્ષે પર્વત ૬ માટી ૭ રમતમાત્રમા

પ્રાપ્તિ કરાવવામાં જામિનરૂપ છે. હે ચક્રવર્ત્તી ! આ નદીમાં હેના દ્રહોસંબંધી ચરિત્ર સાંભળો કે જેના પવિત્ર જળના સ્પર્શથી શાંતનુ રાજાના પુત્રો સુખ પામ્યા હતા.

" આ ભરતક્ષેત્રમાં **શ્રીપુર**નામે નગર છે. તેમાં શત્રુને ત્રાસ આપનાર **શાંતનુ** નામે રાજા હતો. તેને **સુશીલા** નામે રાણી હતી. એક વખતે સુશીલાએ સ્વપ્નમાં ધૂસરવર્ણી ધૂમકેતુ જોયો. તે સ્વપ્નવાર્ત્તા પોતાના પ્રિયપતિ શાંતનુને કહી. અનુક્રમે તે સ્વપ્નને અનુરૂપ એવો પુત્ર થયો. તે પુત્રનો જન્મ થતાંજ રાજ્ય-લક્ષ્મીનું મુખ્ય અંગ હાથીઓનું સૈન્ય ક્ષય પામી ગયું. પુનઃ દુઃસ્વપ્નને અનુસારે તેને બીજો પુત્ર થયો. તેની ગર્ભોત્પત્તિથીજ અશ્વસેનાનો ક્ષય થઈ ગયો. તેવી રીતે ત્રીજો પુત્ર થતાં જીવવધથી ધર્મની જેમ અને લોભથી સર્વ ગુણની જેમ સર્વ સંપત્તિનો નાશ થઈ ગયો. ચોથા પુત્રની વાર્ત્તા સાંભળતાંજ તેના શત્રુઓએ અપાર સૈન્યથી શ્રીપુરનગરને ઘેરી લીધું. તે વખતે જેના કોશ દંડ[1] ક્ષીણ થઈ ગયેલા છે એવો શાંતનુ રાજા રાણી સુશીલા અને પુત્રોને લઇ કોઇ સ્થાને નાશી ગયો. **નીલ, મહાનીલ, કાલ** અને **મહાકાલ** નામના તે ચારે પુત્રો સાતે વ્યસન સેવનારા થયા. દ્યૂત[2], માંસ, મદિરા, વેશ્યા, ચોરી, મૃગયા[3] અને પરસ્ત્રીમાં પ્રીતિ એ સાત વ્યસનો કહેવાય છે. બીજાં સર્વ વ્યસનો એક દ્યુતમાંથી ઉત્પન્ન થાય છે તે માટે બંને લોકનું અહિત કરનારા દ્યુતને છોડી દેવું. દ્યુતથી, ધન, યશ, ધર્મ, બંધુવર્ગ અને કુળનો ક્ષય થાય છે, તેમજ દુઃખના સમૂહને આપનારી તિર્યંચ અને નરકની ગતિ પ્રાપ્ત થાય છે. જે શીઘ્રતાથી નરકમાં જવા ઇચ્છતો હોય, '**स**' એટલે તે પ્રાણી '**मां**' એટલે મને ભજે, એ પ્રમાણે જે '**मांस**' શબ્દ પોતાના નામથીજ કહે છે, તે માંસનો દૂરથીજ ત્યાગ કરવો. જે દુષ્ટ બુદ્ધિવાળા માનવો જિંહાસ્વાદના રસથી સદા માંસ ભક્ષણ કરે છે તે શિયાળ શ્વાન્ અને પિશાચ જેવા મનુષ્યોને નરકગામી જાણવા. મદ્ય છે તે અનર્થનું મૂળ છે, મતિ, શાંતિ તથા યશને હરનારૂ છે, અને માતા કે ભાર્યાનું પણ ભાન ભૂલાવનારૂ છે; તેવા મદ્યને કયો દક્ષ પુરૂષ સેવે ? બે લોકનો વિઘાત કરનાર પરદારાનો આદર ત્યાગ કરવા યોગ્ય છે. વળી નિરંતર પાપને વશ રહેનારી વેશ્યા તો જરા પણ પ્રીતિ કરવા યોગ્ય નથી. આ લોકમાં પ્રત્યક્ષ રીતે વધ, બંધનાદિ કરનારી અને પરલોકમાં નરકને આપનારી એવી ચૌર્યવૃત્તિ સદ્બુદ્ધિવાળા પુરૂષે તજી દેવી. ચોરી કરવાથી આ લોકમાં કર્ણ, નાસિકા, નેત્ર અને હાથ પગને પીડા થઈ પડે છે, અર્થાત્ રાજા કાન, નાક, કે હાથ પગ કપાવી નાખે છે અને પરલોકમાં ચંડાળ કુળમાં જન્મ થાય છે.

---

૧ ભંડાર વિગેરે ૨ જુગટું. ૩ શિકાર

ધર્મરૂપ વૃક્ષમાં અગ્નિરૂપ, કીર્ત્તિરૂપ ઉજ્વળ મેહેલમાં મષીના છાંટા જેવી અને સર્વ જને નિંદેલી મૃગયાની તો વાર્ત્તા પણ સાંભળવી નહી. પાપર્દ્ધિ એટલે મૃગયા કરવામાં પંડિત એવા જે પુરૂષો જંતુઓની હિંસા કરે છે તે દુઃખ, દારિદ્રય, દુષ્ટ પીડા, અને દુર્ગતિના કુલાશ્રયરૂપ થાય છે.

"આવાં સાત વ્યસનોરૂપ મહાદોષના એક સ્થાનરૂપ તે ચારે પુત્રો અનુક્રમે કુષ્ટરોગી થયા. કદ્રૂપા, ક્રૂર બુદ્ધિવાળા, અને કુસંગમાં તત્પર એવા તેઓ વક્ર થયેલા ક્રૂર ગ્રહોની જેમ[1] રાજાને વીંટાઈ વલ્યા, દેશેદેશ અને વનેવન ભમતો તે રાજા નઠારા ગ્રહ જેવા તે કુપુત્રોથી કોઇ પણ સ્થાનકે સુખ પામ્યો નહી, નિત્ય અતિ ભોજન કરનારા છતાં પણ રોગગ્રસ્ત થયેલા તે પુત્રોએ રાજાના ચિત્તમાં આ પ્રમાણે ચિંતા ઉત્પન્ન કરી. "દારિદ્રયથી પીડિત, શત્રુઓથી ઉપદ્રવિત અને પરને આધારે જીવનારા પુરૂષો જે જીવિતની આશા કરે છે તે કેવળ ક્લેશને માટે છે. માટે હું આ મારી સ્ત્રીને અને પુત્રોને કોઈ રીતે છેતરીને થોડા કાળમાં મારા આયુષ્યનો અંત લાવું." આ પ્રમાણે વિચારી તે એક મોટા પર્વત ઉપર ચડયો. ત્યાં તેની પાસેની ભૂમિમાં એક મોટું જિનાલય તેના જોવામાં આવ્યુ. જાણે પ્રાણને પ્રયાણ કરાવવાના પ્રસ્થાનમાં[2] કાંઇ ભાતું ઈચ્છતો હોય તેમ કુટુંબ સાથે તે સંપ્રતિ જિનના ચૈત્યમાં ગયો. ત્યાં અદ્ભુત આકૃતિવાળો અને સર્વ તેજનો સાર હોય તેવા એક ઉત્તમ પુરૂષને પ્રભુના ચરણમાં નમસ્કાર કરતો તેણે જોયો. તેનું દર્શન થતાં રાજાના હૃદયમાં વિશેષ શુભ વાસના પ્રગટ થઈ. પછી જાણે શ્રીજિનેંદ્રસાથે પોતાના આત્માનું ઐક્ય કરતો હોય તેમ તેણે પ્રભુને પ્રણામ કર્યો. 'શુદ્ધ મનથી કદિ અલ્પ માત્ર પણ જિનભક્તિ કરી હોય તો તે પરલોકની જેમ આ લોકમાં પણ ઉત્તમ સુખને આપે છે.' આ પરમ વાક્યને અનુસારે રાજાએ કરેલા ભગવંતને નમસ્કારમાત્રથી તુષ્ટમાન થયેલા ધરણેંદ્રે 'હું ધરણેંદ્ર છું અને તારી જિનભક્તિથી સંતુષ્ટ થયો છુ માટે હે ભદ્રાકૃતિવાળા! ઇચ્છિત વર માગ.' આ પ્રમાણે રાજાને કહ્યું. તેનાં આવાં વચનથી પ્રસન્ન થયેલા રાજાએ નાગપતિને નમસ્કાર કર્યો, અને કહ્યુ 'હે પુણ્યાત્મા! તમારૂ દર્શનજ મને સંપત્તિનું દર્શક થયેલું છે. હું વરદાન પછી માગીશ. પણ હમણાં તો જેમ જેમ મારે પુત્રો થતા ગયા તેમ તેમ અનુક્રમે મારી સર્વ સંપત્તિનો નાશ થતો ગયો તેનું શું કારણ તે કહો.'

"જ્ઞાનવડે તેના પૂર્વ ભવને જાણી ધરણેંદ્ર બોલ્યા 'પૂર્વ ભવમાં આ તારો મોટા

૧ ક્રૂર ગ્રહો-વક્ર થઈ રાજા એટલે ચંદ્રને એક રાશિમા વીટાઈ વળે છે તેમ અહીં પણ સમજવુ. ૨ દેશાંતર ગમન.

પુત્ર કોઈ મહાટવીમાં **ક્ષય** નામે ભિલ્લ થયો હતો. ક્રૂર હૃદયવાળો, અશુભ ધ્યાન ધરનારો અને પ્રાણીઓની હિંસા કરનારો તે ભિલ્લ એક વખતે કોઈ તીર્થે જતા સંઘને લુંટીને પાછો વળી માર્ગમાં કાન સુધી ધનુષ્ય ખેંચીને આગળ ગયેલા મૃગને શોધવા લાગ્યો. તેવામાં ધ્યાનથી સ્થિર અંગ કરીને રહેલા **શ્રીસંયમ** નામના મુનિ તેના જોવામાં આવ્યા. તેને મૃગ ક્યાં ગયો તે વાત પૂછી, પણ તે દયાળુ મુનિ બોલ્યા નહીં. ત્યારે 'તે મૃગ તુંજ છે' એમ કહી તે ભિલ્લે તેમની ઉપર બાણ છોડ્યું. '**अर्हद्भ्यो नमः**' એમ બોલતા મુનિ તત્કાળ પ્રાણરહિત થયા. ત્યાંથી આગળ ભટકતાં તે ક્ષયભિલ્લને તેજ દિવસે કોઈ સિંહે માર્ગમાં મારી નાખ્યો. પડતી વખતે તે બોલ્યો કે, 'અરે! મેં પાપીએ નિરપરાધી મુનિને મારી નાખ્યા તેનું આ ફળ મળ્યું' આ પ્રમાણે ચિંતવતો મૃત્યુ પામ્યો. મુનિઘાતના પાપથી તે સાતમી નરકે ગયો. ત્યાં તેત્રીશ સાગરોપમ સુધી અધિક દુઃખ સહન કર્યાં. પછી બીજા સિંહ વ્યાઘ્ર વિગેરેના ઘણા ભવ કરી, તે કુકર્મકારી ભિલ્લ ફરી ફરીને નરકનો અતિથિ થયો. ભિલ્લના ભવમાં મરણકાલે પ્રસન્ન ચિત્તે મુનિવધના દુષ્કૃત્યની નિંદા કરી હતી તે પુણ્યવડે ક્ષયનો જીવ નરકમાંથી નીકળીને તારો આ **નીલ** નામે પુત્ર થયો છે. હે રાજા! મુનિનો વધ પરિણામે ભયંકર છે, મુનિની નિંદા અતિ દુસ્તર છે અને મુનિની ઉપેક્ષા પણ મોટા દુષ્કૃત્યનું કારણ થાય છે. તે ક્ષયભિલ્લે મરણ વખતે પોતે કરેલા મુનિના વધનો પશ્ચાત્તાપ કર્યો હતો, તેથી તે તારા કુળમાં જન્મ પામ્યો પણ તેને દુષ્કૃત્યનું ફળ અવશિષ્ટ રહેલું હતું તેથી તારા રાજ્યમાં હાનિ થઈ.

"આ મહાનીલ પૂર્વે શૂર નામે ક્ષત્રીય હતો. કંકા નામે નગરીના રાજા ભીમનો અલ્પ ધનવાળો તે સેવક થયો હતો. એક વખતે મંત્રીઓના ફારફેરમાં તેને પોતાનો નિયમિત ગરાસ મળ્યો નહીં, દારિદ્રયથી પીડિત થઇ તે ત્યાંથી પોતાને ઘેર આવ્યો, ઘરે ભોજન વખતે રસોઇને સારી નઠારી કહેવા લાગ્યો, ત્યારે તેની સ્ત્રીએ કહ્યું 'પ્રાણેશ! ઘરમાં સારી વસ્તુ મને મળતી નથી, એટલે હું શું કરૂ? જો પતિ સારાં અન્ન, ઘી વિગેરે લાવે તો સ્ત્રી સારી રસોઈ કરે છે, આપણા ઘરમાં આવા પદાર્થોજ હતા, તો તેમાં હું શું કરૂં! આવાં વચન સાંભળી તે શૂર ક્ષત્રીયને કોપરૂપી દાવાનલ પ્રજ્વલિત થયો. તરતજ તેણે સ્ત્રી ઉપર પથ્થરનો ઘા કર્યો તેથી તે સ્ત્રી મૂર્છિત થઈને તત્કાળ મૃત્યુ પામી. તેને એક પુત્રી હતી, તેણે તે વખતે મોટા કોલાહલ કર્યો. તે સાંભળી નગરનો કોટવાળ ત્યાં આવી પહોંચ્યો અને તત્કાળ તેને બાંધીને રાજા પાસે લઇ ગયો. રાજાએ તેને અપરાધી જા-

ણીને શૂળીએ દેવાની આજ્ઞા આપી એટલે કોટવાળે તરતજ તેને શૂળીએ ચડાવ્યો. તેણે શૂળીની વેદના સહન કરતાં કરતાં કોઇ મુનિને મુખેથી બોલાતો નવકાર મંત્ર આદરબુદ્ધિથી સાંભળ્યો. ત્યાંથી મૃત્યુ પામી તે છઠ્ઠી નરકે ગયો. ત્યાં સ્રીહત્યાથી બાંધેલું પોતાનું કર્મ ભોગવી નવકાર મંત્રના શ્રવણથી હે રાજા! તારે ઘેર આ બીજા પુત્રપણે અવતર્યો છે. શરણ રહિત અને સદા ભીરૂ એવી અબળાને કોઈ દિવસ મારવી નહીં. કોપાયમાન થયેલી સ્રી આ લોક અને પરલોકના નાશને માટે થાય છે.

"આ તારો ત્રીજો પુત્ર કાળ, પૂર્વ જન્મમાં એક સાહુકારનો પુત્ર હતો. તે કામાંધ, અગમ્યા સ્રી સાથે ગમન કરનારો, નિત્ય ગુરૂદેવનો નિંદક, અને ધર્મનો ઘાતક હતો. ધન અને યૌવનના ગર્વથી તે માતા પિતાની આજ્ઞા માનતો ન હતો; દેવ અને ધર્મને ઓળખવાનું કારણ તેમજ તત્ત્વને ઓળખાવનાર સદ્ગુરૂ છે, તેવા ગુરૂની જે નિંદાકરે છે, તેણે તે ત્રણેનો તિરસ્કાર કરેલો છે. જે દેવ, ગુરૂ અને ધર્મની નિંદા કરે છે તે ચંડાળના ભવ પામીને છેવટે નરકનો અતિથિ થાય છે. દેવ નિંદામાં પરાયણ એવા પુરૂષને બોધિબીજ, મુક્તિ, સ્વર્ગ, સત્કુળ અને શુદ્ધ દ્રવ્યની લબ્ધિ વિગેરે પ્રાપ્ત થતાં નથી. શ્રીજિનેશ્વર ભગવંતની નિંદા કરવાથી મુંગાપણું, કાહલપણું, કરોળિયા[1] અને કુષ્ઠાદિ દોષજનિત રોગો અને સડસઠ પ્રકારના અન્ય રોગો ઉત્પન્ન થાયછે. ગુરૂનિંદાથી અપયશ, અકાળમરણ, દુઃખ, મુખમાં દુર્ગંધ, કરોળિયા અને તંતુ પ્રમુખ દોષો[2] ઉત્પન્ન થાય છે. ધર્મની નિંદા કરનારો મનુષ્ય વારંવાર નરક અને તિર્યંચના ભવ પામે છે, ફરીવાર તે માનુષ ભવ મેળવતો નથી. દેવ ગુરૂ અને ધર્મ–એ ત્રણની જે નિંદા કરે છે તે ઘોર પાતકી છે. તેના સંસર્ગમાત્રથી પણ બીજા મલિન થઈ જાય છે. એક વખતે 'આ પુત્ર નઠારા આચારમાં પ્રવર્ત્તતો હોવાથી મારા કુળને કલંકભૂત છે માટે ગૃહમાંથી કચરાને બહાર નાખી દે તેમ તેને સર્વથા તજી દેવો એજ ઉચિત છે' આ પ્રમાણે વિચારી તેના પિતાએ તેને નગરમાંથી કાઢી મૂક્યો. એટલે તે યૂથમાંથી છુટા પડેલા મૃગલાની જેમ વનમાં ભટકવા લાગ્યો. છેવટે કરોળિયા અને મુખપાકના રોગની વેદનાવડે તે મૃત્યુ પામી છઠ્ઠી નરકે જઈ આ કાલ નામે તારો પુત્ર થયેલો છે.

"આ ચોથો પુત્ર મહાકાલ પૂર્વ ભવે એક બ્રાહ્મણનો પુત્ર હતો અને નિત્ય ભિક્ષોપજીવી[3] હોવાથી દુઃખનું પાત્ર હતો. પોતાનાં દુષ્પૂર[4] ઉદરને પૂરવા માટે તે દેશોદેશ ભટકતો હતો. એકદા કોઈ ગામમાં કોઈ જિનપૂજકના ઘરમાં તે ચાકર

૧ વાળો. ૨ રોગો. ૩ ભિક્ષાવડે આજીવિકા ચલાવનારો ૪ મુશ્કેલીથી પૂરી શકાય તેવું.

થઇને રહ્યો. એક સમયે લાગ જોઈ શ્રીજિનેશ્વર ભગવંતનાં આભૂષણો[1] લઈ તે કોઈ ઠેકાણે ચાલ્યો ગયો. તેવા કનિષ્ઠ પ્રકારથી લાભ મેળવવામાં તેનું ચિત્ત લુબ્ધ થઇ ગયું હતું તેથી વળી તે અધમ બ્રાહ્મણે કોઈ મુનિનાં ઉપકરણો ચોરી લીધાં. વ્યસનમાં આસક્ત એવા તેણે વ્યગ્ર હૃદયે તે સર્વ વેશ્યાને આપી દીધું. દેવદ્રવ્ય અને ગુરૂદ્રવ્ય સાત પેઢી સુધી દહન કરે છે. દેવદ્રવ્ય, તૈલસાથે મિશ્ર કરીને ખાધેલાં ઝેર જેવું છે. દેવ દ્રવ્ય લેનારો સાત દિવસમાં અને ગુરૂદ્રવ્ય લેનારો ત્રણ દિવસમાં નરકને પામે છે. જેમ અન્નસાથે વિષનો સંસર્ગ, અને દૂધસાથે કાંજીનો સંસર્ગ તેવી રીતે પોતાના ધનની સાથે ગુરૂદ્રવ્યનો સંસર્ગ છે. અર્થાત્ તે દ્રવ્ય પોતાના દ્રવ્યનો પણ વિનાશ કરે છે. જે માણસને દેવ અને ગુરૂના દ્રવ્યવડે આજીવિકા કરવાની આશા છે, તે ધત્તૂરાના રસસાથે વિષનો સ્વાદ કરવા જેવી છે. આ પ્રમાણે તે નીચ બ્રાહ્મણ દુષ્ટ રોગની પીડાથી કેટલેક દિવસે મૃત્યુ પામી નરક અને ચાંડાલના ભવમાં ભટકી અંતે આ તારો ચોથો પુત્ર થયો છે.

"આ ચાર પુત્રો મુનિઘાત, ઋષિઘાત, દેવગુરૂની નિંદા અને દેવગુરૂના દ્રવ્યને હરનારા છતાં તારા રાજકુળમાં અવતર્યા તેનું કારણ સાંભળ. ક્ષયભિલ્લ અંતે મુનિના સ્મરણથી, શૂર ક્ષત્રીય નવકારના સ્મરણથી, નિંદા કરનાર ઈભ્ય પુત્ર સત્કુળમાં ઉત્પન્ન થયેલ હોવાથી અને ચોરી કરનાર વિપ્ર શ્રીજિનેશ્વરનાં દર્શનથી રાજકુળને પામ્યા છે. તેઓનુ અવશિષ્ટ[2] પાપ રહેલું હતું, તેથી હે રાજા! તું રાજ્યથી ભ્રષ્ટ થયેલો છે, માટે હવે તું મરણનો વિચાર કર નહી. અહીંથી પાછો વળી સુરાષ્ટ્ર દેશમાં આવેલા શત્રુંજય ગિરિના તટ ઉપર સર્વ દોષનો નાશ કરનારી શત્રુંજયા નદી છે, તેને ભજ. તેના તીર ઉપર જે વૃક્ષો છે, તેમના ફળનું આસ્વાદન કર, તેના જળમાં સ્નાન કર અને તે ગિરિરાજનો સ્પર્શ કર. તે નદીના તીર ઉપર પૂર્વે સૂર્યદેવે નિર્માણ કરેલું સર્વ પાપહારી જિનમંદિર છે. તે મંદિરમાં રહેલા જિનેશ્વરની મન, વચન અને કાયાની શુદ્ધિવડે વિધિપૂર્વક પાપની શાંતિને માટે પૂજા કર. અને સદા સર્વ જંતુઓની રક્ષા કર. આ નીલ શત્રુંજયામાં, મહાનીલ ઐંદ્રી નદીમાં, કાલ નાગેંદ્રી નદીમાં અને મહાકાલ તાલધ્વજીમાં સ્નાન કરીને એ સર્વ વિધિ કરે એવી રીતે વિધિપૂર્વક કરવાથી એક, ત્રણ, ચાર અને છ માસે અનુક્રમે તેઓ નિરોગી થઈ સુખ પ્રાપ્ત કરશે. પૂર્વકૃત કુકર્મથી મુક્ત થઈ, દેવતાજેવું શરીર પામી, પ્રથમ સ્વરાજ્યના ભોક્તા થઇ અંતે સ્વર્ગ રાજ્યના પણ ભોક્તા થશે."

"આ પ્રમાણે ધરણેંદ્રનાં વચન સાંભળી હર્ષ પામેલા રાજાએ સ્ત્રી અને પુત્રો

---

૧ ઘરેણા. ૨ બાકી રહેલું, થોડું.

સાથે તેમના ચરણમાં નમસ્કાર કર્યો. પછી 'હે રાજા! છ માસ પછી તે નદીને કાંઠે મને સંભારજો, એટલે હું આવીને તમારા શત્રુઓને જીતી તમને અક્ષય રાજ્ય અપાવીશ.' આ પ્રમાણે કહી ધરણેંદ્ર સ્વસ્થાનકે ગયો અને રાજા તેમને નમી હૃદયમાં તેનું વચન ધારણ કરતો તેજ માર્ગે પાછો વળ્યો. ઘણા દેશને ઉલ્લંઘન કરી અનુક્રમે તે સુરાષ્ટ્ર દેશમાં આવ્યો. ત્યાં તેણે વિસ્મયસહિત શત્રુંજયગિરિ જોયો. તે પર્વતની તળેટીમાં શત્રુંજયા નદીને કાંઠે તેણે તૃણની પર્ણકૂટી[1] બનાવી અને તેમાં પોતાના કુટુંબસહિત નિવાસ કર્યો. તે પવિત્ર નદીના જળમાં તે સર્વે ત્રિકાળ સ્નાન કરવા લાગ્યા, તેની મૃત્તિકાથી અંગને લિંપવા લાગ્યા, તે તીર્થ તથા તીર્થપતિને નમવા લાગ્યા, અને તે નદીનાં કિનારાપર ઉગેલાં વૃક્ષનાં ફળથી આજીવિકા ચલાવવા લાગ્યા. એ પ્રમાણે એક માસ થયો એટલામાં તો રાજાએ પોતાના પુત્રોને સુવર્ણના જેવી કાંતિવાળા થયેલા જોયા; તથાપિ ધરણેન્દ્રની આજ્ઞાથી તે છ માસ સુધી ત્યાં રહ્યો. છ માસ થયા પછી ધરણેન્દ્રનું સ્મરણ કરવાથી ધરણેન્દ્ર ત્યાં આવ્યા. સૌને વિમાનમાં બેસાડી સાથે લઇને તેમના પૂર્વ રાજ્ય ઉપર બેસાર્યા. પછી શાંતનુ રાજા પુત્રોસહિત નિરંતર જિનયાત્રા અને જિનપૂજન કરવા લાગ્યો. પોતાના ચિત્તની પેઠે પોતાના દેશની સર્વ પૃથ્વી જિનાવાસથી મંડિત કરી દીધી. એ પ્રમાણે ચોસઠ લાખ વર્ષ સુધી રાજ્યવૈભવનું સુખ ભોગવી પછી સ્ત્રીપુત્રસહિત સંયમ ગ્રહણ કર્યું. છેવટે તેઓ શત્રુંજય ઉપર અનશન કરી કેવલ જ્ઞાન પામી સર્વ બંધનનો ક્ષય કરીને મોક્ષે ગયા." ઈંદ્ર ભરતને કહે છે "આ પ્રમાણે આ શત્રુંજયા નદી અનેક પ્રભાવોએ ભરપૂર છે, જો શત્રુંજયા નદી સેવી હોય તો એક લીલામાત્રમાં રાજ્યભ્રષ્ટને રાજ્ય, સુખભ્રષ્ટને સુખ, અને વિદ્યાભ્રષ્ટને વિદ્યા આપે છે, તેમજ કાંતિ, કીર્ત્તિ, બુદ્ધિ, લક્ષ્મી, અને સ્વર્ગનાં સુખ પણ આપે છે. હે ભરતરાજા! જેમ સર્વ દેવોમાં શ્રીયુગાદીશ પ્રભુ મુખ્ય છે, અને જેમ સર્વ તીર્થોમાં મુખ્ય તીર્થ શત્રુંજયગિરિ છે, તેમ તીર્થરૂપ સર્વ નદીઓમાં આ શત્રુંજયા નદી મુખ્ય છે, માટે તેની તમે પણ અધિક આરાધના કરો. આમ ઉત્તર દિશામાં પવિત્ર જળવડે પૂર્ણ જે આ સરિતા જણાય છે તે સંપૂર્ણ વૈભવવાળી ઐંદ્રી નામે નદી છે. ઇશાન ઈંદ્રની સ્પર્ધાથી સૌધર્મ ઈંદ્ર જિનભક્તિવડે આ નદીને મનોહર પદ્મદ્રહમાંથી લાવેલ છે. સ્પર્ધા અને જિનભક્તિવડે આ નદી આણેલી છે, તેથી તે શત્રુંજયાથી અન્યૂન પ્રભાવવાળી અને દુષ્ટજનના દોષને હરનારી છે. જે આ નદીની મૃત્તિકાનો કળશ કરી, તેમાં તેનુંજ જળ ભરી શ્રી

૧ ઝુંપડી.

જિનેશ્વરના અંગપર ભક્તિથી નમાવે તે મુક્તિને વશ કરે છે. વળી આ પૂર્વદિશાના આભૂષણરૂપ જે નદી છે તેને પાતાળપતિ ધરણેન્દ્ર ભક્તિથી પાતાળમાંથી લાવેલ છે. પ્રખ્યાત પ્રભાવવાળી તે નદી ઉત્તર દિશામાં ઉત્પન્ન થઈ દક્ષિણ દિશામાં જઈ સૂર્યોદ્યાનને આશ્રિત થયેલી શોભે છે. ધરણેન્દ્રે શ્રીજિનેન્દ્રને સ્નાન કરાવવાને તે આણેલી હતી, તેથી સર્વ તમને[1] હણનારી તે નદી **નાગેન્દ્રી** એવા નામથી વિખ્યાત થયેલી છે. વળી આ ચમલમાંથી ઉત્પન્ન થયેલી નદી સર્વ સુર અસુરોએ શ્રીઆદિનાથ પ્રભુને સ્નાન કરાવવા માટે ઉત્પન્ન કરેલી છે. આ નદીના જળમાં જે સ્નાન કરે છે કે પ્રભુને સ્નાન કરાવે છે; તે મનુષ્ય જન્મરૂપ વૃક્ષનું ફળ મેળવે છે. હે ભરત! એવી રીતે શ્રીજિનેશ્વરનાં સ્નાનથી પવિત્ર એવી ચૌદ મહા નદીઓ આ શત્રુંજય તીર્થ સમિપે રહેલી શોભે છે. માટે એ ચૌદ મહાનદીઓમાંથી, મોટા કુંડોમાંથી, ક્ષીરસમુદ્રમાંથી અને પદ્મદ્રહાદિક દ્રહોમાંથી જળ લાવીને આ તીર્થે શ્રી જિનનાયકને સ્નાન કરાવવું. જે શ્રાવકો સંઘપતિ થઈને અહીં આવે તેમનો સદા એ સ્થિર ક્રમ છે, અને તે ક્રમ ચક્રી અને ઇંદ્રના પદને આપી યાવત્ તીર્થંકરપણું આપે છે. આ શુભ જળવાળી અને શ્રેય કરનારી સર્વ સરિતાઓ છે, તે વિવિધ પ્રભાવથી સંપૂર્ણ અને સર્વ તીર્થોમાં વિભૂષિત છે. જેઓ તેનાં જળનો સ્પર્શ કરે છે, તેમને સત્કીર્ત્તિ, વિપત્તિની હાનિ, શુભોદય, અને સ્વર્ગાદિ સુખની સંપત્તિ કરગત હોય તેમ પ્રાપ્ત થાય છે. જે આ સરિતાઓનું સ્નાન સ્નાત્ર વિગેરેથી સેવન કરે છે તેઓને નવનિધિ સાંનિધ્ય રહે છે, કામધેનુ તેના આંગણામાં વસે છે, ત્રણ લોક તેને વશ થાય છે, તે સદા પવિત્ર રહે છે, ભૂત પ્રેત કે પિશાચ તેને ઉપદ્રવ કરવા સમર્થ થઈ શકતા નથી, દુષ્ટ કુષ્ટ વિગેરે દોષો ઉત્પન્નજ થતા નથી, દેવતાઓ તેના કિંકર થાય છે અને સર્વ સંપત્તિઓ તેના ઘરમાં આવીને રહે છે. હે ભરતેશ્વર! ચંદ્ર, સૂર્ય અને વ્યંતરેંદ્રોએ નિર્મેલાં બીજાં પણ ઘણાં જળાશયો આ તીર્થમાં રહેલાં છે.

આવાં ઈંદ્રનાં વચન સાંભળી ચક્રી મનમાં હર્ષ પામ્યા, અને તત્કાળ ઉદ્યમવંત થઈ ઈંદ્રની સાથે તેમણે તે સરિતામાં સ્નાન કર્યું, અને તેના તીરપર રહેલાં વૃક્ષોનાં પુષ્પો તથા નદીમાંહેનાં કમળો લઈને તેનાં જળથી કળશ ભરી લઈ તેવડે શ્રીઅર્હંત પ્રભુની પૂજા કરી. પછી પૂર્વ દિશામાં પૂર્વ દિશાના આભૂષણરૂપ તીર્થ **માનપુર** અને દક્ષિણ દિશામાં સ્વર્ગપુરી જેવું અદ્ભુત **ભરતપુર** નગર વસાવ્યું. તે બન્ને નગરમાં વર્દ્ધકિએ અનેક તળાવ તથા વનશ્રેણીવડે વિભૂષિત

---

૧ અંધકાર

એવો શ્રીજગદીશનો એક મોટો પ્રાસાદ કર્યો. તે ઠેકાણે ચક્રવર્ત્તીનો પુત્ર બ્રહ્મર્ષિ મુનિગણ સાથે સિદ્ધિપદ પામ્યો તેથી તે બ્રહ્મગિરિ નામે વિખ્યાત તીર્થ થયું અને તે તીર્થમાં પાપને નાશ કરનારો સુરવિશ્રામ નામે એક યુગાદિ પ્રભુનો ઊંચો પ્રાસાદ ચક્રવર્ત્તીએ કરાવ્યો. પછી દુંદુભિ [1]નિઃસ્વાન અને ધવલમંગળના ધ્વનિપૂર્વક ગુરુને આગળ કરી ચક્રવર્ત્તી ભરત, ઇંદ્ર. રાજાઓ, સર્વ પત્નીઓ, અને બીજા સંઘલોકોને સાથે લઈ વિવિધ શિખરોપર રહેલાં ચૈત્યોની પૂજા કરવા ચાલ્યા. 'આ તીર્થમાં કપર્દીનામે યક્ષ અધિષ્ઠાયક થશે,' એવું ધારી એક શિખર ઉપર ઇંદ્રે તેનાં નામથી એક અર્હંત પ્રભુનો પ્રાસાદ યક્ષમૂર્ત્તિસહિત કરાવ્યો. માઘમાસની પૂર્ણિમાએ એક શિખર ઉપર ગુરૂના કહેવાથી ચક્રવર્ત્તીએ ત્રિજગત્‌ના ગુરૂની માતા મરૂદેવાને સ્થાપિત કર્યા. ત્યારથી એ મરૂદેવ શિખર ઉપર આવીને માઘમાસની પૂર્ણિમાએ લોકો આદરથી નામવડે પાપને હરનારાં મરૂદેવાને પૂજવા લાગ્યા. તે દિવસે જે નર કે નારી આદિયોગિની મરૂદેવાને પૂજે છે તે સર્વ સામ્રાજ્યવડે સુભગ થઈ મોક્ષઇચ્છા કરે છે. સ્ત્રીઓ સૌભાગ્યવતી, પુત્રવતી, અને ચક્રવર્ત્તી તથા ઇંદ્રને ઘેર સૌભાગ્યનુ પાત્ર થઇ અર્થાત્‌ ચક્રવર્ત્તીની સ્ત્રીપણું કે ઈંદ્રાણીપણું પામી અનુક્રમે મુક્તિને પામેછે.

ત્યાંથી બે યોજન મૂકીને આગળ ચાલતાં તિર્યંચને પણ સ્વર્ગસુખ આપનાર એક યોજનપ્રમાણ ગિરિ આવ્યો. તેને ભરતે નમસ્કાર કર્યો. તેની ઉપર પણ અધિષ્ઠાયક દેવતાએ સેવેલો એક ઊંચો યુગાદિ પ્રભુનો પ્રાસાદ ભક્તિથી કરાવ્યો. ત્યાંથી આગળ ચાલતાં બીજા શિખરપર જઇને મુનિ થએલા પોતાના એક હજારને આઠ પુત્રોને જ્ઞાનસાગર બાહુબલિએ કહ્યું કે, 'આ તીર્થના માહાત્મ્યથી પુંડરીક મુનિનીપેઠે તમોને જ્ઞાનોત્પત્તિથી આઠ કર્મનો ક્ષય થતાં તત્કાળ અહીં સિદ્ધિસુખ પ્રાપ્ત થશે માટે તમે અહીં રહીને નિર્યામણા[2] કરો.' આ પ્રમાણે સાંભળી તેઓ બાહુબલિની સાથે સમાહિત થઈ ત્યાંજ રહ્યા. અનુક્રમે કેવળજ્ઞાન ઉત્પન્ન થતાં તેઓ તે શિખરપર મોક્ષ ગયા; ત્યારથી તે શિખર બાહુબલિ નામથી પ્રસિદ્ધ થયુ. તેની ઉપર રહીને બાહુબલિએ પણ અનેક પ્રકારનો તપ કર્યો. તે સમયે પ્રીતિવાળા ભરતે ઇંદ્રને પૂછ્યું કે, 'સર્વ તીર્થમય એવા આ પર્વત ઉપર આ મુનિઓને અગ્નિસંસ્કાર ક્યાં કરવો ઉચિત છે?' જ્ઞાનથી જાણીને જાણે સર્વ જનને આચારપ્રવૃત્તિ જણાવતા હોય તેમ ઇંદ્રે ભરતને કહ્યુ, "હે રાજા! મરૂદેવાથી આરંભીને પુંડરીક ગણધરસુધી જે સિદ્ધ થયા તેમનાં

૧ સ્વર, અવાજ ૨ અનશન

શરીર મેં ક્ષીરસમુદ્રમાં નાંખેલાં છે; પણ હવેથી એ આચાર ચાલશે નહીં તેથી આ સિદ્ધ થયેલા મુનિના દેહને અગ્નિસંસ્કાર થાઓ. શ્રીઆદિનાથ ભગવંતના ચરણથી સિંચન થયેલું અને સર્વ દેવતાના સમૂહવડે સુંદર એવું આ શત્રુંજયનું મુખ્ય શિખર સર્વત્ર તીર્થમય છે, તેથી ત્યાં દહન વિગેરે કરવું યોગ્ય નથી; કેમકે તેથી તીર્થનો લોપ અને જિનાજ્ઞાનું ખંડન થાય છે. માટે મુખ્ય શિખરથી નીચે ફરતી બે બે યોજન પૃથ્વી છોડી દઇને સ્વર્ગ નામના ગિરિઉપર અગ્નિસંસ્કાર કરવો અને ત્યાં તેમની પાષાણમય મૂર્ત્તિઓ બેસાડવી; કારણ કે તેમ કરવાથી બીજાઓને પણ તે કાર્યની જાણ થાય.” ઇંદ્રનાં આવાં યુક્તિવાળાં વચનો સાંભળી સુકૃત ઉપર આદર કરનારા ભરતે તે મુનિઓના દેહને તે ઠેકાણે અગ્નિસંસ્કાર કર્યો. અને તે શિખર ઉપર પૂર્વદિશારૂપી સ્ત્રીના મુખનું જાણે રત્નતિલક હોય તેવો એક જિનપ્રાસાદ કરાવ્યો. સોમયશાએ પણ હર્ષથી પોતાના બંધુઓના અને પિતાના પ્રાસાદો વર્દ્ધકિ પાસે કરાવ્યા. પછી રાજાએ તાલધ્વજ શિખર ઉપર જઇને જેના હાથમાં ખડ્ગ, ઢાલ, ત્રિશૂલ અને સર્પ રહેલાં છે એવા તાલધ્વજ નામે દેવને ત્યાં સ્થાપિત કર્યો.

પછી ત્યાંથી કાદંબ ગિરિપર જઇને ભરતે સુનાભગુરૂને પૂછ્યું કે, ‘ હે ભગવાન્! આ બહુ પ્રખ્યાત પર્વતનો શો પ્રભાવ છે?’ ગણધર બોલ્યા “ હે ચક્રવર્ત્તી! આ પર્વતનો પ્રભાવ અને તેનું કારણ કહું તે સાંભળો. ગઈ ઉત્સર્પિણીમાં સંપ્રતિનામે ચોવીશમા તીર્થંકર થયા હતા. તેમને એક કદંબ નામે ગણધર હતા. કોટિ મુનિઓની સાથે આ ગિરિપર સિદ્ધિપદ પામ્યા હતા, તેથી આ ગિરિ કાદંબગિરિ નામે ઓળખાય છે. અહીં પ્રભાવિક દિવ્યઔષધિઓ, રસકૂપિકા, રત્નની ખાણો અને કલ્પવૃક્ષો રહેલાં છે. દીપોત્સવીને દિવસે, શુભવારે, સંક્રાંતિએ કે ઉત્તરાયણમાં જો અહીં આવી મંડળની સ્થાપના કરે તો દેવતા પ્રત્યક્ષ થાય છે. તે ઔષધિઓ, તે રસકુંડો અને તે સિદ્ધિઓ પૃથ્વીમાં નથી કે જે આ ગિરિમાં નહી હોય. જેમાં સર્વ સિદ્ધિનું સ્થાન કાદંબગિરિ રહેલો છે એવી આ સુરાષ્ટ્ર દેશની ભૂમિમાં લોકો દારિદ્રયથી કેમ પીડાય? આ કાદંબગિરિવડે જેનું દારિદ્રય વૃક્ષ છેદાયું નથી તે અતિ નિર્ભાગી છે, તેને રોહણાચલ પણ કાંઇ આપી શકશે નહી. જેનીઉપર આ ગિરિ સંતુષ્ટ થયો તેનીઉપર કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણિ વિગેરે સર્વ સંતુષ્ટ થયાં સમજવાં. અહીં રાત્રીએ પોતાના તેજરૂપ દીપકના સમૂહથી પ્રકાશી રહેલી ઔષધિઓ નિર્ભાગીના ઘરમાંથી દારિદ્રયની જેમ અંધકારને હરી લેછે. રૂચકાદ્રિની જેમ અહી શાશ્વત છાયાદાર કલ્પવૃક્ષો છે, તે સર્વ પ્રકારના વાંછિત સંકલ્પને પૂરા કરે

છે. પણ અનુક્રમે કાળના દોષને લીધે વર્ષાકાળમાં મેઘથી આચ્છાદન થયેલા સૂર્યના કિરણોની જેમ તે વૃક્ષો મનુષ્યોને દૃષ્ટિગોચર થશે નહીં. આ શિખર પણ મુખ્યશિખરની જેમ સર્વ પાપને નાશ કરનારૂં છે, અને તે તમારા દયોપકારપણાને લીધે પુનઃ અતિ ખ્યાતિને પામશે."

આ પ્રમાણે કાદંબગિરિનો મહિમા સાંભળી મોટા મનવાળા ચક્રવર્ત્તીએ ઇંદ્રની સંમતિ પ્રમાણે તે ગિરિપર અનેક વૃક્ષોથી વ્યાપ્ત એવાં ધર્મોદ્યાનમાં ભાવી-તીર્થંકર શ્રીવર્દ્ધમાન સ્વામીનો એક મોટો પ્રાસાદ વર્દ્ધકિપાસે કરાવ્યો. તે કાદંબગિરિના પશ્ચિમ શિખર ઉપર શત્રુંજયા નદીને તીરે ચક્રવર્ત્તી ભરતની કેટલીક હાથી અને અશ્વ વિગેરેની સેના રહી હતી, તેમાંથી કેટલાક હસ્તી, અશ્વ, વૃષભ અને પેદલ રોગની પીડાથી મુક્ત થઇ અવિવેકી છતાં પણ તે તીર્થના યોગથી સ્વર્ગે ગયા. તેઓ સ્વર્ગમાંથી આવીને ભરત રાજાને પ્રણામ કરી પોતાને સ્વર્ગ મળ્યાની વાત કહેવા લાગ્યા. પછી ભરતે તે ઠેકાણે મૂર્ત્તિસહિત તેમના પ્રાસાદો કરાવ્યા, ત્યારથી તે ગિરિ હસ્તિસેન નામે પ્રખ્યાત થયો. આ પ્રમાણે ચક્રવર્ત્તીએ ગુરૂના આદેશથી શત્રુંજયગિરિનાં સર્વ શિખર ઉપર જિનાલયો કરાવ્યાં અને મુખ્ય શિખરને પ્રદક્ષિણા કરી. રાજા ભરતે પુનઃ પોતાના સ્થાનમાં આવીને આદિનાથ ભગવંતને નમસ્કાર કર્યો. પછી ચક્રવર્ત્તીએ મુખ્ય શૃંગની નીચે પશ્ચિમભાગે એક સુવર્ણ ગુફામાં રહેલી ભૂત, ભાવી અને વર્તમાન અર્હંતોની રત્નમય મૂર્ત્તિઓની અતિભાવથી પૂજા કરી. એ પ્રમાણે તે તે માર્ગને બતાવનારૂં ઇંદ્રનું સર્વ કથન સફળ કર્યું. ત્યાંથી ભરત ઉજ્જયંત ગિરિની યાત્રા માટે પ્રયાણ કરતા હતા તે વખતે નમિ વિનમિએ મધુર વચનોવડે તેમને કહ્યું "હે રાજા! અમે બે કોટિ મુનિઓની સાથે અહીંજ રહીશું કારણ કે એ સર્વની અને અમારી અહીજ મુક્તિ થશે." તે સાંભળી ભરતે તેમને અને તેમની સાથે રહેનારા બીજા મુનિઓને નમસ્કાર કર્યો અને તેમની પાસેથી ધર્મલાભરૂપ આશીષ સંપાદન કરી. અનુક્રમે ફાલ્ગુન માસની શુક્લદશમીએ તે નમિ વિનમિ બીજા મુનિઓની સાથે તેજ ગિરિઉપર પુંડરીકની પેઠે કેવળજ્ઞાન અને સિદ્ધિસ્થાન પામ્યા. એ કલ્યાણકને દિવસે તે ઠેકાણે અલ્પ દાન આપ્યું હોય અને અલ્પ તપ કર્યું હોય તોપણ તે અવસરે વાવેલાં સારાં બીજની પેઠે ઘણું ફળ આપેછે. ફાલ્ગુનમાસની દશમીએ જે વિમલાચલનો સ્પર્શ કરે છે તે પોતાનાં પાપને દૂર કરી મોક્ષભાગી થાય છે. ભરત અને દેવતાઓ તેમનો નિર્વાણ મહોત્સવ કરી તે ઠેકાણે તેમની રત્નમય મૂર્ત્તિઓનું સ્થાપન કરી બે માસ રહીને ત્યાંથી આગળ ચાલ્યા. ત્યાં પશ્ચિમ દિ-

શાના ચોથા શિખર ઉપર ભરતે મહાબળવાન્ નંદી નામના દેવને તીર્થરક્ષા માટે દૃઢપણે સ્થાપિત કર્યો. ત્યારથી તે શિખરનું નાંદીગિરિ એવું નામ પ્રસિદ્ધ થયું. **'જે ઠેકાણાનો જે સ્વામી થાય, તેના નામથી તે સ્થાન પ્રસિદ્ધ થાય છે.'** નમિ વિદ્યાધરની કનકા અને ચર્ચા નામે ચોસઠ પુત્રીઓ વ્રત ધારણ કરી એક શિખર ઉપર જઇને રહી હતી, તેઓ ચૈત્ર માસની કૃષ્ણ ચતુર્દશીએ અર્ધરાત્રિએ એક સાથે સ્વર્ગે ગઇ, તેથી તે મહાન્ શિખર ચર્ચગિરિ નામે પ્રસિદ્ધ થયું. તે સાધ્વીઓ દેવલોકમાં રહીને પણ આદિનાથ પ્રભુના ચરણકમળના ભક્તોને વાંછિત આપે છે અને તેમના વિઘ્નસમૂહ હરે છે.

ત્યાંથી સર્વ યાત્રાળુઓ પશ્ચિમદિશામાં વૃક્ષોની વિસ્તાર પામેલી શાખાઓના અગ્રભાગથી સૂર્યનાં કિરણોનો રોધ કરનારાં ચંદ્રોદ્યાનમાં આવ્યા. તે રમણીય વનમાં અનેક વૃક્ષોની છાયામાં વિશ્રાંત થયેલી કિન્નરીઓનાં મનોહર જનપ્રીણન[1] અર્હદ્ ગુણસંયુક્ત ગીતનો ઝંકાર સાંભળવા લાગ્યા. મધુર ફળોનો અને સ્વાદુ[2] જળનો સ્વાદ લઈ સર્વજનો વૃક્ષોની છાયા નીચે વિશ્રાંતિ લઈ સુખે શ્રમરહિત થઇ ગયા. ત્યાં આગળ વહેતી બ્રાહ્મી નદીના મનોહર કલ્લોલવડે સુંદર એવા કાંઠા ઉપર સંઘના લોકોનું ચિત્ત અતિ હર્ષ પામ્યું. તે વનની રમણીયતા જોવામાં જેનું મન ખેંચાયેલું છે એવો કુમાર સોમયશા સમાન વયના બીજા કુમારોની સાથે તે વનમાં ફરવા ગયો. 'આ અતિ રમણીય છે, આ તેનાથી રમણીય છે' એમ આકુળ મને આગળ ચાલતા કુમારે બ્રાહ્મી નદીના કાંઠાઉપર કેટલીક પર્ણકુટીઓનો[3] સમૂહ જોયો. કૌતુકથી રાજકુમાર જેવો આગળ ચાલ્યો તેવામાં અંગ ઉપર ભસ્મલેપનવાળા અને જિતેન્દ્રિય જટાધારી તાપસો તેના જોવામાં આવ્યા. મૂર્તિથી શાંત હૃદયવાળા અને દેહની કાંતિથી અદ્‌ભુત વૈભવવાળા તેઓને જોઈ સોમયશાએ તેમનો આચાર પૂછ્યો. તેઓ બોલ્યા "અમે વૈતાઢ્યગિરિના નિવાસી વિદ્યાધરો છીએ. અમારામાંના કેટલાક હત્યાદિકનાં પાપથી અને કેટલાક દુસ્તર રોગોથી ગ્રસ્ત થઈ ગયા હતા, તે પીડાની શાંતિનો ઉપાય ધરણેન્દ્ર પાસેથી સાંભળીને અમે આ શત્રુંજયગિરિ નજીક ચંદ્રોદ્યાનનો આશ્રમ કરી રહ્યા છીએ. હે રાજા! સર્વ પ્રકારના દોષો અને રોગોને હરનારી આ નદી અને પવિત્ર ક્ષેત્રને સેવવાથી અમે રોગ અને દોષથી મુક્ત થઈ ગયા છીએ; અને કચ્છ મહાકચ્છ પાસેથી આવું તાપસ વ્રત લઇ કંદફળ ખાઇને ભક્તિથી શ્રીઆદિનાથનું સ્મરણ કરીએ છીએ. હે રાજા! અહી આઠમા ભાવી તીર્થંકર શ્રીચંદ્રપ્રભ સ્વામીનું

૧ લોકોને પ્રીતિ ઉત્પન્ન કરનાર ૨ સ્વાદિષ્ટ, મીઠા ૩ પાંદડાની ઝુપડીઓ.

સમવસરણ થવાનું છે, તેને લીધે અમે અહીં સ્થિર થઇને રહ્યા છીએ." તે સાંભળી ચિત્તમાં હર્ષ પામી સોમયશા પાછો વળ્યો અને તે સર્વ વૃત્તાંત ચક્રવર્ત્તીને કહ્યો; તે સાંભળી ચક્રવર્ત્તી ઘણા ખુશી થયા. ત્યાં ભાવી આઠમા તીર્થંકર શ્રીચંદ્રપ્રભનું સમવસરણ થશે, એવું જાણી ભરતે વર્દ્ધકિનીપાસે શ્રીચંદ્રપ્રભ પ્રભુના પ્રાસાદવાળું મોટું નગર ત્યાં વસાવ્યું. તેમાં સંઘજનની સાથે તીર્થની પ્રતિષ્ઠા કરી. વિશેષ પુણ્ય મેળવવાની ઇચ્છાથી ચક્રી રૈવતાચલ[1] તરફ ચાલ્યા.

આગળ ચાલતાં સુવર્ણમણિ માણિક્યની કાંતિવડે આકાશને કાબરૂ કરતો ઊંચો રૈવતાચલગિરિ દૂરથી તેમના જોવામાં આવ્યો. ઈંદ્રનીલ મણિ સાથે મળેલાં સ્ફટિકમણિની કાંતિથી જાણે પૃથ્વીરૂપી સ્ત્રીનો વલ્લાજનિત પુષ્પોએ ગુંથેલો કેશપાશ[2] હોય તેવો તે દેખાતો હતો; વચમાં વચમાં સુવર્ણ રેખાઓ અને સર્વ ભાગમાં નીલ[3] વર્ણની શિલાઓ દેખાતી હતી, તેથી વિદ્યુત્ શિખાવાળા કૃષ્ણમેઘના જેવો તે ઉન્નત જણાતો હતો; જેમાં ક્રીડા કરતા કિંનરજનના બાલકોએ ઉછાળેલા રત્નના દડા દિવસે પણ આકાશમાં તારાઓનો ભ્રમ ઉત્પન્ન કરતા હતા. રાત્રિએ ચંદ્રકાંત મણિના શિખરમાંથી ઝરતી અમૃતની ધારાવડે જેના વનના વૃક્ષો યત્નવગર નિરંતર લીલા રહેલાનો દેખાવ આપતા હતા. જ્યાં પંચવર્ણી મણિઓની કાંતિવાળાં વિચિત્ર વૃક્ષો પવનના હલાવવાથી પ્રેક્ષક જનોને મયૂરનૃત્યનો ભ્રમ કરાવતા હતા; સર્વ ઠેકાણે નીલશિલાવાળો અને મધ્ય મધ્યમાં ઉજ્જવળ પાષાણવાળો તે ગિરિ સ્ફુરણાયમાન તારાવાળો ગગનમાર્ગ હોય તેવો જણાતો હતો. ઊંચી સુવર્ણની ચૂલિકાવાળો અને ચોતરફ વૃક્ષોથી વીંટાઈ રહેલો તે ગિરિ પૃથ્વીદેવીનો રક્ષામણિ હોય તેવો લાગતો હતો; જેમાં રહેલા રસકુંડો, 'ધર્મનો જામિન કોણ માગે છે? લક્ષ્મી કોને જોઇએ છીએ? અને દારિદ્રય કોને રહ્યુ છે?' ઇત્યાદિ વાક્યો બોલ્યા કરે છે; જે સફળ કદલી વૃક્ષોથી, આંબાનાં તોરણોથી, અને વિદ્યાધરોની પ્રિયાઓના ગાનથી સદા ઉત્સવ ધરનારો જણાય છે; દિવસે જ્વલાયમાન સૂર્યકાંત મણિઓથી, રાત્રિએ પ્રદીપ્ત ઔષધિઓના દીપકોથી અને કદલી વૃક્ષરૂપ ધ્વજાઓથી જાણે અનંત લક્ષાધિપતિ હોય તેવો જે દેખાય છે; પોતાના ઊંચા શિખર ઉપર વિકાસ પામેલા ઉગ્રમણિના સમૂહથી જે આકાશને શતચંદ્રવાળું કરે છે; જ્યાં સ્ફટિક મણિની નિકોમાં વહેતું નિર્ઝરિણીનું જળ શેષનાગના શરીરપર ચંદનનાં વિલેપન જેવું અને ચંદ્રપર ચંદ્રના અર્ચન જેવું દેખાતું હતું; જે નિર્ઝરિણીઓના ઝણકારાથી સર્વત્ર બોલતો જણાતો હતો અને પાસેની ભૂમિપર ચાલતા ગ-

---

૧ ગિરનાર. ૨ ચોટલો. ૩ શ્યામ.

જેન્દ્રોથી જંગમ શિખરવાળો લાગતો હતો; હાથીઓના મદથી લીંપાએલો અને ચમરી મૃગોએ ચામરોથી વીંજેલો જે ઉન્નતગિરિ ખરેખર પર્વતોનો રાજા હોય તેવો જણાતો હતો; જ્યાં દેવાંગનાનાં ગીતમાં આસક્ત થયેલા મયૂરો[1] પવને પૂરેલા વેણુથી અને નદીના ધોધના ધ્વનિઓથી ખુશી થઈને નૃત્ય કરતા હતા; જેની ગુફાઓમાં મુનિજનો સ્થિરાસને બેસી અને નવરંધ્રોમાં પ્રાણને રોધી મહાતેજનું ધ્યાન ધરતા હતા; પોતપોતાના અર્થની સિદ્ધિને માટે દેવતાઓ, ગુહ્યકો, અપ્સરાઓ, વિદ્યાધરો અને ગંધર્વો સદા જેની સેવા કરતા હતા; જ્યાં સૂર્ય અને ચંદ્ર પોતાના વાહનને કાંઈક વિસામો આપી, આનંદ પામી તેની સ્તુતિ કરતા કરતા ચાલ્યા જતા હતા; અને લવીંગ, ચારોળી, નાગરવેલ, મલ્લિકા, તમાલ, કદંબ, જાંબૂ, આંબા, લિંબડા, અંબક, બિંબ, તાડ, તાલીસ, તિલક, રોહડા, વડ, ચંપક, બોડસલી, અશોક, પીંપળા, પલાશ, પીપર, માધવ, કદલી, ચંદન, કલ્પવૃક્ષ, કણવીર, બીજોરાં, દેવદારૂ, ગુલાબ, તિલક, અંકુશ, સુગંધી મેંદી અને કુંદાલ વિગેરે વૃક્ષો, છાયા, ફળ, પત્ર અને પુષ્પવડે જ્યાં જનસમૂહને પ્રસન્ન કરી રહ્યા હતા; એવા રોહણ વૈતાઢ્ય અને મેરૂગિરિની સંપત્તિને ચોરનારા રૈવતાચળને દૂરથી જોઈ ચક્રવર્તીએ ઉપવાસ કરીને ત્યાંજ આવાસ[2] કર્યો.

પછી ગુરૂની આજ્ઞાથી શત્રુંજયની પેઠે ભરતે સંઘસાથે હર્ષથી તીર્થપૂજા કરી. શક્તિસિંહે મનોહર આહારના રસવડે અમૃતને તિરસ્કાર કરે એવું ઉત્તમ ભોજન ચક્રવર્તી સહિત સર્વ સંઘને જમાડયું, તે રૈવતાચલગિરિને મહોદયની જેમ દુર્ગમ[3] જાણી હજાર યક્ષને હુકમ કરીને ચક્રવર્તીએ સિદ્ધાંતની કેવળી ભગવંત કરે તેમ સુખે આરોહ કરવાને દાન, શીલ, તપ અને ભાવ જેવી ઉજ્જવલ ચાર પાજ કરાવી. તે પાજના મુખ ઉપર કરેલ વાપી,[4] વન, નદી, અને ચૈત્યમાં પાંથજનોને વિશ્રાંતિ આપીને પછી સંઘસહિત તે પાજવડે પોતાના મનોરથ જેવા ઊંચા રૈવતાચલપર આરૂઢ થયા. ત્યાં આગળ ભવિષ્યમાં નેમિનાથ પ્રભુના ત્રણ કલ્યાણક થશે એવું જાણીને ભરતે તે ઠેકાણે શિલ્પી પાસે એક ઊંચો પ્રાસાદ કરાવ્યો. તે જિનાલય ઉપર વિવિધ વર્ણવાળા રૈવતાચળપર રહેલા મણિરત્નનાં કિરણોવડે યત્નવગર ચિત્રરચના થતી હતી. તે પ્રાસાદધ્વજવડે દેવવૃંદરૂપી વ્યાપારીને ચક્રવર્ત્તિના કીર્ત્તિકોશની વર્ણિકા[5] બતાવતો હોય તેમ દેખાતો હતો. તે સુરસુંદર નામે ઊંચો, ચાર દ્વારવાળો જિનપ્રાસાદ પ્રત્યેક દિશામાં અગિયાર અગિયાર મંડપોથી

૧ મોર. ૨ રહેઠાણ. ૩ મુશ્કેલીથી મળી શકે એવો. ૪ વાવ. ૫ વાનકી—નમુનો.

શોભી રહ્યો હતો. ત્રણ જગતના પતિનો તે પ્રાસાદ સર્વઋતુના ઉદ્યાનવડે મંડિત થઈ બલાનક[1], ગોખ અને તોરણોથી વિરાજિત હતો. સ્ફટિક મણિમય તે ચૈત્યમાં શ્રીનેમિનાથની પાંડુર નેત્રવાળી નીલમણિમય મૂર્ત્તિ શોભતી હતી. મુખ્ય શિખરથી એક યોજન નીચે પશ્ચિમદિશામાં જગતના ખેદને ભેદનારો શ્રીનેમિનાથ પ્રભુનો એક બીજો પ્રાસાદ કરાવ્યો અને તે ઠેકાણે સ્વસ્તિકાવર્ત્તક નામે શ્રીઆદિનાથ ભગવંતનો અંધકારને નિવારનાર એક પ્રાસાદ રચાવ્યો. તેમાં પણ વિમલાચળની જેમ બહિર્ ભાગે સુવર્ણ, રૂપ્ય, માણિક્ય, રત્ન અને અન્ય ધાતુની નિર્મલી પ્રતિમાઓ દીપતી હતી. પછી અર્હંતની ભક્તિના સમૂહથી ભરેલા ભરતે ગણધરોની પાસે વિવિધ ઉપહારોથી તેમની પ્રતિષ્ઠા કરાવી. હર્ષે પ્રેરાએલો ઇંદ્ર ઐરાવતપર બેસી આકાશમાર્ગે શ્રીનેમિનાથને વંદન કરવામાટે ત્યાં આવ્યો. ત્યાં ઐરાવતના બલવાન્ એક ચરણવડે પૃથ્વીને દબાવીને પ્રભુના અર્ચનને માટે ગજેંદ્રપદ[2] નામે એક કુંડ કર્યો; જેમના પ્રસરતા દિવ્યગંધમાં ભ્રમરાઓ લોભાતા હતા એવા ત્રણ જગત્‌ની નદીઓના અદ્ભુત પ્રવાહો તે કુંડમાં પડવા લાગ્યા; જેના જળની આગળ સુધા[3] સુધા[4] થયું, શર્કરા[5] શર્કરા[6] થઈ, અગુરૂ[7] અગુરૂ[8] થયો, અને કસ્તૂરી સ્તુતિને અયોગ્ય થઈ; તેના સુગંધી જળપાસે શ્રીખંડ ખંડિત સુગંધવાળું થયું, સરસ્વતી અરસવતી[9] થઈ અને સિંધુ બંધુરા[10] ન થઇ; તેના સુંદર જળની આગળ ગંગા રંગ[11] માટે નથી, ક્ષીરોદ[12] ક્ષોદધારી[13] નથી અને અચ્છોદ[14] અચ્છોદક[15] નથી એમ થયું. બીજાં તીર્થોમાં દર્શન, સ્પર્શન, અને આસેવન કરવાથી જે ફળ થાય તે ફળ આ કુંડનાં જળવડે જિનાર્ચન કરવાથી થાય છે. આ કુંડજ અજરામરપદ[16] આપે છે, બીજા કોઇ આપતા નથી; તેથી દેવતાઓ જે અમૃતકુંડને વર્ણવે છે તે આની આગળ વૃથા છે. દીવ્ય તીર્થજળ યુક્ત અને દોષથી મુક્ત એવા તે કુંડજળના સ્પર્શથી સર્વ આધિવ્યાધિ ક્ષય પામે છે.

ધરણનામા નાગેંદ્રે શ્રીનેમિનાથ ઉપર આંતર્ ભક્તિથી પોતાનાં વાહનરૂપ નાગપાસે નિર્ઝરણાના ઝણકારવડે ધ્વનિ કરતો એક બીજો કુંડ કરાવ્યો. લાખો નદીઓ અને લાખો ધરાનાં પવિત્ર જળ જેમાં આવે છે એવો તે કુંડ **નાગઝર** નામે પ્રખ્યાત થયો. તેજ ઠેકાણે શ્રીનેમિનાથપર ભક્તિવાળા ચમરેંદ્રે પણ પોતાના વાહન મયૂરની પાસે એક મોટો કુંડ કરાવ્યો. મયૂરના પગલાવડે પૃથ્વીનું આ-

૧ એક જાતના ઝુલતા ગોખ. ૨ હાથીપગલુ ૩ અમૃત. ૪ નકામું. ૫ સાકર. ૬ કાંકરા ૭ ગોરૂચંદન ૮ હલકું, લઘુ ૯ રસવગરની ૧૦ ઊંચી ૧૧ આનંદ ૧૨ ક્ષીરસમુદ્ર ૧૩ ઉજવળ. ૧૪ નિર્મળ જળવાળુ સરોવર. ૧૫ નિર્મળ જળ. ૧૬ મોક્ષ

ક્રમણ કરતાં તેમાંથી ઝરણ નીકળીને તે થયો, માટે માયૂરનિર્ઝર એ નામથી તે પૃથ્વીમાં પ્રખ્યાત થયો. તે શિવાય ત્યાં બીજા સૂર્ય ચંદ્રના કરેલા કુંડો છે જેનો પ્રભાવ વચનથી કહી શકાય તેમ નથી. જેના જળના સ્પર્શમાત્રથી પાપની પેઠે કુષ્ટરોગ પણ ચાલ્યા જાયછે. વળી એક મહાપ્રભાવવાળો મોટો અંબાકુંડ છે જેનાં જળના સેવનથી મોટા હત્યાદોષ લાગ્યા હોય તેપણ ચાલ્યા જાય છે. બીજા કેટલાક કુંડો દેવતાઓએ પોતપોતાના નામથી નિર્માણ કરેલા છે, જેઓના પ્રભાવ અને સિદ્ધિ તે તે દેવતાઓજ જાણે છે. પછી 'હું પેલો, હું પેલો' એવી સ્પર્ધા કરતા દેવતાઓએ ભક્તિથી લાવેલાં દિવ્ય પુષ્પોથી શ્રીનેમિનાથની પૂજા કરી. ભરતરાજાએ ગજેંદ્રપદકુંડમાં સ્નાન કરી ધૌત વસ્ત્ર પહેરી શ્રીનેમિનાથની પૂજા કરી. પૂર્વોક્ત વિધિવડે મંગલદીપ સહિત પ્રભુની દક્ષિણ નીરાજના (આરતી) ઉતારી. પછી પ્રભુસામી દૃષ્ટિ કરી હૃદયમાં નહીં સમાતી હર્ષસંપત્તિને ઉદ્ગારરૂપે બહાર કાઢતા હોય તેમ ચક્રીએ નીચેપ્રમાણે સ્તુતિ કરવાનો આરંભ કર્યો:—

"અમેય[1] ગુણરત્નના સાગર, અપાર કૃપાના આધાર, અને સંસારતારક, હે "શિવાદેવીના પુત્ર નેમિનાથ પ્રભુ! તમે જય પામો. હે કૃપાળુ સ્વામી! હું અંધકા-"રમાં મગ્ન થયેલો અને સંસારથી ઉદ્વેગ પામેલો છું; તો તમે તમારા સહજ તેજથી "મારો ઉદ્ધાર કરો. હે દેવ! પૂર્વે રાગાદિ શત્રુઓને તમે જીતી લીધા છે, તેથી તેઓ "તમારા વિરોધને લીધે મને તમારો આશ્રિત જાણી વિશેષ પીડા કરે છે. આ લો-"કમાં સર્વ ભાવમાં સામાન્ય ઔદાસિન્યને ધારણ કરનારા તમે જો મારી ઉપેક્ષા "કરશો તો તમારૂં અપરિમિત સુસ્વામીપણું શી રીતે ગણાશે. હે સ્વામી! જ્યાં-"સુધી તમારા સંબંધી ચિન્મય તેજ પ્રાણીઓનાં અંતઃકરણમાં ઉદય પામતું નથી, "ત્યાંસુધીજ પ્રાણીઓના ચિત્તમાં મોહાંધકાર સ્ફુર્યા કરે છે. હે પ્રભુ! આ સંસા-"રસાગરમાં મોહરૂપ આવર્ત્તમાં[2] રહેલો હું હવે ક્યારે માત્ર તમારા ધ્યાન-"રૂપી વહાણનો આશ્રય કરીશ? હે નાથ! મારૂં ચિત્ત સદા કદાગ્રહ કરનારૂં "અને મદવડે ઉદ્ધત રહ્યાં કરે છે; તો હવે પ્રસન્ન થઇને એમ કરો કે હવે પછી ક-"દિપણ તેવું થઇને સીદાય નહીં. હે સ્વામી! તૃષ્ણાથી તરલ અને કામજ્વરથી "વિહ્વલ એવું આ મારૂં ચિત્ત જો તમારાં ધ્યાનામૃતમાં મગ્ન રહે તો શાંતિ પામે. હે "વિભો! જો પ્રાણીઓ સમતાના સારરૂપ તમારા માર્ગને ક્ષણવાર પણ અંગીકાર "કરે તો તે કદિપણ પછી ક્રોધના ક્રૂરમાર્ગે ચાલેજ નહીં. હે ભગવન્! મધુની સ્પર્ધા "કરનારા તે માર્ગવડે કરેલું તમારૂં ધ્યાન અનાહતનાદથી યોગીઓનાં કર્મોને કંપાવે

૧ માપી ન શકાય તેટલા. ૨ જળ ભમરી

" છે. હે અધીશ! યોગીઓ તમારૂં ઉત્કૃષ્ટ જ્ઞાન મેળવવામાટે પાર્થિવાદિ સ્ફુરણા-
" યમાન પાંચ પિંડસ્થધ્યાનની ધારણાનો અભ્યાસ કરે છે, વળી મહાત્માઓ પદસ્થ-
" ધ્યાનની સિદ્ધિનેમાટે આપના ઉપદેશ પ્રમાણે ચક્રની અંદર અર્હત્ બીજ વિગેરેની
" યોજના કરી તમારૂ ધ્યાન ધરે છે. જે મુનિ રાગ દ્વેષથી મુક્ત, યોગધારી, નિરા-
" શ્રય, સ્ફુરણાયમાન, ઘાતીકર્મનો ઘાત કરનાર, કરૂણામાં તત્પર, અને કેવળજ્ઞા-
" નના પ્રકાશથી લોકાલોકને અવલોકન કરનાર—એવા આત્માનું તન્મયપણાથી
" ધ્યાન કરે છે, તે મુનિ રૂપસ્થ ધ્યાનના વેત્તા કહેવાય છે. યોગીલોકો, આત્મા-
" નુભવથી નાનાશ્રુતવિચાર, ઐક્યશ્રુતવિચાર, સૂક્ષ્મક્રિય અને સમુચ્છિન્નક્રિય—એવાં
" ચાર પ્રકારનાં શુક્લધ્યાનને જાણીને પોતાના અંતઃકરણમાં ચિન્મય અને અરૂપી
" એવા તમને જુએ છે.[1] હે દેવ! પૂર્વે વિવિધ ધ્યાનથી જે ચિત્તવડે તમે ધ્યાન
" કર્યું હતું, તે ચિત્તને અનુક્રમે આત્મામાં પ્રવેશ કરીને હણી નાખો છો, તે ઘણી
" સારી વાત છે. હે દેવ! તત્ત્વવેત્તાઓ તમને પરમાર્થવડે નિરાકાર,[2] નિરાધાર,[3] નિ-
" રાહાર,[4] અને નિરંજનરૂપે જાણે છે. હે પ્રભુ! તમારા અવક્ર પરમ બ્રહ્મમય તેજનો
" સમૂહ સર્વવ્યાપક છતાં મારા મોહાંધકારને કેમ નથી હરતો? હે નાથ! જ્યારે
" તમે ચિદાનંદ ચંદ્ર દૂર હોછો ત્યારેજ પ્રાણીઓને સંસારરૂપી ગ્રીષ્મઋતુનો તાપ વ્યાપે
" છે, નિદ્રાવસ્થામાં શૂન્યતા થાય છે અને જાગ્રત અવસ્થામાં ઘણા સંકલ્પો થયા કરે
" છે; તેથી વિદ્વાનો તમારૂ પદ એ બંને અવસ્થાને ઉલ્લંઘન કરનારૂ છે એમ કહે છે[5].
" હે વિભો! જ્યારે ધ્યેયવસ્તુ તમે હો, ત્યારે ધ્યાતા પુરૂષ અને ધ્યાન બન્ને વિલય પામે
" છે, અર્થાત્ ધ્યેયમાં એકતા પામી જાય છે.[6] તેથી બહિર્મુખ લોકો તમારા ધ્યાનથી વિ-
" મુખ રહે છે. હે દેવ! જે તત્ત્વવેત્તાઓનું ચિત્ત કલ્પનાતીત થયેલું હોય છે, તેઓ
" ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રણ ભેદને જુદા જુદા જરાપણ જાણતા નથી, ત્રણેની
" એકતાજ અનુભવે છે. જેમનું મન ઉદાસીન પદમાં સ્થિત થયું ન હોય, તેઓનેજ
" આ ધ્યેય, આ ધ્યાન અને હું ધ્યાતા એવી બુદ્ધિ થાય છે. જે સર્વ કર્મથી રહિત,
" નિઃસંગ, નિત્યતૃપ્ત, નિરંજન અને સદાનંદમય છે, તેજ તમે છો અને તમે તેવાજ
" છો એમ હું માનું છું. હે નાથ! જેઓ તમને જાણનારા છે, તેઓ શત્રુ અને
" મિત્રમાં, મૂર્ખ ને વિદ્વાનમાં અને સુખ ને દુઃખમાં સમાનહૃદયવાળા હોયછે. હે પ્રભુ!
" જેનાથી તમે ઓળખાઓ નહીં, તે તપ, શ્રુત, વિનય, અને જપ શા કામનાં છે?

---

૧ આ રૂપાતીત ધ્યાનનું લક્ષણ છે. ૨ આકારવગરના, અરૂપી. ૩ આધારવગરના ૪ કોઈ પણ પ્રકારના આહાર ન લેનારા. ૫ ચદ્રવગરની અધારી રાતમા શૂન્યતા અને તેથી સંકલ્પ-વિકલ્પ થાય છે, પ્રભુરૂપ ચદ્ર ઉદય થતાં આ સ્થિતિ દૂર થાય છે ૬ એટલે ધ્યાન કરનારા પુરૂષ ધ્યેયરૂપ બની જાય છે

" પાપકર્મને પ્રલય કરનાર હે નાથ! તમે એવું કરો કે જેથી મારા વિષયને ગ્રહણ
" કરનારા સંકલ્પો અલ્પ થઈ જાય. હે જગત્પતિ! તમારા પ્રસાદથી પરાનંદમય
" હૃદયમાં નિમગ્ન થઈ રહેલા મને વેદ્યવેદકના ભેદની શૂન્યતા પ્રાપ્ત થાઓ. હે પ્રભુ!
" તમારી પાસે હું બીજી કાંઈ પ્રાર્થના કરતો નથી. માત્ર એટલુંજ માગુંછું કે તમા-
" રા પ્રસાદથી મારા ચિત્તમાં પરમતેજ પ્રકાશો. હે યાદવપતિ! જે સુકૃતી પુરુષ
" કર્ણમાં અમૃત જેવા આ સ્તોત્રનો ત્રિકાલ પાઠ કરે, તે તમારા સ્વરૂપને જાણ-
" નારો થાયછે. જ્યાંસુધી આ પૃથ્વીઉપર સૂર્યચંદ્રનાં કિરણોનો સમૂહ પ્રકાશે,
" ત્યાંસુધી આ તમારૂં સ્તવન સદા પૃથ્વીઉપર સમૃદ્ધિ પામો.[1] "

આ પ્રમાણે શ્રીનેમિનાથની સ્તુતિ કરી ભરતે પોતાના દેહ સાથે કર્મના ભારને નમાવતાં[2] હર્ષથી ફરીવાર તેમને નમસ્કાર કર્યો. ગુરૂભક્તિવડે જેનું અંગ પવિત્ર છે એવા ભરતે યાચકોને સ્વર્ગસંપત્તિના કારણરૂપ દાન આપ્યુ. પછી ષટ્ખંડ ભરતના અધિપતિએ પરિવાર સાથે ઉત્તમ આહાર કર્યો. ત્યાર પછી ક્ષણવારે નિદ્રા આવવા લાગી. 'આ નિદ્રા ઇંદ્રિયોને મુદ્રણ[3] કરનારી અને તમોરૂપા છે' એવું ધારી વિવેકદીપક ભરતે તેને ચિત્તમાંથી દૂર કરવા માંડી. પોતાના નેત્રરૂપ કમળ જરા જરા મીંચાતા જોઈ તે ઉપર શુદ્ધ જલનું સિંચન કર્યું, એટલે નિદ્રા જતી રહી અને પોતે સાવચેત થયા. પોતાના હૃદયને વિષે રહેલા સ્ફુરાયમાન રાગની વર્ણિકા બતાવતા હોય તેમ મુખરંગને માટે તેમણે તાંબૂલ ગ્રહણ કર્યું અને દાનશાળામાં યાચકોને દાન આપતા ભરત ચક્રીએ યાચકોના દારિદ્ર્યરૂપ હાથી ઉપર પોતાના હાથરૂપ સિંહને સ્થાપન કર્યો. તે સમયે વિચિત્ર વર્ણવાળા રત્નોથી ચિત્રકારી હોય તેમ ભૂમિ અને અંતરીક્ષને રંગ બેરંગી કરતી રૈવતાચલની શોભા ભરતના જોવામાં આવી. રસજ્ઞ પુરૂષો પણ આ ગિરિનું વર્ણન પૂર્ણ રીતે કરી શકે તેમ નથી એવું ધારી પોતે શક્તિસિંહની આગળ તેનું વર્ણન કરવા લાગ્યા. "આ ગિરિ આગળ મેરૂગિરિ મારા મનને આલ્હાદ આપતો નથી, વિંધ્યાચળ વંધ્ય જેવો લાગે છે, અને હિમાલય વ્યર્થ છે. કારણ કે કોઈ પર્વત આ રૈવતાચલની સમાનતાને પામતો નથી. આ ગિરિરાજ લક્ષ્મીનો ક્રીડા પર્વત છે, મહાસિદ્ધિનું[4] સ્થાન છે અને આ ગિરિમાં રત્નો, રસકૂપ અને કલ્પવૃક્ષો રહેલાં છે. આ મનોહર પર્વત બરાબર સમવસરણની શોભાને ધારણ કરે છે, કારણ કે તેની મધ્યમાં ચૈત્યવૃક્ષ જેવું મુખ્ય શિખર જણાયછે. આસપાસ [5]વપ્ર જેવા

---

૧ આ સ્તોત્ર ૩૨ શ્લોકનુ છે, તે દરેક આત્મહિતચિંતકને કંઠે કરવાયોગ્ય છે. ૨ નમાવતાં= (દેહપક્ષે) વિનયથી નમન કરતા; (કર્મપક્ષે) હરાવતા, ક્ષીણ કરતા. ૩ જડ. ૪ મોક્ષ. ૫ ગઢ.

બીજા ગિરિઓ આવેલા છે; ચારે દિશાએ ઝરણને ધરનારા ગિરિરૂપ ચાર દ્વાર છે; નિત્ય શત્રુભાવે વર્ત્તનારા પ્રાણીઓ પણ અહીં મિત્રવત્ રહેલા છે અને તેઓ પરસ્પર વૈર છોડીને હમેશાં એક બીજાનાં અંગને ચાટેછે. આ ગિરિ જોતાંજ મારૂં ચિત્ત આનંદ પામેછે, તેથી હું ધારૂંછું કે આ ગિરિ વિશેષે કરી તમોમુક્ત છે.”

આ પ્રમાણે કહી ચક્રવર્ત્તી વિરામ પામ્યા. પછી પ્રતિધ્વનિથી ગુહાઓને ગજાવતો શક્તિસિંહ શિર નમાવી બોલ્યો “ હે સ્વામી ! આ રૈવતગિરિને શ્રીજિનેશ્વર ભગવંતે શત્રુંજયનું પંચમજ્ઞાનને આપનારૂં પાચમું શિખર કહેલું છે. ઉત્સર્પિણી કાળમાં અનુક્રમે એ ગિરિની ઊંચાઈનું માન પેહેલા આરામાં સો ધનુષ્યનું, બીજા આરામાં બે યોજનનું, ત્રીજામાં દશ યોજનનું, ચોથામાં સોળ યોજનનું, પાંચમામાં વિશ યોજનનું અને છઠા આરામાં છત્રીશ યોજનનું કહેલું છે. તેવીજ રીતે અવસર્પિણીકાળમાં તે પ્રમાણે તે હીન થતો જાયછે.[1] આ શાશ્વતગિરિ સર્વ પાપને હરનારો છે. તે તે આરામાં કૈલાસ, ઉજ્જયંત, રૈવત, સ્વર્ણગિરિ, ગિરનાર અને નંદભદ્ર—એ અનુક્રમે તેનાં નામ પડેછે. દિવ્ય ઔષધિસહિત આ મહાતીર્થ જોઈ જેને પ્રીતિ થતી નથી તેઓ પુણ્યે ન્યૂન જાણવા. આ ગિરિપર અનંત તીર્થંકરો આવેલા છે અને આવશે, તેમજ અનેક મુનિઓ સિદ્ધિ પામ્યા છે અને પામશે; તેથી આ તીર્થ મોટું છે. અહીં રસકુંડ, દેવરત્ન, અને કલ્પવૃક્ષો તેમજ ચીત્રાવેલિ રહેલી છે, તેથી આ રૈવતાચલ બંને ભવના સુખનો સ્વાદ આપનાર છે. આ ગિરિપર આવેલી નદીઓના નીરથી સિંચન થયેલાં ઉદ્યાન વૃક્ષો જાણે એ તીર્થની શિક્ષાને ધારણ કરતા હોય તેમ સર્વ ઋતુઓમાં ફળેછે. આ ગિરિરાજની ચારે બાજુ શ્રીદગિરિ, સિદ્ધગિરિ, વિદ્યાધરગિરિ અને દેવગિરિ—એ ચાર પર્વતો રહેલા છે. મહાસિદ્ધિના સુખને આપનાર આ રૈવતાચલને વીંટાઇને તે ગિરિઓ સારા સ્વામીની જેમ તેની સેવા કરેછે. તે ગિરિમાંથી શ્રીજિનસ્નાત્રને અર્થે જળ ભરીને ઉદય પામેલી મોટાં દ્રહોવાળી[2] પવિત્ર નદીઓ વહેછે. પૂર્વદિશામાં શ્રીદગિરિ અને સિદ્ધગિરિની વચે જેમાં દેવતાઓ ક્રીડા કરેછે એવી ઉદયંતી નામે વિખ્યાત નદી છે. દક્ષિણદિશામાં મોટા દ્રહોથી શોભિત, ઘણા પ્રભાવને ઉત્પન્ન કરનારી અને દુષ્ટ દોષને ટાળનારી ઉજ્જયંતી નામે નદી છે. પશ્ચિમદિશામાં મનોહર દ્રહોના સમૂહથી અતિ શુદ્ધિને આપનારી સુવર્ણરેખા નામે સત્યાર્થ નામવાળી ઉ-

૧ આ અવસર્પિણી કાલ વર્ત્તેછે. તેમા પહેલે આરે ૩૬ યોજન, બીજે ૨૦ યોજન, ત્રીજે ૧૬ યોજન, ચોથે ૧૦ યોજન, પાચમે ૨ યોજન, અને છઠ્ઠે આરે સો ધનુષ્યનું માન સમજવુ.

૨ દ્રહ=ઊંડા સરોવર

જ્જવળ નદી છે. ઉત્તર દિશામાં ઉછળતા કલ્લોલ અને કમળોવાળી તેમજ તીર્થ- સંગથી દીનજનની દીનતાને હરનારી લોલા નામે નદી છે. તે મનોહર દ્રહોવડે ઉજ્જવળ એવી નદીઓ પૂર્વોક્ત પર્વતોમાંથી પ્રગટ થયેલી છે. તે શિવાય બીજી પણ નદીઓ અને દ્રહો ત્યાં રહેલ છે. અહીં વિદ્યાધરો, દેવતાઓ, કિંનરો, અપ્- સરાઓ અને ગુહ્યકો પોતપોતાની વિદ્યા સાધવાની ઈચ્છાથી તેમજ અનેક પ્રકા- રની વાંછા પૂરવા માટે રહેછે."

આ પ્રમાણે શક્તિસિંહે કહ્યા પછી 'આ વાયવ્યદિશામાં કયો ગિરિ શોભે છે?' એમ ભરતે પુછ્યું; એટલે શક્તિસિંહ બોલ્યો "એક કુમતિવાળો બરટ ના- મનો વિદ્યાધર રાક્ષસી વિદ્યા સાધી તે પર્વતપર રહેલો છે. તે ક્રૂર રાક્ષસથી અધિષ્ઠિત થયેલો આ ગિરિ તેના નામથીજ વિખ્યાત થયો છે.[1] ભયંકર રાક્ષસોથી પરવરેલો અને આકાશગામિની વિદ્યાવડે ગગનમાં ફરતો એ દુર્દાંત રૌદ્ર રાક્ષસ અદ્યાપિ મારી આજ્ઞાને પણ માનતો નથી. તે દુષ્ટ આ દેશને ઉદ્વેગકારી થઈ પડ્યો છે." શક્તિસિંહનાં આવાં વચન સાંભળી ભરતે ક્રોધાતુર થઈ તરતજ તેને જીતવાને માટે વિમાનગામી સુષેણને આજ્ઞા કરી. એટલે સુષેણ સેનાપતિ ચક્રવર્ત્તીના શાસનને માથે ધરી પોતાના વિમાનવડે રવિના વિમાન જેવા જણાતા બરટની પાસે ચાલ્યો. તેને આવતો જાણી બરટાસુર ઘણા રાક્ષસોસહિત યુદ્ધ કરવાને સજ્જ થયો. ક્ષણ- વાર અસુરોની સાથે યુદ્ધ કરી સેનાપતિએ તે બરટને પકડીને પોતાના વિમાનમાં નાખ્યો એટલે બીજા સર્વ અસુરો નાશી ગયા. સુષેણ વિજયી થઈને સત્વર રૈવતાચલે આવ્યો અને વેગથી તે રાક્ષસને ચક્રવર્ત્તીના ચરણ આગળ નમાવ્યો. દીન, મ્લાન- મુખવાળો અને તીવ્ર બંધનેલીધે જેના શરીરમાંથી ચરબી નીકળે છે એવા તે રાક્ષસને જોઇ શક્તિસિંહ દયા લાવી બોલ્યો 'હે અસુર! તેં જે જીવવધરૂપ વૃક્ષોનો અંકુર વાવેલો છે તે પાપરૂપ વૃક્ષને માત્ર પુષ્પ ઉગવાનોજ હજુ સમારંભ થયોછે, બાકી તેનું ફળ તો તને નરકમાં મળશે. હે દુર્મતિ! અદ્યાપિ જીવહિંસા છોડીદે અને મારી આજ્ઞા માન તો તને અભયદાન આપીને છોડાવું, તેમાં તું કાંઈ પણ સંશય રાખીશ નહી.' આવાં તેનાં વચન સાંભળી 'હે સ્વામી! આજથી તમારા શાસનને હું મારા મસ્તકનું અલંકાર કરીશ.[2]' એમ તે રાક્ષસ બોલ્યો એટલે શ- ક્તિસિંહે તેને ચક્રવર્ત્તી પાસેથી છોડાવ્યો. પછી હર્ષને વર્ષાવતા તે બરટ રાક્ષસે પોતાના ગિરિઉપર આદિનાથ અને અરિષ્ટ નેમિના મેરૂ જેવા ઊંચા બે પ્રાસાદો કરાવ્યા, અને તેના તટ ઉપર તેવાજ પ્રભાવવડે શત્રુંજયા નદી સાથે સ્પર્ધા કરે

---

૧ એ પર્વત 'બરડો' નામથી ઓળખાય છે ૨ એટલે તમારી આજ્ઞા અનુસરીશ.

તેવી એક પૂર્વદિશામાં વહેતી નદી કરી. ત્યારથી જે સ્વામી આદિનાથ અને નેમિનાથને નમસ્કાર કરે તેઓના ઈપ્સિત મનોરથ એ શુભહૃદયવાળા બરટાસુર પૂરવા લાગ્યો, તેથી તે તીર્થ કામદ એવા નામથી પ્રસિદ્ધ થયું. જે કામી હોયછે તેને એ તીર્થ ઇપ્સિત આપેછે અને જે નિષ્કામ મનુષ્ય હોયછે તેને એ તીર્થ અત્યુત્તમ મોક્ષલક્ષ્મી આપેછે. ચક્રવર્ત્તી તે પર્વત ઉપર તે રાક્ષસને સ્થાપન કરી પોતે શ્રીનેમિનાથ ભગવંતની પૂજા કરવાને પોતે કરાવેલા પ્રાસાદમાં આવ્યા.

તે સમયે પાંચમા દેવલોકના સ્વામી બ્રહ્મેંદ્ર કોટિગમે દેવતાઓની સાથે ભરતે કરાવેલા શ્રીનેમિનાથના ચૈત્યમાં આવ્યા. નેમિનાથની પૂજા કરવામાં તત્પર અને અતિ ઉજ્જવળ ભક્તિમાન્ ભરતને સરલ મનવાળા બ્રહ્મેંદ્રે સ્નેહયુક્ત વાણીથી આ પ્રમાણે કહ્યું, "શ્રીયુગાદિ પ્રભુના પુત્ર, ભરતક્ષેત્રનું આભૂષણ અને ચરમદેહી એવા હે ભરત! તમે શાશ્વત જય પામો. જેમ પ્રથમ તીર્થનાયક શ્રીઋષભસ્વામી છે, તેમ પ્રથમ તીર્થપ્રકાશક સંઘપતિ તમે થયાછો. તમારા યશનો ક્ષીરસાગર સર્વ ભુવનના વિસ્તારને પૂરી પોતાના તરંગવડે અમને પણ તેનું વર્ણન કરવા ત્વરા કરાવેછે. અનુકૂળ પવન જેમ વિશ્વોપકારી મેઘને પ્રગટ કરે તેમ આ વિશ્વોપકારી શત્રુંજયગિરિ તમે પ્રગટ કર્યો છે. આ ઉજ્જયંત (ગિરનાર) ગિરિઉપર તમે શ્રીનેમિનાથસ્વામીનું નવીન મંદિર કરાવ્યુ છે તેથી તમે મારે વિશેષ માન્ય છો, તેનું કારણ કહુંછું તે સાંભળો. પૂર્વે ગઈ ઉત્સર્પિણીમાં થયેલા સાગર નામે અર્હત્‌ના મુખકમળથી મારી અગાઉ થઈ ગયેલા એક બ્રહ્મેંદ્રે આ પ્રમાણે સાંભળ્યુ હતું કે, 'આવતી અવસર્પિણીમાં બાવીશમા ભાવી તીર્થંકર શ્રીનેમિનાથના ગણધર પદને પામીને તમે મોક્ષે જશો,' તે સાંભળી હર્ષ પામેલા તેમણે પોતાના કલ્પમાં નેમિનાથની મૂર્ત્તિ કરાવી હતી, તે મૂર્ત્તિનું ત્યારથી અમે પૂજન કરીએ છીએ. ભાવીનેમિનાથ પ્રભુના ત્રણ કલ્યાણક અહી થવાના છે, એમ જાણી પૂર્વાપરના અનુક્રમથી[1] અમે સદા અહીં આવીએ છીએ. અમે સર્વે આર્હત[2] છીએ, અને વિશેષે શ્રીનેમિનાથના સેવક છીએ. આજે અર્હતના પુત્ર અને ચક્રવર્ત્તી એવા તમને જોવાથી અમારે મંગલિક થયું છે." આ પ્રમાણે ચક્રવર્ત્તીને કહી નેમિનાથ પ્રભુને ભક્તિથી નમી અને સંઘની આરાધના કરી બ્રહ્મેંદ્ર પોતાના કલ્પમાં ગયા. પછી તીર્થભક્તિની અત્યંત વાસનાવાળા સૌધર્મપતિ પણ પ્રીતિથી ભરતની રજા લઈ તેના ગુણ અને તીર્થને સંભારતા સ્વસ્થાને ગયા.

ભરતરાજા તીર્થનો ઉદ્ધાર, જિનેશ્વરની પૂજા અને ઈંદ્રોત્સવાદિક કરીને

૧ જે જે બ્રહ્મેંદ્ર થાયછે તે અહીં આવેછે. ૨ શ્રાવક.

હર્ષથી દાન આપવામાં ઉત્સુક થયા. તે સમયે યાચકોને ભરતે એવાં દાન આપ્યાં કે નવનિધિ વિના બીજું કોઈ તે પ્રમાણે પૂરવાને સમર્થ થાય નહીં. પછી એક માસને અંતે ચક્રવર્ત્તી દેવનરોના પરિવારે યુક્ત, આનંદ પામતા, ત્યાં મનને મૂકી સ્વર્ણગિરિના શિખરપરથી નીચે ઉતર્યા. તે વખતે શક્તિસિંહે ચક્રીની આગળ આવી પ્રણામ કરી અંજલિ જોડીને વિનયપૂર્વક આપ્રમાણે વિજ્ઞપ્તિ કરી. 'હે સ્વામી! આ સેવકની વિજ્ઞપ્તિ ધ્યાનમાં લઈને આ મારા ગિરિદુર્ગપુરને[1] પવિત્ર કરો.' શક્તિસિંહના આવા આગ્રહથી વિવિધ લોકોએ ભરપૂર અને સમૃદ્ધિવડે સ્વર્ગપુરી જેવા તે નગરમાં ભરત રાજાએ પ્રવેશ કર્યો. તે પુરના જિનપ્રાસાદમાં ભરતે વૃષભપ્રભુની પૂજા કરી અને પોતાના ભત્રિજાની ભક્તિ જોઇને ત્યાં અઠાઈઉત્સવ કર્યો. પછી બાહ્ય અને અંતરંગ શત્રુસમૂહને એક સાથે જીતવામાં ઉદ્યોગી થયેલા ભરતે ચતુરંગસેના અને સંઘસહિત ત્યાંથી પ્રયાણ કર્યું. તે વખતે હાથીઓની ગર્જના, અશ્વોના હેષારવ, રથના ચીત્કાર અને સુભટોના સિંહનાદથી સર્વત્ર શબ્દાદ્વૈત થઈ ગયું.

જ્યારે ચક્રવર્ત્તી અપાર સૈન્યને લઇને ચાલ્યા, ત્યારે તેના ભારથી ક્ષોભ પામેલી પૃથ્વીને પર્વતો ધારણા આપવા લાગ્યા. માર્ગે ચાલતાં ચાલતાં પણ ચક્રી ગ્રીવાને[2] વાંકી વાળીને રૈવતાચલગિરિને જોવા લાગ્યા અને મસ્તક ધૂણાવીને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા. "અહા! આ પર્વત મેરૂ, રોહણ અને વૈતાઢ્ય ગિરિના સારથીજ નિર્મેલો હોય એમ લાગે છે, નહિતો તે સુવર્ણમય, રત્નમય, અને રૂપ્યમય ક્યાંથી હોય! આ ગિરિપર રહેલા કલ્પવૃક્ષો યાચકોના વાંછિત મનોરથ પૂરે છે, તે આ ગિરિનોજ મહિમા છે. આ દેશનું સુરાષ્ટ્ર એવું જે નામ છે તે યુક્તજ છે. કારણકે શત્રુંજય અને ઉજ્જયંત વિગેરે ઉત્કૃષ્ટ તીર્થો અહીંજ રહેલાં છે. બીજે ઠેકાણે તો એકવસ્તુ તીર્થ હોય પણ અહીં રહેલાં ગિરિઓ, નદીઓ, વૃક્ષો, કુંડો અને ભૂમિઓ સર્વે તીર્થપણાને ઇચ્છે છે; અર્થાત્ સર્વ તીર્થમય છે. સર્વ દેશમાં ઉત્તમ દેશ અને સર્વ તીર્થોમાં ઉત્તમ તીર્થ એવો સુરાષ્ટ્ર દેશ માતાની જેમ શરણ આપનાર છે. ષટ્ખંડમેદિનીના[3] મધ્યમાં સર્વ ઋતુવડે શોભિત સુરાષ્ટ્ર જેવો બીજો સર્વ તીર્થમય કોઈ દેશ નથી. આ દેશમાં કોઈ પુણ્યરહિત પ્રાણી પૂર્વકૃત કર્મથી નિર્ધન થાય, તો તે દુઃખી પ્રાણીના ત્રણે ભવ[4] નિષ્ફલ છે એમ હું માનું છું. જે સૌરાષ્ટ્રવાસી થઇને બીજા દેશની સ્પૃહા કરે છે, તેઓ કલ્પવૃક્ષ છોડીને ધત્તૂરો લેવાનો આગ્રહ કરે છે. આ દેશમાં રહ્યા છતાં

૧ જુનાગઢ ૨ ડોક. ૩ ૭ ખંડ પૃથ્વી ૪ ગયો ભવ, ચાલુ ભવ અને આવતો ભવ.

પણ હત્યાદિ દોષથી જેઓ મુક્ત થયા નથી તેઓ બીજા તીર્થમાં તપ કરવાથી કેમ શુદ્ધ થઈ શકશે ! જે દેશમાં દુર્ભિક્ષનો[1] ભય નથી, પાપનો સંચય થતો નથી અને કૂટબુદ્ધિ કે દ્રોહ જોવામાં આવતા નથી, અને જ્યાં સર્વલોકો સરળ છે એવો આ દેશ છે." આપ્રમાણે કહેતા ભરત શ્રીશત્રુંજયગિરિને પ્રદક્ષિણા કરીને કેટલેક દિવસે આનંદપુરમાં આવ્યા. ત્યાં શક્તિસિંહને પાસે બેસારી ભરતે અતિ નમ્રતાવાળા શક્તિસિંહના પૃષ્ઠ ઉપર હર્ષથી હાથ મૂક્યો. પછી કહ્યું, 'હે વત્સ ! મારી આજ્ઞાથી તારે સદા અહીં રહેવું, અને અહીંના સામ્રાજ્યને ભોગવતાં આ બન્ને તીર્થની રક્ષા કરવી. પવિત્રપણાથી તીર્થરૂપ એવા આ સૌરાષ્ટ્ર દેશનો તું રાજા છો તેથી તું ધન્યથી પણ ધન્ય અને બીજા સર્વ રાજાઓએ પૂજવા યોગ્ય છો. આ શત્રુંજયની જે સેવા કરવી, તે પૂજ્યપિતાની સેવા કરવા બરાબર છે. અને જે સ્થાન પિતાશ્રીએ અધિષ્ઠિત[2] છે તે પિતાના જેવુંજ છે. ' આ પ્રમાણે કહી ભરતે આ બે તીર્થનો 'શાશ્વતા છે એવું અભિજ્ઞાન[3] જણાવવાને તેને બે છત્રો આપ્યાં, અને હારાદિક અલંકારો, હાથી, ઘોડા, રથ, રત્ન અને દ્રવ્યથી સન્માન કરી શક્તિસિંહને વિદાય કર્યો. શક્તિસિંહ પુણ્યાનુબંધી પુણ્યને પ્રકાશ કરતો અને જિનની આરાધના કરતો સૌરાષ્ટ્રના લોકોનું પાલન કરવા લાગ્યો.

ત્યાંથી ભરતચક્રી **અર્બુદાચળ**[4] ગયા. ત્યાં ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન કાળના અર્હંત પ્રભુના પ્રાસાદો ગુરૂની આજ્ઞાથી કરાવ્યા. સર્વ ઠેકાણે પોતપોતના દેશથી સર્વ ભ્રાતૃવ્ય[5] આવતા હતા તેમને જોઇને હર્ષ પામતા ચક્રવર્ત્તી ભરત તેઓને ઘણા દાનથી પ્રસન્ન કરતા હતા. ત્યાંથી આગળ અવિચ્છિન્ન પ્રયાણવડે માર્ગમાં ચાલતા, સર્વ તીર્થને નમતા, સ્થાને સ્થાને મહોત્સવ કરતા, દીન જનોનો ઉદ્ધાર કરતા, મુનિજનની પૂજા કરતા અને સર્વની આશિષ્ લેતા અનુક્રમે મગધ દેશમાં આવ્યા. તે દેશમાં પણ પોતાના બંધુ મગધનો કુમાર-માગધનામે ભ્રાતૃવ્ય રાજ્ય કરતો હતો; તે સર્વ સમૃદ્ધિવડે ઉત્સવથી ચક્રવર્ત્તીની સન્મુખ આવ્યો. સૂર્ય જેમ પોતાના રથમંદિરમાં અરૂણને બેસારે તેમ ભરતે તે નમ્ર પુત્રને પોતાની આગળ બેસાર્યો, અને પછી મંગલિક શબ્દો જેમાં થઈ રહ્યા છે, અને ધ્વજાઓ ફરકી રહેલી છે એવા રાજગૃહ નગરમાં ભરતે પ્રવેશ કર્યો. તેનો ભોજનાદિક સત્કાર ગ્રહણ કરી ત્યાંથી ચક્રવર્ત્તી તીર્થયાત્રાને માટે વૈભારગિરિ આવ્યા. ત્યાં પણ શત્રુંજયની જેવું ભાવી તીર્થંકર શ્રીમહાવીર સ્વામીનું એક ઉત્તમ મંદિર વર્દ્ધકિપાસે કરાવ્યું. એવી રીતે શત્રુંજય, રૈવતાચળ, સમેતશિખર, અને વૈભાર-

---

૧ દુકાળ ૨ અધિકારી. ૩ નિશાની ૪ આબુ. ૫ ભાઈના પુત્રો

ગિરિ ઉપર શ્રીઅર્હંતના પ્રાસાદો થયા. ચક્રવર્ત્તીએ એવી રીતે ત્યાં પાપને હરનારૂં તીર્થ સ્થાપીને પૂર્વની પેઠે પૂજન, ઉત્સવ અને દાનાદિક અતિ હર્ષથી કર્યાં. વૈભારગિરિપર જનારા પ્રાણીઓને નિત્યે ચક્રવર્ત્તીપણાની અને ઈંદ્રની લક્ષ્મીઓ કિંકરી થઇને ગૃહના આંગણામાં રમે છે અને મુક્તિસુખ પણ તેનાથી દૂર રહેતું નથી. એ વૈભારગિરિનું તીર્થઋણ વિગેરે અનર્થને હરનારૂં, ભવવારિધિથી[1] તારનારૂં અને બહુ તીર્થની યાત્રાના ફળને આપનારૂં છે. એવી રીતે સંઘપતિને યોગ્ય એવું સર્વ કાર્ય કરી ચક્રવર્ત્તીએ માગધપતિને વિદાય કર્યો. અને પોતે સુર, અસુર અને સંઘની સાથે પ્રયાણ કરતા કેટલેક દિવસે **સમેતશિખરે** આવ્યા. ત્યાં પણ ભરતની આજ્ઞાથી વિશ તીર્થંકરોના પ્રાસાદોની શ્રેણિ વર્દ્ધકિએ ક્ષણવારમાં કરી. અને પૂર્વની પેઠે જિનેશ્વરો અને ગણધર મુનિઓની પૂજા કરીને ભરતે યાચકોને ઇચ્છાથી અધિક દાન આપ્યાં. આ સમેતશિખરનું તીર્થ સર્વ પાપને ભેદનારૂં છે; અને એકવાર પૂજવાથી પણ પરાત્પરપદને[2] આપે છે. તે તીર્થમાં આઠ દિવસ રહી પછી પોતાની નગરીનું સ્મરણ થતાં પવિત્ર દિવસે સૈન્યસહિત પોતાની નગરી તરફ ચાલ્યા.

અનુક્રમે કેટલેક દિવસે ભરતચક્રી અયોધ્યાની પાસેના નંદનવન જેવા ઉદ્યાનમાં આવી પહોંચ્યા. શ્રીભરતેશ્વરને આવેલા સાંભળી સૂર્યયશા હર્ષથી મહાવેગીને પણ ઉલ્લંઘન કરે તેવી રીતે દોડીને સામે આવ્યો અને ચક્રવર્ત્તીનું દર્શન થતાં તેમના ચરણતલે આળોટી પડ્યો. તેને બેઠો કરી ચક્રીએ આનંદવડે આલિંગન કર્યું. સૂર્યયશાની સાથે આવેલા પુરજનોમાંથી કોઇને સ્મરણથી, કોઇને વાણીથી અને કોઇને દૃષ્ટિથી ભરતે અભિનંદન કર્યું. નગરની અંદર ચંદન અને કેશરના છંટકાવ થવા લાગ્યા; અને તેના ચોકમાં વિચિત્ર પુષ્પોના રાશિ પડવા લાગ્યા. ઘેર ઘેર ફળવડે ઉજ્જવળ કદલીસ્તંભ રોપાણા અને કલ્પદ્રુમના કોમળ પલ્લવોનાં તોરણો બંધાણાં. જાણે નિધિઓ પોતાના સ્વામીને પ્રાપ્ત થઈ અધિક રૂપવંત થયા હોય તેમ મેહેલનાં શિખર ઉપર સુવર્ણમય કળશો ચળકવા લાગ્યા. પ્રત્યેક દિવાલ ઉપર રહેલા ચંદ્રમંડળ જેવા દર્પણોથી જાણે વિનીતાનગરી પોતાના સ્વામીને હજારો મુખે જોતી હોય તેમ જણાવા લાગી. મહારાજા ભરતના આવવાથી વિનીતાનગરી અદ્ભુત ઉલ્લોચ, માંચા, અને ફુવારાઓની શોભાથી જાણે સ્વર્ગપુરી હોય તેવી દેખાવા લાગી. પછી સૂર્ય જેમ પૂર્વાચલપર આરૂઢ થાય તેમ ચક્રવર્ત્તી બહુ ઉત્સાહથી ચંદ્રકાંત

૧ ભવસમુદ્ર ૨ મોક્ષપદ ૩ ઢગલા ૪ કેળના થાંભલા

રત્નની કાંતિના સમૂહથી દીપતા હસ્તિરત્નપર આરૂઢ થયા. મસ્તકપર મૂર્ત્તિમાન્ પુણ્યનો અંકુર સ્ફુરતો હોય તેવું પૂર્ણ ચંદ્રમંડલ જેવું છત્ર રત્ન શોભવા લાગ્યું. જાણે તેમના મુખચંદ્રની સેવાનેમાટે બે ચકોર પક્ષી મળ્યા હોય તેમ ગંગાનદીના તરંગ જેવા બે ઉજ્જ્વળ ચામર વીંઝાવા લાગ્યા. જય જય ધ્વનિ કરતા સુભટો અને ગ્રામ રાગરંગે પવિત્ર ગાયન કરતા ગાયકો આગળ ચાલ્યા. પછવાડે કુળસ્ત્રીઓ ધવલ મંગલ ગાતી ચાલી અને આગળ જાણે મૂર્ત્તિમાન સુકૃત્ય હોય તેવા ગણધરો ચાલ્યા. આ પ્રમાણે સર્વ શોભાવાળા દેવાલયની પછવાડે ચાલતા ચક્રવર્ત્તી ભરતે સુર, અસુર અને સંઘની સાથે વિનીતાનગરીમાં પ્રવેશ કર્યો. પ્રથમ નગરની અંદર રહેલા મુખ્ય ચૈત્યોમાં જઈ પ્રભુને નમસ્કાર કરી, ગુરૂમહારાજાને વાંદીને પછી ચક્રી પોતાના વાસગૃહ તરફ આવ્યા. પછી જેમ આત્મા દેહમાં, ચંદ્ર આકાશમાં, જળ મેઘમાં, સ્વર્ગપતિ સ્વર્ગમાં, સૂર્ય દિવસમાં, કવિત્વ સારા અર્થમાં, દેવ ચૈત્યમાં, સુગંધ પુષ્પમાં અને સદ્ગુણ કુલવાન્માં પ્રવેશ કરે તેમ ભરતે ઉત્સવવાળા પ્રાસાદમાં પ્રવેશ કર્યો. તે વખતે મેહેલના ઉત્સંગમાં રહેલાં ચંદ્રરત્નનાં કિરણોમાં જેનો ઉજ્જ્વલ મુખચંદ્ર સ્ફુરી રહ્યો છે અને હારના આધારભૂત સુંદર મોતીરૂપ નક્ષત્રોવડે જે વિરાજિત છે એવા ભરત ચક્રવર્ત્તીને દેવતાઓના સમૂહ જેમ ઈંદ્રને નમે તેમ યક્ષો, રાજાઓ, ખેચરો અને બીજા શ્રેષ્ઠી વિગેરે પોતાની કુશળતાનેમાટે હર્ષથી નમસ્કાર કરવા લાગ્યા.

इत्याचार्यश्रीधनेश्वरसूरिविरचिते महातीर्थशत्रुंजयमाहात्म्ये श्रीभरततीर्थयात्रातीर्थोद्धारवर्णनो नाम पंचमः सर्गः।





# છઠ્ઠો સર્ગ



જે અનંત, અવ્યક્ત મૂર્ત્તિવાળા, જગત્‌ના સર્વ ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન અર્થથી મુક્ત, સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વ જનોએ નમેલા, સાધુસમૂહે સ્તુતિ કરેલા, ક્ષય નહિ પામનારા, સર્વ કર્મનો ક્ષય કરનારા અને વચનમાર્ગથી દૂર છે, તે પુણ્યથી લભ્ય એવા શ્રીમાન્ આદિનાથ પ્રભુ તમારૂ સદા મંગલ કરો !

હે ઇંદ્ર ! હવે તે ચક્રવર્ત્તીનું નિર્વાણપર આરોહણ કરવાસંબંધી કર્ણને અમૃતતુલ્ય સુંદર ચરિત્ર સાંભળો. સોમયશા વિગેરેને પૃથક્ પૃથક્ દેશની સોંપણી કરી વાત્સલ્યતાને ધારણ કરનારા ચક્રીએ સત્કારપૂર્વક વિદાય કર્યા; અને ભોજનવસ્ત્રાદિથી સર્વ સંઘનું સન્માન કરી ભરત રાજાએ પૃથ્વીનો ભાર પોતાની ભુજાપર ધારણ કર્યો. તે અરસામાં ભગવાન્ આદિનાથ પ્રભુ વિહાર કરતા કરતા અષ્ટાપદ ગિરિપર સમોસર્યા. એ ખબર ઉદ્યાનપતિ પાસેથી સાંભળી ચક્રવર્ત્તી વંદના કરવાની ઇચ્છાથી ત્યાં આવ્યા. શ્રીસર્વજ્ઞપ્રભુના મુખકમળથી દાનનું મોટું ફળ સાંભળી ચક્રવર્ત્તીએ વિજ્ઞપ્તિ કરી કે, 'આ મુનિઓ મારા દાનને ગ્રહણ કરે તેમ કરો' તે સાંભળી પ્રભુ બોલ્યા કે નિર્દોષ રાજપિંડ પણ મુનિઓને કલ્પતો નથી, તેથી તે વિષે પ્રાર્થના કરશો નહીં. ભરતે કહ્યું, 'સ્વામી ! આ જગત્‌માં મહાપાત્ર તો મુનિ છે, જ્યારે તેમને મારૂં દાન કલ્પે નહીં તો મારે શું કરવું ?' તે વખતે ઈંદ્રે કહ્યું, 'હે રાજા ! જો તમારે દાન આપવું હોય તો ગુણોત્તરવાન્[1] સાધર્મિકો[2]ને દાન આપો.' તેવું ઇંદ્રનું વચન પ્રભુએ નિષેધ કર્યું નહીં; તેથી તે કરવા યોગ્ય જાણી ભરત અયોધ્યામાં આવી નિત્ય સાધર્મી શ્રાવકોને ભક્તિથી ભોજન કરાવવા લાગ્યા.

આવું મહાભોજન થતું સાંભળી મુગ્ધપણાથી ઘણા લોકો ભોજન કરવા એકઠા થવા લાગ્યા. તેઓની મોટી સંખ્યા જોઈ રસોઈઆઓએ રાજાને કહ્યું કે,

---

૧ અત્યંત ગુણવાન્ ૨ શ્રાવકો, સ્વધર્મભાઇઓ.

સ્વામી ! આ શ્રાવક છે કે શ્રાવક નથી એવો ભેદ અમારાથી થઈ શકતો નથી.' તે સાંભળી ચક્રવર્ત્તીએ શ્રાવકોના કંઠમાં કાકણીરત્નથી રત્નત્રયની[1] નિશાની તરીકે દક્ષિણોત્તર ત્રણ રેખાઓ કરી. 'તમે જીતાયા છો, અને ભય વર્ત્તેછે, માટે હણો નહીં, હણો નહીં[2]' એમ પ્રત્યેક પ્રાતઃકાલે ચક્રવર્ત્તીને તે શ્રાવકોએ કહેવા માંડ્યું. તે સાંભળી તેનો વિચાર કરી ચક્રવર્ત્તીએ પ્રમાદ છોડી દીધો; અને તે સમયથી ત્રણ રેખાથી અંકિત થયેલા તેઓ પૃથ્વીપર માહન ( બ્રાહ્મણ ) નામે પ્રખ્યાત થયા. પછી ભરતે અર્હંત, યતિ અને શ્રાવકધર્મના ગુણરાશિવાળા ચાર વેદો તે શ્રાવકોને ભણાવ્યા. ભગવંત આદિનાથથી જેમ ધર્મ પ્રવર્ત્યો, તેમ એ ભરતરાજાથકી સાધર્મીવાત્સલ્યનો ક્રમ જગત્‌માં પ્રવર્ત્યો છે.

શ્રીઋષભદેવ ભગવાને પૃથ્વીપર વિહાર કરતાં ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. એક લાખ પંચાશી હજાર અને સાડા છસો મુનિ, ત્રણ લાખ સાધ્વીઓ, ત્રણ લાખ અને પચાશ હજાર શુદ્ધ સમકિતધારી શ્રાવકો, અને પાંચ લાખ ચોપન હજાર શ્રાવિકાઓ—આ પ્રમાણે પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી પોતાનો પ્રતિબોધ પમાડેલો પરિવાર થયો હતો. એ ત્રણ જગત્‌ના પ્રભુ એક લક્ષ પૂર્વ સુધી વ્રત પાળ્યા પછી પોતાનો મોક્ષકાળ સમીપ જાણી અષ્ટાપદ પર્વત ઉપર આવ્યા. ત્યાં શુદ્ધ પ્રદેશમાં દશ હજાર મુનિઓની સાથે પ્રભુએ અનશન વ્રત કર્યું. ઉદ્યાનપતિએ કંઠ રૂંધાવાથી અસ્ફુટ શબ્દમાં આ ખબર ભરતરાજા પાસે જઈને કહ્યા. પ્રભુની તેવી સ્થિતિ સાંભળી ભરત ખેદ પામ્યા અને સામાન્ય પરિવાર લઈ વિનયથી ઉતાવળા પગે ચાલતા ત્યાં આવ્યા. પછવાડે દોડતા અનુચરોને છોડતા, અશ્રુ વર્ષાવતા, અને કાંટા વિગેરેથી પીડિત થતા ભરતચક્રી તેવીજ અવસ્થાવાળી સ્ત્રીઓ સાથે શોક કરતા ગૃહની જેમ અષ્ટાપદ પર્વત ઉપર ચડ્યા. ત્યાં પર્યંકાસન વાળી, ઇંદ્રિયોના આશ્રવને રૂંધીને બેઠેલા પ્રભુને જોઈ અશ્રુજળે શ્યામ થઈ તેણે પ્રણામ કર્યો. તે વખતે આસન ચલિત થવાથી સર્વ ઇંદ્રોએ પણ શોક કરતાં ત્યાં આવી પ્રભુને પ્રણામ કર્યો. આ અવસર્પિણી કાળના સુખમદુ:ખમ નામના ત્રીજા આરાનાં નેવાશી પખવાડીઆં અવશેષ રહેતાં માઘમાસની કૃષ્ણત્રયોદશીએ પૂર્વાહ્નકાળે, ચંદ્ર અભિજિત્ નક્ષત્રમાં આવતાં, પર્યંકાસને રહેલા પ્રભુ, સ્થૂળ કાય, વાક્ અને ચિત્તના યોગને છોડી, સૂક્ષ્મ કાયયોગથી બાદરયોગને રૂંધી

---

૧ જ્ઞાન દર્શન, ચારિત્ર. ૨ તમે કામક્રોધાદિ શત્રુથી જીતાયા છો, કર્મરાજાનો મહા ભય વર્ત્તી રહ્યો છે, માટે દયા પાળો ( દયાના અંગીભૂત સર્વ કાર્યો છે તે કરો કરો. )

સૂક્ષ્મક્રિય નામે શુક્લધ્યાનના ત્રીજા પાયાને પ્રાપ્ત થયા. પછી સૂક્ષ્મ કાયયોગને પણ છોડી દઈ ઉચ્છિન્નક્રિય નામે ચોથું શુક્લધ્યાન પામી પ્રભુ લોકાગ્રપદને પ્રાપ્ત થયા. બાહુબલિ વિગેરે મુનિઓ પણ વિધિપૂર્વક શુક્લધ્યાનનો આશ્રય કરી તેજ ક્ષણે અવ્યયપદને પ્રાપ્ત થયા. પ્રભુના નિર્વાણ કલ્યાણકથી ક્ષણવાર નારકીઓને પણ સુખ થયું અને ત્રણ જગત્‌માં ઉદ્યોત થઇ રહ્યો. પંચત્વ પામીને પાંચમી ગતિને પ્રાપ્ત થયેલા પ્રભુને જોઈ ભરતરાજા અપાર દુઃખના ભારથી મૂર્છા પામી પૃથ્વીપર પડી ગયા. થોડી વારે સાવધાન થઈ તેણે આક્રંદ કરવા માંડ્યું કે, 'ત્રણ જગત્‌ના ત્રાતા પ્રભુ, બાહુબલિ વિગેરે અનુજ બંધુઓ, બ્રાહ્મી અને સુંદરી બહેનો, પુંડરીક વિગેરે પુત્રો, અને શ્રેયાંસ વિગેરે પૌત્રો કર્મરૂપ શત્રુઓને હણી લોકાગ્રને પ્રાપ્ત થઈ ગયા, તથાપિ હું જીવિતમાં પ્રીતિવાળો ભરત અદ્યાપિ જીવુંછું.' આ પ્રમાણે આક્રંદ કરતા ભરતને જોઈ ઇંદ્રે શોકથી રૂદન કરવા માંડ્યું, તેથી સર્વ ઠેકાણે રૂદન કરવાનો પ્રચાર શરૂ થયો. ઇંદ્રની પછવાડે દેવતાઓએ પણ રૂદન કરવા માંડ્યું, તે જોઇ ભરતરાજા રૂદનક્રિયામાં જાણિતા થયા. ત્યાંથી માંડીને શોકગ્રંથિને ભેદનાર તથા હૃદય અને નેત્રને શોધનાર પૂર્વે નહીં દીઠેલો રૂદનનો વ્યવહાર જગત્‌માં પ્રવર્ત્યો. ભરતના મોટા રૂદનથી ભૂમિ અને આકાશનો ભાગ પણ શોકાકુળ થઈ ગયો અને પર્વતના પથ્થરમાંથી ઝરતા નિર્ઝરની[1] જેમ અશ્રુ ઝરવા લાગ્યાં.

અતિ શોકવડે આક્રાંત થયેલા હોવાથી જાણે મરવાને ઇચ્છતા હોય તેવા ભરતને જોઇ તેમને બોધ કરવા માટે ઇંદ્ર પવિત્ર વાણીથી આ પ્રમાણે બોલ્યા. "ત્રણ જગત્‌ના સ્વામીના પુત્ર હે ચક્રવર્ત્તી! સહજ ધીરતા છોડી અજ્ઞજનનીપેઠે શોકથી આમ કેમ અતિ રૂદન કરોછો? જે સ્વામી જગત્‌ના આધાર, જગત્‌ની સ્થિતિના બાંધનાર, અને અહર્નિશ જગત્‌ને નમવા યોગ્ય તે પ્રભુ કેમ શોચનીય હોય? અનન્ય કાર્ય સાધનારા, અને કર્મોનાં બંધનનો ત્યાગ કરનારા મુમુક્ષુજનોને તો આ પ્રભુનિર્વાણ તે અક્ષીણ મહોત્સવરૂપ છે. હે બુદ્ધિરૂપી ધનવાળા આર્ય! હર્ષ ને શોક બંને સ્વાર્થનો ઘાત કરનારા અને પાપને બંધાવનારા છે, માટે તમે તેને છોડી દો અને પુનઃ ધૈર્ય ધારણ કરો." આ પ્રમાણે ચક્રપાણિ[2] ભરતને આશ્વાસન આપી ઇંદ્રે પ્રભુના અંગને સંસ્કાર કરવા માટે ગોશીર્ષ ચંદનનાં કાષ્ટ દેવતાઓની પાસે મંગાવ્યાં. પછી દેવતાઓએ પ્રભુને માટે પૂર્વદિશામાં ગોળ, બીજા ઇક્ષ્વાકુવંશીઓને માટે દક્ષિણ દિશામાં ત્રિખુણી અને બાકીના સર્વ

૧ ઝરણા. ૨ જેના હાથમા ચક્ર છે તેવા એટલે ચક્રવર્ત્તી

મુનિઓ માટે ચતુરસ્ત્ર ચિતા રચી. પ્રભુના શરીરને ઇંદ્રે ક્ષીરસમુદ્રના જળથી સ્નાન કરાવી અને વસ્ત્રાભરણથી શોભાવી શિબિકામાં પધરાવ્યું. બીજા દેવતાઓએ ઇક્ષ્વાકુવંશના બીજા મુનિવરોનાં શરીરને ભક્તિથી બીજી શિબિકામાં અને શેષ સર્વ મુનિઓનાં ત્રીજી શિબિકામાં મૂક્યાં. પછી તે શિબિકાઓને ચિતાઓ પાસે લાવીને વાજીંત્રો વાગતાં, પુષ્પવૃષ્ટિ થતાં, ઊંચે સ્વરે ગાયન ચાલતાં અને નૃત્ય થતાં તે શરીરોને પ્રથમ નિર્મેલી ચિતાઓમાં પધરાવવામાં આવ્યાં; એટલે અગ્નિકુમાર અને વાયુકુમાર દેવોએ તત્કાળ તે શરીરોને પ્રજ્વલિત કર્યાં. પછી મેઘકુમારોએ બાકીનાં અસ્થિઓને જળધારાથી ઠાર્યાં: એટલે સર્વ દેવતાઓએ પ્રભુનાં અને બીજા મુનિઓનાં દાંત અને અસ્થિ પોતપોતાનાં વિમાનોમાં પૂજા કરવા માટે ગ્રહણ કર્યાં. અને ઇંદ્રે પ્રભુની દાઢાઓ ગ્રહણ કરી. કેટલાક શ્રાવકોએ માગણી કરવાથી દેવતાઓએ ત્રણ કુંડના અગ્નિ તેઓને આપ્યા, ત્યાંથી માંડી તેઓ અગ્નિહોત્રી બ્રાહ્મણો થયા. કેટલાકે તે ચિતાની ભસ્મને ભક્તિથી વાંદી અને શરીરે લગાવી તેથી અદ્યાપિ તેમના વંશજો ભસ્મભૂષિત શરીરવાળા તાપસો કહેવાય છે.

પછી તે ચિતાસ્થાનમાં ત્રણ મોટા સ્તૂપ કરી સર્વ ઇંદ્રોએ નંદીશ્વર દ્વીપે જઈ હર્ષથી અષ્ટાન્હિક ઉત્સવ કર્યો. ત્યાંથી પોતપોતાને સ્થાનકે આવી, સર્વ દેવતા હૃદયમાં પ્રભુનું સ્મરણ કરતા વિઘ્નની શાંતિને માટે ભગવંતના અસ્થિનું પૂજન કરવા લાગ્યા. અહીં ચિતાની નજિકની ભૂમિપર ભરતરાજાએ વર્દ્ધકિ રત્નની પાસે એક સુંદર પ્રાસાદ કરાવ્યો. ત્રણ કોશ ઊંચા અને એક યોજન લાંબા પહોળા તે પ્રાસાદને તોરણથી મનોહર ચાર દ્વાર રચાવ્યાં. તે ચારે દ્વારની પાસે સ્વર્ગમંડપ જેવા મંડપો કર્યા. તેની અંદર પીઠિકા, દેવચ્છંદ અને વેદિકા બનાવ્યાં. તેમાં સુંદર પીઠિકાપર કમલાસનપર રહેલી અને આઠ પ્રાતિહાર્યસહિત રત્નમય ચાર શાશ્વત અર્હંતની પ્રતિમાઓ સ્થાપી. દેવચ્છંદ ઉપર પોતપોતાના માન, અંક[3] અને વર્ણસહિત ચોવીશ પ્રભુની[4] મણિરત્નમય મૂર્ત્તિઓ બેસારી. પ્રત્યેક મૂર્ત્તિની ઉપર ત્રણ ત્રણ છત્રો, બે બાજુ બે ચામરો, આરાધક યક્ષો, કિન્નરો અને ધ્વજાઓ યોગ્ય રીતે ગોઠવવામાં આવ્યાં. તેમની પાસે ચક્રવર્ત્તીએ પોતાના પૂર્વજો, બંધુઓ અને બે બહેનોની મૂર્ત્તિઓ તથા પોતાની નમ્રમૂર્ત્તિ સ્થાપિત કરી. ચૈત્યની ચારે બાજુએ ચૈત્યવૃક્ષો, કલ્પવૃક્ષો, સરોવરો, દીર્ઘિકાઓ, વાવડીઓ અને ઊંચા ઉપાશ્રયો કરાવ્યા. ચૈત્યની બહાર મણિરત્નથી પ્રભુનો એક ઊંચો સ્તૂપ ર-

૧ ચોખડી ૨ દેરી અથવા યાદગીરીના સ્તંભ ૩ ચિન્હ (લંછન.) ૪ પૂર્વમાં બે, દક્ષિણમાં ચાર, પશ્ચિમમાં આઠ અને ઉત્તરમાં દશ એ અનુક્રમે ૨૪ બિંબ પધરાવ્યા

આવ્યો અને તેની આગળ બીજા બંધુઓના સ્તૂપો પણ મણિમય કરાવ્યા. તેની ચારે બાજુ ઘણા મનુષ્યોના સમૂહથી પણ દુર્લંઘ એવા લોહપુરૂષ રાખવામાં આવ્યા. ભરતની આજ્ઞાથી અધિષ્ઠાયક દેવતાઓ પણ ત્યાં આવીને રહ્યા. આ પ્રમાણે રાજાએ તે **સિંહનિષદ્યા** નામનો પ્રાસાદ વિધિપૂર્વક કરાવી તેમાં મુનિવૃંદની પાસે ઉત્સવસહિત પ્રતિષ્ઠા કરાવી. પછી ભરત ચક્રી પવિત્ર થઈ શ્વેતવસ્ત્ર પહેરી પ્રાસાદમાં પેઠા. પ્રથમ નૈષેધકી[1] કહી ચૈત્યને ત્રણ પ્રદક્ષિણા કરી. પછી ભરતે પવિત્ર જળથી પ્રતિમાને સ્નાન કરાવી જાણે સૂર્યને ઉત્તેજિત કરતા હોય તેમ મૃદુવસ્ત્રથી તેનું માર્જન કર્યું. જાણે સુગંધી ચંદ્રિકા હોય તેવા ચંદનવડે, યશવડે પૃથ્વીની જેમ, ચક્રવર્ત્તીએ પ્રભુના શરીરપર વિલેપન કર્યું. તેની ઉપર સુગંધી વિચિત્ર પુષ્પોથી અર્ચન કર્યું. અને કસ્તુરીની વેલોને રચતો હોય તેવો ઉત્તમ ધૂપ કર્યો. પછી જરા પાછા ખસી મણિમય પીઠઉપર શુદ્ધ તંદુલથી અષ્ટમંગળી આળેખી, અને તેની પાસે ઉત્તમ ફળોની પંક્તિ મૂકી. પછી દીપકની કાંતિવડે જાણે સર્વ બાજુથી અંધકારને હરતા હોય તેમ ભરતે મંગલદીપસહિત આરતી ઉતારી. પછી ભક્તિના ભારથી જેનાં રોમાંચ ઉલ્લસિત થયાં છે એવા ભરતચક્રી હર્ષાશ્રુરૂપ મુક્તાથી અને વાણીરૂપ સૂત્રથી હાર ગુંથતા હોય તેમ બોલ્યાઃ—

"હે ત્રણ જગતના આધારરૂપ સ્વામી! આ ધર્મના ઉદ્ધારની ભૂમિનો "ત્યાગ કરી ભૂમિ અને સ્વર્ગની સીમાએ રહેલા લોકાગ્ર દુર્ગમાં તમે ગયા છો, જો કે "તમે આ ત્રિલોકીનો[2] ત્યાગ કરી સત્વર ચાલ્યા ગયા છો, તથાપિ તે ત્રિલોકી "ચિત્તમાં બળાત્કારે તમારૂં ધ્યાન સ્ફુટ રીતે કર્યા કરે છે. જો કે મારા જેવા પુરૂષો "તમારા ધ્યાનરૂપી દોરીને પકડી દૂર રહ્યા છે, તોપણ તમારી પાસેજ છે, તથાપિ "તમે પ્રથમ કેમ ગયા? અમને અહીં શરણરહિત મૂકીને તમે સહસા ચાલ્યા ગયા "છો. પણ જ્યાંસુધી અમારા ચિત્તમાંથી ગયા નથી ત્યાંસુધી અમે તમારી પાં"સેજ છીએ." આપ્રમાણે આદિનાથ ભગવંતની સ્તુતિ કરી નમન કરીને ભરતે ભક્તિથી બીજા પ્રભુની પણ નવીન યુક્તિએ સ્તુતિ કરી.

આ રત્નમય પ્રાસાદની ક્રૂર પ્રાણી અને મનુષ્યોથી આશાતના ન થવી જોઇએ એવું ધારી ભરતે પર્વતના શિખરોને છેદી નાખ્યા અને એક એક યોજનને આંતરે ચક્રવર્ત્તીએ દંડરત્નથી આઠ પદ ( પગથીયાં) કર્યાં, તેથી તે ગિરિ **અષ્ટાપદ** એવે નામે વિખ્યાત થયો. આ પ્રમાણે કાર્ય કરી દુઃખી ભરત મનને ત્યાં મૂકી

---

૧ નિસિહી (નિષેધ, પાપકર્મનો) ૨ સ્વર્ગ મૃત્યુ અને પાતાળ લોક

માત્ર દેહ લઈનેજ પર્વત ઉપરથી નીચે ઉતર્યા.[1] રજોગુણરહિત ભરતરાજા શોકસહિત લોકોએ મૂકેલા અશ્રુથી પૃથ્વીને રજરહિત કરતા અનુક્રમે વિનીતા નગરીમાં આવ્યા, જો કે પોતે રાજધાનીમાં આવ્યા પણ તેમની મતિ મધુર ગીતમાં, ઉદાત્ત કવિતાના રસમાં, મનોહર કાંતામાં, કે ગૃહવાપીની ક્રીડામાં રમી નહીં. નંદનવનમાં, નંદનમાં,[2] ચંદનમાં, મનોહર હારમાં, આહારમાં અને જળમાં તેને જરા પણ આનંદ પડયો નહીં. બેસતાં, સુતાં, ચાલતાં, અને સર્વ કાર્ય કરતાં ચિત્તની અંદર પ્રભુનુંજ ધ્યાન ધરતા એવા પોતાના સ્વામી ભરતને જોઈ મંત્રીઓ કહેવા લાગ્યા. "હે રાજા ! જેમને દેવતાઓએ મેરૂપર્વત ઉપર સ્નાન કરાવ્યું, જેઓએ ઈક્ષ્વાકુવંશને પ્રગટ કર્યો, જેમણે રાજનીતિ બતાવી, જેમની ઉપર પ્રજા સંતુષ્ટ થઈ, જેમનાથી ધર્મ પ્રગટ થયો, જેમનું ચારિત્ર મહા ઉજ્જવળ પ્રવર્ત્યું અને જેમનામાં જ્ઞાન સ્થિતિ કરીને રહ્યું–તેવા પ્રભુનો વિરહ શોચનીય કેમ ન હોય; તથાપિ તે પ્રભુ સ્તુતિ કરવા યોગ્ય છે, માટે તેમનું ભક્તિથી અર્ચન કરો, તેનાથી સનાથ થાઓ અને તેમના ધ્યાનમાં ચિત્તને જોડી દો." આ પ્રમાણે સાંભળી ચક્રવર્તીએ ધીમે ધીમે તીવ્ર શોક છોડી દીધો, અને રાજ્યવ્યાપારમાં પ્રવર્ત્યા. પછી ધીમે ધીમે શોકનો વેગ અસ્ત કરી વિશ્વાસીજનોની સાથે આનંદથી ઊંચા મેહેલના [3]ઉત્સંગમાં રમવા લાગ્યા. ક્ષણવાર સભામંડપમાં અને ક્ષણવાર આળસ મરડતી બાળાઓમાં વિલાસની ઇચ્છાએ ધીમે ધીમે પ્રીતિ પામવા લાગ્યા. અનુક્રમે વનના હસ્તીની જેમ વનિતાઓથી વીંટાઇને સ્વેચ્છાએ વનમાં આવી જળવાળા સરોવરમાં રહી જળક્રીડા કરી સુખ પામવા લાગ્યા. કોઈ વાર ઉત્સવને દિવસે વિલાસી મહિલાઓથી મનને લાલિત કરી લક્ષ્મીના ગૃહરૂપ પોતાના દેહપર આભૂષણો પહેરીને ફરવા લાગ્યા. કોઈ વાર હંસગતિવાળી બાળાઓના સમૂહસાથે હંસવાળી સરિતાઓમાં[4] રંગથી અંગવડે તરતા તરતા પ્રકાશવા લાગ્યા. કોઈ વાર એ કામદેવ જેવા રાજા સર્વ અંગમાં પુષ્પનાં આભૂષણો ધરી દેવવન જેવા વનમાં ફરતા શોભવા લાગ્યા. કોઇવાર અશ્વક્રીડામાં અને કોઈવાર રણક્રીડામાં એ વિશ્વપતિ ભરત–રથાદિક વાહનોપર બેસીને ચાલતા લોકોથી રથાદિ વાહનોમાં બેઠેલા જોવામાં આવતા. કોઇ વાર સંગીતમાં ગાયેલા, કોઇ વાર કાવ્યોમાં વર્ણવેલા અને કોઇ વાર નાટયમાં સાંભાળેલા તે ભરત સર્વ રસનો આશ્રય કરનારા હોય, તેમ શોભતા હતા. ચંદ્રના જેવી મનોહર મુખકાંતિથી તે કાંતામાં વાસ કરનાર

---

૧-પૂજ્ય પિતાશ્રીની મરણભૂમિ ઉપર મન લાગી રહ્યુ તેથી માત્ર શરીર લઇનેજ ત્યાથી ચાલ્યા એવી ઉત્પ્રેક્ષા છે ૨ પુત્ર ૩ અગાશી ૪ નદીઓ

કામદેવને સજીવન કરતા હતા. આપ્રમાણે હૃદયમાં સુખનાં સાહિત્યને ધારણ કરી આનંદરસનો આશ્રય કરનારા ભરતરાજાએ પુણ્યથી અસ્તકાળ સુધી પ્રજાનું પાલન કર્યું.

એક વખતે મહારાજા ભરત હર્ષથી સ્નાન કરી સર્વ અંગે આભૂષણ ધરી દર્પણાગારમાં[1] આવ્યા. શરાણથી ઉત્તેજિત કરેલા પોતાના શરીરજેવડા રત્નદર્પણમાં લીલાથી ધીમે ધીમે તેમણે પોતાના રૂપનું અવલોકન કર્યું. પ્રત્યેક અંગ જોતાં પોતાની એક આંગળી મુદ્રિકારહિત[2] જોવામાં આવી. બરફથી દગ્ધ થયેલા વૃક્ષની શાખા જેવી તે આંગળી જોઈને ભરતરાજા ચિંતવવા લાગ્યા. "અહા! આ મુદ્રારહિત આંગળી જોતાં જણાય છે કે આ મસ્તક વિગેરે સર્વ અંગમાં પણ આભૂષણોથીજ ( કૃત્રિમ ) શોભા લાગે છે." એવું વિચારી વૈરાગ્યથી શાંત હૃદયવાળા ભરતે મસ્તક ઉપરથી મુકુટ, કર્ણમાંથી કુંડળ, કંઠેથી કંઠાભરણ, ઉરસ્થળથી[3] હાર, ભુજાઓથી બાહુભૂષણ, હસ્તમાંથી વીરવલય અને આંગળીઓમાંથી મુદ્રિકાઓ ભારની જેમ ઉતારી નાંખી. પછી ફાલ્ગુન માસમાં પત્ર, ફળ અને પુષ્પવગરના વૃક્ષની જેમ, અલંકારવગરનું નિસ્તેજ પોતાનું શરીર જોઇ ભરત મનમાં વિચાર કરવા લાગ્યા. "અહા! આ શરીરરૂપી ભીંત આભૂષણરૂપી વર્ણરચનાથી ચિત્રી હોય તોપણ તે અનિત્યતારૂપી જળવડે ભીંજાયેલી હોવાથી અંતરમાં અસારપણાનેલીધે અવશ્ય પડી જાયછે. અહો! રોગરૂપી પવનથી ચલીત થયેલાં પાકેલાં પાંદડાં જેવાં અવશ્ય પડનારાં આ શરીર ઉપર પ્રાણીઓને કેવો દુસ્ત્યજ્ય[4] મોહ થાયછે! આ શરીરમાં સારરૂપ ત્વચાની ઉપર પ્રાણી અહર્નિશ ચંદનરસથી વિલેપન કર્યા કરેછે, તથાપિ તે પોતાનું મલિનપણું છોડતી નથી. દુષ્કર્મથી પ્રેરાયેલો પ્રાણી જે શરીરને માટે મહા મોટાં પાપ કરેછે, તે શરીર કમળપત્રપર રહેલાં જળનાં બિંદુ જેવું ચપળ છે. દુર્ગંધી શૃંગારરસવડે મલિન એવી આ સંસારરૂપ ખાળમાં લોકો જાણતાં છતાં કાદવમાં રહેનારા ડુક્કરની જેમ પડ્યા રહેછે. અહા! મેં પણ આ શરીરને માટે સાઠ હજાર વર્ષસુધી પૃથ્વીપર ભમીભમીને ધિક્કારવાલાયક ક્લેશ કર્યું. મહાવીર બાહુબલિને અને બીજા મારા બંધુઓને ધન્ય છે કે જેઓ આ અસાર સંસાર છોડી મુક્તિને પામ્યા છે. જે સંસારમાં પ્રાજ્ય[5] રાજ્ય પણ ચળિત છે, યૌવન જતું રહે તેવું છે અને લક્ષ્મી ચપળ છે તો પછી તે સંસારમાં સ્થિર શું છે? માતા, પિતા, સ્ત્રી, બંધુ, પુત્ર અને સંપત્તિઓમાંથી કોઇ પણ સંસા-

---

૧ આરિસાભુવન ૨ વીંટી રહિત. ૩ છાતી ૪ દુઃખે તજી શકાય તેવો ૫ વિસ્તીર્ણ

રફ્પમાં પડતા પ્રાણીઓને રક્ષણ કરવાને સમર્થ નથી. હે જગત્ત્રાતા પિતાજી! જેમ બીજા પુત્રોનું તમે રક્ષણ કર્યું, તેમ મારૂ પણ રક્ષણ કરો, અથવા એવો ઓલંભો એમને શી બાબત આપવો? કેમકે હું દુષ્ટ પુત્ર છું, તેથી તેમણે મને સ્મરણ કર્યો નહી હોય. આ દેહ, ગેહ,[1] લક્ષ્મી કે અંતઃપુર કોઇ પણ મારૂ નથી, હું તો એકલોજ છું અને હવેથી માત્ર સમતાના આનંદમય અમૃતજળમાં સ્નાન કરી રહેલો છું.” આ પ્રમાણે ચિંતવતાં, ઉપાધિરહિત, શાંત, ક્રિયા તથા મરણરહિત, જ્ઞાનાનંદરૂપ પરમતત્ત્વને વિષે તેઓ લય પામ્યા. રૌદ્ર ધ્યાનથી, અપકૃત્યથી, પરદ્રોહથી અને કુકર્મથી જે મહત્ પાપ બાંધ્યું હતું તેને શુભ ભાવનાવડે ટાળી નાંખ્યું. તે યોગી ભરતે દેહરૂપી મૃત્પાત્રમાં રહેલાં મનરૂપ પારદને[2] કલ્યાણસિદ્ધિને માટે ધ્યાનરૂપ અગ્નિએ સ્થિર કરીને બાંધી લીધો. ઉત્તમ હૃદયવાળા તે યોગીંદ્ર મહારાજા વૃદ્ધિ પામતા ઉપશમથી ક્ષપકશ્રેણીપર આરૂઢ થઇ તત્કાળ કેવળજ્ઞાન પામ્યા. પછી ઇંદ્રની આજ્ઞાથી દેવતાએ મુનિવેશ આપ્યો તેને ગ્રહણ કરી ભરતે સર્વ વિરતિદંડકનો ઉચ્ચાર કર્યો. ભરતચક્રીની પછવાડે દશ હજાર રાજાઓએ દીક્ષા લીધી, કારણ કે “ તેવા સ્વામીની સેવા પરલોકમાં પણ સુખદાયક થાયછે.” ઉત્કૃષ્ટ પદમાં સ્થિતિ કરનારા હોવાથી પરને નહીં વાંદતા એવા તે ભરત કેવળીને દેવ, નાગકુમાર અને મનુષ્યોએ ભક્તિપૂર્વક વંદના કરી.

પછી ઇંદ્રે સર્વ પૃથ્વીના ભારને સહન કરનાર ભરતના પુત્ર આદિત્યયશાને રાજ્યાભિષેક કર્યો. કેવળ જ્ઞાન ઉત્પત્તિ સમયથી ઋષભદેવ ભગવંતની જેમ ભરતરાજાએ પરિવાર સહિત ગામ, આકર, નગર, અરણ્ય, પર્વત અને દ્રોણમુખ વિગેરેમાં રહેલા ભવ્યપ્રાણીઓને ધર્મદેશનાથી પ્રબોધ કરતાં એક લાખ પૂર્વસુધી વિહાર કર્યો. છેવટે અષ્ટાપદ પર્વતપર જઇ ભરતમુનિએ યથાવિધિ ચતુર્વિધ આહારનું પચ્ચખાણ કર્યું. એક માસને અંતે શ્રવણ નક્ષત્રમાં અનંત ચતુષ્ટયને સિદ્ધ કરી એ શાંત મહાત્મા મોક્ષે ગયા. તેમની પછવાડે અનુક્રમે બીજા સાધુઓ પણ મોક્ષ પામ્યા. દેવતાઓ સહિત ઇંદ્રોએ સ્વામીની પેઠે સ્વામીના પુત્ર ભરતનો પણ નિર્વાણ મહોત્સવ કરી ત્યાં ઊંચા ચૈત્યો રચ્યા.

ચક્રવર્તી ભરતરાજા કુમારપણામાં સત્યોતેર લાખ પૂર્વ, મંડલીકપણામાં એક હજાર વર્ષ, ચક્રવર્તીપણામાં એક હજાર વર્ષે ઊણા છ લાખ પૂર્વ અને કેવળજ્ઞાનમાં એક લાખ પૂર્વ એમ એકંદર ચોરાશી લાખ પૂર્વનું સર્વ આયુષ્ય પૂર્ણ કરી નિર્વાણપદને પ્રાપ્ત થયા. ભરતરાજા વિગેરેના સિદ્ધિસ્થાન અષ્ટાપદ પર્વત

---

૧ ઘર ૨ પારો

પર રહીને સદ્દ્ભાવવાળો પ્રાણી અષ્ટ કર્મને ભેદી, આઠ શુભ સિદ્ધિને પ્રાપ્ત કરી પરમપદને પામે છે. અષ્ટાપદ ગિરિપર રહેલા અષ્ટપ્રાતિહાર્ય સહિત શ્રીજિનેશ્વર ભગવાન્ જો અષ્ટ પ્રકારી પૂજાએ પૂજ્યા હોય તો તે ઊંચે પ્રકારે અષ્ટાપદના[1] સમૂહને આપે છે. જે ઉત્તમ હૃદયવાળો પ્રાણી એ ગિરિમાં સુવાસનાપૂર્વક હર્ષિત વદને ઉત્કૃષ્ટ તપસ્યા કરે છે તે આ સંસારનાં પ્રકૃષ્ટ કષ્ટમાંથી મુક્ત થઈ જાય છે. શુભ વાસનાવાળો જે પ્રાણી અષ્ટાપદ પર્વતપર યાત્રા કરે છે તે ત્રણ ભવે કે સાત ભવે સિદ્ધિમંદિરમાં પ્રવેશ કરે છે. અષ્ટાપદ ગિરિપર રહેલું શાશ્વત પ્રભુના મંદિર જેવું મહાતીર્થ ઉજ્જવળ પુણ્યરાશિની જેમ ત્રણ ભુવનને પવિત્ર કરે છે.

ભરતચક્રીનું નિર્વાણ સાંભળી શોક કરતો સૂર્યયશા અષ્ટાપદ ગિરિપર આવ્યો, અને ત્યાં તેણે નિર્વિકાર હૃદયે ઊંચી પ્રાસાદશ્રેણી રચાવી. અનુક્રમે મુખ્ય મંત્રી વિગેરેએ નીતિવચનથી બોધ કરેલા સૂર્યયશાએ પિતાનો શોક છોડી દઇ ભુજાવડે રાજ્યવ્યાપાર ધારણ કર્યો. થોડા વખતમાં શ્રીમાન્ સૂર્યયશાએ પ્રતાપથી શત્રુઓને દબાવી ચંદ્ર જેવા ઉજ્જવળ યશવડે પૃથ્વીને વ્યાપ્ત કરી દીધી. ષટ્ખંડ પતિનો પુત્ર, અને ત્રિખંડ પૃથ્વીનો સ્વામી નીતિવેત્તા સૂર્યયશા અખંડ શાસનથી દુષ્ટોનું ખંડન કરવા લાગ્યો. સૂર્ય ચંદ્ર બન્નેનો પ્રતાપ આકાશમાં જેવો પ્રદીપ્ત થાય છે, તેવો પ્રતાપ એકલા સૂર્યયશાનો પૃથ્વીપર પ્રકાશવા લાગ્યો. રાજ્યપ્રાપ્તિને સમયે ઇંદ્રે પ્રભુને મસ્તકે મૂકેલો મુકુટ સૂર્યયશાને પહેરાવ્યો હતો જેથી તેનો દ્વિગુણ ઉદય થયો. તે મુકુટના માહાત્મ્યથી સર્વ શત્રુઓને જીતનાર સૂર્યયશા પ્રભુની જેમ સદાકાળ દેવતાઓને સેવ્ય થયો. તેના પ્રૌઢપ્રતાપે શત્રુઓના મેહેલમાં તેમના યશરૂપ જળનું શોષણ કરી, વિશેષ પ્રજ્વલિત થઇને ધાસ[2] ઉગાડ્યું—એ મોટું આશ્ચર્ય છે. સર્વ સ્ત્રીઓના શિરોરત્ન જેવી કનક વિદ્યાધરની પુત્રી જયશ્રીને તેણે રાધાવેધ સાધીને પ્રાપ્ત કરી; તે તેની મુખ્ય સ્ત્રી થઈ. તે શિવાય વિદ્યાધરોની તથા અન્ય રાજાઓની મળીને બત્રીશ હજાર કન્યાઓ તેની પવિત્ર પત્નીઓ થઈ. સૂર્યયશા બે અષ્ટમી અને બે ચતુર્દશી મળીને ચાર પર્વણીનું પ્રત્યાખ્યાન તથા પૌષધ વિગેરેથી વિશેષ પ્રકારે આરાધન કરતો હતો. તેને જીવિતના આદરથી પર્વનો આદર વિશેષે વહાલો હતો; તેથી એમ નિશ્ચય થાય છે કે પોતાના જીવિતથી પર્વની વિશેષ રક્ષા કરવી જોઇએ. કારણ કે અર્હંત ધર્મને સાંભળીને તેને ધારણ કરનારાં બાળકો, અબળાઓ, પક્ષીઓ અને અરણ્યના પ્રાણીઓ પણ તે દિવસે નિયમ કરીને અન્નનું ભોજન કરતાં નથી.

---

૧ આઠ કર્મના ક્ષયથી ઉત્પન્ન થતો આઠ ગુણોનો સમૂહ. ૨ શત્રુઓનો મહેલ ઉજડ કરી નાખ્યો

એકદા સૌધર્મે ઇંદ્ર સભામાં બેઠા હતા. તે વખતે અવધિજ્ઞાનથી સૂર્યયશાનો પર્વારાધનમાં તેવો દૃઢ નિશ્ચય જાણી ચમત્કારથી તેણે મસ્તક ધૂણાવ્યું. તેવો અકસ્માત્ મસ્તકકંપ જોઈ વિશ્વને વશ કરવાના મુખ્ય ઔષધરૂપ ઉર્વશીએ ઇંદ્રને પૂછ્યું 'સ્વામી ! આ સમયે કોઈ કવિ યુક્તિવાળાં કાવ્યો કહેતો નથી, તેમજ બૃહસ્પતિ પણ મનોહર નવીન પદ્ય બોલતા નથી, રંભા અપ્સરા સુરત સમયનો પ્રારંભ સૂચવનારૂ મનોહર નૃત્ય કરતી નથી અને બીજા હાહા હૂહૂ ગંધર્વો મધુર ગીત ગાતા નથી, તેમજ બીજું હર્ષના ઉત્કર્ષ જેવું કાંઇ પણ અધુના બન્યું નથી, તે છતાં તમે આટલા બધા પ્રસન્ન થઇને શા નિમિત્તે મસ્તક ધૂણાવ્યું ?' તેના સત્વને હૃદયમાં ચિતવીને ઇંદ્રે કહ્યું, "ઉર્વશી ! સાંભળો, અત્યારે મારાં જ્ઞાનચક્ષુ પૃથ્વી ઉપર છે. ત્યાં સાત્વિક જનોમાં શિરોમણિ શ્રી ઋષભદેવ ભગવંતના પૌત્ર અને ચક્રવર્ત્તી ભરતના પુત્ર સૂર્યયશા અયોધ્યાનગરીમાં રાજ્ય કરે છે. તેણે અષ્ટમી અને ચતુર્દશીને દિવસે પૌષધાદિ તપ કરવાનો એવો નિશ્ચય કર્યો છે કે જેથી તેને ચળાવવાનો યત્ન કરનારા દેવતાઓવડે પણ તે ચલિત થાય તેમ નથી. કદિ પૂર્વદિશાનું ઉલ્લંઘન કરી સૂર્ય પશ્ચિમમાં ઉદય પામે, વાયુથી મેરૂગિરિ કંપાયમાન થાય, સમુદ્ર મર્યાદા છોડે, અને કલ્પવૃક્ષ નિષ્ફળ થાય, તોપણ તે જિનેશ્વર ભગવંતની આજ્ઞાની જેમ પોતાનો નિશ્ચય કંઠે પ્રાણ આવતાં સુધી પણ મૂકે તેમ નથી." આ પ્રમાણે સાંભળી ઉર્વશી મનમાં હાસ્ય કરી પોતાના સ્વામી ઇંદ્રપ્રત્યે પ્રત્યક્ષ ઉત્તર આપવા અસમર્થ હોવાથી મનમાં વિચારવા લાગી; અહો ! પ્રભુપણું કેમ પ્રશંસા કરવા યોગ્ય નહીં કે જે પ્રભુપણાના અભિમાનથી આ ઇંદ્ર યુક્તિ જાણનાર છે છતાં પણ મનુષ્યને માટે આવો નિશ્ચય વર્ણવે છે. મનુષ્ય સપ્તધાતુમય શરીરવાળો અને અન્નથી જીવનારો છે તો તે દેવતાથી પણ ચલિત ન થાય એવું સાંભળીને તેમાં કોણ શ્રદ્ધા કરે ? બીજું તો દૂર રહો પણ માત્ર મારા ગાયનરસના પૂરથી રજના કણોની જેમ કોના વિવેક પ્રમુખ ગુણો શમી ન જાય ? મત્ત ઇંદ્રનું આ સાહસિક વચન વ્યર્થ કરવાને નદી, પર્વતપરથી જેમ શિલાને પાડી નાખે તેમ હું તે સૂર્યયશાને તેના નિયમથી ભ્રષ્ટ કરી પાડી નાખીશ. આવી પ્રતિજ્ઞા લઈને ઉર્વશી રંભાની સાથે હાથમાં વીણા લઇ સ્વર્ગમાંથી પૃથ્વીપર આવી, અને અયોધ્યાની નજિકના ઉદ્યાનમાં આવેલાં શ્રીઆદિનાથ ભગવંતના ચૈત્યમાં મોહક રૂપ ધારણ કરીને ગીતપ્રબંધ ગાવા લાગી. વૃક્ષની શાખાપર બેઠેલાં પક્ષીઓ પણ ક્ષણવાર તેના નાદની મૂર્ચ્છનાઓમાં મૂર્છિત થઈ પોતાના આ-

ત્માને ભૂલી ગયાં. ઘો, સર્પ અને નકુલ[1] વિગેરે પ્રાણીઓ પોતપોતાનાં સ્થાનો છોડી જાણે ચિત્રલિખિત હોય તેમ નિશ્ચળ વૃત્તિએ સ્થિર થઈ ગયાં, અને તેના મધુર ગાનથી મોહ પામેલાં મૃગલાંઓ પણ અર્ધાં ચાવેલાં તૃણ મુખમાં રાખી, નેત્ર નિશ્ચળ કરીને જાણે પાષાણથી ઘડેલાં હોય તેમ સ્થિર થઈ ગયાં.

એ સમયે શ્રી સૂર્યયશા રાજા અશ્વક્રીડા કરીને પાછો આવતો હતો, તેવામાં તે બન્નેનો નવીન અને મધુર ગીતરવ તેના સાંભળવામાં આવ્યો. તત્કાલ અશ્વો વાજથી[2] વિમુખ થઇ ગયા, હાથીઓએ ચાલવાની સજ્જતા છોડી દીધી અને પત્તિઓ[3] પ્રયાણમાં અસમર્થ થઈ ગયા. આ પ્રમાણે પોતપોતાનાં કર્ત્તવ્યમાં સર્વ સૈન્યને નિર્બળ થયેલું જોઈ રાજા સૂર્યયશાએ આદરપૂર્વક પોતાના મંત્રીપ્રત્યે શુદ્ધ વાણીથી કહ્યું "અહો મંત્રિરાજ! મોહરસના સાગરની ભરતીએ વાર્યા હોય તેમ સૈનિકો પક્ષીઓની જેમ ચાલવાને પણ અશક્ત થઈ ગયા છે. આ રાફડામાં રહેનારા સર્પાદિક, માળામાં રહેનારાં પક્ષીઓ, મૃગલાંઓ, હસ્તીઓ તેમજ આ વૃક્ષો પણ નાદરસમાં મોહ પામીને નિશ્ચળ થઈ ગયાં છે. અહા! જગત્માં અનંત સુખનો હેતુ નાદ છે. જેઓ તેનાથી મોહ પામતા નથી, તેઓને નાદ જાણનારા પશુઓની સાથે પણ શું સરખાવી શકાય? નાદ અનંત સુખનો આધાર અને દુઃખના સમૂહનો ઘાતક છે. જેની સમીપે નાદ રહેલો છે, તે પવિત્ર મનુષ્ય વિશ્વપૂજિત છે. મૃગ પોતાના પ્રાણનો પણ ભોગ આપવાનું કરી નાદને ગ્રહે છે, તેથીજ સુધાકર ચંદ્રે તેને પોતાના ઉત્સંગમાં બેસાર્યો છે. નાદથી દેવ સંતુષ્ટ થાય છે, નાદથી ધર્મ ઉત્પન્ન થાય છે, નાદથી રાજાનો અર્થ સધાય છે અને નાદથી સ્ત્રીઓ પણ વશ થાય છે. આ નાદ જો ગુરૂના યોગથી અનંતપણે કર્યો હોય તો તે હેલામાત્રમાં[4] પરમાનંદ સુખને પણ આપે છે. માટે ચાલો, આપણે આ ચૈત્યમાં જઈ શ્રી યુગાદિ પ્રભુને નમસ્કાર કરીએ અને ત્યાં રહી ગીતધ્વનિના રસને પણ મેળવીએ." આપ્રમાણે મંત્રીઓની સાથે વિચારી, તે ગાયનથી મોહ પામેલો સૂર્યયશા જિનચૈત્યની અંદર ગયો. ત્યાં પ્રદીપ્ત કાંતિવાળી અને નાદરૂપ અમૃતની નદી જેવી બે કુમારીકાને હાથમાં વીણા લઈને ગાયન કરતી તેમણે જોઈ. કામદેવની સ્ત્રી રતી અને પ્રીતી સાક્ષાત્ આવી હોય તેવી તે બે રમણીને સ્નેહચક્ષુથી જોઇ કામબાણથી વીંધાયેલ ભરતકુમાર સૂર્યયશા ચિત્તમાં વિચારવા લાગ્યો "અહો ! શું આ બે કુમારિકાના કંઠરૂપ કુંડમાંથી આ સુધાનો નાદ પ્રવર્તે છે! અથવા શું આ

---

૧ નોળીનો ૨ વેગ ૩ પાયદળ ૪ સહેલાઇથી

બાલાઓને વિશ્વકર્માએ નાદામૃતથીજ નિર્મેલી છે! આ સુંદરીઓનું નિરૂપમ રૂપ અને અમૃતના ઝરારૂપ ગાન ક્યા પુણ્યવંતના ભોગ માટે થશે!" આપ્રમાણે વિચારી વારંવાર તેમની તરફ દૃષ્ટિ કરીને રાજાએ શ્રીયુગાદિ પ્રભુનાં વાંચ્છિતપૂરક ચરણને નમસ્કાર કર્યો. પછી સૂર્યયશાએ પાછા ફરી એક તરફના ઓટલાપર બેસી તેમનું કુળાદિક પૂછવાની મંત્રીને આજ્ઞા કરી. રાજાની આજ્ઞાથી મંત્રી તેની પાસે આવી અમૃત જેવી મધુર વાણીએ બોલ્યો. 'હે વનિતાઓ! તમે કોણ છો? ત્રણ લોકમાં તમારો નિવાસ ક્યાં છે? પતિ કોણ છે? અને અહીં કેમ આવેલ છો?—એ સર્વ કહો.' મંત્રીનું વચન સાંભળી તેમાંથી એક બોલી "અમે બન્ને વિદ્યાધરપતિ મણિચૂડની પુત્રીઓ છીએ. બાલપણથીજ અમારૂં મન કળામાં આદરવાળું હોવાથી નિત્ય વીણામાં ક્રીડા કરતું અને પુસ્તકોની સાથે રમતું હતું. જ્યારે અમને યૌવનવય પ્રાપ્ત થયું ત્યારે અમારા પિતાને 'આ કન્યા કોને આપવી,' એવી ચિંતા પણ તેની સ્પર્ધાથી વધવા લાગી. સર્વ જગત્‌માં અમારી સદૃશ પતિ મળ્યો નહીં એટલે અમે બન્ને પિતાને ચિન્તાસાગરમાંથી નિવૃત્ત કરી ત્યાંથી ચાલતી થઈ. હે મંત્રી! ત્યારથી સ્થાને સ્થાને અર્હંત ચૈત્યને નમસ્કાર કરી અમે બન્ને આ જન્મને સફળ કરીએ છીએ. કેમકે ફરીવાર આ મનુષ્યભવ ક્યાં મળે તેમ છે! આ અયોધ્યાનગરી પ્રભુના ચરણથી પવિત્ર થયેલી હોવાથી તીર્થરૂપ છે, તેથી અહીં આ ભરતચક્રીએ કરાવેલાં જિનચૈત્યમાં શ્રી આદિનાથને નમસ્કાર કરવા આવી છીએ."

આ પ્રમાણે તે કહેતી હતી, તે વખતે મંત્રીએ કહ્યું કે, 'આ સૂર્યયશા રાજાની સાથે તમારો સંગમ શ્રેષ્ઠ છે. આ રાજા શ્રીઋષભપ્રભુના પૌત્ર અને ભરત ચક્રવર્તીના પુત્ર છે. વળી કળાકલાપમાં કુશળ, સૌમ્ય, સદ્‌ગુણી અને બલિષ્ઠ છે. જરૂર તમારી ઉપર ઋષભપ્રભુ સંતુષ્ટ થયેલા છે કે જેથી સહસા આ સૂર્યયશા જેવો વર તમને પ્રાપ્ત થયો છે. જેમ ચંદ્રિકા ચંદ્રથી શોભેછે તેમ તમે બંને સૂર્યયશાની સાથે હર્ષથી શોભા પામો.' આ પ્રમાણે મંત્રીચંદ્રે કહ્યું, તે સાંભળી તે બંને રમણી બોલી કે 'સ્વાધીન[1] પતિવિના અમે બીજાનો આશ્રય કરવા ઈચ્છતી નથી.' પછી મંત્રીએ રાજાની સંમતિ લઇને તેમને કહ્યું કે, 'રાજા હમેશાં તમારાં વચનને માન્ય કરશે, તેમ છતાં અન્યથા કરે તો મારે તેનો નિષેધ કરવો.' તે વાત સ્વીકાર્યા પછી શ્રીયુગાદીશ પ્રભુની સમક્ષ સર્વની દૃષ્ટિને પ્રીતિ ઉત્પન્ન કરે એવો તેમના પાણિગ્રહણનો મહોત્સવ થયો. તેમના પ્રીતિરસથી ખેંચાયેલો રાજા સંસારમાં મૃગ-

---

૧ પોતાનું કહ્યું કરે તેવો.

લોચના, કામદેવ અને રતીનેજ સારરૂપ માનવા લાગ્યો. ધર્મ અને અર્થને બાધા પમાડીને કામને અધિકપણે સેવતા રાજાએ પુરૂષાર્થરૂપી રથને બળાત્કારે એકચક્રથી[1] ચલાવવા માંડયો. એકદા રાત્રિના આરંભે[2] બે સંધ્યાથી દિવસની જેમ શ્રીસૂર્યયશા રાજા બે પત્નીઓથી પરવરેલો ગોખમાં બેઠો હતો. તે સમયે "ભો લોકો ! આવતી કાલે અષ્ટમીપર્વ થશે, માટે તેનું આરાધન કરવા આદરસહિત તત્પર રહેજો" આવી પટહોદ્‌ઘોષણા તે કપટ–સ્ત્રીઓના સાંભળવામાં આવી. આ અવસર આવેલો જાણી રંભાએ અજાણી થઈ રાજાને આદરપૂર્વક તે પટહનાદનું કારણ પૂછયું. રાજાએ કહ્યું, "હે રંભા ! તેનું કારણ સાંભળો. પિતાએ અષ્ટમી અને ચતુર્દશીનાં બે મહા ઉત્તમ પર્વ કહેલાં છે અને તે મેં ધારણ કરેલાં છે. આસો અને ચૈત્રની બે અઠાઈ, ત્રણ ચતુર્માસની અઠાઈ અને એક વાર્ષિક પર્યુષણા–એ મુખ્ય પર્વ આખા વર્ષનાં પાપને હણેછે. વળી હે મૃગાક્ષિ ! ત્રણ રત્નમાં જ્ઞાન પ્રથમ રત્ન છે, અને તેનું આરાધન પંચમીને દિવસે થાયછે–તેથી તેપણ પર્વ છે. હે સુંદરમુખી ! વિચિત્ર પ્રભાવથી પવિત્ર એવા આ પર્વો શ્રીજિનેશ્વરની આજ્ઞાથી સત્‌પુણ્યનાં કારણરૂપ છે. જો અષ્ટમી અને પાક્ષિક પર્વ કોઈ વખતપણ ખંડિત ન થાય તો સર્વદા કરેલું પુણ્ય ખરેખર સ્વર્ગ અને સિદ્ધિપદને આપનારૂં થાયછે. હે પ્રિયા ! એ ચાર પર્વમાં પ્રાણી શુભાશુભ અધ્યવસાયવડે કરીને સ્વર્ગ તથા નરકના હેતુરૂપ શુભાશુભ કર્મને બાંધેછે. તેથી આ પર્વને વિષે સંસારવૃક્ષનાં બીજ જેવા સર્વ ગૃહવ્યાપારોનો ત્યાગ કરી શુભ કર્મોજ આચરવાં. એ ચાર પર્વણીને વિષે સ્નાન, સ્ત્રીસેવા, કલેશ, દ્યૂત, બીજાનું હાસ્ય, માત્સર્ય, ક્રોધ, કિંચિત્‌પણ કષાયનો સંગ, પ્રિયવસ્તુમાં મમતા, યથારૂચિ ક્રીડા, અને પ્રમાદાદિ કાંઈપણ કરવું નહીં. તે દિવસે તો સત્‌પુરૂષે સત્કર્મપર રૂચિ કરનાર, યતનાપરાયણ, શુભ ધ્યાનવાન્ અને પરમેષ્ઠીનું સ્મરણ કરનાર થવું. આ પર્વણીમાં પુરૂષે સામાયિક, પૌષધ, છઠઅઠ્ઠમ વિગેરે તપ અને પ્રભુની અર્ચા કરી નિયમવાન્ થવું. તે દિવસે ગુરૂના ચરણની સમીપે રહી પરમેષ્ઠીની સ્તુતિ અને સ્મરણ કરનાર માણસ અષ્ટકર્મરૂપી પાપને દૂર કરી પુણ્ય ઉપાર્જન કરેછે. હે ભામિની ! પ્રત્યેક સપ્તમી અને ત્રયોદશીને દિવસે લોકોને યાદ આપવામાટે આ પટહઘોષણા મારી આજ્ઞાથી થાયછે. હે દેવિ ! આ ત્રણ લોકમાં ચતુર્દશી અને અષ્ટમીનું પર્વ અતિ દુર્લભ છે; જે મનુષ્ય શ્રીજિનભક્તિપૂર્વક તે પર્વ પાળેછે, તે પરમપદને પામેછે."

---

૧ પૈડું. ૨ સાયંકાળે.

આવો રાજાનો નિશ્ચય સાંભળી હૃદયમાં ચમત્કાર પામી માયાવચનના પ્રપંચમાં ચતુર એવી ઉર્વશી મધુરવાણીએ બોલી. "હે નાથ! તમે આવું માનુષ્ય, આવું રૂપ અને અખંડિત રાજ્ય-તપાદિક ક્લેશથી શામાટે વિડંબિત કરોછો? ઇચ્છાપ્રમાણે સુખ ભોગવો. ફરીવાર આવો માનુષ્યભવ ક્યાં! આવું રાજ્ય ક્યાં! અને આવા સદ્ભોગ પણ ક્યાં! માટે આજે તેનો ઉપભોગ નહીં કરોતો પછી તમને પશ્ચાત્તાપ થશે" તપાવેલાં સીંસાને કાનમાં ક્ષેપન કરવાં જેવાં આવાં તેનાં વચનો સાંભળી સૂર્યયશા અંદરના દાહને સૂચવતી વાણીવડે બોલ્યો. "અરે ધર્મનિંદાથી મલિન અધમ સ્ત્રી! આ તારી વાણી વિદ્યાધરોના કુળાચારને જરાપણ યોગ્ય નથી. જેમાં જિનપૂજાદિક તપનો સ્વીકાર થયેલો નથી એવા તારાં સર્વ ચાતુર્યને, તારાં રૂપને, તારા કુળને અને તારી વયને ધિક્કાર છે. માનુષ્ય, રૂપ, આરોગ્ય અને રાજ્ય એ સર્વ તપથીજ મળેછે, તો તેવા તપને કયો કૃતજ્ઞ કુળદીપક પુરૂષ આરાધે નહીં! ધર્મના આરાધનથી દેહને કાંઇપણ વિડંબના થતી નથી, પણ ધર્મવિના કેવળ વિષયોથીજ વિડંબના થાયછે; માટે યથેચ્છરીતે ધર્મ કરવો. કેમકે ફરીને આ માનુષ્યભવ, રાજ્ય અને ભોગ ક્યાં મળવાનાં છે? તેથી જે ધર્મ ન કરે તેને પશ્ચાત્તાપ થાય, મને શેનો પશ્ચાત્તાપ થાય. અષ્ટમી અને ચતુર્દશીએ મૃગ, સિંહ અને સર્પનાં બચ્ચાં પણ આહાર લેતાં નથી, તો હે મુગ્ધા! હું શીરીતે આહાર ગ્રહણ કરૂં? જેનાથી સર્વ ધર્મના નિબંધનરૂપ[1] પર્વારાધન થતું નથી તેમના ડહાપણને ધિક્કાર છે અને તેમનું માનુષ્યપણ વૃથા છે. શ્રી યુગાદીશ પ્રભુએ બતાવેલું આ ઉત્તમપર્વ, કંઠે પ્રાણ આવે તોપણું હું તપારાધનવિના વૃથા જવા દઈશ નહીં. હે બાળા! મારૂં રાજ્ય જાઓ અને પ્રાણનો પણ ક્ષય થાઓ તથાપિ આ પર્વારાધનથી હું જરાપણ ભ્રષ્ટ થઈશ નહીં." સૂર્યયશાનાં આવાં ક્રોધાકુળ વચનો સાંભળી ઉર્વશી મોહ માયા કરતી બોલી, "હે સ્વામી! પ્રેમરસમાં મગ્ન એવી મેં તમારા શરીરને ક્લેશ ન થાય એવું ધારીને આ વચનો કહ્યાં હતાં, તેથી આ ક્રોધ કરવાનો અવસર નથી. અમે બંને બહેનોએ પિતાનાં વાક્યથી વિમુખ થઈ, સંસારની વિડંબનાને લીધે કોઈ સ્વચ્છંદાચારી પતિને પૂર્વથીજ પસંદ કર્યો નહોતો; પૂર્વ કર્મના પરિપાકથી હમણા તમને વર તરીકે કબૂલ કર્યા, પરંતુ તેથી તો અમારૂં સર્વ સંસારસુખ અને શીળ બંને એક સાથે ચાલ્યાં ગયાં. જો સ્ત્રીપુરૂષનો યોગ પરસ્પરને સ્વાધીન હોય તોજ તે દંપતીને કામદેવસંબંધી સુખ મળેછે, નહીંતો દિવસ અને રાત્રિના યોગની જેમ વિડંબના માત્ર છે. હે સ્વામી! પૂર્વે તમે શ્રી ઋષભભ-

૧ કારણ

ગવંતના મંદિરમાં અમારા કહ્યાપ્રમાણે કરવાનું સારીરીતે સ્વીકાર કરેલું છે, તેથી તમારી પરીક્ષા કરવા માટે મેં આવાં વચનો કહ્યાં હતાં; તેમાં તો તમે અલ્પકાર્યમાં ક્રોધને વશ થઈ ગયા એ કેવા ખેદની વાત ! અરે ! અમે શીલથી અને સુખથી બંનેથી ભ્રષ્ટ થઈ, તો હવે ચિતાગ્નિના સેવનથી અમારૂં મરણજ થાઓ. તેજ અમને શ્રેયઃકારી છે." આવાં ઉર્વશીનાં વચન સાંભળી તેમાં મગ્ન થયેલો રાજા પોતાનાં વાક્યને સંભારી સ્પષ્ટ વચન બોલ્યો "જે મારા પિતામહે કહ્યું હોય, અને જે મારા પિતાએ આચર્યું હોય, તે હું તેનો પુત્ર થઈને કેમ લોપિત કરૂં ? હે હરિણાક્ષિ ! હિરણ્ય લે, હે માનિની ! બધી પૃથ્વીનો સ્વીકાર કર, હે ગજગામિની ! ગજેંદ્રોને ગ્રહણ કર, હે વરાનને[1] વાજીઓને[2] અંગીકાર કર; હે કૃશાંગિ ! હે ગૃહિણી ! સર્વ ભંડારને ગ્રહણ કર, પણ જેમાં સુખ કે ધર્મ ન હોય તેવું કાર્ય મારી પાસે કરાવીશ નહીં." રાજાનાં આવાં વચન સાંભળી જરા સ્મિત કરીને તે કોમળ વાણીએ બોલી. "હે ભૂમિનાથ ! તમારા જેવાને જે સત્ય બોલવું તેજ મહાવ્રત છે. જે પાપી પોતે સ્વીકાર કરેલાં વચનનો વિઘાત કરેછે તે એવો અપવિત્ર છે કે તેના ભારથી આ પૃથ્વી અતિ ખેદ પામેછે. હે ક્ષિતિમંડનનાથ ! જો તમારાથી આવું કાર્ય સિદ્ધ નથી થતું, તો પછી રાજ્યાદિક આપવાનું તે કેવી રીતે સિદ્ધ થશે ? તમારે માટે મારા પિતાનાં વિદ્યાધરસંબંધી ઐશ્વર્યની પણ મેં દરકાર કરી નહીં, તો હવે તમારા રાજ્યાદિકથી શું કરૂં કે જેથી મારી મનસ્વિતા[3] રહેતી નથી. તથાપિ હે રાજા ! જો તમારે આ પર્વનો ભંગ ન કરવો હોય તો આ શ્રીયુગાદિ પ્રભુના પ્રાસાદને મારી દૃષ્ટિ આગળ પાડી નાંખો." આવાં વચન સાંભળતાંજ હૃદયમાં વજ્રથી હણાણો હોય તેમ રાજા નિશ્ચૈતન્ય થઈ પૃથ્વીપર પડી ગયો. તત્કાળ મંત્રીઓની આજ્ઞાથી તેના આકુલ વ્યાકુલ પરિવારે શીતળ ચંદનના લેપવડે રાજાને ચૈતન્યયુક્ત કર્યો. જાગ્રત થયેલા સૂર્યયશાએ તામ્ર મુખ કરી જાણે સમીપ રહેલી દોષા[4] હોય, તેમ આગળ ઊભેલી ઉર્વશી તરફ દૃષ્ટિ કરી અને ક્રોધથી કહ્યું, "અરે અધમા ! આ તારો આચાર વાણીવડેજ મારી આગળ તારી કુલાધમતાને સૂચવેછે. 'જેવું ભોજન તેવોજ ઓડકાર આવેછે.' તુ વિદ્યાધરની પુત્રી નથી પણ કોઈ ચંડાલની પુત્રી હોય તેમ લાગેછે. મેં મણિના ભ્રમથી કાચના કટકાનો આદર કર્યો. જે ત્રૈલોક્યના એક નાથ છે, અને જે ત્રણ લોકના જનથી વંદિત છે, તેના પર્વ અને પ્રાસાદનો ભંગ કરનાર કોણ થાય ? હે ભામિની ! પોતાનાં વચનથી પોતાની મેળે બંધાઈ ગયેલા મને અનૃણી[5] કરવાને માટે ધર્મના લોપ શિવાય બીજું તને ગમે

૧ સુંદર મુખવાળી સ્ત્રી ૨ અશ્વો ૩ નોક. ૪ દોષયુક્ત સ્ત્રી અથવા રાત્રી. ૫ મુક્ત

તે માગી લે. હે સ્ત્રી ! રાજ્ય, અશ્વ, ગજ અને રત્નાદિ સર્વ જાય તોપણ અને પ્રાણનો નાશ થતાં પણ આ પર્વનો લોપ હું નહીં કરૂં."

આવાં રાજાનાં વચન સાંભળી ઉર્વશી સ્મિતવદને બોલી "હે નાથ ! આ નહીં બીજું, આ નહીં બીજું, એમ કરતાં તમારૂં વચન દૂર જાયછે. તથાપિ જો એ પ્રમાણે કરવાને નથીજ ઇચ્છતા અને કહેલું વચન દૂર કરોછો, તો હવે તમારા પુત્રનું પોતાની મેળે મસ્તક છેદી સત્વર મને આપો." રાજાએ વિચારીને કહ્યું, 'અરે ! સુલોચના ! આ પુત્ર મારાથીજ ઉત્પન્ન થયોછે, તો તેને બદલે મારૂંજ મસ્તક તારા હાથમાં આપુંછું.' આ પ્રમાણે કહી જેવો રાજા નિર્દયપણે હાથમાં ખડ્ગ લઈ પોતાના શિરનો છેદ કરવા માંડેછે તેવીજ ઉર્વશીએ તે ખડ્ગની ધારા બાંધી લીધી, પણ સર્વથા ઉદયકારી તેના સત્વની ધારા બાંધવા સમર્થ થઈ નહીં. મનમાં ખિન્ન થયેલા રાજાએ પોતાના કંઠને છેદવાને નવા નવા ખડ્ગ લેવા માંડ્યા. આ પ્રમાણે જ્યારે રાજા પોતાના સત્વથી જરા પણ ડગ્યો નહીં, ત્યારે તે બંને અપ્સરાઓ તત્કાળ પોતાનું સ્વરૂપ પ્રગટ કરી આદરપૂર્વક કહેવા લાગી "હે શ્રીયુગાદિ પ્રભુના કુળરૂપ સાગરને ચંદ્રસમાન ! સત્વવંતમાં અગ્રેસર ! અને ચક્રવર્ત્તીના પુત્ર ! તમે જય પામો.— અહો ! શું આપનું સત્વ ! શું આપનું ધૈર્ય ! અને શું આપનો માનસિક નિશ્ચય ! પોતાનો પ્રાણઘાત થતાં પણ તમે કિંચિત્ પણ વ્રતને તજ્યું નહીં ! હે રાજા ! એક વખતે સ્વર્ગપતિ પોતાની સભામાં દેવતાઓની આગળ તમારા અતુલ સત્વના માહાત્મ્યની પ્રશંસા કરતા હતા, તે સાંભળી, બે નદીઓથી મેરૂગિરિને ચળાવવાની જેમ, અમે હીન સ્ત્રીઓએ તમને તમારા સત્વથી તથા નિશ્ચયથી ચળાવવાનો આ આરંભ કર્યો હતો. પણ જો ઉદ્વેલ[1] સમુદ્ર રૂંધાય, પ્રચંડ પવન બંધાય અને મેરૂગિરિ ચલિત થાય, તો તમારા સત્વનો નિર્ણય થાય તેમ છે. અર્થાત્ તે જેમ અશક્ય છે તેમ તમને સત્વથી ચળાવવા તદ્દન અશક્ય છે. હે જગત્પ્રભુના કુળના આભૂષણ ! હે વીર ! ધીર ! તમારા જેવા નરરત્નથીજ આ પૃથ્વી 'રત્નપ્રસવા' એવું સુધાધામરૂપ ઉત્તમ નામ ધારણ કરેછે." આપ્રમાણે તે બંને દેવાંગનાઓ સ્તુતિ કરતી તેવામાં હર્ષથી પુષ્પવૃષ્ટિ કરતા અને ઉત્કર્ષથી જય જય શબ્દ કરતા ઇંદ્ર ત્યાં આવ્યા. તેણે ભ્રષ્ટ પ્રતિજ્ઞાવાળી ઉર્વશીને ઉપહાસ્યતાને પ્રાપ્ત થયેલી દીઠી. રોમાંચ ધારણ કરતી ઉર્વશીએ સૂર્યયશાના ગુણ ઇંદ્રની આગળ કહી બતાવ્યા. પછી સૂર્યયશાને એક મુકુટ,બે કુંડલ, બે બાહુભૂષણ, અને એક હાર આપી સ્તુતિ કરી ઇંદ્ર અપ્સરાઓની સાથે સ્વર્ગે ગયો.

---

૧ ઉભરાઈ જતો

કુનીતિરૂપ અંધકારનો નાશ કરતા અને શત્રુરૂપ તારાને નિવારતા તે સત્યપ્રતિજ્ઞાવાળા સૂર્યયશારાજાએ પૃથ્વીનું પાલન કરવા માંડ્યું. પોતાના જન્મને પવિત્ર કરતા તે સૂર્યયશાએ ભરતરાજાની પેઠે બધી પૃથ્વી શ્રીજિનચૈત્યમંડિત કરી અને અનેક સંઘયાત્રા કરી. તે ધર્મવાન્ રાજા સુખદાયક ચતુર્દશી અને અષ્ટમીનાં પર્વનું શ્રીયુગાદિ પ્રભુના ચરણની જેમ આરાધન કરવા લાગ્યો; જ્ઞાન, દર્શન અને ચારિત્રને ધારણ કરનારા શ્રાવકોને ઓળખી ઓળખીને પોતાને ઘેર જમાડવા લાગ્યો; અને ભરતરાજાએ જેમ તેવા શ્રાવકોને કાકિણી રત્નની રેખાથી અંકિત કર્યા હતા, તેમ સૂર્યયશાએ સુવર્ણની ઉપવીતવડે અંકિત કર્યા. તે પછી મહાયશા વિગેરે રાજાઓએ રૂપાની ઉપવીતથી, તે પછીના રાજાઓએ પટ્ટસૂત્રથી અને છેવટ સૂત્રના ઉપવીતથી તેમને અંકિત કર્યા. સૂર્યયશાને ઉદાર ચરિત્રવાળા અને મોટા પરાક્રમવાળા મહાયશા વિગેરે સવાલાખ પુત્રો થયા. જેમ શ્રીઋષભભગવંતથી ઈક્ષ્વાકુવંશ પ્રવર્ત્યો તેમ સૂર્યયશાથી ભરતભૂમિપર સૂર્યવંશ પ્રવર્ત્યો. એક વખતે સૂર્યયશા પણ ભરતનીપેઠે રત્નદર્પણમાં પોતાનું પ્રતિબિંબ જોતા સંસારની અસારતા ચિંતવી કેવળજ્ઞાન પામ્યા. પછી એ રાજા મુનીશ્વરના વેશને ધારણ કરી વિહાર કરતા અનેક ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધ આપી અનુક્રમે કર્મરોગને જીતી મુક્તિસ્થાનને પ્રાપ્ત થયા. **ભરતના સૂર્યયશા**, તેના **મહાયશા**, તેના **અતિબળ**, તેના **બલભદ્ર**, તેના **બલવીર્ય**, તેના **કીર્ત્તિવીર્ય**, તેના **જશવીર્ય** અને તેના પુત્ર **દંડવીર્ય** એ આઠ પુરૂષસુધી શ્રાવકોની પૂજા પ્રવર્ત્તી અને તે આઠે પુરૂષો પોતાનું રૂપ રત્નદર્પણમાં જોતાં કેવળજ્ઞાન પામી અનુક્રમે મોક્ષે ગયા.

એ સર્વ રાજાઓએ અર્ધ ભરતક્ષેત્રપર રાજ્ય કર્યું હતું અને ઈંદ્રે પહેરાવેલા ભગવંતના મુકુટને મસ્તકે ધારણ કર્યો હતો. તે પછીના રાજાઓ એ મુકુટનું મોટું પ્રમાણ હોવાથી તેને માથે ધરી શક્યા નહીં; કારણ કે, હાથીનો ભાર હાથીજ ઉપાડી શકે છે, બીજાથી ઉપાડી શકાતો નથી. ભરત ચક્રવર્ત્તી પછી તેમની સંતતિમાં અજિત સ્વામીસુધી ભરત વંશના સર્વ રાજાઓ અનુત્તર વિમાને કે મોક્ષે ગયા, અને તે સર્વે સંઘપતિઓ અર્હંતના ચૈત્યને રચાવનારા, તીર્થનો ઉદ્ધાર કરનારા અને અખંડપ્રતાપી થયા. જે પુરૂષ શ્રી સર્વજ્ઞોક્ત ધર્મથી અંશ માત્ર પણ ચલાયમાન થતા નથી તે સૂર્યયશા રાજાની પેઠે પરમ સમૃદ્ધિને પામેછે.

આ પ્રમાણે કોટિ શાખાઓમાં લક્ષ્મીના ઉદયવાળો, કીર્ત્તિનો આધાર અને નિર્મલ તેમજ સારા ચરિત્રવાળા સંતાનરૂપ મોતીના નિવાસભૂત શ્રી ત્રિભુવનગુરૂ યુગાદિ પ્રભુનો જે વંશ આ ત્રણ લોકને સદા આલંબન કરવાની ઉત્તમ યષ્ટિ ( લા-

કડી) રૂપ થયેલો છે, તે મોટો વંશ તમને અત્યંત લક્ષ્મીસુખના વિલાસથી થતા આનંદના હેતુરૂપ થાઓ.

इत्याचार्यश्रीधनेश्वरसूरिविरचिते श्रीशत्रुंजयमाहात्म्ये श्रीऋषभ-
स्वामिश्रीभरतेशनिर्वाणाष्टापदोद्धारश्रीसूर्ययशश्चरि-
तवर्णनो नाम षष्ठः सर्गः ॥ ६ ॥





# સાતમો સર્ગ.



શ્રી ઋષભ સ્વામીનો એક દ્રવિડ નામે પુત્ર હતો; તેના નામથી ઘણા ધાન્યની ઉત્પત્તિવાળો દ્રાવિડ દેશ પ્રખ્યાત થયો છે. તેને દ્રાવિડ અને વાલખિલ્ય નામે બે પુત્રો થયા. તેઓ પરસ્પર સ્નેહી, વિનીત અને યશ તથા લક્ષ્મીના ધામરૂપ હતા. સારી વાસનાવાળા દ્રવિડે પ્રભુની-પાસે દીક્ષા લીધી, અને મિથિલાનું રાજ્ય દ્રાવિડને આપ્યું. 'એક રાજ્યને લીધે આ બન્ને ભાઇઓને વિરસ વૈર ન થાઓ' એવું ધારી તેણે વાલખિલ્યને એક લાખ ઉત્તમ ગામ આપ્યાં. અનુક્રમે લક્ષ્મી અને કીર્તિથી વૃદ્ધિ પામતા પોતાના અનુજ બંધુને જોઇ દ્રાવિડ તેની ઉપર જરા ઈર્ષ્યા કરવા લાગ્યો, ને પોતાના ન્યાયરહિત બંધુને ક્રોધ પામેલો જાણી વાલખિલ્ય તેના રાજ્યનોજ લોભ કરવા લાગ્યો. 'દુઃખના પાત્ર લોભથી ધિક્કાર છે.' લોભથી પરાભવ પામેલો પુરૂષ ભૂત ભરાયેલું હોય તેમ પિતા, માતા, બંધુ, મિત્ર, ભાર્યા, પુત્ર, અને ગુરૂની અવજ્ઞા કરે છે. પરસ્પર દ્વેષ થવાથી પ્રીતિરહિત થયેલા તે બન્ને બંધુ પોતપોતાનાં મનમાં વિષમિશ્રિત દૂધની જેમ વર્ત્તવા લાગ્યા. કેટલેક કાળે જુદા મનવાળા તેઓ દુર્જનોની પ્રેરણાથી પરસ્પર અવિશ્વાસી થઇને એક બીજાના છળની શંકા ધરાવવા લાગ્યા.

એક વખતે દ્રાવિડે અનેક દાવાનળ જેવું એક વચન કહી નાખ્યું કે, 'હે [1]અનુજ! તારે હવે મારૂં નગર છોડીને તારા સ્થાનમાંજ રહેવું.' આવું મોટા ભાઇનું વચન સાંભળી ક્રોધરૂપી મોટા યોદ્ધાથી રૂંધાએલો વાલખિલ્ય શલ્યસહિત પોતાના નગરમાં ચાલ્યો ગયો. પછી પોતાનાં ગામડાંઓમાંથી ઘણા પેદળ લશ્કર તથા દેશ અને ગામના અધિપતિઓને એકઠા કરી વાલખિલ્યે ગર્વથી જ્યેષ્ઠબંધુ ઉપર ચઢાઈ લઇ જવાની તૈયારી કરી. આ ખબર સાંભળી દ્રાવિડે પણ અતિ ઉત્સાહથી

---

૧ નાના ભાઈ, પછવાડે જન્મેલ.

સત્વર ભંભા વગડાવી. ગજ, અશ્વ, રથ તથા પેદલોથી વીંટાએલો દ્રાવિડ વિશાળ પૃથ્વીને પણ સાંકડી કરતો વાલખિલ્ય ઉપર ચાલ્યો. તેના ચાલવાથી પૃથ્વી એટલી બધી કંપાયમાન થઇ કે અદ્યાપિ પણ તેનું સ્મરણ કરીને કોઈ કોઈવાર અરિષ્ટને સૂચવતી તે કંપાયમાન થાય છે.[1] તે વખતે સૈન્યના ભારથી સમુદ્રો એવા ઉદ્વેલ થયા કે અદ્યાપિ તે અભ્યાસ નિત્ય બતાવ્યા કરે છે. સૈન્યે ઉડાડેલી રજ એવી રીતે આકાશ અને પૃથ્વીના મધ્યમાં પૂરાઇ ગઇ, કે જેથી તે વખતે નિગોદ ગોળાના સમપણાને પામી ગઈ[2]. અશ્વારોએ લગામથી આકર્ષણ કર્યા છતાં પણ, ગુરૂમહારાજે ઉપદેશ કરીને ધર્મ કરવા પ્રેરેલા અભિમાની જડ પુરૂષોની જેમ ઘોડાઓ ઊભા રહેતા નહોતા. એપ્રમાણે પૃથ્વીની પીઠને પ્લાવિત કરતો, સમુદ્રને ક્ષોભ પમાડતો અને દિગ્ગજોને દુ:ખી કરતો દ્રાવિડ સેનાથી વીંટાઇને ઉતાવળો ચાલ્યો.

પોતાના દેશની સીમા ઉપર દ્રાવિડને ચડી આવેલો જાણી વાલખિલ્ય પણ સૈન્ય લઈને ઉતાવળે સામો ચાલ્યો. બન્ને સૈન્યની વચ્ચે પાંચ યોજનનું આંતરૂં યુદ્ધ કરવા માટે રાખી બન્ને બાજુના વીરોએ પરસ્પર યુદ્ધની ઇચ્છાએ સામસામો પડાવ કર્યો. તે વખતે પોતપોતાના રાજાને પૂછ્યાવગર પ્રધાનપુરૂષોએ સંધિ કરવાને માટે દૂતો મોકલ્યા. પરંતુ સામ, દામ અને ભેદ વાક્યોથી તેઓ સંતુષ્ટ થયા નહીં, તેઓ તો યુદ્ધ કરવાનુંજ અંગીકાર કરી રણ કરવાને માટે નિમેલા દિવસની રાહ જોતા ઉત્સુક થઈ રહ્યા. પછી વાલખિલ્યે દ્રાવિડ રાજાના કેટલાક સૈનિકોને દ્રવ્ય આપી ખૂટવીને પોતાને સ્વાધીન કરી લીધા. **દાન સર્વને વશ કરી લે છે.** બન્ને સૈન્યમાં દશ કોટિ પેદલ, દશ લાખ રથ, દશ લાખ હાથી, પચાસ લાખ ઘોડા અને તે શિવાય બીજા રાજાઓ હતા. એવી બન્ને સૈન્યની સમાનતા ત્રૈલોક્યને ભય ઉત્પન્ન કરતી હતી. અનુક્રમે યુદ્ધનો દિવસ પ્રાપ્ત થયો, એટલે સત્કુળમાં ઉત્પન્ન થયેલા, રોમાંચકંચુકને ધરનારા, પ્રચંડ ભુજાઓથી મંડિત, સર્વ શસ્ત્રોના અભ્યાસી, બાહુયુદ્ધમાં દૃઢ બુદ્ધિવાળા, કપાટ જેવી વિસ્તૃત છાતિવાળા, સિંહનાદથી દિગ્ગજોને ત્રાસ કરનારા, ઉદાર, સ્વામિભક્ત, અનેક રણમાં પસાર થયેલા, દેહના નહીં પણ યશના લોભી, ઘરમાં નહીં પણ યુદ્ધમાં ઉત્કંઠિત એવા બંને સૈન્યના સુભટો ક્ષણે ક્ષણે વાજિત્રોના નાદથી વિશેષ વીરપણાને ધારણ કરતા અને પોતાના બળથી બધા વિશ્વને તૃણસમાન ગણતા રણભૂમિ તરફ ચાલવા લાગ્યા. સાત સ્થાનકથી મદને ઝરતા, સર્વ લક્ષણે લક્ષિત, મોટા શુંડાદંડને ઉછાળતા, ઊંચે સ્વરે ગ-

---

૧ ધરતીકપ થાય છે તેની ઉત્પ્રેક્ષા છે. ૨ જેમ નિગોદના ગોળા ઠાસીને ભરેલા છે તેમ સર્વત્ર રજ પસરી ગઇ.

જેના કરતા, તીક્ષ્ણ અગ્રવાળા દંતરૂપ મુશળથી શત્રુઓનું ખંડન કરવામાં કુશળ હાથીઓ યોદ્ધાઓની સાથેજ તૈયાર થઇને ચાલવા લાગ્યા. ઊંચા, તરંગ જેવા ચપળ, સરલ, વિશાળ ગ્રીવાવાળા, પોતાના અંગપર લાગતા પવન સાથે પણ દ્વેષ કરતા, ત્વરાવાળા, તેજસ્વી, પ્રત્યેક અંગપર પ્રગટ અનેક શુભ લક્ષણોવાળા, અને શુદ્ધ ઓલાદમાં ઉત્પન્ન થયલા ઘોડાઓ પણ વેગથી દોડવા લાગ્યા; ભર્ત્તાવાળી પૃથ્વી-પર ગાજતા ચક્રોની ધારાથી જાણે સીમંત[1] કરતા હોય તેવા દેખાતા, સુવર્ણના બાણોથી મુદ્રિત થયેલા, દોડતા અશ્વોએ ખેંચેલા, અને ચાલતા મહેલ હોય તેવા જણાતા મજબૂત રથો બખ્તરધારી મહાયોદ્ધાઓ સહિત ચાલવા લાગ્યા. પછી બન્ને સૈન્યની આગળ ચાલનારા છડીદાર પુરૂષો ગુણને અનુસરીને પોતપોતાના સૈનિકોને બોલાવતા આ પ્રમાણે કહેવા લાગ્યા. "હે રણાંગણમાં શૂરવીર પુરૂષો ! આપણા સ્વામી તમને અમારે મુખે આજ્ઞા કરે છે કે આજે રણભૂમિમાંથી જય-લક્ષ્મીને લાવો. હું માનુંછું કે પૂર્ણ વીર્યવડે શોભતા, ગુણોથી અલંકૃત અને સ-ત્કુળમાં ઉત્પન્ન થયેલા તમો જરૂર જયલક્ષ્મીસાથે જોડાશો. યુદ્ધભૂમિમાં જઈને તમારે શત્રુઓની ઉપર એવી પ્રવીણતા બતાવવી કે જેથી તમારા ઉત્તમ કુળ, તમારા સ્વામી અને તમારી વીરતા લાજ પામે નહીં." આવાં છડીદારોનાં વ-ચનો સાંભળી સર્વે વીરયોદ્ધાઓ યુદ્ધ કરવાને ઉત્સુક થઈ ગયા. કોઈ ક્ષોભ પામેલા સમુદ્રના ધ્વનિની પેઠે કઠોર ગર્જના કરવા લાગ્યા; કોઇ મહાપરાક્રમી વીરો એવા ભુજાસ્ફોટ કરવા લાગ્યા કે જેથી જીર્ણપાત્રની પેઠે આકાશ ને ભૂમિ ફાટતી હોય તેમ દેખાવા લાગ્યું; કોઇ તેજસ્વી સુભટો કોપાગ્નિવડે કાળ જેવાં શસ્ત્રો આકા-શમાં ઉછાળી દેવતાઓને પણ ભય કરવા લાગ્યા; કોઈ કવચવાળા ઘોડા ઉપર, કોઈ હાથી ઉપર, કોઈ રથ ઉપર, કોઈ ખચ્ચર ઉપર અને કોઈ ઊંટ ઉપર ચડયા; કેટલાક નિર્બળ છતાં પણ સબળ થઈને આગળ ચાલ્યા, અને કેટલાક શરીરને શણગારી તેની રક્ષા કરતા આગળ ચાલ્યા. ધનુર્ધારી વીરો ધનુષ્યના ટંકારથી શત્રુઓને મૌન કરતા, ઊંચા થતા અને નમતા આગળ સંચરવા લાગ્યા. પેદલની સેનાએ પૃથ્વીને એવી પૂરી દીધી કે, જો તેના મધ્યમાં એક તિલનો દાણો પડયો હોય તો તે પણ સમાય નહી. અશ્વોએ વિશ્વમાં વ્યાપીને પોતાના 'અશ્વ'[2] નામ-ને સાર્થક કર્યું અને તેની પછવાડે ચાલતા રથો સર્વ ઠેકાણે પસરી ગયા. અંકુ-શના ઘાતવડે ઉત્પન્ન થયેલા ક્રોધથી રાતાં નેત્ર અને મુખવાળા બખ્તરધારી હા-

---

૧ સેંથો. ૨ અશ્વ શબ્દ 'अश्' વ્યાપવું એ ધાતુ ઉપરથી થયેલો છે.

થીઓ જાણે પાંખોવાળા પર્વતો હોય તેમ ચાલવા લાગ્યા. તે વખતે નિશાનોના ધ્વનિઓથી દિગ્ગજેંદ્રો દૂર નાશી ગયા, ભેરીના ભણકારાથી જગત્ ભય પામ્યું; અને સૈન્યના કોળાહળથી આદિવરાહનાં યૂથ ભયભ્રાંત નેત્રે ધીરતા તજી દઇને ત્રાસ પામ્યાં. રણવાજિત્રોના ઉચ્ચ નાદથી યુદ્ધાભિલાષી વીરલોકોનાં હૃદયો વિશેષ ઉલ્લાસને પામ્યાં. તે વખતે એવો કોઈ નવીન નાદસાગર પ્રગટ થયો કે જેણે ક્ષણવારમાં આકાશભૂમિની મર્યાદા ઉલ્લંઘન કરી દીધી. તે નાદના પ્રસરવાથી વીરોએ વીરપણું, કાયરોએ કાયરપણું અને અશ્વોએ ચપળપણું પ્રાપ્ત કર્યું. બન્ને સૈન્યના પાદઘાતથી અને નિશાનના ધ્વનિથી આકાશભૂમિ તડતડ શબ્દ કરવા લાગી. બેસુમાર સૈન્યના ચાલવાથી પૃથ્વી બહુ પ્રકારે ચૂર્ણ થઈ રેણુપણાને પામી પાછી સૈન્યવડેજ રોકાવાથી અન્યોઅન્યની સન્મુખ આવી. ત્યાં અશ્વોના હેષારવથી આકાશના આંગણામાં ગઈ, અને ત્યાં પણ સમાઈ નહીં તેથી પાછી આવીને તેણે જગત્ની દૃષ્ટિને રૂંધી દીધી. પોતાના ગોત્રના પૂર્વપુરૂષોનાં પરાક્રમો સાંભળવામાં તત્પર એવા અગ્રેસર વીરોએ પરસ્પર બાણોવડે યુદ્ધ કરવા માંડ્યું. સર્વ વાજિત્રોના નાદથી અને સર્વ પ્રકારના આરંભથી સૈનિકો સર્વ રીતે નજીક આવ્યા. આગળ રહેલા દાવાનલ જેવા હાથીએ હાથી, અશ્વે અશ્વ, પેદલે પેદલ અને રથે રથ યુદ્ધ કરવા [1]લાગ્યાં. કોઇ ઘોડેસ્વારે કોઇ ગજારૂઢ પુરૂષને આકુલ વ્યાકુલ જોઇ વેગવાળા ઘોડાવડે જઇને હાથીના દાંત ઉપર ઘોડાના પગ મૂક્યા, અને વેગથી ખડ્ગ ખેંચી તરત શત્રુના મસ્તકને દૂર કરી વીરવૃક્ષના ફળની જેમ હાથમાં પકડીને વારંવાર નાચવા લાગ્યો. કોઈ ખડ્ગધારી બાણથી વ્યાકુલ થઈ આડી ઢાલ ધરીને નમ્ર વાણી બોલતો પાંજરામાં રહેલા પોપટની તુલનાને પ્રાપ્ત થયો. કોઈ ખડ્ગધારી સુભટે કમલનાળની જેમ બાણના ઘાતને અવગણીને પોતાના રાજાની દેખતાં ધનુર્ધારી શત્રુને મારી નાખ્યો. કોઈ અસ્ત્રવગરનો સુભટ હાથીના મુખમાંથી દાંત ખેંચી લઇ તેનાવડે શત્રુનો વધ કરી પોતાના સ્વામીના પ્રસાદને લાયક થયો. કોઈ વીર પોતાના શરીર ઉપર પડતા શત્રુઓના દેહમાંથી ઉછળતા રૂધિરના બિંદુઓથી સંગ્રામલક્ષ્મીના રાગના છાંટાની શોભા ધારણ કરવા લાગ્યો. કોઈ સુભટ દુશ્મનોના માંસથી ગીધ, શિયાળ, વેતાલ, ડાકણ, પ્રેત અને રાક્ષસોને અનેક પ્રકારે લોભાવવા લાગ્યો. સ્થલઉપર પણ અશ્વરૂપ તરંગને ઉછાળતો અને હાથીરૂપ પર્વતને ધારણ કરતો રૂધિરનો સાગર આમતેમ ઉછળવા લાગ્યો.

---

૧ હાથીપર બેસનાર હાથીપર બેસનાર સાથે, ઘોડેસ્વાર ઘોડેસ્વાર સાથે, રથી રથમાં બેઠેલા સાથે અને પગે ચાલનારા પગે ચાલનારા સાથે યુદ્ધ કરે એવી નીતિ છે

આ પ્રમાણે સાત માસસુધી અતિ દુઃસહ સંગ્રામ ચાલ્યો. અને બંને સૈન્યમાં મળીને દશકોટિ માણસો ક્ષય પામ્યાં. તે સમયે રાજાઓને હાથીનાં વાહનોને છોડાવતો અને તે રૂપે ગર્જના કરતો કાજળના જેવો કાળો મેઘ ચડી આવ્યો. તત્કાળ તેણે મોટી ધારાથી વર્ષવા માંડયું, એટલે જેઓ શૂર, રણધીર, અને કદિ પરાઙ્મુખ નહીં થાય તેવા હતા તેઓપણ રણમાંથી ખસી ગયા. મુશળના જેવી જળધારાવડે પીડાતા રક્ષણરહિત વીરોએ પોતાના બચાવને માટે ઢાલો મસ્તકપર રાખવા માંડી. બંને સેના રણમાંથી નિવૃત્ત થઈ અને ઊંચા પ્રદેશમાં કરેલી ઘાસની ઝુંપડીઓનો આશ્રય કરીને ઊભી રહી. વહેતા નીરોએ પૃથ્વીનો તમામ કાદવ કાઢી નાખ્યો, જેથી ફરીવાર તેમાં દુર્વાદિકના અંકુરો ઉગી શક્યા નહીં. પોતાનો પતિ મેઘ પ્રાપ્ત થતાં પૃથ્વીએ રાગથી રોમાંચિત થઈને લીલોતરીના મિષથી નીલી સાડી ધારણ કરી. વરસાદે પોતાના પ્રસરતા જળવડે થોડા વખતમાં ખાડા, ખીણ, દર, નદી, ધરા અને તળાવોને ભરપૂર કરી દીધાં. નિરંતર જળને વરસતા વરસાદથી એટલું બધું જળ વરસ્યું કે સર્વત્ર જળમય થઇ ગયું; તેમાં પાત્ર અપાત્રનો અવિચાર એજ યુક્તિવાળો હેતુ છે. જેમ રાગ દ્વેષરૂપ શત્રુઓ ધર્મને અને દુર્જનો સાધુ પુરૂષોને ઉપદ્રવ કરે તેમ મચ્છર ડાંસ અને કુંતિઓ સૈન્યને અતિ ઉપદ્રવ કરવા લાગ્યાં. જેમ જેમ રાત્રિએ મેઘ અતિશય ગાજવા લાગ્યો તેમ તેમ કામદેવ, વિયોગી જનોની ઉપર કોપ કરવા લાગ્યો. તેઓનાં મનમાં ગાજતા વરસાદે કામદેવરૂપ અગ્નિને તેવીરીતે સિંચન કર્યો કે જેથી તે તપેલા તેલની જેમ ફુંફાડાની સાથે પ્રજવલિત થવા માંડ્યો. કોઈ જનસભામાં ઘણા માણસો સમક્ષ પ્રિયાને સંભારી રોવા લાગ્યો, તે વખતે ગાજતા મેઘે તેનો અપલાપ કર્યો. જેઓ તીક્ષ્ણ શસ્ત્રના ઘાતને કમળના જેવા ગણતા હતા, તેઓને પણ તે સમયે કામદેવનાં પુષ્પરૂપ બાણો અતિ દુઃસહ થઈ પડ્યાં. કેટલાક સૈનિકો નીલી કાંચલી અને ઊંચા પયોધરને ધારણ કરતી અંતરીક્ષ સ્થળીને જોઈને પોતાની નીલ સાડીમાં રહેળી ઊંચા સ્તનવાળી કાંતાને સંભારવા લાગ્યા. "હે પ્રિયા ! મેઘ જેમ જેમ ગાજેછે, તેમ તેમ મારા અંતઃકરણમાં કામદેવ સ્ફુરાયમાન થાયછે; ભૂમિ રોમાંચની જેમ તૃણાંકુરવડે વ્યાપ્ત થઇ ગઈ છે તે મને કાંટાની જેવી ખુંચે છે; હે ભામિનિ ! આ ઝડીનો પવન અગ્નિના જેવો જીવિતને હરનારો દુઃસહ લાગે છે, આ વર્ષાકાળ વિદ્યુત્રૂપ ખડ્ગથી મને બીવરાવે છે, જળ અંગને બાળે છે, અને કામદેવ બાણોથી પીડેછે. તે છતાં હે ચંડિ ! તું નિર્દય થઇને વૃથા કોપ શામાટે કરેછે ?" આ પ્રમાણે કોઈ સુભટ રાત્રે સ્વપ્નામાં આવેલી પોતાની સ્ત્રીને અશ્રુ લાવી ચરણમાં પ્રણામ કરીને ઉપાલંભ આપતો હતો. કાંતાનો વિયોગી કોઈ વીર 'પીયુ પીયુ' એવા ચાતકપ-

ક્ષીના મુખથી નીકળતા શબ્દો સાંભળીને પોતાની પ્રિયાનાં વચનોને સંભારતો હતો.

આ પ્રમાણે મેઘગર્જના કરતાં સર્વે વિરહીજનો આવી અવસ્થાને પ્રાપ્ત થયા. **કર્મના વિલાસને ધિક્કાર છે.** વર્ષાઋતુ વીત્યા પછી પૃથ્વીને કમળસહિત કરતી શરદ્ઋતુ પ્રાપ્ત થઈ. તે સમયે સત્પુરૂષોનાં ચિત્તમાં ઉત્પન્ન થતી સન્મતિથી થાય તેમ જડ ( જળ ) પણ પ્રસન્ન થયાં. ફળપાકને પ્રાપ્ત થયેલાં ધાન્યો સારા ભાવરૂપ પવનના ઊર્મિથી કરેલાં સત્કર્મની જેમ હર્ષ આપવાં લાગ્યાં. બંને કુળમાં ઉજ્જવળ એવી સદ્બુદ્ધિવાળી સ્ત્રીઓની જેમ સરિતાઓ અંતઃપ્રસન્ન થઈને સન્માર્ગે ચાલવા લાગી. તે સમયે ચંદન, ચંદ્રનાં કિરણો, ચારૂ ચીનાઈ વસ્ત્ર અને ગાય તથા નદીનું પય[1] કોને સુખકારી લાગતું નથી? વર્ષાઋતુમાં સંચય કરેલા દેહને દાહ કરનાર કામદેવનો અને સૂર્યનો તાપ તે સમયે અત્યંત પ્રદીપ્ત થયો. યોગમાર્ગનીપેઠે પૃથ્વીનો માર્ગ [2]પંકરહિત–શુદ્ધ થયો; વીતરાગની દૃષ્ટિનીજેમ દિશાઓ સર્વત્ર પ્રસન્ન થઈ; હાથીના મદ જેવા સુગંધી સપ્તચ્છદનાં વૃક્ષોએ પોતાના પુષ્પરસવડે મદ્યનું સહકારીપણું પ્રાપ્ત કર્યું; જૈનધર્મની જેમ આકાશ નિર્મળ થયું અને કૂપપ્રદેશનીપેઠે તે બંને રાજાના મને પણ કલુષિતપણું છોડી દીધું.

આ સમયે વિમલબુદ્ધિ નામના મંત્રીશ્વરે આવી પ્રણામ કરી પોતાના સ્વામી દ્રાવિડ રાજાને વિજ્ઞપ્તિ કરી, "સ્વામી ! આ શ્રીવિલાસ નામના વનની નજીક કેટલાક તાપસો પાપની શાંતિને માટે તપસ્યા કરેછે; તેઓ જીર્ણ વલ્કલ વસ્ત્ર પેહેરે છે અને કંદમૂળ ફળાદિ ખાયછે. જો તમારી આજ્ઞા ( ઇચ્છા ) હોય તો આપણે તેમને વાંદવા જઈએ." તે સાંભળી મંત્રીનાં વચનને સાર્થક કરવાને દ્રાવિડ રાજા સર્વ સૈન્યને સાથે લઇને તાપસોના આશ્રમે આવ્યો. ત્યાં એક મુખ્ય તાપસ તેમના જોવામાં આવ્યા. તેણે વલ્કલનાં વસ્ત્ર પેહેર્યાં હતાં, પર્યંકાસને બેસી જપમાળા ફેરવતા હતા, મનને ધ્યાનમાં લીન કર્યું હતું, ગંગાની મૃત્તિકાથી સર્વ અંગપર વિલેપન કર્યું હતું, જપ મંડળે મંડિત હતા, પોતાના નેત્રરૂપ ભ્રમરને આદિનાથનાં ચરણકમળમાં જોડી દીધાં હતાં, તપસ્વીઓ અને બીજા ધર્માર્થી લોકો તેની ઉપાસના કરતા હતા અને યોગ્યવખતે વનનાં ફળ ફૂલનો આહાર કરતા હતા. એ મહાશય તાપસનું સુવલ્ગુ એવું નામ હતું. નામ જાણી દ્રાવિડ રાજાએ ભક્તિયુક્ત ચિત્તથી નામગ્રહણપૂર્વક તેમને પ્રણામ કર્યો. સુવલ્ગુ તાપસે તત્કાળ ધ્યાન છોડી સુકૃતરૂપ સ્ત્રીઓની શિખાને ઊંચી કરતા હોય તેમ હાથ ઊંચા કરીને આશિષ્ આપી. ભક્તિવડે નમ્ર દ્રાવિડ રાજા તેમનાં વચન સાંભળવાની સ્પૃહા કરીને પરિવાર-

---

૧ ગાયપક્ષે દૂધ, નદીપક્ષે નિર્મળજળ ૨ યોગપક્ષે કર્મપંક અને માર્ગપક્ષે કાદવ.

સાથે તેમની પાસે યોગ્ય સ્થાને બેઠો. શ્રીયુગાદિ પ્રભુની વાણી જેણે સાંભળી છે એવા સુવલ્ગુ તાપસ ધર્મથી ઉન્નત એવી મધુરવાણી બોલ્યા, "હે રાજન્! આ સંસાર સમુદ્રના ઊર્મિ[1] જેવો ચપળ છે. તેમાં વિષયરૂપ જળની ભમરીમાં લીન થઈને પામર પ્રાણીઓ ડૂબી જાયછે! હે ભૂપતિ! દુઃખના સમૂહને આપનારા વિષયો સન્માર્ગે ચાલતા પ્રાણીઓનેપણ પિશાચની જેમ છળેછે. વિષયથી જીતાઇને સ્વચ્છંદપણે ફરતો સંસારી પ્રાણી આ લોક અને પરલોકમાં તીવ્ર દુઃખ ભોગવે છે. વિષધરની[2] જેવા પાંચે ઇંદ્રિયોના વિષયોથી એક સાથે હણાતો રંક પ્રાણી શીરીતે કલ્યાણને પ્રાપ્ત કરી શકે? પ્રથમ પ્રાણીને જરા સુખમાં લોભાવી પછી એ દુષ્ટ વિષયો દારૂણ રાક્ષસોની જેમ છળેછે. છળ કરવામાં પંડિત એવા કષાયરૂપ શત્રુઓ પૂર્વે સંચય કરેલાં પુણ્યરૂપ પુષ્કળ ધનને જોતાં જોતાંમાં વેગથી હરી લેછે. તેમાં ક્રોધરૂપી મહાયોદ્ધો કોઈનાથી હઠે તેવો નથી. તે પોતાના સ્થાનને પણ દૂષિત કરી પ્રકૃતિમાં પેશીને જીવને દૂષિત કરેછે. જો ક્રોધરૂપ અગ્નિ શરીરરૂપ ઘરમાં સળગી ઊઠયો હોય તો તે જીવના પુણ્યરૂપ સર્વસ્વને બાળી નાખેછે. તેથીજ સર્વ કષાયમાં તેને મુખ્ય કહેલો છે. ધર્મરૂપી વૃક્ષનું બીજ દયા છે, કોપથી દયાનો નાશ થાયછે, તેથી ક્રોધીને દયા રહેતી નથી; એટલે તેને ધર્મ અને શુભગતિ કાંઈ પ્રાપ્ત થતાં નથી. જો પ્રમાદથી પણ જીવની હિંસા થાય તો તેથી કુયોનિમાં અવતરવું પડેછે; તો ક્રોધથી જે પ્રાણીની હિંસા કરવી તે તો નરકનુંજ કારણ છે. બુદ્ધિવાન્ પુરૂષોએ એકેંદ્રિય જીવનીપણ હિંસા છોડવા યોગ્ય છે. અને ક્રોધથી બેઇંદ્રિય વિગેરે જીવોની હિંસા થાય તો તે અવશ્ય નરકને આપનારી છે. જે બીજાનો દ્રોહ કરવો, તે ધર્મરૂપ વૃક્ષને છેદવાનો કુહાડો છે, બોધિબીજને દહન કરવામાં દાવાનલ છે, અને નરકદ્વારને ઉઘાડવાની કુંચી છે. હિંસા મનમાં માત્ર સંભારી હોય તોપણ ઘણાં દુઃખને આપેછે, તો તે સારીરીતે આચરી હોય તો તો નરકમાંજ લઇજાય તેમાં શું આશ્ચર્ય છે? જે પુરૂષો રાજ્યાદિના સુખને માટે અશ્વ, ગજ અને મનુષ્યોને હણેછે, તે અજવાળું કરવાની બુદ્ધિએ પોતાનું ઘર બાળેછે. હે રાજા! પરિણામે નરકનેજ આપનારા રાજ્યને માટે તમે બંધુનીસાથે વૈર કરી કોટિ મનુષ્યોની હિંસા શામાટે કરોછો? આ શરીર અનિત્ય છે, લક્ષ્મી જળના પરપોટા જેવી છે અને પ્રાણ તૃણના અગ્નિ જેવા છે, તો તેમને માટે તમે હવે પાપ કરો નહી. જો કદિ કોઈ કાર્ય માટે વિરોધ કરવોપડે તો તે શત્રુની સાથે કરવો(?), પણ પોતાના બંધુની સાથે વિરોધ કરવો તે તો પોતાનુંજ એક નેત્ર ફોડવા જેવું છે. નિર્ગુણી,દરિદ્રી,લોભી અને દુઃખદાયક એવોપણ

---

૧ મોજા ૨ સર્પ

બંધુ હોય તો તે શ્રેષ્ઠ છે, કારણ કે તે પોતાનો બીજો જીવ છે. કદિ પોતાનો બંધુ પ્રચંડ કે તીવ્ર હોય તોપણ તેની સાથે સંગમ કરવો તે ઉત્તમ છે. જુઓ! કમળ પોતાના તીવ્ર મિત્ર સૂર્યનાં દર્શનથી ખુશી થાયછે, ચંદ્ર અમૃતમય છે છતાં પણ તેનાથી ખુશી થતું નથી. જે ક્રૂર પુરૂષો રાજ્યાદિકને માટે કોપથી પોતાના બંધુઓને મારે છે તે પુરૂષો અતિ લૌલ્યતાથી પોતાનાં અંગને કાપીનેજ પોતે ખાયછે. હે રાજા! લોભરૂપી પિશાચને આધીન થઇને તમે પોતાની બીજી ભુજા જેવા બંધુસાથે યુદ્ધ કરવાનો આરંભ કેમ કર્યો છે ' હવે હે રાજા! તમે રણમાંથી વિરામ પામો, સર્વ સૈનિકો સુખે રહો, અને દિગ્ગજો ધરણીધર શેષનાગની સાથે વિશ્રાંતિ પામો. તમે ધર્મની અને શ્રીયુગાદિ પ્રભુની આરાધના કરોછો તો તેઓએ દૂર કાઢી મૂકેલી હિંસાને તમે કેમ પાછી લાવોછો ' "

સુવલ્ગુ તાપસના મુખથી આ પ્રમાણે ઉપદેશ સાંભળી જેનાં અંતઃકરણની સ્થિતિ ધર્મથી ભેદ પામીને સમાન ભાવ પામી છે એવો દ્રાવિડરાજા દયાર્દ્ર હૃદયે બોલ્યો, "હે મુનિ! શ્રી ભરત, આદિત્યયશા, અને બાહુબલિ વિગેરે શ્રી આદીશ્વરના પુત્ર હતા, તથાપિ તેઓએ સહજ કારણને લઇને પરસ્પર યુદ્ધ કર્યું હતું. અને તેમણે હાથી, ઘોડા, મનુષ્ય અને પાડા વિગેરેનો વિનાશ કર્યો હતો; તથાપિ તેઓ જરાપણ દૂષિત ગણાયા નહતા તેનું શું કારણ? કેમકે એમાં તો કાંઇ એવો હેતુ ઘટતો નહોતો. અને આ મારો ભાઈ વાલખિલ્ય તો કોપકલુષ છે, અસન્માર્ગનો પ્રવર્ત્તાવનાર છે અને પોતાની મેળે સ્વજનની અવગણના કરીને રણ કરવામાં આગેવાન થયો છે. તથાપિ એ રણથી વિરામ પામીને મારી આજ્ઞાવડે સુખે પોતાનું રાજ્ય ભોગવો. હું મારા દેશમાં પાછો જવા તૈયાર છું." આવાં દ્રાવિડનાં વચનો સાંભળી સુવલ્ગુ તાપસ ઘણા આદરથી ધર્મના સર્વસ્વરૂપ વચન બોલ્યા, "હે રાજા! તમે જે શ્રી ભરત વિગેરેનું ઉદાહરણ આપ્યું તે અહીં ઘટતું નથી, તેનું કારણ સાંભળો. ભરતે મુનિદાનથી ચક્રવર્ત્તીની લક્ષ્મી મેળવી હતી અને બાહુબલિએ મુનિની વૈયાવચ્ચ કરીને બાહુબળ ઉપાર્જ્યું હતું. ચક્ર જ્યારે શસ્ત્રાગારમાં પેઠું નહીં ત્યારે ચક્રવર્ત્તીએ તેને નમવાનું કહેવરાવ્યુ અને 'હું પિતાશિવાય બીજા કોઇને નમીશ નહીં' એવા વિચારથી તેનું કહેણ સાંભળતાં બાહુબલિને કોપ થયો. તથાપિ દેવતાના કહેવાથી તે બુદ્ધિમાન્ વીરોએ જગત્નો સંહાર થવાનું કારણ એવું રણ મૂકીને બાહુયુદ્ધ કર્યું હતું. હે રાજા! બાહુબલિએ અને ભરતે જે ઉત્કૃષ્ટ કાર્ય કર્યું છે, તેનું સ્મરણ કરો! શામાટે તેમને દૂષિત કરોછો—એઓ તો મોટા પરાક્રમી ગુણવાન્ અને ઉદાર ચરિત્રવાળા પ્રભુના પુત્રો હોવાથી ક્ષણવારમાં જ્ઞાન અને મોક્ષ

પામી ગયા છે. તમે પણ શ્રી ઋષભસ્વામીના પૌત્ર છો, તેથી જયારે તમે તમારા પિતા અને કાકાના જેવું કાર્ય કરો, ત્યારે તેમનું ઉદાહરણ આપજો—નહીંતો આપશો નહીં."

આવી સુવલ્ગુ તાપસની વાણી સાંભળી દ્રાવિડરાજા જરા લજ્જા પામી ગયો. ક્ષણવારે નવીન ધર્મરાગથી મસ્તક નમાવી બોલ્યો, "મુનિવર્ય! અજ્ઞાનને લીધે મેં તેમનું વૃથા ઉદાહરણ આપ્યું છે. શું પામર પ્રાણી કાચ અને ચિંતામણિને એક ઠેકાણે ન જોડે? હે તાપસપતિ! અકાર્ય કરવામાં તત્પર એવા અમોને શિક્ષા આપો કે અમારે હવે આ લોક અને પરલોકમાં ધર્મને અને સુખને કરનારૂં શું કાર્ય કરવું." આ પ્રમાણે કહેતા દ્રાવિડને ધર્મતત્પર અને દયાર્દ્ર હૃદયવાળો જાણી મુનિ આનંદ પામી ફરીવાર મધુર વચને બોલ્યા, "રાજન્! પાપકર્મને શરણરૂપ આ રણકાર્યથી વિરામ પામો. અને આ બંધુ, આ વૈરી અને આ રાજ્યને છોડીદો. હમેશાં પછવાડે પડેલું મૃત્યુ જ્યાંસુધી આવે નહીં, ત્યાંસુધીજ સર્વ સંપત્તિ અને અખંડિત રાજ્ય રહેલું છે—પ્રાણ ક્ષણભંગુર છે, શરીર રોગનું ગૃહ છે અને સંધ્યાનાં વાદળાં જેવું ચપળ રાજ્ય છે, માટે આત્મહિતનો વિચાર કરો. આત્મા દેહનો અર્થ કરેછે પણ દેહ આત્માનો અર્થ કરતો નથી; તેથી વિદ્વાન્ પુરૂષ આ અસાર દેહવડે આત્માર્થને સાધી લેછે. વિષ્ટા, મૂત્ર, ચરબી, માંસ, મજ્જા અને મેદથી ભરેલો, નવ સ્રોતથી સ્રવતો, રોગરૂપ મળથી સંપૂર્ણ ભરેલો, ચપળથી પણ ચપળ, અને અશુચિથી પણ અશુચિ એવા દેહને માટે કયો સુજ્ઞ પુરૂષ દુર્ગતિદાયક પાપને આચરે? આ અસાર અને અનિત્ય દેહથી જો શાશ્વતધર્મ મેળવાય તો તે બુદ્ધિમાન્ પુરૂષોએ શું ન મેળવ્યું ગણાય?"

સુવલ્ગુ તાપસની આવી વાણી સાંભળી બુદ્ધિનો નિધિ રાજા પરમ વૈરાગ્ય પામી તેમના ચરણમાં નમસ્કાર કરી આ પ્રમાણે કહેવા લાગ્યો, "હે ભગવન્, તમેજ મારા ગુરૂ, તમેજ મારા દેવ, અને તમેજ આ સંસાર સાગરમાંથી મારો ઉદ્ધાર કરનારા છો, માટે હે દયાસાગર! મારી ઉપર પ્રસન્ન થઇ મને દીક્ષા આપો." આ પ્રમાણે કહી મુનિનાં વચનથી પોતાના બંધુને ખમાવવાને વેગથી એકલો તેના સૈન્યતરફ ચાલ્યો. પોતાના જ્યેષ્ઠબંધુને વેગથી એકાકી આવતો જોઈ વાલખિલ્ય તત્કાળ આસન ઉપરથી ઊભો થયો, અને પ્રણામપૂર્વક પૃથ્વીપર આળોટી ધૂલિવડે ધુસર થયેલા પોતાના કેશથી વડિલબંધુના ચરણને પોતાના દોષની જેમ માર્જન કર્યા. પછી વાલખિલ્યે કહ્યું, "હે પૂજ્ય! મારા પૂર્વભવના ભાગ્યયોગે તમે મારે ઘેર પધાર્યા છો માટે પ્રસન્ન થઇને આ રાજ્ય ગ્રહણ કરો." કનિષ્ઠબંધુની ભક્તિથી

હર્ષ પામેલા દ્રાવિડે પોતાનો ઈરાદો સ્પષ્ટ કરવા માટે મુનિની પવિત્ર સદ્દગુણવાળી વાણી કહી બતાવી. પછી કહ્યું કે, "બંધુ! સુવલ્ગુ મુનિએ કરેલા બોધના લાભથી નરકરૂપ વૃક્ષમાં મેઘ જેવું મારૂં રાજ્ય પણ હું છોડી દઉંછું તો પછી તમારા રાજ્યનો શીરીતે આદર કરૂં? આ સાત અંગવાળું રાજ્ય તે સાત નરક જેવું છે, અને ચતુરંગ સૈન્ય દુર્ગતિના દુઃખમાં ચતુરંગક અર્થાત્ ચાર ગતિરૂપ છે. સ્વર્ગ ગતિમાં જતાં પ્રાણીને અંતરે રહેલી રાજ્યલક્ષ્મી છત્રનાં બાનાથી વેરણની જેમ તે ગતિને ઢાંકી દેછે. ચામર અમર થવાની ઇચ્છાને હણી રાજ્યના તૃષ્ણાતુર નરને તિર્યંચ ગતિમાં કે નરક ગતિમાં લઈ જાયછે. હાથીઓ કર્ણથી, ઘોડાઓ પૂંછડાથી, ખડ્ગો કંપારાથી અને વારાંગનાઓ ચામરોથી રાજ્યલક્ષ્મીની ચપળતા બતાવે છે. જેથી સદા ભય, સદા દ્રોહ, સદા અપકીર્ત્તિ અને કુચેષ્ટાથી સદા ઈર્ષ્યા થયા કરેછે તેવા આ રાજ્યને ધિક્કાર છે. હે ભ્રાતા! તમને મેં કોપાવ્યા છે તેથી તમને ખમાવવાને માટેજ હું આવેલો છું. હવે આ રાજ્ય છોડી હું વ્રતસામ્રાજ્ય ગ્રહણ કરીશ." જ્યેષ્ઠબંધુની આવી ધર્મયુક્ત વાણી સાંભળી અનુજ બંધુ બોલ્યો. 'પૂજ્ય વડિલબંધુનો અનુચર થવા હું પણ વ્રતજ ગ્રહણ કરીશ.' એવીરીતે પરસ્પર કહી રજા લઇને બંને રાજબંધુ પ્રીતિથી પોતપોતાનું સૈન્ય લઈ વ્રત લેવાની ઇચ્છાથી સુવલ્ગુ મુનિના ચરણ પાસે આવ્યા. પોતપોતાના રાજ્ય ઉપર પોતાના પુત્રોને બેસારી મંત્રીને ભળાવી દશકોટિ મનુષ્યોની સાથે તેમણે તાપસી દીક્ષા લીધી. પછી માથે જટા ધરતા, કંદમૂળ ફળને ખાતા, ગંગાની મૃત્તિકાથી સર્વ અંગને લીપતા, સર્વપર હિતબુદ્ધિ રાખતા, પ્રતિદિન ધ્યાનમાં લીન રહેતા, મૃગનાં બચ્ચાંની સાથે વસતા, જપમાળાથી શ્રીયુગાદિ પ્રભુનું નામ નિરંતર જપતા, પરસ્પર સ્વેચ્છાપૂર્વક ધર્મકથા કરતા, દોષથી વર્જિત અને સરળતાને ધારણ કરતા તેઓએ તાપસપણામાં લાખો વર્ષ નિર્ગમન કર્યાં.

એકદા નમિરાજર્ષિના પ્રતિશિષ્ય બે વિદ્યાધરમુનિ તેજના કિરણોથી આકાશને પ્રકાશિત કરતા ત્યાં ઉતર્યા. જાણે મૂર્ત્તિમાન્ ધર્મ અને શાંતરસ હોય તેવા તેઓને જોઈ સર્વ મુમુક્ષુ તાપસોએ તેમની પાસે આવી ભક્તિથી નમસ્કાર કર્યો. પછી તેઓ બોલ્યા કે, "તમે ક્યાંથી આવો છો? અને ક્યાં જવાનું છે? તમારૂં અહિ આગમન અમોને પવિત્ર કરવાનેજ થયું છે એમ અમે જાણીએ છીએ." તેમને ધર્મલાભ આશિષ્ આપી તે વિદ્યાધર મુનિ બોલ્યા, 'અમે શ્રીજિન સેવાને માટે પુંડરીક ગિરિએ જઇએ છીએ.' પછી તેમણે શત્રુંજય-પુંડરીક ગિરિસંબંધી કથા પૂછી તેથી તેમના ઉદ્ધારને માટે વિદ્યાધર મુનિએ નીચે પ્રમાણે વૃત્તાંત કહ્યો. 'તેવા પુરૂષો જગત્‌ના હિતકારીજ હોય છે.'

"અનંત સુકૃતનો આધાર, અને સંસાર સાગરમાં વહાણરૂપ શ્રીશત્રુંજયગિરિ સૌરાષ્ટ્ર દેશમાં શાશ્વતપણે વિજય પામે છે. એ ગિરિરાજની ઉપર તે તીર્થના યોગથી અર્હંત અને યતિ પ્રમુખ અનંત જીવો સિદ્ધ થયેલા છે અને અનંત સિદ્ધ થશે. એ ગિરિ સિદ્ધિલક્ષ્મીનો અદ્ભુત ક્રીડાશૈલ[1] છે; તેથી ત્યાં આવેલા પ્રાણીઓને તે (સિદ્ધિલક્ષ્મી) ક્ષણમાં સુખેથી સ્વસ્થાનમાં લઇ જાય છે. ત્યાં આવેલા પુરૂષો મુક્તિસુખનાં સ્વાદને અનુભવે છે, કારણ કે ત્યાં મુક્તિપતિ એવા શાશ્વત યુગાદિ પ્રભુ રહેલા છે. એ ગિરિરૂપ કિલ્લામાં રહેલા પુરૂષને અનંતભવથી સાથે રહેનારા કુકર્મરૂપ ક્રૂર શત્રુઓ પણ પરાભવ કરી શકતા નથી. જેમ સૂર્યના ઉદયથી અંધકારનો અને સજ્જનના સંગથી દુર્ગુણનો નાશ થાય છે તેમ તે તીર્થના સંગથી ક્ષણવારમાં હત્યાદિક પાપનો પણ નાશ થાય છે." શત્રુંજયગિરિની આવી માહાત્મ્ય કથા સાંભળી સર્વે તાપસો ભક્તિથી તે મુનિની સાથે ત્યાં જવા ચાલ્યા. જીવની જતનાપૂર્વક ચાલતા અને જે મળે તેનો આહાર કરતા તેઓ થોડે દૂર ગયા ત્યાં જેની પાળ ઉપર વૃક્ષોની ઘટા આવેલી છે એવું એક સુંદર સરોવર તેમના જોવામાં આવ્યું. ગ્રીષ્મઋતુના ભયંકર સૂર્યના કિરણવડે ક્લેશ પામેલા શિકારી પ્રાણીઓ વિસ્તારવાળા વૃક્ષોની છાયા નીચે વિશ્રાંતિ લઇને તેની સેવા કરતાં હતાં. વિકાશ પામેલાં કમળોના સુગંધ અને મકરંદને માટે સર્વ દિશાઓમાંથી આવતા ભમરાઓની તે દાનશાળા જેવું હતું. તે સરોવર જોઈ સર્વ તાપસો તાપની શાંતિ માટે તેની પાળ ઉપર જઇને વૃક્ષોની છાયા નીચે વિશ્રામ લેવા માટે અચિત્ત સ્થાને બેઠા. ત્યાં નેત્રને ઘુમાવતો, શરીરને કંપાવતો, શ્વાસોચ્છ્વાસ લેવાવડે ઉદરને ઉપસાવતો, મુખમાંથી લાળ કાઢતો અને પગ ફફડાવતો એક ગંગાના જળ જેવો ઉજ્જવળ હંસ બીજા હંસોથી વીંટાઈ મરવા પડેલો તેમના જોવામાં આવ્યો. તાપસોનો પગરવ થવાથી ભયને લીધે શત્રુંજયના આશ્રયથી જેમ પ્રાણિઓનાં પાપ ચાલ્યાં જાય તેમ બીજા હંસો તેને છોડીને ચાલ્યા ગયા. તે વખતે તેઓમાંથી એક દયાળુ મુનિએ ત્યાં આવી પોતાના પાત્રમાંથી અમૃતની જેમ જળ લઇને તેના મુખમાં નાખ્યું. તે જળના પડવાથી જાણે તેને મોક્ષાનંદના સુખની વાનકી બતાવી હોય તેવું સુખ પ્રાપ્ત થયું. "હે જીવ! ઘણાં દુઃખદાયક આ સંસારરૂપ અરણ્યમાં શરણરહિત ભમતા એવા તારે ચાર શરણ પ્રાપ્ત થાઓ. જે જે ભવમાં તેં જે જે જીવોને વિરાધ્યા હોય, તે સર્વ જીવોને તું ખમાવ અને તેઓ તારી ઉપર ક્ષમા કરો. હવે તું શત્રુંજય તીર્થનું અને શ્રી આદિનાથ

---

૧ ક્રીડા કરવાનો પર્વત

પ્રભુનું સ્મરણ કર." આપ્રમાણે કહી તે મુનિએ તેને નવકાર મંત્ર સંભળાવ્યો. તે પંચનમસ્કારના સ્મરણથી પીડારહિત થયેલો હંસ સમાધિવડે મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં ઉત્તમ દેવ થયો. પછી તે બન્ને મુનિના શુદ્ધ ઉપદેશથી સર્વ તાપસોએ પોતાની મિથ્યાત્વપણાની ક્રિયા છોડીને જિનેશ્વરોક્ત વ્રતાદિ અંગીકાર કર્યાં. જે કેશોની પરંપરા માથે જટા વધારવાથી વૃદ્ધિ પામેલી હતી, તેનો મૂળમાંથી નાશ કરવાથી (કેશલુંચન કરવાથી) તેઓ અપરાધીની જેમ પૃથ્વીપર આળોટવા લાગ્યા. પછી તેમણે મિથ્યાત્વની આલોચના કરી વ્રતધારી થઈને બંને મહાસુનિ પાસેથી આ ભવસાગરમાં દુઃપ્રાપ્ય એવું સમકિતનું સ્વરૂપ ભક્તિથી સાંભળ્યું. પ્રથમથીજ શ્રી આદીશ્વર પ્રભુની ઉપર ભક્તિવાળા તો હતાજ તે વ્રત લેવાથી વિશેષ ભક્તિભાવને ધારણ કરી તે મુનિઓ મહાશયમુનિની અનુમતિથી શત્રુંજય તરફ ચાલ્યા. માર્ગમાં ભવિજનોને બોધ કરતા, પૃથ્વીને પવિત્ર કરતા અને જીવની જતનાપૂર્વક ચાલતા તેઓને શ્રી સિદ્ધાચલનાં દર્શન થયાં. શ્રીયુગાદિ પ્રભુરૂપ મુગટ રત્નથી મંડિત એવો તે ગિરિ, પૃથ્વીરૂપ સ્ત્રીનું વનરૂપ કેશવડે સુંદર મસ્તક હોય તેવો દેખાતો હતો; જેની ઉપરનાં રત્નકિરણો ઝળકી રહ્યાં છે એવા એકસો ને આઠ સુવર્ણ શિખરો જ્યાં દિવાની જેમ શોભતા હતા. જાણે પુણ્યનો રાશિ હોય તેવા વિમલાચળને જોઇ સર્વ મુનિઓ મોક્ષની વર્ણિકાની જેમ અમંદ આનંદને પ્રાપ્ત થયા. ગિરિનાં દર્શનથી ઉત્સાહ ધરતા અને કર્મરૂપ રોગના ક્ષયથી નિર્મળ થતા તેઓ મુક્તિગૃહના ઊંચા આંગણાની જેવા તે ગિરિપર ચડ્યા. ઉપર રહેલા રાજાદનીના વૃક્ષને ત્રણ પ્રદક્ષિણા કરીને પછી ડોલરનાં પુષ્પ અને કર્પૂર જેવી ગૌર કાંતિવાળા શ્રીઆદિનાથ પ્રભુને તેમણે નમસ્કાર કર્યો. ભક્તિના ઉલ્લાસે પ્રેરેલા તેઓ પોતાની શક્તિપ્રમાણે પ્રભુના અનંત ગુણો હર્ષપૂર્વક ગાવા લાગ્યા.

માસક્ષપણને અંતે બંને જ્ઞાની મુનિઓએ સાથેના દશ કોટિ સાધુઓને શિક્ષા આપવા માંડી "હે સાધુઓ! તમે પ્રથમ આ સંસારમાં અશુભધ્યાનાદિના યોગથી નરકને આપનારાં અનંત કર્મો ઉપાર્જન કરેલાં છે, તેથી તમારે આ ક્ષેત્રમાંજ રહેવું. આ ક્ષેત્રના પ્રભાવથી તમે સર્વ કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામીને મોક્ષે જશો." આવી રીતે તેમને આદેશ કરી તે બંને દેવર્ષિ પોતાની કાંતિથી દિશાઓમાં પ્રકાશ કરતા આકાશમાર્ગે ચાલ્યા ગયા. પછી દ્રાવિડ અને વાલખિલ્ય વિગેરે તાપસો તે તીર્થનાં અને શ્રીજિનેશ્વરનાં ધ્યાનમાં તત્પર થઈ માસોપવાસ કરીને તે ઠેકાણેજ રહ્યા. અનુક્રમે સમસ્ત મોહનીય કર્મનો ક્ષય કરી, પ્રાંતે નિ-

ર્યામણા આચરી, મન વચનના યોગે સર્વ પ્રાણીઓને ખમાવી, દુષ્ટ આઠ કર્મના ક્ષયથી નિર્મળ કેવળજ્ઞાનને પ્રાપ્ત કરી અંતર્મુહૂર્ત્તમાં તે દશ કોટિ સાધુઓ મોક્ષપદને પ્રાપ્ત થયા.

પેલો હંસ જે સૌધર્મ દેવલોકમાં દેવતા થયો હતો, તેણે ત્યાં આવી ભક્તિપૂર્વક મોટી સમૃદ્ધિથી તેમનો નિર્વાણમહોત્સવ કર્યો. પછી બીજા લોકોને પોતાનું સ્વરૂપ જણાવી ત્યાં હંસાવતાર નામે પવિત્ર તીર્થ સ્થાપીને તે પાછો પોતાના દેવલોકમાં ગયો. કાર્ત્તિકમાસની પૂર્ણિમાને દિવસે ચંદ્ર કૃત્તિકાનક્ષત્રમાં આવતાં તે દશ કોટિ મુનિઓ શત્રુંજય ઉપર કેવળજ્ઞાન પામીને સિદ્ધિ પામ્યા અને ચૈત્ર માસની પૂર્ણિમાએ પુંડરીક ગણધર મોક્ષે ગયા ત્યારથી કાર્ત્તિકીપૂર્ણિમા અને ચૈત્રીપૂર્ણિમા એ બે પર્વણી પ્રસિદ્ધ થઈ છે. ચાતુર્માસની અવધિ કાર્ત્તિકી પૂર્ણિમાએ થાય છે તેથી તે દિવસે દેવતાઓ મુનિઓનો નિર્વાણ ઉત્સવ કરે છે. તે પૂર્ણિમાએ ત્યાં યાત્રા, તપ અને દેવાર્ચન કરવાથી બીજા સ્થાનક અને બીજા સમયના કરતાં અધિક પુણ્ય થાય છે. કાર્ત્તિક માસમાં માસક્ષપણ કરવાથી જેટલાં કર્મ સેંકડો સાગરોપમસુધી નરકમાં દુઃખ ભોગવતાં ન ખપે તેટલાં કર્મો ખપી જાય છે. સિદ્ધાચળ ઉપર કાર્ત્તિકી પૂર્ણિમાએ માત્ર એક ઉપવાસ કરે તો પણ પ્રાણી બ્રહ્મહત્યા, સ્ત્રીહત્યા અને ગર્ભહત્યાના પાપમાંથી મુક્ત થાય છે. શ્રીઅર્હંત પ્રભુના ધ્યાનમાં તત્પર થઇને જે સિદ્ધગિરિપર કાર્ત્તિકી પૂર્ણિમા કરે છે તે સર્વ સુખને ભોગવી પ્રાંતે મોક્ષે જાય છે. વૈશાખ, કાર્ત્તિક અને ચૈત્ર માસની પૂર્ણિમાએ જેઓ સંઘને લઈ સિદ્ધાચળે આવી આદરથી દાન અને તપ કરે છે તેઓ મોક્ષસુખને પામે છે. તે મુનિઓના પુત્રોએ યાત્રા માટે સિદ્ધાચલે આવી એવી પ્રાસાદની શ્રેણી રચાવી કે જેથી પુણ્યરાશિવડે વધતો આ સિદ્ધાચલ અત્યંત શોભવા લાગ્યો. એવી રીતે કોટિ મુનિઓ વિમલાચળઉપર મોક્ષને પ્રાપ્ત થયાથી પુણ્યસમૂહથી અતિ પવિત્ર એવું તે તીર્થ ત્રણ જગત્માં વિશેષ પ્રખ્યાત થયું.

હે ઇંદ્ર ! ભરતના મોક્ષ પછી એક પૂર્વકોટિ વર્ષ ગયાં ત્યારે તે દ્રાવિડ અને વાલખિલ્ય પ્રમુખ મુનિઓ મોક્ષ ગયા. આ અવસર્પિણીકાળમાં એ તીર્થનો પ્રથમ ઉદ્ધાર કરનાર ભરત ચક્રવર્ત્તી થયા. હવે ત્યારપછીના બીજા સર્વ ઉદ્ધારોની સ્થિતિ કહુંછું તે સાંભળો. અયોધ્યા નગરીમાં શ્રીભરતના વંશનેવિષે તેનાથી આઠમી પાટે તેજ અને યશનો પતિ દંડવીર્ય નામે રાજા થયો. ત્રિખંડભરતનો અધિપતિ તે રાજા શ્રાવકોની પૂજા કરવાનો જે ભરતનો આચાર ચાલ્યો આવતો હતો તેને સારીરીતે ચલાવતો હતો. ભરતના મોક્ષપછી છ કોટિપૂર્વ ગયા ત્યારે એક વખતે સૌધર્મ-

પતિ સભામાં બેસી શ્રીઆદિનાથ ભગવંતના ગુણનું સ્મરણ કરવા લાગ્યા. પ્રથમ પ્રભુની સ્તુતિ કરીને પછી પ્રભુના આશ્રયથી રત્નરૂપે ઝળકી રહેલા અયોધ્યાપુરની અને પછી સેંકડો શાખાવડે જગત્‌ને આલંબન આપવાને સમર્થ એવા પ્રભુના વંશની તેણે સ્તુતિ કરી. પછી જ્ઞાનચક્ષુએ અવલોકન કરતાં પ્રચંડ વીર્યવાળો, યશવડે સ્ફુરણાયમાન થતો, સૂર્યની જેમ નિજવીર્યથી રાજતેજને હરતો, ઇંદ્રની જેમ ચાર[1] રૂપ ચક્ષુએ અનેકને અવલોકતો, સહસ્ર બાહુવાળા અર્જુનની જેમ સર્વ દિશાઓમાંથી સંપત્તિઓ ખેંચતો, સહસ્ર જિહ્વાવાળા શેષનાગની જેમ હુકમથી સર્વને વિવિધ કાર્યમાં જોડતો, મસ્તક ઉપર જગપતિ શ્રીઆદિનાથનો મુગટ ધારણ કરતો, સર્વ આભરણનાં તેજવડે પ્રકાશતો, મૂર્ત્તિથી પણ ધારણ થઈ ન શકે તેવો, નીતિધર્મમાં પરાયણ, શ્રીયુગાદિ પ્રભુપર દૃઢ ભક્તિવાળો, વિશ્વને પાળવામાં શક્તિમાન, ઘણા રાજાઓએ સેવેલો, ચામરોથી વીંજાતો અને સભાવચ્ચે સુવર્ણના સિંહાસનપર બેસી ધર્મના માહાત્મ્યને કહેતો દંડવીર્ય રાજા જોવામાં આવ્યો. તેને જોઈ પ્રભુના વંશમાં ભક્તિવાળો શક્રઈંદ્ર મનમાં પ્રસન્ન થઈ મસ્તકને ધૂણાવવા લાગ્યો. પછી શ્રાવકનો વેષ લઇને ઇંદ્ર અયોધ્યામાં આવ્યો. ઉત્તરાસંગની પેઠે ત્રણ સુવર્ણના સૂત્રથી હૃદયમાં ભૂષિત થયો, એક વસ્ત્ર પરિધાનપણે રાખ્યું, બ્રહ્મવ્રતથી પવિત્ર થયો, બારવ્રત ધારીનાં ચિન્હરૂપે શરીરપર બાર તિલક કર્યાં અને માથે જરા કપિલવર્ણી કેશની શિખા રાખી. વળી તે કૃત્રિમ શ્રાવક જેમાં અર્હંત, યતિ, શ્રાવક અને ધર્મનાં લક્ષણો બતાવ્યાં છે એવા ભરતચક્રીના રચેલા ચાર વેદ મુખે ભણતો હતો અને પતાકાકારે હાથે કરીને શુદ્ધ જળનું આચમન લેતો હતો. આવા સુશ્રાવકને જોઇને દંડવીર્યનું મન તેની ઉપર આદરવાળું થયું, તત્કાળ તેને ભોજન કરાવવા માટે રાજાએ રસોઈઆને આજ્ઞા આપી. ઈર્યાપથિકી પડિક્કમતાં વિચરતો તે શ્રાવક રસોઈઆની સાથે દાનશાળામાં ગયો. ત્યાં કોઈ વેદાંગ અને કોઈ શાંતિપાઠ ભણતા હતા, કોઈ પરબ્રહ્મનો જાપ કરતા હતા, ત્રિકાળ દેવપૂજામાટે મન વચન અને કાયાની શુદ્ધિપૂર્વક કોઈ સ્નાન કરતા હતા, કોઈ ધ્યાનપરાયણ મુનિને વંદન કરતા હતા, કોઈ કર્મરૂપી ઈંધણને તપરૂપ અગ્નિમાં હોમવાવડે અહિંસા યજ્ઞ કરતા હતા, કોઈ ભગવંતે કહેલી પવિત્ર વાણી બીજાને સંભળાવતા હતા, કોઈ શુદ્ધ મનવાળા થઈ આત્મારામમાં ભાવજળે સ્નાન કરતા હતા. આ પ્રમાણે અનેક શ્રાવકોને જોઈ ઇંદ્ર અદ્ભુત આનંદ પામ્યો. આ નવીન શ્રાવકને આવતા જોઈ 'શ્રાવકજી! તમને અભિવંદન કરીએ છીએ' એમ બોલતા કેટલાક

૧ બાતમીદાર.

શ્રાવકો સામા આવ્યા. પવિત્ર જળનું આચમન લઈ તે શ્રાવકે તેમની સાથે તે દાનઘરમાં પ્રવેશ કર્યો. પછી એ માયાવી ઈંદ્ર કોટિ શ્રાવકોને માટે તૈયાર કરેલું અન્નપાન દિવ્યપ્રભાવથી ક્ષણવારમાં એકલો જમી ગયો, અને વળી પાછું તેણે રસોઇઆને કહેવા માડ્યું "અરે! હું ઘણો ક્ષુધાથી આકુળ છું, માટે મને અન્ન પીરસો. હમણાં શું તમારે દંડવીર્યનાં પુણ્યને વ્યર્થ કરવું છે?" તેનાં આવાં વચન સાંભળી રસોઈઆએ જઈ દંડવીર્યને જણાવ્યું, એટલે રાજા પોતે આવ્યો; તેણે તે કપટ-શ્રાવકને દુર્બળ ઉદરવાળો અને ક્ષુધાપીડિત જોયો. દંડવીર્યને શુદ્ધ શ્રદ્ધાવાળો જાણી તે ઈંદ્રશ્રાવક દીનભાવ જણાવી કઠોર વાણીવડે બોલ્યો, "હે રાજા! તમે આ શ્રાવ-કોને ઠગે તેવા રસોઈઆ રાખેલા જણાય છે; તેઓ ક્ષુધાતુર એવા મને એકલાને પણ તૃપ્ત કરી શકતા નથી. એ પોતાનું પેટ ભરનારા થઇ બીજા લજ્જાવાળા ભલા શ્રાવકોને નિરંતર છેતરતા હોય એમ લાગેછે." તે સાંભળી જરા કોપ પામેલા રા-જાએ પોતાની દૃષ્ટિ આગળ સો મૂડા અન્ન તે રસોઈઆઓ પાસે રંધાવ્યું. રાજાના દેખતાંજ એ માયાવી શ્રાવક ઇંધણના સમૂહને અગ્નિ ભસ્મ કરે તેમ તે બધું અન્ન ક્ષણવારમાં ખાઇ ગયો. પછી બોલ્યો–"હે ભરતકુલના આભૂષણભૂત રાજા! તમે સર્વ પૂર્વજોની કીર્ત્તિ વધારોછો, પણ હું એકલો ક્ષુધાથી પીડિત છું, તેને કેમ તૃપ્ત કરી શકતા નથી? હે રાજેંદ્ર! હું ધારૂંછું કે આ બીજા શ્રાવકો પોત પોતાને ઘેર તૃ-પ્તિથી ભોજન કરી આવીને તમને કીર્ત્તિ આપતા હશે. જો તમે આમ કરશો તો તમારા જેવા કુલીન પુત્રથી શ્રીભરતની કીર્ત્તિ અને પુણ્ય સર્વ વિશેષ પ્રકારે નાશ પામશે. જે પુત્ર પોતાના પૂર્વજોનાં કુળ, કીર્ત્તિ અને પુણ્યને વધારતો નથી તેવો માત્ર માતાને ક્લેશ કરનારો પુત્ર જન્મ પામે તો તેથી શું થયું! તમે જો તેવું કાર્ય નથી કરી શકતા તો ભરતના સિંહાસનપર શામાટે બેસોછો? અને ભગવંતના મુગટને મસ્તકપર ધારણ કરીને શું કામ ખેદ પામોછો? હે રાજન્! હવે આ શ્રાવકોને જમાડવાની માયા છોડી દો, તમારૂં જે સ્વરૂપ છે તેનેજ ભજો. આવા શ્રાદ્ધ-ભોજનની ઇચ્છા કરાવીને મનુષ્યોને શામાટે છેતરોછો? એ છેતરવું છોડીદો." આવી તેની કઠોર વાણી સાંભળીને દંડવીર્ય રાજા જરા પણ કોપ પામ્યો નહીં, ઉ-લટો પોતાનાં પુણ્યની અપૂર્ણતા જાણીને પોતાની નિંદા કરવા લાગ્યો.

રાજાનો શુભભાવ જાણી એક મંત્રી પવિત્ર વાણીવડે બોલ્યો, 'સ્વામી! આ કોઈ દેવતા શ્રાવકરૂપે છળ કરવાને આવેલ છે, માટે તમારી શ્રાવકના વેષઉપર જે ભક્તિ છે તે બતાવો; જેથી કદિ ભક્તિપર પ્રીતિવાળો એ દેવ પ્રગટ થશે.' તે સાંભળી રાજા દંડવીર્યે તેની આગળ અગરૂચંદન મિશ્રિત ધૂપ કરી ભક્તિથી પવિત્ર

વચન બોલ્યો 'શ્રાવકનો વેષ લઇ અહીં મને પવિત્ર કરવા આવનાર તમે કોણછો ? મારી ઉપર કૃપા કરી જે હો તે પ્રગટ થાઓ. હે દેવ ! હવે મને વિશેષ ખેદ પમાડવાને તમે યોગ્ય નથી. જો કોઈ પણ મનુષ્ય શ્રાવકનો વેષ ધરીને આવે તો તેને હું અવશ્ય નમસ્કાર કરૂંછું, એવો મારો નિશ્ચય છે. જો શ્રીજિનેશ્વરમાં, ધર્મમાં, ગુરૂમાં, કે તમારામાં મારી ભક્તિ હોય તો તમે પોતાનું સ્વરૂપ પ્રગટ કરી મારા પુણ્યને સફળ કરો.' દંડવીર્યનાં આવાં ભક્તિએ ભરપૂર વચનો સાંભળી ઇંદ્ર હૃદયમાં પ્રીતિ પામી તેની વારંવાર પ્રશંસા કરવા લાગ્યો. પછી તેના મનમાં ખેદ થયેલો જાણી ઇંદ્રે તત્કાળ વેગથી માયારૂપ છોડી દીધું, અને પોતાનું સહજ સ્વરૂપ ધારણ કર્યું ઇંદ્રને જોતાંજ દંડવીર્યે વિસ્મય પામી હર્ષથી તેને નમી પડ્યો. તેને હાથવડે ઊભા કરી ઇંદ્રે સ્નેહથી આલિંગન કર્યું; પછી બોલ્યો "હે મહાસત્ત્વ ! તમને ધન્ય છે. તમે ચરમભવી છો. તમારા જેવા સુપુત્રને તેમના કુળમાં ઉત્પન્ન થયેલા જોઈ મને શ્રીઆદિનાથનું સ્મરણ થાયછે. એક વખતે હું સુધર્માસભામાં બેઠો હતો તે વખતે તેવા ગુણાશ્રય પ્રભુનું મને સ્મરણ થયું. પછી ભરત અને સૂર્યયશા પ્રમુખ તેમનો આશ્ચર્યકારી વંશ પણ સાંભરી આવ્યો. પછી હાલ તમને તેમની રાજ્યગાદીપર જોતાં હું અહીં પરીક્ષા કરવા આવ્યો. ગુણોવડે તમારા પૂર્વજોથી તમે અધિક છો. પૂર્વે અંગીકાર કરેલાં કાર્યને તમે ખરીરીતે પાળનારા છો. તમારા જેવા કુળપુત્રથી પ્રભુનો વંશ સાંપ્રતકાળે પણ દીપેછે. જે પુત્રો વંશની સ્થિતિને, ગુણને, ધર્મને, કીર્ત્તિને અને અખંડિત રાજ્યલક્ષ્મીને વૃદ્ધિ પમાડેછે, તેજ ખરેખરા પુત્રો છે. તમારા જેવા પુત્રથી ભરતનું કાર્ય આજે પૂજાય છે, તેથી તમે હવે શત્રુંજયની યાત્રા અને તીર્થોદ્ધાર કરો. હું દેવતાઓની સાથે તમને ત્યાં આવીને સહાય કરીશ; માટે શ્રાવકોનાં પૂજનની જેમ હવે તીર્થયાત્રા માટે ત્વરા કરો."

ઇંદ્રનાં આવાં વચન સાંભળી દંડવીર્ય આનંદથી બોલ્યો, "હે ઇંદ્ર ! તમે મને બહુ શ્રેષ્ટ આદેશ કર્યો. તમે મારે ભરતસમાન છો. તમારા જેવો કોઈ શ્રીઋષભસ્વામીનો ભક્ત નથી. વળી ભરતના ઉપર તમારો પૂર્ણ સ્નેહ છે કે જેથી તમે અહીં આવ્યા છો. હવે હું યાત્રાને માટે સંઘ લઇને જઉંછું. આપણો પુનઃ સમાગમ હવે પુંડરીકગિરિપર થશે." પછી સંતુષ્ટ થયેલા ઇંદ્રે દંડવીર્યરાજાને બાણસહિત ધનુષ, દિવ્ય રથ, હાર અને નિર્મલ કુંડલ ભેટ કર્યાં, અને રાજા દંડવીર્યે યાત્રાને માટે ભંભાનાદ કરાવ્યો. એ ભંભાનાદથી આકર્ષાયલા લોકો દૂતના આમંત્રણની જેમ પોતપોતાનાં વાહનો લઇને તત્કાળ ત્યાં એકઠા થઈ ગયા. દંડવીર્યરાજાએ સ્નાનવડે શરીરને પવિત્ર કરી શુદ્ધ વસ્ત્ર પહેરી શ્રીઅર્હંતબિંબને નમીને શુભ દિવસે લોકોની

સાથે પ્રયાણ કર્યું. વિશાળ પૃથ્વીની વિશાળતાને વિશાળ સેનાથી હરી લેતો, તેનાવડે ઉડેલી રજથી તેજસ્વી સૂર્યના તેજને ઢાંકતો, ચાર પ્રકારની બુદ્ધિસહિત ચતુર્વિધ ધર્મની વૃદ્ધિને માટે ચતુર્વિધ સંઘ અને ચતુરંગ બળને સાથે લેતો, ચાર ગતિનો નાશ કરવાને માટે ચાર કષાયને દૂર કરતો, ચાર લોકપાળોમાં પાંચમો લોકપાળ થતો, દંડવીર્યરાજા ચતુર્વિધ મહાધર, સામંત, મંત્રી અને સેનાપતિઓથી પરિવૃત થઈને ઇંદ્રની જેમ યાત્રા કરવા માટે માર્ગે ચાલ્યો. સંઘની આગળ ચાલતાં દેવાલયમાં રહેલાં જિનબિંબના પ્રભાવથી કોઈ પણ ક્ષુદ્ર દેવતા તેને વિઘ્ન કરવાને સમર્થ થયા નહી.

અનુક્રમે ઘણા દેશોને ઉલ્લંઘન કરી તે તે દેશના રાજાઓની પાસેથી ભેટ લેતો કેટલેક દિવસે કાશ્મીરદેશમાં આવ્યો. ત્યાં રાત્રિ રહીને સવારે સૈન્ય સાથે ચાલવા માંડ્યું, ત્યાં શિલ અને મહાશિલ નામના બે મોટા પર્વતો માર્ગ રૂંધીને આડા પડેલા જણાયા. તે વખતે બહુબોલા સેનાના અગ્રેસરોએ ભય પામી રાજાપાસે આવી જણાવ્યું કે—સ્વામી! કોઇ બે પર્વતો માર્ગ રૂંધીને આડા પડેલા છે. રાજા દંડવીર્ય કૌતુકથી સંઘની આગળ થઈ તે પર્વતો પાસે ગયો, ત્યાં તો પ્રલયકાળના ગિરિ જેવા તે પર્વતો પરસ્પર અથડાવા લાગ્યા. તેમના આસ્ફાલનથી જે તણખાનો સમૂહ ઉત્પન્ન થયો, તેમાંથીજ જાણે વડવાનલ, વજ્ર અને સૂર્ય ઉત્પન્ન થયા હોય એમ જણાવા લાગ્યું. તત્કાળ તે પર્વતોમાંથી જગત્‌ને દહન કરે તેવો અગ્નિ ઉત્પન્ન થયો. તે વખતે તેજોલેશ્યાને જેમ મહામુનિઓ પણ સહન કરી શકે નહીં, તેમ તે અગ્નિને કોઈ સહન કરી શકયા નહીં. રાજાએ મંત્રીઓની સામે જોયું એટલે સુમતિ નામે એક મંત્રી બોલ્યો, 'સ્વામી! કોઈ દુષ્ટ દેવની આ ચેષ્ટા જણાય છે. માટે હે રાજેંદ્ર! તેની શાંતિને માટે કાંઇક ભક્તિયુક્ત આચરણ કરો, જેથી તે પ્રસન્ન થઈને પોતાનું રૂપ પ્રગટ કરશે.' મંત્રીનાં વચનથી રાજાએ પોતે શુદ્ધ થઇને તેની પૂજા કરી. **પ્રાયઃ સત્પુરૂષો સર્વને સંતુષ્ટ કરેછે.** શાંતિના ઘણા ઉપાયો કર્યા તથાપિ તે દેવ જરાપણ સંતુષ્ટ થયો નહી. **'જળથી સિંચન કરેલો વડવાનળ ઉલટો વિશેષ પ્રજ્વલિત થાયછે.'** પછી સ્મરણ કરતાં ઇંદ્રે આપેલું શત્રુસંહારક ધનુષ ત્યાં તત્કાળ હાજર થયું. તેની પૂજા કરીને રાજાએ તે હાથમાં લીધું, તેના તેજથી રાજા બખ્તરધારી હોય તેમ શોભવા લાગ્યો, અને શત્રુ દુઃખના અંધકારથી અત્યંત નિસ્તેજ થઇ ગયો. પછી રાજાએ તેને જરા ખેંચી ટંકાર કર્યો, તેથી જાણે વજ્રપાતનો ભય લાગ્યો હોય તેમ તે બંને ગિરિ આડેથી ખસી ગયા.

તત્કાળ વજ્રથી પણ અસ્ખલિત, દેવતાઓથી પણ અવાર્ય[1] અને શત્રુના પ્રાણને હરનારૂં બાણ ધનુષ્ય સાથે જોડયું. બાણને ધનુષ્ય સાથે જોડતા રાજાને જોઈ સમીપ રહેલા લોકોને શંકા થવા લાગી કે, 'શુ આ સૂર્યના બિંબને જીર્ણપત્રની[2] પેઠે ભેદી નાખશે! શું આ તારાઓને કપાસનાં અસ્થિની[3] પેઠે બળથી ઉડાડી દેશે! શું પાત્રના ખંડની જેમ સૂર્યને બળાત્કારે પાડી નાખશે! શું ચંદ્રને રૂના પૂળાની જેમ દૂર ફેંકી દેશે! અથવા શું કીર્ત્તિનું માપ કરવાને બ્રહ્માંડને ફાડી નાખશે!' આ પ્રમાણે લોકો શંકા કરતા હતા, તેવામાં 'રક્ષા કરો, રક્ષા કરો' એમ બોલતો કોઈક વેતાળ પ્રગટ થયો. અત્યંત પ્રદીપ્ત નેત્રથી તે ભયંકર લાગતો હતો, વિંધ્યાદ્રિઉપર દાવાનલ હોય તેવા તેના મસ્તકપર પીળા કેશ હતા, તેની ગુફા જેવી નાસિકામાંથી નીકળતા પવનવડે અનેક વૃક્ષો ભાંગી જતાં હતાં, દાંતના ઘસવાથી ઉત્પન્ન થયેલા અગ્નિની જ્વાળાવડે તે વિકરાળ લાગતો હતો, તાડવૃક્ષ જેવા તેના ભુજદંડ હતા, શિલા જેવું દૃઢ હૃદય હતું, અંકુશ જેવા નખોવડે કેશરીસિંહને પણ વિદારતો હતો અને ચપળ જિહ્વાવડે નજીક રહેલા હાથીઓને પણ તે પકડતો હતો. તેનાં દીનવચન સાંભળી ધનુષ્ય ખેંચીને સ્થિત રહેલો દંડવીર્ય કલ્પાંતકાળના મંડળાકાર થયેલા સૂર્ય જેવો લાગતો હતો. રાજાએ તેને કહ્યું, 'અરે ભયંકર વેતાલ! તેં કોના બળથી આ માર્ગ રૂંધ્યો છે? અને તું કોણ છે? તે કહે.' વેતાલ બોલ્યો, 'મહારાજ દંડવીર્ય! તમે કૃપાળુછો, તેથી આ તમારા કિંકર ઉપર ક્રોધ કરશો નહીં.' અજ્ઞતાવાળા મેં જીર્ણવસ્ત્રવડે સૂર્યને અને તૃણવડે અગ્નિને રોકવાની જેમ તમારો માર્ગ રોક્યો હતો, તેનું કારણ સાંભળોઃ—"પૂર્વે વિયદ્‌ગતિ નામે હું વિદ્યાધર હતો. તે વખતે હે રાજા! ઘણાં કારણોને લઇને તમે મને રણસંગ્રામમાં જીતી લીધો હતો; તેની આર્ત્તિથી અલ્પ આયુષ્યવાળો હું મૃત્યુ પામ્યો હતો. ત્યાર પછી કેટલાક ભવમાં ભમીને હાલ કોઈ પુણ્યયોગે આ પર્વતમાં વેતાળ થયો છું. વિભંગજ્ઞાનથી પૂર્વના વૈરને લીધે ઇક્ષ્વાકુ કુળના મંડનરૂપ એવા તમને જોઈ દ્વેષબુદ્ધિથી મૂર્ખ એવો હું આ માર્ગ રૂંધીને રહ્યો હતો. તમારા ધનુષ્યના ટંકારથી ગરૂડની પાંખોના ઘાતવડે નાગપાશની જેમ તે પર્વતો તૂટી ગયા. પૂર્વની જેમ રાક્ષસ, દાનવ અને મનુષ્યોથી તમારૂ બળ સહન થાય તેવું નથી. હમણાં પણ તમારાથી હું પરાજિત થયોછુ. હવે તમારી આજ્ઞાથી પૂર્વના સેવકની જેમ હું અહીં રહીશ." આ પ્રમાણે કહેતા વેતાળને રાજાએ ત્યાંજ સ્થાપિત કર્યો.

---

૧ અટકાવી શકાય નહી તેવુ ૨ સુકા પાંદડા ૩ કપાસીઆ

પછી ત્યાંથી પાછા વળી પોતાને સ્થાનકે આવી કોપ છોડી, સ્નાન કરીને દેવપૂજા કરી. ભોજન કર્યા પછી દંડવીર્ય રાજા પરિવારસાથે ત્યાંથી આગળ ચાલ્યા. અખંડ ગમન કરતા એવા આખંડલ[1] કેટલેક દિવસે ભરતની જેમ શત્રુંજયગિરિ સમિપે આવી પહોંચ્યા. આનંદપુરમાં ભરતચક્રીની જેમ તેમણે જીનપૂજા, તીર્થપૂજા અને સંઘપૂજા વિગેરે કર્યું. પછી ભરતકુંડમાંથી અને બીજા કુંડોમાંથી તીર્થજળ લઈ તે મહાબળવાન રાજા સંઘસહિત શત્રુંજય ઉપર ચડ્યા. પવિત્ર તીર્થની સેવામાં વિચક્ષણ અને સરલ મનવાળા દંડવીર્યે મુખ્ય શિખરે આવીને તેને ત્રણ પ્રદક્ષિણા કરી આગળ ચાલતાં જાણે તેની વિમળ કીર્ત્તિનાં વૃક્ષો હોય તેવા ભરતે કરાવેલા ભગવંતના પ્રાસાદો જોઈ દંડવીર્યને અતિ હર્ષ થયો. તે વખતે અવધિજ્ઞાનથી રાજા દંડવીર્યને ત્યાં આવેલા જાણી અખંડ આજ્ઞાવાળા સૌધર્મ ઇંદ્ર દેવતાઓની સાથે ત્યાં આવ્યા, દંડવીર્યે મુખ્ય શિખર, ચૈત્ય, રાજાદની વૃક્ષ, સમવસરણ અને પ્રભુના પાદુકાની ત્રણ ત્રણ વાર પૂજા કરી. પછી દારિદ્રરૂપ વૃક્ષમાં દાવાનળ જેવા દંડવીર્યે ઇંદ્રોક્તવિધિવડે દેવપૂજા, સંઘપૂજા તથા અઠ્ઠાઇમહોત્સવ વિગેરે શુભકાર્યો કર્યાં. તે ગિરિનું મુનિએ કહેલું ઉત્તમ માહાત્મ્ય સાંભળીને તેણે ત્રણ અઠ્ઠાઈઉત્સવસહિત તીર્થોત્સવ કર્યો. પછી પ્રભુના જીર્ણ થઈ ગયેલા પ્રાસાદને જોઇને દુઃખ પામેલા રાજા દંડવીર્યે ઇંદ્રની સંમતિથી તેનો ઉદ્ધાર કર્યો. તેવીજ રીતે ઇંદ્રની સાથે ગીરનારપર જઇને પૂર્વની જેમ ઉત્સવ કરી રૈવતાચળ તીર્થનો પણ ઉદ્ધાર કર્યો. પછી અર્બુદાચળે, વૈભારગિરિએ, અષ્ટાપદે અને સમેતશિખરે સંઘસહિત જઇને સર્વત્ર યાત્રા અને ઉદ્ધાર કર્યા. પછી પોતાના રાજ્યમાં આવી તીર્થયાત્રાના પુણ્યવાળા અને ધર્મધુર્ય એવા દંડવીર્ય રાજાએ બીજા કોટિ પ્રાસાદો નવા કરાવ્યા. એકદા ભરતની જેમ દર્પણમાં શરીરશોભાને જોતાં ચિત્તમાં તેની અસારતા જાણી શુભધ્યાને ચઢતાં કેવળજ્ઞાનની સંપદા પામ્યા. પછી દેવદત્ત મુનિવેષવડે અર્દ્ધ પૂર્વસુધી વ્રતપર્યાય પાળી એ ઉપકારી દંડવીર્યમુનિ અંતે મોક્ષલક્ષ્મીને પ્રાપ્ત થયા.

હે ઇંદ્ર! એવી રીતે આ ગિરિનેવિષે આ તીર્થરાજનો બીજો ઉદ્ધાર કરનાર શ્રીભરતના વંશમાં પવિત્ર એવો દંડવીર્ય રાજા થયો છે, અને તેના પુણ્યવડે તે મુક્તિસુખને પામ્યો છે.

ત્યાર પછી કેટલેક કાળે એકદા ઈશાન ઇંદ્ર જિનેશ્વરોને નમવામાટે જ્યાં અવિચ્છિન્ન અરિહંત અને કેવળજ્ઞાનીઓની સ્થિતિ છે એવા મહાવિદેહક્ષેત્રમાં ગયો.

---

1 રાજા

ત્યાં સિંહાસનપર બેઠેલા અને ત્રણ છત્રોથી વિરાજિત પ્રભુને નમસ્કાર કરી સ્તવીને તેમની આગળ બેઠો. તે વખતે કેવળજ્ઞાનથી સર્વ જગત્‌ને જાણનારા પ્રભુએ સર્વને આનંદ આપે તેવી વાણીથી દેશના દેવાનો આરંભ કર્યો "જેમ સર્વ "ભવમાં મનુષ્યભવ અને સર્વ ગ્રહોમાં સૂર્ય, તેમ સર્વ દ્વીપોમાં જંબુદ્વીપ ગુણવડે "સર્વોત્તમ છે. તે જંબુદ્વીપનાં ભરતક્ષેત્રમાં સર્વદેશોમાં ઉત્તમ સુરાષ્ટ્રદેશ, સર્વ પ"ર્વતોમાં ઉત્તમ પુંડરીકગિરિ અને ત્યાં કીર્ત્તન કરવાથી પણ પાપને હરનારા એવા "સર્વ દેવોમાં પ્રથમ શ્રીઆદિનાથ ભગવાન્ છે. આ ભરતક્ષેત્રને ધન્ય છે કે જેમાં "શત્રુંજય તીર્થ છે અને તેમાં રહેનારા મનુષ્યોને પણ ધન્ય છે કે જેઓ તે તીર્થ "ઉપર રહેલા શ્રીજિનેશ્વરની પૂજા કરે છે. શ્રીવિમળાચળ તીર્થને હૃદયમાં રાખવાથી "અહર્નિશ પાપની શાંતિ થાય છે. **'સદા સૂર્યપાસે હોય તો શું અંધકારની "પ્રવૃત્તિ થાય !'** જે બોધિબીજ કોટિ ભવોથી પણ દુષ્પ્રાપ્ય છે તે શત્રુંજયપર "જિનેશ્વરનું ધ્યાન કરવાથી ક્ષણવારમાં લભ્ય થાય છે. જેમ સર્વ તત્ત્વમાં સમકિત, "અને સર્વ દેવમાં જિનેશ્વર દુર્લભ છે, તેવી રીતે સર્વ તીર્થોમાં શત્રુંજયગિરિ દુર્લભ "છે." આ પ્રમાણે પ્રભુની દેશના સાંભળી ઈશાનપતિ તીર્થયાત્રામાં ઉત્કંઠિત થઇને ક્ષણવારમાં શત્રુંજયગિરિએ આવ્યો. પ્રભુને સ્તુતિ કરતા, દર્શન કરતા, નમતા અને જિનવાણીને સમર્થ કરતા ઈંદ્રે દેવતાઓનીસાથે ત્યાં અઠ્ઠાઇઉત્સવ કર્યો. પછી ત્યાં અર્હંતના પ્રાસાદોને કાંઈક જીર્ણ થયેલા જોઇને તે સુરપતિએ દિવ્યશક્તિથી પોતાની ભક્તિ જેવા ઉજ્જવળ અને નવીન પ્રાસાદો કર્યા. દંડવીર્યરાજાના ઉદ્ધાર પછી સો સાગરોપમ ગયા ત્યારે **ઇશાનપતિ**એ શત્રુંજયનો ત્રીજો ઉદ્ધાર કર્યો.

એક વખતે ચૈત્રી પૂર્ણિમાને દિવસે સર્વ દેવતાઓ પુંડરીકગિરિપર પ્રભુને વાંદવામાટે આવ્યા. તેવામાં નજીકમાં આવેલા હસ્તિસેન નામના નગરમાં કાળયોગે કોટિ દેવીઓના પરિવારવાળી **સુહસ્તિની** નામે એક મિથ્યાદૃષ્ટિ દેવી ઉત્પન્ન થઈ હતી. મહાબળવતી, ક્રૂર અને જિનધર્મપર દ્વેષ રાખનારી તે દેવીએ તાલધ્વજ વિગેરે ક્ષેત્રપાલોને પોતાને વશ કરી લીધા હતા અને ગર્વથી ઉન્મત્ત, સ્વેચ્છાચારી, દ્રોહ રાખનારી અને મદ્યમાંસ ખાનારી એવી સુહસ્તિની દેવીએ બધું તીર્થ વિશંસ્થૂલ[1] કરી નાખ્યું હતું. જ્યારે આ દેવતાઓ શત્રુંજય તીર્થે આવ્યા, ત્યારે તેણીએ માયાથી શત્રુંજય જેવા ઘણા પર્વતો વિકુર્વીને તેમને છેતરવા માંડ્યા. ઘણા શત્રુંજય પર્વતો જોઈ સર્વ દેવતાઓ વિસ્મય પામી પરસ્પર એક બીજાના મુખ સામું જોતા વિચાર કરવા લાગ્યા કે, 'શું પૃથ્વીઉપર આટલા બધા

૧ અવ્યવસ્થિત

શત્રુંજયગિરિ છે? અથવા શું તે એક છતાં આપણી ભક્તિથી આટલારૂપે થયો છે! અથવા એક પર્વત ઉપર આપણે બધા સમાઇ શકીએ નહીં એમ જાણીને એ પ્રભાવિકગિરિ અનેક રૂપે થયો છે?' આપ્રમાણે ચિંતાતત્પર છતાં અવધિજ્ઞાને જોયાવગર તે દેવતાઓએ સર્વ પર્વતોની ઉપર જુદી જુદી સ્નાત્રપૂજાદિક ક્રિયા કરી. પછી જેવા અષ્ટાઈઉત્સવ કરીને તે દેવતાઓ ત્યાંથી જવાની ઇચ્છા કરે છે તેવામાં તો શત્રુંજયનું એક શિખર પણ તેમના જોવામાં આવ્યું નહીં. તત્કાળ 'આ શું થયું!' એમ સંભ્રમ પામી સર્વે તર્ક કરવા લાગ્યા કે, શું આપણી કુભક્તિથી આ ગિરિ અંતર્હિત[1] થયો હશે! અથવા શું આપણેજ મનમાં ચિંતવવાથી ત્યાંથી દૂર આવી ગયા! વા એ ગિરિ બીજાઓને સ્વર્ગમાં લઈ જાય છે, તો શું આજે પોતે પણ સ્વર્ગમાં ગયો હશે! આ ભૂમિઉપર વિશ્વને પવિત્ર કરનાર તે એકજ તીર્થ છે તો આપણે જેને પ્રથમ અનેકરૂપે જોતા હતા, તેને અત્યારે એકરૂપે પણ કેમ જોતા નથી? આ પ્રમાણે ચિંતવી તે દેવતાઓએ અવધિજ્ઞાનથી જોયું એટલે પૂર્વોક્ત દેવીનું સર્વ કપટ સ્ફુટરીતે તેમના જાણવામાં આવ્યું. તત્કાળ પ્રલયકાળના સૂર્યોદયની જેમ સર્વ દેવતાઓ અત્યંત કોપાયમાન થયા. તેથી મહાઘોર કોપજવાળા તેમણે તે દેવીઉપર મૂકી. દેવતાઓના કોપાગ્નિથી બળતી તે મિથ્યાત્વીદેવી પરિવારસહિત તેમનીપાસે આવી દીનવાણીએ કહેવા લાગી, "તમે અમારા સ્વામી છો, અમે તમારી દાસીઓ છીએ; અમે તૃણના જેવી નિર્બળ છીએ, તેમનીઉપર તમારા જેવાને પરાક્રમ બતાવવું ઉચિત નથી. અમે અજ્ઞાનને વશ થઇ આ અવિચારિત કાર્ય કરેલું છે, હવેથી કદિપણ તેવું કામ કરશું નહીં, માટે અમારો આ એક અપરાધ ક્ષમા કરો." દેવતાઓ બોલ્યા, "અરે તીર્થઘાતિની દુષ્ટા! અમારી જેમ બીજાઓને પણ તેં આવી રીતે ઠગ્યા હશે. હે રાક્ષસિ! તેં આ તીર્થને મલિન કરી નાખ્યું, તને તીર્થની રક્ષા કરવાને માટે રાખેલી છે પણ તુ તો ઉલટો તીર્થનો નાશ કરેછે. હે તીર્થનો ધ્વંસ કરનારી દેવી! ભરતરાજાનું સેવકપણું અંગીકાર કરીને તેં આવું દુષ્કૃત્ય કર્યું, માટે હવે તું હમણાંજ મૃત્યુ પામીશ." દેવતાઓનાં આવાં વચનો સાંભળી હસ્તિની દેવી ભય પામી શ્રીજિનેશ્વર ભગવંતને શરણે ગઈ. 'દયાળુ પ્રભુવિના સંસારની જેમ દેવતાઓના ક્રોધમાંથી કોણ મુક્ત કરી શકે!' તે દેવીને શ્રીઋષભપ્રભુને શરણે ગયેલી જોઈ સર્વ દેવતાઓ દૂર રહીને કહેવા લાગ્યા કે, 'રે દુષ્ટ! આ તેં શું કર્યું'' પછી દાંતવડે આંગળીના પર્વને ચાવતી તે હસ્તિની દેવી

1 ગુપ્ત.

બોલી "હે દેવતાઓ ! મારી ઉપર પ્રસન્ન થાઓ અને મારાપર વાત્સલ્ય લાવીને ક્રોધ કરવો છોડી દ્યો. હે સ્વર્ગવાસી દેવો ! જો હવે ફરીવાર આવાં કૃત્યનું મનમાં પણ સ્મરણ કરૂં તો ત્રણ જગતે નમેલા આ શ્રી આદિનાથના ચરણના મને સોગન છે. આ વિષે જગત્માં સર્વને જોનારા એવા તમે સાક્ષી છો. હે દયાળુ દેવો ! આ મારા પ્રથમ ચેષ્ટિતને માટે મને ક્ષમા કરો." આ પ્રમાણે કહેતી તે દેવીને દેવતાઓએ છોડી મૂકી. **સત્પુરૂષો અપરાધી છતાં પણ નમેલા પ્રાણી ઉપર કદિપણ કોપ કરતા નથી.** ત્યારથી આ તીર્થનેવિષે તે હસ્તિની દેવી હસ્તિસેનાપુરીમાં રહી પૂર્વની જેમ અતિભક્તિથી સંઘની રક્ષા કરવા લાગી.

એકદા ચોથા દેવલોકના પતિ અતિભક્તિવાળા **માહેંદ્ર** નામના ઇંદ્રે પ્રભુના પ્રાસાદોને જરા જીર્ણ થયેલા જોયા. 'અહો ! આવા જગત્હિતકારી તીર્થઉપર આવી જીર્ણતા કેમ થઈ હશે ! જરૂર તે દેવીનુંજ આ ચેષ્ટિત લાગેછે'—એમ મનમાં માહેંદ્રને ચિંતવન થયું. પછી દિવ્યશક્તિવાળા વર્દ્ધકિની પાસે ઇંદ્રે પોતાની ભક્તિ જેવા નવીન પ્રાસાદો કરાવ્યા. એવી રીતે બાહુબલિ, કાદંબ, તાલધ્વજ, રેવતાદ્રિ અને બીજાં શિખરો ઉપરના ચૈત્યોનો પણ ઉદ્ધાર કરાવ્યો. ઈશાનઇંદ્રના ઉદ્ધારને કોટિસાગરોપમ કાલ ગયા પછી શત્રુંજય ઉપર **માહેંદ્રઇંદ્રનો** ચોથો ઉદ્ધાર થયો.

એક વખતે ઐરવત ક્ષેત્રમાં દેવતાઓ શ્રીજિનજન્મોત્સવ કરી આઠમા નંદીશ્વરદ્વીપે આવ્યા. ત્યાં આઠ દિવસસુધી શ્રીજિનાર્ચનાદિ મહોત્સવો કરી તેઓ સિદ્ધાચળ ઉપર શ્રીઆદિનાથને નમસ્કાર કરવાને આવ્યા. ત્યાં આઠ દિવસસુધી ભક્તિવડે પ્રભુની પૂજા કરી. તે અવસરે પુણ્યના મંદિરરૂપ પ્રભુના પ્રાસાદો જીર્ણ થયેલા તેમના જોવામાં આવ્યા. પછી સર્વ દેવતાએ અનુમોદિત કરેલા બ્રહ્મેંદ્રે ભક્તિવડે જાગ્રત થઈ દિવ્યશક્તિવડે શ્રીવિમળાચળનો ઉદ્ધાર કર્યો. માહેંદ્રે કરેલા ઉદ્ધારથી દશકોટિ સાગરોપમ કાળ ગયા પછી શ્રીશત્રુંજયગિરિ ઉપર **બ્રહ્મેંદ્રનો** એ પાંચમો ઉદ્ધાર થયો.

એક વખતે ચમરેંદ્ર વિગેરે ભવનપતિના ઇંદ્રો સ્વેચ્છાથી ભક્તિવડે નંદીશ્વરદ્વીપે ગયા હતા, તેવામાં સ્વરૂપથી કામદેવને જીતનારા અને ભવનેંદ્રોએ નમેલા બે વિદ્યાધરમુનિ તીર્થયાત્રા કરવા માટે ફરતા ફરતા ત્યાં આવી ચડ્યા. તેમણે પ્રસન્ન થઈ જગત્માં શ્રેષ્ઠ અને શ્રવણ કરવાથી પણ પવિત્ર કરે તેવો પુંડરીકગિરિનો મહિમા તેમની પાસે કહ્યો. પછી તે બન્ને મુનિએ પ્રેરણા કરેલા ભુવનપતિ દેવો ઇંદ્રસહિત મુખ્ય તીર્થની યાત્રા કરવાને ઉત્કંઠિત થઈ તે મુનિઓની સાથે શત્રુંજય ઉપર આવ્યા. ત્યાં ભક્તિથી દાનાર્ચન વિગેરે કરી સર્વ તીર્થોપર

રહેલા પ્રાસાદોનો ઉદ્ધાર પણ કર્યો. પછી તે દેવતાઓ પોતપોતાને સ્થાનકે ગયા. બ્રહ્મેંદ્રના ઉદ્ધાર પછી લાખ કોટિ સાગરોપમ ગયા પછી શત્રુંજય ઉપર ભવનેંદ્રનો છઠ્ઠો ઉદ્ધાર થયો.

આ પ્રમાણે શત્રુંજયગિરિ તીર્થની ઉપર આંતરે આંતરે મનુષ્ય અને દેવતાઓએ કરેલા પુણ્યોદ્ધાર હોય તેવા ઉદ્ધારો થયા. હે ઈંદ્ર! એવી રીતે ભરતથી માંડીને સગરચક્રી સુધીમાં આ શત્રુંજય તીર્થ ઉપર જેમનાં હૃદય પ્રશંસા કરવા યોગ્ય છે એવા ૭ ઉત્તમ નર અને દેવતાઓ તીર્થોદ્ધાર કરવાથી નિર્મળ કલ્યાણના નિધાનભૂત થઈ, અનુક્રમે ઉત્તમ જ્ઞાનને પ્રાપ્ત કરી મોક્ષસુખના ભાજન થયાઃ શ્રીવર્ધમાન સ્વામીનાં મુખકમલમાંથી નીકળતા મકરંદસમૂહના સાર જેવા આ-પ્રમાણેનાં વચનો સાંભળી શક્રઈંદ્ર એવો પરમ આનંદ પામ્યો કે જાણે મોક્ષ-સુખજ પામ્યો હોય તેવો દેખાવા લાગ્યો.

**इत्याचार्य श्रीधनेश्वरसूरिविरचिते श्रीशत्रुंजयमाहात्म्ये द्राविडवाल-खिल्यचरित्रतीर्थोद्धारवर्णनो नाम सप्तमः सर्गः ।**





# અષ્ટમ સર્ગ.



જેમના ચરિત્રમાં ઉત્તમ ચાર આશ્ચર્યો રહેલાં છે, એવા શ્રીમાન્ નાભિરાજાના પુત્ર શ્રીઋષભદેવ ભગવાન્ તમોને વાંછિત આપો. તે ચાર આશ્ચર્ય બતાવેછે. કોઇના શિખવ્યા વગર સ્વયમેવ પ્રાપ્ત થયેલી વિવેકસંપત્તિ (ભગવંતને) એ પ્રથમ આશ્ચર્ય, કુમારવયમાં દાન કરવાની વાસના (શ્રેયાંસને) એ બીજું આશ્ચર્ય, ચક્રવર્ત્તીથી પણ અધિક બળ (બાહુબલિને) એ ત્રીજુ આશ્ચર્ય, અને ભોગનો વિસ્તાર છતાં કેવલજ્ઞાનની ઉત્પત્તિ (ભરતચક્રીને) એ ચોથું આશ્ચર્ય. મહાવીર સ્વામી ઇંદ્રને કહેછે–હે ઇંદ્ર ! તીર્થંકરોનાં સુંદર ચરિત્રોનાં કીર્તનથી પવિત્ર એવા શત્રુંજયના બીજા સર્વ ઉદ્ધારોની સ્થિતિ સાંભળ. (કર્ત્તા કહેછે.) કર્મરૂપ શત્રુઓથી અજિત અને કામદેવરૂપ શત્રુને જીતનાર એવા શ્રી અજિતપ્રભુને નમીને તેમના ગુણોનું કીર્તન કરૂછું.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં શત્રુઓના સમૂહથી પણ અયોધ્યા[1] અને પીડારહિત પ્રજાથી વસેલી અયોધ્યાનામે એક પૃથ્વીમાં વિખ્યાત નગરી છે. જ્યાં આવેલા શત્રુઓ તેના મણિમય કિલ્લામાં પોતાનાજ પ્રતિબિંબને જોઈ 'સામા શત્રુઓ આવ્યા' એવો ભય ધરીને નાશી જાયછે. જ્યાં અર્હંતપ્રભુનાં ચૈત્યોમાં અહર્નિશ થતા ઘંટાના નાદને જાણે ધર્મરાજાની સેનાના વાજિત્રોના નાદ હોય તેવા સાંભળીને પાપરૂપ રાજા દૂર નાશી જાયછે. આદિનાથપ્રભુના વંશમાં અસંખ્ય પુરૂષો મોક્ષે જાય ત્યારે એક સર્વાર્થસિદ્ધે જાય એમ યાવત્ બીજા તીર્થંકર થયા ત્યાંસુધી ચાલ્યુ.[2]

તેમજ અનુક્રમે પુત્રો અને પૌત્રોમાં જે જે પ્રજા થઈ તે સર્વ જિનધ્યાનથી શુદ્ધ બુદ્ધિવાળી થઈ; તેથી બધો ઈક્ષ્વાકુવંશં સત્યાર્થ-કૃતાર્થ થયેલો ગણાયછે. અનુક્રમે તે અયોધ્યાનગરીમાં શત્રુઓને જિતનાર અને નિઃસીમ ગૌરવતાના ગુણરૂપ માણિક્યરત્નનો રોહણાચલ જિતશત્રુનામે રાજા થયો. તે રાજાએ દાન આપીને

૧ નહી જીતી શકાય તેવી ૨ શ્રી ઋષભદેવથી અજિતનાથ સુધીમાં કેટલા પાટ મોક્ષે ગયા અને કેટલા સર્વાર્થસિદ્ધે ગયા તેની અનેક પ્રકારની સંખ્યાનું વર્ણન સિદ્ધદંડિકા નામના પ્રકરણમાં વિસ્તારથી છે

શત્રુઓનાં અને યાચકોનાં લલાટમાં વિધાતાએ લખેલ અક્ષરપંક્તિને લોપી નાખી હતી. તે રાજાને ગુણથી શ્રેષ્ઠ, બળવાન્, જ્યેષ્ઠબંધુમાં ભક્તિવાન્ અને સર્વજનનો મિત્ર સુમિત્રનામે એક અનુજ બંધુ હતો. તેને રાજાએ યુવરાજપદવી આપી હતી. જિતશત્રુરાજાને મુખની કાંતિથી ચંદ્રની કાંતિને દાસી કરનાર અને સર્વ પત્નીઓને વિજય કરવાના ઉદાહરણરૂપ વિજયાનામે એક રાણી હતી. નિઃસીમ ગુણવાળી તે શીલરૂપી પર્વતમાં અને પતિના દુર્ગ્રાહ[1] હૃદયગૃહમાં રહી લોકોના ચિત્તને વશ કરતી હતી. હંસીની જેમ બંને પક્ષમાં શુદ્ધ અને વિવેકવાળી તે રમણીએ પોતાના પતિના માનસમાં[2] સદા નિવાસસ્થાન કર્યું હતું. જગન્મિત્ર યુવરાજ સુમિત્રને સારાં ચરિત્રોથી યશવાળી યશોમતીનામે પ્રિયા હતી. મંદગતિએ ચાલતી એ બાળાએ તારૂણ્યરૂપી અરણ્યમાં ફરતું, અને કામતૃષ્ણાથી આતુર એવું પતિનું મનરૂપી મૃગલું પોતાના ગુણવડે બાંધી લીધું હતું.

એક વખતે ચંદ્રશાળામાં કાંઈક જાગતી કાંઈક ઉંઘતી અવસ્થામાં સુતેલી વિજયાદેવીએ રાત્રિને પાછલે પહોરે ચૌદ સ્વપ્નો જોયાં. હાથી, સિંહ, વૃષભ, લક્ષ્મી, પુષ્પની માળા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કુંભ, સરોવર, સમુદ્ર, વિમાન, રત્નરાશિ અને અગ્નિ એ ચૌદ સ્વપ્નો મુખમાં પ્રવેશ કરતાં જોઈ વિજયાદેવી અત્યંત પરમાનંદ સુખ પામ્યાં, તેજ વખતે વૈશાખમાસની શુક્લ ત્રયોદશીએ ચંદ્ર રોહિણીનક્ષત્રમાં આવતાં દેવતાનું આયુષ્ય પૂર્ણ કરી, વિજયનામના અનુત્તર વિમાનથી ચ્યવીને બીજા તીર્થંકર વિજયાદેવીનાં ઉદરમાં સમાધિપૂર્વક ઉત્પન્ન થયા. તે સમયે સર્વત્ર મહા ઉદ્યોત થયો અને નારકીઓને પણ સુખ થયું.

તેજ રાત્રિએ સુમિત્ર યુવરાજની સ્ત્રી યશોમતીએ પણ તેજ ચૌદ સ્વપ્નો જોયાં. પ્રાતઃકાળે હર્ષ પામી વિજયા અને યશોમતીએ પોતપોતાના પતિને યથાર્થ સ્વપ્નની વાર્ત્તા કહી. તેમણે સ્વપ્નપાઠકોને બોલાવીને પૂછ્યું એટલે તેઓએ વિજયાદેવીથી તીર્થંકરનો જન્મ અને યશોમતીથી ચક્રવર્ત્તીનો જન્મ થશે એમ કહ્યું. રાજાએ અને યુવરાજે હર્ષથી સ્વપ્નપાઠકને ઘણું ધન આપીને ખુશી કર્યા. બન્ને દેવીઓને ગર્ભના પ્રભાવથી સારા સારા દોહદ થયા, જેથી તે બંને રાણીઓ જીવો ઉપર અનુકંપા કરવા લાગી; અને તેથીજ સ્વભાવે મંદગતિવાળી તેઓ વિશેષ મંદતાવાળી થઈ. નવ માસ અને સાડાસાત દિવસ પૂર્ણ થતાં માઘમાસની શુક્લ અષ્ટમીએ ચંદ્ર રોહિણીનક્ષત્રમાં આવતાં અર્ધરાત્રિએ વિજયાદેવીએ ગજના ચિન્હથી

---

૧ દુઃખે ગ્રહણ કરી શકાય તેવા. ૨ મન, હંસપક્ષે માનસરોવર.

લાંછિત, કનકવર્ણી અને જગત્‌માં ઉદ્યોત કરનાર એક પવિત્ર પુત્રને જન્મ આપ્યો. તે સમયે આસનકંપથી જિનજન્મને જાણીને છપ્પન દિક્કુમારીઓએ ત્યાં આવી ભક્તિપૂર્વક સર્વ સૂતિકાકર્મ કર્યું. ચોસઠ ઇંદ્રો આસનકંપથી પ્રભુનો જન્મ જાણીને અત્યંત હર્ષોલ્લાસથી અતિ શોભાયમાન વિમાનમાં પોતપોતાના પરિવાર સાથે બેસી ઘણા દ્વીપોને ઉલ્લંઘન કરી વિનીતાનગરીમાં આવ્યા. જિનેશ્વરની માતાને અવસ્વાપિની નિદ્રા મૂકી. તેમની પડખે પ્રભુનું પ્રતિબિંબ રાખી સૌધર્મેંદ્રે પ્રભુને ત્યાંથી લીધા. પછી ચંદનવડે લીપેલા અને અંજલિઆકારે કરેલા બે હાથમાં પ્રભુને લઈ શક્રેંદ્ર ક્ષણવારમાં મેરૂગિરિ પર ગયા. ત્યાં પાંડુકવનમાં અતિ પાંડુકબલા નામે અર્ધચંદ્રાકાર સ્ફટિકમય શાસ્વત શીલા છે, તેપર રહેલાં સુંદર સિંહાસનમાં પ્રભુને ઉત્સંગમાં લઇને સૌધર્મેંદ્ર બેઠા, તે સૂર્યને ઉત્સંગમાં રાખનાર પૂર્વાચળ જેવા શોભવા લાગ્યા. પછી શક્રેંદ્રે પાંચ રૂપ કર્યાં; એકરૂપે છત્ર, બેરૂપે ચામર, એકરૂપે ઉત્સંગમાં પ્રભુને ધારણ કર્યા અને એકરૂપે વજ્ર લઈ આગળ ઊભા રહ્યા. પાંચરૂપે પ્રભુની ભક્તિ કરતા તે ઇંદ્રે જિનસ્નાત્ર કરવાને માટે બીજા ઇંદ્રોને આમંત્રણ કર્યું. સર્વ ઇંદ્રોએ એકઠા થઈને ભાવપૂર્વક મૃત્તિકાના, સુવર્ણના, રૂપાના, મણિરત્નના, સોનારૂપાના, મણિનેરૂપાના, મણિસુવર્ણના અને સોનું રૂપું તથા મણિના તીર્થજળથી ભરેલા પ્રત્યેકે એક હજારને આઠ આઠ નિર્મળ કળશોવડે પ્રભુને સ્નાત્ર કર્યું. પછી ગોશીર્ષચંદન, દિવ્ય સુગંધી પુષ્પ, ફળ અને પત્રોથી તેમણે ભક્તિસહિત શીઘ્રતાથી પૂજા કરી. પછી શુભવાસનાવાળા સૌધર્મપતિએ અર્ઘ્યાદિકથી પૂજા કરીને આ પ્રમાણે સ્તુતિ કરી "હે અજિતસ્વામી ! ત્રણ લોકના નાયક, "દેવાધિદેવ અને લોકોત્તર એવા તમે જય પામો. હે ભગવન્! આદિનાથ પ્રભુની "પછી પચીશ લાખ કોટિ ઇંદ્રો[1] થઈ ગયા પછી આજે તમે મારાં સારાં ભાગ્યેજ "અવતર્યા છો.[2] હે ભગવન્! તમારા અવતારના યોગથી તમારી પૂજા, અને "તમારી દેશના સાંભળીને મારો અવતાર પણ હું કૃતાર્થ માનુંછું. હે નાથ! "તમારા જેવા સ્વામીથી આ ભરતખંડ અને હું વિગેરે સુરો, અસુરો અને "મનુષ્યો આજે પવિત્ર થયેલાં છે. હે પ્રભુ! તમે આ સંસારરૂપ વારિધિમાં[3] "ડૂબી જતા પ્રાણીઓને તારનાર અને કષાય તથા અવિરતિરૂપ શત્રુઓના બળને તો-

---

૧ ઋષભદેવ પછી અજિતનાથજી પચાસ લાખ કોટિ સાગરોપમે થયા સૌધર્મેંદ્રનુ આયુષ્ય બે સાગરોપમનુ હોવાથી તેટલા અતમાં પચીશ લાખ કોટિ ઇદ્રો એક પછી એક થઈ ગયા એમ સમજવુ ભા ક ૨ પચીશ લાખ ઇંદ્રને જન્માભિષેક કરવાનો પ્રસગ મળ્યો નહિ અને મને મળ્યો તેથી હુ ભાગ્યવાળો છુ એવો અત્ર આશય છે. ભા. ક. ૩ સમુદ્ર.

" ડનાર છો. હે જગત્પ્રભુ ! અમેયગુણના આધાર, અનંત અને અવ્યક્ત એવા
" તમે બીજા તીર્થંકર, ધર્મનો ઉદ્ધાર કરવામાટે ઉદય પામ્યા છો. હે કરૂણાકર
" સ્વામી ! આસન, શયન, ગમન અને ધ્યાન વિગેરે સર્વ કર્મમાં તમે મારા ચિત્તમાં
" નિવાસ કરો. હે ભગવાન્ ! તમારૂં પૂજન, સ્તવન, અને ધ્યાન કરવાના પુ-
" ણ્યથી તમારાં ચરણકમળ ભવેભવ મારા મનમાં રહ્યા કરો. "

આપ્રમાણે સ્તુતિ કરી પંચાંગપ્રણામ કરી ઈંદ્ર પૂર્વનીપેઠે પ્રભુને લઈ વારંવાર તેમને અવલોકતો અને પોતાના આત્માને ધન્ય માનતો દેવતાઓનીસાથે હર્ષપૂર્વક જિતશત્રુરાજાને ઘેર આવ્યો. પ્રભુની માતાપાસેથી પ્રતિબિંબ લઇ અને નિદ્રા હરણ કરી પલંગપર પ્રભુને પધરાવીને તે નંદીશ્વરદ્વીપે ગયો. ત્યાં આઠ દિવસસુધી સર્વ સુરાસુરો જન્મોત્સવ કરીને જિનધ્યાનમાં પરાયણપણે પોતપોતાને સ્થાનકે ગયા.

યુવરાજની રાણી યશોમતીએ દોહલા પૂર્ણ કર્યા હતા. તેણે પણ ગર્ભકાળ પૂર્ણ થતાં તેજ રાત્રિએ એક પવિત્ર પુત્રને જન્મ આપ્યો. સ્નાત્રોત્સવમાં પ્રભુને જોયા હતા, તથાપિ પુનઃ સ્વામીને જોવાને ઉત્સુક થયેલો સૂર્ય તત્કાળ અતિ ઊંચા ઉદયગિરિપર આરૂઢ થયો. તેની સર્વ તરફ પ્રસરતી કિરણોની શ્રેણીએ શ્રીજિનવાણીની પેઠે વિશ્વવ્યાપી અંધકારને હરી લીધું અને સર્વ ઠેકાણે [*]કમળોદય કર્યો. પ્રાતઃકાલે રાજાએ પુત્રજન્મની વધામણી કહેનાર પુરૂષોને દાન આપી તેનું જન્માંત દારિદ્ર દળી નાખ્યું. પછી ઈંદ્રના આદેશથી કુબેરે આખા નગરમાં આષાઢમાસના મેઘની જેમ હિરણ્ય, રત્ન અને વસ્ત્રોની વૃષ્ટિ કરી. કામધેનુ, કલ્પવૃક્ષ, દક્ષિણાવર્ત્ત શંખ અને ચિંતામણિરત્નને પણ વ્યર્થ કરતો મહેંદ્રનો દાનમનોરથ તેટલાથી પણ પૂરાણો નહીં. તે સમયે ધ્વજા, તોરણ, માણિક્ય, સ્વસ્તિક, અગરૂ અને માળાઓથી આખા નગરમાં મોટો ઉત્સવ થઇ રહ્યો. બીજે દિવસે રાજાએ સ્થિતિ અને પ્રતિસ્થિતિ સંસ્કાર કર્યો. ત્રીજે દિવસે ઉત્સવ સાથે બાળપુત્રને સૂર્યચંદ્રનું દર્શન કરાવ્યુ. છઠે દિવસે ગોત્રજનની સંમતિથી ' આ પુત્ર કર્મથી જીતાશે નહીં ' એવું ભવિષ્યધારી ઉત્સવવડે પ્રભુનું **અજિત** એવું નામ પાડયું. અને યશોમતિનો પુત્ર સંગ્રામ કરવાવડે અન્ય સર્વ વિશ્વને શૂન્ય કરી દે એવો પરાક્રમી થશે એમ ધારી તેનું ગોત્રમંત્રની વાણીવડે પવિત્ર એવું **સગર** નામ પાડયું. ઈંદ્રે મોકલેલી પાંચ ધાત્રીઓથી લાલિત થતા પ્રભુ પાંચ સમિતિવડે વ્રતની જેમ વૃદ્ધિ પામવા લાગ્યા. તે પ્રભુ બધા વિશ્વને આલંબન કરવાની યષ્ટિરૂપ છે, તે છતાં

[*] સૂર્યપક્ષે કમળ-જિનવાણીપક્ષે ભવ્યજીવરૂપ કમળ.

પોતે હાથમાં યષ્ટિનું[1] અવલંબન કરી જાણે ભવસાગરને તરતા હોય તેમ મંદ મંદ ચાલવા લાગ્યા. કેટલાક દેવતાઓ ઇંદ્રની આજ્ઞાથી મયૂર, ઘોડા અને હાથીનાં રૂપ લઇ પ્રભુને રમાડવા લાગ્યા. પ્રભુ જોકે સંસારથી વિરક્ત હતા, તથાપિ માતાપિતાને અને દેવતાઓને હર્ષ પમાડવા માટેજ એવી બાળક્રીડા કરતા હતા. સારી બુદ્ધિવાળા સગરકુમાર માતાપિતાની પ્રસન્નતાને માટે ગુરૂ પાસેથી સંતોષપૂર્વક અનુક્રમે સર્વકળાઓ શીખ્યા. સુવર્ણ જેવી કાંતિવાળા, પૃથ્વીમાં આભૂષણરૂપ અને વિકસ્વર ઉત્તમ લક્ષણોથી લક્ષિત એવા તે બંને કુમાર યૌવનવયને પ્રાપ્ત થયા. વયમાં સાડાચારસો ધનુષ ઊંચી કાયાથી અને નિઃસીમ રૂપ લાવણ્યથી શોભતા તેઓ જગત્‌ને હર્ષ આપવા લાગ્યા. પોતાને ભોગફળ કર્મ ભોગવવાનું છે એવું જાણીને પ્રભુ માતાપિતાને હર્ષ આપવા માટે રાજકન્યાઓ સાથે પરણ્યા. **કર્મનું ફળ બળવાન્ છે.** કળાઓના આધાર સગરકુમાર તારાઓમાં કળાધર ચંદ્રની જેમ પિતાને ખુશી કરવા માટે ઘણી રાજકન્યાઓ સાથે પરણ્યા. દેવતાઓએ કરાતી સેવાવડે સમાધિયુક્ત એવા પ્રભુએ અનુક્રમે અઢાર લાખ પૂર્વ કુમારપણામાં ઉલ્લંઘન કર્યાં. પછી પુત્રવત્સલ જિતશત્રુ રાજાએ તેમને પૂર્ણ ગુણવાન્ જાણીને જોકે તેઓ ઇચ્છતા નહોતા તથાપિ રાજ્યપર બેસાર્યા; અને મોટી બુદ્ધિવાળા સુમિત્ર યુવરાજ જિતશત્રુ રાજાની આજ્ઞાથી પોતાના પુત્ર સગરને પોતાની પદવી ઉપર નીમ્યા. પછી રાજા જિતશત્રુએ અને સુમિત્રે બીજા અનેક રાજાઓની સાથે ધર્મઘોષ ગુરૂની પાસે દિક્ષા લીધી.

સુરાસુરોથી અજિત અને સુરસેવિત અજિતરાજ જગતનું પાલન કરતાં રાજ્ય કરવા લાગ્યા. યુવરાજ સગરકુમાર રાજાની આજ્ઞાથી ઘણા દેશને સાધી થોડા વખતમાં વિજય મેળવી આવ્યા. પ્રભુ રાજ્ય કરતા હતા તે વખતે દેશ બધામાં સાત પ્રકારની ઇતિ[2] અને કોઈ પ્રકારની ભીતિ રહીજ નહીં. સુષમકાલની જેમ સર્વ લોકો સુખે રહેવા લાગ્યા. પ્રભુએ ત્રેપનલાખ પૂર્વસુધી રાજ્ય કરીને વ્રતની ઇચ્છાએ ભોગનીય કર્મ ખપાવ્યું.

એક વખતે વસંતઋતુમાં લોકોના આગ્રહથી પ્રભુ અંતઃપુરની સાથે ઉદ્યાનમાં ગયા. તે વખતે એ વન કોકિલાના કોલાહલથી અને ભ્રમરાઓના ગુંજારવથી જાણે પોતાની શોભા બતાવવાને પ્રભુને બોલાવતું હોય તેમ દેખાતું હતું, વૃક્ષોના ઊંચા શિખરોથી પ્રભુને જોતું હોય તેમ જણાતું હતું, પ્રભુનાં દર્શનથી ખીલેલી કળિઓ-

---

૧ લાકડી. ૨ અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઊંદર, તીડ, સુડા, દેશી લોકોનો બળવો અને શત્રુનો હુમલો–એ સાત ઇતિ કહેવાયછે.

વડે હસતું હોય એમ લાગતું હતું અને જ્યારે પ્રભુ નજીક આવ્યા ત્યારે વૃક્ષોની ચલાયમાન શાખારૂપી ભુજાથી પ્રીતિવડે તેમનો સત્કાર કરતું હોય તેમ દેખાતું હતું. એવાં સુંદર વનમાં પધાર્યા પછી વિકાશ પામેલાં પુષ્પોના મકરંદવડે સુગંધિત અને છત્રની જેમ સૂર્યતાપથી રહિત તે વનમાં વિશ્વપતિ પ્રભુએ લોકોની સાથે રમવાની ઇચ્છા કરી. તે વખતે કોઈ તરુણ સ્ત્રી પાદાગ્રઉપર રહી વૃક્ષઉપરથી ફળ લેતી હતી, તે સ્તનરૂપ સ્તબકવડે શોભતી જંગમવેલ હોય તેવી દેખાતી હતી. જેનું શરીર વૃક્ષમાં ઢંકાઈ ગયું છે અને તેની અંદરથી જેનું મુખકમળ માત્ર દેખાય છે એવી કોઈ રમણી અન્યજાતિના વૃક્ષમાં અન્યજાતિનું પુષ્પ ઉગ્યાની શંકા કરાવતી હતી; કોઇ ચતુર સ્ત્રી 'મારી પાંચ આંગળીજ પાંચ બાણ છે તેથી આ કામદેવના પુષ્પરૂપ પાંચ બાણને ધિક્કાર છે' એવો ક્રોધ કરી નખવડે વૃક્ષોનાં પુષ્પને છેદી નાખતી હતી; કોઈ તરૂણીએ મલ્લિકાના પુષ્પોવડે માળા ગુંથીને પોતાનાં સ્તન ઉપર મૂકી તેથી તે માળાનાં પુષ્પો જાણે હાથીના કુંભસ્થળનો વિજય કરીને મેળવેલાં મોતી હોય તેવાં દેખાતાં હતાં; કોઈ વસંતરાગમાં પંચમસ્વરથી ગાતી બાળા તત્કાળ સુંદર પુષ્પોને પણ વિરહી સ્ત્રીપુરૂષજેવા કરતી હતી; કોઈ કાંતા કામદેવના ચક્ર હોય, તેવા બોરસલીનાં પુષ્પો લઈ જાણે કામદેવની શક્તી હોય તેમ તે પુષ્પોને લીલાવડે પોતાના પતિતરફ ફેંકતી હતી; અને કોઈ શ્વેતવસ્ત્ર પહેરી પુષ્પવાળા વૃક્ષોથી વીંટાઈ રહેલી બાળા પોતાના મુખચંદ્રવડે પૂર્ણિમાની રાત્રિ જેવી શોભતી હતી. તે અવસરે સર્વ અંગમાં પુષ્પાભરણ ધારણ કરી, પુષ્પના આસનપર બેસી, હાથમાં પુષ્પનો દડો રાખી અને માથે પણ પુષ્પનો મુકુટ રાખી પ્રભુ અતિશે શોભતા હતા. પ્રભુની આગળ મંડળાકારે થઇને રાસડા લેતી કામિનીઓ હાથવડે તાલ લઇને પ્રેક્ષકોના ચિત્તને હરતી હતી.

આવીરીતે કામીજનોને કામરસમાં વ્યગ્ર થયેલા જોઈ 'અહીં આમ છે તેવું બીજે કોઈ ઠેકાણે છે કે નહીં ?' એમ વિચારતા પ્રભુને અવધિજ્ઞાનથી પોતાના ગુણોત્તર પૂર્વભવનું અને મહા આનંદકારી અનુત્તરસુખનું સ્મરણ થયું. તત્કાળ તેની આગળ આ સર્વ તદ્દન વિરસ દેખાયું, એટલે શર્કરાનું આસ્વાદન કરનાર પ્રાણી લીંબડાના ફળનો સ્વાદ લેવાથી જેમ વિરામ પામે તેમ પ્રભુ વિરામ પામ્યા; અને ચિંતવવા લાગ્યા "અહો ! એવું લોકોત્તર સુખ ભોગવ્યા છતાં પણ મારૂં મન હજુ આવાં તુચ્છસુખમાં રમવાને ઇચ્છેછે, માટે આ કામચેષ્ટાને ધિક્કાર છે ! અજ્ઞાની જીવ અનંતભવમાં અનંત સુખોને ભોગવ્યા છતાં પણ પાછો તે સુખોને ભવેભવમાં જાણે નવીન હોય તેમ ઈચ્છેછે ! પૂર્વે અનંત સુખ ભોગવ્યા છતાં પ્રાણી

જરા પણ તૃપ્ત થતો નથી, પરંતુ એક લવ માત્ર દુઃખ આવી પડેછે તો તેમાં સદ્ય ઉદ્વેગ પામી જાયછે. પુણ્ય કરવાથી પ્રાણીને અનેક સુખ પ્રાપ્ત થાયછે છતાં તે પુણ્યમાં પ્રાણીને આદર થતો નથી; અને પ્રમાદથી દુઃખ થાયછે છતાં તેમાં આદર કરાયછે. જડ પ્રાણી કરેછે બીજું અને તેથી જુદા ફળની ઇચ્છા કરેછે; પરંતુ બીજ લીંબડાનું વાવ્યું હોય તો તેમાંથી શું કલ્પવૃક્ષનો અંકુર ઉત્પન્ન થાય! આ સંસારરૂપ સમુદ્રમાં વિષયરૂપ આમિષના લોભથી અજ્ઞપ્રાણીઓ માછલાની જેમ વિષય કષાયરૂપ ધીવરોની નાખેલી દુઃખરૂપ જાળમાં ફસાયછે. આ સંસારરૂપ ચૌટામાં વિષયરૂપ સ્વેચ્છાચારી વૈરીઓ જડપુરૂષોના પુણ્યરૂપ ચૈતન્યને છળથી હરી લેછે. ભવભવમાં પુત્ર, મિત્ર અને સ્ત્રીરૂપ પાશથી બંધાએલો પ્રાણી પક્ષીની જેમ સ્વેચ્છાથી ધર્મમાં રમી શકતો નથી. જેઓ વિષયસંબંધી તુચ્છ સુખના લોભથી પોતાનું પુણ્ય હારી જાયછે, તેઓ ચરણ ધોવા માટે અમૃત વાપરે છે." આ પ્રમાણે પ્રભુ ચિંતવતા હતા, તેવામાં સ્વર્ગમાંથી 'જય જય' એવી વાણી ઉચ્ચારતા લોકાંતિક દેવતાઓ આવ્યા; અને "**હે સ્વામી! તીર્થ પ્રવર્ત્તાવો અને** સર્વના મોહને હરો" એમ કહી તેઓ વિનયથી નમ્ર થઈ પોતાને સ્થાનકે ગયા. પછી પ્રભુએ તત્કાળ ઉદ્યાનક્રીડાદિક સર્વ છોડી દઈ કામધેનુને પણ અલ્પ કરે તેવી રીતે વાર્ષિકદાન આપવાનો આરંભ કર્યો. સાંવત્સરિક દાનમાં તેમણે જે હાથી, ઘોડા, રથ, પૃથ્વી, રત્ન, માણિક્ય અને વસ્ત્રોનું દાન આપ્યું તેની સંખ્યા પ્રભુ પોતેજ જાણતા હતા, બીજું કોઈ જાણતું નહોતું. પોતાના ભાઈ સગર ભવિષ્યમાં ચક્રવર્ત્તી થવાના છે એવું જાણીને તે ઈચ્છતા નહોતા તોપણ તેમને બળાત્કારે પ્રભુએ રાજ્યપર બેસાર્યા.

પછી આસનકંપથી દીક્ષાસમયની જાણ થતાં પ્રભુના તે કલ્યાણકનો મહોત્સવ કરવા માટે સર્વ ઇંદ્રો પોતપોતાના સ્થાનથી આકાશમાં શ્રેણી બાંધતા અને પરસ્પર સંઘટ્ટ કરતા ત્યાં આવ્યા. પ્રભુ સ્નાન કરી, દિવ્ય વસ્ત્રાભરણ પહેરી ગૃહચૈત્યમાં અર્હંતનાં બિંબની પૂજા કરીને સુરઅસુરોએ રચેલી સુપ્રભા નામની શિબિકામાં, પાલકવિમાનમાં ઇંદ્ર આરૂઢ થાય તેમ આરૂઢ થયા. હાથવડે ન્યુંછણા કરતી વૃદ્ધ સ્ત્રીઓએ વધાવેલા પ્રભુ એક હજાર પુરૂષોવડે વહન કરાતી શિબિકામાં બેસીને સહસ્રામ્રવનમાં આવ્યા. ત્યાં અશોકવૃક્ષની નીચે શિબિકા મૂકી એટલે ઉદયાચળપરથી સૂર્યની જેમ પ્રભુ તેમાંથી ઉતર્યા. પછી પ્રથમ ધારણ કરેલા વસ્ત્રાભરણ અને માળાઓ વિગેરે સર્વ તજી દીધું, જેને ઇંદ્રે પોતાના વસ્ત્રના છેડામાં ગ્રહણ કર્યું. પછી કુકર્મોત્પન્ન[1] ક્લેશની જેમ મસ્તકપરના કેશનો પાંચ મુષ્ટિવડે લોચ કર્યો. તે કેશ

૧ ખરાબ કામોથી થયેલા.

ઈંદ્રે ક્ષીરસમુદ્રમાં પધરાવ્યા. પછી ઈંદ્રે હાથની સંજ્ઞાવડે સર્વ કોલાહલ શાંત કર્યો એટલે પ્રભુએ ત્રિવિધે ત્રિવિધે સામાયિક ઉચ્ચર્યું. એક હજાર રાજાઓની સાથે પ્રભુએ વ્રત ગ્રહણ કર્યું. તે સમયે ઈંદ્રે તેમના સ્કંધ ઉપર એક ઉજ્વળ દેવદૂષ્ય વસ્ત્ર નાખ્યું. તે સમયે માઘમાસની શુક્લનવમીએ ચંદ્ર રોહિણીનક્ષત્રમાં આવતાં દિવસને પાછલે પહોરે છઠ તપવાળા પ્રભુને ચોથું મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યાંથી નિઃસંગ થઈ, મૌન ધારણ કરી પ્રભુએ અન્યત્ર વિહાર કર્યો, અને ઈંદ્રાદિક દેવતાઓ નંદીશ્વરદ્વીપે ગયા. બીજે દિવસે અયોધ્યાનગરીમાં બ્રહ્મદત્તને ઘેર પ્રભુએ પરમાન્નથી[1] મહાકલ્યાણનું કારણ એવું પારણું કર્યું. તે સમયે તેનાં ઘરનાં આંગણામાં સાડાબાર કોટિ સોનૈયાની, પુષ્પોની અને દેવદૂષ્ય વસ્ત્રોની વૃષ્ટિ થઈ, આકાશમાં દેવદુંદુભિ વાગી, ચેલોત્ક્ષેપ થયો અને દાતારની પ્રશંસા કરતા દેવતાઓએ જય જય શબ્દનો ઉચ્ચાર કર્યો. 'પ્રભુએ સ્પર્શેલી આ ભૂમિને બીજો કોઇ સ્પર્શ કરે નહીં' એવું ધારી બ્રહ્મદત્તે તે ઠેકાણે ધર્મચક્ર કરાવ્યું.

આર્ય અનાર્ય દેશોમાં મમતારહિત વિહાર કરતા પ્રભુએ ધ્યાનરૂપ અગ્નિથી પોતાના ઘાતીકર્મને[2] બાળી નાખ્યાં. હાર અને સર્પમાં, મણિ અને પથ્થરમાં, તૃણ અને સ્ત્રીમાં, શત્રુ અને પુત્રમાં અને કાંચન અને કાચમાં પ્રભુ સમદૃષ્ટિવાળા થયા. તેમજ સુખમાં અને દુઃખમાં, સંસારમાં અને મોક્ષમાં, જનસંકુલ સ્થાનકમાં અને નિર્જન સ્થાનકમાં, દિવસ, રાત્રિ અને સંધ્યાકાળમાં સમભાવવાળા થયા. કૂર્મનીપેઠે ઇંદ્રિયોને ગોપવનાર, આકાશની જેમ નિર્લેપ, પૃથ્વીનીપેઠે ક્ષમાવાન્ અને સૂર્યની જેમ તેજવડે અદ્ભુત એવા ત્રૈલોક્યપતિ પ્રભુ સર્વ દેશોમાં બાર વર્ષ સુધી વિહાર કરી ફરીને અયોધ્યાસમીપે આવ્યા. ત્યાં સહસ્રામ્રવનમાં સપ્તચ્છદવૃક્ષની નીચે ગોદોહાસને રહી ધ્યાનાંતરમાં વર્તતા પ્રભુને ઘાતીકર્મોનો ક્ષય થવાથી પોષમાસની શુક્લદ્વાદશીએ ચંદ્ર રોહિણીનક્ષત્રમાં આવતાં દિવસને પશ્ચિમભાગે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તે સમયે ચૌદ રાજલોક પ્રમાણ બધું જગત્, જીવોની ગતાગતિ અને કર્મોના વિપાક—સર્વ હાથમાં રહેલા મણિનીપેઠે જોવામાં આવ્યું. તત્કાળ આસનકંપ થતાં, સર્વ ઇંદ્રો રવિના બિંબની સાથે સ્પર્ધા કરે તેવા વિમાનોમાં બેસીને ભક્તિપૂર્વક ત્યાં આવ્યા. દેવતાઓએ એક યોજન પ્રમાણ પૃથ્વીપર રૂપ્ય, સુવર્ણ અને મણિરત્નવડે ત્રણ પ્રકારવાળું અને ચાર દ્વારવાળું સમોસરણ રચ્યું.

અહીં અયોધ્યામાં સગરરાજા સભા ભરીને સિંહાસનઉપર બેઠા હતા, તેમને

૧ ક્ષીર-ખીર ૨ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતીકર્મો છે.

છડીદારે આવીને કહ્યું "સ્વામી ! કોઈ બે પુરૂષ દ્વારે આવીને ઊભા છે." રાજાની આજ્ઞાથી તેમને અંદર પ્રવેશ કરાવતાં તેમાંથી એક પુરૂષ પ્રણામ કરીને બોલ્યો, "રાજન્ ! વધામણી છે, શ્રી અજિતનાથ પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે." બીજા પુરૂષે કહ્યું, "મહારાજા ! વધામણી છે, આપણા શસ્ત્રાગારમાં હર્ષનું કારણ એવું ચક્રરત્ન ઉત્પન્ન થયું છે." તે વખતે 'પ્રથમ ચક્રરત્નનો ઉત્સવ કરવો કે કેવળજ્ઞાનનો ઉત્સવ કરવો ?' એવા વિચારમાં રાજાનું મન હિચકા ખાવા લાગ્યું. પછી તેણે નિશ્ચય કર્યો કે ત્રણ લોકને અભય આપનાર સ્વામી ક્યાં ! અને વિશ્વને ભય ઉત્પન્ન કરનાર આ ચક્રરત્ન ક્યાં ! એમ ધારી તરતજ સગરરાજા આસનથી નીચે ઉતર્યા અને હાથી, ઘોડા, રથ, અંતઃપુર, પુત્ર, પેદલ, વેપારીઓ અને બીજા લોકોથી પરિવૃત્ત થઈ વનમાં આવ્યા. ત્યાં પ્રભુને પ્રદક્ષિણા કરી નમીને પ્રભુની સ્તુતિ કરી. પછી પ્રભુનાં મુખમાંથી ઉત્પન્ન થયેલી દેશના તેણે આ પ્રમાણે સાંભળી—
"સ્વર્ગ અને મોક્ષનું કારણ એવો ધર્મ સદા સેવ્ય છે. ધર્મવિના દુઃખ, દુર્ભાગ્ય
"અને સંસારમાં ગમનાગમન થયા કરેછે. ઉત્તમ બુદ્ધિવાળો પુરૂષ આ અસાર દેહ-
"માંથી ધર્મરૂપ સાર ગ્રહણ કરેછે. આ સંસારમાં બીજું સર્વ પામવું સુલભ છે પણ
"ધર્મ પામવો અતિ દુર્લભ છે." આ પ્રમાણે દેશના સાંભળ્યા પછી સગરરાજા અયોધ્યામાં આવ્યા, અને ભક્તિથી ચક્રનો અઠ્ઠાઈઉત્સવ કર્યો. 'ક્ષત્રિયોનો એ ક્રમજ છે.' સર્વ દેવતાઓએ નમેલા અને કૃપાના આધાર એવા પ્રભુએ ચતુર્વિધ સંઘ અને તીર્થની સ્થાપના કરીને ત્યાંથી વિહાર કર્યો.

સૂર્યના જેવી કાંતિવાળું ચક્ર શસ્ત્રાગારમાંથી બહાર નીકળ્યું, એટલે તેજ દિવસે સગર ચક્રવર્તીએ પ્રયાણ કરવાનો ઉદ્યમ કર્યો. ચોરાશી લાખ હાથી ઘોડા અને રથ તથા કોટિગમે પેદલ સાથે પ્રથમ પૂર્વ દિશાતરફ ચાલ્યા. લાખ યક્ષોએ અધિષ્ઠિત એવા ગજરત્ન, વાજિરત્ન, છત્રરત્ન, દંડરત્ન, મણિરત્ન, કાંકિણીરત્ન, વર્દ્ધકિરત્ન, પુરોહિતરત્ન, ગૃહીરત્ન, ચક્રરત્ન, અને ચર્મરત્ન વિગેરે રત્નો[1] લઈ સૈન્યવડે વિશ્વને આચ્છાદન કરતા અતુલ પરાક્રમી સગરરાજા ચાલવા લાગ્યા. અનુક્રમે પૂર્વસાગરને કિનારે આવી અષ્ટમ તપ કરી બાર યોજન જનારા બાણવડે તેમણે માગધદેવને બોલાવ્યો. તેની પાસેથી રત્નાદિ સાર સાર વસ્તુઓ લઇને તે દિશાના અધિપતિ તરીકે તેને સ્થાપિત કરી પારણું કરીને તેનો અઠ્ઠાઈઉત્સવ કર્યો. ત્યાંથી

૧ આમા ગણાવેલા ઉપરાત સેનાપતિરત્ન અને ખડ્ગરત્નતો સાથે હોવાજ જોઇએ બાકી સ્ત્રીરત્નની પ્રાપ્તિ તો આગળ થવાની છે. આ રત્નો લાખ યક્ષોએ અધિષ્ઠિત અહી કહ્યા છે, પણ અન્યત્ર એકેક રત્ન હજાર હજાર યક્ષોએ અધિષ્ઠિત હોવાનો લેખ છે  ભા  ક

પાછા ફરી ચક્રની પછવાડે અવિચ્છિન્ન પ્રયાણે ચાલતા દક્ષિણસાગરને તીરે આવીને છાવણી નાખી; ત્યાં વર્ધકીરત્ને સૈન્યને માટે આવાસો અને એક પૌષધાલય કર્યાં. તેમાં આવીને ચક્રીએ પૌષધવ્રત ગ્રહણ કર્યું. પછી માગધની જેમ વરદામને મનમાં ધારી તેની તરફ બાણ છોડયું. ચક્રીને આવ્યા જાણી તે ચક્રવર્ત્તી પાસે આવ્યો. ભક્તવત્સલ ચક્રવર્ત્તીએ તેણે ભેટ કરેલાં મણિ, સુવર્ણ, મુક્તા અને રત્નાદિ લઈ તેને તેના સ્થાનપર સ્થાપિત કર્યો. તેવીજરીતે પશ્ચિમસાગરને કિનારે જઈ પ્રભાસપતિને વશ કરી પોતાનાં ઉછેરેલાં વૃક્ષની જેમ પાછો તેને સ્વસ્થાને સ્થાપિત કર્યો. ત્યાંથી સિંધુમહાસિંધુને દક્ષિણતીરે આવી સર્વ પ્રકારની લક્ષ્મીનું મૂળ અષ્ટમતપ કરી તેની અધિષ્ઠાયિકા સિંધુદેવીને સાધી લીધી. પછી ઇશાનદિશા તરફ ચાલી ચક્રવર્ત્તી વૈતાઢ્યગિરિપાસે આવ્યા. ત્યાં ભરતની જેમ વૈતાઢ્યકુમારદેવને સાધી લીધો. પછી સિંધુ, સાગર અને વૈતાઢ્યગિરિની વચ્ચે આવેલા એક ખંડને રાજાની આજ્ઞાથી સેનાપતિ સાધી આવ્યો અને ત્યાંના રાજાઓની પાસેથી પુષ્કળ ધન લાવ્યો. પછી તમિસ્રાગુફાના કમાડ દંડરત્નવડે ઉઘાડી અંદર પેસી નિમ્નગા અને ઉન્મગ્ના નદીની ઉપર પાજ બંધાવી તે નદીઓ ઉતરી ગયા અને ઉત્તરાર્દ્ધમાં નીકળ્યા. ત્યાં રહેલા મહાક્રૂર મ્લેચ્છોને ચક્રવર્ત્તીએ જીતી લીધા. પછી ત્યાંથી ક્ષુદ્રહિમાદ્રિના દક્ષિણનિતંબ પાસે આવ્યા. તે પર્વતને રથવડે ત્રણ વાર તાડિત કરી તેના સ્વામીતરફ એક બાણ છોડયું, તે બાણે બોંતેર યોજનસુધી જઈ તેના સ્વામીને બોલાવ્યો. તેની પાસેથી રત્નો વિગેરે લઈ પાછો તેને તેનાં સ્થાનપર સ્થાપિત કરી ત્યાંથી ઋષભકૂટ પાસે ગયા. ત્યાં કાંકિણીરત્નવડે ચક્રીએ પોતાનું નામ લખ્યું. ત્યાંથી વૈતાઢ્યસમીપે આવી તે ગિરિને દક્ષિણ અને ઉત્તર શ્રેણીના પતિ સર્વ ખેચરોને જીતી તેમને પાછા પોતાના કિંકરની જેમ તેને સ્થાને સ્થાપિત કર્યા. પછી ગંગાને તીરે સૈન્ય રાખી ચક્રીના હુકમથી સેનાપતિએ ચર્મરત્નવડે ગંગા ઉતરીને તે બાજુના રાજાઓને જીતી લીધા. ત્યાં અષ્ટમ તપ કરીને ચક્રીએ ગંગાદેવીને વશ કરી. પછી તમિસ્રાનીપેઠે ખંડપ્રપાતા ગુહાનું દ્વાર તેના અધિષ્ઠાયક દેવને સાધીને ઉઘાડયું. તેમાં એક એક યોજનને અંતરે કાકિણીરત્નવડે ઓગણપચાસ માંડલા કરી અને અંદર રહેલી બે નદીઓ ઉપર પાજ બંધાવી, ચક્રવર્ત્તીએ તે પચાસ યોજનની ગુફા ઉલ્લંઘન કરી તે ગુફાનાં દક્ષિણદ્વારથી બહાર નીકળી, ગંગાના પશ્ચિમકિનારે આવી અષ્ટમ તપ કરીને ચક્રવર્ત્તીએ ત્યાં નવનિધિ પ્રાપ્ત કર્યા. રાજાની આજ્ઞાથી સેનાપતિ ગંગાનું દક્ષિણ નિષ્કૂટ લીલામાત્રમાં સાધી આવી ચક્રવર્ત્તીના ચરણમાં આશ્રિત થયો. એવી રીતે પાંત્રીશ હજાર વર્ષસુધી ફરી,

ભરતચક્રીની જેમ દિગ્વિજય કરી સગર ચક્રવર્તી ચક્રની પછવાડે ચાલતા અનુક્રમે અયોધ્યામાં આવ્યા. ત્યાં બત્રીશ હજાર રાજાઓએ, અનેક યક્ષોએ અને મનુષ્યોએ મળીને તેમને ચક્રવર્તીપણાનો અભિષેક કર્યો. પચીશ હજાર યક્ષોએ સેવેલા ચક્રવર્તી ભરતચક્રીની જેમ પટ્ખંડ ભરતની ઉપર રાજ્ય કરવા લાગ્યા.

આ સમયમાં કેવલાલોકરવિ[1] અજિતસ્વામી વિહાર કરતા પોતાની દેશનારૂપ કિરણોવડે ભવ્યપ્રાણીરૂપ પદ્મવનને વિકાશ કરતા હતા. તે વખતે જ્ઞાનવડે શ્રી આદિનાથ પ્રભુએ પવિત્ર કરેલા પુંડરીકગિરિને જાણી તે તરફ વિહાર કરવાની ઇચ્છા કરી. એ જગત્ના હિતકારી પ્રભુ માર્ગમાં મૃગપતિ, હાથી, મૃગ, ડુક્કર, અને સર્પાદિ પ્રાણીઓને સર્વ ભાષાનુગામી વાણીવડે બોધ કરતા પ્રથમ તીર્થરૂપ સૌરાષ્ટ્રદેશમાં આવ્યા. તે ઉત્તમદેશ શ્રી આદિનાથનાં ગુણકીર્તનવડે ગર્વિત થયેલો હતો. આગળ વિહાર કરતાં કામદેવના શત્રુ પ્રભુએ દેશમાં રહેલા ઊંચા રત્નમય શિખરોથી વિરાજિત અને પવિત્ર એવા શત્રુંજયગિરિની પાસે આવ્યા. ત્યાં પ્રભુ ધ્યાનમાં સ્થિત રહ્યા, તેવામાં પોતાનાં પીંછાના કલાપથી અર્હંતપર છત્ર કરતો કોઇ એક મયૂર અનેક મયૂરોના પરિવારથી પરવરેલો ત્યાં આવ્યો. ધ્યાનને અંતે પ્રભુએ દેવતાઓનો સંબાધ છતાં ભયથી બીજે ઠેકાણે નહીં જતાં એવા તે મયૂરોને બોધ કર્યો. પછી તે મયૂરોની સાથે પ્રભુ શત્રુંજયગિરિના મુખ્ય શૃંગઉપર આવ્યા. ત્યાં રાજાદની (રાયણ) વૃક્ષનીચે અનેક દેવતાઓથી પૂજાતા પ્રભુ ત્રણ દિવસ રહ્યા. પ્રાતઃકાળે પેલા વૃદ્ધ મયૂરનું મરણ નજીક આવેલું જાણી પ્રભુએ તેને સંલેખના કરાવી. એટલે ભય અને દીનપણું જેનું નષ્ટ થયેલુ છે એવા તે મયૂરે ચારે આહારનો ત્યાગ કર્યો. પ્રભુ મુખ્ય શિખર ઉપરથી દક્ષિણ પશ્ચિમદિશાને માર્ગે ઉતરી સુભદ્રનામના શિખરપર આવેલી સિદ્ધશિલા ઉપર સ્થિત થયા. તે સમયે દેવતાઓએ ત્યાં આવી તીર્થને અને તીર્થનાથને નમીને સમવસરણ રચ્યું. તેની મધ્યમાં સિંહાસનઉપર પ્રભુ વિરાજમાન થયા.

પેલો વૃદ્ધ મયૂર ચારે આહારનો ત્યાગ કરી સદ્ધ્યાનવડે પોતાનું આયુષ્ય પૂર્ણ કરીને ચોથા દેવલોકમાં ગયો. ઉપરજતાંજ 'પોતાને સ્વર્ગગતિનું કારણ આ તીર્થ છે' એવું અવધિજ્ઞાનથી જાણી શ્રી અજિતનાથ ભગવંતનાં તથા તે તીર્થનાં દર્શન કરવાને અને નમવાને સ્વર્ગમાંથી ઉતાવળો પૃથ્વીપર આવ્યો. તેને 'મયૂરદેવ આવો' એમ પ્રભુએ બોલાવ્યો એટલે કાંતિવડે પર્વતપર ઉદ્યોત કરતો તે દેવ પ્રભુની સામે બેઠો. તે વખતે સુધર્મેન્દ્રે ભગવંતને પૂછ્યુ, "હે સ્વામી! આ મયૂર-

---

૧ કેવલજ્ઞાનરૂપ જ્યોતિવડે સૂર્યસમાન.

દેવ કોણ છે કે જેને આપે બોલાવ્યો ?" પ્રભુએ કહ્યું, "આ તીર્થની સમીપમાં એક વૃદ્ધ મયૂર હતો, તેણે મારી દેશના સાંભળીને જીવનો વધ તજી દીધો હતો અને શાંત થયો હતો. તેણે મારી સાથે આ તીર્થપર આવીને અનશન વ્રત લીધું હતું. આ તીર્થના પ્રભાવથી સર્વ પાપને ખપાવી એ મયૂર તિર્યંચના ભવમાંથી ચોથા દેવલોકમાં ગયો છે, અને તે એકાવતારી થઇ મનુષ્યપણું પામી અહીંજ દીક્ષા લઈ કેવળજ્ઞાન ને કેવળદર્શન પામી આ તીર્થે અવશ્ય સિદ્ધિ પામશે." આ પ્રમાણે સાંભળી તે દેવે આનંદવડે એ રાયણનાં વૃક્ષનીચે પોતાની મૂર્ત્તિ કરાવી અને આનંદવડે મનોહર તીર્થપૂજા કરી. ત્યારથી સર્વ લોકોના બોધનેમાટે આ વૃક્ષનીચે તેની પવિત્ર મૂર્ત્તિ પૂજાય છે.

પછી શ્રીમાન્ અજિતભગવાને સિંહાસનપર રહીને સર્વ જંતુઓને બોધ કરવામાટે દેશના દેવાનો આરંભ કર્યો:—"સર્વ પ્રાણીઉપર સમભાવ, ભક્તિપૂર્વક "સંઘની પૂજા અને શત્રુંજય તીર્થની સેવા એ સર્વ અલ્પપુણ્યથી પ્રાપ્ત થતાં નથી. "સૂક્ષ્મ અને બાદરભેદવાળા સર્વ પ્રાણીઓને પોતાની તૂલ્ય માની તે સર્વ પ્રાણી "ઉપર રાગદ્વેષરહિત જે ચિત્ત રાખવું, તે સમતા કહેવાય છે. સાધુ, સાધ્વી, શ્રાવક "અને શ્રાવિકા—એ ચતુર્વિધ સંઘ ચાર શાખાવાળા ધર્મની પેઠે ત્રણ જગત્‌થી પૂજાય "છે. પાપને હરનારો સંઘ જેને ઘેર આવે અને પૂજિત થઈને પાછો જાય તે ગૃહ અને "તેને પૂજનાર તીર્થરૂપ છે. આ શત્રુંજયગિરિ સદા શાશ્વત છે અને સ્થિર છે; તેમજ "આ સંસારસાગરમાં મગ્ન થતા પ્રાણીઓને જીવિત આપનાર દ્વીપસમાન છે. જેઓ "આ ગિરિએ આવેછે તેઓને કુકર્મો લાગતાં નથી, અને ભારની જેમ પોતાનાં "પાપને નીચે મૂકીનેજ આ ગિરિપર ચડેછે. જેણે શ્રી જિનેશ્વર તથા તેમનો "કહેલો ધર્મ આરાધ્યો છે અને જેણે આ ગિરિ સેવેલો છે, તેને દુર્ગતિનો ભય "ક્યાંથી થાય ? આ શૈલ અને શીલ—એ બંનેની સેવાથી ઉત્તમ ફળ પ્રાપ્ત થાયછે; "તેમાં પણ શીલમાં તો સિદ્ધિનેમાટે સંદેહ છે, પણ આ શૈલની સેવાથી તો સિદ્ધિ "નિઃસંદેહ પ્રાપ્ત થાયછે. સારી બુદ્ધિવાળો પુરૂષ આ તીર્થમાં જે જે કર્મ ( કાર્ય ) "કરેછે, તે તે આ ભવ અને પરભવનાં કર્મોનો ક્ષય કરનારાં થાયછે. આ શત્રુંજ"યગિરિપર જેઓ સિદ્ધ થયા છે અને જેઓ સિદ્ધ થશે, તે સર્વને જાણતાં છતાં પણ "કેવળીભગવાન્ એક જિંહાથી કહી શકતા નથી. આ તીર્થનાં સર્વ શિખરોમાં જિ"નેશ્વરની જેમ જે મહિમા રહેલો છે, તે કોટિ વર્ષોથી પણ કહી શકાય તેમ નથી. "શીલરૂપ કવચ ધારણ કરીને આ ગિરિપર રહેનારા પુરૂષો ક્ષમારૂપ અસ્ત્રવડે રાગા"દિ રિપુઓને ક્ષણવારમાં હણી નાખેછે. નિધિ, રત્ન અને રસવડે આશ્રિત આ સુ-

"ભદ્ર નામના શિખર ઉપર રહેનારા પુણ્યવાન્ પુરૂષોને બન્ને ભવમાં સુખ પ્રાપ્ત
"થાયછે. આદિતીર્થંકરના આશ્રયથી જેવું મુખ્ય શૃંગ પૂજાય છે તેવી રીતે અમારા
"આશ્રયથી આ શિખર પણ પૂજ્ય થશે."

આ પ્રમાણે અજિતનાથ સ્વામીની દેશના સાંભળીને અતિ હર્ષ પામેલા દેવતાઓ અઠ્ઠાઈઉત્સવ કરી પોતપોતાને સ્થાનકે ગયા. તે સમયે નીલા આકાશને વાદળાંથી વિશેષ નીલવર્ણો કરતો અને હિતકારી વાયુએ વિશેષ ઉન્નતિ પમાડેલો મેઘ ઉત્તરદિશામાં ચડી આવ્યો. મધુર મધુર ગાજતો અને વિદ્યુત્‌રૂપ ખડ્ગને ચળકાવતો મેઘ આકાશરૂપ રણાંગણમાં ગ્રીષ્મનો વિજય કરવાનો અભ્યાસ કરતો હોય તેવો દેખાવા લાગ્યો. શંખ જેવી ઉજ્જવળ બગલીઓ અમાવાસ્યાની રાત્રિએ તારાની પંક્તિ જણાય તેમ નીલ આકાશમાં જણાવા લાગી. પ્રથમ ઉદયમાં મેઘ થોડી ગર્જના કરેછે તેથી જણાયછે કે તેઓ બળવાન્ ગ્રીષ્મઋતુના વિજયને માટે યુક્તિ કરનાર મંત્રીઓ બન્યા છે. તેની આગળ વારંવાર વધતો જતો વાયુ ઘાટાં વાદળાંઓથી મેઘને બખતર પહેરાવતો હોય તેમ લાગેછે. ચપલા[1]રૂપ ખડ્ગથી ગ્રીષ્મઋતુને દુર્જય જાણી તે મેઘ તેનો વિજય કરવામાં સમર્થ એવું ઇંદ્રનું આપેલું ઇંદ્રધનુષ્ય[2] ગ્રહણ કરવા લાગ્યો. બળવાન્ ગ્રીષ્મઋતુ સૂર્યની પ્રચંડ કાંતિથીજ વૃદ્ધિ પામેછે એવું ધારી તેમણે પ્રથમ સૂર્યનેજ આચ્છાદન કરી દીધો. પછી ગ્રીષ્મઋતુને કાંઈક આદર આપનારી પૃથ્વીને જાણીને મેઘે પોતાના મોટા મોટા ફોરાઓથી તેની ઉપર તાડન કરવા માંડયું. તે વખતે આકાશસ્થલી[3] બગલીઓથી મનોહર, વિદ્યુત્‌થી તેજસ્વી મુખવાળી, સાધારણ ગર્જારવથી કાંઈક મનમાં ગણગણતી અને પુષ્ટ પયોધર[4] ને ધારણ કરતી જાણે ગર્ભવતી સ્ત્રી હોય તેવી લોકોને પ્રિય થઈ પડી. મેઘ સર્વ દિશાઓમાં જળધારા વરસતો હતો અને તેથી પૃથ્વી રત્નધારાને ધરનારી થતી હતી. જિનસ્નાત્ર વખતે મેરૂગિરિની જેમ તે વખતે શત્રુંજય ઉપર ચારે તરફ જળના પ્રવાહો ઉન્માર્ગે ચાલવા લાગ્યા. પતિ આવતાં સ્ત્રીની જેમ મેઘનો ઉદય થતાં પૃથ્વી અંકુરરૂપ રોમાંચને અત્યંતપણે ધારણ કરવા લાગી. જીવનરૂપ મેઘવડે જીવન પામેલા દેડકા ઊંચે સ્વરે અણગમતા શબ્દ કરીને મેઘથી ઉત્પન્ન થયેલા કાદવ જેવી આકૃતિને ધારણ કરવા લાગ્યા.

આ પ્રમાણે વર્ષાકાળનો સમય આવેલો જાણી મુનિઓ અને દેવતાઓથી પરવરેલા શ્રી અજીતનાથ સ્વામી તે સુભદ્ર શિખરઉપરજ ચતુર્માસ રહ્યા. કેટલાક મુનિઓ કોઇ પ્રકારનો નિયમ લઈ ગુફામાં બેસી ગયા, કોઈ સિંહની ગુફામાં જઇને બેઠા અને કોઇ સર્પના રાફડા સમીપે રહ્યા. દેવતાઓએ પ્રભુને માટે એક ઊંચો મં-

૧ વીજળી. ૨ કાચબી ૩ આકાશ માર્ગ. અત્ર તેનુ સ્ત્રી તરીકે વર્ણન છે ૪ સ્તન.

ડપ રચ્યો, તેમાં રહીને પ્રભુએ ધ્યાન ધરી ચાતુર્માસ્ય નિર્ગમન કર્યું. ત્યાં રહેલા પ્રાણીઓમાંથી કેટલાક નિત્ય જિનસેવાથી સમકિત પામ્યા, કેટલાક ભદ્રકસ્વભાવી થયા અને કેટલાકે હિંસા છોડી દીધી. પછી જે બહુ ઉન્નતિ પામી હતી તે વર્ષાઋતુ અનુક્રમે વિરામ પામી ગઈ. 'જડ ( જળ )ના સંગથી એકાએક પણ અવસાન થવું[1] દુર્લભ નથી.' તે પછી કાદવને શોષણ કરતી, આકાશને નિર્મળ કરતી અને કાસડાનાં પુષ્પોને ખીલાવતી શરદઋતુ આવી. તે ઋતુમાં જળ જડ છતાં નિર્મળ થયાં, પંકજ કાદવમાંથી થયેલાં છતાં વિકાશ પામ્યાં, નદીઓ નિમ્નગા ( નીચામાં જનારી ) છતાં માર્ગગામી થઈ, અને મેઘ મલિન હતા પણ આખા વિશ્વને જીવનદાન આપવાથી નિર્મળ થઈ ગયા. તે જણાવવા લાગ્યા કે ' અહો ! દાનનો મહિમા કેવો છે!'

તે સમયે ચોખાનાં ધોવણનાં પાણીનું પાત્ર હાથમાં લઈ મુનિઓથી મંડિત એવા સુવ્રતાચાર્ય ગ્લાનપણાથી ધીમે ધીમે ચડતા પ્રથમ શિખરપર આવ્યા. ત્યાં વિસામો લેવા માટે બે શિખરની સંધિમાં કોઈ વૃક્ષતળે બેઠા, તેવામાં કોઈ તૃષ્ણાતુર કાગડે આવી તેમનાં જળપાત્રને ઢોળી નાખ્યું. ભયંકર સૂર્યનાં કિરણોથી તપેલા એ મુનિનું તાળવું તૃષાથી સુકાઈ જતું હતું. તેથી પોતાના જળપાત્રને ઢોળેલું જોઈ તે મુનિ ક્રોધ લાવીને બોલ્યા. " હે કાકપક્ષી ! આ પ્રાણરક્ષક જળને તેં ક્ષણવારમાં ઢોળી નાખ્યું, તે કુકૃત્યથી હવે આ તીર્થમાં તારી સંતતિ આવશે નહીં, અને આ ઠેકાણે મારા તપના પ્રભાવથી સર્વે મુનિજનને સંતોષ આપે તેવું નિર્જીવ અને પ્રાસુક જળ સદા રહેજો." આવાં તે મુનિનાં વચનથી તે વખતેજ કોલાહલ કરતા કાગડાઓ ત્યાંથી ચાલ્યા ગયા, ત્યારથી આ સિદ્ધગિરિઉપર કાકપક્ષીઓ આવત નથી. દુકાળ અને વિરોધ વિગેરે અનર્થને સમર્થ કરનાર કાકપક્ષી જો કદિ અહીં આવે તો વિઘ્નનો નાશ કરવાને શાંતિકકર્મ આચરવું. શ્રી યુગાદિપ્રભુ અને રાજાદની વૃક્ષની આગળ કોટિ વિઘ્નને નાશ કરે તેવું શાંતિકકર્મ જૈનમુનિઓએ ઘણીવાર કરેલું છે. તે સુવ્રતાચાર્યના તપોબળથી નૈઋત્યદિશા તરફ સિદ્ધગિરિની સંધિમાં તે જળ પ્રવર્ત્યું છે કે જે નિરંતર તૃષા દૂર કરવા વિગેરે અનેક સુખને આપેછે. તે જળના સ્પર્શથી રોગ, શોક, પીડા અને ભૂતવેતાલસંબંધી તથા પાપસંબંધી દુઃખો નાશ પામેછે. પછી ભગવાન્ અજિતસ્વામીએ મુખ્ય શૃંગ ઉપર ચડીને તે ક્ષેત્રના માહાત્મ્યથી મુક્તિ પામવાને ઇચ્છતા એવા મુનિઓને કહ્યું " હે મુનિવરો ! તમે અહીંજ રહો. તમે પુંડરીક ગણધરની જેમ અહીંજ કર્મોનો

[1] છેડો આવવો અથવા હલકી સ્થિતિએ પહોંચવું.

ઘાત થવાથી શુભભાવવડે કેવળજ્ઞાન પામીને અવ્યયપદને પામશે." આ પ્રમાણે તે મુનિઓને કહી અજીતનાથ સ્વામીએ અન્યત્ર વિહાર કર્યો અને પાછળ તે મુનિઓ કેવળજ્ઞાન પામીને અવ્યયપદ[1] પામ્યા.

હવે બળવાન્ સગર રાજા રાજાઓના સમૂહથી સેવાતા ષટ્ખંડ ભરતનું રાજ્ય એક નગરની જેમ નિરંતર ચલાવતા હતા. તેને તારૂણ્યથી પૂર્ણ અને શસ્ત્ર-શાસ્ત્રના જાણ એવા મહાઅદ્ભુત સાઠ હજાર પુત્રો થયા. તેમાં સર્વથી મુખ્ય જન્હુ નામે પુત્ર હતો. એકવખતે તે કુમારો પોતાના પૂર્વજોનાં તીર્થોને નમવાને ઉત્કંઠિત થયા. તેથી બળાત્કારે પિતાની આજ્ઞા લઈ પુષ્કળ સૈન્ય તથા વાહનો-સહિત ચાલ્યા. સગર રાજાની આજ્ઞાથી સ્ત્રીરત્ન શિવાય બીજાં તેર રત્નો, યક્ષો, રાજાઓ અને બીજી ઘણી સેના તેમણે સાથે લીધી. અનુક્રમે એકેક યોજનનું પ્રયાણ કરીને ચાલતા તેઓ કેટલેક દિવસે અદ્ભુત અષ્ટાપદગિરિ સમીપે આવ્યા. તે ગિરિ કલ્પવૃક્ષ, ચંપક, અશોક, વડ, પીપળ, તમાલ, ગુલાબ, સલ્લકી, અને બોરસલી વિગેરે વૃક્ષોથી આવૃત્ત થયેલો હતો, અને મણિરત્નની પ્રભાના પૂરથી આકાશને વિચિત્ર કરતો હતો. તેને જોઈ પોતાના પૂર્વજોની કીર્ત્તિનો જાણે કંદ હોય તેમ તેઓ માનવા લાગ્યા. પછી હર્ષથી તેની અષ્ટપદિકાવડે તેની ઉપર ચડીને જગદીશના પ્રાસાદને તેઓએ ત્રણ પ્રદક્ષિણા કરી. દક્ષિણદ્વારથી ચૈત્યમાં પ્રવેશ કરી તે દિશામાં ચાર, પશ્ચિમદિશામાં આઠ, ઉત્તરદિશામાં દશ અને પૂર્વદિશામાં બે—એમ ચોવીશ તીર્થંકરોની તેઓએ ત્રિશુદ્ધિપૂર્વક પુષ્પ, અક્ષત અને સ્તવનાદિકથી પૂજા કરી. પૂજાને અંતે તે મહાઉત્તુંગ પ્રાસાદનાં પ્રીતિથી વારંવાર દર્શન કરતા તેઓ આ પ્રમાણે પરસ્પર કહેવા લાગ્યા—"આ ચાર દ્વારવાળો "પ્રાસાદ ચાર પ્રકારના ધર્મરૂપ રાજાના પ્રવેશમાટે અને ચતુર્વિધગતિના કષ્ટને નાશ "કરવા માટે હોય તેમ લાગે છે. જે આ કલશ, ધ્વજ અને તોરણવડે સ્વર્ગસાથે "ઘસાય છે તે એમ સૂચવે છે કે તેના વિના મુક્તિપુરના દ્વારને ભૂગળ છે. વળી "પોતાનાં રત્નોથી અમાવાસ્યાના અંધકારનો નાશ કરીને એવો નિશ્ચય કરાવે છે કે "તે પુણ્યથી અંતરનાં અંધકારને પણ હરી લેશે. આ ગિરિ આદિપ્રભુનું નિર્વાણ-"કલ્યાણક અહી થવાથી પૂજ્ય થયો છે, તેથી બીજાને પણ તે કલ્યાણને આપે "છે; અને પોતે ઊંચો છે, તેથી તેનો આશ્રય કરનારને ઊંચી ગતિમાં લઈ જાય-"છે. શું આ ગિરિ ભરતચક્રવર્ત્તીની કીર્ત્તિલતાનો કંદ છે? વા શું આ ગિર "નિર્મળતાવડે તેની ભક્તિનું તદ્રુપ્ય બતાવે છે? વા શું આ વિશ્વમાં ભ્રમણ કરી "તપી ગયેલા લોકોનાં લોચનનો ચંદ્ર છે? વા શું મૂર્ત્તિમાન્ ધર્મ છે? કારણ કે "તે ધર્મ અહીંથીજ પ્રવર્ત્તે છે. જુઓ! આ બીજા પવિત્ર પ્રાસાદો પાલક વિમાનની

[1] મોક્ષ

"ફરતા બીજાં વિમાનો શોભે તેમ શોભે છે.[1] જુઓ ! આ ચારે દિશાઓમાં દેવતા-
"ઓથી પણ અજેય દ્વારપાળો રહેલા છે અને મનુષ્યોને દુરારોહ એવી આ અષ્ટ-
"પદિકા શોભી રહી છે, તેથી અવશ્ય એમ લાગે છે કે ભરતેશ્વરે ભવિષ્યમાં થનારા
"લોભી મનુષ્યોથી આ પ્રાસાદનું રક્ષણ કરવા માટે આ સર્વ પ્રયત્ન કરેલો છે."
આપ્રમાણે સર્વે પરસ્પર કહેતા હતા, તેવામાં જન્હુ કુમારે પોતાના બંધુઓપ્રત્યે કહ્યું, "ભાઇઓ ! હું ધારૂં છું કે કેટલેક દિવસે આપણા પૂર્વજોનું આ સ્થાન નાશ પામશે. લોભી મનુષ્યોને સો યોજન પણ કાંઈ દૂર હોતા નથી, માટે અહીં આપણે એક મજબૂત ખાઈ આ તીર્થને ફરતી ખોદીએ. આવો પરસ્પર વિચાર કરી ચક્રવર્ત્તી સગરના પુત્રો વાહન અને પરિવારસહિત મોટી ખાઈ ખોદવાનો ઉદ્યમ કરવા લાગ્યા.[2] પૃથ્વીનાં પિંડ જેટલી ઊંડી ખાઇ ખોદાતાં નીચે નાગલોકમાં રજની વૃષ્ટિ થવા માંડી. તેથી નાગના મણિને મલિન કરતો, તેમની આંખોને ઢાંકી દેતો અને ચૂર્ણ થઇને પડતો રજનો સમૂહ તેમના ક્રોધની વૃદ્ધિને માટે થયો. તે વખતે સર્વ નાગકુમારો આકુલવ્યાકુલ થઈ જવાથી તેમનો મોટો કોલાહલ થયો. એટલે સર્વેએ મળીને પોતાના સ્વામીપાસે પોકાર કર્યો; તેથી **જ્વલનપ્રભ** નામે નાગપતિ ઘણા કોપથી પ્રજ્વલિત થયો. પરંતુ અવધિજ્ઞાનવડે રજ પડવાનું કારણ વિચારતાં ચક્રવર્ત્તીના પુત્રો તેના કારણ તરિકે જાણવામાં આવ્યા, તેથી તત્કાળ તે નાગપતિ કોપ છોડી દઇ વેગથી ત્યાં આવ્યો. અને નમ્રતાથી મીઠે વચને તેણે સગર ચક્રવર્ત્તીના પુત્રોને કહ્યું, "અરે ચક્રવર્ત્તીના પુત્રો ! તમે ભરતના વંશના છો, અને વિવેકી છો, છતાં આવો મોટો ઉદ્યમ શામાટે આરંભ્યો છે? તમારા ખોદવાના આઘાતથી હવે નાગલોક પીડાય છે, માટે સ્નેહવૃદ્ધિ કરવાસારૂ આ પ્રયાસ તમે છોડી ઘો. અમારા સ્વામી શ્રી યુગાદીશ છે; અમે તેમના સેવક છીએ અને તમે તેમનાં કુળમાં ઉત્પન્ન થયા છો, તેથી આપણો સ્નેહ સ્થિર છે." આ પ્રમાણે જ્વલનપ્રભુના કહી જવાથી તે સર્વે ખોદવાના કામથી વિરામ પામ્યા. પરંતુ થોડી વારે પાછા એકઠા મળીને તે ઉદ્ધત કુમારો વિચાર કરવા લાગ્યા કે, "આ ખાઈ જળવગરની છે, તેથી કાળે કરીને પૂરાઈ જવાથી કોઈ વખત ઉલ્લંઘન કરી શકાય તેવી થઇ જશે, કેમકે ત્રણ જગતમાં પણ લોભીને અસાધ્ય શું છે?" આવો વિચાર કરી જન્હુકુમારે દંડરત્નવડે સમુદ્રમાંથી ગંગાનદીનો પ્રવાહ ખેંચી લાવી તેના જળવડે તે ખાઇ પૂરી દીધી. તે જળની ધારા નાગલોકમાં પડતાં સર્વ નાગ દેવો ક્ષોભ

---

૧ સૌધર્મેંદ્ર જન્મોત્સવ કરવા આવેછે ત્યારે એક લાખ યોજનનુ પાલક વિમાન રચાવી તેમા પરિવારસહિત બેસીને આવે છે, તે વખતે બીજા કેટલાક દેવો પોતાનાં નાનાં નાનાં વિમાનોની નેમ કરતા રહે છે ૨ આ ખાઈ દંડરત્નવડે ખોદી છે એ પ્રમાણે અન્યત્ર અધિકાર છે.

પામ્યા, તેમનાં ઘર પડી જવા લાગ્યાં અને કાદવ પડવાથી તેઓ આર્ત્તનાદ કરવા લાગ્યા. તે જોઈ જ્વલનપ્રભને કોપ ચડ્યો. તેણે વિચાર્યું "અરે! આ ચક્રીના પુત્રો મૂર્ખ અને રાજ્યમદે કરીને ભરેલા જણાય છે. અમારૂં કહેવું ઘટિત છતાં તેઓ તે માનતા નથી, માટે મદને ધિક્કાર છે." આ પ્રમાણે ચિંતવી જ્વલનપ્રભ બીજા નાગપતિઓને સાથે લઇ મોટી ફણાના આટોપને અને મોટા દેહને ધારણ કરતો, તેમજ ફુંફાડા મારતો એકદમ પાતાળમાંથી નીકળી ત્યાં આવ્યો. પછી પોતાની વિષમય દૃષ્ટિથી એક સાથે સગરચક્રીના સાઠ હજાર પુત્રોને તેમણે બાળી નાખ્યા. આવો મહાદાહ કરી જ્વલનપ્રભ નાગપતિ પોતાનાં સ્થાનકમાં પાછો ચાલ્યો ગયો. કેમકે 'શત્રુના વધસુધીજ કોપ રહેછે.'

સગર કુમારોના ઘાતથી તે વખતે સૈન્યમાં વજ્રપાતની જેમ પરસ્પર વ્યાકુળ કરે તેવો મહા કોલાહલ થયો. વિપરીત દૈવના યોગથી અનાથ થઈ ગયેલું બધું સૈન્ય હવે કઈ દિશામાં જવું, એમ ચિંતાતુર અને સર્વ ઉપાયથી ભ્રષ્ટ થઈ ગયું. **'ક્ષણે ક્ષણે મન પોતાનું હિત થાય તેવું જુદુંજ કાંઇ ચિંતવે છે અને દૈવ કાંઇક જુદુંજ કરે છે.'** નાયક વગરના થઇ ગયેલા સૈનિકો દુઃખરૂપ સર્પે ગ્રસ્ત થઇ જરા અશ્રુ લુહી નાખી આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા "આપણે જોતાં છતાં આ ચક્રવર્તીના કુમારોનો નાગોએ એક સાથે વધ કર્યો, માટે આપણું બળ તદન વૃથા છે. રાજાઓ પોતાનાં રક્ષણ માટે સેના રાખેછે, તો આપણ સર્વ સેના છતાં આ સર્વે રાજકુમારો મૃત્યુ પામ્યા છે; માટે હવે આપણે નિર્લજ્જ થઇને નગરમાં જઈ શી રીતે મુખ બતાવશું; ચક્રવર્ત્તી સગર આપણને વિવિધ ઉપાયથી જરૂર મારી નાખશે, તેથી આપણે પણ નિરૂપાયપણે તેઓના માર્ગનેજ અનુસરવું—અર્થાત્ મૃત્યુ પામવું. ઉત્તમ સેવકો રાજાના માર્ગનેજ અનુસરે છે એવી જનસ્થિતિ છે." આવો વિચાર કરી બાર યોજનમાં રહેલાં અશ્વ, રથ અને હાથીવાળા સર્વ સૈન્યને કાષ્ઠસમૂહથી વીટી લીધું. પછી મરવાની ઇચ્છાથી જેવા તેઓ કાષ્ઠોને દહન કરવા માટે કરવડે તેમાં અગ્નિસ્પર્શ કરતા હતા, તેવામાં અવધિજ્ઞાનવડે આ ઉપદ્રવ સૌધર્મેંદ્રના જાણવામાં આવ્યો. દયાળુ ઇંદ્ર બ્રાહ્મણનો વેષ ધારણ કરીને તત્કાળ ત્યાં આવ્યો, અને 'મરો નહીં, મરો નહીં' એમ તેઓને કહેવા લાગ્યો. તેનાં ધીરજવાળાં વચનથી સર્વે તેમજ સ્થિત રહ્યા. પછી ઇંદ્રવિપ્રે આગળ આવીને પૂછ્યું "આવો સર્વ સંહાર તમે શામાટે કરોછો? શું તમને કાંઇ પરાભવ, દુઃખ કે શોક ઉત્પન્ન થયેલ છે કે જેને માટે આમ કરો છો અથવા કોઇ ઇષ્ટકાર્યની સિદ્ધિ માટે આ કાર્ય કરોછો?" તેનાં આવાં વચન સાંભળી તેઓ આ-

૩૫

દરથી બોલ્યો—"હે પરવ્યસનથી દુ:ખી થનાર પુરૂષ! અમારે જે દુ:ખ આવી પડેલું છે તે સાંભળો. આગળ જુઓ! આ સગર ચક્રવર્ત્તીના પુત્રો પડેલા છે, પોતાનાં આચરણથીજ તેમના દેહ ભસ્મીભૂત થઇ ગયા છે. પરંતુ અમે વિદ્યમાન છતાં આ અમારા સ્વામીના પુત્રો આવી દશાને પ્રાપ્ત થયા, તેની લજ્જાથી અમે અગ્નિમાં પ્રવેશ કરીએ છીએ." તે સાંભળી ઈંદ્ર બોલ્યો "તમે જે આવું અતુલ સાહસ કરવું ધારોછો તે સ્વામીની ભક્તિથી, સ્વામીના ભયથી કે સ્વામીપુત્રનાં મરણના શોકથી?" તેઓ બોલ્યા "અમે મૃત્યુને ઇચ્છતા નથી, તે છતાં જે મરવા તૈયાર થયા છીએ, તેનું કારણ માત્ર ચક્રવર્ત્તીનો ભય છે કે તે કોઈ પણ ઉપાયોથી અવશ્ય અમોને મારી નાખશે."

આ પ્રમાણે તેમનાં વચન સાંભળી ઇંદ્ર પોતાનું સ્વરૂપ પ્રગટ કરી બોલ્યો "આ કાર્યમાં તમારો કાંઈપણ દોષ મારા જોવામાં આવતો નથી, માટે તમે પ્રાણત્યાગ કરશો નહીં. તમારે વિષે થનારી ચક્રવર્ત્તીની ઈર્ષ્યાને હું દૂર કરાવીશ, માટે મારા કહેવાથી તમે નગરતરફ પ્રયાણ કરો." આ પ્રમાણે તેમને આશ્વાસન આપી ઈંદ્ર તેઓ જોતાં છતાં અંતર્ધાન થઈ ગયા. પછી તેઓ માંડમાંડ કાંઈક શોકરહિત થઈ ધીમે ધીમે અયોધ્યાતરફ ચાલ્યા, ભાંગ્યેપગે પ્રયાણ કરતા કેટલેક દિવસે તેઓ અયોધ્યાની સમીપે આવી પહોંચ્યા. ત્યાં ઈંદ્રનું સ્મરણ કરતાં તત્કાળ કૃપાળુ ઈંદ્ર વેગથી ત્યાં આવ્યો. પછી પાંચસો વર્ષના એક મૃત્યુ પામેલા બાળકને ઉપાડી, બ્રાહ્મણનો વેષ ધરી ઇંદ્ર સગરચક્રવર્ત્તી પાસે આવ્યો. રાજદ્વાર આગળ આવીને કઠોર વાણીએ ઊંચે સ્વરે પોકાર કરી કરીને તેણે રૂદન કરવા માંડ્યું. પછી પૃથ્વીની, દૈવની અને ચક્રવર્ત્તીની નિંદા કરતો બોલ્યો "હે પૃથ્વી! તું સર્વને સહન કરનારી અને કઠિન છે. હે જડા! તું શ્રી ઋષભપ્રભુ અને ભરત જેવા રાજાની પછવાડે કેમ ન ગઈ? હે દિક્પાળો! હે લોકપાળો! તમને પણ ધિક્કાર છે કે તમે સર્વ શુભ અશુભ વ્યાપારના સાક્ષી છતાં પણ ઉપેક્ષા કરો છો! હે નિષ્ઠુર દૈવ! તું સમાધિપૂર્વક બીજા સર્વને સુખ આપે છે અને મને પરાઙ્મુખ થઈને શામાટે દુ:ખ આપે છે? અથવા મેં પૂર્વે અતિ દારૂણ દુષ્કૃત્ય કરેલું હશે કે તે આજ વૃદ્ધવયમાં પુત્રમરણથી ફલિત થયું છે. હે દૈવ! પૂર્વના ક્રોધને સંભારીને આ બાળકનું હરણ કરતાં તેં મરવાને ઇચ્છતા એવા મારાજેવા વૃદ્ધને અને મારી સ્ત્રીને પણ હરી લીધાં છે. હે ચક્રવર્ત્તી! કુદૈવથી મારી રક્ષા કરો, ન્યાયથી પૃથ્વીની રક્ષા કરો અને ભરતરાજાની સ્થિતિ સંભારીને નગરમાંથી બધાં પાપોને દૂર કરી દ્યો. હે રાજા! સર્વ દિક્પાલો સુખમાં ગૃદ્ધ થયેલા જણાયછે અને આ પૃથ્વી ચૈતન્યરહિત છે; માત્ર

તમેજ સર્વ દેવતામય છો, તેથી તમે મારી રક્ષા કેમ કરતા નથી? જ્યારથી શ્રી અજિતનાથે વ્રત ગ્રહણ કર્યું, ત્યારથી સૂર્યવગર ચંદ્રની જેમ આ લોકમાં તમેજ એક પાલક છો." આવાં તેનાં વચન સાંભળી પોતાનામાં કાંઈક દોષ આવ્યો હશે, એવી ચિંતા કરીને ખેદ પામતા સગરરાજાએ માણસ મોકલી તેને પોતાની પાસે બોલાવ્યો. ચક્રવર્તીનું દર્શન થતાં તે બાળકના શબને રાજાની આગળ મૂકી બ્રાહ્મણના વેશમાં ઈંદ્રે મહાકરૂણ સ્વરે રૂદન કરવા માંડયું, જેથી સર્વ સભાજનો પણ દિલગીર થઈ ગયા. રૂદનને અંતે ચક્રવર્ત્તીએ તેને રૂદન કરવાનું કારણ પૂછ્યું એટલે તે બોલ્યો "હે સ્વામી! એકના એક પુત્રવાળા મને જે દુઃખ થયું છે, તે હું તમને કેટલુંક કહું; આજ રાત્રે આ મારો લાડકવાયો પુત્ર સુતો હતો, ત્યાં અકસ્માત્ કોઈ મહાક્રૂર સર્પ આવીને તેને કરડ્યો. પણ તેમાં તે સર્પનો, બાળકનો, કે મારો જરા પણ દોષ નથી, પણ શ્રી જિનેશ્વરરહિત એવા આ દેશનો કે તમારો દોષ જણાયછે. માટે હે રાજા! ગમે તે મંત્રયંત્રાદિ ઉપાયો કરીને આ મારા બાળપુત્રને સાવધાન કરો, નહીં તો એના મૃત્યુનો દોષ તમને લાગશે અને મારાં કુળનો ક્ષય થશે." પછી સગરરાજાએ કેટલાએક માંત્રિકોને અને વૈદ્યોને બોલાવ્યા. તેઓએ અનેક ઉપાયો કરી જોયા, પણ બાળકને મૃત્યુ પામેલો જાણી પરસ્પર વિચારીને તેઓ ચક્રીને કહેવા લાગ્યા "હે સ્વામી! આ બાળક મંત્ર અને ઔષધિ વિગેરેના ઉપાયોથી સજીવન થવો અસાધ્ય છે, પણ જેનાં ઘરમાં પૂર્વે કોઈ મરણ પામ્યું ન હોય તેનાં ઘરમાંથી જો રક્ષા લાવવામાં આવે તો તેથી આ સજીવન થાય તેમ છે." તેઓનાં આવાં વચન સાંભળી ચક્રીએ તેવી રક્ષા લાવવાની સર્વ રાજાઓને આજ્ઞા કરી. ઇંદ્રે પણ વૈક્રિય રૂપવડે ઘરે ઘરે જોવા માંડયું. રાજપુરૂષો જેનાં જેનાં રસોડામાંથી ભસ્મ લેવા જતા તેઓને એવું પૂછતા કે તમારાં કુળમાં કોઈ મૃત્યુ પામેલ છે કે નહીં? તેના ઉત્તરમાં પિતા, માતા, બહેન અને બંધુ વિગેરેનાં મરણ તેમનાં મુખેથી સાંભળી, તેનાં ઘરની ભસ્મ છોડી બીજે ઘેર જતા હતા. એવી રીતે આખા નગરમાં ફરતાં કોઈ પણ ઠેકાણેથી તેવી ભસ્મ મળી નહીં એટલે તેઓ પાછા ફરીને રાજા પાસે આવ્યા. ઇંદ્રબ્રાહ્મણ પણ અતિ દુઃખી થઇને પાછો આવ્યો. પછી ચક્રવર્ત્તીએ કહ્યુ "હે વિપ્ર! મારા ઘરમાં કોઈનું મૃત્યુ થયેલું નથી, તેથી મારા રસોડામાંથી રક્ષા લાવો." ઇંદ્રે ચક્રીનાં ઘરમાં ભસ્મ લેવા જતાં ચક્રવર્ત્તીની માતા યશોમતીને પૂર્વવત્ પૂછ્યું, એટલે તેણે કહ્યુ, 'આ ઘરમાં ચક્રવર્ત્તીના પિતા સુમિત્રનું મરણ થયેલું છે.' તેથી તે ભસ્મ છોડી ઇંદ્રે સગરરાજાની પાસે આવી તેમના પિતાના મરણની વાર્ત્તા કહી. તે વખતે પોતાનો સમય આવ્યો જાણી વૈદ્યો મનમાં હર્ષ પામીને કહેવા લાગ્યા, "એવી ભસ્મ મળ્યા વગર બીજાં અનેક ઔષધો

છતાં પણ તેનાથી આ કાર્ય અસાધ્ય છે, માટે આમાં હવે વૈદ્યોનો બિલકુલ દોષ નથી." આ સાંભળતાંજ ઇંદ્રવિપ્રે પાછું છુટે કંઠે અતિશય રૂદન કરવા માંડયું, જે સાંભળીને સગરચક્રીનું હૃદય અત્યંત આર્દ્ર થઇ ગયું. તે વખતે ચક્રવર્ત્તીનું સર્વ સૈન્ય રાજદ્વારમાં આવીને ઊભું હતું. થોડીવાર બ્રાહ્મણને શાંત પડવા દઇને ચક્રીએ મિષ્ટ વચને એ દુઃખી વિપ્રને કહ્યું, "હે વિપ્ર ! શોક કરો નહીં, સંસારની સ્થિતિ એવીજ છે. આ સંસારમાં જન્મેલો પ્રાણી અવશ્ય મૃત્યુ પામેજ છે. વસ્તુતાએ કોઇ પણ સ્થિર રહેતું નથી. જગત્‌ને પૂજવા યોગ્ય, વજ્રસમાન દેહવાળા અને યોગીઓના ઇંદ્ર એવા અનંત તીર્થંકરો પણ ચાલ્યા ગયા તો બીજા પ્રાણીઓની શી વાત કરવી ! સાત ધાતુનું બનેલું જે શરીર ક્ષુધા, તૃષા, શીત અને આતપ વિગેરેથી પીડાય છે, તે શરીરની સ્થિરતાને મૂર્ખ લોકોજ માનેછે. ભાઇ, પુત્ર, અને સ્ત્રી વિગેરે જે સંબંધીઓ છે, તે સર્વ સ્વાર્થને માટેજ જાયછે અને આવેછે, ફક્ત તેને માટે આત્માને કેવળ દુઃખ થાયછે. સર્વદા લાલિત કરેલો પોતાનો દેહ પણ જેને વશ નથી તેને માતા, પિતા, ભાઈ અને પુત્રાદિક કેમ વશ રહે !" આ પ્રમાણે સગરરાજા બોધ આપતા હતા, તેવામાં ઇંદ્રે પ્રત્યક્ષ પોતાનું સ્વરૂપ ધારણ કરીને કહ્યું, "હે રાજા ! શું તમે સંસારની સ્થિતિ જાણોછો ? ખરેખર એ સંસાર તેવોજ દુઃખદાયક છે. તેમાં પ્રમાદથી અંધ થયેલા પુરૂષોજ જેમ તેમ ચેષ્ટા કર્યા કરે છે. આ જગત્ બધું કર્મથી ઉત્પન્ન થાય છે અને કર્મવડે વિનાશ પામે છે તો તેમાં બંધુ, પુત્ર અને દ્રવ્યાદિકના લાભની તો શું સ્પૃહા કરવી ? હે ચક્રવર્ત્તી ! તે દૃષ્ટાંત તમારે ઘેરજ છે; જુઓ ! પૂર્વે તમારા સાઠ હજાર પુત્રો પણ તેવીજ રીતે મૃત્યુ પામ્યા છે !" આ પ્રમાણે ઇંદ્રે કહ્યું તેજ વખતે દ્વાર ઉપર રહેલા સર્વ સૈનિકો શોક કરતા કરતા સભામાં આવ્યા, અને પોતાના ઉરઃસ્થળને કુટતાં કુટતાં તેમણે ચક્રવર્ત્તી આગળ તેના કુળક્ષયની વાર્ત્તા કહી. તે સાંભળતાંજ રાજાને મૂર્છા આવી. ઇંદ્રે પંખાથી પવન નાખી, ગોશીર્ષ ચંદનથી વિલેપન કરી, કમળસહિત જળવડે તેના શરીરપર સિંચન કર્યું. તેથી મહા મુશ્કેલીએ સંજ્ઞા મેળવી સગર રાજા જરા સાવધાન થયા, પણ પાછા પુત્રોનું સ્મરણ કરવાથી શોકગ્રંથિવડે કંઠ રૂંધાતાં તેઓ વારંવાર મૂર્છા પામવા લાગ્યા. ઇંદ્રે જાણ્યું કે આમ વારંવાર મૂર્છા આવવાથી રાજાનુ મરણ થશે, તેથી તેના કંઠમાં બાહુનું આલિંગન કરી છુટે કંઠે તેણે રૂદન કરવા માંડયું, એટલે ચક્રી પણ તેમજ રોવા લાગ્યા. તે બન્નેનાં રૂદનના નાદથી ભૂમિ અને અંતરિક્ષમાં રહેનારા ચરાચર જીવો જાણે શોકસાગરમાં મગ્ન થયા હોય તેમ દેખાવા લાગ્યા. જ્યારે શોકગ્રંથિથી તે અત્યંત વિલીન થયો, ત્યારે ઇંદ્રે ચક્રીપ્રત્યે કહ્યું; "હે ચક્રી ! તમે સમજુ થઇને પણ અજ્ઞ માણસની જેમ દુઃખપ્રા-

ત્તિથી કેમ મોહ પામો છો ? આ સંસારમાં કોઈ જીવ પોતાનાં કર્મથી અલ્પાયુવાળા થાય છે અને કોઇ દીર્ઘાયુવાળા થાય છે, તો તેમના જન્મ અને ક્ષયમાં શી ચિંતા કરવી ? પૂર્વે વૈરાગ્ય વચનોથી તમેજ મને બોધ આપતા હતા, અને અત્યારે તમેજ આમ કરો છો તે કેવી વાત કહેવાય ?" ઇંદ્ર આપ્રમાણે કહેતા હતા, તેવામાં દ્વારપાળે આવી વિજ્ઞપ્તિ કરી કે, સ્વામી ! કોઈ બે પુરૂષ દ્વારે આવીને ઊભા છે અને તેઓ આપને નમસ્કાર કરવાને ઇચ્છે છે. જરા ભ્રકુટિના ઈસારાથી ચક્રીની આજ્ઞા મેળવી દ્વારપાળે તે બન્ને પુરૂષોને સભામાં પ્રવેશ કરાવ્યો. તેમાંથી એક પુરૂષે કહ્યું, "શ્રીઅજિતનાથ ભગવાન્ નગરની બહાર પધાર્યા છે." બીજે કહ્યું, "હે સ્વામી ! જય પામો. તમારા પુત્રોએ ખેંચેલો ગંગાનદીનો પ્રવાહ અષ્ટાપદગિરિની ફરતી ખાઇને પૂરીને હવે પૃથ્વીને ડૂબાડે છે. તેનાં પ્રસરતાં પૂરથી પડખેના નિવાસીજનની ભૂમિ સહ્યગિરિના સમુદ્રસુધી દ્વીપની પેઠે થઇ ગઇ છે. એ ગંગાનું પૂર પ્રલયકાળમાં સમુદ્રની જેમ વૃદ્ધિ પામીને આ સર્વ ભારતવર્ષને દ્વીપના જેવો કરી દેશે એવું હું ધારૂં છું. તેથી હે વિભુ ! તેમાં ડૂબી જતા એવા અમારી રક્ષા કરો. હે નાથ ! નહીં તો અનાથની જેમ અમે ક્ષય પામી જશું." પ્રભુનું આગમન, પુત્રોનો નાશ અને દેશના ઉપદ્રવની વાત સમકાળે સાંભળવાથી શિથિળ થઈ ગયેલા ચક્રવર્ત્તીને ઇંદ્રે કહ્યું, "હે રાજા ! હવે શો તર્ક વિતર્ક કરો છો ? પુત્રશોક છોડી દ્યો, અને તે શોકના વૈદ્યરૂપ પ્રભુને ભજો; પ્રભુના પ્રણામથી થનારા પુણ્યલાભને પુત્રશોકને માટે નિષ્ફળ કરો નહીં. ગંગાના પ્રવાહનો રોધ કરવાને જન્હુના પુત્ર **ભગીરથને** આજ્ઞા કરો; તે નાગકુળને ઉપદ્રવ કર્યાસંબંધી પોતાના પિતાનો દોષ ટાળી શકશે." ઇંદ્રનાં આવાં વચન સાંભળી સગર રાજાએ કિંચિત્ અશ્રુપાત કરતાં ભગીરથને બોલાવી પોતાના ઉત્સંગ ઉપર બેસાર્યો. તેનું મસ્તક સુંઘી, મુખચુંબન કરી રાજાએ કહ્યું, "વત્સ ! જો આપણા ભારતવંશ ઉપર આ કેવું કષ્ટ આવી પડ્યું ? દાવાનળથી દગ્ધ થયેલાં અરણ્યમાં એક અંકુરની જેમ તુંજ એક મોટી ઉન્નતિવાળી કુળસંતતિમાં અવશિષ્ટ રહેલો છે; માટે હે પુત્ર ! આ ગંગાના પ્રવાહમાં ડૂબતા લોકોની રક્ષાને માટે ત્યાં જઈ, જ્વલનપ્રભ નાગેંદ્રને સેવાવડે પ્રસન્ન કરી તે ગંગાના પ્રવાહને દંડરત્નવડે પાછો સમુદ્રમાં લઈ જા." પિતામહની આવી આજ્ઞાથી ભગીરથ કુમાર તત્કાળ મોટા સૈન્યને લઈને રજવડે સૂર્યને ઢાંકતો અને પૃથ્વીને ક્ષોભ પમાડતો ત્યાંથી ચાલ્યો.

સગર રાજા ઇંદ્રની સાથે અંતઃપુરસહિત ફરીવાર શોક ન થાય તેવા હેતુથી આદરવડે પ્રભુને વાંદવા આવ્યા, અને સમવસરણમાં પ્રવેશ કરી મહાજ્ઞાનધારી પ્રભુને ત્રણ પ્રદક્ષિણા દઈ નમીને સ્તુતિ કરવા લાગ્યા.

"અનંત પીડિતજનના શોકને ટાળવામાં અને અંતરના વ્યાધિને હરવામાં પ્રવીણ "એવા હે સ્વામી! તમને નમસ્કાર છે." એવી રીતે ભક્તિથી સ્તવીને તેઓ યોગ્ય સ્થાને બેઠા. પછી પ્રભુએ અતિ ક્લેશને હરનારી વાણીથી દેશના આપવા માંડી " હે ચક્રવર્ત્તી! આ સંસાર અસાર છે. રાજ્યસુખ સ્થિર નથી. પુત્ર, મિત્ર "અને સ્ત્રી તે દૃઢ બંધનરૂપ છે. દેહ રોગ ને શોકનું પાત્ર છે. વિષયો વિષ જેવાં "પીડક છે. ભોગ સર્પની ફણા જેવા છે. જીવિત જળનાં બિંદુ જેવું અસ્થિર છે. જે "ક્ષણ પહેલાં રમણીય લાગતું હતું, તે ક્ષણમાં પાછું દારૂણ લાગે છે. તત્ત્વથી આ સં- "સારમાં કાંઇ પણ સ્થિર નથી; માત્ર ત્રણ તત્ત્વજ સ્થિર છે. કુટુંબ અને દ્રવ્યાત્મક "પાશથી આ સંસારરૂપ કારાગારમાં વિદ્વાનો પણ પ્રમાદથી બંધાય છે. જેઓ આ "વિષમ આવર્ત્તવાળા ભવસાગરમાં વહન નથી થયા, તેવા પુરૂષો [1]કૃષ્ણચિત્રકની "જેમ વિરલા છે."

આપ્રમાણે પ્રભુની દેશનારૂપ સુધાનું પાન કરી સગર રાજાએ શોકરૂપ ઝેરને છોડી દીધું અને પછી હર્ષથી પ્રભુપ્રત્યે પૂછવા લાગ્યા " હે સ્વામી! આ જગત્ સર્વ કર્મને આધીન છે, તો આ મારા સાઠ હજાર પુત્રોએ તેવું શું કર્મ કરેલું હતું કે જેથી તેઓને તે કર્મ એક સાથે મૃત્યુદાયક થઇ પડયું?" આ પ્રમાણે પૂછતાં જ્ઞાનવડે ચરાચર જગત્‌ને જોનારા પ્રભુ તેઓનાં તેવાં કર્મનાં બંધનનાં કારણરૂપ પૂર્વભવને કહેવા લાગ્યા, "કોઈ એક પલ્લીમાં ( નેહડામાં ) ચોરીનોજ ધંધો કર- "નારા અને પોતાનાં દુષ્ટ ચિત્તમાં નિરંતર પરધન અને પરસ્ત્રીનુંજ ધ્યાન ધર- "નારા સાઠ હજાર મહા દુર્દાંત ભિલ્લો રહેતા હતા. એક વખતે ઘણાં દ્રવ્યથી "ભરપૂર કોઈ એક સંઘને ભદ્દિલપુરથી શત્રુંજય તરફ જતો જોઈ, તેઓ લોભાં- "ધપણે વિચાર કરવા લાગ્યા કે 'આ સંઘને માર્ગમાં જતાં રાત્રિએ આપણે "લુંટી લેવો.' સાઠ હજાર કિરાતોએ એકમતે તેમ કરવા કબુલ કર્યું. તે સાંભળી "કોઈ ભદ્રક કુંભારે કહ્યું, 'આપણા આવા વિચારને ધિક્કાર છે, આવો વિચાર તે "વિપત્તિરૂપજ છે, કેમકે બીજા અનેક ધનાઢ્ય પુરૂષો છતાં આપણે આ યાત્રાળુ "જનોને લુંટવા ઈચ્છીએ છીએ. આ સર્વે યાત્રાળુઓ જે ધનને સારા ક્ષેત્રમાં વા- "વવાને લઈ જાય છે, તે ધન આપણે લુંટી લેવું તે કેવું નિકૃષ્ટ અધર્મીપણું? પૂર્વનાં "પાપથી આપણને હમણાં આવો ખરાબ જન્મ તો મળેલો છે, છતાં પાછું આવું "લુંટારાપણાનું પાપ કરીએ તો પછી આપણી શી ગતિ થશે? આ યાત્રાળુઓ "પૂર્વના પુણ્યાનુબંધી પુણ્યથી અહીં દાનવીર થયેલા છે અને આ ભવમાં આ તી-

---

૧ કાળી ચિત્રાવેલી—ને કવચિતજ પુણ્યયોગે પ્રાપ્ત થાય છે. તેનો એવો ગુણ છે કે તેની ઉપર મેલું ખાલી પાત્ર જે વસ્તુ ભરવાનુ હોય ને વસ્તુવડે તત્કાળ ભરાઈ જાય છે ભા ક.

" ર્થરાજની યાત્રા કરવાથી આગામી ભવમાં પણ પાછા સુખી થશે. હે મિત્રો !
" કદિ તમે મને સર્વથા કાયર અને ભીરૂ કહો તથાપિ આ કાર્ય કરવામાં તો હું
" તમને સંમત થઇશ નહીં.' આપ્રમાણે બોલતા તે કુંભારને પોતાના વિચારથી જુદો
" પડેલો જાણી, તેને કારાગૃહના જેવા પોતાના નેહડામાંથી કાઢી મૂક્યો. પછી તે
" ઉદ્ધત અને અને સ્થૂલઘાતી દુષ્ટોએ એકઠા થઈ નજીક માર્ગે આવતા તે સંઘને લુંટી
" લીધો. તે વખતે જેમ દુરાચારથી યશ અને પિશુનપણાથી સદ્‌ગુણ નાસે, તેમ
" તેઓના આવી પડવાથી સંઘના લોકો દશેદિશાઓમાં નાસવા લાગ્યા. તે સંઘને
" લુંટી પાપના સમૂહથી દુષ્ટબુદ્ધિવાળા તેઓ વક્ર થયેલા ગ્રહની જેમ પાછા પોતાને
" સ્થાનકે આવ્યા.

" આ ખબર ભદ્દિલપુરના રાજાને પડી, એટલે તેણે મોટા સૈન્ય સાથે વેગથી
" આવી તેઓની પલ્લી ઉપર ઘેરો નાખ્યો. તે મોટાં સૈન્યને જોઈ સર્વ લુંટારા ભિલ્લો
" ભય પામીને નિગોદના જીવોની પેઠે પોતાના કિલ્લામાં ભરાઈ રહ્યા. તે વખતે જાણે
" તેમનાં કુકર્મોએ પ્રેર્યો હોય તેમ વાયુથી પ્રેરાયલો અગ્નિ તે પાળમાં પ્રજ્વલિત
" થઈ લોકોને બાળવા લાગ્યો. જેમ પુણ્યને ક્રોધ અને સદ્‌ગુણોને દુર્જન બાળે, તેમ
" એ અગ્નિ જળથી વારતાં છતાં પણ તે પાળને બાળવાને સમર્થ થયો. અગ્નિથી
" દહન થતા તે કિરાત લોકો ધૂમ્રવડે આકુળ વ્યાકુળ થઈ કુંભીપાકનાં દુઃખને સહ-
" ન કરવા લાગ્યા અને કહેવા લાગ્યા, 'અમને પાપીને ધિક્કાર છે કે અમે આ
" સંઘને લુંટયો. મહા દારૂણ કુકર્મનું આ ફળ અમને શીઘ્ર મળ્યું. નિર્લોભી
" અને પુણ્યવાન્ તે બિચારો કુંભાર આપણને વારતો હતો, તથાપિ કુકર્મી
" જનો જેમ ઉત્તમ પુરૂષને કાઢી મૂકે, તેમ આપણે તેને પાળમાંથી કાઢી મૂક્યો.
" આપ્રમાણે ધ્યાન ધરતા તે કિરાત લોકો સર્વ પરિવારસહિત અગ્નિરૂપ શસ્ત્રવડે
" એક સાથે મૃત્યુ પામ્યા. **કર્મની સ્થિતિ એવીજ છે.** જે સંઘ શ્રી અર્હંતને પણ
" પૂજ્ય છે અને જે તીર્થનું પણ તીર્થ છે, તેવા સંઘનું જે અહિત કરેછે, તે ખરેખરા
" નારકીજ છે. માટે સર્વદા સંઘની આરાધના કરવી, કદિપણ તેની વિરાધના કરવી
" નહીં. સંઘની આરાધનાથી મુક્તિ પ્રાપ્ત થાયછે અને તેની વિરાધનાથી નરક પ્રાપ્ત
" થાયછે. જેઓ તીર્થે જતાં યાત્રાળુઓને માર્ગમાં પીડે છે, તેઓ ગોત્રસહિત વિના-
" શ પામી અવશ્ય કુગતિમાં જાયછે.

" તે સાઠ હજાર લુટારાઓ પશ્ચાત્તાપ કરતા અગ્નિથી મૃત્યુ પામી નરકમાં ગયા.
" ત્યાંથી નીકળી સમુદ્રમાં માછલાં થયા. ધીવર લોકોએ તે સર્વને એક સાથે જાળમાં

" બાંધી લીધા અને મારી નાખ્યા. ત્યાંથી કર્ણશૃગાલી[1] થયા. એવીરીતે બહુ ભવમાં
" ભમીને પાછા પાપર્દ્ધિમાં[2] તત્પર ભિલ્લ થયા. એક વખત વનમાં ફરતાં તે ભિ-
" લ્લોએ એક શાંત પ્રકૃતિવાળા મુનિને જોયા. સારી વાસના ધરીને તેઓએ મુનિને
" નમસ્કાર કર્યો. જ્ઞાનવાન્ મુનિએ તેમને ધર્મોપદેશ આપ્યો. તેથી દુર્નયનેવિષે શં-
" કાવાળા થયા હોય તેમ તેઓએ ભદ્રિકપણું પ્રાપ્ત કર્યું. આસન્ન ઉદયવાળા તે-
" મને ધર્મનો વિશેષ લાભ આપવા માટે એ જ્ઞાનધારી મુનિ એક ચાતુર્માસ તે-
" મના નગરમાં રહ્યા. પ્રથમમાસે તેમણે સાત વ્યસનો છોડી દીધાં, બીજે માસે
" અનંતકાયનો ત્યાગ કર્યો, ત્રીજે માસે રાત્રિભોજનનો ત્યાગ કર્યો, અને ચોથે
" માસે અનશન કરી રહેલા તેઓ વિદ્યુત્પાતથી એકસાથે મૃત્યુ પામ્યા. હે ચક્ર-
" વર્ત્તી ! ત્યાંથી તેઓ તમારે ઘેર પુત્રપણે અવતર્યા. **કર્મની સર્વત્ર પ્રધાનતા છે.**

" જે પેલા કુંભારે સંઘ લુંટવાને સંમતિ આપી નહોતી, તેણે તેજ ભ-
" વમાં મોટી સમૃદ્ધિવાળું રાજ્ય પ્રાપ્ત કર્યું. શુભભાવનાથી ઉત્તરોત્તર ઉત્તમ ભવ
" પ્રાપ્ત કરી છેવટે તમારા જન્હુનો પુત્ર મહોદયવાન્ **ભગીરથ** થયેલ છે. પૂ-
" ર્વકર્મના યોગથી, હે રાજા ! તમારા પુત્રો એક સાથે મૃત્યુ પામ્યા છે, માટે આ
" તત્ત્વ તમે મનમાં ધારણ કરજો કે **કોઈપણ ડાહ્યા માણસે મનથી પણ સંઘની
" અવજ્ઞા કરવી નહીં.** કારણ કે તે બોધિવૃક્ષને બાળવામાં અગ્નિરૂપ અને કુગતિને
" આપનાર થઈ પડેછે. પણ જેઓ યાત્રાળુ લોકોને વસ્ત્ર, અન્ન અને જળ વિગેરે
" આપવાવડે પૂજે છે, તેઓને તીર્થયાત્રાનું મોટું ફળ મળેછે. સંઘ એજ પ્રથમ
" તીર્થ છે, અને તે વળી તીર્થયાત્રાએ જતો હોય ત્યારે તો કલ્યાણની ઇચ્છાવાળા
" પુરૂષોને વિશેષપણે પૂજવા યોગ્ય છે. હે રાજા ! તમારે પુત્રસંબંધી શોક કરવો
" નહી. ધર્મના દ્રોહથી ઉપાર્જન કરેલાં કર્મવડે તમારા પુત્રો ઉત્પન્ન થઇને લય
" પામી ગયા છે. હે રાજા ! રાજ્યમાં, પુત્રમાં અને કલત્રમાં તમે અદ્યાપિ
" શામાટે મોહ રાખો છો ? હવે આત્મહિત કરો. ફરીવાર મનુષ્યભવ ક્યાંથી
" મળશે ? " આપ્રમાણે પ્રભુના મુખથી પોતાના પુત્રનો પૂર્વભવ જાણીને સગર-
રાજા શોકમુક્ત થઈ હૃદયમાં પરમ વૈરાગ્યને પામ્યા. તે સમયે ઇંદ્રે કહ્યું, " હે
ચક્રવર્ત્તી ! તમે ભરત ચક્રીની જેમ ષટ્ખંડ પૃથ્વીને સાધી છે તો હવે તેઓની જેમ
સંઘપતિ થાઓ. " આ સાંભળી સગરચક્રી તીર્થયાત્રામાટે આદરવાળા થયા. એ-
ટલે પ્રભુએ તેને સંઘપતિપણાનો વાસક્ષેપ કર્યો. તેવી ઉત્તમ પદવી મેળવી તે પો-
તાને ઘેર ગયા. સૌધર્મપતિ ઇંદ્રે રાજાને એક શ્રેષ્ઠ દેવાલય આપ્યું જેમાં શ્રી આ-
દિનાથનું રત્નમય બિંબ રહેલું હતું. પછી સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પેહેરીને સગર ચક્ર-

---

૧ એક જાતનુ જનાવર. ૨ શિકાર.

વર્ત્તીએ ચતુર્વિધ સંઘને લઈ શુભ દિવસે યાત્રા કરવા પ્રયાણ કર્યું. ગણધરો, મુનિવરો, શ્રાવકો, શ્રાવિકાઓ, મહાધરો, મંડળીક રાજાઓ, ચતુરંગસેના, ગાયન કરનારા, બીરૂદાવલી બોલનારા, નૃત્ય કરનારા અને કૌતુક ઉપજાવવાવાળા પુરૂષોનીસાથે સગરરાજા ચક્રે બતાવેલા માર્ગે આગળ ચાલ્યા. માર્ગમાં પ્રત્યેક પુરે અને પ્રત્યેક ગામે શ્રી જિનેશ્વરની પૂજા કરતા, મુનિજનોને વાંદતા અને સત્પાત્રોને દાન આપતા સગરરાજા અનુક્રમે શ્રી સિદ્ધાચળપાસે આવી પહોંચ્યા. ત્યાં આનંદપુર નગરમાં ચક્રીએ તીર્થની, પ્રભુની તથા સંઘની પૂજા અને સાધર્મીવાત્સલ્ય મોટા આદરથી ઘણા રાજાઓસાથે કર્યું. પછી દેવાલયને આગળ કરી સંઘનીસાથે મહોત્સવપૂર્વક રાજાએ તીર્થને ત્રણ પ્રદક્ષિણા કરી. પછી ચૌદ નદીઓનાં તીર્થજળને મેળવી સર્વ ઠેકાણે માર્ગ કરતો સંઘ ગિરિ ઉપર ચડ્યો. પ્રથમ સગરરાજા પૂર્વ તરફથી ગિરિપર ચડ્યા અને પછી કૌતુકવાળા સર્વ પુરૂષો અનેક માર્ગે ગિરિપર ચડવા લાગ્યા. ચક્રવર્ત્તી ગિરિઉપર આવ્યા એટલે ઇંદ્રપણ પ્રીતિથી ત્યાં આવ્યો. બંને રાજાદનીના વૃક્ષતળે એકઠા થયા.

હવે જન્હુનો પુત્ર ભગીરથ સગરચક્રવર્ત્તીની આજ્ઞાથી સૈન્યની સાથે ચાલતાં અષ્ટાપદગિરિએ પહોંચ્યો. ત્યાં પોતાના પિતા અને કાકાઓની દહન થએલી ભસ્મ જોઇને ભગીરથ અત્યંત દુઃખાકુલ થઈ સૈન્યસહિત મૂર્છા પામ્યો. પછી ક્ષણવારમાં સત્ત્વધારી ભગીરથે ચૈતન્ય મેળવી શોક છોડી દઇને પૂજાપૂર્વક ભક્તિથી જ્વલનપ્રભ નાગકુમારની આરાધના કરી. તેની અતિશય ભક્તિથી સંતુષ્ટ થઈ જ્વલનપ્રભ કાંચનનાં કુંડળને ચળકાવતો નાગકુમારોની સાથે ત્યાં આવ્યો. ભગીરથે ગંધમાલ્ય અને સ્તુતિથી તેનું પૂજન કર્યું, એટલે હૃદયમાં હર્ષ પામી નાગપતિએ તે રાજકુમારને કહ્યું, "હે ભગીરથ ! મેં જન્હુકુમાર વિગેરેને ખાઈ ખોદવાનાં કાર્યથી વારવા માંડ્યા, તથાપિ તેઓ વાર્યા રહ્યા નહી, અને તે કાર્યથી બધા નાગલોકોનો નાશ થવા માંડ્યો; તેથી મેં ક્રોધથી તેમને બાળીને ભસ્મ કર્યા છે. તેઓએ પૂર્વે તેવું કર્મ ઉપાર્જન કર્યું હશે, તો હવે મારી આજ્ઞાથી હે ભગીરથ ! તમે તેમની ઉત્તરક્રિયા કરો, અને આ ગંગાનો મુખ્ય પ્રવાહ જે પૃથ્વીને પ્લાવિત કરેછે, તેને તેના સ્થાનપર લઈ જાઓ." આ પ્રમાણે ભગીરથને શિખામણ આપી જ્વલનપ્રભ પોતાને સ્થાનકે ગયો. પછી ભગીરથે પોતાના વડિલોની ભસ્મ લઇને ગંગામાં નાખી, ત્યારથી જગત્‌માં પિતૃક્રિયામાં તે વ્યવહાર પ્રવર્ત્યો છે. પિતૃઓની ઉત્તરક્રિયા કરી ભગીરથ કુમાર્ગે ચાલતી નારીને માર્ગમાં લાવે તેમ ગંગાના ઉન્માર્ગી પ્રવાહને દંડરત્નથી મુખ્ય માર્ગમાં લાવ્યો. ત્યાં લોકોનાં મુખથી તેના જાણવામાં આવ્યું કે સગર

ચક્રવર્ત્તી શ્રી શત્રુંજય તીર્થે પધાર્યા છે, એટલે તે ત્યાંથી તે તરફ ચાલી કેટલાક પ્રયાણે ગિરિરાજ ઉપર આવી પહોંચ્યો. રાજાદની વૃક્ષની નીચે બેઠેલા ઇંદ્ર અને ચક્રવર્ત્તીની પાસે આવી ભગીરથે તેમના ચરણમાં નમસ્કાર કર્યો. દેવરાજે અને નરરાજે તેને પ્રેમથી આલિંગન કર્યું. પછી હર્ષ પામીને તેઓએ ભરતરાજાની જેમ તે તીર્થમાં ભક્તિવડે શ્રીઆદિનાથ પ્રભુનો સ્નાત્ર પૂજાદિક મહોત્સવ કર્યો. મરૂદેવા, તથા બાહુબલિ શિખર ઉપર, તેમજ તાલધ્વજ, કાદંબગિરિ, હસ્તિસેન વિગેરે સર્વ શૃંગ ઉપર તેમણે જિનપૂજા કરી, મુનિરાજને દાન આપ્યાં, અન્ય જનોને અન્નનાં દાન આપ્યાં, પ્રભુની આરતિ ઉતારી અને મહાધ્વજ ચડાવ્યા. તેમજ ગુરૂની વાણીથી ઇંદ્રોત્સવ ને ઇંદ્રપૂજા કરી, છત્ર ચામરો મૂક્યાં, અને રથ. પૃથ્વી તથા અશ્વોનાં દાન કર્યાં. પછી ભરતના કરાવેલા પ્રાસાદો જોઈ ઇંદ્રે સ્નેહપૂર્વક ધર્મમાં જાગ્રત સગરરાજાને કહ્યું, " હે ચક્રવર્ત્તી ! આ શાશ્વત તીર્થમાં તમારા પૂર્વજ ભરતરાજાનું આ પુણ્યવર્દ્ધન કર્ત્તવ્ય જુઓ. ભવિષ્યમાં કાળના માહાત્મ્યથી વિવેકરહિત, અધર્મી, અતિ લોભાંધ, તીર્થનો અનાદર કરનારા અને મલિન હૃદયવાળા કેટલાક લોકો મણિ, રત્ન, રૂપું અને સુવર્ણના લોભથી આ પ્રાસાદની અને પ્રતિમાની કદાપિ આસાતના કરશે, માટે જન્હુની જેમ તમે પણ આ પ્રાસાદની કાંઈક રક્ષા કરો. ત્રણ જગત્‌માં તમારા જેવો કોઈ સમર્થ પુરૂષ હાલમાં નથી." તે સાંભળી સગરરાજા ચિત્તમાં વિચાર કરવા લાગ્યા કે, 'મારા પુત્રો સાગર સાથે મળેલી ગંગાનદી લાવ્યા, તો હું તેનો પિતા થઈ જો સાગરને લાવું તો તેમનાથી વિશેષ થાઉં, નહીં તો માનહીન થાઉં.' આવા આવેશના વશથી ઇંદ્રનું સહેતુક વચન સંભારીને સગરરાજા ક્ષણવારમાં યક્ષોદ્વારા સાગરને ત્યાં લાવ્યા. ટંકણ, બર્બર, કેશ, શ્વીણુ, ભોટ, સૈંહલ વિગેરે વિવિધ દેશોને ડૂબાડતો, મોટા ગિરિઓને ફોડી નાખતો, ભવનેંદ્રનાં ભવનોને પ્લાવિત કરતો, અતિ ભયંકર દેખાતો, ઉછળતા મગર, જૂડ, મત્સ્ય અને શંખલાંથી આકુલ વ્યાકુલ જણાતો, નાસી જતા દેવતાઓએ ભયથી જોયેલો, વેગના પવનથી અનેક જંતુઓને ઉડાડતો, મહા દુસ્સહ, જંબૂદ્વીપની જગતીના પશ્ચિમદ્વારમાંથી નીકળી મોટા ઉર્મિવડે ગર્જના કરતો અને પૃથ્વીમાં વ્યાપતો લવણસમુદ્રનો પ્રવાહ વેગથી શત્રુંજયગિરિ પાસે આવ્યો. તે વખતે લવણસમુદ્રનો અધિષ્ટાતા દેવ આદરથી અંજલિ જોડીને ચક્રવર્ત્તીને પ્રણામ કરી સામ વચને બોલ્યો, 'હે ચક્રવર્ત્તી! કહો મને શી આજ્ઞા છે ? હું શું કરૂં ?' ઇંદ્રે અવધિજ્ઞાનવડે પ્રભુનાં વચનને સંભારી ચક્રવર્ત્તીને આકુળવાણીથી કહ્યું, "હે રાજા ! હવે વિરામ પામો, વિરામ પામો. જેમ સૂર્યવિના દિવસ, પુત્રવિના કુળ, જીવ-

વિના દેહ, દીપકવિના ગ્રહ, વિદ્યાવગર મનુષ્ય, ચક્ષુવિના મુખ, છાયાવિના વૃક્ષ, દયાવિના ધર્મ, ધર્મવિના જીવ અને જળવિના જગત્-તેમ આ તીર્થવિના બધી ભૂતસૃષ્ટિ નિષ્ફળ છે. અષ્ટાપદ પર્વતનો માર્ગ રૂંધાયો એટલે આ તીર્થ પ્રાણીને તારનાર છે. પણ જો સમુદ્રનાં જળથી આ તીર્થનો માર્ગ પણ રૂંધાશે તો પછી આ પૃથ્વીપર બીજું કોઈ તીર્થ પ્રાણીઓને તારનાર મારા જોવામાં આવતું નથી. જયારે તીર્થંકર દેવ, જૈનધર્મ કે શ્રેષ્ઠ આગમ પૃથ્વીપર રહેશે નહીં, ત્યારે માત્ર આ સિદ્ધગિરિજ લોકોના મનોરથને આપનારો થશે." એવી ઇંદ્રની વાણી સાંભળી ચક્રવર્ત્તીએ લવણદેવને કહ્યું, "દેવ! માત્ર એંધાણીને માટે આ સમુદ્ર અહીં તીર્થથી થોડો દૂર ભલે રહે, તમે સ્વસ્થાને જાઓ." તેને વિદાય કર્યા પછી પ્રસન્ન થયેલા સગરરાજાએ ઇંદ્રને પૂછ્યું, "હવે મલિન અધ્યવસાયવાળા પુરૂષોથી આ તીર્થની રક્ષા કેવી રીતે કરવી?" ઇંદ્રે કહ્યું, "હે રાજા! આ રત્નમણિમય પ્રભુની મૂર્ત્તિઓ સુવર્ણગુફામાં મૂકાવી દ્યો. તે ગુફા દેવતાઓથી પણ ન પામી શકાય તેવો પ્રભુનો એક કોશ[1] છે, અને સર્વ અર્હંતોની મૂર્ત્તિઓ સોનાની કરાવો તેમજ પ્રાસાદો સુવર્ણ અને રૂપાના કરાવો." પછી પ્રભુના પ્રાસાદથી પશ્ચિમતરફ રહેલી સુવર્ણગુફા કે જે રસકૂપિકા અને કલ્પવૃક્ષયુક્ત હતી તે ઇંદ્રે બતાવી. એટલે પ્રભુની મૂર્ત્તિઓને યત્નથી તેમાં પધરાવી અને તેમની પૂજાને માટે યક્ષોને આજ્ઞા કરી. પછી ઇંદ્રને સાથે રાખી સગરરાજાએ અર્હંતના પ્રાસાદો સુવર્ણ અને રૂપાના અને મૂર્ત્તિઓ સુવર્ણની કરાવી. સુભદ્ર નામના શિખર ઉપર બીજા તીર્થંકર શ્રી અજિતનાથજીનો રૂપાનો પ્રાસાદ ઘણા ભાવપૂર્વક કરાવ્યો. ત્યાં જ્ઞાનવાન્ ગણધરો, શ્રાવકો અને દેવતાઓએ મળીને પૂજાપૂર્વક મોટો પ્રતિષ્ઠામહોત્સવ કર્યો.

આ પ્રમાણે શત્રુંજયતીર્થે ઉદ્ધાર કરી સગર ચક્રવર્ત્તી સુરનરો સાથે રૈવતાચળનાં શિખરપર પ્રભુને નમવાને ચાલ્યા. માર્ગમાં આવેલા ચંદ્રપ્રભાસ તીર્થમાં શ્રી ચંદ્રપ્રભ પ્રભુને નમી વિમાનમાં બેસીને રૈવતાચળનાં શિખરપર આવ્યા. તે તીર્થને પણ આદરથી ત્રણ પ્રદક્ષિણા કરી ગજેંદ્રપદ[2] કુંડનું જળ લઈ જિનાલયમાં ગયા. ત્યાં પૂર્વવત્ પૂજા, નમસ્કાર અને સ્તુતિ કરીને રાજાએ ભાવપૂર્વક સુપાત્રદાન, અભયદાન, ઉચિતદાન અને અનુકંપાદાન આપ્યાં. પછી શ્રી દાયક સિદ્ધિગિરિ, વિદ્યાધરગિરિ, દેવગિરિ, અંબિકાગિરિ અને ઉમાશંભુગિરિ વિગેરે સર્વ શિખરો ઉપર ગુરૂની સાથે જઈ ચક્રવર્ત્તીએ તેમની આજ્ઞા પ્રમાણે વિધિપૂર્વક યાત્રા અને દેવપૂજા કરી. ત્યાંથી પાછા ફરી સગરરાજા અર્બુદાચલ, સમેતશિખર અને વૈભારગિરિપર જઈ અર્હંતને અને શ્રમણોને નમસ્કાર કરી પાછા અયોધ્યામાં આવ્યા.

---

૧ ભંડાર ૨ હાથી પગલા.

તે સમયે ચરણન્યાસથી પૃથ્વીને પવિત્ર કરતા શ્રી અજિતનાથ પ્રભુ જાણે તેના પુણ્યથી ખેંચાઇને આવ્યા હોય તેમ ત્યાં પધાર્યા. તેમનાં આગમનની વધામણી કહેનારા પુરૂષોને ઘણું ધન આપી ચિરંકાળથી ઉત્કંઠિત એવા ચક્રવર્ત્તી મોટા ઉત્સાહથી પ્રભુને વંદન કરવા આવ્યા. પ્રભુને નમસ્કાર કરી રોમાંચિત શરીરે સ્તુતિ કરીને પ્રભુના મુખરૂપ ચંદ્રમાંથી ઝરતાં વચનામૃતનું પાન કરવાને સગરરાજા સમીપે બેઠા, એટલે ચક્રવર્ત્તીને બોધ કરવાને અજીતપ્રભુ ક્રોધરૂપી સર્પના વિષમાં ગરૂડજેવાં અને ધર્મનો પ્રકાશ કરવામાં ચતુર એવાં દેશનાવચનો બોલ્યા, " હે રાજન્ ! રાજ્ય, પુત્ર, કલત્ર, બંધુ, નગર, આવાસ, ધન, દેવવૈભ-
" વાદિક અને અન્ય સર્વ રમણિક લાગતી વસ્તુઓ પ્રાપ્ત થવી આ સંસારસાગરમાં
" સુલભ છે, તેમજ મોતી, પરવાળાં, અને અન્ય રત્નો પણ મળવાં સુલભ છે, પ-
" રંતુ સર્વ અર્થને સાધનારૂ ચારિત્ર ચિંતામણિની જેમ અતિ દુર્લભ છે એમ
" શ્રી જિનેશ્વરોએ કહેલું છે. જો કદિ એક દિવસ પણ શુદ્ધ ચારિત્ર પાળ્યું હોય તો
" મનુષ્ય કર્મનો સંઘાત[1] ખપાવી પરમપદને પામેછે." આવો પવિત્ર ચારિત્રનો મહા પ્રભાવ સાંભળી વૈરાગ્ય ઉત્પન્ન થતાં સગરરાજાએ નમસ્કાર કરીને પ્રભુપાસે તે ચારિત્રરત્નની ભાવપૂર્વક પ્રાર્થના કરી; અને ગુણવાન્ તેમજ રાજ્યને યોગ્ય એવા પોતાના શૂરવીર પૌત્ર ભગીરથને રાજ્યપર બેસાડી પોતે વ્રત લેવા તત્પર થયા. પછી ઇંદ્રે જેમનો નિષ્ક્રમણ મહોત્સવ કરેલો છે એવા સગરચક્રવર્ત્તીએ એક હજાર રાજાઓની સાથે ભગવંતના ચરણકમળની પાસે જઇને વ્રત ગ્રહણ કર્યું. " સુકૃતી એવા તેને ધન્ય છે, તેની માતાને ધન્ય છે અને તેના કુળને પણ ધન્ય છે કે જેણે શ્રી અર્હંતોએ ગ્રહણ કરેલાં ઉજ્જવળ ચારિત્રને ગ્રહણ કરેલું છે. જે ચારિત્ર સંસારરૂપ વારિધિમાં[2] વહાણ જેવું અને કુકર્મરૂપ દુષ્ટ જળજંતુઓનો ભેદ કરનારૂ છે, એવું ક્ષાંતિ વિગેરે દશ પ્રકારવાળું અતિ દુષ્કર ચારિત્ર પ્રયત્નથી ગ્રહણ કરવું." આવી પ્રશંસા તથા હિતશિક્ષા સાંભળતાં તે સગરમુનિ પ્રભુને પ્રીતિ ઉપજાવતા અને શ્રી અર્હંતના ચરણમાં નમતા પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા.

શ્રીઅજિતસ્વામીને જિનના જેવા સત્યવાદી સિંહસેન વિગેરે પંચાણુ ગણધરો થયા. એક લાખ મુનિઓ, ત્રણ લાખને ત્રીશ હજાર સાધ્વીઓ, બે લાખ ને અઠાણુ હજાર શુભાત્મા શ્રાવકો, અને પાંચ લાખ ને પીસ્તાળીશ હજાર શ્રાવિકાઓ—એ પ્રમાણે ચતુર્વિધ સંઘનો પરિવાર પ્રભુને થયો. તેમનાં તીર્થમાં મહાયક્ષ નામે યક્ષ અને અજિતા નામે દેવી-એ બે શાસન દેવતા થયા. કુમારપણામાં અઢાર લાખ પૂર્વ, રાજ્યમાં ત્રેપન લાખ અને એક પૂર્વ, છદ્મસ્થપણામાં બાર

૧ સમૂહ ૨ સમુદ્ર

વર્ષ, અને કેવળીપણામાં એક પૂર્વને બાર વર્ષે ઊણા એક લાખ પૂર્વ એમ સર્વ મળી બોંતેર લાખ પૂર્વનું પ્રભુનું આયુષ્ય પૂર્ણ થયું.

પ્રાંતે શ્રી અજિતનાથ સ્વામી વિહાર કરતા કરતા એક સહસ્ર મુનિઓની સાથે સમેતશિખર ગિરિએ પધાર્યા, અને એક માસનું અનશન ગ્રહણ કર્યું. માસને અંતે ચૈત્રમાસની શુક્લ પંચમીએ રોહિણી નક્ષત્રમાં એક હજાર મુનિઓની સાથે અજિતનાથ સ્વામી અવ્યયપદને પામ્યા. તે વખતે આસન ચલિત થવાથી ઇંદ્રાદિક દેવતાઓએ ત્યાં આવી શ્રીઅજિતનાથ સ્વામીનો નિર્વાણમહોત્સવ કર્યો. સગરમુનિ પણ પ્રભુની જેમ ભવ્ય પ્રાણીઓને બોધ કરતા ઘાતીકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામ્યા. તેઓ પણ બોંતેર લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી અજિત પ્રભુની જેમ સમેતશિખર ઉપર મોક્ષ ગયા. આવી રીતે ચક્રવર્ત્તીઓમાં શિરોમણિ શ્રી સગરરાજા બીજા તીર્થંકર શ્રીઅજિતનાથના બોધથી અને ઇંદ્રના ઉપદેશથી ભરત રાજાની જેમ સંઘની સાથે હર્ષ સહિત શત્રુંજયગિરિ ઉપર આવી, ઉદ્ધાર કરી, ઘાતી કર્મને ખપાવીને શાશ્વત પદને પ્રાપ્ત થયા.

**આ પ્રમાણે સગરરાજાનો સાતમો ઉદ્ધાર થયો.**

---

હવે ચોથા તીર્થંકર શ્રીઅભિનંદન ભગવાન્ પોતાના ચરણથી પૃથ્વીને પવિત્ર કરતા અને દેવતાઓથી સ્તુતિ કરાતા શ્રીશત્રુંજયગિરિ ઉપર આવ્યા. રાજાદની વૃક્ષની નીચે દેવતાઓએ અતિ ભક્તિથી તેમનું સમવસરણ રચ્યું. ત્યાં સિંહાસનપર બેસી ત્રણ છત્રોથી વિરાજિત એવા પ્રભુએ સર્વ ભાષાનુયાયી વાણીવડે આ પ્રમાણે દેશના આપી. " આ શત્રુંજયગિરિ કામક્રોધાદિ અભ્યંતર શત્રુઓનો નાશ " કરનાર, સર્વ પાપને હરનાર અને મુક્તિનું લીલાગૃહ છે. અહીં કલ્યાણ[1] કુંભ " જેવા સર્વ કલ્યાણનું કારણ અને [2]કલ્યાણ જેવા વર્ણવાળા ભગવાન્ શ્રીઆદિદેવ " પ્રભુ રહેલા છે. જ્યારે આ ચોવિશીના સર્વે પ્રભુ મોક્ષે જશે, અને કેવળધર્મ ભ્રષ્ટ " થશે, તે સમયે આ તીર્થજ સર્વ કલ્યાણને કરનારૂં થશે. જેઓ આ તીર્થમાં " આવી ભક્તિથી ભગવંતનું ધ્યાન અને પૂજન કરેછે, તેઓ અલ્પ કાળમાં અજ" રામર થવારૂપ પુણ્યને ઉપાર્જન કરે છે. જેઓ અહીં પ્રાસાદ, પ્રતિમા, પાત્રદાન " અને દીનદાન વિગેરે કરે છે, તેઓ તત્કાળ બે ભવ ( આ લોક અને પરલોક )" નાં સુખને પામે છે." પ્રભુની આવી દેશના સાંભળી વ્યંતરપતિઓએ ભક્તિથી ભરપૂર થઈ ઉત્સાહથી તે તીર્થના પ્રાસાદો નવીન કર્યા.

એવી રીતે આ શત્રુંજય તીર્થ ઉપર અમૂલ્ય સુકૃતની ખાણરૂપ એ વ્યંતરેંદ્રોનો કરેલો આઠમો ઉદ્ધાર થયો.

---

૧ કામકુંભ. ૨ સુવર્ણ.

# શ્રીચંદ્રપ્રભ પ્રભુનું ચરિત્ર.



હવે ચંદ્રના જેવી પ્રભાવાળા આઠમા તીર્થંકર **શ્રીચંદ્રપ્રભ** પ્રભુનું ચરિત્ર અહીં સંક્ષેપમાં કહેવામાં આવે છે. આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં અનેક લોકો જેની સ્તુતિ કરે છે એવી **ચંદ્રાનના** નામે એક શ્રેષ્ઠ નગરી છે. તે નગરીમાં પ્રજાના રાગથી ગુણની સ્પૃહા કરનાર અને શત્રુઓની મહાસેનાને જિતનાર **મહાસેન** નામે રાજા હતો. નિષ્કલંક ચંદ્રના જેવું ઉજ્જવળ શીલ ધારણ કરનારી, સ્વલ્પ પણ દોષવિનાની અને સંતુષ્ટ પરિવારવાળી લક્ષ્મણા નામે તેને એક રાણી હતી. એક વખતે આધિવ્યાધિએ વર્જિત સુખે સુતેલી એ દેવીએ રાત્રિના શેષ ભાગે ચૌદ મહા સ્વપ્નો જોયાં. તે વખતે ચૈત્ર માસની કૃષ્ણ પંચમીએ ચંદ્ર અનુરાધાનક્ષત્રમાં આવતાં વિજયંત વિમાનથી ચ્યવીને પ્રભુનો જીવ તેમની કુક્ષિમાં અવતર્યો. સમય પૂર્ણ થતાં પૌષ માસની કૃષ્ણદ્વાદશીએ અનુરાધાનક્ષત્રમાં સુલક્ષમણા દેવીએ પુત્રરત્નને જન્મ આપ્યો. દિક્કુમારીઓ અને ઈંદ્રોએ જેનો જન્મોત્સવ કરેલો છે એવા પ્રભુ ધાત્રી થયેલી અપ્સરાઓથી લાલિત થતા અનુક્રમે યૌવન વયને પ્રાપ્ત થયા. ચંદ્રના જેવા ઉજ્જવળ ચંદ્રનાં લાંછનવાળા, અને દોઢસો ધનુષ્‌ની કાયાવાળા તે **ચંદ્રપ્રભ** નામે પ્રભુ લોકોને આનંદકારી થયા. પછી વિવાહિત થઈને ચોવીશ પૂર્વયુક્ત સાડાછ લાખ પૂર્વસુધી પ્રભુએ પિતાનું રાજ્યપાલન કર્યું. પછી પૌષમાસની કૃષ્ણ ત્રયોદશીએ ચન્દ્ર અનુરાધાનક્ષત્રમાં આવતાં અપરાણ્હ કાળે પ્રભુએ એક હજાર રાજાઓની સાથે વ્રત ગ્રહણ કર્યું. વ્રત લીધા પછી ત્રણ માસ ગયા ત્યારે ફાલ્ગુન શુક્લ સપ્તમીએ અનુરાધાનક્ષત્રમાં પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. અવધિજ્ઞાનથી તે વાર્ત્તા જાણીને ચતુર્વિધ દેવતાઓ કેવળજ્ઞાન કલ્યાણકનો મહોત્સવ કરવા સત્વર ત્યાં આવ્યા. સમવસરણમાં પ્રભુની દેશના સાંભળી પુનઃ સર્વ દેવતાઓ હર્ષથી પોતપોતાને સ્થાનકે ગયા. પછી સર્વ અતિશયો સહિત વિહાર કરતા પ્રભુ સર્વ અર્હંતોએ સેવન કરેલા શત્રુંજય ગિરિ ઉપર આવ્યા. રાજાદની વૃક્ષને પ્રદક્ષિણા કરી ચંદ્રપ્રભ પ્રભુ અનેક મુનિઓ સાથે ત્યાં સમોસર્યા અને વાણીવડે પુણ્યજળને વર્ષાવવા લાગ્યા. તે તીર્થનો મોટો મહિમા વર્ણવી તેને પ્રદક્ષિણા કરીને **ચંદ્રોદ્યાન**માં આવ્યા. સગર રાજાએ લાવેલા સમુદ્રને તીરે બ્રાહ્મી નદીના તટ ઉપર ચન્દ્રોદ્યાનના એક ભાગમાં પ્રભુ સમોસર્યા. દેવતાઓએ સમવસરણ રચ્યું, એટલે લોકોનો સમૂહ ત્યાં આવી, નમી અને સ્તવીને પ્રભુની પાસે બેઠો. તે વખતે નજીકમાં રહેલી **શશિપ્રભા** નગરીનો રાજા **ચન્દ્રશે**-

ખર, ચન્દ્રપ્રભા રાણી અને ચન્દ્રયશા પુત્રની સાથે ત્વરાથી ત્યાં આવ્યો. પ્રભુની સ્તુતિ કરી નમીને તેમનાં વચનામૃતની નીકનું પાન કરવા માટે પ્રભુ પાસે બેઠો. પ્રભુએ કહ્યું, "સર્વ રીતે અસ્થિર એવા આ સંસારમાં શત્રુંજય તીર્થ, અર્હતનું ધ્યાન "અને બે પ્રકારનો ધર્મ એજ સાર છે. પુંડરીકગિરિના સેવનથી, શ્રીજિનેશ્વરનાં "ધ્યાનથી અને બે પ્રકારના ધર્મથી શાશ્વત સુખની સિદ્ધિ હસ્તગત થાય છે. દે- "વોમાં જેમ અર્હત, ધ્યાનમાં જેમ શુક્લધ્યાન અને વ્રતોમાં જેમ બ્રહ્મચર્ય તેમ "સર્વ તીર્થોમાં આ તીર્થ મુખ્ય છે. તેમજ સર્વ ધર્મમાં મુનિપણું મુખ્ય ગણાય છે; "કારણકે તેની મુદ્રાવિના મુક્તિરૂપી સખી કોઇને વરતી નથી." આપ્રમાણે પ્રભુનાં મુખથી દેશના સાંભળીને ચન્દ્રશેખર રાજાએ તત્કાળ બોધ પામી દીક્ષા ગ્રહણ કરી. ત્યાં સમુદ્રના તટ ઉપર પ્રભુના કાયોત્સર્ગને સ્થાને ધરણેંદ્રે ચન્દ્રકાંતમણિના બિંબવાળો એક પ્રાસાદ કરાવ્યો. લોકોની ઉપર અનુગ્રહ કરવામાં તત્પર એવા ચન્દ્રપ્રભ પ્રભુએ ત્યાંથી રૈવતાદ્રિ શિખરો તરફ વિહાર કર્યો. અનેક સ્થાને વિહાર કરી સર્વ વિશ્વને તીર્થમય કરતા પ્રભુ એક સહસ્ર મુનિઓની સાથે પ્રાંતે સમેતશિખર પર્વતે આવ્યા. ત્યાં ભાદ્રપદમાસની કૃષ્ણસપ્તમીએ ચંદ્ર શ્રવણનક્ષત્રમાં આવતાં, ચન્દ્રપ્રભ પ્રભુ નિષ્કંપ મનથી અનશન વ્રત ગ્રહણ કરી સાડાસાત લાખ પૂર્વનું [1]આયુષ્ય પૂર્ણ કરી અખંડિત પદને[2] પ્રાપ્ત થયા. સર્વ ઇંદ્રોએ આવી પૂર્વની જેમ પ્રભુનો નિર્વાણમહોત્સવ કર્યો અને પછી હર્ષથી પોતપોતાને સ્થાનકે ગયા.

ચન્દ્રશેખર મુનિ વિહાર કરતા કરતા ભગવંતના ચરણથી પવિત્ર એવી ચન્દ્રપ્રભા નગરીમાં આવ્યા. અખંડ આજ્ઞાવાળો તેમનો પુત્ર ચન્દ્રયશા તેમને આવેલા સાંભળી પાંચસો રાજાઓની સાથે વેગથી વાંદવા આવ્યો. જ્ઞાની મુનિએ એ નમ્ર ભક્તોને ધર્મલાભ આપી ધર્માનુસારી વાણીવડે દયામય ધર્મ સંભળાવીને તેમનો અનુગ્રહ કર્યો. વળી તે મુનિરાજે કહ્યું, "અહીં ચન્દ્રપ્રભ ભગવંત રહેલા હોવાથી આ ઉત્તમ તીર્થ [3]ચન્દ્રપ્રભાસ નામે પૃથ્વીમાં પ્રખ્યાતી પામશે. સમુદ્રની ભરતી આવે તેવા જે ભાગમાં પ્રભુ કાયોત્સર્ગે રહ્યા હતા, તે ભાગનો સમુદ્ર ઉદ્વેલ થવા લાગ્યો, તેથી લવણ સમુદ્રના અધિષ્ટાયક દેવે ભક્તિથી ત્યાં સ્થળરૂપ પૃથ્વી કરીને સમુદ્રને રૂંધન કર્યો, અને તે ઠેકાણે ધરણેંદ્રે પ્રભુનો મહા નિર્મળ પ્રાસાદ કરાવ્યો; તેથી તે ઠેકાણે એક પવિત્ર તીર્થ થયું, અને ત્યારથી તે સમુદ્ર પણ પવિત્ર કહેવાયો. પૂર્વે શ્રી યુગાદિ પ્રભુના પૌત્ર ચન્દ્રકીર્ત્તિએ પોતાના ભાવથી ચન્દ્રો-

---

૧ શ્રીચંદ્ર પ્રભુનુ આયુષ્ય અન્યત્ર દશ લાખ પૂર્વનું કહેલુ છે  ૨ મોક્ષ  ૩ વેરાવળ પાસે પ્રભાસ છે તે.

ધ્યાનની પાસે ભાવી તીર્થંકર શ્રીચન્દ્રપ્રભ પ્રભુનો પ્રાસાદ કરાવી તેની પાસે આ ચન્દ્રપ્રભા નગરી વસાવી હતી ત્યારથી આ સ્થાન પણ સર્વ રીતે અતિ પવિત્ર તીર્થરૂપ થયેલું છે. જે ઠેકાણે એક યોજનમાં ચન્દ્રપ્રભ પ્રભુનું સમોસરણ થયેલું હતું ત્યાં જો દૈવયોગે કોઈ માણસ મૃત્યુ પામશે તો તે સારી ગતિમાંજ જશે. શ્રી તીર્થંકરના ચરણથી પવિત્ર એવા તે પ્રદેશમાં મૃત્યુ પામેલા મનુષ્યદેહમાં દુર્ગંધી ઉત્પન્ન થશે નહીં, કીડા પડશે નહીં અને મલિન પરૂ થઈ સડી પણ જશે નહીં. સર્વ સાવદ્ય કર્મનો ત્યાગ કરી, જિનધ્યાનમાં પરાયણ થઇને જેઓ આ તીર્થમાં તપ કરશે, તેમનાથી મુક્તિરૂપી કામીની દૂર રેહેશે નહીં. આ તીર્થે મૃત્યુ પામેલા પ્રાણીઓ નરક કે તિર્યંચ ગતિમાં જતા નથી પણ તેઓ મનુષ્યગતિ કે દેવગતિમાં જાય છે અથવા મોક્ષની કલ્યાણ સંપત્તિને ભોગવે છે. સગરરાજાએ આ સાગરને તીર્થની રક્ષામાટે આકર્ષ્યો અને આઠમા તીર્થંકરનાં સ્નાત્રજળ સાથે તેનો સ્પર્શ થયો, તેથી તે અતિ પવિત્ર છે. આ ઘણા જળવાળી બ્રાહ્મી નદી પ્રભુને સ્નાત્ર કરાવવાને માટે બ્રહ્મેંદ્ર લાવેલા છે, તેથી તે સર્વ કર્મનો ઘાત કરનારી અને પવિત્ર છે. અહીં ઘણાં તીર્થોનો સંગમ થયેલો છે, તેથી આ ઉત્તમ તીર્થ સર્વ પાપનો નાશ કરનારૂ છે. ચાર શાખાવાળો ધર્મ શુભ ભાવનાપૂર્વક જો અહીં આરાધ્યો હોય તો તે સેંકડો શાખાએ વિસ્તાર પામી સર્વ વાંછિતોને આપે છે."

આપ્રમાણે ધર્મોપદેશ આપી તે સર્વોપકારી મુનિએ ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો. ચંદ્રયશાએ હર્ષથી તે ઠેકાણે પ્રાસાદસહિત ચંદ્રપ્રભુની ચંદ્રકાંતમણિમય મૂર્ત્તિ કરાવી. પ્રથમ જે આદિનાથના પૌત્ર સોમયશાએ અર્હંત પ્રભુનો પ્રાસાદ કરાવ્યો હતો, તેની નજીકમાં આ પ્રાસાદ તેના જેવોજ થયો. પોતાના પિતા ચંદ્રશેખરની પણ એક મણિમય મૂર્ત્તિ કરાવીને ચંદ્રયશાએ સ્થાપિત કરી. પુત્રની ભક્તિ પિતાનેવિષેજ શોભેછે. ચંદ્રપ્રભ ભગવંતને ચંદ્રનું લાંછન છે તેવું પિતાના મસ્તક ઉપર ચંદ્રનું લાંછન[1] કરાવ્યું, અને જિનસ્નાત્રનાં જળથી પિતાને સ્નાન કરાવ્યું, તેમજ બંને મૂર્ત્તિના ઉત્સવ પણ તેણે સરખી રીતે કર્યા; તેથી લોકોપણ રાજભક્તિને વશ થઈ તે ચંદ્રશેખરની મૂર્ત્તિને પૂજવા લાગ્યા. પછી ચંદ્રયશા શુભ દિવસે શુભવાસનાપૂર્વક સગરરાજાની પેઠે સંઘ લઇને તીર્થયાત્રા કરવા ચાલ્યો. કેટલેક દિવસે ગુરૂના કહેલા માર્ગે ચાલતો તે વિધિથી દાન પૂજન કરતો કરતો તીર્થ સમીપે આવી પહોંચ્યો. ત્યાં જીર્ણ થઈ ગયેલા પ્રાસાદોને જોઈ દુઃખી થયેલા ચંદ્રયશાએ ગુરૂવાણીથી આદરપૂર્વક ઉદ્ધાર કર્યો. પુંડરીક, રૈવત, આબુ, અને બાહુબલિ વિગેરે સર્વ શિખરોમાં તેણે ભક્તિથી ઉદ્ધાર કર્યો. એપ્રમાણે સર્વ

---

૧ ચિન્હ

તીર્થની યાત્રા અને ઉદ્ધાર કરી ચંદ્રયશા રાજાએ સદ્ગુરૂની પાસે મુક્તિરૂપી સ્ત્રીની સખી જેવી દીક્ષા ગ્રહણ કરી, લાખ પૂર્વસુધી દીક્ષા પાળી, અષ્ટ કર્મનો ક્ષય કરી, કેવળજ્ઞાન મેળવીને અંતે મોક્ષસુખને પ્રાપ્ત થયા. હે ઇંદ્ર ! એવો આ વિમલાચલ તીર્થનો નિર્મળ પ્રભાવ છે.

**એવી રીતે શ્રીશત્રુંજયગિરિપર ચંદ્રયશાએ નવમો ઉદ્ધાર કરાવ્યો.**

---

## શ્રી શાંતિનાથચરિત્ર.

દેવતાઓએ સેવેલા અને મલિન ચંદ્રને છોડીને મૃગ જેમનાં ચરણકમળ ભજ્યા કરેછે[1] એવા શ્રી શાંતિનાથ સંઘને શાંતિ કરનાર થાઓ. આ ભરત ક્ષેત્રમાં હસ્તિનાપુર નગરનેવિષે સર્વ જગત્‌ને અને સર્વ જગત્‌ની સેનાને જિતનાર વિશ્વસેન નામે રાજા થયા. તેમને અચિરા નામે શીલથી ઉજ્જ્વળ પટરાણી હતી. એકદા રાત્રિના અવશેષ સમયે તેમણે બેવાર ચૌદ સ્વપ્નો જોયાં. તે દિવસે–ભાદ્રપદ માસની શુક્લ સપ્તમીએ ભરણીનક્ષત્રમાં સર્વાર્થસિદ્ધ વિમાનથી ચ્યવીને પ્રભુ તેમની કુક્ષિમાં અવતર્યા. બેવાર ચૌદ સ્વપ્નો જોવાથી અર્હંત અને ચક્રવર્ત્તી બે પદવી ધરાવનાર પુત્રના જન્મનો જેને નિશ્ચય થયેલો છે એવાં દેવીએ રત્નગર્ભા પૃથ્વીની જેમ શુભ દોહલાસાથે ગર્ભ ધારણ કર્યો. સમય પૂર્ણ થતાં જ્યેષ્ઠ માસની શુક્લ ત્રયોદશીએ શુભમુહૂર્ત્તે ચંદ્ર ભરણીનક્ષત્રમાં આવતાં દેવીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. દિશાકુમારીઓએ, ઇંદ્રોએ અને રાજાઓ વિગેરે સર્વ લોકોએ આદરપૂર્વક પ્રભુનો જન્મોત્સવ કર્યો. પિતાએ હર્ષથી શાંતિ એવું નામ પાડયું. અનુક્રમે યૌવનવય પામતાં સુવર્ણ જેવા વર્ણવાળા અને ચાળીશ ધનુષ્ ઊંચા દેહવાળા પ્રભુએ પિતાની આજ્ઞાથી રાજ્યનો ભાર સ્વીકાર્યો. પછી ચક્રરત્નને અનુસરી ષટ્‌ખંડ ભરતને જીતી સ્વર્ગનાં રાજ્યને ઇંદ્ર પાળે તેમ સુખે સુખે પોતાનાં રાજ્યનું પાલન કરવા લાગ્યા. અનુક્રમે ઘણાં વર્ષોપર્યંત રાજ્ય પાળ્યા પછી જ્યેષ્ઠમાસની કૃષ્ણચતુર્દશીએ ભરણીનક્ષત્રમાં ચંદ્ર આવતાં જેમનો દીક્ષામહોત્સવ ઇંદ્રોએ કરેલો છે, એવા પ્રભુએ એક હજાર રાજાઓની સાથે વ્રત ગ્રહણ કર્યું. છદ્મસ્થપણે સર્વ દેશમાં વિહાર કરતાં ધૈર્ય બુદ્ધિવાળા પ્રભુ એકદા હસ્તિનાપુરની પાસેનાં વનમાં આવીને ધ્યાનમાં સ્થિત થયા. ત્યાં પૌષમાસની શુક્લ નવમીએ ઘાતીકર્મનો ક્ષય થતાં તેમને લોકાલોકનો પ્રકાશ કરનારૂ નિર્મળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું; પછી ત્યાંથી સર્વ અતિશયોએ યુક્ત અને દેવતાઓએ સેવેલા પ્રભુ શત્રુંજય ગિરિની પાસેના સિંહોદ્યાનમાં પધાર્યા.

---

૧ તેમના ચરણમાં મૃગનુ લાછન છે, તેથી કવિએ ઉત્પ્રેક્ષા કરેલી છે કે હરણ જે અત્યાર સુધી ચન્દ્રમા રહેતો હતો તે પ્રભુના ચરણમા આવીને રહ્યો છે ભા. ક

પૂર્વે પ્રતિષ્ઠાનપુર નામે નગરમાં યજ્ઞકર્મમાં નિષ્ઠાવાળો અને અતિ દુષ્ટબુદ્ધિવાળો કોઈ મિથ્યાત્વી બ્રાહ્મણ રહેતો હતો; તે પ્રતિદિન યજ્ઞ કરતો. એકદા કોઈ મુનિ તેના યજ્ઞસ્થાનમાં આવી ચડ્યા. તે વખતે તે હિંસક દ્વિજ તેની ભક્તિવાળા લોકોના સમૂહથી પરવરેલો ત્યાં બેઠેલો હતો. તે સમયે ત્યાં હિંસા થતી જોઈ મુનિ હૃદયમાં કચવાઈને બોલ્યા "શુદ્ધ સિદ્ધાંતને દૂષિત કરનારા આ લોકોને ધિક્કાર છે. પૂર્વે ભરતરાજાએ જે ધર્મતત્પર વેદ રચેલા હતા, તેઓને આ ગ્રાસાંધ[1] પુરૂષો પ્રાણીની હિંસાથી દૂષિત કરે છે." આવાં તે મુનિનાં વચન સાંભળી એ અધમ બ્રાહ્મણને ક્રોધ ચઢયો, તેથી તે તત્કાળ દુષ્ટબુદ્ધિપૂર્વક મુનિને મારવા માટે શ્રવ[2] ઉપાડી વેગથી દોડ્યો. ક્રોધમાં અંધ બનીને દોડતા એ વિપ્રે અતિ ઊંચા યજ્ઞસ્તંભ સાથે અથડાઈને પોતાના અપરાધી થયેલા પ્રાણને છોડી દીધા. આર્ત્તધ્યાને મૃત્યુ પામીને તે વિપ્ર સિંહોદ્યાનમાં કેશરીસિંહ થયો; પરંતુ પ્રાંતે થયેલાં મુનિદર્શનના પુણ્યથી ઉત્તમ તીર્થને પામ્યો. ત્યાં અનેક પ્રાણીઓને ત્રાસ પમાડતો ફરતો હતો, તેવામાં તેણે **શાંતિનાથ** પ્રભુને ધ્યાનારૂઢ થયેલા જોયા. શાંતિનાથ પ્રભુનાં દર્શનથી શિતોપચારથી જ્વરની જેમ અને સામવાક્યથી ખલ પુરૂષની જેમ તેનો કોપાગ્નિ વિશેષ પ્રજ્વલિત થયો; તેથી મર્મરધ્વનિથી દૂષિત એવી પૃથ્વીપર પુંછ પછાડી ચણોઠી જેવાં રાતાં નેત્ર કરતો તે પંઝો ઉપાડીને પ્રભુ સામે દોડ્યો. પ્રભુની પાસે પાંચ હાથ નજીક આવતાંજ એ પાપી સિંહ ભિંત સાથે અફળાવાથી ઢેફું પાછું પડે તેમ સ્વયમેવ સાત ધનુષ્ જેટલો પાછો પડ્યો. પોતે ફાળ ચૂક્યો છે એવું માની અતિ ક્રોધ કરી ઊંચુ પુંછ લઈ પાછો તે પ્રભુ ઉપર દોડ્યો, વળી પાછો પડ્યો; એમ વારંવાર સ્ખલના પામવાથી અતિ ક્રોધવાન્ સિંહ પોતાને સ્ખલિત થવા જેવું આગળ કાંઈ પણ જોવામાં ન આવ્યું, એટલે મનમાં વિચાર કરવા લાગ્યો કે અહીં મને આડું આવે તેવું મારી આગળ કોઈ જોવામાં આવતું નથી અને મારી ફાળ નિષ્ફળ જાયછે, તેથી આ કોઈ શાંતમૂર્ત્તિવાન્ અસાધારણ પુરૂષ લાગેછે. એવું વિચારી વારંવાર પ્રભુતરફ જોતાં પૂર્વોક્ત પ્રકારના પાપકર્મવાળા પૂર્વભવનું તેને સ્મરણ થઈ આવ્યું; તેથી જેનો કોપ શાંત થયેલો છે એવો તેને જાણીને પ્રભુએ કહ્યું "તપેલા તેલમાં જળ નાખવાથી ઉલટો દાહ ઉત્પન્ન થાયછે" એમ જાણી પ્રથમ કહ્યું નહોતું. "હે બ્રાહ્મણ! તું તારા પૂર્વભવને સંભારકે જે ભવના પાપકર્મથી તું મૃગનો "ઘાત કરનાર સિંહ તિર્યંચયોનિમાં થયોછે. હે મૂર્ખ! હમણાં તીર્થંકરનું સાનિધ્ય

---

૧ ખાવાના રસમા અધ થયેલા—માંસ મદિરા ખાવાની ઇચ્છાવાળા ૨ 'શ્રવ' એ હોમવાનું કાષ્ટમય પાત્ર થાયછે. તેને ગુજરાતી ભાષામા 'સરવો' કહેછે.

"મળ્યા છતાં અતિ રોષ ધરીને આવી નરકની માતાતુલ્ય હિંસા કરવાને કેમ ઉ-
"દ્યમવંત થાય છે? હે વિપ્ર! પૂર્વભવમાં હિતોપદેશ દેનારા મુનિઉપર તને ક્રોધ થયો
"હતો તેનું ફળ તને તેજ વખત મૃત્યુપ્રાપ્તિરૂપ થયું હતું, માટે હવે જીવહિંસા છોડી
"દે, દયા અંગીકાર કર, ધર્મને ભજ અને ખેદ પામ્યાવિના તીર્થની આરાધના
"કર." આ પ્રમાણે ધર્મવચનથી પ્રતિબોધ આપી પ્રભુ આગળ ચાલ્યા; એટલે જેનું મન શાંત થયેલું છે એવો તે સિંહ પ્રભુની પછવાડે ચાલ્યો. સ્વર્ગગિરિપર આરૂઢ થતાં પ્રભુએ પછવાડે આવતા તે સિંહને કહ્યું "સર્વ પ્રાણી ઉપર સમભાવ ધારણ કરીને તું અહીં રહે. આ ક્ષેત્રના પ્રભાવથી અહીંજ તને સ્વર્ગગતિ મળશે અને પછી એક અવતારે તને મોક્ષની પ્રાપ્તિ થશે." આવી પ્રભુની આજ્ઞા થતાં એ સિંહ પ્રભુની આજ્ઞાના આરાધનમાં તત્પર થઈ પ્રભુનુંજ ધ્યાન કરતો અને મુનિની જેમ શાંત મન ધરતો દયામાં દક્ષ થઇને ત્યાંજ સ્થિત થયો. શુભ ધ્યાનપૂર્વક આયુષ્યને અંતે મૃત્યુ પામી તે ઉત્તમ સ્વર્ગગતિને પામ્યો. કદિ પણ તીર્થનો પ્રભાવ નિષ્ફળ થતો નથી.

અનેક દેવોથી પરવરેલા પ્રભુ શાંતિનાથે અજિતનાથ સ્વામીની પેઠે મરૂદેવા શિખર ઉપર રહીને ચાતુર્માસ નિર્ગમન કર્યા. ત્યાં ગાંધર્વ, વિદ્યાધર, દેવતા, નાગકુમાર અને મનુષ્યો આવી, પ્રીતિથી મસ્તક નમાવી પ્રતિદિન પ્રભુની પૂજા કરતા હતા. ચાતુર્માસ પૂર્ણ થયા એટલે શાંતિનાથ ભગવાને વિશ્વને બોધ આપવા માટે સૂર્યની જેમ ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો. પેલા સિંહદેવે સ્વર્ગમાંથી આવી પ્રભુના રહેવાવડે પવિત્ર થયેલાં તે મરૂદેવા શિખર ઉપર શ્રી શાંતિનાથજીનું પ્રતિમાસહિત ચૈત્ય કરાવ્યું. તે શિવાય પોતાની સ્વર્ગગતિના હેતુરૂપ **સ્વર્ગગિરિ** નામનાં શિખર ઉપર પોતાની પ્રતિમા સાથે બીજા જિનપ્રાસાદો કરાવ્યા. સિંહદેવ અને તેના અનુગામી દેવવડે યુક્ત એવું તે શિખર શ્રી શાંતિનાથની ભક્તિ કરનારની સર્વ કામના પૂરેછે; અને પૂર્વાભિમુખે રહેલાં તે ચૈત્યથી પાંચસો ધનુષ્ દૂર ઈશાન કૂણમાં એક યક્ષ રહેલો છે તે ચિંતામણિરત્નને આપેછે. વળી ત્યાં કલ્પવૃક્ષને અધિષ્ઠિત થઇને કોટિ દેવતાઓ રહેલા છે, તેઓ શ્રી શાંતિનાથનું આરાધન કરનારને સર્વ વાંછિત આપેછે. અતિ પુણ્યવાન્ પ્રાણીઓને ત્યાં તે તીર્થનો અને તીર્થંકરનો આશ્રય કરવાથી પારલૌકિક સિદ્ધિ થાયછે, તેમાં કાંઈ પણ સંશય નથી.

સર્વ શિખર ઉપર વિહાર કરીને ચરણન્યાસથી પૃથ્વીને પાવન કરતા શ્રી શાંતિનાથ ભગવાન્ અનુક્રમે હસ્તિનાપુર આવ્યા. શાંતિનાથજીના પુત્ર **ચક્રધર** પ્રભુને આવેલા જાણી પરિવાર સાથે સત્વર વાંદવા આવ્યા. નમસ્કાર કરી સ્તુતિ કરીને સર્વ સભ્યો બેઠા, એટલે પ્રભુનાં મુખરૂપ કમળમાંથી મકરંદની જેમ દેશના

ઝરવા લાગી. "શીલ, શત્રુંજય શૈલ, સમતા, જિનસેવા, સંઘ અને સંઘપતિનું પદ–એ શિવલક્ષ્મીના જામીનરૂપ છે." આ પ્રમાણે દેશના સાંભળી ઉત્તમ બુદ્ધિવાળા ચક્રધરે ઊભા થઈ પ્રભુને કહ્યું "મને સંઘપતિની પદવી આપો." તે સાંભળી દેવતાએ લાવેલો અક્ષતયુક્ત વાસક્ષેપ ચક્રધરના મસ્તકપર પ્રભુએ નાખ્યો. ચક્રધરે ત્યાં મોટો ઉત્સવ કર્યો. પછી પ્રભુની આશિષ લઇ ચક્રધરે સંઘને આમંત્રણ કરી બોલાવ્યો. ઇંદ્રે સાથે લેવામાટે દેવાલય આપ્યું. શુભલગ્ને કુળસ્ત્રીઓએ જેનું મંગળ કરેલું છે એવો ચક્રધર સૈન્યના ભારથી વિશ્વને ચલિત કરતો સંઘપતિ થઈને ચાલ્યો. ગામે ગામે જિનપ્રતિમાને અને મુનિઓને નમતો અવિચ્છિન્ન પ્રયાણોથી સૌરાષ્ટ્રદેશમાં આવીને અનુક્રમે તીર્થની નજીક આવ્યો.

એક વખતે ચક્રધર દેવાલયની પાસે બેઠો હતો, તેવામાં સ્ફુરણાયમાન શૃંગારથી આકાશને પ્રકાશિત કરતો કોઇ વિદ્યાધર ત્યાં આવ્યો. તેને દેખતાંજ ચક્રધર વિનયથી ઊભો થયો, અને તેને ઉત્તમ આસનપર બેસારીને પોતે પણ બેઠો. પછી તે વિદ્યાધરપતિએ અંજલિ જોડીને કહ્યું, "રાજા ચક્રધર! તમે અર્હંતના પુત્ર છો અને ઇક્ષ્વાકુકુળમાં ગિરિરૂપ છો. હું ખેટનગરના પતિ **મણિપ્રિય** વિદ્યાધરનો **કલાપ્રિય** નામે પુત્ર છું. મને ઘણા શત્રુઓએ છળ કરીને ઘેરી લીધો છે. મારા ગોત્રદેવતાએ તમારાથી મારા શત્રુઓનો ક્ષય કહેલો છે, તેથી હું તમને તેડવા માટે આવ્યો છું; તેથી હવે સત્વર મારી ઉપર પ્રસન્ન થઈ મારી સાથે ચાલો." તે સાંભળી ચક્રધરે હા પાડી, એટલે તે કલાપ્રિય વિદ્યાધરે તત્કાળ પોતાની અમિત શક્તિથી એક વિમાન રચ્યું. તે વિદ્યાધરની સાથે તેમાં બેસી ચક્રધર ક્ષણવારમાં શત્રુઓએ પીડિત કરેલા ખેટનગરમાં આવ્યા. ચક્રધર આવતાંજ જળકાંતમણિથી જળની જેમ તેનાં તેજને સહન નહીં કરી શકતા શત્રુઓ તત્કાળ ખસી ગયા. શત્રુઓને નાસી ગયેલા જોઈ હૃદયમાં હર્ષ પામતા કલાપ્રિયે ચક્રધરરાજાને આદરપૂર્વક કહ્યું, "હે રાજન્! પોતાની મેળેજ તમારી ઉપર અનુરક્ત થયેલી આ મારી બેન હું તમને આપુંછું, પરંતુ તેથી કાંઈ તમારા ઉપકારનો બદલો વળી શકે તેમ નથી, તથાપિ તે મારી બેનનો આપ સ્વીકાર કરો." આ પ્રમાણે કહી તેણે ગુણોની માળારૂપ **ગુણાવલી** નામે પોતાની બહેન ચક્રધરને આપી; તેના સંગથી એ રમણી ચંદ્રના સંગથી ચંદ્રિકાની જેવી શોભવા લાગી. તે શિવાય બીજી પણ તેમના રૂપથી મોહ પામેલી વિદ્યાધરોની અનેક કન્યાઓ ચક્રધર પરણ્યા. સર્વ ઠેકાણે ભાગ્ય તો સરખુંજ હોયછે.

કલાપ્રિય વિદ્યાધર ચક્રધરરાજાને તીર્થયાત્રાની સ્પૃહાવાળા જાણીને પ્રિયાસહિત વિમાનમાં બેસારી વેગથી ત્યાં લઇ ચાલ્યો. વિમાન ચાલ્યું એટલે તેમનાં મનને પ્રસન્ન કરવા માટે વિદ્યાધરોની સ્ત્રીઓએ શાંતિથી સંગીત કરવા માંડયું. વિમાનના ગોખમાં બેસી રાજા વિશ્વની શોભા જોતો હતો, તેવામાં એક રમણીય ઉદ્યાન તેમના જોવામાં આવ્યું. તે જોઈ તેણે વિદ્યાધરને કહ્યું, "આ પુષ્પના મકરંદથી ઉન્મત્ત એવા ભ્રમરાઓથી આકુલ અને આમ્રવૃક્ષની મંજરીથી હર્ષ પામતી કોયલોના સ્વરવડે શોભિત મહાસુંદર વન છે; તેથી મારૂં ચિત્ત એ વનમાં ક્રીડા કરવાને ઇચ્છેછે, માટે અહીં વિમાનને ઉતારો; અને તમે પણ આનંદ ભોગવો." તે સાંભળી ઘણા માર્ગનું પ્રયાણ થયેલું હોવાથી પોતાને પણ પ્રિય લાગતાં તેમનાં ઇષ્ટ વચન સફળ કરવાને તેણે તે વિમાનને તત્કાળ પૃથ્વીપર ઉતાર્યું. વૃક્ષોથી ઢંકાએલા અને નેત્રપર અમૃતને વર્ષાવતાં તે વનમાં કૌતુકી ચક્રધરને કાંતા સાથે ક્રીડા કરવાની ઈચ્છા થઈ; તેથી સુંદર વૃક્ષોની શોભા જોતો અને ફળ પુષ્પો લેતો ચક્રધર આગળ ચાલ્યો. ત્યાં આગળ જાણે અમૃતકુંડ હોય તેવું એક સરોવર તેમના જોવામાં આવ્યું. મોટા નિર્મળ ઉર્મિઓથી ચાલતા કમળનાં પત્રોવડે ઉડેલા ભમરાઓ તેમાં ગુંજારવ કરી રહ્યા હતા; તેવું એ સરોવર જોઈ ચક્રધરે વિદ્યાધરને કહ્યું "પાળઉપર રહેલાં વૃક્ષોની નીચે થાકીને આવવાથી બેઠેલા વટેમાર્ગુઓના ઘર્મતાપને[1] હરવામાં ચતુર, પૃથ્વીરૂપી સ્ત્રીનાં કંકણ જેવું, અને વારંવાર ઉછળતા નિર્મળ અને ચપળ કલ્લોલની શ્રેણીસાથે લીલાવડે ખેલતી હંસલીઓના મધુર શબ્દોથી સુંદર એવું આ સરોવર બહુજ શોભેછે. વળી આ ચતુર મયૂર ચપળ તરંગના આઘાતથી ઉત્પન્ન થયેલા શબ્દોપર મેઘધ્વનિની ભ્રાંતિથી નૃત્યલીલા કરતો મધુર શબ્દો કરેછે. આ ચક્રવાક પક્ષી મંદધ્વનિથી લોભાઈ પોતાની યુવતિની સાથે ગ્રીવા[2] વાંકી કરીને નવીન કમળના બિસતંતુઓને હર્ષ પામતો ખાયછે. આ ભ્રમર પ્રફુલ્લિત થયેલાં કમળના ગંધના ગૌરવથી જાગ્રત થઈ પોતાની પ્રિયાને[3] કમળમાંથી મકરંદ લઈ લઈને ખવરાવે છે અને આ હંસપક્ષી તેનાં જળનું પાન કરી પોતાની ચંચૂને[4] ઊંચી કરી આ તળાવમાંથી જળ લઈ જતા મેઘને હસી કાઢેછે. માટે હે કલાપ્રિય! અહીં મારૂં મન ક્રીડા કરવાની ઈચ્છા ધરેછે અને આ સરોવરની પાળને પ્રદક્ષિણા દઈને જોવાની ઈચ્છા થાયછે." આ પ્રમાણે કહી તે વિદ્યાધરની સાથે ચક્રધર સરોવરની આસપાસ ફરવા ચાલ્યો. આગળ જતાં વૃક્ષોની શાખાથી ઢંકાએલું એક ચૈત્ય તેમના જોવામાં આવ્યું. તે ચૈત્યમાં શ્રી આદિનાથનું નિર્મળ મણિમય બિંબ જોઈ હર્ષ પામ્યા; પછી પ્રિયાને લઈને પૂજા કરવા માટે અંદર ગયા. પુષ્પ અક્ષત

---

૧ પરસેવો. ૨ ડોક ૩ ભમરી ૪ ચાંચ

અને સ્તવનાદિકથી પ્રભુની પૂજા કરીને પછી પ્રાસાદની ઉત્તમ શોભા જોવા લાગ્યા. એમ જોતાં જોતાં પ્રાસાદની બહાર આવ્યા એટલે નારીની પેઠે ગોખમાં બેઠેલી એક વિચિત્ર વાનરી તેમના જોવામાં આવી. 'આ સુંદર છે' એવું ધારી ચક્રધરે તેના શરીરને હાથવતી સ્પર્શ કર્યો, તેવામાં તો એ દીવ્ય સ્ત્રી થઈ ગઈ; તેને જોઈ રાજા વિસ્મય પામ્યો. પછી રાજા ચક્રધર તેની સાથે કાંઈ બોલવા જતો હતો, તેવામાં તેના પરિચારક બે વિદ્યાધર આવી હર્ષથી કહેવા લાગ્યા, "રાજન્! આ વાનરીનું રૂપ બદલાઇ જવાથી કાંઇ પણ વિસ્મય ન પામતાં અહીં બેસીને અમારી વિચિત્ર કથા સાંભળવાની કૃપા કરો." તે સાંભળી ચક્રધર ત્યાં બેઠા એટલે તે બેમાંથી એક જણ બોલ્યોઃ—

"હે રાજા! અમે વૈતાઢ્યગિરિની ઉત્તર શ્રેણીમાં રહીએ છીએ. પોતાની મનોહર મૂર્ત્તિથી શૃંગારરસને જીવન આપનારી **શૃંગારસુંદરી** નામે આ મારી પુત્રી છે. અનુક્રમે તે યૌવનવયને પ્રાપ્ત થઇ એટલે એક વખત વસંતઋતુ આવતાં ઉદ્યાનભૂમિમાં જાણે પ્રત્યક્ષ વસંતલક્ષ્મી હોય તેવી આ સુંદર બાલા સખીઓની સાથે ક્રીડા કરવા ગઈ. તે ઉદ્યાનમાં સ્વેચ્છાથી પુષ્પ, ફળ અને પલ્લવને ગ્રહણ કરતી અને રમતી તે બીજા વનમાં ગઈ. ત્યાં પણ ફળાદિક લેવાની તેની ઇચ્છા થઈ, એટલે ત્યાંથી પુષ્પફળ લેતાંજ તેની એવી ચપળતા જોઇને તે વનની અધીશ્વરી ચક્રેશ્વરી નામે દેવીએ તેને શાપ આપ્યો કે 'તું વાનરી થઈ જા.' તે સાંભળી ભય પામતી શૃંગારસુંદરીએ અનુગ્રહને માટે વિજ્ઞપ્તિ કરી, એટલે તે દેવી પ્રસન્ન થઈ. **ઘણું કરીને ઉત્તમ પુરૂષો અતિ કોપવાળા હોતા નથી.** પછી તે દેવીએ કહ્યું, "હે સુલોચને! **શ્રીશાંતિનાથપ્રભુના પુત્ર ચક્રધર રાજા** જ્યારે તને કરથી સ્પર્શ કરશે, ત્યારે તું પાછી તારા પોતાના સ્વરૂપમાં આવીશ, અને તે રાજા તારૂં પાણિગ્રહણ પણ કરશે." આવો શાપનો અનુગ્રહ કરી દેવી ચક્રેશ્વરી અંતર્ધાન થઈ ગયાં. ત્યારથી આ બાળા વાનરી થઇને આ વનમાં રહેતી હતી. તેનાં ભાગ્યથીજ અત્યારે તમે અહીં આવ્યા છો. "હે રાજા! મનુષ્યપણું આપીને તમે તેને ખરીદ કરી લીધી છે, તો હવે કરતું અવલંબન આપીને કામાબ્ધિમાંથી[1] તેનો પુન ઉદ્ધાર કરો." આવી તેમની પ્રાર્થનાથી અને કલાપ્રિય વિદ્યાધરના આગ્રહથી ચક્રધર રાજાએ શ્રીયુગાદિ પ્રભુની સાક્ષીએ તે કન્યાનું પાણિગ્રહણ કર્યું. વિદ્યાધર કલાપ્રિયે અને તે બન્ને વિદ્યાધરોએ ચક્રધરને અનેક નિર્મળ કળાઓ આપી અને દેવીએ પ્રત્યક્ષ થઇને વરદાન આપ્યું.

આ પ્રમાણે શૃંગારસુંદરીને પરણીને ચક્રધર તે વનમાં આગળ ફરવા

૧ શૃંગાર-વિષયરૂપ સમુદ્ર

લાગ્યો. થોડે દૂર જતાં એક નદીને તીરે તપ કરતા જટિલ તાપસોના આશ્રમો તેના જોવામાં આવ્યા. તાપસોએ કેટલાંક લક્ષણોથી તેને રાજા જાણી ઊભા થઈ અર્ધ્યપાદ્ય લઇને આદરપૂર્વક તેની સંભાવના કરી. પછી 'તમે કોણ છો? તમારૂં શું વ્રત છે? અને તમે કોનું ધ્યાન ધરો છો?' એમ રાજાએ બહુમાનપૂર્વક તેમને પૂછયું; એટલે તેઓ બોલ્યા "હે રાજા! અમે [1]કચ્છના વંશના જટાધારી તાપસો છીએ, કંદમૂળનું ભક્ષણ કરીએ છીએ, શ્રીયુગાદિ પ્રભુને નમીએ છીએ, વલ્કલનાં વસ્ત્રો પહેરીએ છીએ, પૃથ્વીપર શયન કરીએ છીએ અને બ્રહ્મચર્ય પાળીએ છીએ." તેમનાં આવાં વચન સાંભળી ચક્રધર બોલ્યો "અરે! તાપસો! તમે મિથ્યાત્વમાં મોહ પામી વિપરીત ધર્મને આચરવાવડે ઠગાયા છો. તમે સંગરહિત, બ્રહ્મચર્યાદિ તપ જપમાં પરાયણ અને યુગાદિ દેવને શરણે રહેનારા છતાં અભક્ષ્યનું ભક્ષણ કેમ કરો છો? જેની નસો ગૂઢ છે, જે છેદવાથી ઉગે છે અને જેનો સરખા ભાગે ભંગ થાય છે એવી વનસ્પતિ અને પલ્લવો અભક્ષ્ય છે; તેને મિથ્યાદૃષ્ટિઓ જાણતા નથી. તીક્ષ્ણ સોયની અણી ઉપર રહે તેટલાં કંદમૂળમાં અનંત પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને લય પામી જાય છે, તેથી તે અનંત કાય કહેવાય છે. ઉદુંબર, વડ, પીંપર, કઠુંબર અને પીપળો એટલાં વૃક્ષોનાં ફળ નિરંતર કિડાવડે વ્યાપ્ત હોય છે, તેથી તે કદિ પણ ખાવાં નહીં. મદ્ય, માંસ, માખણ અને મધુ એ ચાર મહાવિગય છે તેનો ત્યાગ કરવો, કારણકે તે અનંત દોષને આપનારી છે. બરફ, વિષ, કરા, સર્વ જાતની મૃત્તિકા, તુચ્છ ફળ, રાત્રિભોજન, અનંતકાય, સંધાનક[2] વૃતાંક[3] અજાણ્યાં ફલ, વાસી રાખેલ ભાત વિગેરે પદાર્થ, ચળિત રસ[4] બહુબીજ[5] અને કાચા ગોરસ[6] સાથે મળેલાં દ્વિદલ એ સર્વનો ત્યાગ કરવો. આપ્રમાણે બાવીશ પ્રકારનાં અભક્ષ્ય શ્રીજિનેશ્વરે કહેલાં છે, તેનો ત્યાગ કર્યાવગર શ્રીઆદિનાથ પ્રભુ તમારે કેવી રીતે પૂજવા યોગ્ય થાય? તે અભક્ષ્યોનું ભક્ષણ કરવાથી હીન જાતિ, અજ્ઞતા, રોગોત્પત્તિ અને દારિદ્ર પ્રાપ્ત થાય છે તેમજ મૃત્યુ પામ્યા પછી નરકમાં જવું પડે છે. આ પ્રભુએ કહેલાં અભક્ષ્યોને જાણીને તેનો જે ત્યાગ કરે તે બુદ્ધિમાન્ પુરૂષ પાપરહિત થઈ ભક્તિવડે અનંત સુખ ભોગવી છેવટે મોક્ષે જાય છે." આ પ્રમાણે ચક્રધરનાં વચન સાંભળી તે સર્વ તાપસો પ્રતિબોધ પામી કહેવા લાગ્યા "તમે અમને

---

૧ શ્રીઋષભદેવની સાથે દીક્ષા લેનારા ચાર હજાર મુનિઓ જેઓ તાપસ થઇ ગયા હતા તેમાંથી બીજાઓએ પાછું મુનિપણું અગીકાર કર્યું હતુ અને કચ્છ મહાકચ્છ તાપસજ રહ્યા હતા તેના વશના ૨ બોળ અથાણું ૩ રીગણા ૪ જેનો સ્વાદ ફરી ગયો હોય તેવા પદાર્થો ૫ જેમા બહુ બી આવે છે તેવા પદાર્થો ૬ દહીંછાશ

સન્માર્ગ બતાવ્યો છે. હે રાજા ! અંધપુરૂષ જેમ ચિંતામણિને ગુમાવે, તેમ મિથ્યાત્વપણાથી અમે આટલો કાળ વ્યર્થપણે ગુમાવ્યો છે." ચક્રધરે કહ્યું "હવે તમે ખેદ કરો નહીં; મારી સાથે શ્રીઋષભપ્રભુને નમવાને ચાલો." આવી રીતે તેમને અતિમાનથી આમંત્રણ કરી વિમાનમાં બેસીને લોકોની દૃષ્ટિને કૌતુક ઉત્પન્ન કરતો ચક્રધર જ્યાં સંઘ હતો ત્યાં આવ્યો. સંઘપતિને વધૂસહિત આવતા જોઈ સંઘના લોકો હર્ષથી વાજિંત્રો વગાડી ધવળ મંગળ ગાવા લાગ્યા. તેમના આગમનથી સંઘમાં એવો અપૂર્વ હર્ષ થયો કે જેથી ક્ષણવારમાં તો સર્વત્ર [1]પરાનંદભાવ પ્રગટ થયા જેવું જણાયું. રાજાના સન્માનથી અતિ હર્ષ પામેલા તાપસો રાજાએ બતાવેલ માર્ગે અનુક્રમે ત્યાં આવ્યા. રાજા ચક્રધર ત્યાં તીર્થની અને સંઘની પૂજા કરીને પછી પુંડરીકગિરિ ઉપર ચડ્યા. તે સમયે ઇંદ્રે મોટો ઉત્સવ કર્યો. ત્યાં વિધિપ્રમાણે પૂજા, આરતિ, દાન, અને ઇંદ્રોત્સવ વિગેરે સર્વ કાર્ય રાજાએ આદરસહિત કર્યાં. તે વખતે પેલા સિંહદેવે ચક્રધરની આગળ પ્રત્યક્ષ થઇને કહ્યું, "તમારા પિતાના પ્રસાદથી હું આટલી સમૃદ્ધિવાળો થયો છું. અનંતભવ આપનાર તિર્યંચનો ભવ ઉલ્લંઘન કરીને હું દેવતા થયો તે શ્રીજિનેશ્વરની અને આ તીર્થની સેવાનુંજ ફળ છે. હે રાજા ! અહીં મરૂદેવા નામના શિખર ઉપર જગત્‌ના ઈશ્વર તમારા પિતાનો એક પ્રાસાદ છે, માટે ત્યાં જઈ હર્ષથી તેમની પૂજા કરો." તેનાં વચનથી ચક્રધરે ત્યાં જઇ બહુ ભક્તિપૂર્વક શ્રીશાંતિનાથજીનું પૂજન કર્યું, અને ત્યાં પણ સર્વ ઉચિત કાર્ય પૂર્વવત્ કર્યું. સર્વ તાપસો શ્રીઋષભપ્રભુનાં દર્શન કરી પોતાના જન્મને કૃતાર્થ માની હર્ષ પામ્યા. પછી કેવળીપ્રભુની આજ્ઞાથી સ્વર્ગગિરિથી એક યોજન નીચે રહેલા એક શિખરપર તે તપસ્વી રહ્યા. ત્યાં ઘાતિકર્મનો ક્ષય થવાથી તેમને એક સાથે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પ્રત્યાખ્યાનમાં તત્પર એવા તેઓ અનુક્રમે મુક્તિને પામી ગયા. ઇંદ્રે તેમની સત્ક્રિયા કરી. તે તાપસો જ્યાં સિદ્ધ થયા તે સ્થાન તાપસગિરિ નામથી પ્રખ્યાત થયુ.

રાજા ચક્રધરને મુક્તિના ઘર જેવું તે તીર્થ જોઈ આનંદ પામેલા જાણી ઇંદ્ર ગંભીર સ્વરથી પર્વતને ગજાવતા બોલ્યા, "હે રાજન્ ! તમારા પૂર્વજોનું તીર્થ કાળયોગથી જીર્ણ થઈ ગયેલું છે અને તમે મોટા ગુણવાન્ છો, પ્રભુના પુત્ર છો, તો આ તીર્થનો તમારે ઉદ્ધાર કરાવવો જોઈએ." તે સાંભળી ચક્રધરે જીર્ણ જિનપ્રાસાદોને દૃઢ કર્યા અને પોતાનું સંસારપંજર જીર્ણ કર્યું. 'તમે આ તીર્થના જીર્ણોદ્ધાર કરનાર થયા' એવી સ્તુતિ કરતા ઇંદ્રે અને રાજાઓએ ચક્રધર ઉપર હર્ષથી પુષ્પ-

1 મોક્ષાનંદની વાનકી

વૃષ્ટિ કરી. પૂર્વવત્ પુંડરીકગિરિના બધા શિખર ઉપરના પ્રાસાદોમાંથી કેટલાક જીર્ણ પ્રાસાદોનો ઉદ્ધાર કર્યો અને કેટલાક નવા કર્યા. પછી સમુદ્રની પાસે રહેલા ચન્દ્રપ્રભાસ ક્ષેત્રમાં આવી શ્રીચંદ્રપ્રભુનો અઠાઈઉત્સવ કર્યો. પછી રાજા સંઘના ઘણા લોકોની સાથે સર્વ સંપત્તિઓનાં સ્થાનરૂપ રૈવતગિરિપર ચડ્યા. ત્યાં કામદેવનું મથન કરનાર, ભાવી તીર્થંકર શ્રીનેમિનાથની સંઘના લોકોએ હર્ષથી નમસ્કારપૂર્વક પૂજા ભક્તિ કરી; ત્યાં પણ ચક્રધરે સર્વ શિખર ઉપર રહેલા જિનપ્રાસાદોનો જીર્ણોદ્ધાર કર્યો, અને કારીગરોપાસે કેટલાક પ્રાસાદો નવીન પણ કરાવ્યા. પછી તે તીર્થને પ્રદક્ષિણા કરી ચક્રધર સંઘ સાથે નંદીવર્દ્ધન ગિરિપર ચડ્યા. ત્યાં પણ વિધિપૂર્વક પૂજા, અન્નદાન, સંઘભક્તિ અને જીર્ણોદ્ધાર વિગેરે સત્કર્મો શીઘ્ર કર્યાં. પછી સમેતશિખર પ્રમુખ તીર્થોની ભક્તિથી યાત્રા કરી રાજા ચક્રધર ઉત્સવ સાથે હસ્તિનાપુરમાં આવ્યા.

બળવાન્ ચક્રધરે ત્રિખંડ ભરતના રાજ્યના સમગ્ર વ્યાપારોનો ભાર પાછો સ્કંધ ઉપર ધારણ કર્યો. તે અરસામાં ઇંદ્રોએ જેમના ચરણની પૂજા કરી છે એવા ભગવાન્ શાંતિનાથ અનેક મુનિઓની સાથે સમેતશિખર ગિરિએ પધાર્યા. એક લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથે નવસો મુનિઓનીસાથે અનશનવ્રત ગ્રહણ કર્યું. અનુક્રમે વૈશાખમાસની કૃષ્ણત્રયોદશીએ અપરાણ્હ કાળે તે મુનિઓનીસાથે પ્રભુ મુક્તિપદને પામ્યા. દેવતાઓએ પૂર્વની જેમ ત્યાં પ્રભુનો નિર્વાણ મહિમા કર્યો, અને એક ઘણું ઊંચું મણિમય જિનચૈત્ય કર્યું.

શ્રી શાંતિનાથ પ્રભુનું નિર્વાણ સાંભળી રાજા ચક્રધરે વૈરાગ્યથી ગુરૂમહારાજપાસે ચારિત્ર ગ્રહણ કર્યું. દશ હજાર વર્ષસુધી ખડ્ગધારા જેવું વ્રત પાળી ચક્રધર મુનિ કેવલજ્ઞાન પામ્યા. જ્ઞાનરૂપ સૂર્યનાં કિરણોથી બધાં વિશ્વને હાથમાં રહેલા પાણીની જેમ જોતા, સર્વસ્થાનકે રહેલા ભવ્ય પ્રાણીરૂપ વનને વિકસ્વર કરતા અને શુભધ્યાનથી બાહ્ય અને અભ્યંતર સર્વ અંધકારને દૂર કરતા શ્રી ચક્રધર મુનિ પ્રાંતે સમેતશિખર ઉપર આવીને મોક્ષે ગયા.

**આપ્રમાણે શ્રી શત્રુંજયગિરિપર શ્રી શાંતિનાથના પુત્ર ચક્રધરે દશમો ઉદ્ધાર કર્યો.**

**इत्याचार्यश्रीधनेश्वरसूरिविरचिते महातीर्थश्रीशत्रुंजयमाहात्म्ये श्री अजितस्वामि–श्री सगर–चंद्रप्रभस्वामि–श्री शांतिजिन–चक्रधरादि महापुरुष तीर्थोद्धारवर्णनोनामाष्टमः सर्गः ।**

---



# સર્ગ ૯ મો.

## શ્રી રામચંદ્ર વિગેરે મહાપુરૂષોનાં ચરિત્ર.



પોતાના અદ્ભુત વૈભવવડે ઉજ્જવળ અને સર્વ જનના આ લોક અને પરલોકના અર્થની સિદ્ધિને માટે શુદ્ધમાર્ગને પ્રગટ કરનાર—જગત્પતિ શ્રી યુગાદિ દેવ ભગવંત જયવંતા વર્તે છે. મહાવીર પ્રભુ ઇંદ્રને કહેછે કે:—હે ઇંદ્ર ! ઇક્ષ્વાકુ વંશના પુરૂષરત્નોનું અને આ ગિરિનું પણ કર્ણને અમૃતસમાન એવું ચરિત્ર સાંભળો. શ્રી સુવ્રતજિનેંદ્રના[1] તીર્થમાં જન્મ પામેલા **લક્ષ્મણ** વાસુદેવનું, **રામ** બળદેવનું અને **રાવણ** પ્રતિવાસુદેવનું ચરિત્ર હવે હું તમને કહુંછું.

અયોધ્યા નગરીમાં સૂર્યયશાના વંશમાં ઘણા રાજાઓ થયા પછી **વિજય-**નામે એક રાજા થયો. તેની **હિમચૂલા** નામે રાણીથી તેને **વજ્રબાહુ** અને **પુરંદર** નામે બે પુત્રો થયા. તેમાં વજ્રબાહુએ પોતાના સાળાએ કરેલા હાસ્યથી દીક્ષા લીધી. વિજયરાજા પણ પોતાના રાજ્ય ઉપર પુરંદરને બેસારી દીક્ષા લઇને છેવટ મોક્ષે ગયા. એ પુરંદર રાજાને **કીર્ત્તિધર** નામે પુત્ર થયો અને કીર્ત્તિધરને **સુકોશળ** નામે પુત્ર થયો. સુકોશળે રાજ્યમાં ગર્ભવતી પત્નીને મૂકીને વ્રત ગ્રહણ કર્યું. તે સુકોશળની માતા **સહદેવી** આર્ત્તધ્યાનથી મૃત્યુ પામીને વનમાં વાઘણ થઈ. તેણે સંયમ લીધેલા પોતાના પતિ અને પુત્રને દેખીને પૂર્વના ક્રોધથી મારી નાખ્યા. સુકોશળનો પુત્ર **હિરણ્યગર્ભ** થયો, અને તેનો પુત્ર **નઘુષ** નામે થયો. તેની ઉપર શત્રુઓ ચડી આવ્યા તે વખતે નઘુષ બીજે ઠેકાણે ગયેલ હોવાથી તેની રાણીએ શત્રુઓનો પરાજય કર્યો. તે કાર્યથી તેના પતિ નઘુષને પોતાની સ્ત્રી અસતી છે એવું ચિંતવન થયું; એટલે તે સ્ત્રીએ પોતાના સતીપણાના પ્રભાવથી પોતાના પતિના દેહમાંથી તીવ્રજ્વરને પોતાના હસ્તસ્પર્શમાત્રથી દૂર કર્યો. તેમનો પુત્ર **સોદાસ** થયો, તે ઘણો હિંસા કરનાર થયો; તેથી મંત્રીઓએ તેને રાજ્યથી દૂર કરી તેના પુત્ર **સિંહરથ**ને રાજ્ય ઉપર બેસાર્યો. છેવટે સોદાસ પણ કોઈ મુનિપાસેથી ધર્મ સાંભળી જીવદયા પાળવામાં તત્પર થયો, અને મહાપુર નગરનો રાજા અપુત્ર મરણ પામવાથી ત્યાંનો રાજા થયો; અન્યદા સોદાસે સિંહરથને જીતી બંને રાજ્ય ઉપર પાછો તેનેજ સ્થાપન કરીને ગુરૂપાસે પવિત્ર ચારિત્ર ગ્રહણ કર્યું. સિંહરથનો પુત્ર **બ્રહ્મરથ** થયો, તેનો પુત્ર **ચતુર્મુખ**, તેનો પુત્ર **હેમરથ**, તેનો પુત્ર

---

૧ વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામી.

શતરથ તેનો ઉદયપૃથુ,[1] તેનો વારિરથ, તેનો આદિત્યરથ, તેનો માંધાતા, તેનો વીરસેન, તેનો પ્રતિમન્યુ, તેનો પદ્મબંધુ, તેનો રવિમન્યુ, તેનો વસંતતિલક, તેનો કુબેરદત્ત, તેનો કુંથુ, તેનો શરભ, તેનો દ્વિરદ, તેનો સિંહદશન, તેનો હિરણ્યકશિપુ, તેનો પુંજસ્થળ, તેનો કકુસ્થ, અને તેનો રઘુ,—એપ્રમાણે રાજાઓ થયા. તેઓમાં કેટલાક મોક્ષે અને કેટલાક સ્વર્ગે ગયા. તે પછી સાકેતપુર નગરમાં અનરણ્ય નામે રાજા થયો. તે પોતાના તેજથી શત્રુઓને ઢાંકી દેનાર થવાથી લોકોમાં વિખ્યાત થયો. તેણે બધી દિશાઓને જીતી લીધી પણ છેવટ પૂર્વકર્મના યોગે તેના શરીરમાં એકસોને સાત વ્યાધિઓ ઉત્પન્ન થઈ તેને પીડવા લાગ્યા. રોગની પીડાથી દુઃખિત છતાં પણ અંતરમાં પરાક્રમવાળા તે રાજાએ દુઃસાધ્ય એવા સેંકડો રાજાઓને સાધ્યા.[2] અનુક્રમે અખંડ આજ્ઞાથી અનેક રાજાઓને દબાવી ત્રિખંડ પૃથ્વીમાં આભૂષણરૂપ એવા સૌરાષ્ટ્ર દેશમાં તે આવ્યો. સંસારના શૃંગારભૂત એ રાજાએ ઉત્તમ વાસનાથી શત્રુંજયતીર્થે આવી પ્રભુને નમી દ્વીપનગરને અલંકૃત કર્યું.

તે અરસામાં રત્નસાર નામે એક સાંયાત્રિકશિરોમણિ[3] અનેક વસ્તુઓથી વહાણ ભરીને સમુદ્રમાં જતો હતો. સારા પવનના યોગથી સુખે સુખે સમુદ્રમાં ચાલતું વહાણ ઘણો માર્ગ ઉલ્લંઘન કરીને લોકોને લગભગ સમુદ્રના કિનારા નજીક લઇ ગયુ. કિનારાપરના પર્વતો જોવામાં આવ્યા એટલે લોકોને જીવિતની આશા ઉત્પન્ન થઈ. તેવામાં અગ્નિદિશાના મુખમાંથી નાવિકના આયુષ્યને હરે તેવો પ્રતિકૂલ પવન વાવા લાગ્યો. તત્કાળ યોગીની કંથાની જેમ ચડી આવેલા મેઘના વૃંદે સર્વદિશાઓમાં ફેલાઈ જઈને આકાશને ઢાંકી દીધું. સમુદ્ર પોતાના ઉદાર દાતારને આવેલો જાણી આલિંગન કરવાને ઇચ્છતો હોય તેમ પોતાના ઉર્મિરૂપ કરવડે અત્યંત ઉછળવા લાગ્યો. તે વખતે નાવપતિ વિચારમાં પડ્યો કે 'આ જીવનહારી વંટોળીઓ ભમેછે, જરૂર હવે કષ્ટ આવી પડ્યું. ચપળ ચિત્તને ધારણ કરનારા અને બુદ્ધિરહિત એવા મેં દ્રવ્યના લોભથી ઘણા માણસોને વહાણમાં બેસાડ્યા તે ખોટું કર્યું. વાદળાના ભારવાળો જે આ મેઘ જીવન આપનાર છે, તે પવનરાજાનો દાસ થઈ અત્યારે જીવનને હરનાર થઈ પડ્યો છે. આ વહાણ તરંગરૂપ યષ્ટિના[4] પ્રહારવડે હણાવાથી દડતા દડાની જેમ અત્યંત ચલાયમાન થયા કરે છે, માટે જ્યાંસુધી આ વહાણ ડૂબે નહી અને લોકોનો નાશ થાય નહીં, ત્યાંસુધીમાં

---

૧ તેનો ઉદય અને ઉદયનો પૃથુ એમપણ અન્યત્ર લેખ છે. ૨ જીત્યા ૩ સમુદ્રમાર્ગે મુસાફરી કરનારમા મુખ્ય ૪ લાકડી

હું પોતેતો સમુદ્રમાં પડીને મારા જીવિતનો નાશ કરૂં' આવો વિચાર કરી તે નાવના પ્રાંતભાગ ઉપર આવ્યો, તેવામાં શ્રવણને પ્રિય લાગે તેવી અદૃશ્ય આકાશવાણી થઈ, "હે ભદ્ર! સમુદ્રમાં પડવાનું સાહસ કરીશ નહીં, તારી આવી દશા મેં કરેલી છે. આ સમુદ્રની અંદર કલ્પવૃક્ષના પાટીઆના સંપુટમાં રહેલી ભાવી તીર્થંકર શ્રી પાર્શ્વનાથની નિર્મળ મૂર્ત્તિ છે; એ પ્રભાવિક પ્રતિમાને પ્રથમ એક લાખ વર્ષસુધી ધરણેંદ્રે પૂજેલી હતી, પછી છસો વર્ષસુધી કુબેરે પૂજી હતી, પછી ભક્તિવાળા વરૂણે પ્રાર્થનાસહિત તે અદ્‌ભુત પ્રતિમાને પોતાને ઘેર લઈ જઈ સાત લાખ વર્ષ સુધી પૂજી હતી, હમણાં અજયરાજાના[1] ભાગ્યથી તે પ્રતિમા અહીં આવેલી છે, માટે તેને બહાર કાઢી તે ઇક્ષ્વાકુ રાજાને આપ. તે રાજા હાલ સર્વ દિશાઓને જીતી દ્વીપપત્તનમાં રહેલો છે; માટે ત્યાં જઈ પ્રકાશિત સમૃદ્ધિવાળા તે રાજાને તારે આ પ્રતિમા અર્પણ કરવી. જે વખતે તે રાજા આ પ્રતિમાનું દર્શન કરશે, તેજ વખતે તેનાં દુષ્ટ કર્મ સાથે એકસો ને સાત રોગ તત્કાળ લય પામી જશે, અને બીજાઓને પણ તેવી રીતેજ ફળ મળશે. એ પ્રતિમાની પાસે રહેનારી પદ્માવતી નામે હું પ્રભાવિક દેવી છું, અને આ બધો દેખાવ મેંજ કરેલો છે." આવી આકાશવાણી સાંભળી બુદ્ધિના ભંડાર રત્નસારે તત્કાળ પ્રતિમાને માટે નાવિકોને સમુદ્રમાં ઉતાર્યા. જેમ ધર્મને પ્રાપ્ત કરીને જીવ સમાધિપૂર્વક સ્વર્ગલોકની પાસે આવે તેમ પ્રતિમાનો સંપુટ લઈ તેઓ તરતજ નાવની પાસે આવ્યા, એટલે તેમને નાવમાં લઈ લીધા. તત્કાળ હળદરના રંગની જેમ, દુર્જનની મૈત્રીની જેમ અને કમળ ઉપરનાં જળબિંદુની જેમ મેઘનું પટલ દૃષ્ટ–નષ્ટ થઈ ગયું. ક્ષણવારમાં ચિંતાપટલના ક્ષયથી ચિત્તની જેમ પવનના અનુકૂલપણાથી પ્રાણીઓ પરમ પ્રસન્નતાને પ્રાપ્ત થયા. અંદર ગંભીર અને બહાર કોમળ એવાં જિનાગમની જેમ, સમુદ્ર ગંભીર છતાં પ્રસન્ન થઈ ગયો. અનુકૂળ વાયુને યોગે નાવ સહજ સમયમાં દ્વીપનગરે આવી પહોંચ્યું, એટલે એક પુરૂષે આગળ જઇ અજયપાલરાજાને વધામણી આપી. પાર્શ્વનાથને આવેલા સાંભળી રાજા અજયપાલ નેત્રને પ્રફુલ્લિત કરતો એક ઘોડાપર બેસી તત્કાળ સામો આવ્યો. લોકોએ વહાણમાંથી રાજાના નેત્રકમળને વિકસ્વર કરવાને સૂર્યસમાન એવો તે પ્રતિમાનો સંપુટ કિનારે ઉતાર્યો. પછી અનેક પ્રકારનાં વાજિત્રો વાગવા માંડ્યાં, હર્ષથી કેટલાક સુભટો નૃત્ય કરવા લાગ્યા. અને ભાટ લોકો બિરૂદાવલી બોલવા લાગ્યા; તેમને ઘણાં દ્રવ્યનાં દાન રાજાએ આપવા માંડ્યાં. વળી શહેર બધું ઊંચી ધ્વજાઓથી શોભિત અને કર્પૂર તથા

[1] અનરણ્ય રાજાનું બીજું નામ 'અજય' જણાય છે

અગરૂના સુગંધથી સુવાસિત કરી દીધું. એવા મહોત્સવ સહિત રાજાએ તે પ્રતિમાના સંપુટને પોતાના નગરમાં પ્રવેશ કરાવ્યો. પછી રમણીય સિંહાસન ઉપર તે પ્રતિમાનો સંપુટ મૂકી રાજાએ ભક્તિથી તેની પૂજા કરીને તે ઉઘાડયો; તેમાં શ્રી પાર્શ્વનાથની સુંદર પ્રતિમા તેના જોવામાં આવી. એ પ્રતિમાને મસ્તકે શેષનાગની ફણીપર રહેલાં મણિરત્નનાં કિરણોથી અંધકારના સમૂહનો નાશ થતો હતો. મસ્તકપર રહેલા ત્રણ છત્રોથી શોભતા અને પદ્માસને બેઠેલા તે પ્રભુની બે પડખે ભુજામાં ચામર લઈ બે પ્રતિમા રહેલી હતી. ધરણેંદ્રે ધારણ કરેલાં ઊંચાં સિંહાસનપર પ્રભુ બેઠેલા હતા; તેમના નખના કિરણોની પ્રભાથી પ્રૌઢ નવગ્રહો ત્યાં પ્રાપ્ત થયા હોય તેમ જણાતું હતું. કૃત્રિમ અને સ્વાભાવિક વિઘ્નોને નાશ કરે એવી તે પ્રતિમાના ઉરૂમાં શ્રીવત્સનું લાંછન હતું. પ્રભાના વિસ્તારથી આવૃત અને સર્વ પ્રકારનાં આભૂષણોથી શોભિત તે પ્રભુ કલ્પવૃક્ષોનાં પુષ્પોની સુગંધથી સર્વ જગત્‌ને સુવાસિત કરતા હતા. તેમને જોતાંજ પંચાંગવડે પૃથ્વીને સ્પર્શ કરી હર્ષના ભારથી યુક્ત એવા તે રાજાએ સુકૃતોના સંચયથીજ પામી શકાય એવા તે પાર્શ્વનાથ પ્રભુને નમસ્કાર કર્યો. તત્કાળ તે (અજયપાળરાજાના) શરીરમાં આનંદસુધાનું પૂર પસરતાં તેનો રોગરૂપી સર્પ દૂર થઈ ગયો; તેથી તે ચિત્તમાં અત્યંત સંતોષ પામ્યો. પછી ભક્તિથી તે પ્રતિમાનું અર્ચન કરીને તેને પોતાનાં સ્થાનમાં રાખી રાજા રત્નસારની સાથે પ્રીતિથી રાજ્યસુખ ભોગવવા લાગ્યો. તે રાત્રિએ અજયરાજા સ્વેચ્છાએ સૂતો હતો, તે વખતે સર્વ રોગો સ્વપ્નામાં આવી તેને હર્ષથી કહેવા લાગ્યા “રાજા! તમે પૂર્વભવમાં મુનિને દુભાવ્યા હતા, તેનું ફળ આપવાને અમોએ તમને ઘણી પીડા કરી છે તે ક્ષમા કરજો. શ્રી પાર્શ્વનાથનાં દર્શનથી હવે તમારા અંગથી અમે દૂર થયા છીએ; પણ અદ્યાપિ છ માસપર્યંત તમારે તે કર્મ ભોગવવાનું બાકી રહેલું છે; માટે આ શેહેરનાં પરામાં **સૂર** નામે એક પશુપાલક રહેછે તેને છાતી, પુંછ અને મુખના ભાગમાં શ્વેતવર્ણવાળી એક બકરી છે, તેના શરીરમાં અમે પૂર્વકર્મથી બંધાઈને તેટલા કાલસુધી રહીશું, તેથી ત્યાંસુધી એ બકરીને તમે તૃણાદિકનો ચારો આપજો; તેમજ તમારા દેહનું જળચંદનમિશ્રિત ઉદ્વર્ત્તન[1] પણ તેને પીવા આપજો તેથી અમે ઘણા પ્રસન્ન થશુ. છ માસ પછી શ્રી પાર્શ્વનાથના પ્રભાવથી સુવર્ણના જેવી કાંતિવાળા થઈને તમે બહુકાળ સુધી તમારાં રાજ્યનું રક્ષણ કરશો.” એમ કહીને તે વ્યાધિઓ કોઈ ઠેકાણે અંતર્ધાન થઈ ગયા. રાજાએ જાગ્રત થઈને જોયું તો પોતાનો દેહ નિરોગી થયેલો જોવામાં આવ્યો. પોતાના રોગ શાંત થવાથી રાજાએ મોટા દાનવડે સર્વ મનુષ્યોને આનંદિત

૧ ધોવણ

કરીને નગરમાં મોટો ઉત્સવ કર્યો. પછી અજય એવા નામથી નવીન નગર વસાવી ત્યાં પાર્શ્વનાથનો એક ઉત્તમ પ્રાસાદ કરાવ્યો. તેના નિર્વાહને માટે દશ ગામ સહિત તે નગર આપ્યું, અને તેને માટે પૂજારીઓની ગોઠવણ કરી. રાજા પોતે ત્રણે કાળ ત્યાં જઈ શ્રી પાર્શ્વનાથની પૂજા કરવા લાગ્યો, જેથી તેના ઘરમાં પ્રતિદિન કલ્યાણવૃદ્ધિ થવા લાગી. રોગોએ બતાવેલી પેલી બકરીને અજયપાલરાજા પોતાને ત્યાં લાવ્યો અને તેમણે કહેલા વિધિવડે તેટલા કાળ-સુધી તેનું અન્નપાનવડે પ્રતિપાલન કર્યું. તે સમયમાં સૌરાષ્ટ્રદેશના રાજકુળમાં થ-યેલો વજ્રપાણિ નામે રાજા ગિરિદુર્ગ નગરથી આવીને એ પોતાના ગોત્રિયને હર્ષથી મળ્યો. બન્ને તીર્થપર ધર્મથી શાસન ચલાવનાર એ રાજાને અતુલ પ્રીતિથી બહુ દેશ વિગેરે આપીને અજયરાજાએ તેનું સન્માન કર્યું. વજ્રપાણિ રાજાના આગ્રહથી અને અતિ ભક્તિથી પ્રેરાએલા રઘુના પુત્ર અજયપાળે ગિરનાર ઉપર આવી શ્રી નેમિનાથને નમસ્કાર કર્યો અને પૂજાભક્તિ કરી. પાછા પોતાના અજયપુરમાં આવી તેણે કર્મરૂપ પંકનું શોષણ કરવાથી કમળનું પણ ઉલ્લંઘન કરનાર એવા શ્રી પાર્શ્વનાથનાં ચરણકમળમાં નમસ્કાર કર્યો. તે સમયમાં કોઈ જ્ઞાની મુનિ ત્યાં પ્રભુને વંદના કરવા આવ્યા. રાજાએ તેમને પ્રણામ કરી તેનું ઉજ્જવળ મહાત્મ્ય પૂછયું. મુનિ બોલ્યા "હે રાજા ! આ બિંબનો પ્રભાવ હું શું કહું ? પ્રત્યક્ષ લક્ષ્ય થતી વસ્તુમાં કયો ચતુર માણસ સંદેહ કરે ? આ પાર્શ્વનાથ પ્રભુના દર્શનમાત્રથી, ચિરકાળથી પ્રરૂઢ થયેલા વ્યાધિઓ તમારા અંગમાંથી નાશ પામી ગયા, તેવીજ રીતે જે કોઇ પ્રાણી આ પ્રતિમાનાં દર્શન કરશે તેમનાં નેત્ર, મુખ અને ઉદર સં-બંધી સર્વ રોગો, અન્ય વ્યાધિઓ તેમજ બધી જાતના કુષ્ટ નાશ પામી જશે. શ્રી પાર્શ્વનાથના સ્મરણથી શાકિની, ભૂત, વેતાળ, રાક્ષસ અને યક્ષસંબંધી ઉપસર્ગો પણ દૂર થઈ જશે. આ તીર્થમાં જે કોઈ આ તીર્થંકરની સેવા કરશે તેમના કાળજ્વર, ઝેર, ઉન્માદ, અને સંનિપાત પ્રમુખ સર્વ દોષો લય પામી જશે. અહીં શ્રી જગદગુરૂનું ધ્યાન કરવાથી વિદ્યા, લક્ષ્મી, સુખ, પુત્ર, અને સ્ત્રીની અભિ-લાષા કરનાર પુરૂષોના સર્વ જાતના મનોરથો સિદ્ધ થશે. જે જિનબિંબ એકસો વર્ષ અગાઉનું હોય તે તીર્થરૂપ ગણાય છે, તો આ પાર્શ્વનાથનું બિંબ તો લાખો વર્ષ સુધી દેવતાઓએ સ્વર્ગમાં અને સમુદ્રમાં પૂજેલુ છે, તેથી એ તીર્થ કહેવાય તેમાં તો શુ કહેવું ! માટે આ બિંબનાં દર્શનથી સર્વ પાપની શાંતિ થશે અને અહીં આપેલું દાન અધિક ફળને આપશે." આ પ્રમાણે તે બિંબનો મહિમા કહી રાજાની સંમ-તિથી તે મુનિવર્ય વેગથી આકાશમાં અલક્ષ્ય થઇ ગયા. સૌરાષ્ટ્રપતિ વજ્રપાણિરા-

જાથી સેવેલા અજયરાજાએ છ માસ સુધી ત્યાં રહી પછી સિદ્ધગિરિપર જઇને પ્રભુની પૂજા કરી, તેમજ સ્નાત્રપૂજા, ઇંદ્રોત્સવ, મહાધ્વજા વિગેરે અનેક કૃત્યો કરી પોતાનો જન્મ સફળ કર્યો. પછી પોતાનાં રાજ્યમાં આવી શ્રી જિનોક્તધર્મ-આચરી છેવટે વ્રત લઇને તે સ્વર્ગે ગયા.

તેનો મોટો પુત્ર **અનંતરથ** હતો તેણે વ્રત ગ્રહણ કર્યું હતું; તેથી પૃથ્વી રાણીથી થયેલો **દશરથ** નામે પુત્ર રાજ્યાધિપતિ થયો. તેને જાણે મૂર્ત્તિમાન્ લક્ષ્મી હોય તેવી **કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા** અને **સુપ્રભા** નામે ચાર રાણીઓ હતી. અન્યદા કૌશલ્યાએ ગજ, સિંહ, ચંદ્ર અને સૂર્યનાં સ્વપ્નોએ સૂચિત એવા **રામ** અથવા પદ્મનામના બળદેવ પુત્રને જન્મ આપ્યો. ત્યાર પછી **સુમિત્રાએ** હાથી, સિંહ, ચંદ્ર, સમુદ્ર, લક્ષ્મી, અગ્નિ અને સૂર્યનાં સ્વપ્નોથી સૂચિત **લક્ષ્મણ** નામના નારાયણ ( વાસુદેવ ) પુત્રને જન્મ આપ્યો; કેકયરાજાની પુત્રી કૈકેયીએ શુભ સ્વપ્નવડે **ભરત** નામના શાંતપુત્રને જન્મ આપ્યો, અને સુપ્રભાએ **શત્રુઘ્ન** નામના પુત્રને જન્મ આપ્યો. વિદ્યાવિનયથી સંપન્ન અને ચતુર હૃદયવાળા ચાર પુત્રોવડે દાનાદિક ચાર અંગવડે ધર્મની જેમ દશરથરાજા શોભવા લાગ્યા. જેવી રીતે પદ્મ ( રામ ) અને નારાયણ પરસ્પર સ્નેહથી સાથે રહેવા લાગ્યા તેમ ભરત અને શત્રુઘ્ન પણ પરસ્પર સ્નેહથી સાથેજ રહેવા લાગ્યા.

તે સમયમાં મિથિલાપુરીમાં હરિવંશમાં **વાસવકેતુ** અને **વિપુલા** દેવીના પુત્ર **જનક** નામે રાજા થયા, તેને **વિદેહા** નામે રાણી હતી. તેણે સારાં સ્વપ્ન જોવાથી હર્ષિત થઇ તેજથી આકાશને પ્રકાશિત કરે તેવા એક પુત્ર અને પુત્રીને જન્મ આપ્યો. તે વખતે સૌધર્મ દેવલોકમાંથી **પિંગલ**નામે એક દેવ પૂર્વ જન્મના વૈરથી ત્યાં આવી વેગથી તેમાંના પુત્રને હરી ગયો, પરંતુ પછી દયા આવવાથી તેને કુંડલાદિક આભૂષણો પેહેરાવી વૈતાઢ્યગિરિના વનમાં ધીમેથી મૂકીને ચાલ્યો ગયો. તે વખતે રથનુપુર નગરનો સ્વામી **ચંદ્રગતિ** નામે વિદ્યાધર ત્યાં નીકળ્યો. તેણે તે વનમાંથી તે બાળકને હર્ષથી લઈ પોતાની પત્ની પુષ્પવતીને સોંપ્યો, અને નગરમાં એવી આઘોષણા કરાવી કે "આજ ચંદ્રગતિને ઘેર પુત્ર અવતર્યો છે." તે પુત્રના શરીરમાં પ્રભાનું મંડળ હતું, તેથી તેનું **ભામંડળ** નામ પાડ્યું. ચંદ્રગતિ અને પુષ્પવતીએ લાલનપાલન કરેલો તે પુત્ર કલ્પવૃક્ષની જેમ અનુક્રમે મોટો થયો.

અહીં મિથિલા નગરીમાં જનક રાજા પુત્રને નહી જોવાથી ખેદ પામ્યા. સર્વત્ર શોધ કરાવતાં પણ તેનો પત્તો લાગ્યો નહી. કેટલેક કાળે શોકરહિત થઈ પુત્રીનું **સીતા** નામ પાડ્યું. સંપૂર્ણ યૌવનવાળી પુત્રીને વરયોગ્ય થયેલી

જોઈ, સ્વયંવર કરવાનો નિશ્ચય કરીને જનકરાજા યોગ્ય વરની ચિંતારૂપ સાગરમાં મગ્ન થયા નહીં. તે સમયે માતરંગ વિગેરે મ્લેચ્છો દૈત્યની જેમ ક્રોધથી ધર્મનાં સ્થાનો અને લોકોને પીડા કરી જનકરાજાની પૃથ્વીમાં ઉપદ્રવ કરવા લાગ્યા. જનકરાજાએ મિત્રતાને લીધે દૂત મોકલી આ વૃત્તાંત દશરથ રાજાને જણાવ્યો. તે સાંભળી યુદ્ધ કરવાની ઇચ્છાવાળા રામ, પિતા દશરથને ત્યાં નહિ જવા દેતા પોતે રણભૂમિમાં આવ્યા. રણપ્રિય રામસાથે યુદ્ધ થતાંજ તે શત્રુ રાજાઓ તત્કાળ નાશી ગયા. કેમકે 'સૂર્યના કિરણનીપાસે અંધકારનો સમૂહ રહેવાને સમર્થ થતો નથી.' રામના પરાક્રમથી હર્ષ પામેલો જનકરાજા તેમને પોતાનાં નગરમાં લાવ્યો; અને હર્ષથી તેને પોતાની પુત્રી સીતા આપવાની ઇચ્છા થઇ. તેવા વખતમાં પિળા કેશવાળા અને માથે છત્રી ધરનારા નારદ ત્યાં આવ્યા, તેની ભયંકર મૂર્ત્તિ જોઈ સીતા તત્કાળ ભય પામીને નાશી ગઈ; એટલે સીતાની સખીઓ કોલાહલ કરતી ત્યાં એકઠી થઈ ગઈ અને કોપ કરી કંઠ અને શિખાથી પકડી નારદને ઘરમાંથી કાઢી મૂક્યા; તેથી નારદને કોપ ચડયો; એટલે તેણે સીતાનું રૂપ એક વસ્ત્ર ઉપર ચીતરીને તે ચંદ્રગતિના પુત્ર ભામંડળને બતાવ્યું. ભામંડળ સીતા પોતાની બેન છે, તે જાણ્યાવગર કામવિહ્વલ થઇ અલ્પ જળમાં રહેલાં માછલાંની જેમ ઉદ્વિગ્ન ચિત્તવાળો થઈ ગયો. ચંદ્રગતિએ પોતાના પુત્રના ઉદ્વેગનું કારણ સીતા છે એવું જાણીને તત્કાળ ચપલગતિ વિદ્યાધરનીપાસે જનકનું હરણ કરાવી પોતાનીપાસે બોલાવ્યા અને પ્રીતિથી તેનીપાસે સીતાની માગણી કરી. તેણે કહ્યું "મેં દશરથના પુત્ર રામને સીતા આપેલી છે." ચંદ્રગતિ બોલ્યો "હું સીતાને હરવાને સમર્થ છું તે છતાં સ્નેહની વૃદ્ધિ થાય તેવું ધારી તમને અહીં બોલાવીને મેં સીતાની માગણી કરી છે, તેના ઉત્તરમાં તમે આમ કહોછો તો મારીપાસે વજાવર્ત્ત અને અર્ણવાવર્ત્ત નામે બે દિવ્ય ધનુષ્યો છે, તેને રામ કે મારો પુત્ર ભામંડળ જે ચડાવે તે સીતાને પરણે તેવું પણ[1] કરો." જનકરાજા તે પ્રમાણે કબૂલ કરીને પોતાની નગરીમાં આવ્યા અને એક મંડપ કરાવી તેમાં તે બંને ધનુષ્ય મૂકયાં. પછી પ્રત્યેક રાજપુત્રને આમંત્રણ કરતાં 'હું પ્રથમ જઈશ, હું પ્રથમ જઈશ' એમ પ્રૌઢ હર્ષ ધરતા અનેક ભૂચર અને ખેચરો ત્યાં આવવા લાગ્યા. ભામંડળને લઇને ચંદ્રગતિ ત્યાં આવ્યો અને ચોતરફથી બીજા વિદ્યાધર રાજાઓ પણ ત્યાં આવ્યા. રામ વિગેરે ચાર પુત્રોથી પરવરેલા દશરથરાજા હર્ષ ધરી બીજા રાજાઓને સાથે લઈ ત્યાં આવ્યા. જનકે સર્વ રાજાઓને યથાયોગ્ય માન આપ્યું, અને રામાદિકના પિતા દશરથને વિશેષ માન આપ્યું. પછી શુભ દિવસે પ્રાતઃકાળે યથાયોગ્ય સ્થાનપર

૧ નિયમ

સર્વ રાજાઓ બેઠા, એટલે સીતાકુમારી સુંદર વેષ ધારણ કરી સુખાસનમાં બેસી મંડપમાં આવી. પછી પોતાના બળથી ઉદ્ધત એવા જે રાજકુમારો અને ખેચરો ત્યાં આવેલા હતા, તે સર્વે ધનુષ્યને ચડાવવામાં અસમર્થ થતાં પોતાના મુખકમલને નીચા કરીને રહ્યા. તે વખતે કુમાર શ્રીરામે મંચ ઉપરથી ઉતરી એક લીલામાત્રવડે ધનુષ્યને હાથમાં લઈ નિષ્ઠુર શબ્દ કરતું પણચ ઉપર ચડાવ્યું; એટલે તત્કાળ જનક કુમારી સીતાએ પુષ્પની વૃષ્ટિસાથે રામના કંઠમાં વરમાળા આરોપણ કરી. લોકોએ હર્ષથી મહાન્ કોલાહલ કર્યો. પછી બીજું ધનુષ્ય લક્ષ્મણે ચડાવ્યું, એટલે ત્યાં આવેલા વિદ્યાધરોએ તેમને પોતાની અઢાર કન્યાઓ આપી. શુભદિવસે રામ અને સીતાનો વિવાહ થયો. ભરતકુમાર કનક રાજાની[1] પુત્રી ભદ્રાને પરણ્યા. પછી જનકની અનુમતિ લઇને દશરથ રાજા ચારે પુત્રોની સાથે પોતાને નગરે ગયા, અને બીજા રાજાઓ પણ તે ઉત્સવ જોઈને સ્વસ્થાને ગયા. ઉગ્ર પરાક્રમવાળા દશરથરાજા રામપ્રમુખ પુત્રોવડે સમુદ્રપર્યંત પૃથ્વીનું રાજ્ય કરવા લાગ્યા.

એક વખતે દશરથરાજાએ એક કંચુકીની[2] સાથે પોતાની રાણી સુમિત્રાને જિનસ્નાત્રનું જળ મોકલ્યું અને બીજી રાણીઓને દાસીઓનીસાથે મોકલાવ્યું. દાસીઓ યૌવનવયને લીધે સત્વર સ્નાત્રજળ લાવી, એટલે બીજી રાણીઓએ સુમિત્રાની અગાઉ તે સ્નાત્રજળ અભિવંદિત કર્યું. પેલો કંચુકી વૃદ્ધપણાને લીધે જળ સત્વર લાવી શક્યો નહીં, એટલે તે હકીકત જાણ્યા વગર સુમિત્રાએ પોતાનું માનભંગ થયેલું જાણીને દુઃખથી કંઠમાં પાશ નાખ્યો. 'અર્હંતના સ્નાત્રજળથી મને પ્રથમ સંભાવિત કરી નહીં' એવું વિચારવાથી કોપ ધરતી સુમિત્રાને જાણી, દશરથરાજા તેને મનાવવાને આવ્યા. રાણીની તેવી અવસ્થા જોઈ "હે ચંડે! આ શું કરોછો?" એમ બોલતા રાજાએ તેનો કંઠપાશ[3] છેદી નાંખ્યો અને તેને પોતાના ઉત્સંગમાં બેસારી. તે વખતે કંચુકી સ્નાત્રજળ લઇને આવ્યો, તેને રાજાએ પૂછ્યું "કેમ આટલો બધો ધીમો આવ્યો?" એટલે તેણે પોતાનું વૃદ્ધપણું જણાવ્યુ. મુખમાંથી લાળ પડેછે, કેશ ધોળા થઈ ગયા છે અને ધ્રુજતો ધ્રુજતો મંદગતિએ ચાલેછે, એવા તે કંચુકીને જોઇને રાજાના મનમાં વૈરાગ્યભાવ ઉત્પન્ન થયો કે અહા! આ શરીરરૂપી વૃક્ષને પડતા ઘરની જેમ અને અર્ધા ઉન્મૂળેલા[4] વૃક્ષની જેમ સ્થિર કરવાને કોઈપણ સમર્થ નથી; માટે જ્યાંસુધી આ મારૂં શરીર જરાવસ્થાથી હણાઈ ગયું નથી ત્યાંસુધીમાં હું આત્માર્થ સાધવાને પ્રયત્ન કરીશ, સાંસારિક બીજાં સુખ શા કામનાં છે? આવો વિચાર કરી દશરથ રાજા સભામંડપમાં ગયા.

૧. જનક રાજાના ભાઈ. ૨. વૃદ્ધ પુરૂષ. ૩ ગળાફાસો ૪. મૂળમાથી ઉખેડેલા

એ પ્રમાણે કેટલાએક કાળ નિર્ગમન કરી અન્યદા દશરથ રાજા કોઇ મુનિને વાંદવા ગયા; તે મુનિને વાંદીને તેમની આગળ બેઠા, તેવામાં અકસ્માત્ ભામંડલ વિદ્યાધર ફરતો ફરતો ત્યાં આવ્યો. જ્ઞાનનિધિ મુનિએ સર્વ સુખનું કારણ એક ધર્મજ છે એમ કહ્યું અને પુંડરીકગિરીનું નિર્મળ માહાત્મ્ય સંભળાવ્યું. પછી ભામંડળે પોતાની પૂર્વ હકીકત પૂછતાં પોતે સીતાની સાથે યુગલરૂપેજ જન્મેલ છે, એ વૃત્તાંત તે મુનિરાજના કહેવાથી જાણીને તેણે સીતાની પાસે જઈ ક્ષમા માગી પ્રણામ કર્યો. તેણે પણ તેને આશિષ્ આપી. પછી ભામંડળના આગ્રહથી દશરથરાજા ચાર પુત્રો, મંડલિક રાજાઓ, સાહુકારો અને રાણીઓનીસાથે પોતાનો જન્મ સફળ કરવા માટે તીર્થયાત્રા કરવા ચાલ્યા. માર્ગમાં તેમણે પંચવિધદાન આપી પુષ્કળ સુકૃત ઉપાર્જન કર્યું. સાથે રાખેલાં દેવાલયમાં સ્થાપેલા જિનેશ્વરની પૂજામાં તત્પર રહેતા અને સ્થાને સ્થાને નગરનાં ચૈત્યોમાં જિનપૂજા કરતા તેમજ મુનિઓને નમતા માર્ગે ચાલ્યા. અનુક્રમે શત્રુંજય ગિરિપર આવી જિનેશ્વરોને નમસ્કાર કર્યો અને ત્યાં કેટલાક ઉત્તમ પ્રાસાદો કરાવ્યા તેમજ ભક્તિપૂર્વક ગુરૂપૂજન કરી તેમને દાન આપી યથાવિધિ યાત્રા કરીને દશરથરાજા સંઘસાથે પર્વતપરથી નીચે ઉતર્યા.

આગળ ચાલતાં ચંદ્રપ્રભાસ નગરમાં સીતાએ એક નવીન ચૈત્ય કરાવી તેમાં પોતેજ ચંદ્રપ્રભ પ્રભુની સ્થાપના કરી. ગુરૂમહારાજ પાસે પ્રતિષ્ઠા કરાવી, પૂજા ભક્તિ કરી, ગુરૂને પ્રતિલાભી સેંકડો સતીઓએ સ્તુતિ કરેલાં સીતાસતીએ તે તીર્થમાં પ્રભાવના કરી. ત્યાંથી રાજા દશરથે રૈવતગિરિપર જઇ નેમિનાથની પૂજા કરી અને સુપાત્રને દાન આપી તીર્થોદ્ધાર કર્યો. નજીકમાં બરટ (બરડો) નામના ગિરિને જોઈ રાણી કૈકેયી ઉત્સુક થઈ પતિની સંમતિથી રામાદિક પુત્રોને લઈ ત્યાં ગઈ. તે ગિરિ ઉપર બરડા રાક્ષસે કરાવેલું શ્રી નેમિનાથનું ચૈત્ય હતું તેમાં ભક્તિપૂર્વક મોટો ઉત્સવ કરી તેણે યાચકોને પુષ્કળ દાન આપ્યું. તે ચૈત્ય જીર્ણ થઇ ગયેલુ જોઇ ખેદ પામીને કૈકેયીએ તેનો ઉદ્ધાર કર્યો અને હર્ષથી તેમાં શ્રી નેમિનાથની પુન: સ્થાપના કરી. ત્યાં તેણે મહાતીર્થનું નિર્માણ કર્યું તેથી તે પાપનાશક તીર્થ તેના નામથી જગત્માં પ્રખ્યાત થયું. ઢંકાનગરીમાં કૌશલ્યાએ શ્રીઋષભનાથનું ચૈત્ય કરાવી તેમાં ગુરૂપાસે પ્રતિષ્ઠા કરાવી. પ્રભાવિક સુપ્રભાએ વલ્લભિનગરમાં એક ઉન્નત ચૈત્ય કરાવી, તેમાં મહોત્સવપૂર્વક શ્રી શાંતિનાથની પ્રતિષ્ઠા કરી. કાંપિલ્યનગરમાં રામે અને વામનનગરમાં લક્ષ્મણે આદિનાથપ્રભુના ઊંચા પ્રાસાદ કરાવ્યા. બીજા કુમારોએ, સામંતોએ, મંડલિકોએ અને ભામંડલે શ્રી અર્હતપ્રભુનાં અનેક ચૈત્યો કરાવ્યાં. એવી રીતે દશરથરાજા સર્વ તીર્થોની

યાત્રા કરીને હર્ષસહિત મોટા ઉત્સવવાળા પોતાના નગરમાં પાછા આવ્યા. પછી સંસારથી ઉદ્વેગ પામી સભામાં આવીને દશરથરાજાએ રાજ્ય આપવા માટે પોતાના પુત્રોને બોલાવ્યા, એટલે તત્કાળ તેઓએ આવી પિતાને નમસ્કાર કર્યો.

એ સમયે મહા કપટી કૈકેયીએ યોગ્ય અવસર જાણી પોતાને પૂર્વે આપેલાં બે વરદાન ભક્તિપૂર્વક રાજાપાસે માગ્યાં. તે એવી રીતે કે "હે સ્વામી! મારા પુત્ર ભરતને રાજ્ય આપો અને કુમાર શ્રી રામનો લક્ષ્મણની સાથે ચૌદ વર્ષસુધી અરણ્યમાં વાસ કરાવો." અકાળે વજ્રપાત જેવું આ વચન સાંભળી દશરથરાજાને મૂર્છા આવી. પછી થોડીવારે સંજ્ઞા મેળવીને તે મનમાં ઉદ્વેગ કરવા લાગ્યા. તે ખબર સાંભળીને સીતા અને લક્ષ્મણસહિત રામે પિતાની પાસે આવી નમસ્કાર કર્યો, અને લોકોએ અનુમોદન આપવાથી તત્કાળ તેઓ વનવાસ માટે ચાલ્યા. તેમના જવાથી જેમ મસ્તકવિના શરીર, નાસિકાવિના મુખશોભા, તારા ( કીકી ) વિના નેત્ર, પત્રવિના વૃક્ષ, જળવિના તળાવડી, દેવવગર ચૈત્ય, વિનયવિના વિદ્યા, સિંહવિના ગુફા, સૂર્ય કે ચંદ્રવિના આકાશ અને મષીરેખાવગર ચિત્રપંક્તિ ન શોભે તેમ અયોધ્યાનગરી શોભારહિત થઈ ગઇ. પવિત્ર હૃદયવાળા દશરથે તો રાજ્યઉપર ભરતને બેસારી સત્યભૂતિ મુનિની પાસે વ્રત ગ્રહણ કર્યું.

અરણ્યમાં પ્રવાસ કરતાં રામચંદ્ર વિગેરે માર્ગમાં એક ગંભીર નદી આવી તે ઉતરીને વડના વૃક્ષની નીચે બેઠા. ત્યાં રામચંદ્રે લક્ષ્મણને કહ્યું "ભાઈ લક્ષ્મણ! આ દેશ કોઈના ભયથી હમણાજ ઉજડ થયેલો જણાય છે, કેમકે વૃક્ષો બધાં રસસહિત છે અને ધાન્યનાં ખળાં ધાન્યવડે ભરેલાં પડ્યાં છે." આ પ્રમાણે બન્ને ભાઇઓ વાર્તા કરેછે તેવામાં ત્યાં કોઇ પુરૂષ આવ્યો, તેને ઉદાર વાણીવાળા રામે તે દેશ ઉજડ થવાનું કારણ પૂછ્યું. તે પુરૂષ બોલ્યો "આ દેશનો સિંહકર્ણ નામે એક રાજા છે, તેને એવો ઉજ્જવળ નિયમ છે કે શ્રી અર્હંતદેવ અને સાધુ ગુરૂ વિના બીજા કોઈને નમસ્કાર કરવો નહીં." તેનો આવો નિયમ સાંભળી સિંહોદર નામે તેનો ઉપરી રાજા ક્રોધથી તેની ઉપર ચડી આવ્યો. તેના ભયથી સિંહકર્ણ દૂર નાશી ગયો. ત્યારથી આ દેશ ઉજડ થઈ ગયેલ છે. આ પ્રમાણે દેશ ઉજડ થવાનો હેતુ સાંભળી પદ્મકુમારે ( રામે ) આદરથી સુમિત્રાના પુત્ર લક્ષ્મણની પાસે તત્કાળ તે શ્રાવક સિંહકર્ણને, સિંહોદરનો ભય દૂર કરાવીને આદરપૂર્વક તેનાં રાજ્યપર સ્થાપન કરાવ્યો.[1] ત્યાંથી રામ આગળ ચાલ્યા. ત્યાં એક સ્થાનકે આકાશમાંથી બે વિદ્યાધર મુનિ નીચે ઉતર્યા. સીતાએ ભક્તિથી તેમને પ્રતિલાભિત

૧ આનો વિશેષ અધિકાર અમારા છપાવેલા જૈનરામાયણમાં છે ભા. ક

કર્યા, એટલે દેવતાઓએ આદરથી ત્યાં સુગંધી જળની વૃષ્ટિ કરી. તેનો સુગંધ સુંઘવાને **જટાયુ** નામનો એક પક્ષિરાજ ત્વરાથી ત્યાં આવ્યો. બંને મુનિરાજની પાસેથી ધર્મોપદેશ સાંભળતાં જટાયુને જાતિસ્મરણ થયું, તેથી હિંસા તજી દઇને તે જાનકીની સાથે રહ્યો. તેમને જિનધર્મમાં સ્થિર કરીને તે બંને મુનિ આકાશમાર્ગે શાશ્વત અર્હંતને વંદના કરવા ગયા.

રાક્ષસદ્વીપમાં રહેલી લંકાનગરીમાં અજિત તીર્થંકર વિહાર કરતા હતા ત્યારે **ધનવાહન** નામે રાક્ષસવંશી રાજા થયો હતો. રાક્ષસોના ઈંદ્ર **ભીમે** પોતાના મોટા ભાઇ ધનવાહનને રાક્ષસી વિદ્યા આપી હતી, તેથી તે રાક્ષસવંશ કહેવાણો હતો. ધનવાહનનો પુત્ર **મહારાક્ષસ** નામે શ્રીજિનેશ્વરનાં ચરણકમળમાં ભ્રમર જેવો થયો. તેનો પુત્ર **દેવરાક્ષસ** થયો તે દીક્ષા લઇને મોક્ષે ગયો. એવી રીતે તે રાક્ષસવંશમાં ઘણા રાજાઓ થયા. અનુક્રમે શ્રેયાંસપ્રભુના તીર્થમાં **કીર્ત્તિધવળ** નામે રાજા થયો. તેણે વૈતાઢ્યગિરિ ઉપરથી **શ્રીકંઠ** નામના ખેચરને પ્રીતિથી લાવી કપિદ્વીપમાં વસાવ્યો. ત્યાં ત્રણસો યોજનના વિસ્તારવાળા **કિષ્કંધ** નામના પર્વત ઉપર **કિષ્કિંધા** નામે તેની એક ઉત્તમ રાજધાની થઈ. ત્યાં રહેનારા સર્વે લોકો વાનરદ્વીપનું ચિન્હ રાખતા હતા, અને તેઓએ વાનરના જેવું શરીર થાય તેવી વિદ્યા પણ સાધી હતી; તેથી તેઓ વાનર કહેવાતા હતા. શ્રીકંઠ ખેચર પછી **વજ્રકંઠ** વિગેરે ઘણા રાજાઓ તેના વંશમાં થઈ ગયા, પછી મુનિસુવ્રત પ્રભુના તીર્થમાં **ધનોદધિ** નામે એક રાજા થયો; તે વખતે લંકાપુરીમાં **તડિત્કેશ** નામે રાજા હતો. તે બંને રાજાઓની વચ્ચે પૂર્વની જેમ ગાઢો સ્નેહ બંધાણો. કિષ્કિંધાનગરીમાં ધનોદધિનો પુત્ર **કિષ્કિંધિ** નામે થયો અને લંકામાં તડિત્કેશનો પુત્ર **સુકેશ** નામે થયો. વિદ્યાધરના રાજા **અશનિવેગે** તે બન્નેને જીતી લીધા તેથી લંકા અને કિષ્કિંધાના પતિ કિષ્કિંધિ અને સુકેશ ભય પામીને પાતાળલંકામાં જતા રહ્યા. ત્યાં ( પાતાળલંકામાં ) સુકેશને ઈંદ્રાણી નામની સ્ત્રીથી **માલી**, **સુમાલી** અને **માલ્યવાન્** નામે ત્રણ પુત્રો થયા, અને કિષ્કિંધિને શ્રીમાળા નામે સ્ત્રીથી **આદિત્યરજા** અને **ઋક્ષરજા** નામે બે પુત્રો થયા. એકદા કિષ્કિંધિ રાજા મેરૂપર્વતપર શાશ્વત અર્હંતની યાત્રા કરીને પાછો ફરતાં મધુપર્વત ઉપર આવ્યો, અને ત્યાં નવી કિષ્કિંધા નગરી વસાવીને સુખે સુખે ત્યાં રહેવા લાગ્યો.

પાતાળલંકામાં રહેલા સુકેશના ત્રણ પુત્રોએ ક્રોધથી લંકામાં આવી પૂર્વના વૈરવડે અશનિવેગના સેવક **નિર્ઘાતને** મારી નાખ્યો. પછી ત્યાં **માલી** રાજા થયો, અને કિષ્કિંધામાં **આદિત્યરજા** રાજા થયો. તે બંનેને પણ પરસ્પર સ્નેહ

થયો. અશનિવેગને સહસ્રાર નામે પુત્ર થયો અને ચિત્રસુંદરી નામે સ્ત્રીથી ઇંદ્રનામે પુત્ર થયો. તેણે ઇંદ્ર જેમ લોકપાળને સ્થાપિત કરે તેમ પોતાના ચાર લોકપાળ કર્યા અને પાછા કપિઓ અને રાક્ષસોને પરાજિત કરીને પાતાળલંકામાં કાઢી મૂક્યા. ત્યાં સુમાલીને રત્નશ્રવા નામે પુત્ર થયો; તેણે અનેક વિદ્યાઓ સાધી હતી. તેને કૈકસી નામે સ્ત્રી હતી; તેનાથી અતિ દુર્મદ **રાવણ** નામે એક પુત્ર થયો. તેણે પહેરેલા હારમાં મોટાં નવરત્નો હતાં, તેમાં તેના મસ્તકનાં પ્રતિબિંબ પડવાથી તેનું **દશમુખ** એવું સત્યાર્થ નામ પ્રખ્યાત થયું. ત્યાર પછી કુંભકર્ણ, સૂર્પનખા, અને વિભીષણ એ ત્રણ સંતાનને કૈકસીએ અનુક્રમે જન્મ આપ્યા. પોતાની માતાનાં મુખથી શત્રુઓથી થયેલો પૂર્વ પરાભવ સાંભળી, તે ત્રણે બંધુ વિદ્યા સાધવામાટે ભીમારણ્યમાં ગયા. ત્યાં રાવણને એક હજાર મોટી વિદ્યા, કુંભકર્ણને પાંચ વિદ્યા અને વિભીષણને ચાર વિદ્યા પ્રાપ્ત થઈ. **મય** નામના ખેચરેશની હેમવતી નામની સ્ત્રીથી ઉત્પન્ન થયેલી **મંદોદરી** નામે એક સુંદર સ્ત્રીને રાવણ પરણ્યો. તે શિવાય તેના ગુણથી રંજિત થઇને પોતાની મેળે પ્રાપ્ત થયેલી છ હજાર ખેચર રાજાઓની કન્યાઓને તે પરણ્યો. તડિન્માળા (વિજળીની શ્રેણી) ને મેઘની જેમ મહોદર રાજાની પુત્રી તડિન્માળાને કુંભકર્ણ પરણ્યો, અને વીર વિદ્યાધરની પુત્રી પંકજશ્રીને માતાપિતાની આજ્ઞાથી વિભીષણ હર્ષ સાથે પરણ્યો. અનુક્રમે મંદોદરીએ શુભલગ્ને **ઇંદ્રજીત્** અને **મેઘવાહન** નામના બે કુમારને જન્મ આપ્યો.

એક વખત ઇંદ્રરાજાના સેવક વૈશ્રવણ વિદ્યાધરને જીતીને રાવણે તેની પાસેથી પુશ્પક વિમાનસહિત પોતાની લંકા નગરી મેળવી. ઇંદ્રરાજાના સેવક **યમને** જીતી, તેણે કરેલા કૃત્રિમ નરકને ભાંગી કિષ્કિંધા નગરી પોતાના મિત્ર **આદિત્ય**રજાને આપી, અને એક નવું ઋક્ષપુર નામે શહેર વસાવી તે ઋક્ષરજાને આપ્યું. આદિત્યરજાને **વાળી** નામે એક અતિ બળવાન્ પુત્ર થયો. ત્યાર પછી બીજો પરાક્રમી **સુગ્રીવ** નામે પુત્ર અને **શ્રીપ્રભા** નામે એક પુત્રી થઈ. ઋક્ષરજાને હરિકાંતા નામની કાંતાથી **નલ** અને **નીલ** નામે બે જગદ્વિખ્યાત પુત્રો થયા. આદિત્યરજાએ વાળીને રાજ્ય આપી અને સુગ્રીવને યુવરાજ કરીને દીક્ષા ગ્રહણ કરી. એક ખર નામના રાક્ષસે સૂર્પનખાનું હરણ કરી, આદિત્યરજાના પુત્ર **ચંદ્રોદર** રાજાને જીતી પાતાળલંકા કબજે કરી લીધી. તે સાંભળી રાવણને ક્રોધ ચડયો, પણ મંદોદરીના કહેવાથી ક્રોધ છોડી પોતાના બનેવી ખરને દૂષણ નામના રાક્ષસ સાથે પાતાળલંકાના રાજ્ય ઉપર પોતે બેસાર્યો. ચંદ્રોદર મૃત્યુ પામ્યા પછી તેની સ્ત્રી **અનુરાધાએ** વનમાં રહીને એક વિરાધ નામના ગુણવાન્ પુત્રને જન્મ આપ્યો.

એક વખતે વાનરોનો અધિપતિ **વાળી** ઘણો બલવાન્ થયો છે, એવું સાંભળી તેને નહીં સહન કરનારા દશમુખે એક દૂત મોકલીને તેને સત્વર પોતાનીપાસે બોલાવ્યો. દૂતે ત્યાં જઈ આવી રાવણને કહ્યું “ વાળી અર્હંત શિવાય બીજા કોઇને નમતો નથી.” તે સાંભળીને તત્કાળ રાક્ષસપતિ રાવણે મોટી સેના લઇને તેના ઉપર ચડાઈ કરી. બળવાન્ **વાળી** ઘણાં અસ્ત્રોથી યુદ્ધ કરી છેવટ ચંદ્રહાસ ખડ્ગસહિત લંકાપતિને પોતાની કાખમાં લઈ ચાર સમુદ્ર સંયુક્ત પૃથ્વીપર ક્ષણવારમાં ફરી આવ્યો. પછી વૈરાગ્યયુક્ત હૃદયવાળા વાળીએ રાવણને છોડી દઈ પોતાનાં રાજ્ય ઉપર સુગ્રીવને બેસારી દીક્ષા લીધી. સુગ્રીવે પોતાની બેન **શ્રીપ્રભા** રાવણને આપી અને વાળીના પુત્ર **ચંદ્રરશ્મિને** યુવરાજપદે સ્થાપન કર્યો.

એક વખતે રાવણ વૈતાઢયગિરિ ઉપર રત્નવતીને પરણવા માટે આકાશમાર્ગે જતો હતો, તેવામાં અષ્ટાપદ ઉપર તેનું વિમાન સ્ખલિત થયું. તેના હેતુનો તપાસ કરતાં નીચે કાયોત્સર્ગ કરી સ્તંભની પેઠે નિશ્ચલ થઇને રહેલા વાળી મુનિને દીઠા. ‘ હજુ પણ આ **વાળી** મારી ઉપર ક્રોધ ધરી દંભથી મુનિનો વેષ ધરી રહ્યો છે, માટે તેને આ પર્વત સહિત ઉપાડીને લવણ સમુદ્રમાં નાખી દઉં.’ આ પ્રમાણે વિચારી રાવણ થોડી પૃથ્વી ખોદીને પર્વતની નીચે પેઠો, અને અતિગર્વથી પોતાની સહસ્ર વિદ્યાઓનું સ્મરણ કર્યું. પછી જેના પાષાણના સાંધાઓ તૂટી રહ્યા છે, જેની પાસેનો સમુદ્ર ખળભળી રહ્યો છે અને જેની ઉપરનો પ્રાણીસમૂહ ઉદ્ભ્રાંત થઈ ગયો છે એવા તે પર્વતને રાવણે ઉપાડ્યો. તે વખતે “ અરે! મારી ઉપરની અદેખાઈથી આ રાવણ આ મહા તીર્થનો વિનાશ કરે છે, માટે હું નિઃસંગ છતાં પણ તેને શિક્ષા મળવા માટે જરાક બળ બતાવું.” આવો વિચાર કરી વાલી મુનિશ્વરે વામચરણના અંગુઠાના અગ્રભાગથી અષ્ટાપદ પર્વતનાં શિખરને જરા માત્ર દબાવ્યું એટલે ગાત્રનો સંકોચ કરતો અને રૂધિરનું વમન કરતો રાવણ વિશ્વને રોવરાવતો વિરસ પોકાર કરવા લાગ્યો. તેનો દીન પોકાર સાંભળી દયાળુ વાળી મુનિ તત્કાળ વિરામ પામ્યા; કારણ કે તેમનું આ કાર્ય શિક્ષા માટે હતું, કાંઈ ક્રોધથી નહતું. પછી રાવણ ત્યાંથી નિકળી, વાળીમુનિને ખમાવીને ભરતે કરાવેલાં ચૈત્યમાં અર્હંતની પૂજા કરવા આવ્યો. ત્યાં અંતઃપુરસહિત ભક્તિપૂર્વક પ્રભુની અષ્ટવિધ પૂજા કરી. પછી પ્રભુપાસે નૃત્યગીત ચલાવતાં વીણાની તાંત ત્રૂટી જવાથી તાનમાં ભંગ ન પડવા માટે પોતાની ભુજામાંથી નસ ખેંચી કાઢીને વીણામાં જોડી દઈ વગાડવા માંડી. તે વખતે ત્યાં આવેલા ધરણેંદ્રે તેની ભક્તિથી હૃદયમાં હર્ષ પામીને અર્હંતના ગુણને ગાનારા રાવણને કહ્યુ કે “ વરદાન માગો ” તેને ઉત્તરમાં “ મારે અર્હંતની ભક્તિ નિરંતર રહો ” એવું રાવણે વરદાન માગ્યું.

તોપણ તેને અમોઘ વિજયાશક્તિ અને અન્ય વિદ્યાઓ આપી ધરણેંદ્ર સ્વસ્થાનકે ગયા. પછી રાવણ તીર્થંકરોને નમસ્કાર કરી નિત્યાલોક નામે નગરમાં ગયો અને ત્યાં રત્નાવલીને પરણી પાછો લંકામાં આવ્યો.

વાળી મુનિ કર્મના ક્ષયથી કેવળજ્ઞાન પામી, સુરઅસુરો જેની ઉપાસના કરે છે એવા પ્રભાવિક થઈ અવ્યયપદ[1] ને પ્રાપ્ત થયા. સુગ્રીવ જ્વલનશિખા વિદ્યાધરની પુત્રી તારા કે જેની સાહસગતિ વિદ્યાધરે માગણી કરેલી હતી તેની સાથે પરણ્યો. તારા સાથે ક્રીડા કરતાં સુગ્રીવને **અંગદ** અને **જયાનંદ** નામના બે ઉત્તમ પુત્રો થયા. તારાથી ઠગાએલા સાહસગતિ વિદ્યાધરે હિમાલય ઉપર જઈ હૃદયમાં તારાનું સ્મરણ કરી વિદ્યા સાધવાનો આરંભ કર્યો.

હવે અહીં રાવણ ખર વિગેરે વિદ્યાધરોને અને સુગ્રીવ વિગેરે વાનરોને સાથે લઇને વૈતાઢ્યગિરિ ઉપર ઇંદ્રરાજાને જીતવા ચાલ્યો. માર્ગમાં રેવા નદી આવતાં, તેને તીરે બેસીને તે નદીનાં જળ તથા કમળોવડે એક રત્નપીઠ ઉપર પ્રભુને સ્થાપિત કરીને ભક્તિવાળા રાવણે પૂજા કરી. પછી રાવણ ધ્યાનમાં લીન થતાં અકસ્માત્ જળનું પૂર આવ્યું, તેથી પ્રભુની પૂજા ધોવાઈ ગઈ. તત્કાળ રાવણને ક્રોધ ચડયો; એટલામાં કોઈ વિદ્યાધરે કહ્યું "સ્વામી! માહિષ્મતી નગરીના રાજા સહસ્રાંશુએ રેવાજળમાં સ્નાન કરવા માટે તેના જળનો રોધ કર્યો હતો, તે એકસાથે છોડી દેવાને લીધે તમારી આ જિનપૂજાનો ભંગ થયો છે, અને તેજ તમારા ક્રોધનુ કારણ છે. એ રાજા સહસ્રાંશુની પાસે અનેક આત્મરક્ષક રાજાઓ અને સ્ત્રીઓ રહેલી છે." આ ખબર સાંભળી રાવણને ઘણો ક્રોધ ચડ્યો, તેથી તત્કાળ સહસ્રાંશુને જીતવાને માટે કેટલાક રાક્ષસોને મોકલ્યા. તેઓ ત્યાં ગયા ખરા, પણ સહસ્રાંશુએ કરેલા તેમના પરાભવથી તરતજ તેઓ પાછા રાવણની પાસે આવ્યા; એટલે રાવણ પોતે ત્યાં ગયો, અને બળથી સહસ્રાંશુને જીતીને પોતાની છાવણીમાં પકડી લાવ્યો. પછી હર્ષિત થઈ સભા ભરીને બેઠો, તેવામાં ત્યાં આકાશમાંથી કોઈ મુનિ આવ્યા. રાવણે તેની પૂજા કરી. 'આ મારો પુત્ર થાય છે અને મારૂ નામ શતબાહુ છે' એવું તે મુનિએ કહ્યું એટલે રાવણે તે (સહસ્રાંશુ)-ને છોડી દીધો. સહસ્રાંશુએ તત્કાળ વ્રત ગ્રહણ કર્યું.

ત્યાર પછી મરૂત્તરાજા હિંસામય યજ્ઞ કરતો હતો, તે હકીકત નારદના વાક્યથી સાંભળી દયાળુ રાવણે તેને અટકાવ્યો. પછી રાવણની આજ્ઞાથી દુર્લંઘ નગરે ઇંદ્રના દિગ્પાલ નલકુબરને જીતવાને કુંભકર્ણ વિગેરે વેગથી ગયા. તે ખબર સાંભળી નલકુબરે આશાલી વિદ્યાવડે પોતાના નગરની આસપાસ સો યોજનનો

---

૧ મોક્ષ.

એક અગ્નિનો કિલ્લો બનાવ્યો. તેને જોવાને પણ અશક્ત એવા કુંભકર્ણ વિગેરેએ પાછા આવીને તે ખબર રાવણને કહ્યા. નલકુબરની રંભા નામની પત્નીએ રાવણ-પર અનુરાગ ધરીને તેને આશાલિની વિદ્યા આપી. રાવણે તે વિદ્યાવડે અગ્નિનો કિલ્લો સંહરીને દુર્લંઘપુરને કબજે કરી લીધું અને સુદર્શન નામનાં ચક્રને સંપાદન કર્યું. પછી તે નગર ઉપર તેના અધિપતિ નલકુબરનેજ સ્થાપિત કરી 'પરસ્ત્રી અભોગ્ય છે' એવું ધારી તેની પ્રિયા તેને પાછી અર્પણ કરી. ત્યાંથી રાવણ સૈન્ય લઈને વૈતાઢ્યગિરિ ઉપર ગયો અને રથનુપુર નગરને ઘેરો નાખ્યો. તત્કાળ તેનો સ્વામી ઇંદ્ર કોપ કરીને સામો આવ્યો. 'આપણી વચ્ચે વૈર થતાં ફોગટ આ સૈન્યને મારવાથી શું થવાનું છે માટે આપણે બન્નેએજ યુદ્ધ કરવું જોઈએ.' એવું કહી રાવણે ઇંદ્રને હોંકારો કરીને બોલાવ્યો. પછી બન્ને વીર હસ્તી ઉપર ચડી વિદ્યાસ્ત્રો વર્ષાવા લાગ્યા, જેથી પર્વતો કંપાયમાન થયા અને સ્વર્ગવાસીને પણ ભયંકર થઈ પડ્યાં. પછી છળને જાણનારો રાવણ પોતાના ગજ ઉપરથી છલંગ મારી ઐરાવત ઉપર ઠેકી પડ્યો; અને ત્યાં ઇંદ્રને બાંધી ઉપાડીને વિજય મેળવી પાછો પોતાના હાથી ઉપર આવ્યો. તે વખતે રાક્ષસોનાં વિજયી સૈન્યમાં હર્ષના કોલાહલનો નાદ થયો અને પરાજય થવાથી વિદ્યાધરોનું સૈન્ય ગ્લાનિ પામી ગયું. રાક્ષસનાયક—રાવણ ત્યાંથી પાછો ફરી લંકામાં આવ્યો અને જેમ પાંજરામાં પક્ષીને પૂરે તેમ ઇંદ્રને કારાગૃહમાં નાખ્યો. તેના પિતા સહસ્રાર રાજાએ લોકપાળ સહિત રાવણપાસે આવી નમસ્કાર કરીને પુત્રભિક્ષા માગી, એટલે તેના વિનયથી શાંત થઈ રાવણે કહ્યું "જો તે ઇંદ્ર આ મારી નગરીને નિત્ય તૃણકાષ્ઠાદિથી વર્જિત કરી, જળથી અભિષેક કરે અને પુષ્પોથી પૂજે—એવી રીતની ક્રિયા નિત્ય કરે તો હું તેને છોડી મૂકું." એ પ્રમાણે કરવાનું કબુલ કરીને સહસ્રાર રાજાએ પોતાના પુત્રને કારાગૃહમાંથી છોડાવ્યો. ઇંદ્ર રથનુપુરમાં આવી સંસારથી ખેદ પામી વૈરાગ્યથી વ્રત લઇ, તપ કરીને કર્મના ક્ષયથી મુક્તિ પામ્યો.

એક વખતે રાવણે પરસ્ત્રીના સંગથી પોતાનું મરણ જાણી ગુરૂનાં વાક્યથી જે સ્ત્રી સ્વેચ્છાએ તેને ઇચ્છે નહીં તેનો ત્યાગ કર્યો.

તે અરસામાં આદિત્યનગરમાં પ્રલ્હાદ નામના રાજાની કેતુમતી નામની સ્ત્રીના ઉદરથી પવનંજય નામે એક પુત્ર થયો. તેણે માહેંદ્ર નગરના અધિપતિ માહેંદ્ર રાજાની હૃત્સુંદરી નામે રાણીના ઉદરથી જન્મ પામેલી અંજનાસુંદરી નામે કન્યાનો સ્વીકાર કર્યો (પરણ્યો). પરંતુ કોઈ પ્રકારના દોષની શંકાથી તેણે મૂળથીજ તેની સંભાળ લેવી છોડી દીધી; તેથી એ સતીધુરંધરા બાલા

દુઃખમાંજ કાળ નિર્ગમન કરવા લાગી. એક સમયે વરૂણ રાજાનો વિજય કરવાને મદદ લેવા આવેલા રાક્ષસપતિના દૂતે પ્રલ્હાદ રાજાને કહ્યું કે આપને રાવણ પોતાની મદદ માટે બોલાવે છે. તે સાંભળીને પ્રલ્હાદ રાજાને જતા રોકી પવનંજય વિનયથી પિતાની રજા લઈ માતાને નમવા આવ્યો, ત્યાં પોતાની પ્રિયાને જોઇ. તે ચરણમાં આવીને નમી તોપણ તેની અવજ્ઞા કરી. પવનંજય સૈન્યસહિત આકાશમાર્ગે ચાલીને એક સરોવરને તીરે રાત્રિવાસો રહ્યો. ત્યાં રાત્રિએ એક ચક્રવાકીને વિયોગપીડિત જોઈ. તે વખતે તેવી રીતે સંભાળ વગર દુઃખી થતી પોતાની પ્રિયા સાંભરી આવી. તત્કાળ પ્રહસિત નામના પોતાના મિત્રની સાથે વેગથી તેના આવાસમાં ગયો. ત્યાં પોતાની પ્રિયા અંજનાસુંદરીને શિથિળ પડેલી જોઈ. મધુર વચનોથી પ્રિયાને આશ્વાસન આપી કામદેવ જેવા પવનંજયે તે રાત્રિને અર્દ્ધક્ષણની જેમ તેની સાથે સુખમાં નિર્ગમન કરી. પ્રાતઃકાળે જ્યારે પવનંજય જવાને તૈયાર થયો, તે વખતે અંજનાસુંદરી બોલી “હે નાથ ! જો હું સગર્ભા થાઉં તો પછી મારે શું કરવું ?” પવનંજયે તેને અભિજ્ઞાનની મુદ્રા આપી કહ્યું કે “પ્રિયે ! ભય રાખીશ નહીં” એમ કહી માનસ સરોવર ઉપર રહેલી પોતાની છાવણીમાં આવ્યો. કેટલોક કાળ જતાં અંજનાસુંદરીના શરીરપર ગર્ભનાં ચિન્હ સ્ફુટ જોઈ કેતુમતી નામે તેની સાસુ તિરસ્કારથી બોલી “અરે ! એ કુળને કલંક આપનારી અધમ સ્ત્રી ! આ તેં શું કર્યું ? પતિ પરદેશ ગયા છતાં તું ગર્ભિણી કેમ થઈ ?” અંજનાસતી રોતી રોતી પતિની મુદ્રિકા બતાવીને પતિની ગુપ્ત રીતે આવ્યાની સર્વ વાર્ત્તા કહેવા લાગી; તથાપિ કેતુમતીએ તે માન્યું નહીં, અને તત્કાળ કોટવાળદ્વારા તેને રથમાં બેસારી માહેંદ્રપુર મોકલી આપી. તેની વસંતતિલકા નામે એક સખી સાથે રહી હતી. અંજનાના પિતાએ પણ અંજનાને દોષિત ધારી વસંતતિલકાસહિત પોતાના ઘરમાંથી કાઢી મૂકી. રાજાનાં શાસનથી કોઈ ગ્રામાદિકમાં પણ તેને નિવાસસ્થાન ન મળ્યું, તેથી રખડતી રખડતી તે કોઈક અરણ્યમાં ગઇ. ત્યાં ચારણ મુનિને જોઈ હર્ષ પામીને તેણે નમસ્કાર કર્યો. વસંતતિલકા સખીએ પ્રારંભથી તેનો વૃત્તાંત કહી બતાવીને પછી મુનિને તેનાં કર્મના પરિપાકવિષે પ્રશ્ન કર્યું; એટલે મુનિએ તેને કહ્યું “લાંતક દેવલોકમાંથી ચ્યવીને એક દેવ એના ઉદરમાં પુત્રપણે ઉત્પન્ન થયો છે, તે વિદ્યાધર થઈ તેજ ભવમાં મુક્તિએ જશે. વળી એના પૂર્વભવનું સ્વરૂપ સાંભળ. પૂર્વે કનકરથ નામના રાજાને લક્ષ્મીવતી અને કનકોદરી નામે બે પત્ની હતી. તેઓમાં લક્ષ્મીવતી શ્રાવિકા હતી. કનકોદરીએ સાપત્નભાવથી[1] એક વખતે તેની અર્હંતની પ્રતિમાનું હરણ કરીને તેની અવજ્ઞા કરી,

---

૧ શોકપણાનો ભાવ.

પણ વળી કોઈ સાધ્વીનાં વાક્યથી પાછી તેની આરાધના કરી. પ્રાંતે ધર્મનો બોધ થવાથી કનકોદરી મૃત્યુ પામીને દેવી થઈ. ત્યાંથી ચવીને આ તારી સખી અંજના થઈ છે. પૂર્વ ભવે કરેલા અરિહંતની પ્રતિમાના દ્વેષથી તે પીડાયછે; પરંતુ હવે તે કર્મ ઘણુંખરૂં ભોગવી લીધું છે." આ પ્રમાણે તેને કહીને મુનિ અંજનાને કહેવા લાગ્યા "અધુના અગણ્ય સુખને માટે તું આર્હત ધર્મ ગ્રહણ કર અને તે કર્મરૂપ શત્રુઓનો નિગ્રહ કર." આ પ્રમાણે કહીને મુનિ ગયા; પછી તે અંજના સતીએ ગંધર્વપતિ મણિચૂલની આજ્ઞાથી એક ગુફામાં રહીને એક અદ્‌ભુત પુત્રને જન્મ આપ્યો. ત્યાં દીનપણે રૂદન કરતી તેને જોઈ પ્રતિસૂર્ય નામનો એક ખેચર તેને બ્હેન ગણી પોતાની સાથે વિમાનમાં બેસારીને લઈ ચાલ્યો. વિમાન જ્યારે વેગથી ચાલ્યું, ત્યારે એ કુમાર માતાના ઉત્સંગમાંથી ઠેકીને નીચે પર્વત ઉપર પડ્યો, પરંતુ તેના દેહના ભારથી તે પર્વત ચૂર્ણ થઈ ગયો. પ્રતિસૂર્યે વેગથી નીચે આવી ભૂમિ ઉપરથી તે બાળકને લઈ લીધો અને અક્ષત શરીરે રહેવાથી હર્ષ આપનારો તે બાળક પોતાની બેન અંજનાને અર્પણ કર્યો. પછી પ્રતિસૂર્ય તેને લઇ પોતાના હનુરૂહ નામના નગરમાં આવ્યો અને આનંદથી તેનાં વાંછિત પૂરવા લાગ્યો. 'આ બાળક જન્મ્યા પછી તરત હનુરૂહ પુરમાં આવ્યો' તેથી તેના મામાએ તેનું **હનુમાન** એવું નામ પાડ્યું, અને તે ત્યાં વૃદ્ધિ પામવા લાગ્યો.

હવે પવનંજય વરૂણની સાથે સંધિ કરી, લંકેશપાસેથી પ્રસાદ મેળવી પોતાના નગરમાં આવ્યો. ત્યાં પ્રિયાનું વૃત્તાંત સાંભળી ઘણો ખેદ પામીને તે સાસરાને ઘેર ગયો, પણ ત્યાં પોતાની પ્રિયાને નહીં જોવાથી વનેવન ભમવા લાગ્યો. તેના પિતા પ્રલ્હાદ પણ તે સમાચાર સાંભળવાથી પવનંજયને અને અંજનાને શોધવામાટે વિદ્યાધરોની સાથે વેગથી પૃથ્વીપર ફરવા લાગ્યા. અહીં પવનંજય વિયોગાગ્નિને અતિ દુઃસહ ધારી પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરવા તૈયાર થતો હતો, તે પ્રલ્હાદરાજાના જોવામાં આવ્યો; એટલે તત્કાળ "હે વત્સ! આવું અવિચારી કાર્ય કર નહીં" એમ તેને પ્રલ્હાદે કહ્યું અને અટકાવ્યો, એટલામાં તો તેના મોકલેલા ખેચરો અંજનાનેસાથે લઇને ત્યાં આવ્યા. પછી સર્વે આનંદ પામી પ્રતિસૂર્ય રાજાના આગ્રહથી મહોત્સવ કરતા હનુરૂહ નગરમાં આવ્યા. ત્યાંથી બીજા સર્વે રજા લઈને પોતપોતાનાં નગરમાં અનુત્સુકપણે ચાલ્યા ગયા અને પવનંજય તથા અંજના પુત્રનીસાથે ત્યાંજ રહ્યાં. હનુમાન કુમાર ત્યાં રહી લોકોને હર્ષ આપતો વધવા લાગ્યો. અનુક્રમે તેણે સર્વકળા સંપાદન કરી અને યૌવનાવસ્થા પામ્યો. અન્યદા વરૂણસાથેનાં યુદ્ધમાં હનુમાનનું અદ્‌ભુત બળ જોઇ હર્ષ પામેલા રાવણે તેને પોતાની

કૃપાનું પાત્ર કર્યો. વરૂણની પુત્રી **સત્યવતી,** ખરવિદ્યાધરની પુત્રી **અનંગકુસુમા** અને તે શિવાય બીજી ઘણી કન્યાઓની સાથે હનુમાન કુમાર પરણ્યો. રાવણરાજા સૂર્ય વિગેરે નવ વિદ્યાધરોને જીતી, તેમને ઇંદ્રની જેમ પોતાના કામ કરનારા કરી સુખે રાજ્ય કરવા લાગ્યો.

અહીં દંડકારણ્યમાં રામચંદ્ર રહેલા છે ત્યાં એક વખતે ક્રીડાનેમાટે ફરતાં ફરતાં લક્ષ્મણે વનમાં એક ખડ્ગ જોયું. ક્ષાત્રપણાથી તે ખડ્ગને લઈ તેવડે તેની પાસે વંશજાળ હતી તેને લક્ષ્મણે કમળના નાળની જેમ છેદી નાખી; તેવામાં તો તેની આગળ કોઈનું મસ્તક કપાઇને પડેલું જોવામાં આવ્યું. તે જોઇને 'અહા! કોઈ યુદ્ધ કર્યાવગરના પુરૂષને મેં મારી નાખ્યો' એવો લક્ષ્મણને પશ્ચાત્તાપ થયો. પછી તે ખડ્ગ લઇ રામચંદ્રપાસે જઇને લક્ષ્મણે તે વૃત્તાંત તેને કહ્યો. રામે કહ્યું "તમે આ કાર્ય સારૂં કર્યું નહિ, આ ચંદ્રહાસ ખડ્ગ છે, અને એ પુરૂષ તેનો સાધનાર છે, અને તેને તમે મારી નાખ્યો છે; પરંતુ આટલામાં તેનો કોઈ ઉત્તરસાધક પુરૂષ પણ હોવો જોઈએ." તેવામાં રાવણની બેન **સૂર્પણખા** પોતાના પુત્રને આજે વિદ્યા સિદ્ધ થયેલી હશે એમ જાણી ઘણા પૂજોપચાર લઈને ત્યાં આવી, તેવામાં તો પોતાના પુત્રનું મસ્તક છેદાયેલું તેના જોવામાં આવ્યું "હે પુત્ર શંબુક! તને કયા અકાળ શત્રુએ યમદ્વારમાં પહોંચાડ્યો?" એમ પોકાર કરતી ઊંચે સ્વરે તે રૂદન કરવા લાગી. થોડીવારે તે ઠેકાણે કોઈ પુરૂષનાં પગલાંની મનોહર પંક્તિ તેના જોવામાં આવી. તેને અનુસારે આગળ જતાં તે રાક્ષસીએ કામદેવની જેવા મનોહર રામચંદ્રને જોયા. રામનાં સુંદર રૂપથી મોહ પામીને તે પોતાનું વૈર ભૂલી ગઈ, તેથી તેણે શોક છોડી દઇને સંભોગને માટે તેમની પાસે યાચના કરી. "આહા! સ્ત્રીઓને ધિક્કાર છે." પછી રામે 'હું સ્ત્રીસહિત છું માટે લક્ષ્મણની પાસે જા' એમ કહેવાથી તે લક્ષ્મણ પાસે આવી. એટલે 'માનસિક વિકારથી તું મારી ભ્રાતૃજાયા[1] થઈ ચૂકીછે તેથી હવે મારે ગ્રહણ કરવા યોગ્ય નથી' એમ કહી લક્ષ્મણે પણ તેનો ત્યાગ કર્યો. આ પ્રમાણે ઉભયથી ભ્રષ્ટ થયેલી એ દુષ્ટા રોષથી ત્યાંથી નાસીને મસ્તક કુટતી કુટતી પોતાના પતિ પાસે આવી, અને પુત્રના વધનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળતાંજ ચૌદ હજાર વિદ્યાધર સુભટોની સાથે ખરાદિ વીરો તીક્ષ્ણ કોપ કરતા રામની ઉપર ચડી આવ્યા. રામે લક્ષ્મણને કહ્યુ "વત્સ! તમે અહીં રહો, હું શત્રુઓને હણુંછું; મારા આવતાં સુધી આ તમારી ભાભીનું સ્વસ્થપણે રક્ષણ કરજો." લક્ષ્મણ બોલ્યા "આર્ય! તમારી આજ્ઞાથી હું તે શત્રુઓને એક લીલામાત્રમાં હણી નાખીશ, માટે મને

૧ ભોજાઈ

તેની સાથે યુદ્ધ કરવા જવાની આજ્ઞા આપો." રામે કહ્યું "વત્સ લક્ષ્મણ ! ત્યારે તમે જાઓ, પરંતુ જો શત્રુઓ તરફથી કાંઈ સંકટ આવે તો સિંહનાદ કરીને શત્રુઓને હણનાર એવા મને જણાવજો." આ પ્રમાણે રામની આજ્ઞાને મસ્તકવડે નમન કરવાપૂર્વક સ્વીકારીને ધનુષ્યના નાદથી અને ભુજાઓના આસ્ફોટથી શત્રુઓને ત્રાસ ઉત્પન્ન કરતા લક્ષ્મણ યુદ્ધ કરવા ચાલ્યા.

શત્રુરૂપી હાથીઓમાં સિંહ જેવા લક્ષ્મણવીર જ્યારે ક્રોધ કરી રણમાં આવ્યા, તે વખતે દુરાશયા સૂર્પણખા રાક્ષસી પોતાના ભર્ત્તાને મદદ આપવાને માટે રાવણ પાસે જઇને કહેવા લાગી "હે બંધુ ! કોઈ દેવતાના જેવા બે પુરૂષ દંડકારણ્યમાં આવ્યા છે, તેમણે તપમાં રહેલા તારા ભાણેજ શંબુકને મારી નાખ્યો છે, મારા કહેવાથી તારા બનેવી તેમનો વધ કરવા ગયેલા છે, અને તે હાલ લક્ષ્મણની સાથે યુદ્ધ કરેછે. તેનો બંધુ રામભદ્ર તેનાં બળથી અને પોતાનાં બળથી તેમજ પોતાની સ્ત્રીના સ્વરૂપથી બધાં વિશ્વને અસાર ગણે છે. તેની સુંદર કાંતા સીતાની આગળ ગૌરી તો દૂર .થયેલી છે, રંભા માનસસરોવરને છોડનારી હંસી જેવી છે, તવિષી દેવી મષી જેવી છે, ઈંદ્રાણી વિમુખ થઇ ગઈ છે, ધૃતાચી પ્રાચીન પુણ્યની નિંદા કરે છે, મેનકા યુથભ્રષ્ટ મૃગલી જેવી છે, તિલોત્તમા તિલમાત્ર પણ ઉત્તમ નથી, સાવિત્રી લજ્જીત થઈ ગઈ છે, નાગકન્યાઓ અધોભૂમિમાંજ ભ્રમણ કરનારી થઈ છે, પ્રીતિ અપ્રીતિને ઉત્પન્ન કરેછે, અને રતિ રતિનું પાત્ર નથી. એ સ્ત્રીયે રૂપના ગર્વથી સર્વ સ્ત્રીઓના સમૂહને હરાવી દીધાં છે. એવી એ મનોહર સીતા તમારેજ લાયક છતાં તેને રામ રાખી બેઠેલો છે; જ્યાંસુધી એ રમણી તારા હાથમાં આવે નહીં, ત્યાંસુધી આ તારૂં રાજ્ય, તારી દિવ્ય સ્ત્રીઓ, તારાં સ્વરૂપની અદ્ભુત શોભા અને તારૂં અપ્રતિમ બળ તે સર્વને હું બહુ માની શકતી નથી." આવાં સૂર્પણખાનાં વચન સાંભળી રાવણને સીતાપર અનુરાગ ઉત્પન્ન થયો; તેથી તત્કાળ પુષ્પકવિમાનમાં બેસીને તે રામથી પવિત્ર થયેલાં દંડકારણ્યમાં આવ્યો. ગરૂડનાં તેજવડે સર્પની જેમ રામભદ્રનાં તેજવડે જેનું અભિમાનરૂપી વિષ હણાઇ ગયું છે એવો રાવણ ચિંતા કરવા લાગ્યો—આ સીતા વિધાતાની સૃષ્ટિનું ઉલ્લંઘન કરી ત્રણ વિશ્વમાં અદ્ભુતપણે રહેલી છે, અને આ રામ દુષ્ટપુરૂષોને શિક્ષાનો આપનાર છે, તો હવે મારે શું કરવું ! એવી ચિંતામાં જેનું ચિત્ત દોલાયમાન થયેલું છે એવા રાવણે તરતજ **અવલોકીની** નામે વિદ્યાનું સ્મરણ કર્યું, એટલે તે વિદ્યા તત્કાળ ત્યાં હાજર થઇ. તેને જાનકીને હરણ કરવાનો ઉપાય રાવણે પૂછ્યો, એટલે તે વિદ્યા બોલી "બાહુથી સમુદ્ર તરવો, શરીરથી અગ્નિને સહન કરવો અને કેશરીસિંહનાં મુખમાં હાથ નાખવો—એ સર્વ સહેલું છે પણ આ કાર્ય દુષ્કર છે; પરંતુ જો આ રામ તેણે કરેલા સંકેત પ્રમાણે

લક્ષ્મણનો સિંહનાદ સાંભળીને ત્યાં જાય, તો પછી સુખેથી સીતાનું હરણ કરી શકાય. માટે હું તેવી યુક્તિ કરૂં." રાવણે કહ્યું "તેમ કરો." એટલે તે વિદ્યાએ બરાબર લક્ષ્મણના જેવો સિંહનાદ કર્યો. તે સાંભળીને સીતાના આગ્રહથી તત્કાળ રામ લક્ષ્મણને મદદ કરવા દોડ્યા. તે સમયે ચોરના માર્ગને અનુસરતો અધમ રાવણ આકાશમાંથી નીચે ઉતર્યો, અને તેના અવલોકનમાત્રથી ભય પામતી સીતાને તેણે હરી લીધી. તે વખતે "હે તાત! હે કાંત! હે ભ્રાત! હે દીયર! આ દારૂણ રાક્ષસથી મારી રક્ષા કરો" એવો પોકાર સીતા વારંવાર કરવા લાગી. સીતાનો આવો આર્ત્તપોકાર સાંભળી પેલો જટાયુપક્ષી ક્રોધ કરીને ત્યાં આવ્યો, અને સીતાને આશ્વાસન આપી રાવણના મુખને નખથી તોડવા લાગ્યો. ક્રોધ પામેલા રાવણે ખડ્ગ ખેંચી જટાયુને મારી નાખ્યો, તેથી સીતા વિશેષ ભય પામી અને ભામંડલને સંભારવા લાગી. "હે બંધુ ભામંડલ! મારી રક્ષા કર! રક્ષા કર!" આ શબ્દો ભામંડલના અનુચર રત્નજટી નામના વિદ્યાધરે સાંભળ્યા, એટલે તે સીતાને જાણી ત્યાં દોડી આવ્યો. તેને પછવાડે આક્ષેપ કરતો આવતો જોઈને લંકાપતિએ પોતાની વિદ્યાથી તેની વિદ્યાઓ હરી લીધી જેથી તે ભૂમિઉપર પડી ગયો. પછી લંકેશ નિર્વિઘ્ને ગમન કરી પોતાને સ્થાને આવ્યો; પરંતુ જ્યારે સીતાએ તેની સ્ત્રી થવાની ઇચ્છા કરી નહીં એટલે તેને ખેચરીઓની સાથે દેવરમણ ઉદ્યાનમાં રાખી.

અહીં લક્ષ્મણ રામને આવેલા જોઇ શત્રુઓને મૂકી દઇ કહેવા લાગ્યા "આર્ય! સીતાને એકલાં મૂકી અહીં કેમ આવ્યા?" રામે કહ્યું, "તમારો સિંહનાદ સાંભળીને આવ્યો છું." લક્ષ્મણે કહ્યું, "મેં સિહનાદ કર્યો નથી, તેથી જરૂર કોઈએ આપણને છેતરી લીધા જણાય છે, માટે સત્વર પાછા જાઓ અને સીતાની રક્ષા કરો; હું શત્રુઓને મારીને હમણાંજ આવુંછું." તત્કાળ રામ સ્ખલિત થતા શીઘ્રતાથી પાછા આવ્યા. નિવાસસ્થાને આવીને જોતાં રામે જાનકીને દીઠાં નહીં એટલે તત્કાળ મૂર્છા પામ્યા. વનના પવનથી ક્ષણવારે સંજ્ઞા મેળવી અત્યંત રૂદન કરવા લાગ્યા. પછી તેને શોધવા માટે આમતેમ ભમતા ભમતા જ્યાં જટાયુ મરવાની તૈયારીમાં હતો ત્યાં આવ્યા, અને તેને નવકારમંત્ર સંભળાવી સ્વર્ગે પહોંચાડ્યો. પછી ખર, ત્રિશિરા અને દૂષણને સુભટોની સાથે હણી લક્ષ્મણ વિરાધ મિત્રને લઇને પાછા વળ્યા. લક્ષ્મણ સ્વસ્થાને આવી કીકીવિનાના લોચનની જેમ શુદ્ધિવિનાના અને સીતાવગરના રામને જોઇ નેત્રમાંથી અશ્રુજળ મૂકતાં બોલ્યા, "જ્યેષ્ઠબંધુ! હું તમારી આજ્ઞાથી શત્રુઓને જીતીને આવ્યો છું; આ શું છે? મારાં પૂજ્ય ભાભી ક્યાં છે?" એ સાંભળી રામ તેને આલિંગન કરીને બોલ્યા, "સીતાનું હરણ થયું જણાય છે." લક્ષ્મણે કહ્યું, "જે મારી જેવો સિહનાદ થયેલો, તે

જરૂર સીતાના હરણને માટે કોઇ માયાવીએ કર્યો હશે. હે જ્યેષ્ઠબંધુ ! હવે કાયરપણું છોડી દો, હું સીતાને સત્વર શોધી લાવીશ." આપ્રમાણે આશ્વાસન કરેલા રામ અનુજ બંધુ સાથે ત્યાં ભમવા લાગ્યા. પછી વિરાધે પોતાના કેટલાક સેવકોને સીતાની શોધ માટે મોકલ્યા, પરંતુ સીતાને કોઇ ઠેકાણે નહીં જોતાં તેઓ ત્યાં પાછા આવ્યા; તેથી અનુજ બંધુસહિત રામ અને વિરાધ વિશેષ દુઃખી થયા. પછી બન્ને ભાઇ વિરાધસહિત પાતાલલંકામાં ગયા, ત્યાં ખરના પુત્ર સુંદને હઠથી જીતી લઇ તે રાજ્યઉપર વિરાધને બેસાર્યો.

એક વખતે સુગ્રીવ ક્રીડા કરવા ગયો હતો ત્યાં સાહસગતિ નામે ખેચર વિદ્યા સાધીને કિષ્કિંધા નગરીમાં આવ્યો. તે પ્રતારણી વિદ્યાથી સુગ્રીવના જેવો વેષ ધારણ કરી તારાની અભિલાષાથી કામાતુર થઇને અંતઃપુરમાં પેઠો. તેવામાં તો જે સત્ય સુગ્રીવ હતો તેપણ ત્યાં આવ્યો એટલે દ્વારપાળોએ તેને અટકાવ્યો અને કહ્યું "સુગ્રીવતો અંદર ગયેલા છે." તે વખતે વાળીનો પુત્ર ચંદ્રરશ્મિ ત્યાં હાજર હતો, તેણે માતાની રક્ષા કરવામાટે બંને સુગ્રીવોનું સરખાપણું જોઇને અંદર જઇ પેલા માયાવી સુગ્રીવને અંતઃપુરમાં જતાં રોક્યો. પછી તે વાતની અડધી અડધી ખબર પડવાથી બંને પક્ષના પરાક્રમી વીરોની ચૌદ અક્ષૌહિણી સેના એકઠી થઇ. મ્હોટા યુદ્ધમાં વીરલોકોની સાથે યુદ્ધ કરતાં પેલા જાર સુગ્રીવથી સત્ય સુગ્રીવનાં અસ્ત્રો ક્ષીણ થઈ ગયાં. પછી નગરની બાહેર રહી તે અંતરમાં ચિંતવન કરવા લાગ્યો "અતુલ બળ ધરનારો અને અક્ષત પરાક્રમવાળો વાલી ખરેખર સુકૃતી થઈ ગયો કે જે દીક્ષા લઈ સુસંયમી થઇ પરમપદને પામી ગયો. તેના પુત્ર ચંદ્રરશ્મિને પણ ધન્ય છે કે જે બળવાન્ વીરે અમારા બંનેનો ભેદ ન સમજવાથી રક્ષા કરવા યોગ્ય અને કાઢી મૂકવા યોગ્ય કોણ છે તે ન જાણવાને લીધે તે કપટી સુગ્રીવને અંતઃપુરમાં જતો અટકાવ્યો. અત્યારે મારી સહાય કરનાર તો માત્ર એક ખર વિદ્યાધર હતો તેને પણ રામે મારી નાખ્યો છે, માટે હવે તો વિરાધના ઉપકારી એ રામભદ્રનોજ આશ્રય કરૂં." આવો વિચાર કરી પ્રથમ દૂત મોકલી વિરાધને પૂછાવીને અનુજ બંધુસહિત રહેલા શ્રીરામને શરણે આવ્યો અને હર્ષથી તેમને નમસ્કાર કર્યો. પછી દયાળુ રામ લક્ષ્મણને સાથે લઈ કિષ્કિંધા નગરીએ આવ્યા. ત્યાં નગર બહાર રહી પેલા માયાવી સુગ્રીવને યુદ્ધ કરવા પરિવાર સહિત બોલાવ્યો. તે નગર બહાર આવ્યો એટલે બંને સુગ્રીવનું સાદૃશ્ય જોઈ રામ અનભિજ્ઞ[1] થઇ ગયા. તેથી તેનો ભેદ કરવાને માટે વજ્રાવર્ત્ત ધનુષ્યનો વ્યાઘાત કર્યો. તેના નાદથી કપટ સુગ્રીવની વેષપરાવર્તની[2] વિદ્યા પલાયન કરી ગઈ. પછી રામે

---

૧ સાચા ખોટાને ઓળખી શક્યા નહીં. ૨ બીજું રૂપ કરવાની વિદ્યા

એક બાણથી કપટ સુગ્રીવને પ્રાણરહિત કરી દીધો. સત્ય સુગ્રીવનો સર્વ પરિવાર એકઠો થયો એટલે દાશરથીએ તેને તેનાં રાજ્યઉપર પુનઃ બેસાર્યો. તે સમયે અવસરને જાણનાર વિરાધ અને અગાધ બળવાળો ભામંડલ પરિવાર સાથે ત્યાં આવ્યા. જાંબવાન્, હનુમાન્, નીલ, નિષધ, ચંદન, ગવાક્ષ, અને અંગદ વિગેરે બળવાન્ વીરોને સુગ્રીવે એકઠા કર્યા. પછી કપીશ્વર સુગ્રીવે સીતાને રાવણ હરી ગયો છે એવા ખબર મેળવીને રામની આજ્ઞાથી તેની ખાત્રી કરવાને માટે મહાબળવાન્ અને વિનીત એવા હનુમાન્‌ને મોકલ્યા.

સીતા કે જે પરભાર્યા[1] થવાને ઇચ્છતી નહોતી તેને પોતાની પત્નીઓદ્વારા રાવણ અહર્નિશ સમજાવતો હતો. વિભીષણાદિક સજ્જનોએ અને મંત્રીઓએ રાવણને વારંવાર સમજાવ્યો, તો પણ તેણે જાનકીને છોડી નહીં, કારણ કે **ભવિતવ્યતા કદિપણ ફરતી નથી.**

હવે વાયુનો પુત્ર હનુમાન્ આકાશમાં ચાલતાં માહેંદ્ર પર્વત ઉપર આવ્યો. ત્યાં પોતાના માતામહ મહેંદ્ર રાજાનું નગર જોઈ વિચાર કરવા લાગ્યો કે આ મહેંદ્રે મારી નિરપરાધી માતાને કાઢી મૂકી હતી, તો તેને કાંઈ પણ મારૂ બળ બતાવું. આવો વિચાર કરી હનુમાને ક્રોધથી સિંહનાદ કર્યો. તે સાંભળી માહેંદ્ર રાજાએ કોપથી નગર બહાર નીકળી યુદ્ધને માટે હનુમાન્‌ને બોલાવ્યો. ચિરકાળ યુદ્ધ કરીને પ્રાંતે[2] મોહ પામેલા માતામહને નમસ્કાર કરી પોતાનું સ્વરૂપ જણાવી હનુમાન્ પોતાના સ્વામીનું કાર્ય કરવાની શીઘ્રતા[3] હોવાથી ત્યાંથી નીકળ્યો. અનુક્રમે લંકાના પરિસર ભાગમાં આવી આશાળીવિદ્યાને હણી હનુમાને રણમાં આવેલા વજ્રમુખને માર્યો. પછી પવનકુમાર[4] લંકાસુંદરીને પણ જીતી ગાંધર્વવિધિવડે તેની સાથે પરણ્યો, અને તે રાત્રિ તેની સાથે આનંદમાં નિર્ગમન કરી. પ્રાતઃકાળે વિભીષણને ઘેર આવ્યો. હનુમાનનાં વચનથી વિભીષણ રાવણને સમજાવવા ગયો અને હનુમાન ત્યાંથી ઠેકી જ્યાં સીતા રહેલાં છે, તે વનમાં આવ્યો. ત્યાં રાક્ષસીઓથી વીંટાએલી, મલિન વસ્ત્રને ધરનારી અને ક્ષુધાથી ગ્લાનિ પામેલી સીતા રામના નામનું રટણ કરતી જોવામાં આવી. તેને જોઈ હનુમાને વિચાર્યું કે સીતા ખરેખર વિશ્વપાવની સતી છે. આવી રૂપસંપત્તિવાળી સતીને માટે રામ ખેદ કરેછે તે ઉચિતજ છે. પછી કપિરાજે ગુપ્ત રહી રામની આપેલી મુદ્રા સીતાના ઉત્સંગમાં નાખી. તે મુદ્રિકા[5] જોઈને સીતા હર્ષથી ઉચ્છ્વાસ પામ્યાં. સીતાને હર્ષ પામેલાં જોઈ ત્રિજટા રાક્ષસીએ તે વાર્ત્તા રાવણને કહી, એટલે રાવણે કૃતકાર્યમાં પંડિત એવી પોતાની સ્ત્રી મંદોદરીને સીતાપાસે મોકલી. સીતાએ મંદોદરીનો તિરસ્કાર કર્યો તે જોઈ

---

૧ બીજાની સ્ત્રી   ૨ છેવટે   ૩ ઉતાવળ   ૪ હનુમાન્   ૫ વીંટી

પવનકુમાર શિશપાના વૃક્ષઉપરથી નીચે ઉતરી પ્રણામ કરીને બોલ્યો, "માતા! તમારા સ્વામી રામ અનુજ બંધુસાથે કુશળ છે. રાવણનો અંત લાવનાર અને પવન તથા અંજનાનો પુત્ર હું હનુમાન્ નામે તેમનો દૂત છું. તેઓ દંડકારણ્યમાં રહ્યા છે, તેમની આજ્ઞાથી હું અહીં આવ્યોછું." તે સાંભળતાંજ સીતા ઘણાં ખુશી થયાં અને તેને આશિષ આપી. પછી હનુમાન્‌ના આગ્રહથી રામભદ્રના સમાચાર સાંભળવાના હર્ષે કરીને એકવીશ દિવસે સીતાએ પારણું કર્યું. પછી સીતાની પાસેથી ચૂડામણિનું અભિજ્ઞાન[1] લઇ મારૂતિ[2] ત્યાંથી ચાલ્યો અને દેવરમણ ઉદ્યાનનાં વૃક્ષો તેણે ભાંગી નાખ્યાં. તે શિવાય વનપાલકોને હણી રાવણના પુત્ર અક્ષકુમારને પણ મારી નાખ્યો. પછી દશમુખનો[3] મોટો પુત્ર ઇંદ્રજીત આવી નાગપાશવડે હનુમાન્‌ને બાંધીને રાવણની પાસે લઈ ગયો. રાવણે દુર્વાક્ય કહ્યું, તે સાંભળી હનુમાને ક્રોધ કરી નાગપાશ તોડી રાવણના મુગટને ચરણના આઘાતથી ભાંગી નાખ્યો.

પછી તે કપિ લંકાનગરીને ભાંગી, ત્યાંથી વેગવડે આકાશમાં ઉડીને રામનીપાસે આવ્યો, અને રામને નમસ્કાર કરી સીતાનો ચૂડામણિ અર્પણ કર્યો. જાણે સાક્ષાત્ સીતા આવ્યાં હોય તેમ ધારી ચૂડામણિને આલિંગન કરીને રામે પ્રેમથી પવનકુમારની સંભાવના કરી. પછી રામની આજ્ઞાથી સુગ્રીવ વિગેરે સર્વ કપિવીરોએ યુદ્ધમાં આદર કરી સંભ્રમથી પ્રયાણનાં વાજિંત્રો વગડાવ્યાં. સર્વ ખેચરો વિમાનવડે આકાશને આચ્છાદન કરતા ચાલ્યા. રામલક્ષ્મણસહિત સુગ્રીવ વિગેરે સુભટોને જોઇ રાવણના સેતુ અને સમુદ્રનામે બે સુભટો લડવા આવ્યા. તેમને રામે સમુદ્રના આંગણામાંજ બાંધી લઇને રાવણની સીતાવિષેની આશાને છેદી નાખી. પછી સુવેલ પર્વતપર રહેનારા સુવેલ નામના રાજાને જીત્યો. ત્યાર પછી લંકાની નજીકમાં હંસદ્વીપમાં રહેનારા હંસરથરાજાને જીતી લીધો. જ્યારે રામચંદ્ર નજીક આવ્યા, ત્યારે લંકાનગરી ક્ષોભ પામી ગઈ. રાવણે ક્રોધથી રણતૂર્ય વગડાવ્યા. રામને આવેલા જાણી ડાહ્યો વિભીષણ કે જે અનુજ છતાં ગુણવડે શ્રેષ્ઠ હતો તેણે રાવણપાસે આવી પ્રણામ કરી કહ્યુ, "હે દેવ! તમે વિચાર્યા વગર પરસ્ત્રીનું હરણ કર્યું છે, તો હવે અભ્યાગતરૂપે આવેલા રામને તે સત્વર પાછી આપી દ્યો. માત્ર એક પરસ્ત્રીને માટે આ રાજ્યનો અને પાપથી પતિત થઇને પરલોક (સ્વર્ગ) નો પણ શામાટે ત્યાગ કરો છો? કદિ આપણા સુભટ સમુદ્ર અને સેતુના બંધથી[4]

---

૧ નિશાની. ૨ હનુમાન ૩ રાવણ. ૪ અહીં ટબો પુરનારે 'સમુદ્રઉપર સેતુ (પાળ) બાંધવાથી' એવો અર્થ કર્યો છે, પરંતુ જૈનરામાયણમાં જોતા એ અર્થ બરાબર જણાતો નથી. વળી આકાશમાર્ગે જતા હોવાથી પાળની જરૂર પણ નથી. ભા. ક.

તમને પ્રતીતિ ન થતી હોય તો રામના દૂતતરીકે આવેલા તેના એક સેવક–હનુમાને જે કરી બતાવેલું છે તેનું સ્મરણ કરો. જેને કોપ છતાં પણ ક્ષમા છે, બળ છતાં પણ નીતિ છે અને જે લઘુ છતાં પણ ઉદયવાળા છે એ રામ સદા વિજયી છે." શત્રુની પ્રશંસાથી ક્રોધ પામેલા રાવણે **વિભીષણને** લંકામાંથી કાઢી મૂક્યો, એટલે તેણે આવીને વત્સલ એવા રામનું શરણ લીધું. વિભીષણની પછવાડે રાક્ષસો અને ખેચરોની ત્રીશ અક્ષૌહિણી સેના નીકળી, તેને રામે પ્રીતિથી બોલાવી. પછી વિભીષણને લંકાનું રાજ્ય આપવાની કબૂલાત આપીને સૈન્યથી પૃથ્વીને કંપાવતા રામે લંકાનગરીને વીંટી લીધી. તે સમયે રાવણના કોટિગમે બળવાન્ સુભટો ભુજાસ્ફોટ કરતા કરતા નગરીની બહાર નીકળ્યા. શિલા, વૃક્ષ અને લોહના અસ્ત્રો પરસ્પર ફેંકવાવડે રામ અને રાવણના સૈનિકોની વચ્ચે ઘણા વખતસુધી દારૂણ યુદ્ધ ચાલ્યું. બાણ અને પાષાણોના સંપર્કથી[1] ઉઠેલો અગ્નિ વૃક્ષોને બાળતો રણતીર્થે મૃત્યુ પામેલા વીરોના મૃતસંસ્કારને માટે થઈ પડયો. તે મોટી લડાઈમાં પરસ્પર જય મેળવવાની ઇચ્છાએ સુભટો અતિ ઉદ્ધત થવાથી જયલક્ષ્મી દોલાયમાન થવા લાગી. જ્યારે વિજય થવામાં કાંઈક સંદેહ થયો ત્યારે રામે ભ્રકુટિની સંજ્ઞાથી પ્રેરેલા હનુમાન્ વિગેરે સુભટો યુદ્ધ કરવાને માટે નજીક આવ્યા. તેમનાથી રાક્ષસ સૈન્યમાં ભંગ થયો એટલે **હસ્ત** અને **પ્રહસ્ત** નામે બે વીર રથમાં બેસી કરમાં ધનુષ્ય લઇને યુદ્ધ કરવા માટે દોડતા આવ્યા. તેમને આવતા જોઈ **નલ** અને **નીલ** નામના બે મહાકપિ રામની સેનામાંથી નીકળી તેની સન્મુખ ઊભા રહ્યા. તેઓએ હસ્ત પ્રહસ્તસાથે યુદ્ધ કરવા માંડ્યું. તેમના રથોના નિર્ઘોષને જાણે સહન કરી શકતી નહોય તેમ પૃથ્વી શબ્દ કરતી ચોતરફથી ફાટવા લાગી. અનુક્રમે નલ કપિએ હસ્તને અને નીલ કપિએ પ્રહસ્તને મારી નાખ્યો. તત્કાળ દેવતાઓએ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરી. હસ્ત અને પ્રહસ્તનું મરણ થયું એટલે રાવણની સેનામાંથી **મારીચ, સિંહજઘન, સ્વયંભુ, સારણ, શુક, ચંદ્રાર્ક, ઉદ્દામ, બીભત્સ, કામાક્ષ, મકરજ્વર, ગભીર, સિંહરથ,** અને બીજા કેટલાક રથી વીરો યુદ્ધ કરવા માટે સૈન્યની આગળ આવ્યા. તેમની સામે **મદનાંકુર, સંતાપ, પ્રથિત, આક્રોશનંદન, દુરિત, અનઘ, પુષ્પાસ્ત્ર, વિઘ્ન,** અને **પ્રીતિકર** વિગેરે વાનરો થયા, અને તેમની સાથે યુદ્ધ કરી તે રાક્ષસોને મારી નાખ્યા. તે સમયે સૂર્ય અસ્ત પામ્યો એટલે સર્વ સૈન્ય પોતપોતાનાં સ્થાનમાં ગયું. જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે રાવણની ભ્રકુટિએ પ્રેરાયેલા અનેક રાક્ષસ યોદ્ધાઓ રામની સેના સાથે યુદ્ધ કરવા આવ્યા. તે વખતે 'વીરર-

[1] સંબંધ

સવડે ઉદ્ભટ થઈ નટડીની જેમ હાથમાં રહેલી ખડ્ગલતાને નચાવતા બાણોથી આકાશને આચ્છાદન કરતા, શબ્દોથી દિશાઓને ગજાવતા, પગથી પૃથ્વીને ફાડતા, પર્વતોને કંપાવતા, સમુદ્રને ઉદ્રેલ કરતા, વૃક્ષોને ભાંગતા અને ચારેતરફ ઉછળતા એવા રામના સુભટો તેમને મારવા લાગ્યા. પછી રાવણે હુંકારો કર્યો એટલે તેના પ્રેરેલા રાક્ષસોએ વૃક્ષોને જળના કલ્લોલ ભગ્ન કરે તેમ વાનર સુભટોને ભગાડ્યા. પછી યુદ્ધ કરવાને ઉઠેલા સુગ્રીવને અટકાવી હનુમાન્ વીર કોપ કરી રાક્ષસોની સેનામાં પેઠો. તે વખતે **માલી** નામે રાક્ષસ ધનુષ્ય ને ભાથાં લઈ મોટી ગર્જના કરતો ક્રોધવડે આક્ષેપ કરી હનુમાન્‌ની સાથે યુદ્ધ કરવાસારૂ આવ્યો. પરસ્પર અસ્ત્રોના સંપાતવડે અસ્ત્રોને તોડી નાખતા તે બન્ને વીર ક્રોધવડે પ્રલયકાળના બે સૂર્ય ઉદિત થયા હોય તેમ વિશ્વને દુ:પ્રેક્ષ્ય થઇ પડ્યા. જેવામાં શ્રીશૈલે માલી રાક્ષસને પોતાની હાથચાલાકીથી અસ્ત્રરહિત કરી દીધો, તેવામાં **વજ્રોદર** નામે એક રાક્ષસ યુદ્ધ કરવા આવ્યો. તે વખતે ગર્જનાથી દિશાઓને બધિર કરતા પવનકુમારે પર્વતને વરસતાં વાદળાંઓ જળવડે ઢાંકી દે તેમ બાણવડે તેને ઢાંકી દીધો. તે વખતે 'અહા! આ બન્ને વીર પરસ્પર એક બીજાને બાધા કરી શકતા નથી તેથી સરખા છે' એવી લોકવાણીને નહીં સહન કરનારા પવનકુમારે તેને તત્કાળ મારી નાખ્યો. વજ્રોદરના વધથી ક્રોધ પામી રાવણના પુત્ર **જંબુમાલી**એ તિરસ્કારથી હનુમાન્‌ને યુદ્ધ કરવા માટે બોલાવ્યો તત્કાળ હનુમાન્ સન્મુખ આવ્યો. પછી વીર હનુમાને જંબુમાલીને રથ ઘોડા અને સારથિવગરનો કરી મૂકી લાકડીથી મુગટપરની જેમ મુદ્‌ગરથી તેના મસ્તકપર ઘા કર્યો. જંબુમાલી મૂર્છા પામ્યો એટલે **મહોદર** અને બીજા રાક્ષસવીરો હનુમાન્ ઉપર દોડ્યા આવ્યા. પવનકુમારે બાણવડે કોઇને મુખપર, કોઇને ભુજાઓમાં, કોઇને હૃદયમાં અને કોઇને કુક્ષિમાં મારવા માંડ્યા. તે વખતે રાક્ષસસેનાનો ભંગ જોઈ તેને નહીં સહન કરનાર **કુંભકર્ણ** વિકરાળ મુખવાળો થઈ હાથમાં ત્રિશૂલ લઇને માર્ગનાં વૃક્ષોને ભાંગતો દોડી આવ્યો. તેણે ચાર બાજુ વાનરોનો નાશ કરવા માંડ્યો, તે જોઈ કુમુદ, અંગદ અને **માહેંદ્ર**ને સાથે લઈ **સુગ્રીવ** રાજા વેગથી દોડતો આવ્યો, અને બીજાં ભામંડળ વિગેરે વીરો પણ ઘણાં અસ્ત્રોને વર્ષાવવા લાગ્યાં. તેઓને કુંભકર્ણે મહા ઉદ્ધત સ્વાપશસ્ત્રથી ક્ષણવારમાં નિદ્રાલીન કરી દીધા. પછી સુગ્રીવે પ્રબોધિની વિદ્યાવડે પોતાના સૈન્યને જાગ્રત કરી ગદાવડે શત્રુના રથ અને ઘોડાઓને ભગ્ન કર્યા, એટલે કુંભકર્ણે પણ રોષથી હાથમાં મુદ્‌ગર લઈને જીર્ણ ભાંડની પેઠે સુગ્રીવના રથને ચૂર્ણ કરી નાખ્યો. સુગ્રીવે

૧ વીજળી.

શિલાને તોડી નાખે તેવા મુદ્‌ગરના ઘાતથી વિદ્યુત્[1] શસ્ત્રની પેઠે કુંભકર્ણને પૃથ્વીપર પાડી નાખ્યો. પોતાના ભ્રાતાને મૂર્છા પામેલો જોઈને ક્રોધ પામેલા રાવણને અટકાવી, ઇંદ્રજીત્ કપિસૈન્યમાં પેઠો. તેણે કપિસૈન્યને ઘણો ઉપદ્રવ પમાડયો; તે વખતે ગર્વ કરતા 'ઇંદ્રજીત્‌ને સુગ્રીવે ક્રોધથી યુદ્ધ કરવા બોલાવ્યો, અને તેના નાનાભાઈ મેઘવાહનને ભામંડળે બોલાવ્યો. તે ચારે મહાવીરો પરસ્પર આસ્ફાલન કરતા પૃથ્વી, સાગર, દિગ્ગજ અને પર્વતોને ક્ષોભ કરવા લાગ્યા. પ્રાંતે આયુધ ઉગામીને ક્રોધ પામેલા ઇંદ્રજીતે અને મેઘવાહને કપીશ્વર સુગ્રીવ અને ભામંડળને નાગપાશથી બાંધી લીધા. અહીં થોડીવારે સંજ્ઞા મેળવીને કુંભકર્ણે ગદાવડે હનુમાન્‌ને પ્રહાર કરી મૂર્છિત કરી દઈને પોતાની કાખમાં ઉપાડયો. તે સમયે અંગદસુભટે કુંભકર્ણને યુદ્ધ કરવા બોલાવ્યો. તેની સાથે યુદ્ધ કરતાં તેની ભુજા ઊંચી થઈ એટલે તેમાંથી પવનકુમાર વેગવડે બહાર નીકળી ગયો. અહીં વિભીષણ રામને નમી રથમાં બેસી નાગપાશવડે બંધાએલા ભામંડળને અને કપીશ્વર સુગ્રીવને છોડાવવા આવ્યો. આ વિભીષણકાકા પિતાસમાન હોવાથી તેમની સાથે યુદ્ધ કરવું યુક્ત નથી, એવું ધારી ઇંદ્રજીત્ અને મેઘવાહન રણમાંથી નાસી ગયા. એવામાં પૂર્વે અંગીકાર કરેલા વરદાનવાળો ગરૂડદેવ અવધિજ્ઞાનવડે રામનું સ્મરણ આવવાથી તત્કાળ ત્યાં આવ્યો. રામને **સિંહનિનદા** વિદ્યા, રથ, હળ અને મુશલ તથા લક્ષ્મણને **ગારૂડીવિદ્યા**, રણમાં શત્રુઓનો નાશ કરનારી **વિદ્યુદ્દના** ગદા અને બીજાં અસ્ત્રો આપી તે દેવ અંતર્ધાન થઈ ગયો. ગારૂડીવિદ્યાના યોગથી ગરૂડ જેનું વાહન થયેલ છે એવા લક્ષ્મણને જોવાથી સુગ્રીવ અને ભામંડળના નાગપાશના સર્પો નાસી ગયા. તેથી રામનાં બધાં સૈન્યમાં જયનાદ થયો અને રાક્ષસોનું સૈન્ય ગ્લાનિ પામ્યું. તે સમયે સૂર્ય પણ અસ્ત થઈ ગયો.

પ્રાતઃકાળે રાક્ષસવીરોએ કપિસૈન્યને ભગ્ન કર્યું એટલે સુગ્રીવ પ્રમુખ વીરોએ આવીને નિશાચરોને નસાડી મૂકયા. રાક્ષસસૈન્યનો ભંગ થવાથી ક્રોધ પામેલો રાવણ, ઇંદ્રજીત્ અને કુંભકર્ણ વિગેરે મહાપરાક્રમી વીરોને લઈને પોતે યુદ્ધ કરવા આવ્યો. તે સમયે યુદ્ધ કરવાને તૈયાર થતા રામને અટકાવીને વિભીષણ રાવણની પાસે આવી પ્રીતિવડે તેને નિવારીને બોધ કરવા લાગ્યો, "હે બંધુ! હજુ સુધી મારૂં વચન માન્ય કરી જાનકીને છોડીદે; કેમકે યમરાજની જેમ આ **રામ** તારા કુળનો અંત કરવા આવ્યા છે." તે સાંભળી રાવણ બોલ્યો "હે વિભીષણ! મારાથી હણાતો એવો તું ભય પામીને એ વનેચરને આશ્રિત થયેલો છે, તે છતાં મને બીવરાવે છે." આ પ્રમાણે કહીને તેણે ધનુષ્યનું આસ્ફાલન કર્યું એટલે બન્ને વીરોએ શસ્ત્રોની વૃષ્ટિ

કરતાં મોટું યુદ્ધ આરંભ્યું. તે વખતે રામ કુંભકર્ણની સાથે, લક્ષ્મણ ઈંદ્રજિતની સાથે, નીલ સિંહજઘનની સાથે, દુર્મેઘ ઘટોદરની સાથે, સ્વયંભૂ દુર્મતિની સાથે, નલ શંભુ સાથે, અંગદ મયની સાથે, સ્કંદ ચંદ્રણખની સાથે અને ચંદ્રોદરનો પુત્ર વિઘ્નની સાથે, ભામંડળ કેતુની સાથે, જંબુમાલી શ્રીદત્તની સાથે, હનુમાન્ કુંભની સાથે, સુગ્રીવ સુમાળની સાથે, કુંદ ધૂમની સાથે અને ચંદ્રરશ્મિ સારણ રાક્ષસની સાથે એવી રીતે કપિઓ અને રાક્ષસોનું પરસ્પર યુદ્ધ ચાલતાં ઈંદ્રજિતે ક્રોધ કરી લક્ષ્મણની ઉપર **તામસ** નામે એક શસ્ત્ર મૂક્યું. તે અસ્ત્રને લક્ષ્મણે **તપનાસ્ત્ર**વડે નિવારી દીધું. પછી ઈંદ્રજિત્‌ને નાગપાશથી બાંધી લક્ષ્મણે પોતાની છાવણીમાં મોકલી દીધો, રામે પણ કુંભકર્ણને નાગપાશથી બાંધી પોતાના સૈન્યમાં મોકલી દીધો અને બીજા રાક્ષસોને પણ રામના વીરોએ બાંધી લીધા. તે જોઈ રાવણે ક્રોધથી વિભીષણનો વધ કરવાને એક ત્રિશૂળ નાખ્યું, તેને લક્ષ્મણે બાણવડે વચમાંથીજ છેદી નાખ્યું. પછી રાવણે ધરણેંદ્રે આપેલી શક્તિ હાથમાં લીધી, અને ધગ્‌ધગ્ કરતી તે શક્તિને ક્રોધથી આકાશમાં ભમાડવા લાગ્યો. તે વખતે લક્ષ્મણવીરે રામનો ભાવ જાણી સત્વર વિભીષણની આગળ આવી રાવણને અત્યંત આક્ષેપ કર્યો. રાવણે ગરૂડપર રહેલા લક્ષ્મણને જોઈને કોપથી રાતાં નેત્ર કરી તેની ઉપર કલ્પાંતકાળનાં વજ્ર જેવી અતિ કાંતિવાળી તે શક્તિ મૂકી. શસ્ત્રના સમૂહને પણ અવગણીને તે શક્તિ લક્ષ્મણની છાતીપર પડી, તેથી લક્ષ્મણ તત્કાળ મૂર્છા પામ્યા, અને તેની છાવણીમાં સર્વત્ર શોક પ્રવર્ત્યો. તે વખતે રામ મહાક્રોધયુક્ત થઈ પંચાનનરથપર બેસી હાથીની સાથે સિંહની જેમ રાવણની સાથે યુદ્ધ કરવા આવ્યા. તેમણે પ્રથમ તો રાવણના પાંચ રથ ભાંગી નાખ્યા, એટલે તેનાં વીર્યને નહિ સહન કરનાર રાવણ પોતાના નગરમાં ચાલ્યો ગયો. પછી સૂર્ય અસ્ત પામતાં રામ લક્ષ્મણની પાસે આવ્યા, અને તેની મૂર્છિત અવસ્થા જોઈ રામ પણ મૂર્છિત થયા, પછી સાવચેત થઇને વિલાપ કરવા માંડ્યો "હે બંધુ લક્ષ્મણ! શત્રુઓના સમૂહને માર્યાવગર, મને જાનકી સોંપ્યાવગર, અને વિભીષણને પ્રતિજ્ઞાથી આપેલુ લંકાનું રાજ્ય આપ્યાવગર અહિ આ **રામ**ને શત્રુઓથી વીંટાઈ રહેલા અને કુલવર્જિત[1] કેમ મૂકાછો? અથવા હે વીર! તેમાં તારો દોષ નથી, હું પોતેજ હજુ શામાટે જીવુંછું? હે સુગ્રીવ! આ મારૂં કાર્ય સાધ, હે હનુમાન્! આગળ થા, હે ચદ્રરશ્મિ! ઉત્સાહી થા, હે ભામંડળ! ઉદ્યમી થા. પરંતુ અહીં કોઈ મારૂં નથી કે જે આ મારા અનુજબંધુને સજ્જ કરે." એવી રીતે રામ શૂન્ય મને મૂર્છા પામીને વિલાપ કરવા લાગ્યા. તે વખતે વિભીષણ બોલ્યો, "હે વિભુ! ધૈર્ય ધરો, કેમકે

૧ પોતાના કુળ (કુટુબ)નુ કોઈ સાથે નથી એવી સ્થિતિમા

જે પુરૂષ આ શક્તિથી હણાયછે તે એક રાત્રિ સુધીજ જીવેછે, માટે તેમાં કાંઈ ઉદ્યમ કરો." 'બહુ સારૂં' એવું રામે કહ્યું, એટલે સુગ્રીવ વિગેરે વીરોએ વિદ્યાથી રામ અને લક્ષ્મણની આસપાસ ચાર દ્વારવાળા સાત કિલ્લા કર્યા. સ્વામીના દુ:ખથી દુ:ખી એવા સુગ્રીવ, અંગદ, ચંદ્રાંશુ, અને ભામંડળ વિગેરે ખેચરો તે કિલ્લાને વીંટાઈ રહ્યા. તે સમયે ભામંડળનો **ભાનુ** નામે એક મિત્ર જે વિદ્યાધરોમાં અગ્રણી હતો, તે ભક્તિવડે હિતેચ્છુ થઇને રામ પાસે આવી કહેવા લાગ્યો "અયોધ્યાનગરીથી બાર યોજનઉપર **દ્રોણરાજા**એ પાળેલું **કૌતુકમંગલ** નામે એક નગર છે. તે દ્રોણ-રાજા કૈકેયીના સહોદર બંધુ થાયછે. તેને **વિશલ્યા** નામે એક પુત્રી છે; તેનો કર-સ્પર્શ થવાથી શરીરમાં ગમે તેવું શલ્ય હોય તોપણ નીકળી જાયછે. માટે હે વિભુ! સૂર્યના ઉદય પેહેલાં તે વિશલ્યાને જો અહિ લવાય તો આ વીર લક્ષ્મણ સજ્જ થાય અને શત્રુઓ શલ્યસહિત થાય." તેનું આવું પ્રીતિનું વચન સાંભળી રામે અંગદ, ભામંડળ અને હનુમાન્‌ને ભરત પાસે જવાની આજ્ઞા કરી. તેઓ વિમા-નમાં બેસી તત્કાળ અયોધ્યામાં આવ્યા અને ભરતને જગાડી સીતાના હરણ પ્ર-મુખ સર્વ વૃત્તાંત જણાવ્યો. સ્વામીનાં કાર્યમાં ઉદ્યમવાળા ભરતે વિમાનમાં બેસી દ્રોણની પાસે આવી વિશલ્યાની માગણી કરી. દ્રોણરાજાએ એક હજાર કન્યાઓ-સહિત વિશલ્યાને આપી. પછી ભરતને અયોધ્યામાં મૂકી ભામંડળ તે કન્યાઓને લઈ રામની પાસે આવ્યો. દૂરથી આવતી વિશલ્યાની કાંતિથી સર્વે સૂર્યના ઉદ-યની શંકા કરવા લાગ્યા, તેમને હનુમાને પ્રથમ આવી હકીકત જણાવીને નિ:શંક કર્યા. વિશલ્યાએ આવી લક્ષ્મણને કરસ્પર્શ કર્યો એટલે તેના શરીરમાંથી નીકળી આકાશ માર્ગે જતી તે શક્તિને હનુમાને ઠેકીને કરવડે પકડી લીધી. દેવીરૂપ તે શક્તિ બોલી "હે વીર! હું તો સેવકરૂપ છુ માટે મારો કાંઈ દોષ નથી. આ વિશ-લ્યાના પૂર્વભવના તપવૈભવથી હું જાઉછુ માટે મને છોડી દો." પછી એ પ્રજ્ઞપ્તિ-વિદ્યાની બેન શક્તિને હનુમાને છોડી દીધી, એટલે જાણે પોતાના અપરાધથી ભય પામતી હોય તેમ તે ઉછળીને આકાશમાં જતી રહી. પછી પ્રજ્ઞપ્તિના[1] સ્નાનજ-ળવડે સિંચન થયેલા લક્ષ્મણના શરીરના વ્રણ સર્વ રૂઝાઈ ગયા એટલે જાણે સુઈને ઉઠ્યા હોય તેમ તે તત્કાળ બેઠા થયા. રામે લક્ષ્મણને અલિંગન કરીને બનેલું સર્વ વૃત્તાંત જણાવ્યું અને એક હજાર કન્યાસહિત વિશલ્યાને તેની સાથે પર-ણાવી. તેનાં સ્નાનજળથી બીજા સુભટોના પણ ઘા રૂઝાઈ ગયા. પછી સર્વેએ મળી વિદ્યાધરોની સાથે હર્ષથી મોટો ઉત્સવ કર્યો.

---

૧ વિશલ્યા

લક્ષ્મણ જીવ્યાના ખબર ચરપુરૂષ પાસેથી સાંભળી રાવણે પોતાના હૃદયમાં બહુરૂપાવિદ્યા સાધવાને માટે સારી રીતે નિર્ણય કર્યો. પછી સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથની અષ્ટપ્રકારી પૂજા કરીને અચળ રાવણે તે વિદ્યા સાધવાનો આરંભ કર્યો. મંદોદરીની આજ્ઞાથી આઠ દિવસ સુધી લંકાના સર્વ લોકો જૈનધર્મમાંજ તત્પર થયા. આઠમે દિવસે રાવણે વિદ્યા સિદ્ધ કરી. પછી પ્રાતઃકાલે મહા ઉદ્‌ભટ રાક્ષસોના સૈન્યસહિત ઉત્કંઠિત થઈને તે રણભૂમિમાં આવ્યો. તે વખતે કોટિગમે સુભટોના અંગ પડવાથી જેમાં રથોને સ્ખલના થાયછે, તેવું દારૂણ યુદ્ધ ફરીવાર બન્ને સૈન્યની વચ્ચે પ્રવર્ત્યું. મહા બળવાન્ લક્ષ્મણ બીજા સર્વ રાક્ષસોને છોડી દઈ રાવણને બાણોવડે વિશેષ તાડના કરવા લાગ્યા. તેથી આકુલ વ્યાકુલ થયેલા રાવણે વિદ્યાથી પોતાનાં ઘણાં ભયંકર રૂપો વિકુર્વ્યાં. ભૂમિપર, આકાશમાં, પાછળ, આગળ અને સર્વ બાજુએ વિવિધ આયુધોને વર્ષાવતા ઘણા રાવણો લક્ષ્મણના જોવામાં આવ્યા. તે વખતે એક છતાં પણ જાણે અનેક હોય તેમ લક્ષ્મણ ગરૂડપર બેસી અષ્ટાપદને મેઘની જેમ બાણધારાથી તે બહુરૂપી રાવણને મારવા લાગ્યા. બાણોથી વિધુર થયેલા રાવણે ચક્રનું સ્મરણ કર્યું એટલે અર્ધચક્રી (પ્રતિવાસુદેવ)ના જીવનની જેમ પ્રજ્વલિત થતું તે ત્યાં આવીને હાજર થયું. ક્રોધથી રાતા નેત્રવાળા રાવણે તેને ભમાવીને લક્ષ્મણઉપર મૂક્યું, પણ તે પ્રદક્ષિણા કરીને લક્ષ્મણના હાથમાં આવ્યું. પછી ઇંદ્ર જેમ વજ્રને પર્વતઉપર મારે તેમ લક્ષ્મણે તે ચક્ર રાવણના વક્ષસ્થલમાં માર્યું. તત્કાળ જ્યેષ્ઠમાસની કૃષ્ણ એકાદશીને દિવસે પાછલે પહોરે મૃત્યુ પામીને રાવણ ચોથા નરકમાં ગયો. તે વખતે જયજયકાર બોલતા દેવતાઓએ પ્રીતિથી નારાયણની ઉપર પુષ્પવૃષ્ટિ કરી. પછી વિભીષણે ભયવડે 'કઈ દિશામાં નાસી જવું' એવા સંભ્રમમાં પડેલા રાક્ષસોને પ્રીતિવડે સ્વસ્થ કર્યા. **સર્વ સ્વજાતિને માટે પ્રતિપન્ન કરેલા કાર્યમાં સ્થિર રહેછે.**

પછી રામે મુક્ત કરેલા કુંભકર્ણ, ઇંદ્રજિત્ અને મેઘવાહન વિગેરે નિશાચરોએ જઇને રાવણનું પ્રેતકર્મ[1] કર્યું; અને કુંભકર્ણ, ઇંદ્રજિત્, મેઘવાહન તથા મંદોદરીએ અપ્રમેયબલ નામના મુનિની પાસે જઈ દીક્ષા અંગીકાર કરી. રામે નિષ્કલંક સીતાને લઈ વિભીષણે બતાવેલા માર્ગે ઉત્સવસહિત લંકાનગરીમાં પ્રવેશ કર્યો; વિભીષણને લંકાનું રાજ્ય આપી છ વર્ષ સુધી ત્યાં રહ્યા. પછી તે પોતાની માતાને મળવાને ઉત્કંઠિત થયા.

એ અરસામાં વિંધ્યાચળની ભૂમિમાં રહેલા ઈંદ્રજિત્ અને મેઘવાહન સિદ્ધિ-

---

૧ અગ્નિસંસ્કારાદિ ઉત્તરક્રિયા

પદને પામ્યા, ત્યાં મેઘરથ નામે તીર્થ થયું. નર્મદાનદીમાં કુંભકર્ણ સિદ્ધિને પામ્યો, ત્યાં પૃથુરક્ષિત નામે તીર્થ થયું. પછી શુભ દિવસે રામ, સીતા અને લક્ષ્મણસહિત સુગ્રીવાદીક સેવકોની સંમતિથી પુષ્પકવિમાનમાં બેસી, સ્થાને સ્થાને અનેક આશ્ચર્ય જોતાં જોતાં અનુક્રમે ઊંચી કરેલી અનેક ધ્વજાઓથી શોભિત એવા અયોધ્યાપુરની પાસે આવ્યા. એ ખબર સાંભળીને ભરતે ગજેંદ્રઉપર બેસી શત્રુઘ્નબંધુને સાથે લઈ મોટા ઉત્સવપૂર્વક સામા આવીને રામના ચરણમાં નમસ્કાર કર્યો. રામ અને લક્ષ્મણે વિનયથી બંધુઓને આલિંગન કર્યું. પછી વૃદ્ધ સ્ત્રીઓએ વધાવેલા તેઓએ હર્ષથી અયોધ્યાનગરીમાં પ્રવેશ કર્યો. પ્રથમ બન્ને ભાઈ આનંદથી અપરાજિતા[1] પ્રમુખ સર્વ માતૃવર્ગને પગે લાગ્યા. ભરત થાપણની જેમ રામને અયોધ્યાનું રાજ્ય અર્પણ કરી પોતે ભક્તિથી મોહિત થઈ દાસની જેમ વર્ત્તવા લાગ્યો.

એકદા ભરતે દેશભૂષણ નામના મુનિની પાસે પોતાનો પૂર્વભવ સાંભળીને આગ્રહ કરી દીક્ષા લીધી. પછી ગુરૂના મુખથી શ્રી શત્રુંજયગિરિનો, મહિમા સાંભળી એક હજાર મુનિની સાથે ભરતમુનિ યત્નપૂર્વક તે તીર્થ તરફ ચાલ્યા. અનુક્રમે સિદ્ધાચળતીર્થે આવી શ્રી ઋષભ પ્રભુને નમી તેમના પ્રભાવનું હૃદયમાં સ્મરણ કરતા ધ્યાનમાં સ્થિત થયા. પ્રાંતે સર્વ કર્મને ખપાવી, કેવળજ્ઞાન પામી, ભરતમુનિ સહસ્ર મુનિઓની સાથે તેજ સ્થળે અવ્યયપદ[2] ને પ્રાપ્ત થયા.

રામે અને લક્ષ્મણે તે તીર્થે આવી યાત્રા, ઉદ્ધાર તથા ધ્વજાદિક પુણ્યકૃત્ય કરી વારંવાર તે તીર્થની ઉદ્ઘોષણા કરી.

અન્યદા સીતાની ઉપર આવેલા અપવાદને અગ્નિ જળરૂપ થઇ જવાના દિવ્યવડે તેણે દૂર કર્યો, અને પછી તે વ્રત લઈ તપસ્યા આચરીને અચ્યુતેંદ્ર થયા. શ્રીશૈલ ( હનુમાન્ ) પણ પોતાનું રાજ્ય પુત્રને આપી વૈરાગ્યથી દીક્ષા લઇ ચિરકાળ પાળીને મોક્ષે ગયા. એકદા ભ્રાતૃસ્નેહની પરીક્ષા કરવા માટે બે દેવોએ આવી લક્ષ્મણને રામના મરણની વાર્ત્તા કહી, તેના શોકશલ્યથી લક્ષ્મણ તત્કાળ મૃત્યુ પામી ગયા. તે ખબર સાંભળી રામના પુત્ર લવણ અને અંકુશ વૈરાગ્યથી દીક્ષા લઈ અનુક્રમે શિવસંપત્તિને પ્રાપ્ત થયા. જટાયુદેવે કરેલા પ્રતિબોધથી લક્ષ્મણનું મૃતકર્મ કરી રામે અનંગદેવને રાજ્ય આપ્યું, અને પોતે શત્રુઘ્ન સુગ્રીવ અને વિભીષણ પ્રમુખ સોળ હજાર રાજાઓની સાથે જ્ઞાનથી દીક્ષા લીધી. વિવિધ અભિગ્રહને કરનારા રામમુનિ સર્વ ઠેકાણે વિહાર કરતા કરતા કોટિશિલાએ આવ્યા. ત્યાં ધ્યાન ધરવાવડે તેઓ કેવળજ્ઞાન પામ્યા. પછી પુંડરીક પ્રમુખ તીર્થોમાં વિહાર કરી,

---

૧ કૌશલ્યા ( રામચદ્રની માતા ). ૨ મોક્ષ.

તે તીર્થોનો પ્રભાવ વિસ્તારી, પન્નર હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી શ્રીરામ મોક્ષે ગયા. તે કાળે શ્રી ભરતાદિ અનેક રાજાઓ શત્રુંજયઉપર મોક્ષે ગયા, તેથી એ તીર્થ અવ્યાહતમુક્તિનું કારણ અને અધિક સેવવા યોગ્ય છે. એવી રીતે આનંદકારી તીર્થના મહિમાથી પવિત્ર પુણ્યના સમૂહવાળી વાણીના સમૂહરૂપ જળ કે જે શંખના જેવી ઉજ્જવલ કીર્ત્તિને આપનારૂં છે, તેને પુષ્કરાવર્ત્ત મેઘની જેમ શ્રી વીરપ્રભુ ભવ્યજનરૂપી ક્ષેત્રમાં વર્ષી ને પછી તેના અંકુરો ઉત્પન્ન થવા દેવા માટે અનધ્યાય કરતા હવા.

इत्याचार्य श्रीधनेश्वरसूरिविरचिते महातीर्थश्रीशत्रुंजयमाहात्म्ये
श्रीरामप्रभृतिमहापुरुषचरितवर्णनो नाम नवमः सर्गः ।

## इति शत्रुंजयमाहात्म्ये प्रथमखण्डम् ।





# દ્વિતીય ખંડ.

## દશમો સર્ગ.

### શ્રી શત્રુંજય માહાત્મ્ય ગર્ભિત શ્રી ગિરનાર માહાત્મ્ય.



સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વસુખકારી, સર્વસંતાપહારી, સર્વેશ્વરોને પૂજ્ય, મહાગુણવાન્, કર્મસાક્ષી, ભાસ્વાન્[1], સોમ[2], રૂપ, કામદેવના વૈરી, નરકનું મથન કરનાર, યોગીઓને ધ્યાન કરવાયોગ્ય મૂર્તિવાળા, અનંત, અવ્યક્તરૂપી, અને મૃત્યુરહિત એવા શ્રીવીતરાગભગવાન્ (અમારૂં) રક્ષણ કરો.

ઇંદ્રે શ્રીમહાવીર પ્રભુને પ્રણામ કરીને મહાભક્તિપૂર્વક વિજ્ઞપ્તિ કરી કે, "હે સ્વામી ! અમારો ઉદ્ધાર કરવામાટે શત્રુંજય ગિરિનાં મુખ્ય શિખરસંબંધી વિસ્તારવાળી જે કથા કહી, તેથી હું પવિત્ર થયોછું. તેશિવાય એ ગિરિનાં એકસો ને આઠ શિખરો છે, તેમાં તમે એકવીશ શિખરો ઉત્તમ કહ્યાં છે. હે પ્રભુ! તે એકવીશ શિખરોમાંપણ જે શિખરનો મહિમા અધિક હોય, તે મહિમા સર્વને પવિત્ર કરવાને માટે હું સાંભળવાને ઇચ્છુંછું. જે સાંભળવાથી સર્વ પાપનો ક્ષય થાય, તેવો મહિમા આપ પ્રસન્ન થઇને કહો." ઇંદ્રનાં આવાં વચન સાંભળી ત્રણ જગત્‌ના ગુરૂ શ્રીવીર પ્રભુએ સર્વ પ્રાણીઓની ઉપર દયા લાવી નીચે પ્રમાણે કહેવાનો આરંભ કર્યો:—

### શ્રી ગિરનાર વર્ણન.

હે ઇંદ્ર ! સાંભળ, આ સિદ્ધગિરિનું પાંચમું શિખર રૈવતગિરિ ( ગિરનાર ) છે, તે પાંચમા જ્ઞાન ( કેવળ જ્ઞાન ) ને આપવાવાળું છે. સર્વ રાજાઓએ સેવવા યોગ્ય, સર્વ પર્વતોનો પતિ અને આશ્રિતજનોનાં દુઃખનો હર્ત્તા એ રૈવતગિરિ જયવંત વર્ત્તે છે. એ ગિરિ અનેક અજ્ઞાનરૂપ અંધકારના સમૂહને તિરસ્કાર કરવામાં સૂર્યરૂપ છે, વિશ્વમાં અદોષાકર છે અને કમલોલ્લાસ કરનાર છે.[3] ત્યાં ભક્તિવડે ઉચિત દાન કે અનુકંપા દાન વિગેરે આપ્યાં હોય તો તે આ લોક અને પરલોકમાં હિતકારક સર્વસુખો આપે છે, અને તેના પ્રકાશિત પુણ્યનાં કિરણોથી ક્ષણવારમાં માખણની જેમ ભવભ્રમણથી ઉત્પન્ન થયેલો પાપપિંડ ગળી જાયછે. જેઓએ વારંવાર સુકૃત કર્યાં હોય, તેવા કૃતાર્થ પ્રાણીઓજ એ

---

૧ સૂર્ય ૨ ચંદ્ર ૩ દોષાકર ચંદ્ર કહેવાયછે પણ એ ગિરિ દોષના આકર—ખાણરૂપ નથી; અને સૂર્ય કમલનો ઉલ્લાસ કરેછે તેમ એ ગિરિ કમલા—લક્ષ્મીનો ઉલ્લાસ કરેછે.

સર્વ દૈવતમય ગિરિરાજને દૃષ્ટિવડે દેખેછે. સર્વદા સર્વદાયક[1] એવો એ ગિરિ જાણે સર્વ પર્વતોનો રાજા હોય તેમ જણાવવાને ચમરી મૃગો ચામરથી સર્વકાળ તેને વીંજ્યા કરેછે. જે ગિરિમાં આપલ્લવ[2] વૃક્ષોમાંજ હતા, અંધકાર ગુફાઓમાંજ હતું, જડતા સરોવરમાંજ હતી, દુવર્ણ ધાતુઓમાંજ હતો, દ્વિજિહ્વપણું[3] સર્પમાંજ હતું, કુમુદાકર જળમાંજ હતો,[4] કઠિનતા પાષાણોમાંજ હતી, ઉગ્રપણું તપસ્યામાંજ હતું, ચપળતા લતાઓમાંજ હતી, પક્ષપાત[5] પક્ષીઓમાંજ હતો, પ્રદોષ રાત્રિના મુખમાંજ હોતો,[6] અને ભય પાપમાંજ હતો. જે ગિરિમાં આહાર છોડી, શુભ આચાર પાળી, કામદેવને જીતનારા અને મનને હરનારા મુનિઓ અને દેવતાઓ નિત્ય નેમિનાથને નમેછે; જ્યાં અપરિમિત ધ્યાનવડે મનને ગ્લાનિ કરતા અને જ્ઞાનના ઉદયથી શોભતા એવા મુનિઓ નિત્ય મહાન્ અર્હંત પ્રભુનાં તેજનું ધ્યાન કરેછે; પવનનો પવિત્ર આહાર કરતા અને વિષમમાર્ગે ચાલતા એવા યોગીઓ જ્યાં અર્હંતપદની ઉપાસના કરતા દૃષ્ટિએ પડેછે; અપ્સરાઓના ગણ, ગંધર્વો, સિદ્ધપુરૂષો, વિદ્યાધરો, અને નાગકુમારો નિર્મળ હૃદયથી જ્યાં સદા નેમિનાથ પ્રભુની સેવા કરેછે; જે પવિત્ર પર્વત ઉપર માર્જાર અને મૂષક, સિંહ અને હાથી, સર્પ અને મયૂર, પરસ્પરનાં જાતિવૈરને શાંત કરીને રહેલા છે; જ્યાં મણિઓની કાંતિવડે સૂર્ય અને ચંદ્ર જેવો ઉદ્યોત સર્વતઃ રહેલો હોવાથી સર્વ પ્રદેશમાં રાત્રિએ અને દિવસે ખુલ્લીરીતે સંચાર થઇ શકેછે; જ્યાં સર્વ ગ્રહો નજીક ઉદયના મિષથી શ્રી નેમિનાથ પ્રભુને અવિરોધે નિત્ય પ્રદક્ષિણા ર્ક્યા કરેછે, જ્યાં વસંતાદિ છએ ઋતુઓ શ્રી નેમિનાથને નમવાને માટે એક એકની સ્પર્ધા કરતી હોય તેમ પોતાનો ક્રમ છોડી સદૈવ પ્રવર્ત્તે છે; ચંદ્રકિરણોના સ્પર્શથી ઝરતા ચંદ્રકાંત મણિના જળવડે મનોહર દ્રહોને ઉલ્લાસતી[7] નદીઓ જ્યાં શોભી રહી છે; સૂર્યનાં કિરણોવડે સૂર્યોપલમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિવડે જ્યાં પ્રાણીઓનાં કર્મરૂપ ધાટાં ઈંધિણાંઓ બળી જાય છે; પોલા વાંસના વાદ્યથી, કિંનરોનાં ગીતથી અને નિર્ઝરણાના ઝણકારાથી પોતાની મેળે ઉત્પન્ન થયેલું ત્રણ પ્રકારનું સંગીત હંમેશાં જેની સેવાકરેછે; જેની ચોતરફ ચારે દિશાઓમાં ચાર ગતિરૂપ ભવદુઃખથી રક્ષા કરવામાં ચતુર એવા પર્વતો શોભી રહ્યા છે; જેની ચારે દિશાઓમાં ઉલ્લાસ પામતા સ્વચ્છ જળવડે પાપરૂપ મોટી

---

૧ સર્વ વસ્તુઓને આપનાર ૨ આપત્–વિપત્તિનો લવ–ભાગ–એવો પદશ્લેષ કરતા વિપત્તિનો ભાગ કોઇ પ્રાણીઓમાં હતો નહિ; વૃક્ષોમાજ આપલ્લવ–ચારે બાજુ પલ્લવો હતા ૩ બે જીભ હોવાપણું પક્ષે પિશન–ચાડીઆપણુ ૪ પોયણાનો સમૂહ તે જળમાજ હતો, કુ એટલે નઠારો મુદ એટલે હર્ષનો સમૂહ અન્યત્ર નહોતો. ૫ પક્ષ પાખો તેનુ પડવુ તે પક્ષીઓમાજ હતુ મનુષ્યમાં પક્ષપાત એટલે અમુક બાજુપર ઢળી જવાનુ હતુ નહિ ૬ સાયકાળ રાત્રીની શરૂઆતમાજ હતો. બીજે પ્રદોષ=દુષ્ટ દોષ અન્યત્ર નહોતો. ૭ ભરતી

આપત્તિને છેદનારી ચાર મહાનદીઓ રહેલી છે; જ્યાં હાથીપગલાં વિગેરે પવિત્ર કુંડો દેવતાઓએ ક્રિડા કરવામાટે કરેલાં અમૃતથી ભરેલા હોય તેવા પરિપૂર્ણ શોભેછે; પોતાની પાસે યાચનાર પ્રાણીઓને એક મોક્ષદાન આપી શકતા નથી, તેથી તે શક્તિ મેળવવાને માટે હોય, તેમ કલ્પવૃક્ષો પોતે આવીને નિવાસ કરી રહેલા છે; સુવર્ણસિદ્ધિ કરનારી અને સર્વ ઇચ્છિતફળને આપનારી પણ પુણ્યહીન પ્રાણીઓને નહીં દેખાતી રસકૂપિકા[1] જ્યાં રહેલી છે; જ્યાં પવિત્ર જળના ભ્રમવડે સરોવરો પ્રાણીઓનાં મોટાં પાપકર્મોને ક્ષણમાં ક્ષય કરેછે અને સુખનાં સ્થાનોને આપેછે; જ્યાં કમળોના ઉદયના મિષથી કમળોદય[2] કરનારા મનોહર જળના દ્રહો કમળોના વિકાશથી અતિહર્ષ આપેછે; જ્યાંના દ્રહો રાજહંસોને[3] ઉપાસવા યોગ્ય છે, રાજહંસપદ[4] ને આપનારા છે અને તેઓમાં રાજહંસપદની પ્રાપ્તિ કરનાર કુમુદ કમળો વિકાશી રહેલાં છે—એવો એ રૈવતગિરિ સ્મરણ કરવાથી સુખ આપેછે, દર્શનથી કષ્ટ હરેછે અને સ્પર્શ કરવાથી ઇષ્ટવસ્તુને આપેછે. શ્રીમાન્ નેમિનાથ પ્રભુ બીજા પર્વતોને છોડી, જેનો સર્વદા આશ્રય કરીને રહેલા છે તે રૈવતગિરિનું વિશેષ શું વર્ણન કરવું ? અર્થાત્ તેના મહિમાનું વર્ણન કરવું અશક્ય છે. જેવી રીતે શત્રુંજયપર દાન આપવાથી અને તપસ્યા કરવાથી સુખની પ્રાપ્તિ થાયછે, તેવી રીતે અહીંપણ તે કરવાથી સુખની પ્રાપ્તિ થાયછે. સમુદ્રની રેતીનાં રજકણની સંખ્યા કરવાને સમર્થ એવી બૃહસ્પતિની જિંહ્વા પણ તેના લોકોત્તર ગુણગ્રામને કહેવા સમર્થ નથી. હે ઇંદ્ર ! સર્વ પર્વતોના રાજા આ રૈવતગિરિનું કષ્ટહારી, સર્વ કર્મ વિદારી, અને આશ્ચર્યકારી પવિત્ર ચરિત્ર સાંભળ—પૂર્વે માહેંદ્ર કલ્પના[5] માહેંદ્રનામે ઇંદ્ર દેવતાઓના ગણથી વીંટાઇને ચૈત્રીપૂર્ણિમાએ સિદ્ધાચળની યાત્રા કરવા આવ્યા હતા, ત્યાં યાત્રા કરીને તે વિશુદ્ધાત્મા વૈશાખી પૂર્ણિમાએ આદરથી શ્રી નેમિનાથ પ્રભુને નમવા રૈવતગિરિપર આવ્યા. કુંડો, નદીઓ અને સરોવરોમાંથી જળ લઈ પ્રભુને સ્નાત્ર કરી પૂજીને પ્રાસાદની બહાર નીકળ્યા, તેવામાં કોઈ દેવતાએ આવી માહેંદ્રને કહ્યું "સ્વામી ! જ્ઞાનશિલા ઉપર કોઈ મુનિ બીરાજેલા છે. તે ક્ષમાવાન્ મુનિ અનેક મુનિઓ અને લક્ષગમે યક્ષોએ સેવેલા છે, અને એ મૂર્ત્તિમાન્ મહાશય સર્વ પાપનો નાશ કરે તેવું તીવ્ર તપ ક્ષમાસંયુક્ત આચરે છે." તે સાંભળતાંજ માહેંદ્ર ઊભા થઇ શ્રી જિનેશ્વરને નમી તે જ્ઞાનશિલાપાસે આવ્યા. મુનિને નમસ્કાર કરીને તેમની આગળ બેઠા. તે વખતે સર્વ દેવતાઓએ ઇંદ્રને પૂછ્યું 'હે સ્વામી ! આ મુનિ કોણ છે ? અને શું તપ કરે છે ?' માહેંદ્રે અવ-

૧ રસકૂપિકાનાં જળનુ એક બિંદુ લોઢાના મોટા ઢગલાને સુવર્ણ બનાવી નાખેછે
૨ લક્ષ્મીનો ઉદય ૩ ઉત્તમ પુરૂપો ૪ મોક્ષ ૫ ચોથુ દેવલોક

વિજ્ઞાનથી મુનિનું સર્વ વૃત્તાંત જાણીને કહ્યું કે હે દેવતાઓ ! આ મહાશયનું અદ્ભુત ચરિત્ર સાંભળોઃ—

આ જંબુદ્વીપમાં ભરતક્ષેત્રને વિષે **શ્રાવસ્તી** નામે એક નગરી છે. તેમાં **વજસેન** નામે એક અતિ ભાગ્યવાન ભૂપતિ થયો. એ રાજા જિનાર્ચનમાં તત્પર, લોકરંજનનું વ્રત ધરનાર, સર્વ ગુણોથી શ્રેષ્ઠ અને સર્વ રાજાઓમાં જ્યેષ્ઠ હતો. તેની **સુભદ્રા** નામે રાણીથી **ભીમસેન** નામે એક પુત્ર થયો, જે ઘણો ભયંકર અને દ્યૂતાદિ કુવ્યસનમાં તત્પર થયો. અન્યાયનું ઘર, અને લોકોને નિરંતર સંતાપકારી એ કુલક્ષણી કુમાર હંમેશાં ગુરૂ, દેવ અને પિતા વિગેરે વડીલોનો દ્વેષ કરતો હતો. અનુક્રમે પિતા વજસેને તેવા અપલક્ષણવાળા ભીમસેનને રાજ્યપદથી પણ મનોહર એવું યુવરાજપદ આપ્યું. જ્યારે તેને યુવરાજપણાની લક્ષ્મી પ્રાપ્ત થઈ ત્યારે અનીતિના ગૃહરૂપ તે કુમારે પરસ્ત્રી અને પરદ્રવ્ય હરણ કરી પ્રજાને પીડવા માંડી. એક વખતે સર્વ પ્રજાલોકે આવી ભીમસેનની દુર્નીતિના દૂત થઈને રાજાને વિજ્ઞપ્તિ[1] કરી "હે રાજા! જોકે રાજકુમારની વિરૂદ્ધ અમારે વિજ્ઞપ્તિ કરવી ન જોઈએ, તથાપિ અમે મનમાં કેટલું દુઃખ રાખી શકીએ ! હે પ્રજાપાળ ! અમે સર્વ પ્રજા એના અન્યાયથી કંઠસુધી દુઃખમાં ડૂબી ગયેલ છીએ, માટે તેનો વિચાર કરીને જેમ યોગ્ય લાગે તેમ કરો." તે સાંભળી રાજાએ સામવચનથી[2] તેમનું સાંત્વન કરી કાંઈક પ્રસાદ આપી સર્વ પ્રજાને પોતપોતાનાં સ્થાન તરફ વિદાય કરી. પછી રાજાએ ભીમસેન કુમારને બોલાવીને શિક્ષા આપી. "હે વત્સ ! લોકનું આરાધન કરીને જગત્માં દુર્લભ એવી કીર્ત્તિ મેળવ. રાજાઓએ પરસ્ત્રી અને પરદ્રવ્યનું કદિપણ હરણ કરવું નહીં, માતાપિતા, ગુરૂ અને જિનેશ્વરને વિષે ભક્તિ રાખવી, મંત્રીની સલાહ પ્રમાણે ચાલવું, હંમેશાં ન્યાયને સ્વીકારવો, અનીતિને દૂર તજી દેવી, વાણીવડે પ્રતિષ્ઠા મેળવવી, ધર્મમાર્ગે ચાલવું, અને સાત વ્યસનોને છોડી દેવાં. રાજાઓનો પ્રાયઃ આવોજ ધર્મ છે. તેવા ધર્મના આશ્રયથી લક્ષ્મી, કીર્ત્તિ, યશ અને સ્વર્ગપ્રાપ્ત થાયછે." આવી રીતે પ્રતિવેલાએ[3] રાજા શિખામણ આપતો, તથાપિ એ ભીમસેને અમૃતને પાન કરનાર સર્પ જેમ વિષને છોડે નહીં, તેમ પોતાનું દુરાચરણ છોડ્યું નહિ.

આવી રીતે શિક્ષા દેતાં પણ તે કુમાર વિનીત કરવાને અશક્ય જણાયો એટલે રાજાએ પુષ્પના જેવા મૃદુ શરીરવાળા કુમારને કારાગૃહમાં નાખ્યો. કેટલોક કાળ કેદમાં રહી એક વખત અવસર પામી સમશીલ[4] મિત્રોના વિચારમાં દોરાઈ કુમારે ક્રોધવડે માતાપિતાને મારી નાખ્યા; અને પોતે રાજ્યઉપર

૧. વિનતિ-અરજી ૨. મીઠાં વચન ૩ વારવાર (દર વખત) ૪ સરખા આચાર વિચારવાળા

બેસી કુમિત્રોના પરિવારથી પરિવારીત થઈ, મદ્યાદિક વ્યસનોમાં આસક્ત રહી નિત્ય લોકોને પીડા કરવા લાગ્યો. તેના જુલમથી કાયર થઇને સર્વ સામંતોએ મંત્રીઓએ અને તેના પરિવારે મળી વિચારીને તે પાપીને ક્ષણવારમાં દેશનીકાલ કરી દીધો. પછી સર્વ શાસ્ત્રોમાં અને ન્યાયમાં ચતુર એવા જિનવલ્લભ નામના તેના અનુજ બંધુનો શુભ મુહૂર્ત્તમાં રાજ્ય ઉપર અભિષેક કર્યો. દેશનિકાલ કરેલા ભીમસેને બીજા દેશોમાં જઇને પણ ચોરી કરવા માંડી. 'વ્યસન છોડવું. અશક્ય છે.' માર્ગમાં પાથેય[1] લેવાને માટે પથિકોને મારવા લાગ્યો, અને વેશ્યાદિકનાં વ્યસનથી નિત્ય પોતાનાં મનને વિશેષ કલુષિત[2] કરવા લાગ્યો. આ પ્રમાણે નિત્ય ઘણો અન્યાય કરનારા એ ભીમસેનને લોકો પકડીને મારતા, પીડતા તથાપિ તેને મૃત્યુ પમાડતા નહિ. તેનાથી છૂટીને યથેચ્છાએ ગામેગામ ફરતો તે ભીમસેન અનુક્રમે મગધદેશના પૃથ્વીપુર નગરમાં આવી ચઢ્યો. ત્યાં કોઈ માળીને ઘેર સેવક થઇને રહ્યો; ત્યાં પણ પત્ર, પુષ્પ અને ફળાદિક ચોરીને વેચવા લાગ્યો. ત્યાંથી પણ તેને કાઢી મૂક્યો; એટલે તે કોઈ શેઠની દુકાને વાણોતર થઇને બેઠો; તથાપિ તેણે પોતાનું વધતું જતું દુર્વ્યસન છોડ્યું નહિ. ત્યાં રહીને પણ દુકાનની સર્વ વસ્તુઓ ચોરી ચોરીને વેચવા માંડી. 'માણસને સ્વભાવનો ત્યાગ કરવો ઘણો મુશ્કેલ છે.' તેની ચોરી જાણવામાં આવતાં તે શેઠે તેને કાઢી મૂક્યો. ત્યાંથી નીકળીને તે ઈશ્વરદત્ત નામના કોઈ વ્યાપારીને ઘેર નોકર રહ્યો. એક વખતે દ્રવ્યનો લોભી ભીમસેન તે ઈશ્વરદત્તની સાથે નાવમાં બેસીને ત્વરાથી જળમાર્ગે ચાલ્યો. એક માસસુધી સમુદ્રમાં ચાલતું નાવ એકવાર રાત્રિમાં પ્રવાળાના અંકુરોની કોટિ સાથે સ્ખલિત થયું. નાવિકોએ ઘણા ઉપાય કર્યા પણ તે નાવ જરા પણ આઘું કે પાછું ફર્યું નહીં; કેટલેક કાળે અન્નોદક પણ ખૂટી ગયું. પછી ચતુ:શરણનું ઉચ્ચારણ કરી, અઢાર પાપસ્થાનનો ત્યાગ કરી, સર્વ જીવોને મન વચન કાયાથી મિથ્યા દુષ્કૃત આપી, શુભ ભાવનાએ પંચપરમેષ્ઠી નમસ્કારનું સ્મરણ કરી જેવામાં ઈશ્વરદત્ત વ્યવહારી મરવાની ઇચ્છાએ સમુદ્રમાં ઝંપાપાત કરવા જતા હતા, તેવામાં કેશુડાની જેવા કાંતિયુક્ત મુખવાળો અને તમાલના જેવો નીલવર્ણો કોઈ શુકપક્ષી તત્કાળ ત્યાં આવી માનુષી વાણીએ બોલ્યો "હે ઈશ્વરદત્ત વ્યવહારી! આ અપંડિત[3] મૃત્યુનો ત્યાગ કર, અને આ સર્વના જીવિતના ઉપાય વિષે આદરથી મારૂં વચન સાંભળ. હું કોમળ કાંતિવાળો પક્ષી છુ, એમ જાણીશ નહી, હું આ પર્વતનો અધિષ્ઠાતા દેવ છુ અને તમને જીવિતનો ઉપાય કહેવાને તેમજ મરણથી અટકાવવાને હું આવ્યો છું, માટે તે ઉપાય સાંભળ.

---

૧ ભાતુ ૨ પાપી ૩ બાળ, અજ્ઞાનથી ઉત્પન્ન થતા.

તમારામાંહેથી એકજણ જે સાહસિક અને દયાળુ હોય તે મરવાને તૈયાર થઈ, આ સાગરના મધ્યમાં રહેલા પર્વત ઉપર જાઓ, અને ત્યાં જઇને ભારંડ પક્ષીઓને ઉડાડો એટલે તેમની પાંખોના ઝપાટાનો પવન તમારાં વહાણને ચલાવશે, તેથી બાકીના સર્વને જીવિત પ્રાપ્ત થશે." આ પ્રમાણે તેનાં વચનને આદરથી સાંભળીને ઈશ્વરદત્તે વહાણમાં બેઠેલા સર્વ લોકોને ત્યાં જવાને માટે પૂછવા માંડ્યું, પણ કોઇએ હા પાડી નહીં, પછી જ્યારે ત્યાં જવાને લોભ બતાવ્યો, ત્યારે પેલો ભીમસેન નિર્લજ્જ થઈ સો દીનારના લોભથી સાગરના મધ્યમાં રહેલા પર્વત ઉપર ગયો. તેણે ત્યાં જઈ ભારંડ પક્ષીઓને ઉડાડ્યા, એટલે તેની પાંખોના પવનથી પ્રવાળાના આવર્ત્તમાંથી મુક્ત થઈ તે વહાણ આગળ ચાલ્યું. પર્વતપર રહેલો ભીમસેન પોતાના મનમાં જીવિતનો ઉપાય વિચારતાં કાંઇ ન સુજવાથી પેલાં શુક પક્ષીને શોધવા લાગ્યો, એટલામાં તે નજરે પડવાથી તત્કાળ તેને કહ્યું "હે મહાપુણ્ય! મને પણ વહાણની જેમ અહિંથી નીકળવાનો ઉપાય બતાવો." શુકપક્ષી બોલ્યો "હે ભીમસેન! તું જઇને આ સમુદ્રમાં પડ, એટલે તને આ જળમાં રહેલ કોઈ મહામત્સ્ય ગળી જશે; અને તે કાંઠે નીકળશે, પછી જો તું ફુંફાડા મારે નહી, તો આ લે, આ ઔષધી તેના ગળામાં નાખજે, એટલે તેના મુખનું વિવર મોટું થઇને ઉઘાડું થશે. જ્યારે તેમ થાય એટલે તું કાંઠા ઉપર નીકળી જજે. આપ્રમાણે તારે જીવવાનો ઉપાય છે, તે શિવાય નથી." આવી રીતે શુકે કહ્યું, એટલે અતિ સાહસિક ભીમસેન તે ઉપાય કરીને તત્કાળ સિંહલદ્વીપને કાંઠે નીકળ્યો. સ્વસ્થ થઇને કાંઠા ઉપર ફરવા માંડ્યું, તેવામાં ત્યાં જળાશય અને વૃક્ષોને જોઈ જળપાન કરીને વિશ્રાંત થયો. પછી ભીમસેન ત્યાંથી કોઈ દિશા ધારીને આગળ ચાલ્યો. કેટલાક ગાઉ ઉલ્લંઘન કરી ગયા પછી એક ત્રિદંડી સંન્યાસી તેના જોવામાં આવ્યો. તે મુનિવરને તેણે નમસ્કાર કર્યો, એટલે આશિર્વાદ દઇને તે સંન્યાસીએ તેને હર્ષથી પૂછ્યું "હે ભદ્ર! તું કોણ છે? આવા ગહન વનમાં કેમ ફરે છે? તું દુઃખી હોય તેમ જણાય છે, માટે સ્વસ્થ થા, અને તારે જે દુઃખ હોય તે કહે." તેનાં વચનથી પ્રસન્ન થયેલા ભીમસેને કહ્યું "મુનિવર્ય! શું કહું? હું સર્વથા મંદભાગ્યવાળો છું, આ સંસારમાં જેટલા મહાદુઃખી, સૌભાગ્યરહિત અને નિર્ભાગી પુરૂષો છે, તે સર્વમાં હું પ્રથમ છું, એમ તમારે જાણી લેવું. હું જયાં જેને માટે જાઉં, ત્યાં તે વસ્તુ સિદ્ધ થતી નથી; જો તૃષાતુર થઇને સમુદ્રપાસે જાઉં, તો પણ જળ મળતું નથી. હું મંદભાગી જતાં લાખો વૃક્ષો ઉપરથી ફળ, સેંકડો નદીઓમાંથી પાણી અને રોહણગિરિમાંથી રત્ન પણ અદૃશ્ય થાયછે. મારે ભ્રાતા,

માતા, કાંતા કે પિતા કોઈ નથી, તથાપિ હું ઉદરપૂરણા કરી શકતો નથી." તેનાં આવાં દીન વચનો સાંભળી એ માયાના ગૃહરૂપ મુનિરાજ અમૃતના સાર જેવું મધુર વચન બોલ્યા "અરે ભદ્ર! હવે ખેદ કર નહિ, પરાભવને છોડી દે, હું મળતાં હવે તારૂં દારિદ્રય ગયુંજ એમ સમજ. અમે હંમેશાં પરોપકાર કરવાને માટેજ આમ તેમ વિચરીએ છીએ, અમારે કાંઈ પણ સ્વાર્થ નથી, માટે હવે તું શામાટે દુઃખ ધરે છે? સૂર્ય નિત્ય પ્રકાશે છે, મેઘ જળ આપે છે, વૃક્ષો ફળે છે, ચંદ્ર અમૃત વર્ષાવે છે, ચંદનવૃક્ષ ઉગે છે, મલયાચળનો વાયુ વાય છે અને સજ્જનો ફરે છે, તે સર્વ પરોપકારને માટેજ છે. આ સિંહલદ્વીપમાં મારી સાથે ચાલ, ત્યાં તને રત્નની ખાણમાંથી સુખે રત્નો આપીશ." આવાં ત્રિદંડીનાં વચન સાંભળી ભીમસેન તેની સાથે ચાલ્યો. 'પ્રાયઃ મુનિવેષ પ્રાણીઓને વિશ્વાસ પમાડે છે.' પોતાની પાસેની સો સુવર્ણ મહોરનું માર્ગમાં ખાવા માટે પાથેય લઈ તેઓ કેટલેક દિવસે હર્ષથી એક રત્નની ખાણપાસે આવ્યા. પછી કૃષ્ણ ચતુર્દશીને દિવસે એ કપટીમુનિએ ભીમસેનને ખાણમાં ઉતારી રત્નો બહાર કઢાવવા માંડ્યાં. સર્વ રત્નો લઈ લીધા પછી તે દુષ્ટ તાપસે દોર છેદી નાખીને તેના અધિષ્ઠાતા દેવને માટે ભીમસેનને ખાણમાં પડતો મૂક્યો. દેવના બલિને માટે ભીમસેનને પડતો મૂકી ત્રિદંડી ત્યાંથી ઉત્સુક થઈ બીજે રસ્તે ચાલતો થયો. ભીમસેન પીડિત થઇને ખાણમાં આમતેમ ફરવા લાગ્યો; તેવામાં અત્યંત પીડિત અને કૃશ થઈ થયેલો એક પુરૂષ તેના જોવામાં આવ્યો. ભીમસેનને જોઈ દયા લાવીને તે બોલ્યો "વત્સ! અહિ યમરાજનાં મુખમાં તું કેમ આવ્યો છે? શું તને પણ મારી જેમ પેલા પાપી તાપસે રત્નનો લોભ બતાવીને છેતર્યો છે? 'હા તેમજ થયુંછે.' એમ કહીને ભીમસેને પૂછ્યું "અહીંથી નિકળવાનો ઉપાય હોય તો બતાવો." તે બોલ્યો "જીવિતનો એક ઉપાય છે તે સાંભળઃ આવતી કાલે સ્વર્ગમાંથી કેટલીક દેવીઓ પોતપોતાનાં અધિષ્ઠીત રત્નોનો ઉત્સવ કરવામાટે અહિ આવશે, તેઓ શુભ ભાવનાથી આ ખાણના અધિષ્ઠાતા રત્નચંદ્ર નામના દેવની વિવિધ ગીતનૃત્યના ઉપચારથી પૂજા કરશે. તે વખતે કિંકરો સહિત એ રત્નચંદ્ર દેવનું ચિત્ત તેમના સંગીતમાં લાગતાં તું બહાર નીકળી જજે, તે વખત દેવતાઓ પણ તને કાંઈ કરી શકશે નહીં." આવી રીતે ભીમસેનને આશ્વાસન આપી તે પુરૂષે વિચિત્ર વાણીવડે વાર્ત્તાલાપ કરી તેની સાથે આખો દિવસ નિર્ગમન કર્યો. બીજે દિવસે પ્રાતઃકાળે મૃદંગનો ધ્વનિ કરતી કેટલીક દેવીઓ વિમાનમાં બેસીને મહોત્સવપૂર્વક ત્યાં આવી. જ્યારે અધિષ્ઠાયક દેવનું મન તેના કિંકરો સહિત સગીતમાં મગ્ન થયું, ત્યારે

ભીમસેન તત્કાળ ખાણની બહાર નીકળી ગયો. પછી મંદ મંદ માર્ગનું ઉલ્લંઘન કરતો ભીમસેન કેટલેક દિવસે સિંહલદ્વીપના મુખ્ય નગર **ક્ષિતિમંડન** પુરમાં આવ્યો. ત્યાં સર્વ સુલભ વસ્તુઓથી સંપૂર્ણ એવી કોઈ વ્યાપારીની ભાંડશાળા (વખાર) ઉપર સેવક થઇને રહ્યો. ભયંકર દર્શનવાળા અને પરને ઠગવામાં ચતુર એવાં અનાચારી ભીમસેને તે વ્યાપારીના ઘરમાંથી પણ ઘણીવાર ચોરી કરી. એક વખતે કોટવાળોના જાણવામાં આવ્યું કે એ ચોર છે એટલે તેને અપરાધી ગણી બધે ફેરવીને શૂલીએ ચડાવવા લઇ ગયા, તેવામાં ઈશ્વરદત્ત શેઠે તેને જોયો. પોતાનો ઉપકારી જાણી તત્કાળ રાજાની પાસે વિજ્ઞપ્તિ કરી તેને છોડાવ્યો. ત્યાંથી નાવમાં બેસી કેટલેક દિવસે એ મહાસાહસી ભીમસેન પૃથ્વીપુર નગરમાં આવ્યો. વહાણમાંથી ઉતરીને ત્યાં આગળ કોઇ પરદેશીને જોઈ તેણે પોતાનો વૃત્તાંત જણાવ્યો. તેનું વૃત્તાંત સાંભળી 'તું ખેદ કરીશ નહીં' એમ કહેતો તે ભીમસેનને સાથે લઈ રોહણાચળ તરફ ચાલ્યો. ઉતાવળે ચાલતાં માર્ગમાં એક તાપસનો આશ્રમ તેમના જોવામાં આવ્યો. તેમાં એક **જટિલ** નામના વૃદ્ધ મુનિ હતા, તેમને તેઓએ હર્ષથી નમસ્કાર કર્યો. એ વખતે **જાંગલ** નામનો એક શિષ્ય આકાશમાર્ગે આવ્યો; તેણે વિનયથી ગુરૂને પ્રણામ કર્યો. કપટી જટિલે પોતાના શિષ્ય જાંગલને પૂછયું "વત્સ ! અધુના તું કયાંથી આવ્યો ?" જાંગલ બોલ્યો "સ્વામી ! હું સૌરાષ્ટ્ર દેશમાં ગયો હતો, ત્યાં શત્રુંજય અને ગિરનાર ઉપર જિનપૂજન કરીને અહીં આવ્યો છું. એ બંને તીર્થનો મહિમા મારા જેવાથી કહી શકાય તેમ નથી. તે મહિમાને કોઇ માણસ જાણી શકે તેમ પણ નથી, માત્ર કેવળીજ જાણે છે. જેની ઉપાસના કરવાથી લોકોને આ લોક અને પરલોકનું સુખ પ્રાપ્ત થાય છે એવા ઉજ્જયંત (ગિરનાર) ગિરિનો મહિમા વિશેષ પ્રકારે હું કહું છું તે સાંભળો. જેના આરાધનથી **અશોકચંદ્ર**ની જેમ પ્રાણી કાંતિ, કળા, લક્ષ્મી અને ઇંદ્ર તથા ચક્રવર્ત્તીની સંપત્તિ પ્રાપ્ત કરે છે. તે **અશોકચંદ્ર**ની કથા આ પ્રમાણે–

"ચંપાનગરીમાં **અશોકચંદ્ર** નામે એક પરોપજીવી અને દરિદ્રી ક્ષત્રિય હતો. નિર્ધનપણાને લીધે ઘર ઉપરથી વિરક્ત થઈ ગયો હતો. એક વખતે તે ઉદ્વેગથી ફરતો હતો, તેવામાં દયાળુ જૈન તપસ્વીઓ (મુનિઓ) ને જોઈ તેણે નમસ્કાર કરી પોતાના દુર્ભાગ્યભંગનો ઉપાય પૂછયો. તપસ્વી મુનિઓ બોલ્યા "વત્સ ! આ સંસારમાં પ્રમાદી જીવ નિર્બળ છતાં કર્મના બળથી ભમ્યા કરે છે. તે કર્મ કોઈનાથી અન્યથા થઈ શકતું નથી. કેવળ ભરપૂર રીતે તે આત્માને સંકલ્પ

વિકલ્પથી પીડ્યા કરે છે. જીવ તેનાં વિપાકને ભોગવ્યા વિના કે રૈવતગિરિની શુદ્ધભાવે સેવા કર્યાવિના એ કર્મનાં પાંજરામાંથી મુક્ત થઈ શકતો નથી.” આ પ્રમાણે કહીને તેઓ વિરામ પામ્યા પછી અશોકચંદ્ર શુદ્ધ ભક્તિપૂર્વક ચિત્તની અભિલાષાથી રૈવતગિરિએ આવ્યો અને ત્યાં સ્થિર થઇને તપસ્યા કરવા લાગ્યો. કેટલેક દિવસે તે ગિરિની અધિષ્ઠાયિકા અંબાદેવીએ પ્રીતિ સહિત તેની પાસે આવી જેના સ્પર્શથી લોહનું સુવર્ણ થાય તેવો એક સ્પર્શમણિ આપ્યો. તે લઈ પોતાને નગરે જઈ ઘણા માણસો રાખી, દ્રવ્યનાં બળથી રાજ્ય મેળવી અશોકચંદ્ર સર્વ સુખ ભોગવવા લાગ્યો.

“એકદા તે ઉત્તમ બુદ્ધિવાળો અશોકચંદ્ર ચિત્તમાં ચિંતવવા લાગ્યો કે “આ સર્વ રાજ્યને, દ્રવ્યને, સમગ્ર સ્ત્રીઓને અને મારા જીવિતને ધિક્કાર છે; કારણ કે જે અંબિકાના પ્રસાદથી મેં આ સર્વ ઉપાર્જન કર્યું, તે અંબિકાનું તો હું પાપી સ્મરણ પણ કરતો નથી કે ત્યાં જઈને તેને નમતો પણ નથી.” આવો વિચાર કરીને અન્યદા અચલ ચિત્તવાળો અશોકચંદ્ર સંઘની સામગ્રી એકત્ર કરી સર્વને દાન આપતો સ્વજનોની સાથે ત્યાંથી ચાલ્યો. કેટલેક દિવસે તે શત્રુંજયપર આવ્યો; ત્યાં વિધિવડે પ્રભુની પૂજા કરીને ત્યાંથી રૈવતાચલે આવી પહોંચ્યો. ત્યાં ગજેંદ્રપદ વિગેરે કુંડોનાં જળથી પોતે સ્નાન કરતો અને નેમિનાથ પ્રભુને સ્નાત્ર કરાવતો વિવિધ પુષ્પોથી પૂજા કરવા લાગ્યો. પછી જગન્માતા અંબિકાની ભક્તિથી આદરસહિત પૂજા કરીને પ્રીતિપૂર્વક ચિત્તમાં વિરક્ત થઈતે ચિંતવવા લાગ્યો “ શ્રી નેમિનાથ દેવ અને આ અંબિકાના મોટા પ્રસાદથી મેં ત્રણસો વર્ષ સુધી રાજ્ય કર્યું; હવે એ રાજ્ય ઉપર પુત્ર બેસો અને મારે શ્રીનેમિનાથની પાદુકાનું શરણ થાઓ.” પછી પુત્રને દેશમાં મોકલી તત્કાળ રાજ્યપર બેસાર્યો, અને પોતે દીક્ષા લઈ અંતે શુભ ધ્યાનવડે મોક્ષને પ્રાપ્ત થયો.”

જાંગલ શિષ્ય કહે છે “હે જટિલ ગુરૂ! આ સર્વ મેં પ્રત્યક્ષ જોયું છે, તેથી હું જાણું છું કે એ રૈવતાચલજ મોટું તીર્થ છે, તેના જેવું બીજું કોઈ તીર્થ નથી; જે તીર્થની સેવાથી પુરૂષો આ લોકમાં સર્વ સંપત્તિ અને પરલોકમાં પરમપદને પામે છે; વળી જેની સેવાથી પાપી પ્રાણીઓ પણ સર્વ કર્મનો સંક્ષેપ કરી અવ્યક્ત અને અક્ષય એવા શિવપદને પામે છે. આકાશમાં ઉડતા પક્ષીઓની છાયા પણ જો એ તીર્થનો સ્પર્શ કરે છે, તો તેઓ દુર્ગતિને પ્રાપ્ત કરતા નથી, તો એ તીર્થના સહવાસીઓની તો વાર્ત્તાજ શી કરવી?”

આ પ્રમાણે જાંગલના મુખથી રૈવતગિરિનો મહિમા સાંભળી ત્યાં રહેલા

સર્વ તપસ્વીઓ પરમ હર્ષને પ્રાપ્ત થયા. પેલો વિદેશી અને ભીમસેન તે મહિમા સાંભળી પ્રથમ રોહણાચલપર જઇ પછી ત્યાં જવાનો નિશ્ચય કરી ત્યાંથી આગળ ચાલ્યા. વેગથી માર્ગનું ઉલ્લંઘન કરી તેઓ રોહણાચળ પાસે આવ્યા, ત્યાં પર્વત નાયક દેવની પૂજા કરીને તેઓએ રાત્રિજાગરણ કર્યું. પ્રાતઃકાલે રત્નની ખાણપાસે આવી તેમાંથી રત્નો કાઢવાની ઇચ્છાએ 'હા દેવ' એમ બોલી તેમણે ખાણમાં પ્રહાર કર્યો, એટલે ભીમસેનને તેમાંથી બે અમૂલ્ય રત્નો મળ્યાં. તેમાંથી એક મહા તેજસ્વી રત્ન રાજદાણ તરીકે રાજકુળમાં આપી બીજું રત્ન સાથે લઈને તે ત્યાંથી ચાલ્યો. વહાણમાં બેસી ચાલતાં એકદા રાત્રિએ પૂર્ણિમાના ચંદ્રને જોઇ વહાણના કાંઠાપર બેસી હાથમાં રત્ન લઇને બંનેના[1] તેજની તુલના કરવા લાગ્યો. તેવામાં કષ્ટથી પ્રાપ્ત થયેલાં રત્નને વારંવાર જોતાં ભીમસેનના હાથમાંથી અભાગ્યયોગે તે રત્ન સમુદ્રમાં પડી ગયું. તત્કાળ તે મૂર્છા પામી ગયો, પછી થોડીવારે સચેત થઈ પોકાર કરવા લાગ્યો “હા દૈવ ! તેં આ શું કર્યું ? રત્નનું હરણ કરતાં મારૂં જીવિત કેમ ન હર્યું ? મારા જીવિતને, જન્મને, માનુષ્યભવને અને દૈવને ધિક્કાર છે.” આવી રીતે વિલાપ કરતો ભીમસેન ફરીવાર મૂર્છા પામીને પડી ગયો. તેના કોલાહલના અવાજથી નાવિક પુરૂષો ત્યાં એકઠા થયા અને તેને પવન નાખી ક્ષણવારમાં તેની મૂર્છાનો ભંગ કર્યો. જ્યારે ચૈતન્ય આવ્યું ત્યારે તેણે નાવિકોને ઊંચે સ્વરે કહ્યું “ મારૂં રત્ન સમુદ્રમાં પડી ગયું છે, માટે નાવ ઊભું રાખો અને તેનો શોધ કરો.” તે સાંભળી પેલા વિદેશી મિત્રે તેને સમજાવીને કહ્યું 'મિત્ર! આ તને શું થયું છે? ક્યાં રત્ન ! ક્યાં જળ ! અને ક્યાં વહાણ ! કેમકે તારૂં રત્ન પડી ગયા પછી તો આપણે ઘણો પંથ કાપ્યો છે; માટે હે મહાબંધુ ! શોક છોડી દે, ધીરજ ધર, ખેદ કર નહિ; હું છતાં તને ઘણાં રત્નો મળશે, નહીં તો આ મારૂં ગુણવાન્ રત્ન લે; વળી અદ્યાપિ ભૂમિપર રૈવતાચલગિરિ વિદ્યમાન છે, માટે શા સારૂ વિલાપ કરે છે?” આવાં મિત્રનાં વચનથી મનમાં ધૈર્ય ધરી સમુદ્રનું ઉલ્લંઘન કરી ભીમસેન અનુક્રમે સમુદ્રના તીરની ભૂમિપર આવ્યો.

ત્યાંથી બન્ને મિત્ર રત્ન અને પાથેય લઈ રૈવતગિરિને માર્ગે ચાલ્યા. દુર્ભાગ્યના યોગથી માર્ગમાં ચોરોએ આવીને રત્ન ને પાથેય સર્વ લુંટી લીધું. પાથેય અને વસ્ત્રવગરના થઈ જવાથી નિરાહારી અને કૃશ શરીરવાળા તેઓ માર્ગમાં એક મુનિને જોઇ ઘણા ખુશી થયા. શાંત મનવાળા તે મુનિને ભક્તિથી નમસ્કાર કરી હૃદયમાં હર્ષ પામી

1 રત્નના ને ચંદ્રના તેજની

તે દુઃખી મિત્રોએ સ્વસ્થપણે પોતાનો સર્વ વૃત્તાંત કહી બતાવ્યો. પછી કહ્યું "હે મુનિ! દારિદ્ર અને દુર્ભાગ્યથી પીડિતોમાં અમે રાજા જેવા છીએ, તેથી હવે આ પર્વત ઉપરથી ઝંપાપાત કરીને મરણ પામવાના અભિલાષી છીએ. જેમ જળવિના મેઘ, જીવવિના શરીર, સુગંધવિના પુષ્પ, કમળવિના જળાશય, તેજવિના ચંદ્ર, સંસ્કૃત ભાષાવિના વાણી, આચારવિના કુલીનતા, વિદ્યાવિના તપસ્વીપણું, ભયવિના શૃંગાર, નાયકવિના સેના, સુપુત્રવિના કુળ, દાનવિના ધન, ગૃહિણી (સ્ત્રી) વિના ઘર, ન્યાયવિના વિનય, ચંદ્રવિના રાત્રિ, પ્રતિમાવિના પ્રાસાદ, દયાવિના ધર્મ, સત્યવિના વક્તૃતા અને નેત્રવિના મુખ, તેવી રીતે દ્રવ્યવિનાનો પુરૂષ છે." આવાં તેમનાં સખેદ વચન સાંભળી અતિ દયાળુ મુનિ તેઓ પ્રત્યે બોલ્યા "તમોએ પૂર્વજન્મમાં વારંવાર ધર્મ કર્યો નથી, તેથી તમને આ નિર્ધનપણું પ્રાપ્ત થયેલું છે, માટે હવે પ્રાણ ઉપર ખેદ કરો નહીં. પ્રાણીઓને સારા કુલમાં જન્મ, નિરોગીપણું, સૌભાગ્ય, અદ્ભુત સુખ, લક્ષ્મી, આયુષ્ય, યશ, વિદ્યા, મનોહર કાંતા, અશ્વ, હાથી, લાખો લોકોથી સેવા, ચક્રવર્ત્તી અને ઇંદ્રનો વૈભવ–એ સર્વ ધર્મથીજ પ્રાપ્ત થાયછે. માટે તમે ગિરિ ઉપરથી પડીને પ્રાણત્યાગ ન કરતાં સર્વ મનોરથને આપનારા આ રૈવતગિરિપર જાઓ. હે ભીમસેન! તેં પૂર્વજન્મમાં અનીતિવડે એક મુનિને અઢાર ઘડીસુધી પીડ્યા હતા, તેનું આ ફળ છે. પ્રાજ્ઞપુરૂષોએ બાહ્ય અભ્યંતર બંને પ્રકારે મુનિની આરાધના કરવી, વિરાધના કરવી નહિ; તેમની વિરાધના કરવાથી કષ્ટ પ્રાપ્ત થાયછે અને સેવા કરવાથી ઈષ્ટ પ્રાપ્ત થાયછે. હે ભદ્ર! હવેથી તારૂ કલ્યાણ થશે, તેમાં કાંઈ પણ સંશય રાખીશ નહિ, કેમકે હવે અશુભ કાળ વીતી ગયો છે, તેથી જરા પણ ખેદ કરીશ નહિ. આ અખિલ ભૂમિ તારાવડે જિનમંદિરોથી મંડિત થશે, તારા જેવો કોઈ પુણ્યવાન્ નર થશે નહિ." મુનિના આવા ઉપદેશથી ભીમસેન વિદેશી મિત્રની સાથે તે મુનિને નમી શુભ ચિંતન કરતો રૈવતાચલ તરફ ચાલ્યો. અનુક્રમે રૈવતગિરિપર આવી ઘોર તપ કરીને તે શ્રી નેમિનાથની પૂજા કરવા લાગ્યો. એકદા કોઇ સંઘ ત્યાં યાત્રા કરવા આવ્યો, તેમાં સંઘપતિ ભીમસેનનો અનુજ બંધુ હતો. તે સંઘ અને અમાત્યની સાથે શ્રી જિનાલયમાં પ્રભુની આરતિ ઉતારતો ભીમસેનના જોવામાં આવ્યો. આરતિ ઉતાર્યા પછી તેણે ભીમસેનને જોતાંજ ઓળખ્યો, એટલે અમાત્યોને કહ્યું "આ તરફ જુઓ, આ કોણ છે?" અમાત્યો બોલ્યા "રાજન્! આ તમારા ભાઈ ભીમસેન છે કે જેને આપણે દરેક દેશમાં ચર મોકલીને શોધાવ્યા હતા." પછી ત્યાંથી સર્વે ઉઠ્યા એટલે અતિ હર્ષ પામેલા રાજાએ ભીમસેનને આલિંગન કરી નમસ્કાર કર્યો. ભીમસેન

પણ પ્રીતિરૂપી વેલને વધારવાને માટે અશ્રુજળને સિંચતો હર્ષથી વારંવાર આલિંગન કરી કરીને પોતાના લઘુ બંધુના મસ્તકપર ચુંબન કરવા લાગ્યો. અનુજ બંધુ ભક્તિથી બોલ્યો "ભાઈ ભીમસેન ! એવું કોઈ સ્થાન બાકી રહ્યું નથી, કે જ્યાં મેં તમને શોધ્યા નહિ હોય. પ્રિય ભાઈ! આટલા વર્ષસુધી મારાવિના તમે ક્યાં રહ્યા હતા? મેં તમારૂ રાજ્ય થાપણની જેમ આજસુધી જાળવ્યું છે, હવે તેનો સ્વીકાર કરો." આવા અતિવિનીત વચનથી મનમાં હર્ષ પામેલા અને સારગ્રાહી બુદ્ધિવાળા ભીમસેને મંત્રીઓની સાથે પોતાનું રાજ્ય પાછું ગ્રહણ કર્યું. પછી નિર્મળ જળથી પોતે સ્નાન કરી, પ્રભુને સ્નાન કરાવી, પૂજન કરીને શુભ વાસનાવાળા ભીમસેને વિધિપૂર્વક આરતી ઉતારી અને પ્રતિદિન નવીન મહોત્સવપૂર્વક અઠ્ઠાઇઉત્સવ કરી અનુજ બંધુની સાથે તેણે શ્રીનેમિનાથની પૂજા કરી. પછી જીનેશ્વરને નમી ભીમસેન પોતાના દેશ તરફ ચાલ્યો. માર્ગમાં અનેક રાજાઓએ પૂજેલો ભીમસેન મોટા ઉત્સવોથી પોતાની નગરીમાં આવી પહોંચ્યો. પોતાના સુલક્ષણી રાજાને જોઈ ઉત્સાહવાન્ થયેલા નગરજનોએ નૃત્યાદિ વિવિધ ઉત્સવોપૂર્વક તેમને નગરમાં પ્રવેશ કરાવ્યો. પુરસ્ત્રીઓએ ગોખમાંથી વધાવવાને નાખેલી લાજાને ગ્રહણ કરતો રાજા ઉત્સુક મનથી સૌના આશીર્વાદપૂર્વક પોતાના મંદિરપાસે આવ્યો. વસ્ત્ર, દ્રવ્ય, તાંબૂલ, અશ્વ, વાણી અને દૃષ્ટિથી સર્વ લોકનું સન્માન કરી, સર્વને વિદાય કરીને પછી પોતે મંદિરમાં પેઠો. પ્રથમ કુળદેવતાને નમસ્કાર કરી પોતાના બંધુનીસાથે ભોજન લઈ ક્ષણવાર વિશ્રામ લઇને તે સભ્યજનોથી અલંકૃત એવી સભામાં આવ્યો. એવી રીતે ભીમસેન ત્રાસ પમાડ્યા વગર પોતાની પ્રજાનું રક્ષણ કરતો, વ્યાધિરહિત થઇને ધર્મ કરતો, અલોભી હોવાથી દ્રવ્યને નહીં ગ્રહણ કરતો અને શક્તિ ફોરવ્યાવિના શાંતિથી રાજ્ય કરતો રહેવા લાગ્યો. જ્યારથી ભીમસેન રાજ્યપર બેઠો ત્યારથી ચોર લોકોની તો માત્ર વાર્ત્તાજ રહી હતી; નગરજનો કદિપણ પીડિત થતા નહિ અને લોકમાં કોઇ પણ ધર્મથી ભ્રષ્ટ થતું નહિ. પ્રથમ પોતે ક્રોધના આવેશમાં પોતાના માતાપિતાને મારી નાખ્યાં હતાં, તેમનો શોક કરતાં ભીમસેને માતાપિતાને ઉદ્દેશીને બધી પૃથ્વી જિનપ્રાસાદથી મંડિત કરી દીધી. સંસારી વિકારને ત્રાસ આપનાર એવા તેણે દીનજનની દીનતાને દૂર કરતા અને દેવ ગુરૂપર ભક્તિ ધારણ કરતા સુખે રાજ્ય ચલાવવા માંડ્યું. શત્રુઓથી અલંઘ્ય એવા ભીમસેને પોતાના અનુજ બંધુને યુવરાજપદ આપી પેલા વિદેશી મિત્રને કોશાધ્યક્ષ કર્યો.

એક વખતે જિનપૂજન કરવામાં ઉદ્યમી ભીમસેન બહાર ઉદ્યાનમાં ગયો.

ત્યાં એક વિદ્યાધરને જોઇ તેણે પૂછયું "તમે ક્યાંથી આવો છો?" વિદ્યાધર બોલ્યો "હે રાજા! શત્રુંજય અને ઉજ્જયંત (ગિરનાર) ગિરિપર રહેલા પ્રભુને નમસ્કાર કરીને હું અહીં જિનેશ્વરને નમવા માટે આવેલો છું." તે વિદ્યાધરનાં વચનથી રાજાને સ્મરણ થયું કે મને ધિક્કાર છે કે હું રૈવતગિરિપર જઈને પ્રભુને નમતો નથી. એવી ચિંતા કરતો રાજા પોતાના અનુજબંધુ જયસેનને રાજ્ય આપી તત્કાળ અલ્પ પરિવાર અને સમૃદ્ધિ સાથે લઈ રૈવતગિરિ તરફ ચાલ્યો. અનુક્રમે પ્રથમ શત્રુંજયગિરિપર જઇ ત્યાં શ્રી આદિનાથ પ્રભુને નમી, પૂજી અને અઠાઈ ઉત્સવ કરી ત્યાંથી રૈવતગિરિપર ગયો; ત્યાં કર્પૂર, કેશર, ઉત્તમ ચંદન અને નંદનવનમાં થયેલાં વિવિધ પુષ્પોથી શ્રીનેમિનાથની પૂજા કરી. સર્વ યાચકોના અર્થને પૂરતા ભીમસેને દાન, શીલ, તપ અને ભાવના ભેદથી પ્રવર્ત્તી ત્યાં રહીને ચાર વર્ષ નિર્ગમન કર્યાં. પછી પ્રમાદરહિત એવા તેમણે જ્ઞાનચંદ્ર મુનિનીપાસે મુક્તિને આપનારી દીક્ષા ગ્રહણ કરી. એ ભીમસેન રાજા આ મહામુનિ થઈને અહીં તપસ્યા કરે છે. જેણે પૂર્વે મહાપાપ કર્યાં છે એવા આ રાજમુનિ આ ગિરનાર ઉપરજ રહીને આજથી આઠમે દિવસે કેવળી થઈ મુક્તિપદને પામશે.

હે દેવતાઓ! અમે અર્બુદાચળ (આબુ) ગયા હતા, ત્યાં જ્ઞાનચંદ્ર મુનિના મુખથી આ પર્વતરાજનું આ પ્રમાણે માહાત્મ્ય સાંભળ્યું હતું. મહાપાપના કરનારા અને મહા દુષ્ટ એવા કુષ્ટાદિક રોગવાળા પુરૂષો આ રૈવતગિરિના સેવનથી સર્વ સુખના ભાજન થાય છે. આ ગિરિઉપર ભાવથી જો અલ્પદાન કર્યું હોય તોપણ તે બહુ થઈ અતિ વૃદ્ધિ પામીને મુક્તિરૂપી સ્ત્રીની પ્રાપ્તિ કરે છે. આ ગિરિપર દ્રવ્યાભિલાષીને દ્રવ્ય, સુખાભિલાષીને સુખ, રાજ્યાભિલાષીને રાજ્ય અને ઇંદ્રપણાને ઇચ્છનારને ઇંદ્રપણું પ્રાપ્ત થાયછે. જે તીર્થને શ્રીનેમિનાથ પ્રભુએ પોતે પણ આશ્રિત કરેલું છે, તે સર્વ પાપહારી તીર્થને બીજા કયા પુરૂષો ન સેવે? આ પ્રમાણે માહેંદ્ર ઇંદ્રનાં મુખથી સાંભળીને સર્વ ભક્તિપરાયણ દેવતાઓ વિધિથી જિનપૂજાદિ કરી પોતપોતાને સ્થાનકે ગયા.

આ કથા કહીને શ્રીવીરપ્રભુ ઇંદ્રને કહે છે કે હે ઇંદ્ર! એવી રીતે ઘણા મુનિવરો આ તીર્થ ઉપર પોતાનાં પાપકર્મને ખપાવી મુક્તિપદને પામ્યા છે. એ તીર્થ ભવિષ્યમાં થનારા શ્રીનેમિનાથ પ્રભુના આશ્રયભૂત થવાનું હોવાથી ભરત રાજાએ આ અવસર્પિણી કાળમાં પ્રકાશિત કરેલું છે. રૈવતગિરિના મંડનરૂપ એ શ્રીનેમિનાથપ્રભુ હરિવંશમાં થયેલા છે, તેથી પ્રથમ તે વંશનું સંક્ષેપમાં વર્ણન કરી સંભળાવું છુ.—

## હરિવંશોત્પત્તિ.

તે તે પુરૂષરત્નોની ખાણરૂપ, અનેક પર્વને ધરનાર અને કલ્યાણની

કસોટિ જેવો હરિવંશ સારી રીતે જય પામો—આ ભરતક્ષેત્રમાં ઉત્તમ તેજથી વિરાજિત અને વિક્રમથી શત્રુઓના કોશને હરણ કરનારી કૌશાંબી નામે એક ઉત્તમ નગરી છે. જે નગરીમાં ચમત્કારી કાવ્યને પઢતી મેનાઓ વાચાળ વિદ્વાનોને પણ વિસ્મય પમાડે છે, જ્યાં પરસ્પર લોકોના સંઘટ્ટથી ઘસાતા મુગુટનાં રત્નોનાં કિરણો ચારેતરફ રહેલાં વાસગૃહોને વિચિત્ર કરે છે, જ્યાં લોકો સદા આનંદમય, વિગ્રહને શાંત કરનાર અને સુંદર શરીરવાળા વસે છે, જેમના ઊંચા ગ્રહોનીપાસે શુભ ગ્રહો ઈર્ષ્યા કરે છે, અને જ્યાં અહમિંદ્ર જેવા શ્રી જિનેન્દ્રની આજ્ઞાથી વિભૂષિત ગૃહસ્થો વિશેષ ધર્મ આરાધવાની ઇચ્છાથી જાણે દેવતાઓ વિવિધ ભૂષણને ધારણ કરીને પૃથ્વીપર આવ્યા હોય તેવા જણાય છે. આવી કૌશાંબી નગરીમાં ભુવનના વિશાળ પ્રદેશની અંદર પોતાનાં શુભવ્રતને[1] પ્રસારનાર અને વિદ્વાનોના માનસમાં[2] હંસસમાન સુમુખ નામે એક રાજા હતો. તે સજ્જનોમાં સજ્જન, વિદ્વાનોમાં વિદ્વાન્, શત્રુઓમાં શત્રુ, બળવાન્માં બળવાન્, ધર્મીષ્ટમાં ધર્મી અને રૂપવંતમાં રૂપવાન્ હતો. અરિહંત પ્રભુ વીતરાગ છતાં તેના ચિત્તમાં સરાગની જેમ વસ્યા હતા, અને યતિજનો પણ તેના ગુણોથી સંયત[3] થયા હોય તેમ તેના નગરમાં આવીને રહેતા હતા. વિશ્વને સુખ કરનાર અને પોતાના ગુણોથી વિરાજમાન તે રાજા પોતાના વિશ્વાસયોગ્ય કર્મથી સર્વ વિશ્વનાં ઐશ્વર્યનું પાલન કરતો હતો.

એક વખતે દેવવૃક્ષની[4] જેમ ફળ, પલ્લવ અને પુષ્પોને વિકાશ, કરતી વસંતઋતુ વનમાં પ્રસરી. એ ઋતુમાં ઘણી લીલા કરતી રમણીઓની સાથે ક્રીડા કરવાને માટે સુમુખ રાજા ઉદ્યાનમાં જતો હતો, તેવામાં એક સુકુમાર બાળા તેના જોવામાં આવી. પુષ્ટ અને ઉન્નત સ્તનના ભારથી તેનું અંગ નમી ગયું હતું, વદન ઉપર કામદેવના બાણનું ભાથું હોય તેવી નાસિકા હતી, ચકિત હરિણીનાં જેવાં લોચન હતાં, નિતંબ અને મધ્યભાગ મનોહર હતો, કામદેવ અને રતિના ધનુષ્યના જેવી ભ્રકુટિ હતી અને તેણીના કરચરણ કમળના જેવા કોમળ હતા. તે સુંદરીને જોઈ મનને મથન કરે તેવા મન્મથનાં બાણોથી રાજા શિથિલ થઈ ગયો. તત્કાળ હૃદયમાં સંકલ્પવિકલ્પ કરવા લાગ્યો ' શું સ્વર્ગને જીતીને પૃથ્વીપર વિજય કરવાને માટે આ દેવી આવેલ હશે ? અથવા શું કોઈ પુણ્યભોક્તા પુરૂષનાં પુણ્ય તેને હરી લાવ્યાં હશે ? ' આવી ચિંતામાં નિમગ્ન થયેલો રાજા ત્યાંથી એક ડગલું પણ ભરી શક્યો નહિ, એટલે જાણે તેનો ભાવ જાણવાને ઇચ્છતો હોય તેમ તેનો મંત્રી શુદ્ધ વાણીએ બોલ્યો " સ્વામી ! આપણું તમામ લશ્કર આગળ ચાલ્યું ગયું છે તો હવે કેમ વિલંબ કરો છો ? તમારી સાથે રમવાની ઇચ્છા કરતી વસંતલક્ષ્મી ઉત્કંઠિત થઇને

૧ આચરણ ૨ મન ૩ આકર્ષિત, ખેંચાયલા ૪ કલ્પવૃક્ષ.

રાહ જુએ છે. મંત્રીની તેવી ભિન્ન વાણી સાંભળી રાજા તે રમણીમાં પોતાનું હૃદય મૂકી વક્રગ્રીવાથી[1] અવલોકન કરતો કરતો માંડ માંડ ત્યાંથી આગળ ચાલ્યો. સર્વ શરીરમાં કામદેવ વ્યાપ્ત થયેલો હોવાથી એ પરિતાપી રાજા અલ્પ જળમાં રહેલાં માછલાંની જેમ વસંતમાં, સ્ત્રીજનમાં, કમળોમાં, વાપિકામાં, વિકાશી બોરસળીમાં કે કરેણના પુષ્પ ઉપર જરાપણ પ્રીતિ પામ્યો નહિ. જેની બીજી ઇંદ્રિયો બહેરાશ પામી ગઈ છે એવો સુમુખ રાજા આગળ, પડખે, પછવાડે, શયનમાં, વનમાં અને ગૃહમાં જેવી તે સ્ત્રીને જોઈ હતી, તેપ્રમાણે તેનેજ જોવા લાગ્યો. રાજાની આવી અવસ્થા જોઈ સુમતિ નામનો મંત્રી જાણે તેના ભાવને જાણતોજ ન હોય તેમ ભક્તિથી બોલ્યો "હે સ્વામી ! સર્વ પૃથ્વી ઉપર તમારી આજ્ઞા માન્ય છે, રણમાં તૃણની જેમ તમે સર્વ શત્રુઓને જીતીને નમાવી દીધા છે અને મૂર્ત્તિમતી હોય તેમ શાશ્વત લક્ષ્મી તમારાં ઘરમાં સદા વસે છે, તે છતાં તમને ખેદ થવાનું કાંઇપણ કારણ મારા સમજવામાં આવતું નથી. હે મહારાજા ! સર્વ આપત્તિ દૂર ગયેલ છે, તે છતાં તમે કેમ ખેદ કરો છો ? કેમ ગ્લાનિ પામીને બેસી રહો છો ? અને કેમ નિશ્વાસ મૂકો છો ? તે મને જરૂર કહો " આવાં સુમતિ મંત્રીનાં વચન સાંભળી રાજા બોલ્યો " હે મંત્રી ! તમે જાણો છો, તે છતાં અજાણ્યા હો તેમ કેમ પૂછો છો ? આજે આ વનમાં આવતાં રતિ અને અરતિ બંનેને આપનારી અને સર્વ સ્ત્રીઓનાં રૂપને લુંટનારી એક મનોહર બાળા મારા જોવામાં આવી છે. તેણીએ પોતાનાં કટાક્ષનાં તીક્ષ્ણ બાણથી મારા મનને ઉતરડી તેમાંથી જ્ઞાતાપણું હરી લીધું છે, તેથી હું ચેતનરહિત થઈ ગયો છુ." તે સાંભળી મંત્રીએ હાસ્ય કરીને કહ્યું "હે રાજન્ ! તમને દુઃખ આપનાર તે કારણ મારા જાણવામાં આવ્યું છે. તે બાળા **વનમાળા** નામે વીરકુવિંદની સ્ત્રી છે, તે હું તમને મેળવી આપીશ, માટે તમે સુખેથી રાજમહેલમાં પધારો." મંત્રીનાં વચનથી હર્ષ પામેલો રાજા તેની પૃષ્ઠ ઉપર હાથ ફેરવી પરિવાર સાથે ચેતનરહિત થઈ રાજમંદિરમાં ગયો.

હવે સુમતિ મંત્રીએ વનમાળાને મેળવવાનો ઉપાય વિચારી નિશ્ચય કરીને એક **આત્રેયિકા** નામની પરિવ્રાજિકાને વનમાળા પાસે મોકલી. વિચિત્ર ઉપાય જાણવામાં નિપુણ એવી આત્રેયી તરતજ તેને ઘેર ગઇ. વનમાળાએ વંદના કરી, પછી તે બોલી " વત્સે ! ઘર્મથી મ્લાની પામેલી કમલિનીની જેમ, દિવસે ચંદ્રની કળાની જેમ અને વનમાં દગ્ધ થયેલી **કદલીની** જેમ તું ફીકી કેમ જણાય છે ?" વનમાળા તેની ઉપર વિશ્વાસ લાવી નિઃશ્વાસ મૂકીને બોલી "હે માતા ! દુર્લભ વ-

૧ વાંકીડોક

સ્તુની સ્પૃહા કરનારી હું મંદબુદ્ધિવાળી આપને શું કહું ? આજે જંગમ કલ્પવૃક્ષની જેવા મહાસુંદર અહીંના રાજા માર્ગમાં જતા મારા જોવામાં આવ્યા, તેઓ મારા પતિ નથી પણ મારી તેમના ઉપર પ્રીતિ થઈ છે; પરંતુ સર્વ પ્રકારના દૈવતવાળા અને ઉત્તમ કુળવાન્ એ રાજા ક્યાં અને હીનજાતિવાળી હું ક્યાં ! અરે ! દૈવસ્થિતિ વિષમ છે. ઈષ્ટ પદાર્થની પ્રાપ્તિ દુર્લભ હોવાથી નિર્દય કામદેવની પીડાથી પીડાતી, કુજાતિમાં ઉત્પન્ન થયેલી અને મંદ ભાગ્યવાળી મને હવે મરણનુંજ શરણ છે. " આપ્રમાણે કહેતી વનમાળાપ્રત્યે આત્રેયી બોલી "વત્સે ! ખેદ કર નહિ, મંત્રયંત્રાદિકવડે હું તારો મનોરથ પૂર્ણ કરીશ. " એવી રીતે વનમાળાને ધીરજ આપી આત્રેયી હર્ષ પામતી મંત્રીને ઘેર આવી અને કાર્યસિદ્ધિની બધી વાર્ત્તા કહી સંભળાવી. મંત્રી અર્ધ રાત્રે એ બાળાને ગુપ્ત રીતે આત્રેયીની મારફત રાજાના સ્થાનમાં લાવ્યો અને પ્રીતિથી રાજાને અર્પણ કરી. જેમ ચન્દ્ર અને ચન્દ્રિકા, દેહ અને છાયા, સમુદ્ર અને સરિતા, તેમ તે બન્ને અતિપ્રેમથી સર્વદા જોડાઈ રહ્યાં. સુમુખરાજા તે મનોહરાની સાથે ઉદ્યાનમાં, વાપિકાઓમાં, મહેલોમાં, સરિતાનાં તીરમાં અને ગિરિના શિખર ઉપર યથેચ્છપણે રમવા લાગ્યો.

અહિં વનમાળાનો પતિ વીરકુવિન્દ જાણે ભૂતે પ્રવેશ કર્યો હોય, ઉન્મત્ત હોય અને સર્વસ્વ હરી લીધેલો હોય તેવો થઇ ગયો. એ વિયોગીને તૃષા, ક્ષુધા, નિદ્રા, છાયા, આતપ, મહેલ કે લોકમાં કોઈ ઠેકાણે પણ પ્રીતિ રહી નહિ. મલીન શરીરપર જીર્ણવસ્ત્ર ધરતો, હાથમાં કર્પર[1] રાખતો અને દેવનિર્માલ્યને ધારણ કરતો વીરકુવિન્દ ઘેર ઘેર ફરવા લાગ્યો. કેશ છુટા મૂકી, સર્વ અંગને કંપાવતો એ વીરકુવિન્દ પામરલોકોથી વીંટાઈ ચૌટામાં અને શેરીએ શેરીએ ભટકવા લાગ્યો. ' હે પ્રિયા વનમાળા ! હે કૃશોદરિ ! હે સુલોચના ! મને મૂકીને તું કયાં ગઈ છે ? પ્રત્યુત્તર આપ. ' નગરના બાળકોએ વીરકુવિન્દનું અનુકરણ કરી તે પ્રમાણે બોલી મોટો કોલાહલ કર્યો; કર્ણને અપ્રિય તે કોલાહલ ઘરમાં રહેલા રાજાના સાંભળવામાં આવ્યો. ' આ શુ છે ? ' તે જાણવાની ઇચ્છાએ કૌતુકથી લોચનને પ્રફુલ્લિત કરતો રાજા વનમાળાની સાથે ગૃહના આંગણામાં આવ્યો. તેવામાં વિકૃતિ ભરેલા આકારવાળા અને સર્વ અંગમાં ધૂલિવડે ધૂસર એવા વીરકુવિન્દને અચેતન જેવો જોઈ રાજારાણી વિચારમાં પડ્યા. છેવટે તેને ઓળખવાથી તેઓ બોલ્યાં " અહો ! નિર્દય શિકારીઓની પેઠે આપણે દુઃશીલ થઇને આ મહા નિર્દય કામ કર્યું છે અને આ વિશ્વાસી ગરીબ પુરૂષને છેતર્યો છે. અરે ! અવિવેકી અધમ પુરૂષોની

૧ રામપાતર કે ફુટેલુ ઠીકરૂ.

વિષયલંપટતાને ધિક્કાર છે. આપણી જેવા પાપીજનોને નરકમાં પણ સ્થાન મળવું દુર્લભ છે. જેઓ અહોરાત્ર જિનધર્મને સાંભળે છે, આચરેછે અને પોતાના વિવેકવડે વિશ્વનો ઉપકાર કરેછે તેઓ સર્વદા વંદનીય છે." આવી રીતે પોતાને નિંદતા અને ધર્મીજનને અભિનંદતા તે સુમુખરાજા અને વનમાળાની ઉપર તેજ વખતે અકસ્માત્ આકાશમાંથી વિજળી પડી અને તેણે તે બન્નેના પ્રાણ હરી લીધા. પરસ્પર સ્નેહના પરિણામથી અને શુભધ્યાનથી મૃત્યુ પામીને તેઓ બંને હરિવર્ષક્ષેત્રમાં જુગળીઆપણે ઉત્પન્ન થયા. માતાપિતાએ હરિ અને હરિણી એવાં તેમનાં નામ પાડ્યાં. પૂર્વજન્મની જેમ તેઓ અવિયોગી દંપતી થયાં. દશ પ્રકારનાં કલ્પવૃક્ષોએ જેમના મનોરથ પૂરેલા છે એવા તેઓ દેવની જેમ સુખે વિલાસ કરતા રહેવા લાગ્યા.

સુમુખરાજા અને વનમાળા વિદ્યુત્પાતથી મૃત્યુ પામ્યા પછી વીરકુવિંદે દુસ્તપ બાલતપસ્યા કરવાનો આરંભ કર્યો. પ્રાંતે મૃત્યુ પામીને તે સૌધર્મકલ્પમાં કિલ્વિષ દેવ થયો. અવધિજ્ઞાનથી તેણે પોતાનો પૂર્વજન્મ જોયો એટલે તે સંબંધે તત્કાળ પેલાં હરિ અને હરિણી તેના જોવામાં આવ્યાં. તે વખતેજ ઉગ્રરોષથી રાતાં નેત્ર કરી ભ્રકુટિવડે ભયંકર થઇને તે શીઘ્ર હરિવર્ષમાં આવ્યો. તેણે વિચાર કર્યો કે "આ બંને જુગળીઆનો અહિં વધ કરવો ઠીક નથી, કેમકે જો અહીં મૃત્યુ પામે તો આ ક્ષેત્રના પ્રભાવથી તેઓ અવશ્ય સ્વર્ગમાં જશે. માટે એ મારા કટ્ટા શત્રુઓને દુર્ગતિમાં લઈ જનારા અને અકાળે મૃત્યુ આપનારા કોઈ બીજા સ્થાનમાં લઈ જઉં." આવો નિશ્ચય કરી તે દેવ તેનાં કલ્પવૃક્ષોસહિત તે જુગળીઆને આ ભરતક્ષેત્રમાં ચંપાનગરીનેવિષે લાવ્યો.

પ્રથમ શ્રી ઋષભસ્વામીના પુત્ર બાહુબલિને સોમયશા નામે પુત્ર થયો હતો. તેના વંશમાં જે રાજાઓ થયા, તે સર્વ ચંદ્રવંશી અને ઈક્ષ્વાકુકુળના કહેવાયા. સોમયશાનો પુત્ર શ્રેયાંસ થયો, અને તે પછી ભૂમ, સુભૂમ, સુઘોષ, ઘોષવર્દ્ધન, મહાનંદી, સુનંદી, સર્વભદ્ર, અને શુભંકર ઇત્યાદિ નામના અસંખ્ય રાજાઓ સ્વર્ગ અને મુક્તિ પામ્યા. પછી ચંદ્રકીર્ત્તિ નામે રાજા ચંપાનગરીમાં થયો, તે પુત્રરહિત મરણ પામ્યો. તે સમયે સર્વ મંત્રીઓ કોઈને રાજા કરવા માટે ઉપાય ચિંતવતા હતા, તેવામાં આ કિલ્વિષદેવે અંતરીક્ષમાં આવીને કહ્યું. "હે મંત્રીઓ! હે લોકો! તમે મનમાંઆવી મોટી ચિંતા કેમ કરો છો? અનેક શત્રુઓને નમાવનાર આ પુરૂષ તમારા સારા ભાગ્યથી તમારો રાજા થશે. તેને આ કલ્પવૃક્ષોના ફળની સાથે મદ્ય માંસ પણ આપજો, અને તે સ્ત્રી ભર્ત્તારને સ્વેચ્છાચારી તેમજ દુરા-

ચારી થવા દેજો. લોકોને આવી શિક્ષા આપી, તેઓનું આયુષ્ય ટુંકું કરી અને સો ધનુષ્‌ની કાયા કરી તે કિલ્વિષદેવ કૃતાર્થ થઈને અંતર્ધાન થઇ ગયો. પછી પ્રીતિથી ભરપૂર એવા સામંત અને મંત્રીઓએ મંગળિક શબ્દો કરી તીર્થોનાં જળ લાવી હરિનો રાજ્ય ઉપર અભિષેક કર્યો. શીતળસ્વામીનાં તીર્થમાં એ હરિરાજા થયો, તેનાથી અનેક રાજાઓને ધારણ કરનારો હરિવંશ પૃથ્વીમાં પ્રસિદ્ધ થયો. હરિરાજાએ સમુદ્રમેખલાવાળી પૃથ્વીને સાધી લીધી અને લક્ષ્મીના જેવી અનેક રાજકન્યાઓની સાથે પાણિગ્રહણ કર્યું. કેટલોક કાળ ગયા પછી હરિરાજાથી હરિણીનેવિષે વિશાળ વક્ષસ્થલવાળો પૃથ્વીપતિ નામે પુત્ર થયો. હરિ અને હરિણી અનેક પ્રકારનાં પાપ ઉપાર્જન કરીને મરણ પામ્યાં. પછી તેનો પુત્ર પૃથ્વીપતિ પૃથ્વીનો પતિ થયો. ચિરકાળ રાજ્ય પાળી છેવટે મહાગિરિ નામના પુત્રને રાજ્યપર બેસારી તપસ્યા કરીને તે સ્વર્ગે ગયો. તેનો પુત્ર હિમગિરિ, તેનો પુત્ર વસુગિરિ, તેનો પુત્ર ગિરિ, તેનો પુત્ર મિત્રગિરિ, અને તેનો પુત્ર સુયશા થયો. ચંદ્રવંશના એ સર્વ રાજાઓ જિનધર્મના ધુરંધર, ત્રિખંડના ભોક્તા અને સંઘના અધિપતિ થયા. એવી રીતે અનુક્રમે હરિવંશમાં અસંખ્ય રાજાઓ થયા. તેઓમાં કેટલાક તપથી સ્વર્ગે ગયા અને કેટલાક મોક્ષે ગયા. આપ્રસંગે તે વિસ્તાર પામેલા વંશમાં થયેલા વિશમા તીર્થંકર **શ્રી સુવ્રતસ્વામીનું** પાંચ પર્વ (કલ્યાણક)વડે અભિરામ એવું ચરિત્ર કહેવામાં આવેછે.

## શ્રી મુનિસુવ્રત સ્વામીચરિત્ર.

આ ભરતક્ષેત્રને વિષે મગધદેશના મંડનરૂપ રાજગૃહ નામે નગર છે; જે આ પૃથ્વીના સ્વસ્તિકરૂપ કહેવાય છે; જ્યાં ઘેર ઘેર સુમેરૂગિરિથી તેનાં શિખરો આવ્યાં હોય તેવા દારિદ્રને ચોરનારા કનકના રાશિ જણાય છે. એ નગર તીર્થસ્વરૂપ હોવાથી, ભવ્ય પ્રાણીઓના ઉપજવાથી, સુંદર ચૈત્યોથી અને પવિત્ર પ્રદેશોથી મુનિઓને પણ સદા સેવા કરવા યોગ્ય થઈ પડયું હતું. સુપર્વ[1] દેવતાઓથી, [2]બુધ પંડિતોથી, [3]કવિઓથી, [4]કલાધારીઓથી અને પ્રીતિથી સ્થિતિ કરીને રહેલા [5]ગુરૂથી તથા [6]મિત્રથી એ નગર સ્વર્ગથી પણ અધિક[7] જણાતું હતું. તે નગરને વિષે હરિવંશમાં મુક્તામણિ જેવો નિર્મળ અને ઉગ્રતેજથી સૂર્ય જેવો સુમિત્ર નામે રાજા થયો. તેણે વિનયથી, બળથી અને સૌભાગ્યથી વિદ્વાનો, શત્રુઓ અને સ્ત્રીઓનાં ચિત્તમાં નિવાસ કર્યો હતો. તે રાજાને જાણે જંગમ પદ્મા[8] દેવી

૧ સારા પર્વવાળા દેવતાઓ. ૨ વિદ્વાન્ અને બુધનો ગ્રહ ૩ બીજે અર્થ શુક્રનો ગ્રહ ૪ કળાવાળા લોકો અને ચંદ્ર ૫ શિક્ષાચાર્ય અને ગુરૂનો ગ્રહ ૬ દોસ્ત અને સૂર્ય. ૭ રાજગૃહી નગરીમાં આ પાંચ ઉત્તમ ગ્રહો હતા સ્વર્ગમાતો ઉત્તમ ગ્રહો સાથે હલકા ગ્રહો પણ હોય છે પણ રાજગૃહ નગરમાનો બુધ, શુક્ર, ચંદ્ર, ગુરૂ અને સૂર્ય એ સારાજ ગ્રહો હતા તેથી આ નગર સ્વર્ગથી પણ અધિક હતું. ૮ લક્ષ્મી.

હોય તેવી **પદ્માદેવી** નામે નિર્વિકારી રાણી હતી, જે તેના અર્ધ અંગને અને રાજ્યને અલંકૃત કરતી હતી. બાહ્ય અને અભ્યંતર નિર્મળ એવા શીલાદિક ગુણોથી હારાદિકવડે શરીરની જેમ તે પોતાના આત્માને શોભાવતી હતી.

અહિં પ્રાણતકલ્પમાંથી દેવભવ પૂર્ણ કરી શ્રાવણમાસની પૂર્ણિમાએ પ્રભુ પદ્માદેવીની કુક્ષિમાં અવતર્યા. તે સમયે સુખે સુતેલાં પદ્માદેવીએ તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહાસ્વપ્ન રાત્રિના શેષભાગે અવલોકયાં. સમય આવતાં જ્યેષ્ઠમાસની કૃષ્ણઅષ્ટમીએ શ્રવણનક્ષત્રમાં કૂર્મનાં લાંછનવાળા અને તમાલના જેવી શ્યામકાંતિવાળા કુમારને દેવીએ જન્મ આપ્યો. દિક્કુમારીઓએ આવી ભક્તિથી સૂતિકર્મ કર્યું. પછી ઈંદ્ર એ વીશમા તીર્થંકરને મેરૂગિરિપર લઇ ગયા. ત્યાં સૌધર્મઇંદ્રના ઉત્સંગમાં રહેલા જગદ્ગુરૂને ત્રેસઠ ઇંદ્રોએ પવિત્ર તીર્થોદકવડે જન્માભિષેક કર્યો. ( પછી ઈશાનેંદ્રના ખોળામાં બેસારીને સૌધર્મેન્દ્રે અભિષેક કર્યો. ) એ પ્રમાણે સર્વે દેવનાયકો ભક્તિથી પૂજા અને સ્તુતિ કરી, પ્રભુને માતા પાસે મૂકી નંદીશ્વરદ્વીપે ગયા અને ત્યાં અઠાઇમહોત્સવ કરી પોતપોતાને સ્થાનકે ગયા. સુમિત્રરાજાએ પ્રાતઃકાળે પુત્રનો જન્મોત્સવ કર્યો અને લોકને પ્રસન્ન કરી મુનિસુવ્રત એવું પ્રભુનું નામ પાડયું. ત્રણ જ્ઞાનવડે પવિત્ર આત્માવાળા સર્વજ્ઞ પ્રભુ બાલવયનું ઉલ્લંઘન કરીને યૌવનવયમાં વીશ ધનુષ્યની કાયાવાળા થયા. પછી પૃથ્વીપુરના અધિપતિ પ્રભાકર રાજાની પુત્રી પ્રભાવતીને સ્વયંવરમાં પરણ્યા. કેટલેક સમયે પૂર્વદિશાથી સૂર્યની જેમ મુનિસુવ્રતસ્વામીને પ્રભાવતી દેવીથી સુવ્રત નામે પુત્ર થયો. ભગવંતે રાજ્ય પાળી ફાલ્ગુનમાસની શુકલદશમીએ શ્રવણનક્ષત્રમાં એક હજાર રાજાઓની સાથે દીક્ષા લીધી. ફાલ્ગુનમાસની કૃષ્ણદ્વાદશીએ શ્રવણનક્ષત્રમાં પ્રભુને ઘાતિકર્મનો ક્ષય થવાથી કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ઈંદ્રે તેનો મહોત્સવ કર્યો.

વિશ્વને દેશનાના કિરણોથી પ્રબોધ કરતા ભગવંત એક વખતે રાત્રે **પ્રતિષ્ઠાન** નામે નગરમાં સમોસર્યા. ત્યાંથી પોતાનો પૂર્વભવનો મિત્ર એક અશ્વ ભરૂચમાં અશ્વમેધયજ્ઞમાં હોમાતો જાણી પ્રભુ રાત્રિમાંજ વિહાર કરી પ્રાતઃકાલે ભૃગુકચ્છ નગરે પહોંચ્યા. માર્ગમાં સિદ્ધપુરમાં મધ્યરાત્રે ક્ષણવાર વિશ્રામ લીધેલો હોવાથી પ્રાતઃકાળે ત્યાં વજ્રધર રાજાએ તેમનું ચૈત્ય કરાવ્યું. રાત્રિએ વિહારમાં સાઠ યોજન ઉલ્લંઘન કરી કોરંટક નામના ભરૂચનાં ઉદ્યાનમાં પ્રભુ સમોસર્યા. ત્યાં પ્રાતઃકાલે દેવતાઓએ સમવસરણ રચ્યુ, તેમાં પ્રભુ બીરાજ્યા. પ્રભુને નમવાને તેજ અશ્વ ઉપર બેસી જિતશત્રુરાજા ત્યાં આવ્યો. ત્યાં પ્રભુનાં દર્શન કરી તે અશ્વે પણ ઊંચા કાન કરીને સર્વ લોકોને તૃપ્તિ કરનારી આપ્રમાણે દેશના સાંભળીઃ "કુકર્મરૂપ શિકારી પ્રાણીઓથી આકુળ એવા આ

" ક્રૂર ભવારણ્યમાં શરણરહિત એવો સંસારીપ્રાણી નરકાદિ દુર્ગતિઓમાં પીડાય છે.
" ચાર કષાયોથી ચાર ગતિઓમાં વિચરતો પ્રાણી કિલ્વિષરૂપી ભિલ્લે રૂંધવાથી સ્વે-
" ચ્છાએ હેરાન થાય છે. તેમાં કારણવગરના મિત્ર અને જગત્‌ને પૂજવા યોગ્ય
" એવા માત્ર ધર્મથીજ પ્રાણીની રક્ષા થાય છે, બીજાથી રક્ષા થતી નથી. જે અના-
" થનો નાથ, સર્વને અભય કરનાર અને સ્વર્ગ તથા મુક્તિનાં કારણરૂપ ધર્મ છે, તે
" સર્વદા ભવ્યપ્રાણીઓએ સેવનીય છે." ઇત્યાદિ દેશના પૂર્ણ થયા પછી જિત-
શત્રુરાજાએ પ્રભુને પૂછ્યું "ભગવન્! આ તમારી દેશનાથી અહીં કોણ કોણ
ધર્મને પ્રાપ્ત થયા છે?" પ્રભુએ કહ્યું "આ તમારા અશ્વવગર બીજા કોઇને અત્યારે
ધર્મ પ્રાપ્ત થયો નથી." રાજાએ પૂછ્યું "હે વિભુ! જેને ધર્મ પ્રાપ્ત થયો એવો આ
અશ્વ કોણ છે?" પ્રભુ બોલ્યા "હે રાજા! સાંભળ. પૂર્વે ચંપાનગરીમાં હું સુર નામે
" ધનાઢ્ય શ્રેષ્ઠી હતો. તે વખતે આ અશ્વ મતિસાગર નામે મંત્રી હતો ને તે
" મારો મિત્ર હતો. તેનાં સર્વ અંગ અને ચેતન માયા-કપટ અને મિથ્યાત્વથી ભ-
" રપૂર હતાં. ત્યાંથી મૃત્યુ પામી કેટલાક ભવમાં ભમીને તે પદ્મિનીખંડ નામના
" નગરમાં સાગરદત્ત નામે એક મિથ્યાત્વી વણિક થયો. તે નગરમાં જિનધર્મ
" નામે એક ઉત્તમ શ્રાવક વણિક રહેતો હતો, તેને સાગરદત્તની સાથે અતિશય
" પ્રીતિ થઈ. એકદા તે બન્ને મિત્રો કોઈ મુનિને વાંદવા પૌષધગૃહમાં ગયા. ત્યાં
" મુનિનાં મુખકમલથી મનવાંછિતને આપનારો ધર્મ સાંભળ્યો તેમાં તેમણે એવું
" સાંભળ્યું કે જે પુરૂષ મૃત્તિકાનું, સુવર્ણનું કે રત્નનું જિનબિંબ કરાવે, તે ભવાંતરનાં
" કુકર્મોનો નાશ કરે છે. તે સાંભળી સાગરદત્તે એક સુવર્ણનું જિનબિંબ કરાવ્યું
" અને પોતાનાં ઘરમાં સાધુઓની પાસે તેની પ્રતિષ્ટા કરાવી. તેણે પૂર્વે નગરની
" બહાર એક ઊંચું શિવાલય કરાવ્યું હતું, તેમાં ઉત્તરાયણના પર્વને દિવસે તે દર્શન
" કરવા ગયો ત્યાં તે શિવાલયના પૂજારીઓને ઘીના ઘડા ઉપરથી ખરી પડેલી ઉ-
" ધાઇને કચરી નાખતા જોઈ સાગરદત્ત અતિ દુ:ખી થયો. દયાળુ સાગરદત્ત તે
" ઉધાઇને વસ્ત્રથી દૂર કરવા લાગ્યો એટલે એક પૂજારીએ આવીને હઠથી ચૂર્ણની
" જેમ તે સર્વ ઉધાઇઓને પગના આઘાતથી પીલી નાખી. વળી તે પૂજારી બોલ્યો
" 'અરે! સાગર! પાખંડી શ્વેતાંબરીઓએ તને છેતર્યો લાગે છે કે જેથી તું
" આ જંતુઓની રક્ષા કરવા લાગ્યો છે.' તે પૂજકનાં આવાં કૃત્યની તેના આચાર્યે પણ
" ઉપેક્ષા કરી, તેથી સાગરદત્ત વિચાર કરવા લાગ્યો કે આ નિર્દય પૂજકોને ધિક્કાર
" છે. આવા દુરાશયી લોકોને ગુરૂબુદ્ધિથી કેમ પૂજાય? કે જેઓ પોતાને અને યજ-
" માનને દુર્ગતિમાં પાડે છે. આવો વિચાર કરી તેમના આગ્રહથી તેણે ત્યાં પૂજાદિ

" ક્રિયા કરી. પ્રાંતે સમકિત પ્રાપ્ત કર્યા વગર, દાનશીલના સ્વભાવવાળો તે સાગર-
" દત્ત મોટા આરંભવડે ધન મેળવી પ્રાણિરક્ષામાં પરાયણ રહી મૃત્યુ પામીને આ
" તારો જાતિવંત અશ્વ થયેલ છે, અને તેને બોધ કરવા માટેજ હું અહીં આવેલો
" છું. પૂર્વજન્મમાં કરાવેલી જિનપ્રતિમાના પ્રભાવથી તેણે મારો યોગ અને ધર્મ-
" યોગ પ્રાપ્ત કર્યો છે." આ પ્રમાણે સાંભળી તે જાતિવંત અશ્વને જાતિસ્મરણ થયું, તેથી સંસારથી ભીરૂ થઈને તેણે પ્રભુનીપાસે અનશન વ્રત ગ્રહણ કર્યું. પછી તે અશ્વ સાત દિવસસુધી સમકિત ધારણ કરી સમાધિવડે મૃત્યુ પામીને સહસ્રાર દેવલોકમાં દેવતા થયો. અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જાણી પૃથ્વીપર આવી તેણે સુવર્ણના પ્રાકાર ( કિલ્લા ) ની મધ્યમાં એક સુવ્રત પ્રભુની પ્રતિમા કરાવી, અને તે પ્રતિમાની સામે પોતાની અશ્વમૂર્ત્તિ કરાવી ઊભી રાખી. પછી તે સુવ્રત પ્રભુના ભક્તોના મનોરથ પૂર્ણ કરવા લાગ્યો. ત્યારથી **અશ્વાવબોધક** નામે તે પવિત્ર તીર્થ લોકમાં પ્રખ્યાત થયું, અને ભૃગુકચ્છ નગર પણ વિશેષ પ્રસિદ્ધિ પામ્યું. જેમ તે અશ્વે એકગણો ધર્મકરીને બહુ ફળ પ્રાપ્ત કર્યું, તેમ કોઇ પણ પુરૂષ ત્યાં જેટલું ધન વાપરે છે તેનાથી અસંખ્યગણું ધન પ્રાપ્ત કરે છે. નર્મદા નદીના ભૃગુ[1] ના શિખર ઉપર કચ્છાના જેવું લીલોતરીવાળું તે નગર હોવાથી તેનું ભૃગુકચ્છ[2] એવું નામ પ્રખ્યાત થયું છે. ત્યાં સુવ્રત પ્રભુનાં સ્નાત્રજળવડે નિર્મળ એવી **નર્મદા** નામે વૃક્ષોની ઘટાથી શોભતી નદી છે કે જે તેમાં સ્નાન કરવાથી દીનજનને અદીન કરે છે. ' જેમ તારો નીચે પાત થાય છે અને મારો ઊંચે પાત થાય છે તેમ મને સેવનારા પુરૂષોની પણ ઊર્ધ્વ ગતિજ થાય છે ' એવી રીતે એ નદી પોતાના તરંગોવડે આકાશગંગાને હસે છે. કદિ લોકો સ્વેચ્છાથી નર્મદા નદીને નિમ્નગા[3] કહે છે તે ભલે કહો, પણ તે નદી ઉન્નિમ્નગા[4] છે, કારણકે તે લોકોને ઊંચી ગતિમાં લઈ જાય છે. ત્યાંથી સુર અસુરોએ પૂજેલા મુનિસુવ્રતસ્વામી શ્રી વિમલાચળ ઉપર સમોસર્યા. જગત્પતિ પ્રભુ પોતાનાં ચરણન્યાસથી સર્વ શિખરોને તીર્થરૂપ કરી પછી ત્યાંથી પાછા ભૃગુકચ્છ ( ભરૂચ ) નગરે આવ્યા. ત્યાંથી સૌરીપુરમાં, ચંપાનગરીમાં, પ્રતિષ્ઠાનનગરમાં, સિદ્ધપુરમાં, હસ્તિનાપુરમાં અને બીજાં પણ અનેક નગરોમાં વિહાર કરી સર્વને તીર્થરૂપ કરી અને ભવ્યજનોનો ઉદ્ધાર કરી પ્રાંતે સુવ્રતસ્વામી એક સહસ્ર મુનિઓનીસાથે સમેતશિખરે આવ્યા. ત્યાં એક માસનું અનશન કરી જ્યેષ્ઠમાસની કૃષ્ણ નવમીએ શ્રવણનક્ષત્રમાં સર્વ મુનિઓની સાથે અવિનાશીપદ[5] ને પ્રાપ્ત થયા. કૌમારવયમાં અને દીક્ષામાં—બંનેમાં સાડાસાત

૧ તટ. ૨ હાલ **ભરૂચ** નામથી પ્રસિદ્ધ છે ૩ નીચે જનારી ૪ ઊંચે જનારી ૫ મોક્ષ

હજાર વર્ષ અને રાજ્યમાં પન્નર હજાર વર્ષ મળી ત્રીશ હજાર વર્ષનું આયુષ્ય સુવ્રતસ્વામીએ પૂર્ણ કર્યું. શ્રી સુવ્રતસ્વામીનું અને ભૃગુપુર તીર્થનું આ ચરિત્ર ભવ્યપ્રાણીઓને પાપની શાંતિને માટે થાઓ. મુનિસુવ્રતસ્વામી પછી **સુવ્રત** નામે રાજા થયા, અને ત્યાર પછી તેના વંશમાં બીજા ઘણા રાજાઓ થયા.

## શ્રી નેમિનાથચરિત્ર.

આ ભરતક્ષેત્રમાં લક્ષ્મીના સ્થાનરૂપ **મથુરા** નામે નગરી છે. તે નેત્રની ફરતી પાંપણ જેમ કાજળવડે શોભે તેમ યમુના નદીના કૃષ્ણ જળવડે શોભી રહી છે. પૂર્વોક્ત હરિવંશમાં **વસુનો** પુત્ર **બૃહદ્ધ્વજ** થયો, અને તે પછી ઘણા રાજાઓ થઇ ગયા; પછી **યદુ** નામે એક રાજા થયો. યદુરાજાને સૂર્યજેવો તેજસ્વી **શૂર** નામે પુત્ર થયો. તેને વીરલોકોમાં ગજેંદ્રસમાન **શૌરિ** અને **સુવીર** નામે પુત્રો થયા. શૌરિને રાજ્ય ઉપર અને સુવીરને યુવરાજપદ ઉપર બેસારી શૂરરાજાએ સંસારપર વૈરાગ્ય આવવાથી દીક્ષા ગ્રહણ કરી. શૌરિ મથુરાનું રાજ્ય પોતાના અનુજ બંધુ સુવીરને આપી કુશાર્ત્ત દેશમાં ગયો, ત્યાં તેણે **શૌર્યપુર** નામે નવીન નગર વસાવ્યું. શૌરિરાજાને **અંધકવૃષ્ણિ** વિગેરે અને સુવીરને **ભોજવૃષ્ણિ** વિગેરે અપરિમિત બળવાળા પુત્રો થયા. મહાપરાક્રમી સુવીરે મથુરાનું રાજ્ય ભોજવૃષ્ણિને આપી પોતે **સિંધુદેશમાં** જઇને **સૌવીર** નામનું નવું નગર વસાવ્યું. શૌરિ પોતાના રાજ્ય ઉપર કીર્ત્તિમાન્ અંધકવૃષ્ણિને બેસારી પોતે સુપ્રતિષ્ઠ મુનિની પાસે દીક્ષા લઈ મોક્ષે ગયો. મથુરામાં રાજ્ય કરતાં ભોજવૃષ્ણિને ઉગ્ર પરાક્રમવાળો **ઉગ્રસેન** નામે એક પુત્ર થયો. અંધકવૃષ્ણિને **સુભદ્રા** નામે રાણીથી **સમુદ્રવિજય, અક્ષોભ્ય, સ્તિમિત, સાગર, હિમવાન્, અચળ, ધરણ, પૂરણ, અભિચંદ્ર** અને **વસુદેવ** નામે દશ પુત્રો થયા. તે દશે પુત્ર દશાર્હ કહેવાણા. સમશીલવાળા, પરસ્પર પ્રીતિમાં પરાયણ અને શસ્ત્ર તથા શાસ્ત્રના અભ્યાસી તે દશે પુત્રો હર્ષથી પિતાની ભક્તિ કરતા હતા. તેમને રૂપ લક્ષ્મીની સાથે સ્પર્ધા કરતી અને ઉજ્વળ કળાઓવડે શોભતી **કુંતી** અને **માદ્રી** નામે બે બહેનો થઇ.

શ્રી ઋષભસ્વામીને એક **કુરૂ** નામે પુત્ર હતો, જેનાં નામથી **કુરૂક્ષેત્ર** કહેવાય છે. તે કુરૂનો પુત્ર **હસ્તી** નામે થયો જેના નામથી **હસ્તીનાપુર** કહેવાય છે. હસ્તી રાજાના સંતાનમાં **વિશ્વવીર્ય** નામે રાજા થયો. તેજ વંશમાં અનુક્રમે **સનત્કુમાર, શાંતિ, કુંથુ** અને **અર** એ ચાર ચક્રવર્ત્તી થયા, જેમાં પાછળના ત્રણ તીર્થંકરો પણ થયા હતા. ત્યાર પછી **ઇંદ્રકેતુ**, અને તેનો **કીર્ત્તિકેતુ** થયો,

જેણે શત્રુઓનાં કુળનો અંત કર્યો હતો. તેનો શુભવીર્ય, તેનો સુવીર્ય, અને તેનો પુત્ર અનંતવીર્ય રાજા થયો. તેનો પુત્ર કૃતવીર્ય અને તેનો પુત્ર સુભૂમ ચક્રવર્ત્તી થયો. તે પછી અસંખ્ય રાજાઓ થઈ ગયા પછી શાંતનુ નામે રાજા થયો તે હસ્તીનાપુરમાં રહીને સર્વ પૃથ્વીનું રાજ્ય કરતો હતો અને મેરૂગિરિપર રહેલા ધ્રુવના તારાની ફરતું જ્યોતિશ્ચક્ર બધું ફરે તેમ સર્વ રાજાઓ તેની ફરતા ફર્યા કરતા હતા. એક વખતે રાજા નીલ વસ્ત્ર પેહેરી, મયૂરનાં પીછાંનો મુગુટ પહેરી અને હાથમાં ધનુષ્ય લઇ વાગુરિક[1] વાઘરી લોકોએ પ્રથમથી રૂંધેલાં એવાં વનમાં પેઠો. વનની મધ્યમાં રહેલા સર્વ શિકારી ભીલો કૌતુકથી ઉત્કટ થઈ નવા નવા બુંબારવથી અરણ્યના જીવોને ક્ષોભ કરવા લાગ્યા. કોઈ ધસતા, કોઈ દોડતા અને કોઈ તિરસ્કાર કરતા વ્યાધો હોકોટાના શબ્દોથીજ પ્રાણીઓને સત્વરહિત કરવા લાગ્યા. રાજાના ધનુષ્યના ટંકારથી ઊંચા કાન કરી રહેલા નજિકના મૃગબાલકો પોતાના ચપળ લોચનથી વનિતાઓનું સ્મરણ કરાવતા હતા.

સમગ્ર શિકારી લોકો પાપઋદ્ધિના[2] રસમાં આસક્ત થયા છે તેવામાં એક મૃગની પછવાડે પડેલો અને અશ્વે આકર્ષેલો શાંતનુ રાજા દૂર ચાલ્યો ગયો. જેમ જેમ મૃગ દોડે છે, તેમ તેમ જાણે આકર્ષાતો હોય તેમ રાજા ધનુષ્ય ખેંચીને તેની પછવાડે ચાલ્યો જાય છે. વેગવાળા અશ્વવડે વનમાં ભમતો રાજા અનુક્રમે ગંગાને કાંઠે આવ્યો; ત્યાં તેણે રત્નોથી રચેલું એક મોટું ચૈત્ય જોયું. શાંતનુને વિચાર થયો "સુધાથી પણ ઉજ્જવળ એવો આ પ્રાસાદ ઘણો પ્રકાશિત છે. હું ધારૂં છું કે આ પ્રાસાદના કિરણોથીજ ગંગા નદી નિર્મળ થઇ હશે, અને આ ચૈત્યની કાંતિથીજ આ વૃક્ષો પુષ્પસહિત હોય તેમ નદીઓવડે સમુદ્રની જેવાં અથવા વિદ્યુત્‌વડે મેઘની જેવાં શોભે છે." આ પ્રમાણે ચિતવીને પવિત્ર કીર્ત્તિવાળા અને કૌતુકી રાજાએ તે ચૈત્યની મધ્યમાં પ્રવેશ કર્યો. ત્યાં ચન્દ્રની ઉપર ચન્દનના બિન્દુની જેવી પાપને ત્રાસ પમાડનારી શ્રી આદિનાથની સુંદર પ્રતિમા તેણે દીઠી. પછી પ્રભુને નમસ્કાર કરીને તે મત્તવારણ[3] ઉપર બેઠો, ત્યાં અપ્સરાના જેવી એક કન્યા તેના જોવામાં આવી. "સુન્દર વેષવાળી, જગત્‌ના શૃંગાર જેવી અને શૃંગારરસને જીવાડનારી આ બાળા શું વિધાતાએ સૃષ્ટિના શેષભાગે ઇષ્ટના હેતુએ સરજી હશે? સ્વર્ગનાં સ્થાનને શોભા આપનારી સુંદરીઓને પણ રૂપવડે તિરસ્કાર કરનારી આ ઉત્તમ રમણી શું ત્રણ જગત્‌ના સૌન્દર્યનાં સારરૂપ બનેલી છે?" આવા સંકલ્પ વિકલ્પ કરીને રાજા તે બાળાના મુખપર પોતાનાં નેત્રને સ્થિર કરી આદરથી સ્નેહવડે પવિત્ર વાણીએ બોલ્યો "હે કન્યા ! પૃથ્વીમાં રત્નસમાન તું કોણ છે?

---

૧ જાળ પાથરનાર. ૨ શિકાર. ૩ દેરાસરનો આગળના ભાગનો ઝુલતો ગોખ

અહીં વનમાં સ્થિતિ કેમ કરી છે? પ્રાણીઓને વશ કરવામાં ઔષધિરૂપ તું કોની પુત્રી છે? અથવા શું મારા વામનેત્રનાં અગણ્ય પુણ્યથી તું અહિં આવી છે? તારા મુખના વચનામૃતથી મારા કર્ણને પ્રસન્ન કર." રાજા આ પ્રમાણે પૂછેછે, તેવામાં કોઈ પુરૂષ આગળ આવીને બોલ્યો "રાજેંદ્ર! આ બાળાનું શુભચરિત્ર સાંભળો. વિદ્યાધરોના પતિ **જન્હુની** આનંદ આપનારી આ પુત્રી છે. કળાગુરૂનીપાસેથી તે સર્વ શાસ્ત્રાર્થ ભણી છે. આનું નામ **ગંગા** છે; અને તે અનુક્રમે પ્રાણીઓને આનંદ આપવાને કામદેવના સામ્રાજ્યની રાજધાનીરૂપ ઉત્તમ યૌવનને પ્રાપ્ત થઇ છે. એક વખતે પ્રાતઃકાળે એ બાળા હર્ષથી પિતાના ઉત્સંગમાં બેઠી હતી, તેવામાં ત્યાં કોઇ જ્ઞાની ચારણમુનિ આવ્યા. જન્હુરાજાએ તેમને નમી, ઉત્તમ આસન ઉપર બેસારી, રૂપવિદ્યાવડે સમાન એવા પોતાની પુત્રીના વરને માટે પૂછ્યું. મુનિ બોલ્યા 'ગંગાનદીને કાંઠે મૃગયાથી ખેંચાઇને શાંતનુ રાજા આવશે અને તે આ સ્ત્રીનો પતિ થશે.' આ પ્રમાણે કહીને રાજાએ વાંદેલા ચારણમુનિ પાછા આકાશમાં ચાલ્યા ગયા. પછી જન્હુરાજાએ ગંગાને તીરે મણિરત્નમય જિનપ્રાસાદ બનાવ્યો છે, પિતાની આજ્ઞાથી અહિ ગંગાને તીરે સ્થિતિ કરીને આ બાળા નિત્ય શ્રી આદિનાથનું આરાધન કરેછે. હે રાજા! તેના ભાગ્યસમૂહથી આકર્ષાયલા તમે અહિ આવી ચડ્યા છો. માટે હવે આદિનાથ પ્રભુની આગળ આ બાળાનું પાણિગ્રહણ કરો." આ પ્રમાણે સાંભળી તે રમણી હાસ્ય કરવાથી નીકળતા નિર્મળ દાંતનાં કિરણોથી પોતાના પતિને પ્રીતિગૃહમાં પ્રવેશ કરવાને માટે જાણે તોરણ રચતી હોય તેમ બોલી, "જે રાજા મારૂં વચન ઉલ્લંઘન કરે નહિ, તે મારો પતિ થાય, અને જો મારૂં કહેવું ન કરે તો હું મારા પિતાને ઘેર પાછી ચાલી જઉં આવી મેં પ્રતિજ્ઞા કરેલી છે." તે કન્યાની તેવી પ્રતિજ્ઞાનો સ્વીકાર કરી કામવશ હૃદયવાળા રાજાએ પ્રભુની સાક્ષીએ તે ગંગાકુમારીનું પાણિગ્રહણ કર્યું.

તે ખબર સાંભળી જન્હુરાજા વેગથી ત્યાં આવ્યો, અને મોટા ઉત્સવથી તેમનો વિવાહ કર્યો. જન્હુરાજા પોતાને સ્થાનકે ગયા પછી તે રાજદંપતી હર્ષથી ત્યાં બેઠાં હતાં, તેવામાં આકાશમાં મહાતેજ તેમનાં જોવામાં આવ્યું. શું આ સૂર્યનું તેજ હશે? વા શું અગ્નિનું, ચન્દ્રનું, વિદ્યુતનું કે કોઇ મુનિનાં તપનું તેજ હશે? આ પ્રમાણે તે બંને ચિન્તવતા હતા, તેવામાં તે તેજ સ્ફુરણાયમાન થતું અને અંતરિક્ષ તથા ભૂમિને પ્રકાશિત કરતું નેત્રને લક્ષ્ય થયું. બરાબર નીરખતાં પુણ્યવાન એવા બે શ્રમણમુનિ તે તેજમાં રહેલા જોવામાં આવ્યા, તેમને પ્રત્યક્ષ જોઇ બંને આસન ઉપરથી ઊભાં થયાં. બન્ને મુનિએ ભક્તિપૂર્વક મનોહર સ્તુતિવડે મુક્તિના

અગ્રસ્થાનમાં રહેલા પ્રથમ પ્રભુની ભાવ પૂજા કરી. પછી તે મુનિયુગલ જિનમંદિરની બહાર આવ્યું એટલે રાજદંપતીએ ભક્તિથી નમસ્કાર કર્યો. ક્ષણવાર જિનાલયને જોતા તે મુનિ ત્યાં બેઠા. થોડીવાર પછી શાંતનુ રાજાએ પૂછ્યું "હે ભગવંત! આપ અત્યારે આ જિનાલયમાં કયાંથી પધારોછો?" તેઓમાંથી એક મુનિ બોલ્યા "અમે વિદ્યાધર મુનિ છીએ. પુણ્યોપાર્જનમાં લંપટ થઇને તીર્થે તીર્થે જિનેશ્વરોને વાંદવામાટે ભમીએ છીએ. સમેતશિખર, અર્બુદાચળ, વૈભારગિરિ, રૂચક, અષ્ટાપદ, શત્રુંજય, અને રૈવતાદિ તીર્થોમાં અર્હંતને નમવાની ઇચ્છાએ અમે ગયા હતા. પ્રાંતે રૈવતાચળ ઉપર ભાવીતીર્થંકર શ્રી નેમિનાથને નમીને તે ગિરિનાં કાંચન નામનાં ચોથા શિખર ઉપર જતા હતા, તેવામાં નિર્દોષ આકૃતિવાળો, દેહની કાંતિથી સર્વ દિશાઓને પ્રકાશિત કરતો અને જાણે અદ્ભુત રત્નમૂર્ત્તિ હોય તેવો દેખાતો, એક પુણ્ય પ્રકાશિત દેવ અમારા જોવામાં આવ્યો. તે નવીન કાંચનના પ્રાસાદમાં ભક્તિથી શ્રીનેમિનાથની પૂજા કરતો હતો. તેને કોઇ બીજા દેવે તેનું સ્વરૂપ પૂછ્યું, ત્યારે તે આ પ્રમાણે કહેવા લાગ્યો "પૂર્વે આ રૈવતગિરિની પાસે સુગ્રામ નામનાં ગામમાં રહેનારો હું એક ક્ષત્રિય હતો, મલિન હૃદયવાળો હું સદા યાત્રાળુઓને ઉપદ્રવ કરતો, નિર્દયપણે જીવોને મારતો અને મિથ્યા વચન બોલતો હતો. હત્યાદિક દોષથી મારા શરીરમાં લૂતા નામનો રોગ વ્યાપ્ત થઈ ગયો. પછી કોઈ મુનિપાસેથી આ તીર્થનું માહાત્મ્ય સાંભળી અહિ આવ્યો. આ કાંચનગિરિ ઉપર શ્રી નેમિનાથની પૂજા કરવાથી અને ઉદયંતીનદીનાં જળમાં સ્નાન કરવાથી અનુક્રમે મારો રોગ દૂર થયો. ભરતચક્રવર્ત્તીએ કરાવેલાં શ્રી નેમિનાથનાં મંદિરમાં જિનપૂજા કરવાથી મારા પાપની સંતતિ વિનાશ પામી ગઇ, અને આ તીર્થનાં માહાત્મ્યથી આત્મારામપ્રભુને ભજતો એવો હું આવા સ્વરૂપવાળું દેવપણું અને લોકોત્તર તેજસ્વીપણું પામ્યો છું. આ તીર્થનાં સેવનથી મને દેવપણું પ્રાપ્ત થયું છે, તેથી ફરીવાર તેનો સ્પર્શ કરવા માટે હું અહીં આવ્યો છું અને આદરથી અહિ મેં આ જિનમંદિર કરાવ્યું છે. જેનાથી સિદ્ધિ પ્રાપ્ત થઇ તેનો જો આશ્રય ન કરીએ તો દુર્ગતિમાં પાત થાયછે, અને તે સ્વામિદ્રોહ કહેવાયછે. વળી આ પ્રભુના સેવનથી આગામી ભવમાં મને આનંદદાયક કેવળજ્ઞાન પ્રાપ્તથશે અને મારી મુક્તિ થશે. આ પ્રભુના સેવનથી હત્યાદિક દોષો પણ નાશ પામેછે, તેથી વિશેષે કરી અહીંજ સાંનિધ્ય કરીને હું રહ્યોછું. મારૂ નામ સિદ્ધિવિનાયક છે અને મારૂં આશ્રિત કરેલુ આ તીર્થ સુખને માટે અને પાપના ક્ષયને માટે થાયછે."

આ પ્રમાણે તીર્થનું માહાત્મ્ય અને પોતાનો વૃત્તાંત કહી આકાશને પ્રકાશિત

કરતો તે તેજસ્વી દેવ સ્વર્ગમાં ચાલ્યો ગયો. તે સાંભળી પ્રભુને નમી તીર્થ કરવામાં લોલુપી એવા અમે ત્યાંથી ચાલ્યા. અહિ નીકળતાં આ રમણીય મણિચૈત્ય અમારા જોવામાં આવ્યું, તેથી અહિ આદિજિનને નમસ્કાર કરવા ઉતર્યા. હવે બાલ્યવયથી વૈરાગ્યવડે રંજિત એવા અમે પોતાનો જન્મ સફળ કરવા માટે અહિથી બીજાં તીર્થોએ જશું." આવી રીતે કહી તે વ્રતધારી મુનિઓ ચાલ્યા ગયા. પછી શાંતનુરાજા મનમાં વિચારવા લાગ્યો કે હું પુણ્યયોગે ક્યારે એ તીર્થે જઈશ! રાજા શાંતનુ આવો વિચાર કરતો હતો તેવામાં પછવાડે રહી ગયેલું તેનું સૈન્ય ત્યાં આવી પહોંચ્યું, તેણે ગંગાના તીર ઉપર તે ચૈત્ય તથા પ્રિયાસહિત શાંતનુરાજાને દીઠા. રાજાને જોતાંજ હર્ષના ઉત્કર્ષથી સર્વ સૈનિકો જય જય નાદ કરતા રાજાને કહેવા લાગ્યા "હે વિભુ! અમારા જોતા જોતામાં તમે દૂર ચાલ્યા ગયા હતા, તે આજે ચિરકાળે જોવામાં આવવાથી અમારે આજ અખંડ મંગળ પ્રવર્ત્યું છે." પછી શાંતનુરાજા મૂર્ત્તિમાન્ લક્ષ્મી હોય તેવી ગંગારાણીસહિત હાથીપર બેસીને હસ્તિનાપુરમાં આવ્યો. ત્યાં ઘાટાં વૃક્ષોવાળા વનમાં ક્રીડાગિરિ ઉપર અને સરિતામાં ગંગાની સાથે શાંતનુરાજા અવિયોગીપણે રાત્રિદિવસ રમવા લાગ્યો. કેટલોક કાળ ગયા પછી ગંગારાણીથકી શુભ સ્વપ્નસૂચિત **ગાંગેય** નામે એક પુત્ર થયો. તે તેજવડે સૂર્ય જેવો, કળાવાન્ ચન્દ્ર જેવો, કવિત્વમાં શુક્ર જેવો, બુધની જેમ વિબુધપ્રિય,[1] ગુરૂની જેમ સર્વ વિદ્યાવાળો, સર્વ રીતે મંગળપ્રિય અને કુકર્મના આરંભમાં મંદ[2] થયો. સ્નેહને ધારણ કરનારી ધાત્રીઓથી આગ્રહપૂર્વક લાલિત થતો તે રાજપુત્ર અનુક્રમે ઉન્નતિ પામ્યો. તે ગંગાએ નીતિમાન્ શાંતનુને અનેક વાર વિનયપૂર્વક પ્રાર્થના કરી તોપણ તેણે મૃગયાનું વ્યસન ક્ષણવાર પણ છોડ્યું નહિ. હંમેશાં ગંગા તેને કહેતી કે આ પાપર્દ્ધિ[3] નામથી અને પરિણામથી હંમેશાં પાપની સમૃદ્ધિજ છે, તે આદિનાથના વંશમાં જન્મ લેનારા એવા તમને ઘટિત નથી. ઘણી રીતે વાર્યા છતાં પણ જ્યારે શાંતનુએ મૃગયાનું વ્યસન છોડ્યું નહિ ત્યારે ગંગા પુત્રને લઇ પિતાને ઘેર ચાલી ગઈ. વનમાંથી નિવૃત્ત થયેલો રાજા પોતાની સ્ત્રીને નહિ જોવાથી મૂર્છા પામ્યો. પછી ક્ષણવારે સંજ્ઞા પ્રાપ્ત કરી શોકથી આકુલપણે વિલાપ કરવા લાગ્યો "હે ગંગે! કામદેવ આનંદ પૂર્વક મારા શરીરને નિવિડબાણોથી વીંધેછે, તે જોતાં છતાં તું ક્ષત્રિયાણી થઇને મારી કેમ ઉપેક્ષા કરેછે? હે પ્રિયે! મેં પૂર્વે કોઈવાર તારો અપરાધ કર્યો નથી, તે છતાં મને અકસ્માત્ અપરાધી ગણીને તેં કેમ છોડી દીધો?" આ પ્રમાણે બોલતા વિરહાગ્નિવડે વિહ્વળ રાજાની પાસે કુળપ્રધાનો આવીને

૧ પંડિતને વહાલો ૨ શનિગ્રહ. ૩ મૃગયા શિકાર.

નીતિવાક્યામૃતવડે સમજાવવા લાગ્યા "હે સ્વામી! તમે સુજ્ઞ છતાં અજ્ઞની જેમ કેમ વર્ત્તોછો? પવનવડે મેરૂની જેમ શોકાદિકથી તમે અધુના કેમ પીડાઓછો? રાજાઓ સર્વ પૃથ્વીના પતિ હોયછે, તો તમે એક સ્ત્રીને માટે બધી પૃથ્વીની કેમ અવગણના કરોછો? સર્વ પ્રાણીઓને નિત્ય સંયોગ અને વિયોગ થયા કરેછે, તો તેને માટે કયો બુદ્ધિમાન્ પુરૂષ હર્ષ અને શોકથી બાધા પામે? હે રાજા! તમે સંભારો, ગંગાની પાસે તમે પ્રતિજ્ઞા કરી હતી કે હું તારૂ વચન ઉલ્લંઘન નહિ કરૂં, તે છતાં તમે તેની અવજ્ઞા કરી તેથી તે મનસ્વિની[1] ગંગા ચાલી ગઈ છે." આ પ્રમાણે મંત્રીઓએ બોધિત કરેલા અને પૂર્વવાક્યની સ્મૃતિ આપેલા રાજાએ બાહ્યથી શોક છોડી દીધો; પરંતુ ચિત્તમાંથી તો જરા પણ છોડ્યો નહિ. એવી રીતે વિરહવડે વ્યાપ્ત શાંતનુરાજાએ અગ્નિવડે તપેલાની જેમ, મહાદુઃખમાં, સાગરોપમની જેમ ચોવીશ વર્ષો નિર્ગમન કર્યાં.

અહિ ગંગા ગાંગેયપુત્રને લઇ પિતાને ઘેર ગઈ. જન્હુરાજાએ સન્માન કરીને તેને સુખે રાખી. મોસાળ પક્ષમાં અનુક્રમે મોટા થતા ગાંગેયે ગુરૂની પાસેથી આગ્રહપૂર્વક સર્વ નિર્મળ કળાઓ સંપાદન કરી. તેણે ગુરૂ પાસેથી ધનુર્વિદ્યાનું એવું અધ્યયન કર્યું કે જેથી બાણોવડે ઇંદ્રધનુષ્‌ની જેમ આષાઢી મેઘધારાને પણ તેણે જીતી લીધી. અનુક્રમે અશેષ શાસ્ત્રોનો અને શસ્ત્રોનો પારગામી[2] થઇને યૌવનવયની સંપત્તિવડે તે સ્ત્રીઓને પણ સ્પૃહા કરવા યોગ્ય થયો. એક વખતે કોઇ ચારણ શ્રમણ મુનિપાસેથી ધર્મ પામીને તે વૈરાગ્યવાન્ સર્વ જીવ ઉપર દયાળુ અને મુનિની જેવો ક્ષમાવાન્ થયો. પછી વૈરાગ્યથી ગંગા નદીને તીરે આવીને નંદન નામનાં વનમાં રહેલા શ્રી યુગાદિપ્રભુની આરાધના કરવા લાગ્યો.

એ અરસામાં શાંતનુરાજા પાછો મૃગયાના રસથી ભમતો ભમતો તેજ વનમા આવી ચડ્યો. તેણે જળવાળા અને પાશવાળા શિકારીઓથી તે આખા વનને ઘેરી લીધું. શ્વાનોના સંચારથી અને વ્યાધ[3] લોકોના હોકારાથી ત્રાસ પામેલાં વનનાં પ્રાણીઓના સંચારને લીધે તે આખું વન ક્ષોભ પામી ગયું. કોઈ ધૈર્યા છતાં નાસી જાય છે, કોઈ વ્યાધને સામા બીવરાવે છે, કોઈ દોડીને ઉલટા શિકારીઓ ઉપર આવી પડે છે, કોઈ સ્ફુરે છે, કોઇ પડે છે અને કોઈ દુર્મદ પુરૂષોથી હણાય છે. એવી રીતે તે વનનાં સર્વ પ્રાણીઓ 'ક્યાં જવું' એવો સંભ્રમ પામી ગયાં. આપ્રમાણે જોઇને ધનુષ્ય લઈ, બખતર પહેરી, ભાથારૂપ પાંખો બાંધી ગાંગેય ત્યાં આવ્યો અને તેણે વિનયથી રાજાને કહ્યું "હે રાજા! તમે ભૂપાળ છો, તેથી તમારી પૃથ્વીપરનાં સર્વ પ્રાણીઓની તમારે કષ્ટ લઈનેપણ રક્ષા કરવી જોઇએ. કારણ કે

૧ મરજીમુજબ વર્તનાર. ૨ નિપુણ ૩ શિકારીલોકો, વાઘરીઓ.

રાજા લોકપાળ કહેવાય છે. રાજાએ અપરાધીઓને મારવાં અને નિરપરાધીઓને બચાવવાં એવો તેનો ધર્મ છે, તેથી આ જળઘાસને ખાનારાં અને વનમાં રહેનારાં નિરપરાધી પ્રાણીઓને તો કદિ પણ મારવાં ન જોઇએ. હે રાજન્! બળવાન્ શત્રુરાજાઓની સાથે પરાક્રમ કરવું તે યુક્ત છે પણ આવા નિર્બળ પ્રાણીઓસાથે કરેલું તમારૂં પરાક્રમ શોભતું નથી. જેમ તમે તમારા રાજ્યની સીમાની અંદર કોઇનો પણ અન્યાય સહન કરી શકતા નથી, તેમ આ વનનો હું રક્ષક છું, તેથી અહીં કાંઇ પણ અન્યાય થાય તો તેને હું સહન કરી શકીશ નહિ.” આપ્રમાણે ગાંગેયે ઘણું કહ્યું, તથાપિ શાંતનુરાજાએ તેની અવજ્ઞા કરી અને રોષવડે ફરીવાર મૃગયારસમાં દોરાઈ મૃગયા ખેલવા લાગ્યો.

પછી ગાંગેયે ક્રોધથી ધનુષ્ય ઉપર પણચ ચડાવી કર્ણમાં ભયંકર એવો ટંકાર અને સિંહનાદ કર્યો. જેમ એકલો ‘કેસરીસિંહ’ મૃગોને, અને એકલો સૂર્ય અંધકારોને દૂર કરે તેમ એકલા ગાંગેયે સર્વ શિકારીઓને ઉપદ્રવિત કરી નાખ્યા. તત્કાળ રણપ્રિય શાંતનુએ કોપથી ધનુષ્ય લઈ પોતાના ભુજાબળથી ગર્વિત થઈ યુદ્ધ કરવા માટે તેને બોલાવ્યો. પછી સદા રણમાં જાગ્રત એવા બન્ને વીરો અસ્ત્રના સંઘાતથી ત્રણ જગત્‌ને ભયંકર થઇ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. એટલામાં કોઈ ખાતમીદાર સેવકની પાસેથી આ ખબર સાંભળી ગંગા વેગથી ત્યાં આવી. તે હર્ષથી પોતાના ચિત્તના ભાવને વિસ્તારતી રાજાને કહેવા લાગી “સ્વામી! વ્યસનમાં રૂંધાઈને તમે આ શું કરો છો? તત્ત્વને જાણતાં છતાં પણ તમે સત્વથી પોતાનાજ પુત્રનીસાથે યુદ્ધ કેમ કરો છો?” તે સાંભળી ગંગાને પ્રત્યક્ષ જોઈ રાજા ઘણો ખુશી થયો અને તત્કાળ બોલ્યો “પ્રિય ગંગે! તમે અહિં ક્યાંથી?” ગંગા શાંતનુને પોતાનો વૃત્તાંત જણાવી વેગથી પોતાના પુત્રપાસે આવી અને કહેવા લાગી “પુત્ર! આ તારા પિતા શાંતનુ છે.” તે વખતે રાજા પણ અશ્વઉપરથી ઉતરી હર્ષના ઉત્કર્ષથી વારંવાર કહેવા લાગ્યા “વત્સ! અહીં આવ, અહીં આવ. ચિરકાળથી ઉત્સુક એવા મને આલિંગન આપ.” ગાંગેય પણ તત્કાળ અસ્ત્ર છોડી ભક્તિથી પૃથ્વીપર આળોટતો કેશરૂપ હસ્તવડે અશ્રુજળથી વ્યાપ્ત થઈને પિતાના ચરણને સ્પર્શ કરવા લાગ્યો. બે ભુજથી ઉત્સુકપણે પુત્રને આલિંગન કરતો શાંતનુરાજા જાણે દ્વિધા થયેલા પોતાના દેહનું ઐક્ય કરતો હોય તેમ દેખાવા લાગ્યો. તે મળેલા પિતાપુત્રનાં અશ્રુજળથી સિંચન થતી પૃથ્વી પણ પોતાના ભર્ત્તા અને તેમના પુત્રના સ્નેહથી ઉલ્લાસ પામવા લાગી. પછી ગંગા પણ સાત્વિકભાવને બતાવતી રાજાની આગળ બેઠી અને હર્ષથી પુત્રને પોતાના ઉત્સંગમાં બેસાર્યો. બન્ને ઉપર પ્રગટેલા અતિ સ્નેહના ભારથી રાજાનો કંઠ રૂંધાઈ ગયો. ક્ષણવારે જાણે

સ્નેહનું વમન કરતો હોય તેમ તે ગદ્ગદ્ સ્વરે પોતાની પ્રિયાપ્રત્યે બોલ્યો "હે ગંગે! હવે પાછું તમારા રાજ્યને ભજો, આ પુત્રને સ્વીકારો, અને હે પ્રિયે! સ્નેહ-પરાયણ દૃષ્ટિથી મારી પણ સંભાવના કરો. હે કાંતા! તમારા વિરહથી કોઈ ઠેકાણે મને હૃદયમાં પ્રીતિ થતી નથી. 'રાત્રિવગરનો ચંદ્ર વ્યર્થ કિરણવાળો કેમ ન થાય?' તેથી હે ગૃહેશ્વરિ! ઘેર ચાલો, મારી ઉપર સ્નેહદૃષ્ટિ આરોપણ કરો અને તમારા વિરહાગ્નિથી તપેલાં મારાં અંગને શાંત કરો." ગંગા બોલી "સ્વામી! તમારૂ વચન સંભારો! જ્યારે તમે તે વચનથી ભ્રષ્ટ થયા તો પછી હું કેમ તમારાથી ભ્રષ્ટ (જુદી) ન થઉં? સર્વ દુઃખના સમૂહરૂપ પુષ્પોને વિકસ્વર કરવામાં ચંદ્રકાંતિ જેવી જીવહિંસા મહા અહિતકારી છે, તેને હજુ પણ તમે છોડી નથી, તો હવે મારૂં શું કામ છે? આ તમારો પુત્ર ગાંગેય સર્વ સંપૂર્ણ શાસ્ત્રનો તેમજ અસ્ત્રવિદ્યાનો જાણનાર, ધર્મવાન્ અને તમારીઉપર ભક્તિવાળો છે તો તેને રાખો, હવે મારેવિષે લોભ કરો નહિ. હે સ્વામી! તમને આ પુત્રને ઓળખાવવાને માટેજ હું અહીં આવી હતી. હવે મને મારા પિતાને ઘેર જવાની આજ્ઞા આપો." આપ્રમાણે કહી, પતિ અને પુત્રે ચાટુ વચનવડે આદરથી વારવા માંડી તોપણ તે માનિની પિતૃગૃહે ચાલી ગઇ. પ્રિયાનો વિરહી અને પુત્રનો સંયોગી શાંતનુરાજા ગ્રીષ્મઋતુમાં વૃક્ષોની છાયાવાળા સરોવરની જેમ સરખા સુખદુઃખને પ્રાપ્ત થયો. પછી ગાંગેય પુત્રને લઈ હાથીઉપર બેસારી મોટા ઉત્સવપૂર્વક રાજાએ નગરમાં પ્રવેશ કર્યો. જેમ દિવસવડે સૂર્ય અને કમળવડે સરોવર શોભે તેમ ગુણવાન્, કળાવાન્ અને વિદ્વાન્ તે પુત્રવડે શાંતનુરાજા શોભવા લાગ્યો.

એક વખતે શાંતનુરાજા શ્રમરહિત અશ્વપર બેસી લીલાથી ફરતો ફરતો યમુના નદીને કાંઠે આવ્યો. યમુનાને જોઈ વિચારવા લાગ્યો "અહો! આ નદી શું પૃથ્વીરૂપી સ્ત્રીની વેણી છે? આ તેનું જલ શું તેનાં નેત્રનું કાજળ છે વા જળમાં સ્નાન કરવા આવેલી અપ્સરાઓના સ્તનપરથી ભ્રષ્ટ થયેલી કસ્તુરી છે, અથવા શુ આ નદીનું જળ લઇનેજ મેઘ અંજનના જેવો શ્યામ થઈ શરદ્ઋતુમાં પાછું તે જળ છોડી દેવાથી શ્વેત થતો હશે! અથવા તીરપર રહેલાં વૃક્ષોના વન સાથે પોષ્ય પોષકપણાના સંબંધને લઇને આ નદી અને તે વૃક્ષો પરસ્પર શ્યામવર્ણ ધારણ કરતાં હશે?" આપ્રમાણે શાંતનુ યમુનાનદીનું વર્ણન કરતો હતો, તેવામાં નાવિકાવડે યમુનામાં ક્રીડા કરતી કોઇએક મૃગાક્ષી તેની દૃષ્ટિએ પડી. તેને જોઈને શું આ યમુનાદેવી પ્રત્યક્ષ થઈને પોતાના જળમાં આવી રહેલાં હશે અથવા શું અપ્સરા સ્વર્ગગંગાનો ત્યાગ કરીને અહીં આવેલ હશે? આપ્રમાણે ચિંતવન

કરતો રાજા કામદેવના બાણથી વીંધાઇ ગયો. તેથી તેણે બીજા ખલાસીઓને પૂછ્યું "આ જાણે દેવી હોય તેવી સ્ત્રી કોણ છે ?" તેઓમાંથી એક મુખ્ય નાવિક રાજાપાસે આવી પ્રણામ કરીને બોલ્યો "હે સ્વામી ! એ ગુણવતી સ્ત્રી મારી દુહિતા છે, જંગમ સરસ્વતી હોય તેમ તે સર્વ શાસ્ત્રોમાં કુશળ છે, શરીરવાળી લક્ષ્મી હોય તેમ સર્વ લક્ષણોએ તે સંપૂર્ણ છે, દિવ્ય ઔષધિની જેમ તેના સ્પર્શથી સર્વ રોગનો નાશ થાય છે, કલ્પલતાની જેમ ઘરમાં રહીને તે દારિદ્ર્યરૂપ સૂર્યના તાપને હરે છે અને નિષ્કલંક [1]ચન્દ્રલેખાની જેમ ગુરૂ, કાવ્ય અને બુધને આશ્રિત થયેલી છે. એવી એ બાળા કોઈ સમાન પતિને નહિ પામવાથી અદ્યાપિ કુમારિકા છે." તે સાંભળી શાંતનુરાજા ઘેર આવ્યો, અને પોતાના ડાહ્યા પ્રધાનપુરૂષોને તે નાવિકપાસે તે કન્યાની માગણી કરવાને મોકલ્યા. નાવિકે સન્માનથી તેમને ઉત્તમ આસનપર બેસાર્યા. પછી પ્રધાનોએ બહુ માનથી રાજાને માટે તેની કન્યાની માગણી કરી "હે નાવિક ! સર્વ રાજાને પાળનાર અને સર્વ દેવમય શાંતનુરાજા સાક્ષાત્ તમારી પુત્રીની યાચના કરે છે. હે ખલાસી ! પુત્રીના સંબંધથી રાજાએ સદા સન્માન આપેલો એવો તું અમારે પણ પૂજ્ય થઇ પડીશ." નાવિકે કહ્યું "રાજા સર્વદેવમય છે અને હું હીનજાતિ છું, માટે આ બાબતમાં તેમણે મારી પ્રાર્થના કરવી ઉચિત નથી. સરખેસરખા કુળવાળાઓનો જ સંબંધ ઘટિત છે, નહિ તો રાત્રિ અને દિવસની જેમ પક્ષપાત થઇ પડે." પ્રધાનો બોલ્યા "આ કન્યાનું આવું સ્વરૂપ હીન કુળમાં ઉત્પન્ન થયું હોય તેમ સંભવતુંજ નથી. કેમકે જાતિવાન્ રત્નની ઉત્પત્તિ રોહણાચળમાંજ સંભવે, બીજે નહિ. આ બાળા કોઈ કાર્યયોગે તારે ઘેર વસતી હશે. અન્યથા તેમાં શાંતનુ જેવા રાજાનું મન કેમ લોભાય ? માટે હે નાયક ! આ બાબતમાં યુક્તાયુક્ત વિચાર કરતાં તારે ના કહેવી યુક્ત નથી, તેથી અમારા આગ્રહવડે તું રાજાની આજ્ઞા સર્વ પ્રકારે માન્ય કર." નાવિક બોલ્યો "હે પ્રધાનો ! રાજાની આજ્ઞા જો કે માન્ય કરવીજ જોઇએ, પણ પ્રાજ્ઞપુરૂષોએ કન્યાને માટે ઘણું વિચારવાનું છે. આ કન્યા નીચકુળમાં ઉત્પન્ન થયેલી હોવાથી તે આગળ ઉપર દુઃખી થવાની અને પતિનાં અપમાનથી અંગપર થયેલા ફોલ્લાની જેમ દગ્ધ થવાની. વળી ગંગાનો પુત્ર ગાંગેય અતિ પરાક્રમી અને રાજ્યના ભારની ધુરાને યોગ્ય છે, તેથી મારા દૌહિત્રને તેપણ દુઃખ આપનારોજ થાય. આ મારી પુત્રી દાસી થાય તો તેનાં સંતાન પણ તેવાંજ

---

૧ ચન્દ્રલેખા ગુરૂ, કાવ્ય-શુક્ર અને બુધ ગ્રહને આશ્રિત હોય છે તેમ આ સ્ત્રી ગુરૂ એટલે વડિલ-પૂજ્ય, કાવ્ય એટલે કવિતા અને બુધ એટલે વિદ્વાનોને આશ્રિત છે ભા. ક.

ગણાય, તેથી ઉભયઅર્થથી ભ્રષ્ટ કરવાને હું મારી પુત્રી રાજાને આપીશ નહિ.” તે સાંભળી પ્રધાનોએ આવી તે સર્વ સમાચાર રાજાને કહ્યા. તે સાંભળી શાંતનુરાજા વેચાયેલી વસ્તુમાંથી બાકી રહેલી વસ્તુની જેમ દુઃખથી ગ્લાનિ પામી ગયો. તે વૃત્તાંત ગાંગેયના સાંભળવામાં આવ્યું, એટલે પોતે જાતે ત્યાં જઇને પિતાને માટે નાવિક પાસે કન્યાની માગણી કરી. “આ તમારી પુત્રી મારી માતા ગંગાની જેમ મારે નિરંતર પૂજ્ય થઇને સુખે રહો, અને તેમની વાણી મારેવિષે નિરંતર સફળ થાઓ. હું પ્રથમથીજ વૈરાગ્યવાન્ છું, મારી બુદ્ધિ રાજ્ય લેવાની નથી; તેથી તમારી પુત્રીને જે પુત્ર થાય, તેજ મારા ભ્રાતા સુખે રાજ્યને ભોગવો. આમ છતાં કદિ મારા પુત્રો બળથી તેનું રાજ્ય હરી લે, એવું જો તમારા મનમાં આવતું હોય તો આજથી મારે બ્રહ્મચર્ય છે. આ વિષે દેવતાઓ સાક્ષી છે અને રાજાઓ મારા જામીન છે,” આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને ગાંગેયે નાવિક પાસેથી તે કન્યાની યાચના કરી. તત્કાળ જય જય શબ્દપૂર્વક આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઈ, અને આમણે મહા ભીષ્મ ( ભયંકર ) વ્રત ગ્રહણ કર્યું છે તેથી તે ખરેખરા ભીષ્મ છે એમ આકાશમાં દેવતાઓ કહેવા લાગ્યા.

તે વખતે નાવિક હર્ષ પામીને બોલ્યો “હે ગાંગેય ! આ કન્યાનું કુળ પ્રથમથી સાંભળો, કેમકે ચન્દ્રિકા ચન્દ્રમાંથીજ થાય, મેઘમાંથી થાય નહિઃ—આ ભરતક્ષેત્રમાં પુરૂષરત્નોથી મંડિત રત્નપુર નામે નગર છે. તેમાં શેખર[1] પર જિનાજ્ઞાને ધારણ કરનાર રત્નશેખર નામે રાજા છે. સર્વ ઠેકાણે પ્રસરતી તેની આજ્ઞા દિશાઓમાં ફરતાં ફરતાં ક્ષણ વાર શ્રમ ટાળવાને માટે શત્રુ રાજાઓના મસ્તક ઉપર વિશ્રાંતિ લેતી હતી. તે રાજાને રત્નવતી નામે અનેક ગુણવતી રાણી છે, જે અનુપમ શીલથી પોતાના ભર્ત્તારનાં હૃદયમાં નિરંતર વસતી હતી. એક વખતે તે રત્નવતીએ સ્વપ્નામાં ચન્દ્રકાંતિ જોઈને અનુક્રમે ચન્દ્રકાંતિને જેમ સંધ્યા જન્મ આપે તેમ આ પુત્રીને જન્મ આપ્યો. જન્મતાંજ તેને કોઈ વિદ્યાધર હરણ કરી આ યમુનાના તટ ઉપર મૂકી અંતર્ધાન થઈ ગયો તે વખતે ‘ આ સર્વ લક્ષણવાળી રત્નશેખરરાજાની પુત્રી સત્યવતી શાંતનુરાજાની સ્ત્રી થશે’ એવી આકાશવાણી સાંભળી, આ કન્યાને લઇ હું ઘેર આવ્યો અને અહર્નિશ ઉત્તમ ભોજન આપીને તેને ઉછેરી. હે ગાંગેય ! દેવના બતાવેલા આ કન્યાના પતિ શાંતનુરાજાજ છે, તેથી તમારા સત્વવડે આ મારી કન્યા સાથે ખુશીથી તેઓ વિવાહિત થાઓ.” આ પ્રમાણે સાંભળી ખુશી થયેલા ગાંગેયકુમારે વેગથી પિતા પાસે આવી તેમને હર્ષ પમાડવા માટે તે કન્યાસંબંધી પ્રથમથી સર્વ વૃત્તાંત નિવે-

૧ મુગુટ.

દન કર્યો. તે વખતે પુત્રના સત્વથી શાંતનુરાજા અંતરમાં કિંચિત્ ચમત્કાર પામ્યો અને પોતાના હીનસત્વ માટે ક્ષણવાર કાંઈક લજ્જા પામી ગયો. પછી વિદ્યાધરેશએ જેનો મહોત્સવ કરેલો છે એવો શાંતનુરાજા સત્યવ્રતવાળી સત્યવતી કન્યાસાથે પરણ્યો. ત્યારથી ગંગાવડે સમુદ્ર, ચન્દ્રલેખાવડે આકાશ અને મુદ્રાવડે રત્નની જેમ સત્યવતીવડે શાંતનુ શોભવા લાગ્યો. તેના પ્રેમમાં મગ્ન થયેલો શાંતનુ રાજા રમણીય ઉદ્યાનોમાં અને મંદિરોમાં સર્વ કર્મવડે યથેચ્છ રીતે સર્વ વિષયોને ભોગવવા લાગ્યો. નીતિમાંથી ન્યાય અને ધર્મ નિષ્પન્ન થાય તેમ શાંતનુરાજાને તે સત્યવતીથી **ચિત્રાંગદ** અને **વિચિત્રવીર્ય** નામે બે પુત્રો થયા. પછી મૃગયાના વ્યસનમાંથી વિરામ પામેલા શાંતનુરાજાએ શત્રુંજયાદિ તીર્થોએ જઈ પુણ્યકાર્ય કરી પોતાના જન્મને સફળ કર્યો. અનુક્રમે શાંતનુરાજા કર્મયોગે મૃત્યુ પામ્યો. પછી સત્યપ્રતિજ્ઞાવાળા ભીષ્મે **ચિત્રાંગદ**નો રાજ્યઉપર અભિષેક કર્યો.

એક વખતે દુર્મદ **ચિત્રાંગદે** ભીષ્મને અવગણીને **નીલાંગદ** નામના ગંધર્વ સાથે મોટું યુદ્ધ કર્યું. બળવાન્ નીલાંગદે ક્રોધથી ચિત્રાંગદને મારી નાખ્યો. તે વાત સાંભળી ગાંગેયે રણમાં આવી તે નીલાંગદને માર્યો. મનુષ્યોમાં ઉત્તમતાને ભજનારા ભીષ્મે પછી વિચિત્રવીર્યને પૃથ્વીનો મનોહર પતિ કર્યો. તે બળવાન્ વિચિત્રવીર્યે પોતાના મસ્તક પર અર્હંતની આજ્ઞા અને શત્રુઓનાં મસ્તક ઉપર પોતાની આજ્ઞા ધારણ કરાવી. તે સમયમાં રાજાની ત્રણ શક્તિઓ હોય તેવી કાશીના કાળરાજાને **અંબા, અંબિકા, અને અંબાલિકા**[1] નામે ત્રણ કન્યાઓ હતી. કાશીરાજાએ તેનો સ્વયંવર કર્યો તેમાં સર્વ રાજાઓને બોલાવ્યા; પણ સામાન્ય જાતિવાન્[2] ગણીને વિચિત્રવીર્યને બોલાવ્યો નહિ, તેથી ગાંગેયને ક્રોધ ચડ્યો, એટલે તેણે સ્વયંવરમાં જઈ બધા રાજાઓના દેખતાં ત્રણે કન્યાનું હરણ કર્યું. તત્કાળ સર્વ રાજાઓ ક્રોધ કરી, યુદ્ધ કરવાને એકઠા થઈ, શસ્ત્રો ઊંચાં કરી અને કવચ ધારણ કરી ગાંગેય ઉપર ચડી આવ્યા. સૂર્ય જેમ નક્ષત્રોનાં તેજને હરે અને પવન જેમ કોતરાને ઉડાડે, તેમ બળવાન્ ગંગાપુત્રે પોતાનાં તેજથીજ સર્વ રિપુરાજાઓને જીતી લીધા. પછી વેગથી પોતાને નગરે આવી પોતાના નાનાભાઈ વિચિત્રવીર્યને મોટા ઉત્સવથી તે ત્રણ કન્યાઓ સાથે પરણાવ્યો. ત્રીજા[3] પુરૂપાર્થરૂપ સાગરને તરવામાં નાવિકા જેવી તે ત્રણ સુંદર કન્યાઓને વિચિત્રવીર્ય માનવા લાગ્યો. તેમની સાથે વિષયસુખ ભોગવતાં તે નિપુણ સ્ત્રીઓને ત્રણ પુત્રો થયા. અંબિકાને **ધૃતરાષ્ટ્ર** નામે પુત્ર થયો, જે પોતાના કુકર્મથી જન્માંધ થયો. અંબાલાને **પાંડુ** નામે પુત્ર થયો,

૧ તેનું બીજું નામ અમ્બાલા પણ હતુ ૨ માતાને હીનજાતિની સમજીને. ૩ કામપુરૂપાર્થ.

જે અખંડ પરાક્રમી થયો અને અંબાને **વિદુર** નામે પુત્ર થયો, જે શત્રુઓને વિદારવામાં આદરવાન્ થયો—એવી રીતે તે ત્રણે પુત્રો વિનયથી નમ્રપણે શોભવા લાગ્યા. કામદેવની આજ્ઞાને વશ રહેનારા[1] તે રાજાના શરીરમાં રાજયક્ષ્મા[2] નામે રોગ ઉત્પન્ન થયો. તેણે ક્ષણવારમાં શરીરને ક્ષીણ કરી દુ:ખનો દેખાવ આપી બળાત્કારે પ્રાણનો પણ ક્ષય કરી નાખ્યો.

જ્યારે રૂપના વિપર્યયથી વિચિત્રવીર્યે દેવતાની દૃષ્ટિને વિચિત્ર કરી—અર્થાત્ તે દેવસ્વરૂપી થયો, ત્યારે સર્વ મંત્રીઓએ પાંડુને પૃથ્વીપતિ કર્યો. સદા આધિઉપાધિનો નાશ કરનારા, કીર્ત્તિરૂપ ધનવાળા અને ન્યાયથી દંડ લેનારા પાંડુરાજાએ થોડા વખતમાં સર્વ પ્રજાને ધનવાન્ કરી દીધી. પોતાના ગુણોથી પૂજાને યોગ્ય એવો પાંડુ સદા અર્હંતની પૂજામાં તત્પર થયો અને શત્રુરાજાઓએ નમવા યોગ્ય છતાં પોતે ભક્તિથી મુનિઓને નમવા લાગ્યો.

એક વખતે વસંતઋતુ આવતાં પાંડુરાજા હર્ષથી વિનોદને માટે વનલક્ષ્મીનું અક્ષીણ સૌન્દર્ય જોવાને ઉદ્યાનમાં ગયો. ત્યાં માકંદ[3]ને જોઇને મદ ધરતો, સુંદર નારંગીપર રંગ રાખતો, કામદેવના દીપકરૂપ ચંપક ઉપર પ્રદીપ્ત થતો, કળિઓવાળા બોરસલીનાં પુષ્પથી અલંકૃત થતો, અશોકના વૃક્ષપર શોકરહિત થતો અને મલ્લિકાનાં પુષ્પની માળાનો શૃંગાર ધરતો તે શોભવા લાગ્યો. કુમુદના જેવી ઉજ્વળ કીર્ત્તિવડે બ્રહ્માંડને ઉજ્જવળ કરતો પાંડુરાજા વસંતની જેમ વનભૂમિને અલંકૃત કરવા લાગ્યો. આગળ ચાલતાં આંબાનાં વૃક્ષ નીચે વારંવાર ચિત્રફલકને[4] એકી નજરે જોતો કોઇ એક પુરૂષ તેના જોવામાં આવ્યો. કૌતુકીરાજાને જોઇને વસ્ત્રના છેડાથી ચિત્રફલકને ઢાંકી દેતા તે પુરૂષને રાજાએ પૂછ્યું "તે શું છે?" તેણે બતાવ્યું, એટલે તેમાં કોઈ મૃગાક્ષીનું અદ્ભુત રૂપ તેના જોવામાં આવ્યું. તેના લાવણ્યજળના સંગથી રાજાએ પોતાનું શિરકમળ ધુણાવ્યું. અહા! આના સર્વ અંગમાં કેવું સૌંદર્ય છે? કેવું અનુપમ લાવણ્ય છે! અહો આનાં શરીરની કાંતિનો સમૂહ કેવો સ્વાભાવિક જણાય છે! આ રમણીય બાળાના શરીર ઉપર આવીને કમળ, ચન્દ્ર અને અંધકારોએ નેત્ર, મુખ અને કેશના મિષથી પોતાનું નિત્ય વૈર છોડી દીધું જણાય છે.[5] આ ચિત્રાકૃતિ ખરેખર સુવર્ણલતા છે, તેના હાથ પલ્લવો છે, દાંત પુષ્પો છે, હાસ્ય સુગંધ છે અને નિબિડ સ્તનરૂપ બે ફળ છે. મધુરવાણીને ઝરતી આવી બાળાની ઉત્પત્તિ

---

૧ અતિ કામસેવન કરનારા. ૨ ક્ષયરોગ. ૩ આમ્રવૃક્ષ, આંબો. ૪ ચિત્રનું પાટીયુ. ૫ કમળને અને ચદ્રને વૈર છે કારણ કે ચદ્રોદય થાય કે કમળ બધ થઈ જાય છે છતાં અત્ર તો કમળ સરખી આખો છે, અને ચદ્ર સરખુ મુખ છે, વળી અધકાર–શ્યામતા ચદ્ર સાથે વૈર રાખે છે. કારણ ચંદ્રોદયેકે તેનો નાશ થાય છે, પણ અહી તો ચદ્રસમાન મુખપર કાળા કેશ છે. આ વિરોધાલકાર છે. ભા ક.

દેવતાને માટે પણ સંભવતી નથી, અને એનું મુખ ચન્દ્રની કાંતિ અને અમૃતને ધારણ કરે છે તેથી નાગકુમારોને માટે પણ એની ઉત્પત્તિ સંભવતી નથી,જ્યારે આવી બાળા દેવને પણ દુર્લભ છે, ત્યારે તેને મનુષ્યો તો શી રીતે મેળવી શકે ? આ રમણી ત્રણ જગત્‌માં કોના ભોગનેમાટે થશે ? આવી રીતે ક્ષણવાર ચિંતવીને રાજાએ પ્રીતિપૂર્વક તેને પૂછ્યું 'આ કોની છબી છે ?' તે પુરૂષ બોલ્યો "આ શૌર્યપુરના રાજા અંધકવૃષ્ણીની પુત્રી અને દશ દશાર્હની બેન કુંતી નામે છે. આ બાળાએ તારૂણ્ય વયરૂપ વૃક્ષની મંજરી થઇને તેને યોગ્ય વરના દારિદ્ર્યથી (ન મળવાથી) પોતાના પિતાને ચિંતાસાગરમાં નાખેલા છે. નિઃસીમ રૂપલાવણ્યથી શોભિત અને અગણિત ગુણથી ગર્વિત એવી તેને જોઇને મેં દૃષ્ટિને વિનોદ આપવાને માટે આ ચિત્રપટમાં આળેખી લીધી છે." આ પ્રમાણે સાંભળી તેને ઇચ્છિત દાન આપી પાંડુરાજાએ તે મનોહર ચિત્રનું ફલક લઇ લીધું અને તેને જોતો જોતો પોતાને ઘેર આવ્યો. વારંવાર તે બાળાને ચિત્રમાં જોતાં પાંડુરાજાએ પોતાનું મન સર્વ રીતે નિરંતર તે સ્ત્રીમાંજ જોડી દીધું. જ્યારે કામદેવના ભાવને નિષ્ફળ કરવાને તે સમર્થ થયો નહિ, ત્યારે વનનું સૌંદર્ય જોવાના મિષથી બહાર નીકળી પડ્યો. કેતકીને કરવતની જેમ, દારૂણીને દારૂણની જેમ, ચંબેલીને કંપ કરનાર અને કમળને દુઃખદાયક માનતો પાંડુરાજા ક્રીડાવાપીઓમાં પણ હૃદયને સંકોચતો અને સર્વ ઠેકાણે તેનેજ જોતો હોય તેમ વનમાં ભમવા લાગ્યો. આગળ ચાલતાં ચંબેલીને શ્રેણીના માર્ગમાં લોઢાના બાણોથી જડી લીધેલો કોઈ મૂર્છિત પુરૂષ તેના જોવામાં આવ્યો. તેને જોતાં વિયોગની પીડાને તજી દઈને રાજાએ દયા આવવાથી 'આ કોણ છે' એમ વિચારી તેની આગળ આવી જોયું તો ત્યાં એક ખડ્ગ તેના જોવામાં આવ્યું. શત્રુને ત્રાસ કરનારા રાજાએ તે ખડ્ગ લઈ તેને મ્યાનમાંથી બહાર કાઢ્યું એટલે તેમાં બે ઔષધિનાં વલય જોયાં. સહજ ઉપકારી તેણે એક ઔષધિથી તે પુરૂષને વિશલ્ય કરી બીજી ઔષધિથી વ્રણ રૂઝાવી દીધાં.[1] પછી પૂછ્યું " તમે કોણ છો ? અને તમારી આવી અવસ્થા કેમ થઈ હતી ?" ત્યારે તે બોલ્યો હું અનિલગતિ નામે વિદ્યાધરોનો રાજા છું. અશનિવાન્ નામના કોઈ વિદ્યાધરે મારી સ્ત્રીનું હરણ કર્યું, એટલે હું તેની પછવાડે આવ્યો; તેથી તેણે કોપથી મારી આવી દશા કરી. તમે મારા નિષ્કારણ ઉપકારી થયા છો. મારા ભાગ્યથીજ તમે અહિ આવેલા છો અને મારી ઉપર દયા લાવીને મને દુઃખથી મુક્ત કર્યો છે. તમે મારા જીવિતદાતા છો, તમારા ઉપકારનો બદલો હું શું આપી શકું તથાપિ આ બે મહૌષધિ અને આ મુદ્રિકા ગ્રહણ કરો. આ મુદ્રિકાના પ્રભાવથી

1 પહેલી ઔષધી વિશલ્ય અને બીજી સંરોહિણી નામની હતી

તમે ધારેલ સ્થાનકે જઈ શકશો, અને જ્યારે મારૂં સ્મરણ કરશો, ત્યારે હું આ-વીને નિઃસંશય ઉત્તર આપીશ." આપ્રમાણે કહી રાજાનું સન્માન કરી તે વિદ્યાધર કોઈ સ્થળે ચાલ્યો ગયો. રાજા પાંડુએ તે સુંદરીનું અને વિદ્યાધરનું ધ્યાન ધરતાં પાછા આવી પોતાનું નગર અલંકૃત કર્યું.

અહિ પેલો ચિત્રફલકવાળો પુરૂષ અંધકવૃષ્ણિ રાજાની પાસે ગયો, અને તેણે પાંડુરાજાનાં રૂપ, ઐશ્વર્ય અને વિજ્ઞાનનું વર્ણન કરી બતાવ્યું. તે સાંભળી પિ-તાના ઉત્સંગમાં બેઠેલી કુંતીએ 'આ ભવમાં મારો પતિ પાંડુરાજા થાઓ' એવો અભિગ્રહ કર્યો. રાજાને પોતાનો તે આગ્રહ કહેવાને અસમર્થ, ડાહી અને ક્ષમા-વાન્ કુંતી કામાગ્નિવડે મરૂસ્થળમાં[1] કમલિનીની જેમ ગ્લાનિ પામી ગઈ. પોતાને તે પતિની પ્રાપ્તિ દુર્લભ જાણીને એક વખતે કુંતી ઉદ્યાનમાં જઈ ગળામાં પાશ નાખ-તી દુઃખી થઇને કહેવા લાગી "હે કુળદેવી માતાઓ ! હું અંજલિ જોડીને પ્રાર્થના કરૂંછું કે મને મારા ધારેલા પતિ મળવા દુર્લભ છે તેથી હું અશરણ થઇને આજે મૃત્યુ પામુંછું. આ ભવમાં હું પાંડુરાજાનેજ વરી છું, બીજાને વરવાની નથી; પરંતુ આજે તેને માટે હું મરૂંછું, તેથી તેમને મારી કથા કહેજો, અને હવે તમારા પ્ર-સાદથી બીજા ભવમાં પણ તેજ મારો પતિ થજો" આપ્રમાણે કહી તેણે કંઠમાં પાશ નાખ્યો. ભ્રમથી પીડિત એવી કુંતી ભ્રમમાં પણ પાંડુનુંજ ધ્યાન કરતી હતી, તેવામાં મુદ્રાના પ્રભાવથી પાંડુરાજા ત્યાંજ આવ્યા. પેલા ચિત્રફલકનાં દર્શનથી પાંડુરાજાએ તેને ઓળખી એટલે તેના કંઠમાં નાખેલો પાશ છેદી નાખ્યો અને બે હાથવડે મજબૂત પાશ દીધો[2]. પતિને આવેલા જાણી કુંતી અ-શ્રુવડે અર્ઘ્ય આપી સ્તંભ, કંપ, અને રોમાંચ પ્રમુખ શૃંગારભાવ બતાવવા લાગી. તત્કાળ સખીઓ વિવાહના ઉપકરણો લાવી, એટલે ગાંધર્વ વિવાહવડે પાં-ડુરાજા તે પરણવાની ઇચ્છાવાળી કુંતીસતીને પરણ્યો. ઋતુસ્નાતા કુંતીએ તેજ વ-ખતના સંભોગથી ગર્ભ ધારણ કર્યો, અને એ ચતુરાએ પાંડુરાજાને તે વાર્ત્તાપણ જ-ણાવી. રાજા કૃતાર્થ થઈ મુદ્રાના યોગથી પોતાના નગરમાં આવ્યો અને કુંતી ગર્ભને ધારણ કરી વેગથી પોતાના ઘરમાં આવી. ધાત્રીઓએ અને સખીઓએ ગુપ્ત રાખે-લી કુંતીએ સમય આવતાં પૃથ્વી જેમ રત્નને જન્મ આપે તેમ ગુપ્તરીતે એક પુત્રને જન્મ આપ્યો. લજ્જાવડે અર્ધરાત્રે એક કાંસાની પેટીમાં તે બાળકને મૂકીને સખીઓનીપાસે તે પેટી ગંગાના પ્રવાહમાં વહેતી મૂકાવી. પ્રવાહમાં વહેતી તે પેટી હસ્તિનાપુરમાં આવી. ત્યાં સૂત નામના કોઈ સારથિએ તેને લઈને ઉઘાડી, એટલે વાદળામાંથી મુક્ત થયેલું સૂર્યબિંબ હોય તેવાં તેજસ્વી બાળકને તેમાં જોઈ

૧ મારવાડમાં. ૨ આલિંગન કર્યું.

હર્ષ પામેલા સૂતસારથિએ પોતાની રાધા નામની પ્રિયાને તે પુત્ર સ્વપુત્રવત્ અર્પણ કર્યો. કર્ણ એવા નામથી કહેવાતો તે સારથિપુત્ર ગુણજ્ઞ હોવાથી રાજાને અતિવલ્લભ થઈ પડ્યો.

અહિં અંધકવૃષ્ણિએ પોતાની પુત્રી કુંતીનો ભાવ જાણી ચંદ્રસાથે રાત્રિની જેમ તેને પાંડુરાજાસાથે મહોત્સવથી પરણાવી. મદ્રક નામના રાજાની માદ્રી નામની પુત્રી બીજી સ્ત્રી તરીકે પાંડુરાજાને સ્વયંવરમાં પ્રાપ્ત થઇ. તે અરસામાં ગંધારદેશના સુબલ રાજાને શકુનિ નામનો પુત્ર અને ગંધારી વિગેરે આઠ પુત્રીઓ થઇ હતી. ગોત્રદેવીના કહેવાથી શકુનિએ પોતાની પુત્રીઓ ધૃતરાષ્ટ્રને પરણાવી. **જેવું કર્મ કર્યું હોય, તેવું ફળ પ્રાણીને મળેછે.** વિદુર પોતાને યોગ્ય એવા સંબંધની ઇચ્છાથી દેવક રાજાની પુત્રી કુમુદ્દિનીને ચંદ્રની જેમ હર્ષથી પરણ્યો.

અંધકવૃષ્ણિ રાજા પોતાના મુખ્ય પુત્ર **સમુદ્રવિજયને** રાજ્યપર બેસાડી સુપ્રતિષ્ટ મુનિનીપાસે દીક્ષા લઈ મોક્ષે ગયા. શૌર્યપુર નગર સમુદ્રવિજય રાજાને મેળવીને અનેક વર્ણ અને ચિત્રસહિત સ્વર્ગની જેવું અદ્દ્ભુત શોભવા લાગ્યું. જ્યાં ગજેંદ્રોનો મદ, નિરંતર ભર્તારવાળી પૃથ્વીરૂપી સ્ત્રીના જાણે કસ્તુરીના ગુચ્છ હોય તેવો દેખાયછે, જ્યાં અર્હંતના ગુણોનું ગાયન કરતી સ્ત્રીઓનાં મુખથી સાંભળીને મેના પોપટ મધુર વચનથી તેને પઢ્યા કરેછે; જ્યાં નિરંતર અર્હંત પ્રભુની પાસે થતા ધૂપના ધૂમાડાના મિષથી કલ્યાણ જળને વર્ષાવતા ધર્મરૂપી મેઘ આકાશમાં ઉન્નતપણે જણાયછે, અને જ્યાં ચારિત્રધારી મુનિઓનાં વદનમાંથી નીકળતા સિદ્ધાંતનાં મિષથી નિરંતર ધર્મસામ્રાજ્યના પટહની ઉદ્દ્ઘોષણા થયા કરેછે, એવા *કવિચંદ્ર અને વિબુધના આધારરૂપ તે શૌર્યપુર નગરમાં ઉદાર કાંતિવાળા સમુદ્રવિજય રાજા આકાશમાં ચંદ્ર શોભે તેમ શોભવા લાગ્યા. તે સમુદ્રવિજય રાજા કુંથુઆ વિગેરે સૂક્ષ્મ જંતુઓની પણ પોતાના જીવની જેમ રક્ષા કરતા હતા, પરંતુ જેઓ એવા જીવને હણતા હતા તેવા પ્રાણી ગમે તેવા હોય તો પણ તે અન્યાયી પ્રાણીઓને કોપથી મારતા હતા; વળી તે રાજા ભક્તિથી આકાશસુધી ઉંચા જિનપ્રાસાદો કરાવતા હતા પણ શત્રુ રાજાઓના મેહેલો પાડી નાખતા હતા; પોતાની સ્ત્રીઓમાંજ સંતુષ્ટ હતા તોપણ ચંદ્રમુખથી શોભતી અને આકાશને મંડિત કરતી શત્રુની કીર્ત્તિરૂપ વલ્લભાને હરિલેતા હતા; વીતરાગ ચિત્તથી નિરંતર વીતરાગનું ધ્યાન ધરતા હતા તથાપિ તેણે બધી પૃથ્વીને પોતાનેવિષે સરાગા કરી દીધી હતી; હમેશાં પં-

* અહીં એવો અર્થ થાયછે કે, આકાશ, કવિ–શુક્ર, ચંદ્ર અને વિબુધ એટલે બુધ ગ્રહનુ આધાર છે અને શૌર્યપુર કવિચંદ્ર એટલે કવિઓમાં ચંદ્ર જેવા ઉત્તમ કવિઓ અને વિબુધ એટલે વિદ્વાનોનો આધાર છે. ભા. ક.

ચપરમેષ્ઠીનાં ધ્યાનમા મશગુલ રહેતા હતા તથાપિ પોતે પરમ ઇષ્ટ થઇ સર્વના ધ્યાનનું કારણ થતા; અને તે રાજા અનેક રાજાઓનો મુગટમણિ થઈ પોતાના મસ્તકપર જિનાજ્ઞાને ધારણ કરતા હતા, પણ તે '**જિનાજ્ઞા**' શબ્દનો વર્ણવિપર્યય કરી '**નિજાજ્ઞા**'ને શત્રુઓના મસ્તકપર ધારણ કરાવતા હતા.

શિવા[1]ની જેમ પવિત્ર, અશિવનો નાશ કરનારી, શિવ–કલ્યાણના સ્થાનરૂપ અને હૃદયમાં સદ્ગુણને આરોપણ કરનારી **શિવા** નામે તેને એક પત્ની હતી. શીલની લીલાવડે ઉજ્જવળ એવી એ દેવી પોતાના પતિમાંજ એકાંત ભક્તિવાળી હતી, તે છતાં તેને પરપુરૂષનો સ્પર્શ તેને સરજનાર બ્રહ્માનો થયો હતો. મુખથી ચંદ્રસંપત્તિ, વાક્યથી અમૃતસંપત્તિ, મનથી ધર્મસંપત્તિ અને દેહથી રતિસંપત્તિ ગ્રહણ કરતી એ રમણીને લોકો સુવદના, મધુરવાક્યદા, ધર્મવિસ્તારિણી અને દેહથી પણ રતિકારિણી એમ કહેતા હતા. એ સ્ત્રી બે લોચન અને મસ્તકના કેશવડે કૃષ્ણવર્ણને ધારણ કરતી હતી છતાં તેણે ભૂમિતળ ઉપરથી મલીન પાપને તો કાઢીજ મૂક્યું હતું. નિરંતર અંતઃપુરમાં રહેવાથી તે સૂર્યને જોઇ શકતી નહિ તથાપિ સિદ્ધાંતરૂપ સૂર્યના પ્રકાશથી જગત્ના સર્વ ભાવ, કર્મના વિપાક અને પુદ્ગલાદિક જોઈ શકતી હતી. પરિવારમાં વાત્સલ્યવાળી, દેવગુરૂમાં ભક્તિવાળી, સૂક્ષ્મ જીવોમાં પણ કૃપાળુ, કર્મની હિંસામાં ( કર્મનો વિનાશ કરવામાં ) નિર્દય, દાન ધર્મમાં આસક્ત, ભવસાગરમાં વિરક્ત અને શીલવાર્ત્તામાં સંસક્ત, એવી એ શિવાદેવીરાણી સમુદ્રવિજયરાજાને ઘણી પ્રિય થઈ પડી હતી. પરસ્પર પ્રીતિપરાયણ અને પરસ્પર ધર્મમાં રાગી એવું એ શિવાદેવી અને સમુદ્રવિજયનું યુગળ સુખથી સમય નિર્ગમન કરતું હતું.

હવે રાજા ભોજવૃષ્ણિએ દીક્ષા લીધા પછી મથુરાના રાજ્ય ઉપર **ઉગ્રસેન** રાજા થયો; તેને **ધારણી** નામે સ્ત્રી હતી. અન્યદા કોઇ તાપસ પારણાના વિધ્વંસથી ઉગ્રસેનનો વધ કરવાનું નિયાણું બાંધીને મરણ પામ્યો, તે ધારણીની કુક્ષિમાં આવીને અવતર્યો. તે ગર્ભમાં આવ્યો ત્યાર પછી ધારણીને પોતાના પતિનાં માંસભોજનનો દોહદ થયો તેથી તે પુત્રને જન્મતાંજ કાંસાની પેટીમાં મૂકીને તે પેટી યમુનાના પ્રવાહમાં વહેતી મૂકી દીધી. તે પેટી વહેતી વહેતી શૌર્યપુર પાસે આવી એટલે તેને કોઈ વણિકે બહાર કાઢી. તે કાસાંની પેટીમાંથી તેને પુત્ર મળ્યો તેથી તેનું તેણે કંસ એવું નામ પાડ્યું. વણિકને ઘેર મોટો થતો કંસ નિત્ય નાનાં બાળકોને મારવા લાગ્યો. એ પુત્ર પોતાનાં કુળને અયોગ્ય જાણીને તે વણિકે તેને સમુદ્રવિજયરાજાને સોંપ્યો. અનુક્રમે તે વસુદેવને વહાલો થઈ પડ્યો.

---

૧ પાર્વતી.

આ સમયમાં રાજગૃહ નગરનેવિષે બૃહરથનો બળવાન્ પુત્ર જરાસંધ ત્રિખંડ ભરતનો આધિપતિ પ્રતિવાસુદેવ થયો. તેની આજ્ઞાથી વસુદેવ તેના શત્રુ સિંહસ્થ રાજાને બળવાન્ કંસનો સારથી કરી પકડી લાવ્યા. તેના ઈનામમાં આપવા માંડેલી જરાસંધની પુત્રી જીવયશાને બે કુળનો ક્ષય કરનારીને જાણી કંસને અપાવી. કંસે જરાસંધની પાસે કોઈ એક નગરની પ્રાર્થના કરી એટલે જરાસંધે તેની ઇચ્છાનુસાર મથુરા નગરી આપી, જે નગરી તેણે પિતાના વૈરથી ગ્રહણ કરી.. કંસે પોતાના પિતા ઉગ્રસેનને કારાગ્રહમાં પૂર્યા. કંસના નાનાભાઈ **અતિમુક્તે** પિતાના દુઃખથી દીક્ષા લીધી. પછી બળથી ઉગ્ર કંસ મથુરાનું રાજ્ય કરવા લાગ્યો.

જરાસંધની આજ્ઞાથી તે દશે દશાર્હ પાછા પોતાની નગરીમાં આવ્યા. મનસ્વી વસુદેવ કુમાર મનમાં કાંઈ સંકલ્પ વિકલ્પ કરીને રોષથી દેશાંતરમાં ચાલ્યા ગયા. તેને પ્રબળ ભોગ્યકર્મના ફળનો ઉદય થતાં સ્થાને સ્થાને કોઈ કળાથી કોઇ રૂપથી અને કોઈ સ્વેચ્છાએ આવેલી વિદ્યાધરોની રાજાઓની તેમજ સામાન્ય વ્યવહારીઆની તથા સાર્થવાહ વિગેરેની સેંકડો કન્યાઓને તે પરણ્યા. **તપનું નિદાન (નિયાણું) અન્યથા થતું નથી.** ત્યાંથી વસુદેવકુમાર રોહિણીના સ્વયંવરમાં ગયા, ત્યાં સમુદ્રવિજયને યુદ્ધમાં મળ્યા અને રોહિણીને પરણીને સમુદ્રવિજયની સાથે પોતાને નગરે આવ્યા. એકદા રાત્રિએ રોહિણીને બળભદ્રના જન્મને સૂચવનારાં ચાર સ્વપ્નો જોયાં. સમય આવતાં બળરામપુત્રને જન્મ આપ્યો. કંસના આગ્રહથી વસુદેવકુમાર હર્ષથી દેવકરાજા ( ઉગ્રસેનના ભાઈ ) ની પુત્રી દેવકીની સાથે પરણ્યા. તેના વિવાહનો ઉત્સવ ચાલતો હતો, તેવામાં કંસના અનુજબંધુ અતિમુકત મુનિ ત્યાં આવેલા હતા, તેને મદોન્મત્ત થએલી કંસપત્ની જીવયશાએ કહ્યું " હે દિયરજી ! આવો, આ વિવાહોત્સવમાં તમે મારી સાથે ખાઓ, પીઓ અને સ્વેચ્છાએ રમોઃ દેહની સાથે વૈર શામાટે કરોછો ?" એમ કહી તેણે સમીપ આવી ઉપહાસ્ય કરતાં કરતાં અતિમુકતના કંઠમાં આલિંગન કર્યું. તે વખતે મુનિએ કોપથી કહ્યું " હે જીવયશા ! તું જેના વિવાહોત્સવમાં મહાલેછે તે દેવકીનોજ સાતમો ગર્ભ તારા પિતાનો અને પતિનો હણનારો થશે " તે સાંભળીને મદરહિત થઇ ગયેલી જીવયશાએ અતિમુકતમુનિને છોડી દીધા અને તે સર્વ વૃત્તાંત એકાંતે જઈને કંસને કહ્યો. તેનો ઉપાય કરવાને કંસે વસુદેવની પાસે દેવકીના સાતે ગર્ભની માગણી કરી. વસુદેવે તેમ કરવાને કબુલ કર્યું.

અનુક્રમે ઇંદ્રના નૈગમેષી દેવે દેવકીના ૭ ગર્ભને જન્મતાંજ હરી લઇને સુલસાને આપ્યા અને સુલસાના જન્મતાંજ મરણ પામતા ૭ ગર્ભો દેવકીને

આપ્યા. નિર્દય કંસે તે છએ ગર્ભને પોતાના ઘરમાં શિલાપર પછાડી મારી નાખ્યા, અને દેવકીના ખરા ગર્ભ અનુક્રમે સુલસાને ઘેર મોટા થયા. તેમનાં **અનિકયશા, અંતસેન, અજિતસેનક, નિહતારિ, દેવયશા** અને **શત્રુસેન** એવાં નામ પાડ્યાં. પછી ફરીવાર દેવકી ઋતુસ્નાતા થઈ, ત્યારે રાત્રિના શેષભાગે તેણે સિંહ, સૂર્ય, અગ્નિ, હાથી, ધ્વજ, વિમાન અને પદ્મ સરોવર—એ સાત સ્વપ્નો અવલોકયાં. તેજ રાત્રિએ તેણે ગર્ભ ધારણ કર્યો. સ્વપ્નના પ્રભાવથી શુભ દોહદવાળી દેવકીએ સમય આવતાં શ્રાવણમાસની કૃષ્ણઅષ્ટમીએ અર્ધરાત્રે કૃષ્ણવર્ણી પુત્રને જન્મ આપ્યો. તે વખતે તેની ખબર રાખવાને કંસે જે રક્ષકપુરૂષોને રાખ્યા હતા, તેઓને વસુદેવના ગૃહદેવતાઓએ નિદ્રાના અધિષ્ઠાયક હોય તેમ પોતાની શક્તિથી નિદ્રાયુક્ત કરી દીધા. દેવકીના કહેવાથી વસુદેવે તે બાળકને લઈ જઇને ગોકુળમાં રહેલા **નંદની સ્ત્રી યશોદાને** અર્પણ કર્યો. અને તેને બદલે યશોદાએ તત્કાળ જણેલી પુત્રી લાવીને હર્ષથી દેવકીને અર્પણ કરી. પછી કંસના પુરૂષો જાગ્રત થતાં તે પુત્રીને લઇને કંસની પાસે આવ્યા. તે પુત્રીને જોઇને કંસને વિચાર થયો કે એ પીડિત મુનિનું કહેવું મિથ્યા થયું, કેમકે આ સાતમો ગર્ભ તો સ્ત્રી થયો, તેથી આનાથી બળવાન્ એવા મારૂ મૃત્યુ થશે નહિ. આવો વિચાર કરી તે પુત્રીની માત્ર નાસિકા છેદીને તે સેવકોને પાછી આપી.

હવે પેલો દેવકીનો સાતમો ગર્ભ ગોકુળમાં દેવીઓથી રક્ષણ કરાતો મોટો થયો. કૃષ્ણવર્ણી અંગ હોવાથી તેનું 'કૃષ્ણ' એવું નામ પાડ્યું. તેણે બાલ્યવયમાંજ શકુનિ અને પૂતના નામની બે વિદ્યાધરીને મારી નાખી, એક શકટ ભેદી નાખ્યું અને યમલાર્જુન નામનાં બે વૃક્ષ ભાંગી નાખ્યાં. તે ખબર સાંભળી કોઈ કોઇવખત પર્વની આરાધનાનું મિષ કરીને દેવકી બીજી સ્ત્રીઓથી પરવરેલી હર્ષ પામતી નિરંતર ગોકુળમાં આવવા લાગી. કૃષ્ણની રક્ષા કરવાને માટે વસુદેવે રામને[1] આજ્ઞા કરી. બંને ભાઈ બાર ધનુષ્ ઊંચી કાયાવાળા થઇ નિત્ય ગોકુળમાં સાથે ક્રીડા કરવા લાગ્યા.

અહીં શૌર્યપુરમાં સમુદ્રવિજયની સ્ત્રી શિવાદેવીએ રાત્રિના અવશેષકાલે ચૌદ મહાસ્વપ્ન જોયાં. તરતજ કાર્તિકમાસની કૃષ્ણદ્વાદશીએ ચંદ્ર ચિત્રાનક્ષત્રમાં આવતાં અપરાજિત વિમાનમાંથી ચવીને શંખનો જીવ શિવાદેવીની કુક્ષિમાં ઉત્પન્ન થયો. અનુક્રમે શ્રાવણમાસની શુક્લપંચમીએ ચંદ્ર ચિત્રાનક્ષત્રમાં આવતાં શિવાદેવીએ શંખના લાંછનવાળા કૃષ્ણવર્ણી કુમારને જન્મ આપ્યો. તેજ વખતે છપ્પન્ન દિક્કુમારીઓએ ઘરમાં અને ચોસઠ ઇંદ્રોએ મેરૂગિરિ ઉપર હર્ષથી પ્રભુનો જન્મોત્સવ કર્યો. રાજા સમુદ્રવિજયે પ્રાતઃકાળે મહોત્સવ સાથે અપરાધીઓને કારાગૃહમાંથી

---

૧ બળભદ્ર

છોડવા વિગેરે સત્કર્મ કરી કુમારનું **અરિષ્ટનેમિ** એવું નામ પાડ્યું. અનુક્રમે વૃદ્ધિ પામતા ઇંદ્રની આજ્ઞાથી અપ્સરાઓ પ્રભુનું લાલન પાલન કરવા લાગી અને દેવતાઓ સમાન વયના થઇને સેવા કરવા લાગ્યા. જગત્પ્રભુ કોઈ પર્વતરૂપે અને કોઇ ગજેંદ્રરૂપે રહેલા દેવતાઓને એક લીલામાત્રમાં ઉછાળતા હતા. ચાલતા, નાચતા, ગાતા અને બોલતા એ પ્રભુ એક કર્મ વિના સર્વને પ્રીતિ આપતા હતા. રાજા સમુદ્રવિજય એ પુત્રના જન્મોત્સવમાં એક દિવસ સ્વજનોથી પરવરેલા ઉદ્યાનમાં ક્રીડા કરવાને ગયા. નંદનવનમાં જેમ ઇંદ્ર પ્રવેશ કરે તેમ અશોક, નાગકેશર અને આમ્રના પલ્લવથી કોમળ એવા વનમાં રાજાએ પ્રવેશ કર્યો. તે ઉદ્યાનમાં શ્રી નેમિનાથને જોઈ દેવતાઓને આરાધન કરવા યોગ્ય એવા સૌધર્મપતિ હર્ષથી પ્રફુલ્લિત નેત્ર કરી દેવતાઓને કહેવા લાગ્યા. "આ જગત્માં રાજા સમુદ્રવિજયને ધન્ય છે, અત્યારે તે સૌભાગ્યની ભૂમિરૂપ છે; કારણ કે તેમને ઘેર નેમિનાથ પ્રભુ પુત્રપણે અવતર્યા છે. અહો ! આ શ્રી નેમિનાથ પ્રભુ બાળક છતાં તેમનામાં જે સત્વ રહેલું છે, તેવું સત્વ બીજા કોઈ દેવમાં કે દાનવમાં કહી શકાય તેમ નથી. એક તરફ આ પ્રભુનું અદ્ભુત બળ રાખીએ અને બીજી તરફ બધું જગત્ કે મેરૂ રાખીએ તોપણ તે તિલોપમ માત્ર છે." આ પ્રમાણે સૌધર્મપતિનાં વદનમાંથી નીકળતાં વચનો સાંભળી મેઘની ગર્જનાને અષ્ટાપદ સહન કરી ન શકે તેમ કેટલાક દેવતાઓ તે સહન કરી શક્યા નહિ. તેઓ બોલ્યા "હે ઇંદ્ર ! આ પ્રમાણે કહીને તમે ખરેખર 'ઈશ્વરેચ્છા બલવતી છે'[1] એ વચન સાબીત કરી આપ્યું છે. અમે જે બળથી એક હેલામાત્રમાં મોટા સાગરને શોષી નાખીએ, અને મોટા પર્વતોને ચૂર્ણ કરી નાખીએ, તે આવી સ્તુતિને કેમ સહન કરી શકીએ ? તેથી હે સ્વામી ! તે પ્રભુનું બળ જોવાને અમે ઉત્સુક થઈ ત્યાં જવા ઇચ્છીએ છીએ." આ પ્રમાણે કહી રજા લઇને તેઓ નેમિનાથ પ્રભુએ પવિત્ર કરેલા ઉદ્યાનમાં આવ્યા. ત્યાં 'ઉન્નતિ પામો, ચિરકાળ જીવો' એમ કોમળ સ્વરે બોલતા લોકોથી પરસ્પર હાથોહાથ તેડીને લાલિત કરાતા પ્રભુ તેમના જોવામાં આવ્યા. કોઇ પ્રીતિથી પ્રભુને ચુંબન કરતા હતા, કોઈ પોતાની આંગળીવડે દોરતા હતા અને કોઈ વારંવાર મસ્તક ધૂણાવી પ્રભુને હસાવતા હતા તેમજ વિદ્વાન્ અને રૂપ જોઇને હર્ષ પામેલા વૃદ્ધ પૂર્વજોએ કરેલાં ન્યુંછણાનો પ્રભુ અનુભવ કરતા હતા. આ પ્રમાણે ચિત્તને આલ્હાદ આપતા એ હસમુખા પ્રભુને જોઇને તે દેવતાઓ દુરાશયવાળા છતાં કૌતુકથી વિચાર કરવા લાગ્યા 'અહા ! શું આ ઉત્કંઠા ઉત્પન્ન કરેછે તેથી મૂર્તિમાન્ ક્રીડારસ છે ? અથવા સૌભાગ્ય અને શ્યામપ-

૧ મોટા માણસો જે કહે તે સાચુ એજ બનાવી આપ્યુ છે

ણાંથી શું રૂપવાન શૃંગારરસ છે?' એવી રીતે વિચારી છળને શોધતા એ દેવતાઓ ત્યાં રહ્યા. એક વખતે નિર્જન સ્થળમાં પારણામાં વિશ્રાંત થયેલા પ્રભુને જોઈ તેઓ ચોરની જેમ તેમને હરી ગયા. સુવર્ણકમળના ગંધના રસમાં બંધાઈ ગયેલા ભ્રમરની જેવા પ્રભુને હાથમાં લઇને તેઓ આકાશમાં ચાલ્યા. સવાલાખ યોજન ગયા પછી પ્રભુએ અવધિજ્ઞાનથી દેવતાઓનો વિકાર જાણી લીધો. તત્કાળ પ્રભુએ લેશમાત્ર બળ બતાવ્યું, એટલે તે દેવતાઓ એવી રીતે નીચે પડ્યા કે જેથી તેઓ તેના આઘાતથી પૃથ્વીમાં સો યોજન ચાલ્યા ગયા. તે સ્વરૂપને જોઈ જેઓએ પોતેજ દોષ કર્યો છે એવા દેવતાઓની ઉપર દયા લાવીને ઇંદ્ર નેમિનાથ પ્રભુની પાસે આવ્યા. અને બોલ્યા "હે વિશ્વત્રાતા! હે બળવાન્ નાથ! ગર્વના ભારથી ભગ્ન થયેલા આ "ગરીબ દેવતાઓને હવે હેરાન કરો નહિ. હે નાથ! જ્યારે તમે આવી રીતે ચેષ્ટા "કરશો, ત્યારે આ સંસારમાં બીજો કોણ રક્ષક છે? માટે હે કૃપાળુ વિશ્વપાલક! "એ દીન દેવતાઓની ઉપર અનુગ્રહ કરો. હે સ્વામી! તમે અશરણના શરણ છો, "ધરાતળ ઉપર ધર્મના આધારરૂપ છો અને બાળરૂપ છતાં પરાક્રમમાં અબાળ છો, "આથી વિશેષ સ્તુતિ શું કરવી?" એવી રીતે સ્તુતિ કરી, દેવતાઓને છોડાવી, પ્રભુને પારણામાં મૂકી ખમાવીને ઇંદ્ર સ્વર્ગમાં ગયો. શ્રી નેમિનાથ પ્રભુનું આવું અપ્રતિમ બળ જોઈ સમુદ્રવિજય વિગેરે સર્વ હર્ષ પામી ઉત્સવપૂર્વક નૃત્ય કરવા લાગ્યા. પછી પ્રભુના પ્રાસાદમાં મહોત્સવ કરીને તે દેવતાઓ હર્ષથી નેમિનાથનું સ્મરણ કરતા કરતા પોતપોતાને સ્થાનકે ગયા. ત્યારથી માંડીને શ્રી નેમિનાથ પ્રભુ ઇંદ્રની આજ્ઞાને અનુસરનારા કોટિગમે દેવતાઓથી રક્ષણ થતાં પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યા.

અહીં ધૃતરાષ્ટ્રની પટરાણી ગાંધારીને અતિ દુષ્ટ ગર્ભના ઉપજવાથી જનયુદ્ધ કરવાનો દોહદ થયો. ગર્ભના પ્રભાવથી 'હાથી ઉપર બેસી મહાયુદ્ધ કરીને શત્રુઓને મારી નાખું અથવા બધા લોકોને કારાગૃહમાં પુરી દઉં' એવી તેને ઇચ્છા થવા માંડી. અહંકારની વૃદ્ધિ થવાથી વડીલ વર્ગને નહિ નમતી, ગર્વથી અંગને મરડતી અને સર્વની સાથે ક્લેશ કરતી તે રહેવા લાગી. અન્યદા પાંડુરાજાની પત્ની કુંતિએ રાત્રે સ્વપ્નામાં સુરગિરિ, ક્ષીરસાગર, સૂર્ય, ચંદ્ર અને લક્ષ્મીને જોયા. તેના પ્રભાવથી રત્નગર્ભાની જેમ સારા ગર્ભને ધારણ કરતી કુંતી દિવસે દિવસે પોતાના મનને સાધર્મિપણામાં જોડવા લાગી. અનુક્રમે શુભ દિવસે સુલગ્નમાં પાંચ ગ્રહો ઉચ્ચના થતાં કુંતીએ એક પુત્રને જન્મ આપ્યો. તે વખતે તેના ઘરની ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ. અને નિર્મળ દયાદાન પ્રમુખ ગુણવડે યુક્ત

એવો આ કુમાર 'ધર્મપુત્ર છે' એમ બોલતા દેવતાઓ તેને ઘેર આવ્યા. શુભ દિવસે દેવતાઓની વાણીથી મોટા ઉત્સવસાથે સર્વને પ્રિય અને અપ્રિયને હરનાર યુધિષ્ઠિર એવું તેનું નામ પાડ્યું. બીજીવાર કુંતીએ રાત્રે સ્વપ્નવિષે પવને પોતાનાં આંગણામાં રોપેલું અને ક્ષણમાત્રમાં ફળેલું એક કલ્પવૃક્ષ જોયું. તે સ્વપ્નના પ્રભાવથી કુંતીએ પુનઃ ગર્ભ ધારણ કર્યો, તેથી પાંડુરાજા પરમ હર્ષ અને પરમ પ્રસન્નતા પામ્યા. કુડકપટમાં ચતુર એવી ગાંધારી ગર્ભની અત્યંત વૃદ્ધિથી ઘણું દુઃખ પામતી નિરંતર મોટાં ઔષધોથી ગર્ભપાત કરવાને ઇચ્છવા લાગી. જ્યારે કુંતી બીજીવારના પ્રસવ સન્મુખ થઇ ત્યારે તે જોઇને અતિપીડિત થયેલી ગાંધારીએ પેટ કૂટીને પોતાનો અપક્વ ગર્ભ પાડી નાખ્યો. તેથી ત્રીશ માસે તેણે એક વજ્ર જેવા દૃઢ પુત્રને જન્મ આપ્યો. પછી છ માસસુધી તેને પેટીમાં રાખીને પૂર્ણ દેહવાળો થયે સૌને બતાવ્યો. જ્યારે તે ગર્ભમાં હતો, ત્યારે તેની માતા ગાંધારી દુર્યુદ્ધ કરવામાં આદરવાળી થઈ હતી, તેથી તેનું દુર્યોધન એવું નામ પાડ્યું. જે દિવસે ગાંધારીએ પુત્રને જન્મ આપ્યો, તે દિવસે ત્રણ પહોર પછી કુંતીએ પણ એક પુત્રને જન્મ આપ્યો. તે વખતે આકાશમાં વાણી થઇ કે "આ કુમાર વાયુનો પુત્ર ભીમસેન નામે છે, તે વજ્રના જેવી કાયાવાળો, અતિ ધર્મબુદ્ધિવાળો, વડિલજનનો ભક્ત અને ગુણવડે જ્યેષ્ઠ થશે." એક વખતે પાંડુરાજા કોઈ ગિરિ ઉપર ક્રીડા કરવા ગયા હતા, તેવામાં કુંતીના હાથમાંથી વજ્રકાયી ભીમકુમાર પૃથ્વી ઉપર પડી ગયો. ભીમના પડવાથી ઘંટીવડે ચોખાની જેમ બધી શિલાઓ ચૂર્ણ થઈ ગઈ. અક્ષત શરીરવાળા કુમારને લઈ 'આ વજ્રકાય છે' એમ બોલતા દેવતાઓએ હર્ષના સ્થાનરૂપ એ કુમાર કુંતીને આપ્યો. ત્યાર પછી કુંતીએ પુણ્યયોગે ત્રીજો ગર્ભ ધારણ કર્યો, તે સમયે સ્વપ્નામાં ગજારૂઢ થયેલા ઇંદ્રને જોઈ કુંતી જાગી ગઈ. તે વખતે તેને દોહદ થયો કે અહંકારથી ધનુષ્ય લઇ દૃઢ રીતે દાનવોને દળી નાખું અને શત્રુનાં ઉરસ્થળ ચૂર્ણ કરી નાખું. પછી સમય આવતાં તેણે એક લોકોત્તર કુમારને જન્મ આપ્યો. તત્કાળ આકાશવાણી થઈ કે 'આ ઈંદ્રપુત્ર અર્જુન નામે કુમાર છે.' તે વખતે દેવતાએ પુષ્પવૃષ્ટિ કરી, દુંદુભિના નાદ થયા અને અપ્સરાઓનાં નૃત્યસાથે રાજાએ પણ મહોત્સવ કર્યો. પછી મદ્રી નામની સ્ત્રીથી પાંડુરાજાને નકુળ અને સહદેવ નામે બે પુત્રો થયા. પાંચ ઇંદ્રિયોવડે દેહની જેમ તે પાંચ કુમારોથી પાંડુરાજાનો કીર્ત્તિરૂપ દેહ સંપૂર્ણ થયો. અનુક્રમે ધૃતરાષ્ટ્રને પણ દુર્જય, પરાક્રમી અને શસ્ત્ર-

શાસ્ત્રમાં ચતુર એવા સો પુત્રો થયા. શતભિષા નક્ષત્રના સો તારાથી જેમ ચંદ્ર શોભે તેમ તે સો પુત્રોથી ધૃતરાષ્ટ્ર સંપૂર્ણ રીતે શોભવા લાગ્યો.

એક વખતે કુંતી યાત્રા કરવાને **નાશિક** નગરમાં ગઈ. ત્યાં તેણે ચંદ્રપ્રભ સ્વામીનું નવીન ચૈત્ય કરાવ્યું. પછી પૂજા, આરાત્રિક, નેપથ્ય અને મુનિદાન પ્રમુખ સર્વ ક્રિયા કરીને ભર્ત્તારની સાથે પાછી પોતાને નગરે આવી. તે નાશિક નગરે જઈ જેઓ એ આઠમા પ્રભુને ભક્તિથી પ્રણામ કરે છે, તેઓ આગામી-ભવને વિષે બોધિબીજ પામીને પરમગતિને[1] મેળવે છે.

હવે અહીં નિર્ણય કરવા માટે કંસે મોકલેલ **કેશી** નામના અશ્વ, **મેષ** નામના ખર અને **અરિષ્ટ** નામના વૃષભનો કૃષ્ણે ઘાત કર્યો, તેથી નિમિત્તિઆના કહેવા પ્રમાણે બનવાથી કંસ કૃષ્ણથી મનમાં શંકા પામવા લાગ્યો. પછી પોતાના શત્રુની ખરી પ્રતીતિ કરવાને તેણે શાર્ઙ્ગ ધનુષ્યની પૂજાનો ઉત્સવ કર્યો. તેમાં પોતાની બેન **સત્યભામા**ને પણ[2] કરીને બેસારી અને પોતાના માણસોપાસે ઉચ્ચ સ્વરે સર્વ ઠેકાણે એવી આઘોષણા કરાવી કે 'જે કોઈ આ ધનુષ્ય ચડાવશે તેને દેવ-કન્યા જેવી આ મારી બહેન પરણાવીશ.' તે કામમાં જ્યારે કોઈ પણ રાજાઓ સજ્જ ન થયા, ત્યારે **અનાદૃષ્ટિ** નામે પોતાના આત્માને વીર માનનારા વસુદેવના પુત્ર રથમાં બેસીને ત્યાં જવા ચાલ્યા. રાત્રે ગોકુળમાં સુઈ રહી પ્રાતઃકાળે કૃષ્ણને સહાયકારી તરીકે સાથે લઇ મથુરાને માર્ગે ચાલ્યા. રસ્તામાં રથને સ્ખલના કર-નારૂં એક વૃક્ષ આવ્યું તેને કૃષ્ણે પગવડે ઉખેડી નાખ્યું; પછી પુનઃ પ્રીતિથી અ-નાદૃષ્ટિએ તેમને રથમાં બેસાર્યા. સભામાં આવીને અનાદૃષ્ટિ તે ધનુષ્યને લેતાં સ્ખલિત થઈ ગયા. તે વખતે સર્વ જન હસી પડ્યા, અને સત્યભામા પણ લજ્જા પામી. તે સર્વનાં હાસ્યથી કોપ પામી કૃષ્ણે તરતજ તે ધનુષ્યને ચડાવી દીધું, તેથી તેજ સમયે સત્યભામાએ કટાક્ષરૂપ પુષ્પોથી કૃષ્ણની ભુજાની પૂજા કરી. વસુદેવે કંસના ભયથી 'આ ધનુષ્યને મેં ચડાવ્યું છે' એમ બોલવા અનાદૃષ્ટિને સૂચવી કૃષ્ણસહિત ત્યાંથી મોકલી દીધો. કંસે પાછા શત્રુનો નિશ્ચય કરવા માટે સત્યભામાનાં લગ્નના ઉત્સવનું બાનું કાઢી મલ્લયુદ્ધ જોવાની ઈચ્છાએ સર્વ રાજા-ઓને બોલાવ્યા. કૌતુકી કૃષ્ણ તે સાંભળી બળરામનીસાથે ત્યાં જવા ચાલ્યા, માર્ગમાં આવેલી યમુના નદીના દ્રહમાં કાળીનાગને કૃષ્ણે બળવડે હણી નાખ્યો; અને તે વૈરીઓનો વિનાશ કરવા માટે કંસે છોડી મૂકેલા બે મદોન્મત્ત હાથી-માંથી કૃષ્ણે **પદ્મોત્તર** નામના હાથીને માર્યો અને રામે **ચંપક** નામના હાથીને

---

૧ મોક્ષ. ૨ નિયમ.

માર્યો. ત્યાં સમુદ્રવિજય વિગેરે પોતાના વડીલો આવેલા હતા, તેમને રામે નામ લઈને કૃષ્ણને પોતાના બંધુ તરીકે ઓળખાવ્યા. તે પ્રસંગમાં થયેલી વાતચીતથી પોતાના છ બંધુને હણનારા કંસને જાણીને જેનાં હૃદયમાં કોપાગ્નિ પ્રજ્વલિત થયેલો છે એવા કૃષ્ણ ત્યાં મંડપમાં બેઠા. તે સમયે ચાણૂર અને મુષ્ટિક નામે બે મલ્લ રંગભૂમિમાં આવ્યા, તેમને જોઈ કૃષ્ણ અને બળરામ કોપ કરી માંચા ઉપરથી ઊભા થયા. થોડા વખતમાં કૃષ્ણે ચાણૂરને અને બળભદ્રે મુષ્ટિકને મારી નાખ્યો. તેમના વધથી કોપ પામેલો કંસ આપ્રમાણે ઊંચે સ્વરે બોલ્યો "અરે યોદ્ધાઓ! આ બે અધમ ગોપને અને તેમનો પક્ષપાત કરીને તેમનું પોષણ કરનાર નંદને પણ વગર વિલંબે મારી નાખો." આવાં તેનાં વચન સાંભળી રોષથી રાતાં નેત્ર કરી કૃષ્ણ બોલ્યા, "હે મૂઢ! ચાણૂરજેવા મલ્લને માર્યા છતાં અદ્યાપિ પણ તું તારા આત્માને મરેલો કેમ જાણતો નથી? માટે પ્રથમ તો મારાથી હણાતા એવા તારા આત્માની રક્ષા કર, પછી ક્રોધને લાયક જે લાગે તે નંદ વિગેરેને બતાવી દેજે." આપ્રમાણે કહી કૃષ્ણે ઉછાળો મારી તેના મંચ ઉપર જઇ કંસને કેશવડે પકડી પૃથ્વી ઉપર પાડી નાખ્યો. તે વખતે કંસની રક્ષા માટે કંસના પક્ષના સુભટો વિવિધ પ્રકારનાં આયુધ હાથમાં લઇને કૃષ્ણને મારવા દોડ્યા. પરંતુ માંચાનો એક સ્તંભ ઉપાડી તેઓને મધમાખોની જેમ બળભદ્રે છેટે ફેંકી દીધા. પછી કૃષ્ણે મસ્તક ઉપર ચરણ મૂકીને કંસને મારી નાખ્યો અને કેશથી ખેંચી રંગભૂમિની બહાર નાખી દીધો. તે વખતે કંસના પક્ષના કેટલાક રાજાઓને યુદ્ધ કરવાને તૈયાર થયેલા જોઈ રાજા સમુદ્રવિજય પણ અનુજબંધુઓની સાથે તૈયાર થયા. જ્યારે સમુદ્રવિજય રાજા સામા થયા, ત્યારે સૂર્ય આગળ અંધકારની જેમ તેઓ સામા થવામાં ટકી શકયા નહિ. પછી રામ અને કૃષ્ણને લઇ સમુદ્રવિજય પ્રમુખ સર્વે ઉગ્રસેનને મથુરા આપીને શૌર્યપુરે ગયા.

કંસનાં મરણથી વિહ્વલ થયેલી તેની સ્ત્રી જીવયશા યાદવોનો ક્ષય કરાવવાની પ્રતિજ્ઞા લઈ રાજગૃહ નગરમાં આવી. છુટા કેશ મૂકી શોકથી ઊંચે સ્વરે રૂદન કરતી પોતાની પુત્રી જીવયશાને જોઈ જરાસંધે રૂદન કરવાનું કારણ પૂછ્યું, એટલે અતિમુક્તકે પ્રથમ કહેલા કંસના વધની તેણે વાર્ત્તા કહી બતાવી. તે સાંભળી જરાસંધે કહ્યુ, 'વત્સે! તારા શત્રુઓને હું રોવરાવીશ.' તેને એવીરીતે સમજાવીને જરાસંધે સોમકનામના રાજાને બધી હકીકત સમજાવીને સમુદ્રવિજયની પાસે મોકલ્યો. સમુદ્રવિજયે તેનો સત્કાર કર્યો. પછી તેણે જરાસંધનો સંદેશો આપ્રમાણે કહ્યો કે "કુલાંગાર જેવા રામ કૃષ્ણ મને અર્પણ કરો,

કંસને હણનારા એ બંને રામ ને કૃષ્ણ કારણ વગરના તમારા વૈરી છે, તેથી તેમનો ત્યાગ કરીને પૂર્વની જેમ મારા શાસનથી રાજ્ય ચલાવો." તે સાંભળી પ્રથમ દશાર્હ સમુદ્રવિજયે અંતરમાં દુભાઇને સોમક રાજાને કહ્યું, "જરાસંધ રામકૃષ્ણની ઉપરના મારા સ્નેહના કારણને જાણતા નથી, પણ હે સોમકરાજા ! તે રામકૃષ્ણની માગણી કરતાં તમે કેમ લાજતા નથી ? કેમકે એ બંને ભાઈ તો દેહમાં નેત્રની જેમ અમારા હરિવંશનાં મંડન છે. કદિ અમારાં જીવિતનું દાન થાય તો ભલે થાય, પણ એ બંને વત્સ ( રામકૃષ્ણ ) નું દાન થવાનું નથી; માટે જાઓ, એ પોતાના જમાતા કંસના માર્ગને અનુસરનારા જરાસંધને જઈને કહો." રામકૃષ્ણે કોપના સંભ્રમથી જોયેલા સોમકરાજાએ તત્કાળ ત્યાંથી ઉઠી વેગથી જરાસંધપાસે જઇને તે વૃત્તાંત જણાવ્યો.

ઉગ્રસેનરાજાએ પૂર્વથી અનુરાગ ધરતી પોતાની પુત્રી સત્યભામા પ્રીતિ વધારવાને માટે કૃષ્ણને આપી. બીજે દિવસે સમુદ્રવિજય રાજાએ પોતાના બંધુઓને એકઠા કરી ક્રોષ્ટુકિ નામના એક હિતકારી નિમિત્તિઆને બોલાવીને પૂછ્યું: "ત્રિખંડ ભરતના અધિરાજ જરાસંધની સાથે લડાઈ કરવામાં જે ભાવી બનવાનું હોય, તે કહી આપો; કેમકે **સ્વસ્થ પાત્રમાંજ બંધન યોગ્ય છે.**" નિમિત્તિએ કહ્યું "મહાપરાક્રમી રામકૃષ્ણ ચિરકાળે જરાસંધને મારી ત્રિખંડ ભરતના અધિપતિ થશે. હમણા અહીંથી પશ્ચિમ દિશાના સમુદ્રતટને ઉદ્દેશીને જાઓ, ત્યાં જતા તમારા શત્રુના ક્ષયનો આરંભ થશે. માર્ગે જતાં જે ઠેકાણે સત્યભામા બે પુત્રને જન્મ આપે, તે ઠેકાણે નગરી વસાવીને તમારે નિઃશંક થઇને રહેવું." તે સાંભળી અઢાર કૂળકોટિ યાદવોના નાયક સમુદ્રવિજયરાજા પરિવારસહિત વિશ્વને ચળાયમાન કરતા વિંધ્યાચળની મધ્યમાં થઇને ચાલ્યા.

અહીં જરાસંધ સોમકરાજાનું કહેવું સાંભળી ક્રોધથી પ્રજ્વલિત થયો. તે જાણીને કાળ નામના તેના પુત્રે કહ્યું, "હે સ્વામી ! એ યાદવો કોણમાત્ર છે ! તેમનો વધ કરવાની મને આજ્ઞા આપો; એટલે પછી અગ્નિ, આકાશ કે જળમાંથી પણ ખેંચી લાવીને તેમને હું મારી નાખીશ. ત્રિખંડપતિ જરાસંધે પાંચસો રાજાઓ અને ઘણી સેના સાથે તેના નાનાભાઈ યવન સહિત તેને મોકલ્યો. જાણે સાક્ષાત્ અકાળે કાળ આવ્યો હોય, તેમ કાળને આવેલો જોઈ રામકૃષ્ણના રક્ષક દેવતાઓએ માર્ગમાં એક પર્વત વિકુર્વ્યો, અને રસ્તાનાં એક દ્વાર પાસે ઘણી ચિતાઓ, તેની પાસે રૂદન કરતી એક સ્ત્રી અને અગ્નિથી ભસ્મીભૂત થયેલું યાદવોનું સૈન્ય વિકુર્વ્યું. તે સ્ત્રીને જોઇને કાળે પૂછ્યું 'હે ભદ્રે ! કેમ રૂવે છે ?' તે બોલી, જ-

રાસંધથી ભય પામીને બધા યાદવો નાસવા લાગ્યા. પછી તેમની પછવાડે કાળના જેવો કાળ ચાલ્યો, તે જ્યારે નજીક આવ્યો, ત્યારે ભય પામીને તેઓ સર્વ આ અગ્નિમાં પેસી ગયા. દશાર્હ અને રામકૃષ્ણ પણ ચિતામાં પ્રવેશ કર્યો. તે બંધુઓના વિયોગથી હું પણ હવે આ અગ્નિમાં પ્રવેશ કરૂંછું.' આ પ્રમાણે કહીને તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો. એટલે દૈવતાથી મોહ પામેલા કાલે પોતાની પ્રથમ કરેલી પ્રતિજ્ઞાને સંભારી સર્વેની સાક્ષીએ અગ્નિમાં પ્રવેશ કર્યો. પછી યવનકુમાર વિગેરે સર્વ પાછા વળી ગયા. મગધપતિનો આ સર્વ વૃત્તાંત જાણી યાદવોએ આદરથી ક્રોષ્ટુકિ નિમિત્તિઆની પૂજા કરી. પછી ક્રોષ્ટુકિનાં વચનથી સર્વ યાદવોએ સૌરાષ્ટ્રદેશમાં રહેલા ગિરનારપર્વતથી વાયવ્યદિશામાં આવીને સૈન્યનો પડાવ નાખ્યો. કૃષ્ણની સ્ત્રી સત્યભામાએ જાતિવંત સુવર્ણની જેવી કાંતિવાળા ભાનુ અને ભામર નામના બે કુમારોને તે ઠેકાણે જન્મ આપ્યો. પોતાના જન્મને ધન્ય માનતા દશાર્હોએ પુંડરીક અને ગિરનારગિરિપર જઈ શ્રી જિનેશ્વરની પૂજા કરી. ક્રોષ્ટુકિએ બતાવેલા શુભ દિવસે કૃષ્ણે સ્નાન કરી બળિદાન આપી સમુદ્રની પૂજા કરીને અષ્ટમતપ કર્યું. ત્રીજે દિવસે લવણસમુદ્રના અધિષ્ઠાયક દેવે ત્યાં આવી અંજલિ જોડી કૃષ્ણને કહ્યું, "હે નવમા વાસુદેવ! મને કેમ સંભાર્યો છે? આજ્ઞા આપો. પૂર્વે પણ સગરરાજાની આજ્ઞાથી હું મુખ્ય સમુદ્રમાંથી અહિ આવેલો છું." એમ કહી તે દેવતાએ કૃષ્ણને પાંચજન્ય નામે અને રામને સુઘોષ નામે શંખ તથા રત્નમાલા અને વસ્ત્રો આપ્યાં. કૃષ્ણે કહ્યું, "તમે તીર્થની રક્ષા કરવા માટે અહીં આવ્યા તે સારૂં કર્યું, પરંતુ અત્યારે હું તીર્થની રક્ષા કરવા માટે તમને પ્રાર્થના કરતો નથી; પણ પૂર્વના વાસુદેવોની એક નગરી તમે અહિં જળની અંદર ઢાંકી દીધી છે, તે નગરી મને રહેવાને માટે પ્રગટ કરી આપો." તે સાંભળી દેવે ત્યાંથી ઇંદ્રની પાસે જઇને કહ્યું, એટલે ઇંદ્રની આજ્ઞાથી કુબેરે આવીને તે નગરી પ્રગટ કરી. લંબાઈમાં બાર યોજન, વિસ્તારમાં નવ યોજન અને સુવર્ણરત્નના કિલ્લાવાળી તે નગરી વિશેષ પ્રકારે શોભવા લાગી. તેમાં ગોળ, ચોરસ અને લંબાઇવાળા, તેમજ ગિરિકૂટક, સ્વસ્તિક, સર્વતોભદ્ર, મંદર, અવતંસક અને વર્દ્ધમાન એવાં નામના લાખો મહેલો એક માળના, બે માળના અને ત્રણ માળના તેણે રચ્યા. વિચિત્રમણિ માણિક્યવડે મનોહર એવા ચત્વર અને ત્રિકશેરીઓમાં હજારો દિવ્ય ચૈત્યો નિર્માણ કર્યાં. સરોવરો, દીર્ઘિકાઓ, વાપિકાઓ, ચૈત્યો, ઉદ્યાનો અને બીજું સર્વ કુબેરે એક અહોરાત્રમાં બનાવી દીધું. એવી રીતે ઇંદ્રપુરીના જેવી દ્વારિકા નામની નગરી દેવતાઓએ નિર્માણ કરેલી વાસુદેવને પ્રાપ્ત થઈ. પછી બીજા દિવસના પ્રાતઃકાલે કુબેરે આવીને બે પીતાંબર, નક્ષત્રમાળા, મુગટ, કૌસ્તુભ નામે મહારત્ન, શાર્ઙ્ગધનુષ્ય, અક્ષય

બાણવાળાં બે ભાથાં, નંદક નામે ખડ્ગ, કૌમોદકી ગદા, અને ગરૂડની ધ્વજાવાળો રથ—એ સર્વ વાસુદેવને આપ્યાં. વનમાળા, મુશળ, નીલવસ્ત્રો, તાલધ્વજ રથ, અક્ષય ભાથાં, ધનુષ્ય અને હળ રામને આપ્યાં. કંઠાભરણ, બે બાજુબંધ, ત્રૈલોક્યવિજયહાર, ચન્દ્રસૂર્ય નામે બે કુંડલ, ગંગાના તરંગ જેવાં નિર્મળ બે શ્વેત વસ્ત્રો અને સર્વતેજોહર નામે રત્ન કુબેરે હર્ષથી અરિષ્ટનેમિને આપ્યાં. ઇંદ્રની આજ્ઞાથી કુબેરે સમુદ્રવિજયને ચન્દ્રહાસ ખડ્ગ, બે સુંદર વસ્ત્ર અને દિવ્યરથ આપ્યા. મોટી ધ્વજાવાળો રથ, સહસ્રમુખા શક્તિ અને બે કૌસુમ્ભી વસ્ત્રો મહાનેમિને આપ્યાં. અક્ષય બાણવાળું ધનુષ્ય અને હાર રથનેમિને આપ્યા, તે શિવાય તેમના બીજા બંધુઓને યોગ્યતા પ્રમાણે વસ્ત્રો અને અસ્ત્રો આપ્યાં. પછી કુબેર પ્રમુખ દેવતાઓએ અને સર્વ યાદવોએ મળી બળભદ્ર સહિત કૃષ્ણનો રાજ્યઉપર અભિષેક કર્યો. કૃષ્ણ બળરામની સાથે દશાર્હને અનુસરી સમુદ્રવિજયની આજ્ઞા પ્રમાણે સારી રીતે રાજ્ય કરવા લાગ્યા.

હવે અરિષ્ટનેમિ ભગવાન્ લોકોત્તર ચરિત્રવડે સર્વનો હર્ષ વધારતા વધવા લાગ્યા. દશ ધનુષ્યની ઊંચી કાયાવાળા પ્રભુ અનુક્રમે યૌવનવય પામ્યા, તથાપિ જન્મથી કામદેવને જીતનારા હોવાથી તેમનું મન અવિકારી રહેલું હતું. તેવામાં એકદા સ્વર્ગમાં દેવપતિ ઇંદ્રે દેવતાઓની આગળ સભાવચ્ચે શ્રી નેમિનાથનું અદ્ભુત સત્વ આ પ્રમાણે વર્ણવ્યું " ત્રણ લોકમાં સત્વ, શૌર્ય, બળ, શીલ, દાન, રૂપ અને ગુણમાં શ્રી નેમિનાથ ભગવંતની ઉપમાને યોગ્ય થાય તેવો કોઈ પણ પુરૂષ નથી." આ પ્રમાણે સાંભળી મિથ્યાત્વપણાથી જેમનું હૃદય ભ્રમિત થઈ ગયેલું છે એવા કેટલાએક દેવતાઓ ઇંદ્રનાં વચનને મિથ્યા કરવાને માટે તત્કાળ પૃથ્વીઉપર આવ્યા. રૈવતાચળની નીચેની ભૂમિ ઉપર સુરધાર નામે એક નગર વસાવી, તેઓ મનુષ્યરૂપે થઈ તેમને અસ્વસ્થ કરવા લાગ્યા. તેઓ દ્વારિકાનગરીનાં ઉદ્યાનની વૃક્ષશ્રેણીને લીલામાત્રમાં ઉન્મૂલ કરવા લાગ્યા, ગરીબ ભાર ઉપાડનારા લોકોને નિઃશંક થઇને પરાભવ કરવા લાગ્યા, પાણી ભરનારા તથા અન્ય લોકોની ઉપર પણ બહુ પ્રકારે જુલમ કરવા લાગ્યા, અને દ્વારિકાના કિલ્લાસુધી પોતાની દુઃસહ આજ્ઞા ચલાવવા લાગ્યા. આ પ્રમાણે તેઓએ સર્વ કાર્યમાં પીડેલા લોકોએ સર્વ નગરને ભય ઉત્પન્ન કરે તેવો મોટો કોલાહલ કર્યો. તે સાંભળી વસુદેવના પ્રથમ પુત્ર અનાવૃષ્ટિને કોપ ચડ્યો; તેથી ક્રોધવડે રાજા સમુદ્રવિજયની આજ્ઞા લીધા વગર એ વીરમાની[1] કુમાર રથમાં બેસી પ્રૌઢ પરાક્રમવડે સર્વ આયુધો સાથે લઇ તેને જીતવાની ઇચ્છાથી તત્કાળ ત્યાં દોડી ગયો. રૈવતકની

૧ પોતાના બળઉપર મુસ્તકીમ રહી તેનાપર ભરોંસો રાખનાર.

આગળ જઇને જોયું, તો ત્યાં ઉત્તમ સમૃદ્ધિવાળું નવીન નગર જોવામાં આવ્યું, 'આ શું?' એવો વિસ્મય પામી તે સંભારવા લાગ્યો. તેમાં અપરાધીઓ રહેછે, તેવું જાણી અનાધૃષ્ટિએ ક્રોધથી શંખ ફૂંક્યો અને ધનુષ્નો ટંકાર કર્યો. તેનો નાદ સાંભળી તત્કાળ તેઓ ક્રોધથી નગર બહાર નીકળ્યા; અને માયાથી અનાધૃષ્ટિને જીતી લઈ, ક્રોધથી આકુળ એવા તેને તેઓ નગરમાં લઈ ગયા. તે વૃત્તાંત જાણી રાજા સમુદ્રવિજયે ઉલ્લાસ પામતા વીરરસથી સર્વ સુભટોને બોલાવ્યા. ભંભાના નાદથી ક્ષત્રિયોના સમૂહ મહાક્ષોભ પામીને મૂર્ત્તિમાન્ જાણે રૌદ્રને વીરરસ એકઠો થયેલ હોય તેમ એકઠા મળ્યા. કોઈ અશ્વોને બખતર પહેરાવવા લાગ્યા, કોઇ ગજેંદ્રોને શૃંગાર ધરાવવા લાગ્યા અને કોઈ અસ્ત્રસમૂહ તૈયાર કરી કવચ પહેરવા લાગ્યા. જ્યારે રાજા સમુદ્રવિજય રણરસમાં ઉદ્યત થયા ત્યારે ક્ષોભ પામેલા તે શહેરના સંપર્કથી સમુદ્ર પણ ઉદ્વેલ થવા લાગ્યો. આવી મોટી તૈયારી જોઈ શત્રુઓને હણવામાં સિંહ જેવા મહા બળવાન્ રામકૃષ્ણે આવી રાજાને કહ્યું "પિતાશ્રી! આ સંરંભ તમે જાતે કેમ કરોછો? જે કાર્ય હોય તે અમો કે જે લઘુજન છીએ, તેમને કહો. શું કોઇ નવીન દેવ કે રાક્ષસ વિદિત થયોછે કે જેને માટે આપ પૂજ્ય પિતા પોતે આવો પ્રયાસ કરોછો?" રામકૃષ્ણનાં આવાં વચન સાંભળી સમુદ્રવિજયે લોકના ઉપદ્રવથી માંડીને અનાધૃષ્ટિના પરાભવ સુધીનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળી કંસરિપુ કૃષ્ણ બોલ્યા "પિતા! તે સર્વ વરાકોમાં આપનો આ ઉદ્યમ વૃથા છે તે સર્વત્ર પ્રસિદ્ધજ છે; કેમકે જ્યાંસુધી અમે જીવતા છીએ, ત્યાંસુધી તમારે પુરૂષાર્થ કરવો યુક્ત નથી. તમારી આજ્ઞાથી હું તેમને જીતી લઇશ, માટે આજ્ઞા આપો." પછી સમુદ્રવિજયની આજ્ઞાથી મહાભુજ રામકૃષ્ણે પાંચજન્ય શંખ વિગેરેના નાદથી ઘણા સુભટોને એકઠા કર્યા, અને પોતપોતાનાં આયુધ લઇ રથમાં બેસી તે નગર પાસે આવીને તે માયાનટ દેવતાઓને યુદ્ધને માટે બોલાવ્યા. તેઓએ વેગથી બહાર આવી, પોતાની માયા બતાવીને રામકૃષ્ણને જીતી લીધા અને બંનેને રથસહિત પોતાના નગરમાં લઈ ગયા.

આ ખબર પડતાં રામકૃષ્ણના હરણથી દ્વારકા નગરીમાં મોટો કોલાહલ થયો. 'અનાથની સ્થિતિ એવીજ હોય છે.' રામકૃષ્ણ જેવા વીર કે જેઓ દેવતાઓને પણ પૂજ્ય અને અજય્ય છે, તેઓને પણ જીતી લીધા તો હવે શું થશે? એવી રીતની ચિંતામાં પ્રજાવર્ગ પડ્યો; તેવામાં નેમિ પ્રભુ પોતાના મહેલમાં લીલાવડે ફરતા હતા, તેમને કૃષ્ણની સ્ત્રીઓએ ઉપહાસ્યમાં કહ્યું, "અરિષ્ટનેમિ! અમે સાંભળ્યું છે કે સર્વજ્ઞ જિનો અનંત વીર્યવાળા હોય છે. તેઓ મેરૂનો દંડ અને બધી પૃથ્વીનું છત્ર કરવાને સમર્થ હોય છે, તો તમે પણ આપણાં કુ-

ળમાં અર્હંતપણે અવતર્યા છો, તેથી કાંઈ પણ તમારૂં અખંડિત પરાક્રમ પ્રગટ કરી બતાવો. તમે જોતાં છતાં શત્રુઓ તમારા ભાઈઓનો પરાભવ કરે છે, તેથી હમણાં તમારૂં બળ અને તીર્થંકરપણું વૃથા ન થાઓ.' આપ્રમાણે પોતાની ભ્રાતૃજાયાઓએ[1] હાસ્યમાં કહ્યું, એટલે પ્રભુ જરા યુદ્ધોત્સવ કરવાનું મનમાં ચિંતવી પર્ષદામાં આવ્યા. ત્યાં યુદ્ધ કરવાને ઉદ્યત થઈ રહેલા સમુદ્રવિજયના ઉત્સંગમાં મેરૂગિરિપર સૂર્યની જેમ પ્રભુ આરૂઢ થયા.

આ સમયે નિમિત્તીઆમાં શિરોમણિ ક્રોષ્ટુકિએ સમુદ્રવિજયને કહ્યું "સ્વામી! આ વખતે યુદ્ધ કરવાનો તમારો પ્રયાસ નિષ્ફળ છે. કેમકે વિશ્વમાં વીર એવા રામકૃષ્ણને જેઓએ એક લીલામાત્રમાં જીતી લીધા, તેવા પુરૂષો તો તીર્થંકરથીજ જીતાશે; અસુરો કે સુરોથી પણ તે જીતાશે નહિ." આપ્રમાણે તે કહે છે તેવામાં ઇંદ્રની આજ્ઞાથી એક ઉત્તમ રથ લઈને માતલિ સારથિ ત્યાં આવ્યો. તેણે નેમિનાથને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરી કે, 'હે સ્વામી! તમારી ઇચ્છાની સાથેજ થયેલી ઇંદ્રની આજ્ઞાથી હું રથ લઈને આવ્યો છું. માટે તેમાં આરૂઢ થઈ શત્રુઓને જીતી લ્યો.' પછી સમુદ્રવિજયનાં મુખ સામું જોઈ પ્રભુ રથપર બેઠા અને એક ધનુષ્ય શિવાય બીજાં સર્વ શસ્ત્રો છોડી દીધાં. 'સર્વની રક્ષાનો મંત્ર હું છું, તો મારી રક્ષા આનાથી શામાટે હોય' એવું જાણે ધારતા હોય તેમ પ્રભુએ બખતર પણ છોડી દીધું. એ પ્રમાણે રથ ઉપર બેસીને ભગવંત ક્ષણમાં માયાનગર પાસે આવ્યા, અને શંખના ધ્વનિવડે ચારે બાજુએથી શત્રુઓને બોલાવ્યા. નગરની આસપાસ વેગથી ફરતા એવા એ રથના આઘાતથી શત્રુઓનાં મસ્તકોની જેમ ગઢના કાંગરા પડી ગયા.

તેના આઘાતથી સર્વ દેવતાઓ એકઠા થઈ ચતુરંગ સેના લઈ વિમાનોમાં બેસી વેગવડે ત્યાં આવ્યા. તેઓએ ઊંચે સ્વરે ભંભા, નિશાન અને કાહલ વગાડ્યા, તેના પ્રતિધ્વનિવડે લોકો પ્રલયકાળની શંકા કરવા લાગ્યા. તે માયાવી દેવતાઓએ મોટા મોટા પર્વતોને પણ દુઃસહ એવા મહાન્ વટોળીઆ વિકૂર્વ્યા, તેથી આકાશમાં અનેક પર્વતોને વિદારતો હોય તેવો મહાનિષ્ઠુર નાદ થયો, સ્થિર પૃથ્વી અસ્થિર ગઈ, કુળગિરિ કંપવા લાગ્યા, મેઘના કડાકા જેવી પ્રચંડ ગર્જના થવા લાગી, પૃથ્વીમાંથી નીકળતી ધૂમશિખા અંધકારના કણવડે વિશ્વને પૂરતી આકાશમાં ફેલાઈ ગઈ, સ્થાને સ્થાને મોટા હસ્તિઓ, અતિભયંકર કેશરીસિંહો, અને વ્યાઘ્ર પ્રમુખ પ્રાણીઓ બુબારવ કરવા લાગ્યા, વીંછીઓ અને અજગરો પ્રગટ થયા, તેમજ વિકરાળ શાકિની, ભૂત અને વેતાલ વૃદ્ધિ

---

૧ ભાભી

પામી ભૂમિપર ભય આપવા લાગ્યા. તે દેવતાઓનું આવું વિકારી સ્વરૂપ જોઈ પ્રભુએ કાંઈક હસી પોતાનું ધનુષ્ય લીલામાત્રમાં પણચ ઉપર ચડાવ્યું. નમતા ધનુષ્યના દુઃસહ ટંકારથી સિંહનાદવડે હાથીઓની જેમ સિંહાદિક પ્રાણીઓ ત્રાસ પામી ગયા. પછી પ્રભુએ ધનુષ્યને ખેંચી ફરીવાર દૃઢરીતે આસ્ફાલિત કર્યું, એટલે તેમાંથી નીકળતા અગ્નિવડે અંધકારના સમૂહ દૂર થઇ ગયા. તે સમયે કેટલાકને આકાશમાં અને કેટલાકને ભૂમિઉપર પ્રગટ થયેલા જોઈ પ્રભુએ હસતાં હસતાં કહ્યું 'હવે બધાં સારાવાનાં થશે.' એવું કહીને પ્રભુએ ધનુષ્યઉપર પૃથ્વી, પર્વત અને સાગરનો ઉદ્ધાર કરવામાં સમર્થ એવું અમોઘ વાયવાસ્ત્ર સાંધ્યું. કાનસુધી ખેંચી જાણે કાંઈ કાનમાં કહેતું હોય તેવું વિશ્વને ભય ઉપજાવનાર તે બાણ પ્રભુએ તત્કાળ છોડી દીધું. તેમાંથી એવો પવન ઉત્પન્ન થયો કે જેથી દેવતાનાં વિમાનો રૂનીપેઠે ઉડીઉડીને ક્યાંનાં ક્યાં જતાં રહ્યાં. વેગથી વહન થતાં તે વિમાનો પવનવડે ઉડતા પાંખોવાળા કુળપર્વતો હોય તેવી લોકોને શંકા થવા માંડી. ઉછળેલા સમુદ્રે આકાશસુધી તરંગો ફેંકી સર્વ દેવતાને જળના અધિષ્ઠાયક કરી દીધા. 'જગત્પ્રભુની એવી અપાર શક્તિ છે.' તે વાયુથી પરસ્પર અથડાઇને વિમાનોમાંથી પ્રલયકાળના મેઘની જેમ અંગારાની વૃષ્ટિ થવા લાગી. પછી ભગવાને મોહનાસ્ત્ર નામે એક બીજું બાણ છોડયું, તેથી સર્વ દેવતાઓ ચેતનરહિત થઇને પૃથ્વીપર આળોટવા લાગ્યા. તે બાણજનિત તંદ્રાથી તેને જોનારાં પક્ષીઓ, માનવો, અને દેવતાઓ પણ સર્વે સ્થાવર જેવાં થઈ ગયાં. પ્રભુનાં આવાં પરાક્રમની હકીકત જાણી ઇંદ્ર સૌધર્મ દેવલોકમાંથી નીચે આવી નમીને પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો.

"હે સ્વામી! વિશ્વમાં સારરૂપ, જગત્નો ઉદ્ધાર કરવામાં સમર્થ, અનંત-
"વીર્યવાળા અને દુસ્સહ ભુજબળથી વિરાજીત એવા તમે જય પામો. હે નાથ!
"તમે લોકને અલોકમાં નાખવાને, મેરૂગિરિને અંગુઠાથી ઉપાડવાને અને બધાં વિ-
"શ્વનો વિપર્યય કરવાને સમર્થ છો. હે વિભુ! સુર, અસુર, મનુષ્ય અને નાગકુમા-
"રોથી તેમજ અમારા જેવાથી પણ તમારૂં બળ સહન થઈ શકે તેમ નથી. હે
"સ્વામી! તમારા જેવાની પ્રવૃત્તિ સર્વ જગત્ની રક્ષા માટેજ હોય છે, તે છતાં અધુ-
"ના આવો સમારંભ કેમ આદર્યો છે? ગજેંદ્રના ક્રોધને તૃણની જેમ અને સૂર્યના
"ક્રોધને તારાઓની જેમ આ બિચારા અજ્ઞાની દેવતાઓ તમારા ક્રોધને સહન કરી શકે
"તેમ નથી. ચંદનઘોવડે મેહેલની જેમ વિદ્યુત્ જેવા તમારા ક્રોધથી ત્રણ જગત્ સર્વથા
"ક્ષય પામી જાય તેમ છે; માટે હે નાથ! હવે વેગથી અસ્ત્રોને સંહરીલ્યો. તમેજ વિશ્વના
"ધાતા છો અને તમેજ જગત્ના હર્ષને માટે છો." આવી ઇંદ્રની સ્તુતિ સાંભળી પ્રભુએ

સત્વર બંને અસ્ત્રો સંહરી લીધાં; તેથી તત્કાળ સચેત થયેલા તે દેવતાઓ પ્રભુને અને ઈંદ્રને જોઇને લજ્જા પામી ગયા. નીચું મુખ કરીને રહેલા તે દેવતાઓને ઈંદ્રે ઉપહાસ્યથી કહ્યું "અહા! દુર્લલિત એવા તમોએ તમારૂં ચેષ્ટિત જોઈ લીધું? અરે દુરાગ્રહી દેવતાઓ! એ સ્વામી જગત્‌ને પૂજનીય અને જગત્‌ના આધાર છે, માટે તે ક્ષમાવાન્ પ્રભુને નમીને તમે ક્ષમાની પ્રાર્થના કરો. એ સ્વામી સ્વભાવથીજ જગત્‌ના રક્ષણમાં તત્પર છે, તેથી તમે સેંકડો અપરાધ કરનારા છતાં પણ તમોને તે ભયકારી થશે નહીં." ઈંદ્રનાં આવાં વચન સાંભળી લજ્જા અને વિનયથી નમ્ર એવા દેવતાઓ કાયાથી આળોટતા પ્રભુને નમી ચાટુવાણીવડે કહેવા લાગ્યા "હે સ્વામી! જેમ બાળકો મેરૂને પરમાણુવડે પામવાની, ગંગાની રેતીના કણ ગણવાની અને સ્વયંભૂ સમુદ્રનાં જળનાં બિંદુએ બિન્દુની સંખ્યા કરવાની ઇચ્છા કરે તેમ અમે પાપીઓએ તમારૂ સત્વ જોવા માટે આ આરંભ કરેલો હતો, તેવા અમોને ધિક્કાર છે." આ પ્રમાણે કહી ભગવંતના ચરણને મસ્તકપર આરોપણ કરી પોતાને સનાથ માનતા, દેવતાઓ તેમનેજ શરણે ગયા. પ્રભુએ પ્રસાદદાનથી તેમની સંભાવના કરી; કેમકે **પ્રભુ વિશ્વની સ્થિતિ કરનાર અને વિશ્વસ્થિતિને પાળનાર છે.** પછી નેમિનાથ પ્રભુ દેવકૃત નગરમાં આવી પોતાના બંધુ રામકૃષ્ણ તથા અનાધૃષ્ટિને સ્નેહથી આલિંગન કરી પરમ હર્ષ પામ્યા. પછી ઈંદ્રે કહ્યું "હે સ્વામી! અમારી ઉપર અનુગ્રહ કરી શત્રુંજયાદિ તીર્થોની યાત્રા કરાવો અને અમને તારો." આ પ્રમાણે કહી પ્રભુની અનુમતિ થવાથી તત્કાળ બનાવેલાં વિમાનોવડે સર્વ દેવતાઓની સાથે પ્રભુને લઇને ઈંદ્ર શત્રુંજયગિરિએ આવ્યા. ત્યાં આવીને સ્વામીના આદેશથી મનને પૂર્ણ ભાવિત કરતા ઇંદ્રે પૂર્વની જેમ પોતાનું સર્વ કર્તવ્ય કર્યું. નેમિનાથ પ્રભુએ તે તીર્થનો સર્વ પ્રભાવ કહી બતાવ્યો. પછી ત્યાંથી ઇંદ્રસહિત ગિરનાર તરફ ચાલ્યા. ત્યાં તે તીર્થની શુભ કથા સાંભળતા ઇંદ્રે સ્થાવર અને જંગમ એવા બંને [1]પ્રભુની પૂજા કરી. પછી પ્રભુને બંધુવર્ગસહિત દ્વારકામાં મૂકી, તેમના પિતાને સર્વ વૃત્તાંત જણાવી હર્ષ પામતો ઇંદ્ર સ્વર્ગમાં ગયો. ચંદ્રની જેમ વિશ્વને આનંદ આપતા પ્રભુ, સુર, અસુર તથા રામકૃષ્ણથી સેવાતા સુખે રહેવા લાગ્યા.

તે સમયમાં નારદે આવી બતાવેલી રૂક્મિરાજાની બેન **રૂક્મિણીને** કૃષ્ણે પોતાના ભુજવીર્યથી હરી લીધી; જાંબવાન્ નામના ખેચરની **જાંબવતી** નામની

---

૧ સ્થાવર પ્રભુ તે સ્થાપેલી શ્રી નેમિનાથજીની પ્રતિમા અને જંગમ પ્રભુ તે ગૃહસ્થાવસ્થામા વર્તતા પ્રભુ પોતે

પુત્રી ગંગામાં ન્હાતી હતી તેને તેના પિતાને જીતીને હરી લીધી; તે શિવાય **લક્ષ્મણા, સુસીમા, ગૌરી, પદ્માવતી,** અને **ગાંધારી**—એ પાંચ મુખ્ય સ્ત્રીઓને પરણ્યા. પ્રથમની સત્યભામાસહિત સર્વ મળીને કૃષ્ણને આઠ પત્નીઓ મુખ્ય વલ્લભા થઈ. શ્રી નેમિભગવાન્‌ના તે તે પરાક્રમથી અંતરમાં હર્ષ પામેલી ત્રિલોકીરૂપી પ્રિયા વાયુ, સમુદ્રનો ક્ષોભ, ગર્જના, મેઘ અને વૃક્ષ વિગેરેના મિષથી કંપ, સ્વેદ, વિવર્ણતા, સ્વરહતિ, અશ્રુ અને રોમાંચ વિગેરે સાત્વિકભાવને ધારણ કરતી હતી.

इत्याचार्य श्रीधनेश्वरसूरिविरचिते महातीर्थ श्रीशत्रुंजयमाहा-
त्म्यांतर्भूतश्रीरैवताचलमाहात्म्ये भीमसेन हरिवंश पांडवो-
त्पत्ति कृष्णनेमीश्वरजन्मवर्णनो नाम दशमः सर्गः





# સર્ગ ૧૧ મો.

## શત્રુંજય માહાત્મ્ય ગર્ભિત ગિરનાર માહાત્મ્ય.

( પાંડવ ચરિત્ર—ચાલુ. )



ઈંદ્રો જેમને નમે છે, જે ત્રણ જગતનું રક્ષણ કરનાર છે, પૂજવાને યોગ્ય છે અને હરિવંશમાં રત્નરૂપ થયેલા છે એવા બાવીશમા તીર્થંકર શ્રીનેમિનાથ યોગીને નમસ્કાર હો.

ધૃતરાષ્ટ્રના સો પુત્રો, પાંચ પાંડવો અને સૂતનો પુત્ર કર્ણ એ સર્વે એકઠા થઇ હમેશાં ખેલતા હતા. છળ કરવામાં ચતુર એવો દુર્યોધન સરલ હૃદયવાળા પાંડુપુત્રોને હમેશાં ખેલવામાં ઠગતો હતો. સ્વભાવથી ઉદ્ધત એવો ભીમ કૌરવોની પ્રત્યક્ષ માયા જોઇ તેઓને કુટતો અને પોતાના સર્વાતીત બળવડે તેઓને ત્રાસ પમાડતો હતો. તેઓ સાથે સુવાનો છળ કરી ભીમ ઊંઘી જતો ત્યારે તેને બાંધીને જળમાં નાખી દેતા પણ જ્યારે ભીમ જાગતો ત્યારે અતિ દુર્મદ થઈ બંધનના દોરને તોડી નાખતો હતો. નિત્ય દુર્યોધન ક્રોધથી ભીમનો તિરસ્કાર કરતો અને ભીમપણ સદા ભુજા દબાવીને તેનો પરાભવ કરતો હતો. દુષ્ટબુદ્ધિવાળો દુર્યોધન ભીમને ભોજનમાં વિષ આપતો, પણ તેના પુણ્યયોગે તે અમૃત થઇ જતું હતું. દુર્યોધન ભીમને માટે જે જે ઉપદ્રવ કરતો, તે તે કુપાત્રને આપેલા દાનની જેમ વ્યર્થ થઈ જતા હતા. પછી સો કૌરવ, પાંચ પાંડવો અને કર્ણ—એ સર્વેએ પિતાનાં શાસનથી **કૃપાચાર્ય** નામના ગુરૂપાસેથી સર્વ વિદ્યા સંપાદન કરી. તેઓમાં પ્રજ્ઞાગુણથી કર્ણ અને અર્જુન વિશેષ શીખ્યા; તેથી કૂટજ્ઞ દુર્યોધન તેમની ઉપર નિઃશંકપણે દ્વેષ કરવા લાગ્યો. એક વખતે તેઓ અનધ્યાયને દિવસે ક્રીડા કરતા હતા, તેવામાં તેમનો દડો એક મોટા ખાડામાં પડી ગયો. તેને બહાર કાઢવામાં સર્વે નિરૂપાય થઈ ગયા, તેવામાં **અશ્વત્થામા** નામના પુત્રસહિત ધનુર્વેત્તાઓમાં અગ્રેસર એવા દ્રોણાચાર્ય ત્યાં આવી ચડ્યા. તેમણે

કુમારોને પૂછ્યું 'પુત્રના પરિવારથી પરવરીને ઉદ્યમ વગર પડ્યા રહેલા નિર્ભાગી પિતાઓની જેમ તમે આ ખાડાની આસપાસ કેમ ઊભા છો ?' તેઓએ કહ્યું 'આ કુવામાં અમારો ક્રીડાકંદુક પડી ગયો છે.' તે સાંભળી દ્રોણે એક બીજા બાણોથી પરોવીને કંદુકને ખાડામાંથી આકર્ષી લીધો. તેમની અતિ લાઘવતા જોઈ ભીષ્મે કૃપાચાર્યની આજ્ઞાથી ધનુર્વેદ શીખવવાને માટે સર્વ રાજકુમારો તેને અર્પણ કર્યા. તારાઓમાં ચન્દ્રની જેમ તેઓમાં કર્ણ વધારે પ્રદીપ્ત થયો, અને તેનાથી પણ ઇંદ્રપુત્ર અર્જુન વધારે પ્રવીણ થયો. લાલનમાં, યોજનામાં, શીઘ્ર આકર્ષણમાં, દૂરથી પાડવામાં, અને દૃઢ પ્રહારમાં અર્જુન એકજ અધિક થયો. તે ઉદ્ધત કુમારોમાં નિત્ય દૃષ્ટિ નાખતાં દ્રોણે વિનયમાં, વિક્રમમાં અને શૌર્યમાં સર્વથી અધિક જોઇને અર્જુનને બહુમાન આપવા માંડયું.

એક વખતે શિષ્યોની સાથે યમુના નદીમાં આનંદવડે રમતા એવા દ્રોણાચાર્યનો એક પગ કોઈ જળજંતુએ આકર્ષ્યો. જો કે દ્રોણાચાર્ય પગ છોડાવવા શક્તિવાન્ હતા, તથાપિ શિષ્યનો વિનય જાણવાની ઇચ્છાએ તેણે મોટે સ્વરે પોકાર કર્યો. તે સાંભળ્યા છતાં સર્વે ઉદાસી થઈને બેસી રહ્યા, ત્યારે ઇંદ્રપુત્ર અર્જુન દોડ્યો આવ્યો. તેનું આવું સત્વ જોઈ 'આની ઉપર બીજાઓ દ્વેષ કરો નહિ અને તેને ગર્વપણ થાઓ નહિ' એવું ધારી દ્રોણે તેની પ્રશંસા કરી નહિ. એક વખતે એકાંતમાં દ્રોણે અર્જુન પાસે એવી પ્રતિજ્ઞા કરી કે 'તારાવિના બીજાને હું સંપૂર્ણ ધનુર્વિદ્યા શીખવીશ નહિ.'

**એકલવ્ય** નામે એક ભીલનો પુત્ર હતો, તેણે દ્રોણાચાર્ય પાસે ધનુર્વેદ શીખવાની પ્રાર્થના કરી, પણ નીચ જાતિને લીધે તે નીતિવાન્ છતાં દ્રોણગુરૂ પાસેથી ધનુર્વેદ મેળવી શક્યો નહિ. સાક્ષાત્ ગુરૂના અભાવથી તે એકલવ્યે મૃત્તિકાની દ્રોણગુરૂની મૂર્તિ કરી એક વૃક્ષતળે બેસારી, અને તેની સાક્ષીએ ધનુર્વિદ્યાનો અભ્યાસ કરવા માંડયો. એવી રીતે ગુરૂભક્તિપૂર્વક અભ્યાસ કરતાં તે ગુરૂભક્ત એકલવ્યને બાણવડે વૃક્ષોનાં પત્રોમાં વિચિત્ર પ્રકારની આકૃતિઓ પાડી શકે તેવી લાઘવતા પ્રાપ્ત થઈ. એક વખતે ફરતો ફરતો અર્જુન દ્રોણગુરૂની સાથે ત્યાં આવ્યો. એકલવ્યનું તેવા પ્રકારનુ પત્રલેખન જોઈ અર્જુને દ્રોણગુરૂને કહ્યું 'તમે પ્રતિજ્ઞા કરી હતી કે તારા વિના બીજા કોઈને હું ધનુર્વેદ શીખવીશ નહિ, તો આ ક્યાંથી ?' દ્રોણે વિસ્મયથી કહ્યુ 'મારી પ્રતિજ્ઞા વ્યર્થ નથી; દેવમાં કે મનુષ્યોમાં આ કોઈ નવીન થયો છે એમ હું ધારૂં છું. આવી ધનુષ્કળા જાણનાર કોઈ સુર કે અસુર ગમે તે હો, મને પ્રત્યક્ષ થઈ પોતાનો ઉદ્યમ બતાવો.' આવાં

દ્રોણગુરૂનાં વચન સાંભળી ધનુષ્ય અને ભાથાને ધારણ કરતો એકલવ્ય વનમાંથી ત્યાં આવ્યો, અને ગુરૂને પ્રણામ કરી પોતાનું નામ કહ્યું. દ્રોણે પૂછ્યું 'તારો વિદ્યાગુરૂ કોણ?' દ્રોણની વાણી સાંભળી એકલવ્યે કહ્યું 'મારા ગુરૂ પ્રસન્ન એવા દ્રોણાચાર્ય છે.' 'એ દ્રોણ કયા?' એમ દ્રોણાચાર્ય મનમાં ચિંતવવા લાગ્યા. તે સમયે એ ધનુર્ધારી એકલવ્યે પૂર્વ વૃત્તાંત કહી બતાવીને દ્રોણાચાર્યની મૃત્તિકામય મૂર્ત્તિ બતાવી. ત્યાં પૂજિત કરેલી પોતાની પ્રતિમાને જોઇને 'આ અર્જુનના જેવો ન થાઓ' એવું ધારી, દ્રોણે ગુરૂદક્ષણામાં તેનો જમણો અંગુઠો માગી લીધો. એકલવ્યે હર્ષથી પોતાનો અંગુષ્ઠ આપીને ભક્તિથી ગુરૂને નમસ્કાર કર્યો પછી તેણે નિઃશંક થઇને અંગુલીવડે ધનુર્વેદનો અભ્યાસ કરવા માંડયો.

પછી અમુગ્ધ બુદ્ધિવાળા દ્રોણે અર્જુનને રાધાવેધ અને ભીમ તથા દુર્યોધનને ગદાયુદ્ધ શીખવ્યું. નકુલ, સહદેવ અને યુધિષ્ઠિર અસ્ત્રવિદ્યામાં નિપુણ થયા, અને અશ્વત્થામા પોતાના તેજથી કર્ણ અને અર્જુનની જેવો થયો. એક વખતે દ્રોણાચાર્યની આજ્ઞાથી ગંગાકુમાર ભીષ્મે પુત્રોની યુદ્ધકળા જોવા માટે માંચાની રચના કરાવી. તેમાં ધૃતરાષ્ટ્ર, દ્રોણ અને ભીષ્મ વિગેરે આવીને બેઠા પછી ધર્મકુમાર યુધિષ્ઠિર વિગેરે સર્વ અસ્ત્રધારી સુભટો થઇને ત્યાં આવ્યા. સર્વ અસ્ત્રોમાં ચતુર અને રણરંગવાળા તેઓએ પોતાનો અભ્યાસ બતાવી લોકોને વિસ્મય પમાડી દીધા. એ અવસર પામીને પરસ્પર વિરોધી ભીમ અને દુર્યોધન દ્રોણના કહેવાથી પણ વાર્યા રહ્યા નહિ (પરસ્પરનો વિરૂદ્ધ ભાવ બતાવી દીધો). પછી દ્રોણગુરૂએ દૃષ્ટિથી પ્રેરેલો મહાવીર અર્જુન ભુજાસ્ફોટવડે આકાશને ગજાવતો અને માંચડાઓની ભીંતોને ફાડતો ઊભો થયો અર્જુને જેની પાંખોના પવન ગિરિને કંપાવે તેવા બાણો છોડ્યા કે જેથી સૂર્યરથના અશ્વો પણ ત્રાસ પામ્યા અને આકાશ ગ્રહવગરનું શૂન્ય થઈ ગયું પછી અર્જુને કરેલો રાધાવેધ અને વૃક્ષનાં પત્ર ઉપર કરેલ ચિત્રલેખન જોઈ સર્વ રાજાઓ પ્રશંસા કરતા હર્ષથી મસ્તકોને ધૂણાવવા લાગ્યા. અર્જુનની આવી પ્રશંસા સહન ન થવાથી દુર્યોધને ભ્રુસંજ્ઞાવડે કર્ણને ઊભો થવા સૂચવ્યું; એટલે તે કોપસહિત નિવીડ મેઘની જેમ ગર્જના કરતો માંચા ઉપરથી ઊભો થયો, અને પછી ધનુષ્યને ધૂજાવતા અને અત્યંત ભુજાસ્ફોટ કરતા કર્ણે પોતાની લાઘવતા[1] મંડપમાં મળેલા રાજાઓને બતાવી. તેના આવા શીઘ્રવેધીપણાથી સંતુષ્ટ થયેલા દુર્યોધને અર્જુનના વૈરી તે કર્ણને ચંપાનગરી આપી; તેવામાં ત્યાં સૂત

---

૧ ધનુર્કળામા શીઘ્રતા

સારથિ આવ્યો. કર્ણે પિતૃભક્તિથી તેને નમસ્કાર કર્યો. તે રાજાની પાસે આવીને બેઠો. પછી બળવાન્ ભીમસહિત ક્રોધ પામેલા અર્જુને દુર્યોધનને કહ્યું 'આ હીનકુળવાળા કર્ણને તે ચંપા કેમ આપી? હે કુળાધમ! હું તારો તે અન્યાય સહન કરીશ નહિ.' આપ્રમાણે કહી ધનુષ્ય સજ્જ કરી તે બંને યુદ્ધને માટે તૈયાર થયા; એટલે દુર્યોધન, કર્ણ અને તેના પક્ષના બીજા રાજાઓ પણ ઉત્કંઠિત હોય તેમ યુદ્ધ કરવાને માટે મંચ ઉપરથી ઊભા થયા. તેમના ભુજાસ્ફોટથી અને દૃઢ સિંહનાદથી જાણે ત્રાસ પામ્યો હોય તેમ સૂર્ય અસ્તાચળમાં ચાલ્યો ગયો. 'આમના યુદ્ધારંભથી ત્રણ જગત્‌ને ક્ષોભ ન થાઓ' એમ વિચારી દ્રોણાચાર્યે ઊઠીને તેઓને રણમાંથી જુદા કર્યા. પછી ધૃતરાષ્ટ્રે કર્ણના કુળવિષે સૂતને પૂછ્યું, એટલે તેણે ગંગાના પ્રવાહમાં આવેલી પેટીમાંથી મળવાનો સર્વ વૃત્તાંત કહ્યો. વળી કહ્યું કે સૂર્યે આવીને સ્વપ્નમાં કહી જવાથી હું એ પરાક્રમી પુત્રને હર્ષથી લઈ આવ્યો અને મુદ્રાના અક્ષરથી, એ કુંતીનો પુત્ર છે એવું મારા જાણવામાં આવ્યું. આ કુમાર પેટીમાં કર્ણનીચે ભુજદંડ રાખીને સુતો હતો, તેથી મેં તેનું કર્ણ એવું ઉત્તમ નામ પાડ્યું. સૂતનાં આવાં વચન સાંભળી ધૃતરાષ્ટ્ર ખુશી થયા અને પાંડવોને અંતરમાં મત્સર થયો. પછી કર્ણને પુત્રસહિત સાથે લઈ ધૃતરાષ્ટ્ર પોતાને ઘેર ગયા.

જેવી રીતે લોકો પાંડવો ઉપર હર્ષ ધરતા, તેવી રીતે તેઓ દુર્યોધન વિગેરેમાં વૈરાગ્ય ધરતા હતા. પાંડુરાજાએ તેમના પરસ્પર થતા મત્સરનો નાશ કરવાની ઈચ્છાએ ધૃતરાષ્ટ્રના કુમારોને કુશસ્થલ વિગેરે નગર પ્રમુખ વહેંચી આપ્યાં. એક વખતે પાંડુરાજા સભામાં બેઠા હતા, તેવામાં છડીદાર સાથે ખબર કહેવરાવીને દ્રુપદરાજાનો એક દૂત સભામાં આવ્યો. તેણે નમસ્કાર કરીને જણાવ્યું કે "સ્વામી! કાંપિલ્યપુરના દ્રુપદ રાજાને ચુલની રાણીના ઉદરથી જન્મેલી દ્રૌપદી નામે એક પુત્રી છે. તે ધૃષ્ટદ્યુમ્નની નાની બેન થાય છે. તેના સ્વયંવરમાં સર્વે દશાર્હ, રામકૃષ્ણ, દમદંત, શિશુપાલ, રૂક્મી, કર્ણ, દુર્યોધન, બીજા રાજાઓ અને મહાપરાક્રમી કુમારોને રાજાએ દૂતો મોકલીને તેડાવ્યા છે, તેઓ હાલ ત્યાં જાય છે; માટે આ દેવકુમાર જેવા પાંચ કુમારોને સાથે લઇને તમે પણ એ સ્વયંવર મંડપને અલંકૃત કરો. તે સાંભળી તત્કાળ પાંડુરાજા પાંચ કુમારોને અને મોટી સેનાને સાથે લઇ વાજિત્રો વગડાવતા કાંપિલ્યપુર તરફ ચાલ્યા અને તેની સમીપે આવ્યા. પુત્રસહિત પાંડુરાજાને આવેલા જાણીને દ્રુપદરાજાએ અતિ હર્ષવડે મોટા ઉત્સવથી સામૈયું કરી પુરપ્રવેશ કરાવ્યો. સ્વયંવરના મંડપમાં ચંદન તથા અગરૂના સમૂહથી બના-

વેલા અને રત્ન, માણિક્ય, સુવર્ણ અને રૂપ્યથી મઢેલા સુંદર માંચડાઓ ગોઠવ્યા હતા. પ્રત્યેક માંચડા ઉપર અને પ્રતિદ્વારે બાંધેલા શોભીતા તોરણો કામદેવના તાપથી આકુળ રાજાઓને જાણે પવન વીંજતા હોય તેમ દેખાતા હતા. તેવા મંડપમાં આકાશમાં નક્ષત્રોની જેમ તેજસ્વી રાજકુમારો આવી આવીને યોગ્ય અવસરે હેમમય સિંહાસન ઉપર બેસવા લાગ્યા. પાંચ કુમારોથી અલંકૃત પાંડુરાજા પાંચ બાણવડે કામની જેમ પાંચ મુખોથી સિંહની જેમ આવીને તેમાં બેઠા અને ત્યાં શોભવા લાગ્યા.

તે સમયે રત્નપ્રભાના પૂર જેવી, ક્ષીરસાગરના કમળપર બેસનારી, મોતી અને પરવાળાથી મંડિત, કામદેવને ઉત્પન્ન કરનારી હોય તેવી દેખાતી, મુખરૂપ ચન્દ્ર અને મુક્તામણિરૂપ તારાથી વિરાજિત, ગજેંદ્રની ચાલે ચાલતી, ચરણમાં રહેલાં નૂપુરના મધુર શબ્દ કરતી, સ્નાન કરીને વીતરાગનું પૂજન કરી આવેલી અને હાથમાં વરમાળાને ધારણ કરતી દ્રૌપદી સ્વયંવરમંડપમાં આવીને એક સ્તંભની પાસે પિતાની આગળ ઊભી રહી. તે સમયે દ્રુપદરાજાની આજ્ઞાથી છડીદાર એક ધનુષ્ય લાવી રાધાવેધના સ્તંભનીપાસે મૂકીને સર્વ રાજાઓને કહેવા લાગ્યો–"હે રાજાઓ! સાંભળો, આ સ્તંભની ઉપર જે આ અદ્ભુત બાર ચક્રો છે તે વામ અને દક્ષિણ તરફ ફર્યા કરે છે, તેની નીચે આ [1]ઘીની કડાહ રાખેલી છે, તેની અંદર પડેલાં ચક્રોનીઉપર ગોઠવેલી રાધાના પ્રતિબિંબને જોઇ, બાણવડે સર્વચક્રને ભેદી જે કોઈ રાધા ( પુતલી ) ના વામનેત્રને વીંધે, તે વીર માની પૃથ્વીરત્નકુમાર ભાગ્યથી આવું પણ કરેલી દ્રુપદ કુમારીને પરણે." તે સાંભળી કેટલાક તો ધનુષ્ય ધરવામાંજ અસમર્થ થયા, કોઇ ધરીને આરોપણ કરી શકયા નહિ અને કોઈ તો પોતાની શક્તિ જાણીને જેમના તેમ બેસીજ રહ્યા. તેવામાં અર્જુને બળવાન્ ભીમસેનની સાથે સિંહની જેમ મંચ ઉપરથી ઉતરી પ્રથમ ક્ષેત્રદેવતાને નમસ્કાર કર્યો. પછી સર્વ રાજાઓ લજ્જાથી મસ્તક નમાવીને જોઈ રહ્યા છે તેવામાં ઇંદ્રકુમાર અર્જુને હાથવડે ધનુષ્ય ઉપાડી લીધું. તે વખતે ભીમસેન ઊંચા હાથ કરી દિક્પતિઓપ્રત્યે બોલ્યો "હે શેષનાગ! તું સર્વસ્વ પૃથ્વીના ભારને ધરી રહ્યા છે, માટે દૃઢ રહેજે; અને ઇંદ્ર, અગ્નિ, યમ, નૈઋત્ય, વરૂણ, વાયુ, કુબેર, ઈશાન અને બ્રહ્મ વિગેરે સર્વે તમે વિશ્વની સ્થિતિમાં પરાયણ થઈ સ્થિર રહેજો; કારણકે હમણા મારો અનુજ બંધુ દૃઢ ધનુષ્યના ધ્વનિથી અને ચરણન્યાસથી સર્વ રાજાઓના ગર્વને હરી લઈને એ ધનુષ્યને નમાવશે." તે અવસરે અર્જુને કડકડાટ શબ્દ કરતા ધનુષ્ને

---

૧ કોઈ સ્થાનકે તેલની કડાહ કહેલી છે

ચડાવી નીચી દૃષ્ટિ રાખી બાણને ખેંચ્યું અને સર્વને ભય ઉપજાવીને ધનુષ્યનીસાથે જોડયું. કર્ણને બધિર કરે તેવા તે ધનુષ્યના નિષ્ટુર શબ્દથી કાયર પુરૂષો તો પૃથ્વીપર સુઇ ગયા અને ભીરૂ પુરૂષો ત્રાસ પામી ગયા. પછી તપાવેલા ઘીના કડાહમાં દૃષ્ટિ રાખી ચક્રના આરામાં અર્જુને બાણ છોડયું, જેથી તત્કાળ વિસ્મયસાથે રાધાનો વેધ થયો. તે વખતે દેવતાઓએ જય જય ધ્વનિ અને દુંદુભિના નાદથી મિશ્રિત પુષ્પની વૃષ્ટિ કરી. તત્કાળ કામદેવથી આકુળ થયેલી દ્રૌપદીએ અનુરાગસહિત આવી વેગથી અર્જુનના કંઠમાં વરમાળા આરોપણ કરી. તે વખતે જેમ પાંચે ઇંદ્રિયોમાં મન જુદું જુદું સંક્રમે તેમ એ વરમાળા પાંચરૂપે થઇને પાંચે પાંડવોના કંઠમાં જુદી જુદી પડી. જેમ પાંચે વિષયો એક ચેતનાને અનુસરીને રહે તેમ પાંચ પાંડવો એક પ્રિયાને અનુસરીને રહ્યા, તે કોને વિચારવાયોગ્ય ન થાય? ભીષ્મ તે જોઇને લજ્જા પામ્યા, દ્રુપદરાજાએ મસ્તક નીચું કર્યું અને સર્વ વિસ્મયથી જોઇ રહ્યા; તેવામાં કોઈ ચારણ મુનિ ત્યાં આવી ચડ્યા, એટલે 'આ પાંચાળીને પાંચ પતિ કેમ થયા?' એમ કૃષ્ણપ્રમુખ રાજાઓએ ચારણ મુનિને પૂછ્યું, એટલે તેઓ બોલ્યા. 'પૂર્વ જન્મમાં ઉપાર્જન કરેલા કર્મથી આ દ્રૌપદીને પાંચ પતિ થયા છે, તેમાં શું આશ્ચર્ય છે? **કર્મની ગતિ વિષમ છે.**' પછી મુનિ વિસ્તારથી તેનો પૂર્વભવ કહેવા લાગ્યા:—

આ ચંપાનગરીમાંજ **સાગરદત્ત** નામના શેઠની **સુભદ્રા** નામની સખીના ઉદરથી **સુકુમાલિકા** નામે એક પુત્રી થઈ હતી. યૌવનવયમાં આવતાં જિનદત્ત શેઠનો પુત્ર **સાગરદત્ત** તેને પરણ્યો; રાત્રિએ તેની સાથે શય્યામાં સુવા ગયો, તે વખતે પૂર્વકર્મના યોગથી તેના સ્પર્શવડે સાગરદત્ત અંગારાની જેમ બળતો બળતો ક્ષણવાર માંડ માંડ રહ્યો. પછી જ્યારે તે ઉંઘી ગઈ ત્યારે તેને સુતી મૂકીને સાગર નાસીને પોતાને ઘેર ચાલ્યો ગયો. જાગ્રત થતાં પતિને તેણે જોયો નહીં એટલે તે અત્યંત રૂદન કરવા લાગી. તેનો ત્યાગ કરવાનો હેતુ દુર્ગંધ વિગેરે જાણી સાગરે પોતાની પુત્રીને દાનાદિ દેવામાં જોડી દઇને ઘેર રાખી. એક વખતે સુકુમાલિકાએ વૈરાગ્યથી **ગોપાલિકા** આર્યાનીપાસે ચારિત્ર અંગીકાર કર્યું, અને ચોથ, છઠ, અષ્ટમ વિગેરે તપસ્યા કરવા માંડી. એક સમયે તે સુકુમાલિકા સાધ્વી ગ્રીષ્મ ઋતુમાં ઉદ્યાનમાં જઈ સૂર્યની સામે દૃષ્ટિ રાખીને આતાપના સહન કરવાનો આરંભ કરતી હતી, ત્યાં દેવદત્તા નામે એક રૂપગર્વિતા ગણિકા પાંચ પુરૂષોનીસાથે વિષયાનુભવ કરતી તેના જોવામાં આવી. તેને જોતાં સંભોગની ઇચ્છા જેની સં-

પૂર્ણ થઈ નથી એવી સુકુમાલિકાએ એવું નિયાણું કર્યું કે ‘ આ તપસ્યાથી આ ગણિકાની જેમ હું પણ પાંચ પતિવાળી થઉં. ’ પછી આઠ માસની સંલેખના કરી તે નિયાણાની આલોચના કર્યા વગર મૃત્યુ પામીને તે નવપલ્યોપમના આયુષ્યવાળી સૌધર્મે દેવલોકમાં દેવી થઈ. ત્યાંથી ચ્યવીને તે સુકુમાલિકા આ દ્રૌપદી થયેલ છે, અને પૂર્વના નિયાણાથી તેને આ ભવમાં પાંચ પતિ થયેલા છે; તો તેમાં શો વિસ્મય પામો છો ? ” મુનિએ એમ કહ્યું, એટલે આકાશમાં ‘ સાધુ સાધુ ’ ( આ સારૂં થયું છે, સારૂં થયું છે ) એવી વાણી થઈ; એટલે કૃષ્ણાદિક પણ ‘ આ પાંચ પતિ થયા તે યુક્ત છે ’ એમ કહેવા લાગ્યા. પછી સ્વયંવરમાં આવેલા રાજાઓ અને સ્વજનોએ કરેલા મહોત્સવથી પાંડવો દ્રૌપદીને પરણ્યા. દ્રુપદ રાજા પાંડુરાજાને, સર્વ દશાર્હોને, કૃષ્ણને અને બીજા રાજાઓને જાણે વિવાહને માટેજ બોલાવ્યા હોય તેમ ગૌરવથી પોતાના નગરમાં લાવ્યો, અને પુત્રોસહિત પાંડુરાજાની વિશેષપ્રકારે ભક્તિ કરી. પછી પાંડુરાજા પુત્રોને લઈ મહોત્સવસાથે હસ્તિનાપુરમાં આવ્યા.

એક વખતે યુધિષ્ઠિર દ્રૌપદીના આવાસમાં બેઠા હતા, તેવામાં સ્વેચ્છાએ ફરનારા નારદ ત્યાં આવી ચડ્યા. યુધિષ્ઠિરે તેમની યોગ્ય પૂજા કરી એટલે તેની ભક્તિથી પ્રસન્ન થઈ બીજા પાંડવોને બોલાવી નારદે એવી મર્યાદા બાંધી આપી કે તમારે વારા પ્રમાણે દ્રૌપદીનું સેવન કરવું. તેમાં એક પુરૂષ ઘરમાં છતાં જો બીજો આવશે તો તે બાર વર્ષ સુધી તીર્થવાસી થશે; અર્થાત્ તેણે બાર વર્ષપર્યંત પરદેશ જવું પડશે. એક વખતે યુધિષ્ઠિર દ્રૌપદીના આવાસમાં હતા, તે સમયે અર્જુન અજાણે ત્યાં આવી ચડ્યો; તેથી સત્ય પ્રતિજ્ઞાવાળા તેણે તરતજ ત્યાંથી પાછા ફરીને આગ્રહથી પરદેશગમન કર્યું. અનેક તીર્થોમાં જિનેશ્વરને હર્ષથી નમતો નમતો તે અનુક્રમે વૈતાઢ્યગિરિપર આવ્યો, ત્યાં તેણે આદીશ્વર પ્રભુને વંદના કરી. ત્યાં કોઈ વિદ્યાધર વિધુરપણે ફરતો તેના જોવામાં આવ્યો; તેથી અર્જુને પૂછ્યું ‘તમે શોકસહિત કેમ છો ? ’ ત્યારે તે બોલ્યો ‘વૈતાઢ્યગિરિની ઉત્તરશ્રેણીમાં રહેનારો મણિચૂડ નામે હું વિદ્યાધર છું, મારા સ્વામી હેમાંગદે આવીને બળાત્કારે મને રાજ્યથી દૂર કર્યો છે. ’ તે સાંભળી ધનુર્ધારી અર્જુને તેનાં રચેલાં વિમાનમાં બેસી, ત્યાં જઇ બળવડે હેમાંગદને જીતીને પુનઃ તેને રાજ્ય ઉપર સ્થાપન કર્યો. હેમાંગદ અને મણિચૂડ વિગેરે વિદ્યાધરોએ હર્ષથી સેવેલો અર્જુન કેટલોક કાળ ત્યાં રહીને પછી આગળ ચાલ્યો. તેણે કલ્પેલા વિમાનમાં બેસી અષ્ટાપદાદિ તીર્થોમાં તીર્થંકરોને નમતો અર્જુન ગિરનાર ઉપર આવ્યો.

શ્રીપુર નામના નગરમાં પૃથુ નામે ક્ષત્રિય હતો. તેને દુર્ગંધથી વિખ્યાત એવી **દુર્ગંધા** નામે પુત્રી હતી. તેને પૃથુએ **સોમદેવ**ની સાથે પરણાવી હતી. પરંતુ તેના દુર્ગંધથી કંટાળો પામીને સોમદેવ ગુપ્ત રીતે ઉતાવળો કોઈ ઠેકાણે ચાલ્યો ગયો. પતિના દ્વેષથી તે પુત્રી માતાપિતાને પણ દ્વેષનું પાત્ર થઇ પડી. **વનિતાઓ પતિની પ્રીતિવડેજ સર્વ ઠેકાણે પૂજાય છે.** જ્યારે સર્વ ઠેકાણેથી તેનો પરાભવ થવા લાગ્યો ત્યારે તે રાત્રે પોતાનું ઘર છોડીને પોતાનાં દુષ્કર્મોનો નાશ કરવા માટે ઉદ્યમથી અનેક તીર્થોમાં ફરવા લાગી. પણ કોઈ પ્રકારે તેનાં પૂર્વ કર્મોનો ક્ષય થયો નહીં; તેથી દુર્ગંધાએ અતિદુઃખથી સમુદ્રમાં ઝંપાપાત કરીને મરવાની ઇચ્છા કરી. આવા વિચારથી તે અરણ્યમાં ચાલી જતી હતી, ત્યાં એક વલ્કલધારી જટિલ તપસ્વીને જોઇને તે નમવા ગઈ. તે તાપસ પણ તેની દુર્ગંધથી વિમુખ થઈ ગયો; એટલે તેણે તે તાપસને કહ્યું કે ‘ તમારા જેવા મમતા-રહિત તાપસ પણ જ્યારે મારાથી વિમુખ થઈ જાય ત્યારે પછી મારો પાપથી ત્રાતા બીજો કોણ થાય ? ’ તાપસ બોલ્યો ‘ વત્સે ! અહિ અમારા કુલપતિ છે, તે તને ઉપાય બતાવશે, માટે ભક્તિથી તેનીપાસે જઇને તું તારા દુઃખની વાત કહે. ’ આ પ્રમાણે સાંભળી તે તાપસની પાછળ પાછળ તે દુર્ગંધા ચાલી. અનુક્રમે ઋષભ પ્રભુનું ધ્યાન કરતાં એક જટિલ તાપસને દેખી તેનીપાસે જઇને તેણે પ્રણામ કર્યો. તેની દુર્ગંધથી ગુરૂએ પણ પોતાની નાસિકા જરા વાંકી કરી. પછી દર્ભના આ-સનપર બેઠેલી તે સ્ત્રીને કુલપતિએ દુર્ગંધા એમ કહીને બોલાવી. પછી કહ્યું ‘ હે વત્સે ! તું વિધુર કેમ છે ? આ વનમાં કેમ આવી છે ? અને તારા શરીરમાંથી આવો દુર્ગંધ કેમ વિસ્તરેછે ? ’ તે સાંભળી જરા અશ્રુ લુંછીને દુર્ગંધા બોલી “ હે મુનિવર્ય ! મારાં પૂર્વભવનાં કુકર્મનો આ સર્વ વિલાસ છે, એમ હું જાણું છું. બા-લ્યવયથી માંડીને દુઃખાર્ત્ત એવી મને મારા પતિએ પણ દુર્ગંધથી છોડી દીધી; ત્યારથી હું બધાં તીર્થોમાં ભમું છું, તોપણ અદ્યાપિ તે કર્મનો ક્ષય થતો નથી. હે ઋષીશ્વર ! ધર્મના દાનથી તમે સર્વ પ્રાણીઓના આધાર છો, માટે મને પૂર્વનાં પાપથી મૂકાવીને આ સંસારસાગરમાંથી તારો. ” મુનિ બોલ્યા ‘ વત્સે ! મારામાં તેવું જ્ઞાન નથી, તથાપિ તું શત્રુંજયગિરિના મધ્યમાં થઇને રૈવતાચલે જા. ત્યાંકેવળી ભગવંતે બતાવેલા ગજેંદ્રપદ કુંડમાંથી ઘણું જળ લાવી કર્મના ક્ષયને માટે સ્નાન કર. આપ્રમાણે સાંભળી ચિત્તમાં પ્રસન્ન થઈને દુર્ગંધા મુનિના ચરણમા પ્રણામ કરી મનમાં પુંડરીકગિરિનું અને રૈવતાચલનું ધ્યાન કરતી ચાલી. એક નિશ્ચયથી ચાલતી દુર્ગંધા કેટલેક દિવસે શત્રુંજયગિરિએ આવી. ત્યાં જગદ્‌ગુરૂ શ્રીઋષભ

દેવને પ્રણામ કર્યો. પછી ગિરિને પ્રદક્ષિણા કરીને ત્યાંથી પૂર્વકર્મનો સંચય હણવાને માટે વેગથી રૈવતાચલ તરફ ચાલી. શુભ વાસનાવાળી તે સ્ત્રી ઉત્તર તરફના માર્ગથી રૈવતાચલ ઉપર ચડી અને હર્ષભરી હાથીપગલાના કુંડપાસે આવી. અર્હંતનાં ચૈત્યનીપાસેના તે કુંડમાં પ્રવેશ કરી તેમાંથી પાણી બહાર લાવીને નિત્ય સ્નાન કરવા લાગી. એવી રીતે સ્નાન કરતાં સાત દિવસોએ તે દુર્ગંધરહિત અને શુભ ગંધવાળી થઈ. પછી જિનપૂજનને માટે તે જિનમંદિરમાં જવા લાગી. તે વખતે અર્જુન ત્યાં હતા, તેણે પ્રભુની પૂજા કર્યા પછી બહાર આવતાં મુનિએ કહેલો તેનો પૂર્વભવ આપ્રમાણે સાંભળ્યો. "હે વત્સે ! તું પૂર્વભવમાં બ્રાહ્મણનાં કુળમાં ઉત્પન્ન થઈ હતી. તે વખતે કોઈ શ્વેતાંબરી મુનિનું તેં આપ્રમાણે ઉપહાસ્ય કરેલ હતું–'આ શ્વેતાંબરી મુનિઓ વનમાં રહે છે, તે છતાં સદા સ્નાન કરતા નથી. અને તેઓ પોતાના શ્વેત વસ્ત્રને ઉલટાં મલીન કરે છે.' એવું કહી મુખ મરડતા અને હાથ ઉછાળતા તેં જે કુકર્મ ઉપાર્જન કર્યું, તેનું જે ફળ તેં ભોગવ્યું તે સાંભળ. ત્યાંથી મૃત્યુ પામ્યા પછી તું નરકમાં ગઈ, ત્યાંથી શ્વાનની યોનિમાં અને પછી ચંડાલના કુળમાં ઉત્પન્ન થઇ અને પછી ગ્રામની ડુક્કરી થઈ. એવી રીતે દુષ્ટભવમાં ઘણું પરિભ્રમણ કરી અનુક્રમે આ ભવમાં માનુષી થઈ. પરંતુ નામથી અને પરિણામથી દુર્ગંધા થઈ છે. ત્રણલોકવાસી જનોમાં શ્રેષ્ઠ અને યોગીઓને પણ પૂજ્ય એવા શ્રીજીનેશ્વર છે, તેથી તેની મુદ્રાને ધારણ કરનાર ક્રિયારહિત એવા મુનિજનોની પણ નિંદા કરવી યોગ્ય નથી. તો જે મહાવ્રત ધરનારા, મિથ્યાત્વનો નાશ કરનારા અને જે અર્હંતના શાસનને પ્રકાશિત કરનારા મુનિઓ છે તેઓ તો નિંદા કરવાયોગ્ય કેમજ હોય ? જેઓ નિષ્ક્રિય[1] છતાં પણ લોકોમાં ધર્મના ઉપદેશક કહેવાય છે તેવા મુનિ ( યતિ ) 'ધર્મલાભ' એટલી વાણીવડે પણ નમવાયોગ્ય છે તો તેમની નિંદા કેમ થાય ? હે દુર્ગંધા ! આ તીર્થના પ્રભાવથી કેટલાંક કર્મોને ખપાવતાં તને બોધિબીજ પ્રાપ્ત થયેલ છે, તો હવે આ તીર્થની વિશેષ સેવા કર કે જેથી સંસારનો ક્ષય થાય." આપ્રમાણે કહી તે મુનિ વિરામ પામ્યા એટલે દુર્ગંધાએ અને અર્જુને તીર્થના લાભથી હર્ષ પામી પ્રભુને અને મુનિને વંદના કરી. પોતાના આત્માને ધન્ય માનતો અર્જુન તે તીર્થમાં શુભવાસનાથી **મણિચૂડ** સાથે ત્રણ દિવસ સુધી રહ્યો.

તે અવસરે કૃષ્ણને ખબર પડ્યા કે પાંડુકુમાર અર્જુન રૈવતાચળપર આવેલા છે, એટલે તેણે હર્ષથી ત્યાં આવી પોતાની બેન **સુભદ્રાને** પરસ્પર પ્રીતિની

---

૧ કોઈપણ ક્રિયા નહિ કરનારા.

વૃદ્ધિને માટે અર્જુનસાથે પરણાવી. ત્યાંથી અર્જુન ફરીને શત્રુંજયે ગયા, અને ત્યાંથી નંદિવર્દ્ધનગિરિએ તથા અષ્ટાપદે જઇને બાર વર્ષમાં બાકી રહેલાં વર્ષ તીર્થયાત્રામાં નિર્ગમન કર્યાં. એપ્રમાણે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરીને ઘણા વિદ્યાધરોનીસાથે વિમાનોથી આકાશને આચ્છાદન કરતો તે હસ્તિનાપુરમાં આવ્યો. અર્જુનને વધુસહિત આવતો જાણી પાંડુરાજાએ પુત્રોસહિત ઉત્કંઠિત થઇને તેનો પ્રવેશોત્સવ કર્યો. તે વખતે અર્જુનના સાંભળવામાં આવ્યું કે મણિચૂડ વિદ્યાધરની બેન પ્રભાવતીને કોઈ બળવાન્ વિદ્યાધર બળાત્કારે હરી ગયો છે. તે સાંભળતાંજ પાર્થ ( અર્જુન ) મણિચૂડને સાથે લઈ આકાશમાર્ગે ચાલ્યો, અને ત્યાં જઈ તેને હણી પ્રભાવતીને શીઘ્ર પાછી લઈ આવ્યો.

યશસ્વી અને વિજયી એવા અર્જુનનું અભિનંદન કરીને પછી પાંડુરાજાએ યુધિષ્ઠિરને હર્ષથી પોતાની રાજ્યગાદીપર બેસાર્યા. તે વખતે સૂર્યથી જેમ આકાશ અને ધ્વજાથી જેમ દેવાલય અલંકૃત થાય તેમ યુધિષ્ઠિર રાજાથી સર્વ વિશ્વ અલંકૃત થયું. ધર્મપુત્રની આજ્ઞાથી પરાક્રમવાળા ભીમાદિ ચારે બંધુઓ ચારે દિશાઓમાં વેગથી જઇ સર્વત્ર વિજય મેળવીને પાછા આવ્યા. પાંચાલી ( દ્રૌપદી ) ને પાંચે પાંડવોથી સિંહની જેવા પરાક્રમી પાંચ પુત્રો થયા કે જેઓથી કલ્પવૃક્ષોવડે મેરૂગિરિની જેમ બધું કુળ અલંકૃત થઈ ગયું. ચારે બંધુઓ વિનયથી રાજા યુધિષ્ઠિરનીસાથે બંધુની જેમ, પુત્રની જેમ, પેદલની જેમ, મિત્રની જેમ, અને પોતાનાં અંગની જેમ વર્ત્તવા લાગ્યા. અર્જુનની પ્રીતિથી મણિચૂડે વિદ્યાના બળવડે ઇંદ્રની સભા જેવી એક નવી સભા રચી આપી. તેમાં મણિમય સ્તંભો આવેલા છતાં અરૂપી આત્માની જેમ જાણે સ્તંભજ ન હોય તેમ દેખાતું હતું, સ્ત્રીનાં ચિત્તની જેમ રત્નની કાંતિથી અનેક વર્ણવાળી ભૂમિ જણાતી હતી, દેવતાને પ્રિય અપ્સરાઓના જેવી રત્નમય પુતળીઓ બનાવી હતી, અને ભીંતો [1]બુદ્ધના મતની પેઠે ક્ષણમાં દેખાય અને ક્ષણમાં ન દેખાય તેવી બનાવવામાં આવી હતી. એવી તે સભા રચીને તેમાં સુવર્ણના સિંહાસન ઉપર પ્રીતિવડે યુધિષ્ઠિરને બેસારી મણિચૂડે પોતાની મિત્રતા સફળ કરી. પછી યુધિષ્ઠિરે શ્રીશાંતિનાથ પ્રભુનો સુવર્ણમય નવીન પ્રાસાદ કરાવ્યો. પૂર્વે શ્રીશાંતિનાથ પ્રભુના ત્રણ કલ્યાણક ત્યાં થયેલ હોવાથી તે અતિ ધર્મદાયક **હસ્તિનાગ** નામે તીર્થ થયું. તે જિનમંદિરને દિગ્વિજયમાંથી લાવેલી લક્ષ્મીરૂપ કલ્પલતાના ફળરૂપ અને અતિ ઉત્તમ માનતા યુધિષ્ઠિરે તેની

---

૧ બુદ્ધલોકો ક્ષણીકવાદી કહેવાય છે. તેઓ એક ક્ષણે બનેલી વસ્તુ બીજે ક્ષણે ક્ષય થાય છે તેમ માને છે

પ્રતિષ્ઠાનો મોટો મહોત્સવ કર્યો. તે મહોત્સવમાં દશાર્હ, રામકૃષ્ણ અને દ્રુપદ વિગેરે અનેક રાજાઓને યુધિષ્ઠિરે તેડાવેલા હોવાથી તે સર્વ આવ્યા. મણિમય સભાના સ્તંભમાં પ્રતિબિંબિત થઇને તે સર્વ રાજાઓ બેઠા પછી યુધિષ્ઠિરે બોલાવેલો દુર્યોધન પણ બંધુસહિત ત્યાં આવ્યો. મણિમય સિંહાસનપર બેઠેલા યાદવોને અને પાંડવોને આસનના નિર્મળપણાથી જાણે આકાશમાં અધર રહ્યા હોય તેમ દેખી દુર્યોધન વિસ્મય પામી ગયો. નીલમણિમય જમીનમાં જળના ભ્રમથી વસ્ત્રને સંકોચતા, સ્ફટિકમણિની ભૂમિ જોઈ આકાશની શંકાથી ઠેકતા, મણિમય ભીંતસાથે ત્યાં ભીંત નહીં હોય એમ જાણી અથડાતા અને મુખ્ય બનાવટી પ્રતિમાઓપર ભ્રાંતિ ધરતા દુર્યોધનને જોઇને સર્વ સભાજનો હાસ્ય કરવા લાગ્યા. અરણીના વૃક્ષની જેમ[1], અને સૂર્યકાંતમણિની જેમ બહારથી શીતળ પણ અંદર ક્રોધાગ્નિવડેયુક્ત દુર્યોધને તે મહોત્સવ વ્યતિક્રમાવ્યો. દાનવીર ધર્મકુમારે એ મહોત્સવ પ્રસંગે એટલું બધું દાન આપ્યું કે જેથી લજ્જા પામીને સર્વ કલ્પવૃક્ષો એટલા બધા દૂર ગયા કે જેઓનાં નામમાત્રજ બાકી રહ્યાં. સર્વ ધર્મનું મૂળ અહિંસા છે એવું જાણી ધર્મપુત્રે સર્વ પૃથ્વીપર અહિંસાની ઉદ્ઘોષણા કરાવી. એવી રીતે આનંદપૂર્વક પ્રતિષ્ઠાનો મહોત્સવ કરીને ધર્મરાજાએ ચારણમુનિઓને, અન્ય મુનિઓને અને સર્વ રાજાઓને પુષ્કળ દાન આપીને વિસર્જ્યા. દુર્યોધનને પણ બંધુસહિત વસ્ત્ર રત્નાદિકથી અતિશય સત્કાર કરીને રજા આપી, એટલે તે પોતાને નગરે આવ્યો. પછી અંતર્દ્વેષથી પોતાના પિતાને અને શકુનિમામાને બોલાવીને તેણે આપ્રમાણે કહ્યું "આ પાંડવો બાલ્યવયથીજ કપટમાં ચતુર અને ધરમાં શૂરવીર છે. તેમજ તેઓ બહારથી મધુરવાણી બોલે છે પણ અંતરમાં અત્યંત ક્રૂર છે. હું સભામાં ગયો ત્યારે તે મદોદ્ધત અને ગર્વિષ્ઠ પાંડવોએ અને રામકૃષ્ણે જે મારૂં ઉપહાસ્ય કર્યું છે તેથી હું સશલ્ય થઇને અદ્યાપિ અત્યંત દુભાઉં છું. **છળથી કે બળથી શત્રુને સાધ્ય કરવો** એવી નીતિ છે; તેથી ગમે તેમ કરીને મારા કોપની શાંતિને માટે હું પાંડવોનું રાજ્ય હરી લઈશ." આપ્રમાણે કહીને પાંડવોની સ્પર્ધા કરવામાંજ બંધાયેલું છે હૃદય જેનું એવા દુર્યોધને શિલ્પિઓને બોલાવીને કોટિ દ્રવ્ય ખર્ચી એક નવીન રમણીય સભા બનાવી. પછી તે સભા બતાવવાને માટે કૌતુકી દુર્યોધને દશાર્હ, પાંડવ અને રામકૃષ્ણને દૂત મોકલીને બોલાવ્યા. તેમાંથી જેમ જેમ આવતા ગયા તેમ તેમ તેઓની સામે જઈ, કૃત્રિમ માન આપી અને યોગ્યતા ઉપરાંત દાન આપી સર્વને વશીભૂત કરવા લાગ્યો.

---

૧ અરણીના વૃક્ષમાં ગુપ્ત રીતે અગ્નિ રહેછે

તેણે ભોજનાદિકથી, વનક્રીડાથી તથા જળયંત્રોથી પાંડવોને વશ કરી લઇને પછી દ્યૂત રમવાને માટે બોલાવ્યા. તે વખતે ધર્મવેત્તા વિદુરે તેમને અટકાવ્યા તો પણ રાજા યુધિષ્ઠિર કર્મયોગે દ્યૂત રમવાથી વિરામ પામ્યા નહીં. જો કે પાંડવો સર્વ કળારૂપ લતાના મંડપ જેવા હતા, તથાપિ વિપરીત દૈવને લીધે કપટથી દીવ્ય પાસાવડે દ્યૂત રમનારા કૌરવોનું છળ જાણી શક્યા નહીં. સત્કર્મની હાનિને લીધે, અનુક્રમે અશ્વ, હાથી, રથ, ગ્રામ અને નગર તથા છેવટ રાજ્યપણ યુધિષ્ઠિર હારી ગયા. ધર્મરાજા જયની આશાથી જે જે પણ કરવા લાગ્યા, તે તે પણ તૃષાતુરની ઈચ્છાને જેમ મૃગતૃષ્ણા વ્યર્થ કરે તેમ વ્યર્થપણે જોવા લાગ્યા. છેવટે સર્વ વ્યસનના સાગર અને સત્યપ્રતિજ્ઞા ધરનારા યુધિષ્ઠિરે દ્રૌપદીને પણમાં મૂકી, તો તેને પણ હારી ગયા. 'અહો! આવા વિધિને ધિક્કાર છે.'

દુર્બુદ્ધિ દુર્યોધને બીજું બધું પોતાને સ્વાધીન કરી લઈને પછી દ્રૌપદીને લાવવા માટે દુઃશાસનને મોકલ્યો. 'હે દ્રૌપદી! તને પણ પાંડવો હારી ગયા છે માટે હવે તું મારા ઉત્સંગમાં બેસ અને તને વિટંબના કરનારા પાંડુપુત્રોને છોડી દે.' આપ્રમાણે બોલતો દુઃશાસન તેના ઘરમાં ગયો. આવાં તેનાં વચન સાંભળી દ્રૌપદીએ નાસવા માંડયું; પણ દુઃશાસન તેને કેશવડે પકડીને હઠથી સભામાં લાવ્યો. ત્યાં ભીષ્મ, દ્રોણ અને વિદુર વિગેરે વડીલોને બેઠેલા જોઈ અપમાનથી લજ્જા પામતી તે સતી ક્રોધવડે આપ્રમાણે બોલી "રે દુરાચાર! કુળમાં અંગાર અને નિર્લજ્જ દુઃશાસન! આવું કુકર્મ કરવાથી તારાં અસ્ત્રો વ્યર્થ થઈ જશે." આવી શાપવાણી સાંભળ્યા છતાં પણ મદોદ્ધત એવા દુઃશાસને અમર્ષવડે તેના નિતંબ ઉપરથી વસ્ત્રો ખેંચવા માંડ્યાં. દુઃશાસને જેમ જેમ તેના નિતંબ ઉપરથી વસ્ત્રો ખેંચી લેવા માંડયાં, તેમ તેમ શીલલક્ષ્મી તેને નવાં નવાં વસ્ત્રોથી ઢાંકવા લાગી. એવી રીતે એકસો ને આઠ વસ્ત્રો ખેંચ્યા પછી દુઃશાસન ખેદ પામીને સભામાં બેઠો. તે વખતે પવનકુમાર ભીમસેનને દુર્યોધન ઉપર ક્રોધાગ્નિ પ્રજ્વલિત થયો, પણ યુધિષ્ઠિરનાં વચનોથી શાંત થયો; એટલે ભીમે કહ્યું 'જો મારા રોષને શાંત કરવાને વડિલ બંધુની વાણી ન હોય તો હું અત્યારે આ દુર્યોધનને તેના ગોત્રસહિત ગદાથી ચૂર્ણ કરી નાખું.' આવી રીતે ઉર્જિત[૧] ગર્જના કરતા ભીમને સાંભળી કેટલાક રાજાઓએ નીચું મુખ કર્યું, કેટલાક હૃદયમાં ભય પામ્યા, અને કેટલાક મનમાં દુઃખી થયા, તે વખતે ભીષ્મે ઘણા દુઃખિત થઇને રોષના ઉષ્મથી દુર્યોધનને કહ્યું "અરે અંધપુત્ર! આ સાધ્વી સ્ત્રીને વિડંબના કરવા કેમ માંડી છે?

૧ ઘણી ઊંચેથી

આ ભીમ અને અર્જુન વિગેરે તને મારવાને તૈયાર થયેલા છે, પણ તેમને ધર્મકુમાર અટકાવે છે. નીતિસહિત પરાક્રમ આવું હોય છે. માટે હે કુલાંગાર ! એ પતિવ્રતા દ્રૌપદીને તું છોડી દે. તારો પિતા બહીર અંધ છે અને તું બાહ્ય અને અંદર બન્ને સ્થાનકે અંધ છે." તે સાંભળી દુર્યોધન બોલ્યો "આ પાંડવો બાર વર્ષસુધી વનમાં જાય અને એક વર્ષ ગુપ્ત રહે, તે તેરમા વર્ષમાં જો કોઈ ઠેકાણે રહેલા મારા જાણવામાં આવે તો ફરીવાર બાર વર્ષ સુધી વનમાં જાય." ધર્મરાજાએ તે વાત તેપ્રમાણે અંગીકાર કરી, અને ગુરૂજનને નમી, દ્રૌપદી અને અનુજબંધુનીસાથે હસ્તિનાપુરમાં આવ્યા. ત્યાં માતાપિતાને નમીને યુધિષ્ઠિરે દુર્યોધનસંબંધી બધો વૃત્તાંત જણાવ્યો, પરંતુ મનમાં જરા પણ ખેદ પામ્યા નહિ.

આ વૃત્તાંત સાંભળી પાંડુરાજા ક્ષણવાર મૌન રહ્યા અને મનમાં સંસારની સ્થિતિ વિચારવા લાગ્યા. એટલે સત્ય પ્રતિજ્ઞાવાળા ધર્મપુત્ર બોલ્યા: "પિતાજી ! ખેદ કરશો નહિ; હું વનવાસમાં રહીને મારૂં નામ સાર્થક કરીશ. રાજ્યના ત્યાગમાં કે રાજ્યની પ્રાપ્તિમાં, વનમાં કે નગરમાં જે પુરૂષ પોતાનો બોલ પાળે છે, તેને સર્વ ઠેકાણે સમૃદ્ધિ મળે છે. હે તાત ! તમે ધીર વીર છો, અને કુરૂવંશના કુળગિરિ છો, માટે અમને અમારો બોલ પાળવાને માટે વનમાં જવાની આજ્ઞા આપો." તેનાં આવાં વચન સાંભળીને પાંડુરાજા સંમતિ આપવાના અને નિષેધ કરવાના સંકલ્પ વિકલ્પમાં પડ્યા એટલે તેઓ પોતાની માતા પાસે આવ્યા અને વનગમનના અક્ષરરૂપ ટાંકણાવડે માતાનાં નેત્રમાંથી શોકાશ્રુ ઝરાવ્યાં. એવી રીતે માતપિતાની આજ્ઞા લઇને જાણે લક્ષ્મીને પરણવાને જતા હોય તેમ ધર્મકુમાર બંધુ અને પત્નીસાથે ત્યાંથી ચાલી નીકળ્યા. તેમની પછવાડે સ્નેહને લીધે પાંડુ, કુંતી, માદ્રી, સત્યવતી, અંબા, અંબાલા અને અંબિકા પણ બહાર નીકળ્યાં. પાંડવોને જતા જોઈને લોકોનાં નેત્રોમાંથી નીકળતો અશ્રુપ્રવાહ તેમના સ્નેહસાગરને અનુસરતો હોય તેમ દેખાવા લાગ્યો. પાંચ ઇંદ્રિયોની જેમ તે પાંચ પાંડવો બહાર નીકળતાં હસ્તિનાપુર નગર ચિત્રલિખિતની જેમ નિશ્ચેતન[1] અને ક્રિયારહિત થઇ ગયું. નગરની બહાર આવ્યા પછી ધર્મકુમાર ઊભા રહી પિતા અને માતાઓપ્રત્યે અંજલિ જોડીને બોલ્યા "હે પિતા ! તમે કુરૂવંશના આભૂષણ છો, માટે સત્વને ધારણ કરો, અજ્ઞની જેમ પુત્રના સ્નેહથી કેમ આંસુ પાડોછો ? અમે તમારા પુત્રો પ્રતિજ્ઞા પાળવામાં તત્પર થયા છીયે, તેમાં અમારૂં શ્રેય, તમારી કીર્ત્તિ અને કૌરવોનું મંગળ રહેલું છે. હે પિતા ! ધૃતરાષ્ટ્રના પુત્રોએ રાજ્યલુબ્ધ થઇને આવું હિત ન કર્યું હોત તો મારૂં સત્ય શી રીતે જણાત ? રે

૧ જીવ વગરનું.

માતાઓ ! તમે સ્નેહને લીધે કાયર થાઓ નહિ. પોતાનું વીરપત્નીપણું સંભારીને હમણા તો ધૈર્ય રાખો. તમારે અમારા પિતાની સેવા કરવી, શ્રીજિનેશ્વરની પૂજા કરવી, નિરંતર અમને આશિષ્ આપવી અને પુત્રની જેમ પ્રજાને પાળવી." પછી લોકોને કહ્યું " હે લોકો ! અમોએ રાજ્યમાં અંધ થઈને જો કાંઈ પણ અપરાધ કર્યો હોય તો તે તમે ક્ષમા કરજો; કારણકે **પ્રજા સર્વદેવમય છે.**" આવી રીતે વિનયથી પિતા, માતાઓ અને લોકોને વિદાય કરી, કુંતી, દ્રૌપદી, સુભદ્રા અને બંધુઓનીસાથે ધર્મકુમાર આગળ ચાલ્યા.

દુર્યોધનની આજ્ઞાથી **ક્રૂર અને કર્મિર** નામના બે રાક્ષસો દ્રૌપદીને બીવરાવવા આવેલા તેને ભીમે જીતી લીધા. પછી સર્વ ઉપાયોને જાણનાર વિદુર પાંડવોની પાસે આવ્યા. તેણે વિદ્યાના અનેક ઉપાયો બતાવ્યા અને પછી પાંડવોએ પૂજેલા તે પાછા નગરમાં ગયા. દ્રૌપદીનો ભાઈ ધૃષ્ટદ્યુમ્ન પાંડવોને વનવાસ નીકળેલા જાણી પ્રીતિથી તેમનીપાસે આવ્યો, અને પાંચાળ દેશના આભૂષણરૂપ કાંપિલ્ય નગરમાં સૌને લઈ જવા વિનંતી કરી. તેને સમજાવી દ્રૌપદીના પાંચ પુત્રોસહિત તેને વિદાય કર્યો. બીજે દીવસે સમુદ્રવિજયની આજ્ઞાથી કૃષ્ણ કુંતીને નમવાને માટે ઉત્સુક થઇને કોટિ યાદવોસહિત ત્યાં આવ્યા. પાંડવોએ હર્ષ પામીને અર્જુનની વિદ્યાથી પ્રગટ કરેલાં અને કૃષ્ણને પણ વિસ્મય પમાડે તેવાં ભોજનોથી તેમને જમાડ્યા. કૃષ્ણે પાંડવોને પ્રીતિવડે કહ્યું કે 'બાલ્યવયથી કૂડ કપટના નિવાસરૂપ અને છળથી ઘાત કરનારા ધૃતરાષ્ટ્રના પુત્રોને હું સારી રીતે જાણું છું. એ કપટપટુ કૌરવોએ દ્યૂતક્રીડાના છળથી દીવ્ય પાસાવડે રમીને તમને રાજ્યથી ભ્રષ્ટ કર્યા. અહા ! કેવું વિપરીત દૈવ ? પણ તમે હવે પાછા તમારા સ્થાનમાં જાઓ. હું તમારા શત્રુઓને હમણાજ હણીશ. કારણકે **દુષ્ટોને અકાળે મારવાથી પણ નિયમનો ભંગ થતો નથી.**' આવી રીતે કૃષ્ણે કહ્યું એટલે ધર્મકુમાર બોલ્યા 'હે હરિ ! સિંહની જેવા પરાક્રમવાળા તમારેવિષે તે સર્વ વાર્તા સંભવે છે, પરંતુ અમે તેર વર્ષસુધી વનવાસમાં રહ્યા પછી તમારી સહાયથી તે શત્રુઓને મારશું, માટે હમણા તો તમે શાંત થઇને પાછા જાઓ'. એવી રીતે કહી પાંડવોએ વિષ્ણુને વિદાય કર્યા, એટલે પોતાની બહેન સુભદ્રાને પુત્રસહિત રથમાં બેસારી સાથે લઈને તે પોતાની નગરીમાં આવ્યા.

પાંડવો ત્યાંથી પૃથ્વીને ઉલ્લંઘન કરતા નગરમાં અને વનમાં ફરતા હતા, તેવામાં દુર્યોધનના પુરોહિતે તેમનીપાસે આવીને આપ્રમાણે કહ્યું. "પાંચ અંગવડે પૃથ્વીપીઠનો સ્પર્શ કરીને નમસ્કાર કરતો દુર્યોધન આદરથી મારા મુખે આપ્રમાણે

વિજ્ઞપ્તિ કરેછે કે હે ધર્મકુમાર! મેં અજ્ઞાનને વશ થઈને જે તમારી અવજ્ઞા કરી તે તમે ગુણે અને વયે કરીને જ્યેષ્ઠ હોવાથી સહન કરો, અને હે માનદાતા! તે કારણથી પશ્ચાત્તાપ કરનારા એવા મારી ઉપર કૃપા કરીને ઇંદ્રપ્રસ્થ નગરનું સ્વામીપણું ગ્રહણ કરો." એવી રીતે અંદરથી દારૂણ પણ બહારથી કોમળ એવી તેની વાણી સાંભળી સરલ મનવાળા ધર્મરાજા તેનો વિશ્વાસ રાખીને વારણાવતી-(ઇંદ્રપ્રસ્થ) માં ગયા. તે ખબર વિદુરને પડતાં તેણે ગૂઢ લેખ લખીને ધર્મરાજાને જણાવ્યું કે કદિપણ શત્રુઓનો વિશ્વાસ કરશો નહિ. તેમણે તમારા નિવાસને માટે નવીન લાક્ષાગૃહ બનાવ્યું છે, જેમાં તમને રાખીને ગુપ્ત રીતે તમને તેડવા આવેલે બ્રાહ્મણ અગ્નિથી બાળી નાખશે. ફાલ્ગુન માસની કૃષ્ણચતુર્દશીએ મધ્યરાત્રે દુર્યોધનની પ્રેરણાથી તે પુરોહિત તમારૂ અનિષ્ટ કરવાનો છે. તે સાંભળી નિઃસીમ ઉજ્જવળ પરાક્રમવાળો ભીમસેન ક્રોધ કરીને યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યો 'તમે શત્રુઓને ક્ષમા કરોછો તેજ કષ્ટકારી છે. જો તમે આજ્ઞા આપો તો જળમાં કાદવની જેવા કુળમાં કલંકભૂત એ દુર્યોધન શત્રુને રણમાં હું એકલોજ ગદાથી મારી નાખું.' આવી રીતના ભીમના ઉગ્ર કોપને ધર્મપુત્રે નીતિવાક્યરૂપ અમૃતથી સત્વર શમાવી દીધો. પછી વિદુરે કળાથી ખોદનારા પુરૂષોની પાસે એક સુરંગ કરાવી અને તે વાત કૌરવના પુરોહિતને છેતરવામાટે ધર્મપુત્રને જણાવી. પુરોચન પુરોહિત લાક્ષાગૃહમાં પાંડવોને સન્માન સાથે વસાવીને તેમની ભક્તિમાં પરાયણ થઇને રહેવા લાગ્યો.

તેવામાં સંકેતને દિવસે કોઈ વૃદ્ધસ્ત્રી પાંચ પુત્રો અને એક વધૂની સાથે ત્યાં આવી. તેને કુંતીએ દયા લાવીને તે નિવાસમાં રાખી. અર્ધરાત્રે શત્રુએ ગુપ્તરીતે તેમાં અગ્નિ મૂકયો એટલે લાક્ષાગૃહ બળવા લાગ્યું. સર્વે સુરંગને માર્ગે ચાલ્યા ગયા. ભીમે સૌની પછવાડે રહી પુરોહિતને પકડી અગ્નિમાં ફેંકી દઈ, વેગથી બંધુઓને આવી મળીને નમસ્કાર કર્યો. પ્રાતઃકાલે તે ગૃહમાં સાત જણાઓને દગ્ધ થઈ ગયેલા જોઈ સર્વ લોકો અંતરમાં શોક કરવા લાગ્યા અને દુર્યોધનની ઉપર ક્રોધ કરવા લાગ્યા. શોકથી અત્યંત આકુળ વ્યાકુલ થયેલા લોકોએ પિતાનું વૈર હોય તેમ પગના આઘાતવડે પુરોહિતના મસ્તકને ચૂર્ણ કરી નાખ્યું. દુર્યોધનના જાણવામાં આવ્યું કે પાંડવો અને પુરોહિત લાક્ષાગૃહમાં બળી ગયા છે તેથી બહારથી શોક રાખીને તેણે તેમને જળથી દાધાંજલિ આપી.

વૈરીઓની શંકાથી પાંડુકુમારો શીઘ્રતાથી અથડાતા અને પડતા રાત્રિ દિવસ ચાલવા લાગ્યા. ભયને લીધે તેઓએ વૃક્ષ, ચૈત્ય, ગિરિ, નદીતટ કે સરોવરમાં કોઈ ઠેકાણે પણ વિ-

સામો લીધો નહિ. દર્ભના અંકુરોથી અને કાંટાઓથી ક્લેશકારી એવા ભૂમિતલ ઉપર પણ સરલપણે ચાલતા તેઓ સુખદુઃખને ગણતા નહિ. માર્ગે ક્લેશ પામતી કુંતી ચાલી શકી નહીં એટલે તેણે ભીમને કહ્યું 'હજુ આપણે કેટલેક દૂર જવાનું છે? હું હવે એક ડગલું પણ ભરી શકતી નથી, વધૂ દ્રૌપદી પણ ચાલવા સમર્થ નથી, અને આ નકુલ સહદેવ પણ માત્ર લજ્જાથીજ ચાલેછે.' તે સાંભળી માતાને અને સ્ત્રીને બે ખભા ઉપર રાખી, બે બંધુઓને પૃષ્ઠ ભાગ ઉપર બાંધી લીધા અને બે બંધુઓને હાથપર બેસારી અતુલ પરાક્રમવાળો ભીમસેન વેગથી ચાલવા લાગ્યો. એ પ્રમાણે રાત્રિનું ઉલ્લંઘન કરી પ્રાતઃકાલે કોઈ વનમાં આવી પહોંચ્યો. ત્યાં સર્વે શ્રાંત થઈને સુઈ ગયા એટલે જલાર્થી ભીમસેન ભમતો ભમતો એક મોટા સરોવરપાસે આવ્યો. ક્ષણવાર તેમાં તરી પાણી ભરીને પાછો વળી ગ્રીવા વાળીને જોયું તો ત્યાં એક સ્ત્રી તેના જોવામાં આવી. પ્રથમ તો ક્રૂર શરીરવાળી તે 'અરે ! ઊભો રહે ઊભો રહે' એમ બોલતી આવી, પણ ભીમને જોઇને તે મોહ પામી ગઈ; તેથી ભીમની પાસે આવી લીલાવડે નેત્રના કટાક્ષ મારતી તે આનંદથી સ્ખલિત વચને અને મૃદુ સ્વરે બોલી 'કામદેવના ગર્વને હરનાર એવા હે વીર પુરૂષ ! તમે સાંભળો. આ પર્વત ઉપર **હિડંબ** નામે મારો સહોદર બંધુ રહેછે. **હિડંબા** નામે હું તેની બેન છું. મારા ભાઈ **હિડંબને** તમારી ગંધ આવવાથી ભક્ષણ કરવામાટે તમને પકડી લાવવાસારૂ મને મોકલી છે. પણ તમને જોતાંજ મને રતિસુખની ઇચ્છા ઉત્પન્ન થઈ છે, માટે હે દયાલુનાથ ! મારી ઉપર પ્રસન્ન થઇને કામદેવરૂપ સમુદ્રમાં ડૂબતી એવી જે હું તેનું પાણિગ્રહણ કરીને તેમાંથી ઉદ્ધાર કરો. હું મારી શક્તિથી તમને વનવાસમાં મોટો ઉપકાર કરીશ, માટે હે હૃદયેશ્વર ! મારી સાથે વિવાહ કરો." આ પ્રમાણે કહેલી તે હિડંબાને ભીમસેને કહ્યું 'એવું બોલ નહી; વનવાસમાં રહેતા એવા અમોને તેવું કામ કરવું યોગ્ય નથી.' આવી રીતે ભીમ અને હિડંબા વાત કરતાં હતાં, તેવામાં ભયંકર અને વિકરાળ દૃષ્ટિવાળો હિડંબાસુર ત્યાં આવ્યો. પ્રથમ તો તેણે હસ્તપ્રહારથી પોતાની બેનને મારવા માંડી તેથી ભીમસેને ક્રોધ કરીને કહ્યું 'અરે અધમ રાક્ષસ ! હું જે તારી સાથે રણ કરવાને ઉદ્યત થયેલો છું, તેને જીત્યાવગર આ બાલાને મારી નજર આગલ કેમ મારેછે ?' આ પ્રમાણે કહેતાંજ તે પીળા નેત્રવાળો ભયંકર રાક્ષસ ઊંચે પ્રકારે વૃક્ષને ઉમેળી ફુંફાડા મારતો ક્રોધથી ભીમની સામે દોડ્યો. ભીમસેન પણ વૃક્ષને ઉમેળી જાણે છત્રવાળો હોય તેમ ભયંકર દેખાવ કરી સિંહનાદ કરતો તત્કાળ યુદ્ધને માટે દોડ્યો. તેઓના પરસ્પર સંઘટ્ટથી અને ચરણના

પાતથી પર્વતોને કંપાવતી પૃથ્વી સમુદ્ર સહિત કંપાયમાન થઈ. તેમનું જ્યારે યુદ્ધ પ્રવર્ત્યું ત્યારે ધર્મરાજા વિગેરે જાગી ગયા. એટલે હિડંબા કુંતી માતા-પાસે આવી નમીને કહેવા લાગી 'હે માતા! તમારા પુત્ર ભીમસેનને આ કો-ઈક મારેછે, માટે તેની સહાય કરવાને કોઈને, મોકલો. મારૂં નામ હિડંબા છે. અને હું ગુણથી વશ થયેલી ભીમસેનની દાસી છું.' તે વખતે રાક્ષસના પ્રહારથી ભીમ-સેનને શિથિળ થયેલ જોઈ હાથમાં ખડ્ગ લઇને ધર્મકુમાર વેગથી દોડ્યા. તેવામાં તો પ્રચંડ પરાક્રમવાળા ભીમસેને પોતેજ સજ્જ થઈ યમરાજની જેમ હાથમાં દંડ લઇને મૃત્તિકાના પાત્રને ભાંગી નાખે તેમ તેને મારી નાખ્યો. તેને માર્યા પછી ભીમનાં રૂપથી મોહ પામેલી હિડંબા તેમની સેવા કરવામાં તત્પર રહેતી તેમની સાથે ચાલી. એક વખતે અરણ્યમાં વિષમ માર્ગ આવવાથી તેમનાથી જુદી પડીગયેલી દ્રૌપદી યૂથભ્રષ્ટ મૃગલીની જેમ એકલી ભમવા લાગી. પરંતુ સિંહ, ડુક્કર, હાથી, વ્યાઘ્ર, સર્પ અને અજગર વિગેરે શિકારી પ્રાણીઓ શીલમંત્રથી પવિત્ર એવી દ્રૌપદીને કિંચિત્ પણ પરાભવ કરવાને સમર્થ થઈ શકયા નહીં. તેને ભૂલી પડેલી જાણીને પર્વત, સરોવર અને અરણ્યમાં શોધ કરતા પાંડવો મોહિની લતાની જેમ તે કુરંગાક્ષીનો કોઇપણ સ્થાનકે પત્તો મેળવી શકયા નહીં. જ્યારે તેઓ ખેદ-પામી નિરાશ થયા, ત્યારે ભીમસેનનાં વાક્યથી હિડંબા પ્રાજ્ઞપ્રભાવતી દ્રૌપ-દીનો શોધ કરીને ત્યાં તેડી લાવી. પછી હિડંબા, દ્રૌપદી અને કુંતીને અતિ વાત્સ-લ્યથી સ્કંધ ઉપર ઉપાડીને તેમની ઇચ્છાપ્રમાણે અન્ન જળ આપતી માર્ગમાં સાથે ચાલી. તેની ભક્તિથી હર્ષ પામેલા કુંતી અને યુધિષ્ઠિરે ચંદ્રસાથે રાત્રિની જેમ તેને ભીમસેનની સાથે પરણાવી. પછી ભીમસેન ઉપર અનુરાગિણી હિડંબા માર્ગમાં વિવિધ મહેલો બનાવી ઇચ્છાનુસાર રૂપ કરી ભીમની સાથે રમવા લાગી. હિડંબા જેમને અન્નપાન પૂરાં પાડે છે એવા તેઓ નિશ્ચિંત અને શ્રમરહિતપણે બ્રાહ્મણનો વેષ ધરીને ફરતા ફરતા **એકચક્ર** નગરમાં આવ્યા. ત્યાં કોઈ **દેવશર્મા** નામના બ્રાહ્મણને ઘેર નિવાસ કરીને ધર્મપુત્રે એ વાત્સલ્ય કરનારી હિડંબાને કહ્યું 'હે વધુ! અમારે આવું દુઃખ બાર વર્ષસુધી નિત્ય સહન કરવાનું છે, માટે હ-મણા તમે તમારે ઘેર જાઓ.' પોતાના જ્યેષ્ઠની આવી સંમતિથી હિડંબા પોતાને ગર્ભ છે એવું કુંતીમાતાને જણાવી અને સમય આવે ત્યારે મને સંભારવી, એમ સૂચના કરી અંતર્હિત થઈ.

દેવશર્માને ઘેર નિવાસ કરીને રહેલા પાંડવોએ એક વખતે પાડોશમાં રહેતી સ્ત્રીઓના પોકાર, છાતીનું કુટવું અને હાહાકારનાં વચનો સાંભળ્યાં.

તેમનાં દુઃખથી દુઃખી થયેલા ભીમસેને દેવદશર્માને પૂછ્યું 'આ તમારૂં કુટુંબ શોકથી વિકલ કેમ થયું છે?' દેવશર્મા પોતાના લલાટપર હાથ મૂકી, દૈવ ઉપર નિઃસાસા મૂકતો "આ મારા કમનશીબથી થયેલું છે?" એમ રૂદન કરીને કહેવા લાગ્યો. વળી બોલ્યો "હે મહાભાગ વિપ્ર ! આ મારી અકસ્માત્ પ્રાપ્ત થયેલી વિટંબનાને શરણ વગરનો હું શું કહું? તથાપિ હે વત્સલ ! સાંભળોઃ—પૂર્વે બક નામના એક ભયંકર રાક્ષસે કોઇ ક્રૂરવિદ્યા સિદ્ધ કરીને તે વિદ્યાના પ્રભાવથી આ નગરની ઉપર સંહાર કરવા માટે આકાશમાં એક શિલા લટકાવી. તે વખતે ભય પામેલા રાજાએ અને પ્રજાએ શ્રી જિનેશ્વરને સંભારી પંચપરમેષ્ટીની સ્તુતિને પઠન કરતા કાયોત્સર્ગ કર્યો. તેના પ્રભાવથી તે રાક્ષસ લોકોને પીડવામાં અસમર્થ થયો; તેથી તેણે શાંત થઈ રાજાની આગળ આવીને કહ્યું 'હે રાજન્! હું સર્વ લોકોને હણવાને ઉદ્યત થયો હતો, પણ તારી આ જિનભક્તિથી સંતુષ્ટ થયોછું, માટે હવે મારૂં એક વાંછિત પૂર્ણ કર. હમેશા તારે મને એક એક મનુષ્ય આપી પ્રસન્ન કરીને અનુપમ સુખમાં રહેવું.' રાજાએ જ્યારે તેમ કરવું કબુલ કર્યું ત્યારે તે શિલા સંહરીને ચાલ્યો ગયો. પછી પ્રતિદિન નવા નવા એકેક મનુષ્યનું તે ભક્ષણ કરવા લાગ્યો. નગરનિવાસી સર્વજનોનાં નામની પત્રિકા નાખેલા કળશમાંથી કુમારી કન્યાને હાથે જેનાં નામની પત્રિકા નીકળે તે પ્રાતઃકાલે રાજાની આજ્ઞાથી રાક્ષસના ભક્ષણ માટે જાય છે. યમરાજના ચોપડાના પત્રની જેમ આજે મારૂં નામ નીકળ્યું છે, તેથી આ રાજપુરુષો મને લેવા આવ્યા છે. પૂર્વે એક કેવળી ભગવંત અહીં આવ્યા હતા, તેમને રાજાએ પૂછ્યું હતું કે આ રાક્ષસનો ક્ષય ક્યારે થશે? ત્યારે તેમણે કહ્યું હતું, કે તેનો ઘાત પાંડવોથી થશે. અદ્યાપિ પાંડવો તો અહીં આવ્યા નહીં, જેથી તેનો નાશ થયો નહીં, માટે આજે મારો નાશ થઈ ચૂક્યો છે" આવાં દેવશર્માનાં વચન સાંભળી તેમજ તેની જીવવાની આતુરતા જોઈ ભીમસેન તેનાં દુઃખથી દુઃખી થઇને હૃદયમાં પીડાવા લાગ્યો. "જ્યાંસુધી મારાથી બીજાના પ્રાણની રક્ષા થતી નથી, ત્યાંસુધી મારાં બળ, શરીર, પરાક્રમ અને ક્ષાત્રને ધિક્કાર છે. પ્રત્યેક જંતુ રોગ, શસ્ત્ર, અગ્નિ અને જળાદિવડે તો સ્વયમેવ મૃત્યુ પામે છે, પણ ઉત્તમ પુરૂષો તેમ મરણ ન પામતાં પરપ્રાણની રક્ષાનેમાટે પોતાના દેહને ઉપયોગમાં લેછે." આવો અંતરમાં વિચાર કરીને સાહસનો નિધિ ભીમસેન બોલ્યો 'હે વિપ્ર ! તું ઘરમાં જા, આજે તો હું તે રાક્ષસને તૃપ્ત કરીશ.' તેનાં એવાં સાહસથી અંતરમાં હર્ષ પામી દેવશર્મા બોલ્યો "હે ભદ્ર! પરોપકારમાં પરાયણ એવા તમને તો તે ઘટે છે,

પરંતુ મનુષ્યપણું સમાન છતાં હું તમને રાક્ષસનીપાસે ભક્ષણ કરાવી મારા જીવિતની રક્ષા કરૂં એ કેવો ન્યાય! વળી આવેલો અતિથિ સર્વનો ગુરૂ છે એમ વિદ્વાનો કહે છે, તો તમે જે મારા ગુરૂ થયા છો તેમના પ્રાણથી હું મારા પ્રાણની રક્ષા કરૂં તે પણ કેવો ન્યાય!" આ પ્રમાણે કહેતા તે બ્રાહ્મણને બળાત્કારે ઘરમાં રાખી ભીમસેન રાજપુરૂષોનીસાથે તે રાક્ષસના ભુવનમાં ગયો. પેલો રાક્ષસ બીજા રાક્ષસોનીસાથે ત્યાં આવ્યો એટલે મોટી કાયાવાળા ભીમસેનને શિલા ઉપર સુતેલો જોઈ હર્ષ પામીને સેવકોને કહેવા લાગ્યો 'અહા! આજે મારા ભાગ્યથી આ મોટી કાયાવાળો માણસ આવી ચડ્યો છે, તેથી આજે તો સર્વે ક્ષુધાતુરની સારી રીતે તૃપ્તિ થશે.' એમ કહી કરવત જેવા દાંતને વારંવાર પીસતો, મુખમાં રસનાને હલાવતો, ક્ષુધાથી આંખોને ફેરવતો અને દર્શનથી બીજાઓને ક્ષોભ કરતો એ રાક્ષસ હાથમાં ખડ્ગ લઈ અટ્ટહાસ્ય કરતો તેની આગળ આવ્યો. તેવામાં તો શરીર ઉપરથી વસ્ત્રને તજી દઇને તેને બીવરાવતો ભીમસેન લોઢાની ગદા લઇ પર્વતની જેમ શય્યા ઉપરથી ઊભો થયો અને બોલ્યો "હે રાક્ષસ! ઘણા દિવસનું લોકોને હણવાનું તારૂં પાપ આજે ઉદય આવ્યું છે, માટે ઇષ્ટદેવને સંભાર, હમણાંજ તું નથી એમ થશે." આવા આક્ષેપથી ધૈર્યને છોડી દેતો તે રાક્ષસ ક્રોધથી રાતો થઈ બીજા રાક્ષસોની સાથે દંડ ઉગામીને સામો દોડ્યો. ભીમસેન અને રાક્ષસના આઘાતથી પૃથ્વીઉપર એવો ક્ષોભ થયો કે જાણે સમુદ્રમાંથી ઉછળતું અને જળયંત્રથી છોડેલું જળ ઉછળે તેમ પૃથ્વી ઉછળવા લાગી. હસ્તલાઘવતાવાળા ભીમસેને મહા બળવડે તેનીસાથે બહુવાર સુધી યુદ્ધ કરીને પછી તેના મસ્તકપર ગદાનો ઘા કર્યો, એટલે તેનું મસ્તક અપક્વ પાત્રની જેમ ફૂટી ગયું. તેના અભિઘાતવડે ભૂમિપર પડતા એ મોટી કાયાવાળા રાક્ષસે પૃથ્વીને કંપાવી અને વૃક્ષોને પાડી દીધા. તે સમયે ભીમનાં મસ્તકપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ અને દેવતાઓનાં મુખમાંથી જય જય શબ્દના ધ્વનિ નીકળ્યા. આ ખબર સાંભળીને તે ગામનો રાજા અને લોકો અતિ હર્ષ પામી સર્વ જનને જીવિત આપનારા ભીમસેનને વધાવવા આવ્યા. આવા પરાક્રમથી અને જ્ઞાનીનાં વચનથી તે પાંડવ છે એવું જાણીને રાજા તેમને પ્રગટ કરીને સદા ભક્તિથી પૂજવા લાગ્યો. આવું મહા મોટું ઉત્કૃષ્ટ વિઘ્ન નાશ પામતાં લોકો સ્પષ્ટ ભક્તિથી પ્રત્યેક ચૈત્યમાં જિનેશ્વરની પૂજા અને સ્તુતિ કરવા લાગ્યા. પછી પાંડવો પ્રગટ થવાથી શત્રુવડે ઉપદ્રવ થવાનો સંભવ ધારીને રાત્રિએ તે નગર છોડી દ્વૈતવનમાં આવી ગુપ્તરીતે ઝુંપડી બાંધીને રહ્યા.

એકચક્રપુરમાં પાંડવો આવ્યા છે અને તેણે રાક્ષસનો વધ કર્યો છે એ વાત

દુર્યોધનના જાણવામાં આવતાં તે અંતરમાં ખેદ છતાં ઉપરથી હર્ષ બતાવવા લાગ્યો. દુર્યોધનનો તેવો ભાવ જાણી વિદુરે પ્રિયંવદ નામના એક સેવકને પાંડવોની પાસે મોકલ્યો. દ્વૈતવનમાં આવીને તેણે પાંડવોને અક્ષય સુખના કારણરૂપ વિદુરનો આ પ્રમાણેનો સંદેશો કહ્યો:—"વિદુરે કહ્યું છે કે દુર્યોધન તમને દ્વૈતવનમાં રહેલા જાણી કર્ણને લઇ ત્યાં આવશે, માટે મારી આજ્ઞાથી તમારે તે વન છોડી દેવું." તે સાંભળી દ્રૌપદી આકુળ વ્યાકુળ થઇને બોલી "તે પાપીઓ અદ્યાપિ આપણી ઉપર શું શું કરશે? સત્યતાથી રાજ્ય, દેશ, સેના અને ધન છોડી દીધાં તોપણ હજુ શું અધુરૂં રહેલું છે? હું તમને પાંચ પાંડવોને વરી તેથી મને ધિક્કાર છે! અને તમારા ક્ષાત્રને, વીર્યને અને શસ્ત્રગ્રહણને પણ ધિક્કાર છે! હે માતા! તમે વીરપત્ની છતાં આવા કલીબ[1] પુત્રોને જન્મ આપ્યો છે કે જેથી તે વખતે કૌરવોએ સભા વચ્ચે મારી તેવી વિડંબના કરી તેને પણ આર્યપુત્રોએ સહન કરી! અને આપણે રાજ્ય છોડી વનનો આશ્રય કર્યો, તથાપિ ધૃતરાષ્ટ્રના પુત્રો વૈરથી વિરામ પામતા નથી." આવાં કાંતા દ્રૌપદીનાં વચન સાંભળી ભીમસેન જાણે મૂર્ત્તિમાન્ વીરરસ હોય તેમ પોતાનો હાથ પૃથ્વીપર પછાડતો ઊભો થયો. અર્જુને મેઘની જેમ ઉર્જિત[2] ગર્જના કરીને ક્રોધથી હાથી, સિંહ અને અષ્ટાપદને પણ ક્ષોભ પમાડે તેવો ધનુષ્યનો ટંકાર કર્યો. જાણે તેમના પ્રતિબિંબ હોય તેવા નકુલ અને સહદેવ પણ રાતાં નેત્ર કરીને ખડ્ગને ઉછાળવા લાગ્યા. શત્રુરૂપ હસ્તીઓમાં સિંહ જેવા તેઓને ક્ષોભ પામેલા જોઇ ધર્મકુમારે કહ્યું "હે મહાવીરો! શાંત થાઓ, શત્રુઓને હરે તેવું તમારૂં બળ હું જાણું છું. યુદ્ધમાં ઉદ્યત થયેલા એવા તમારાથી મારૂં વચન મિથ્યા ન થાય માટે આપણા કબુલ કરેલા ઠરાવમાં બાકી રહેલો કાળ પૂરો થતાં સુધી રાહ જુઓ." આવી જ્યેષ્ઠબંધુની આજ્ઞા થતાં સર્વ અનુજો પાછા પોતાની પ્રકૃતિમાં સ્થિત થઇ ગયા. કારણ કે જ્યેષ્ઠમાસની આજ્ઞાથી નદીનો પ્રવાહ પણ અસલ સ્થિતિમાં આવે છે. યુધિષ્ઠિરે પ્રિયંવદને સામો સંદેશો કહી તેનું સન્માન કરી હૃદયમાં વિદુરનાં વચનો ધારી લઈને વિદાય કર્યો.

પછી પાંડવો દ્વૈતવનને છોડી ગંધમાદન પર્વતમાં રહેવા ગયા. ત્યાં આગળ ઇંદ્રકીલ નામનો પર્વત તેમણે જોયો. એટલે અર્જુન સમય આવેલો જાણી યુધિષ્ઠિરને જણાવીને તત્કાળ એકાગ્ર મને વિદ્યા સાધવા માટે તે ગિરિમાં ગયો. ત્યાં શ્રીયુગાદિ પ્રભુને નમી પવિત્ર થઈને મણિચૂડપ્રમુખ ખેચરો પાસેથી પ્રાપ્ત કરેલી વિદ્યાઓ સાધવાને

---

૧ નપુંસક ૨ મોટાસ્વરથી.

સ્થિર થયો. કમલાસનપર બેસીને ધ્યાન ધરતો અર્જુન મેરૂની જેવો નિષ્કંપ અને શ્વાસરહિત પાષાણની જેવો નિશ્ચળ થઈ ગયો. એક મને રહેલા તે અર્જુનને ભૂત, વૈતાળ, શાકિની, સિંહ, વ્યાઘ્ર અને હાથી વિગેરે કોઈ પણ પ્રાણી ધ્યાનથી જરા પણ ચલાયમાન કરી શકયા નહીં. યોગ્યસમયે સર્વ વિદ્યાદેવીઓ પ્રસન્ન થઈ તેની આગળ આવીને કહેવા લાગી 'અમે સર્વ તુષ્ટમાન થઈ છીએ, માટે વરદાન માગો.' અર્જુને ઉઠીને શરીરને ભૂમિસાથે લગાડી તેમને નમસ્કાર કર્યો, એટલે તે ઉજ્જવળ વિદ્યાઓ અર્જુનના શરીરમાં સંક્રમિત થઈ. વિદ્યા સિદ્ધ કરી અર્જુન પર્વતનાં મસ્તકપર બેઠો હતો, ત્યાં કોઇ શિકારીથી હણાતો એક વરાહ તેના જોવામાં આવ્યો. અર્જુને તેની પાસે આવીને કહ્યું 'અરે શિકારી! આમ કર નહીં; આ તીર્થમાં મારી દેખતાં આ વરાહને કેમ મારેછે? આ શરણરહિત નિરપરાધી ડુક્કરને મારેછે, તેથી તારૂં બળ, તારૂં જ્ઞાતાપણું અને તારૂં કુળ સર્વ વૃથા છે.' આવી રીતે તેણે તિરસ્કાર કરેલો શિકારી બોલ્યો 'રે પાર્થ! આ અરણ્યમાં સ્વેચ્છાથી વિચરતા એવા મને શામાટે વારેછે? આ વનવાસી જીવોનો કોઇપણ રક્ષક નથી; જો ક્ષાત્રબળથી તું રક્ષક થતો હોય તો રક્ષણ કર; તે ન્યાય છે.' તત્કાળ અર્જુને ક્રોધથી યમદંડની જેમ કોદંડ હાથમાં લીધું અને તેના ટંકારથી આકાશને પૂરી દીધું. તે શિકારીએ પણ હાથમાં ધનુષ્ય ગ્રહણ કર્યું અને પોતાની લાઘવતાથી કંકપત્ર બાણોવડે વૃક્ષોને પત્રરહિત કરી દીધાં. તેઓનાં બાણોનાં પૂરવડે દૂરથી પ્રેરેલા રેણુની જેમ પર્વતોનાં શિખરો દૂરથી આવી આવીને પરસ્પર અથડાવા લાગ્યાં. છેવટે તે માયાવી શિકારીએ અર્જુનના ધનુષ્યને હરી લીધું, એટલે અર્જુન ખડ્ગ લઈને પાંખોવાળા સર્પની જેમ તેની સામે દોડયો. તેણે ખડ્ગ પણ લઈ લીધું એટલે મહાપરાક્રમી અર્જુને સિંહનાદ કરીને દ્વંદ્વયુદ્ધને માટે તેને બોલાવ્યો. ક્રોધથી પરસ્પરના અંગે અંગને પીડતા તે બન્ને વીર જાણે મૂર્તિમાન્ રૌદ્ર અને વીરરસ હોય તેમ વિશ્વને ભયંકર થઈ પડ્યા. પછી અર્જુને હસ્તલાઘવતાવડે તેને ચરણથી પકડી વિજયધ્વજની પતાકાની જેમ આકાશમાં ઉછાળીને ફેરવ્યો. તત્કાળ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ, અને આગળ કુંડલથી મંડિત એવા કોઇ હર્ષ પામેલા દેવને પ્રગટ થયેલો તેણે જોયો. 'આ કોણ હશે?' એમ આશ્ચર્ય પામીને હૃદયમાં વિચારતા અર્જુનને તે સંતુષ્ટ થયેલા દેવતાએ કહ્યું 'હે પાર્થ! જય પામો, હું તમારી ઉપર સંતુષ્ટ થયો છું, માટે જે ઇચ્છા હોય તે માગો'. અર્જુન બોલ્યો 'જ્યારે સમય આવશે ત્યારે વરદાન માગીશ, પણ હાલ તો તમે કોણ છો તે જાણવાની મારી જિજ્ઞાસા છે, તે પૂર્ણ કરો.' આવાં અર્જુનનાં વચન સાંભળી હર્ષ પામેલા તે દેવે કહ્યું "પાર્થ! મારૂં વૃત્તાંત સાંભળો:—વૈ-

તાઢ્યગિરિની ઉપર તેના આભૂષણરૂપ **રથનુપૂર** નામે નગર છે. ત્યાં ઇંદ્ર નામે વિદ્યાધરનો રાજા છે. ઇંદ્રની જેમ દિક્પાલનો સમૂહ તેના ચરણકમળને સેવે છે. **વિદ્યુન્માલી** નામે એક તેને અનુજ બંધુ હતો, તે ઘણો ચપળ અને લોકોને પીડાકારી હોવાથી રાજાએ તેને નગરમાંથી કાઢી મૂક્યો. તે રોષે કરીને રાક્ષસના નગરમાં ચાલ્યો ગયો. ત્યાં **તલતાળ** નામના રાક્ષસોની સાથે તે મળી ગયો. પછી તેઓની મદદથી તેણે ઇંદ્રના દેશમાં બહુ પ્રકારના ઉપદ્રવો કરીને તેને અત્યંત ક્લેશ પમાડ્યો. તેમના આપાતના ભયથી કંપાયમાન થતા વિદ્યાધરો એવી રીતે નાસી ગયા કે જેથી તેઓ સ્પષ્ટમાર્ગને પણ જાણી શક્યા નહીં. છેવટે ઇંદ્રે કેવળજ્ઞાનીના બતાવવાથી તમને અહિં રહેલા જાણી તમને તેડી લાવવા માટે મને તમારીપાસે મોકલ્યો છે. હે પાર્થ! હવે આ રથમાં બેસો, આ કવચ, મુગટ અને ધનુષ્ય ગ્રહણ કરો, એ દુષ્ટ રાક્ષસોનો નિગ્રહ કરો અને જે ઇચ્છા હોય તે માગી લ્યો." તે સાંભળતાંજ અર્જુન ઉત્સાહથી મુગટ, કવચ, રથ અને ધનુષ્ય તથા ભાથાં સ્વીકારી ક્ષણવારમાં તે રાક્ષસના નગરમાં આવ્યો. રથના ધ્વનિની-સાથે રાક્ષસપુરમાં એવો કોલાહલનો ધ્વનિ થયો કે જેથી ગ્રહો, તારાઓ, ચંદ્ર અને સૂર્ય પણ ત્રાસ પામ્યા. પછી અંજનાચળના શિખર જેવા શ્યામ તે રાક્ષસો નગરની બહાર નીકળતાં જાણે નગરનાં પાપ બહાર નીકળતાં હોય તેવા દેખાવા લાગ્યા. તેમનીસાથે ઉજ્જવળ કીર્ત્તિવાળા અર્જુને યુદ્ધ કરવાનો આરંભ કર્યો. મહા ઘોર યુદ્ધ કરી તેઓનો સંહાર કરીને ધનંજયે[1] વૈતાઢ્યપર આવી હર્ષથી ઇંદ્રના ચરણમાં પ્રણામ કર્યો. ઇંદ્રે સામા ઉઠી એ જયવંત અર્જુનને આલિંગન કરીને આદરથી પોતાના અર્ધ આસનપર બેસાર્યો. ઇંદ્રનાં શાસનથી સર્વ લોકપાલોએ તેને નમસ્કાર કર્યો. પછી ઇંદ્રે પોતાના પુત્રની જેમ અર્જુનને દીવ્ય આયુધો આપ્યાં. ત્યાં અર્જુને ચિત્રાંગદને ધનુર્વેદ શીખવ્યો. કારણ કે **મહાપુરૂષોના મિત્રધર્મનું ફળ લેવા દેવામાંજ રહેલું છે.** પછી બંધુઓને મળવામાં ઉત્કંઠિત થયેલો અર્જુન ઇંદ્ર અને બીજા ખેચરોની આજ્ઞા લઇ વિમાનોથી આકાશને વ્યાપ્ત કરતો પુનઃ સ્વસ્થાનમાં આવ્યો. તેણે કુંતીમાતાને અને જ્યેષ્ઠબંધુઓને નમસ્કાર કર્યો, લઘુ બંધુઓને આલિંગન કર્યું અને દ્રૌપદીને દૃષ્ટિદાનથી પ્રસન્ન કર્યાં. ચિત્રાંગદ વિદ્યાધરે અર્જુનનું પરાક્રમ કહ્યું તે સાંભળી સૌ ખુશી થયા. પછી તેઓએ વિદાય કરેલો ચિત્રાંગદ ઇંદ્રરાજાપાસે ગયો અને તેમની દૃષ્ટિને અમૃતની વૃષ્ટિના જેવો થઈ પડ્યો.

આવી રીતે તેઓ સર્વ પૂર્ણ આનંદથી ત્યાં રહેતા હતા, તેવામાં એક દિવસ

---

૧ અર્જુનનું બીજું નામ છે.

આકાશમાંથી એક સુવર્ણકમળ તેમની વચમાં પડયું, તેને દ્રૌપદીએ ગ્રહણ કર્યું. તે સુવર્ણકમળની સાથે પોતાનાં મુખની સદૃશતાને જોતી દ્રૌપદી બે હાથે લઇ તેને સુંઘી હર્ષ પામીને ભીમસેનને કહેવા લાગી "પ્રિયનાથ ! આવાં પ્રિયકમળો કોઇ સરિતા કે સરોવરમાંથી મને લાવી આપો." તેની આવી ઇચ્છા થતાં તત્કાળ ભીમસેન ગજેંદ્રની જેમ ચાલતો અને પંચ નમસ્કારનું સ્મરણ કરતો તેવાં કમળ શોધવા વનમાં ગયો. તે સમયે વિપરીત ફળ બતાવતું યુધિષ્ટિરનું વામલોચન અને કુંતીનું દક્ષિણલોચન ફરકયું. તેથી તેને મોટાં અપશકુનરૂપ જાણી ધર્મપુત્રે બંધુઓને કહ્યું 'ભીમનો પરાભવ કરવા ઉદ્યત થાય તેવો કોઇ મારા જોવામાં આવતો નથી; તથાપિ મારૂં નેત્ર કાંઈક ભીમને માટે અમંગળ સૂચવેછે; માટે ચાલો ઉઠો, અનુચરની જેમ આપણે તેની પછવાડે જઈએ.' પછી ત્યાંથી ઉઠીને તેઓ સર્વ ઠેકાણે ધાટા વૃક્ષની ઘટામાં ફર્યા પણ નિર્ભાગી જેમ નિધિને મેળવી શકે નહીં, તેમ તેઓ કોઇ ઠેકાણે ભીમસેનને મેળવી શક્યા નહીં. આગળ જતાં તેઓ મોહથી મૂર્છા પામી પામીને પડવા લાગ્યા, ત્યારે તેઓએ હિડંબાનાં વચન સંભારીને, તત્કાળ તેનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાંજ હિડંબા ત્યાં આવી, અને તેઓને સર્વને પોતાને માથે બેસારી ભીમની પાસે લઇ ગઇ, અને પછી પોતે પોતાને ઘેર ગઇ. ભીમે પોતાના સહોદર બંધુઓને પેલા પદ્મ લાવવાને માટે સરોવર પાસે આવતાં માર્ગમાં પડેલી અડચણની વાર્ત્તા કહી. તે જાણવાથી સર્વને અતિઆનંદ થયો. પછી દ્રૌપદીની સુવર્ણકમળની ઇચ્છા પૂરવાને માટે ભીમસેન તે સરોવરમાં પેઠો. પેસતાંજ તે અદૃશ્ય થઈ ગયો. તેની પછવાડે અર્જુન પેઠો તો તે પણ અદૃશ્ય થયો; કેમકે **એક નેત્ર મીંચાતાં બીજું નેત્ર મીંચાઇજ જાયછે.** પછી યુધિષ્ટિર અને તેની પછવાડે નકુલ સહદેવ સરોવરમાં પેઠા, તો તે પણ અદૃશ્ય થઈ ગયા; કારણ **અંગનો એક પ્રદેશ ખેંચતાં સર્વ અંગ ખેંચાયછે.** શિકારી પ્રાણીઓથી ભરપૂર એવાં તે વનમાં કુંતી અને દ્રૌપદી પાંડવોને નહીં જોવાથી અને પોતે બે એકલીજ રહેવાથી આકુળવ્યાકુળ થઈ ખેદ પામવા લાગ્યાં.— હા દૈવ ! ત્રણ લોકમાં વીર, દેવ દાનવ અને રાક્ષસોથી પણ ક્ષોભ ન પામે તેવા એ પાંચે પાંડવો સિંહની જેમ ક્યાં ચાલ્યા ગયા હશે ? અહો ! પાંડવ જેવા વીરને પણ આવી વિપત્તિ આવેછે ! અહો ! દૈવનું ચરિત્ર સદા અવિચાર્યજ છે. કેટલીકવાર સુધી આવી રીતે રૂદન કરીને પછી વિચારવા લાગી કે અહિ ચિંતા કરવાથી કે રૂદન કરવાથી શું વળશે, માટે અત્યારે તો પરમાત્માનું ધ્યાન કરવું જોઇએ. એમ વિચારીને તેમણે પરમેષ્ઠીની સ્તુતિ તથા ધ્યાનમાં તત્પર થઈ કાયો-

ત્સર્ગ કર્યો. જાણે પુતળીઓ હોય તેમ કાઉસ્સગ ધ્યાને નિશ્ચળ રહેલી તે સતીઓને આઠ પહોર કષ્ટથી વીતી ગયા. બીજે દિવસે કિરણોથી અંધકારના સમૂહને દૂર કરનાર સૂર્યનો ઉદય થતાં આકાશમાંથી ઉતરીને પાંડવોએ વેગથી આવી માતાને નમસ્કાર કર્યો. એટલે કુંતી માતાએ કાયોત્સર્ગ પારીને, નમી રહેલા પુત્રોને કિંચિત્ ઉષ્ણ નેત્રાશ્રુવડે હર્ષથી નવરાવી દીધા. તેવામાં કોઈ સુવર્ણની છડીને ધરનારા છડીદારે આવી પાંડવોના શ્રેષ્ઠ ચરિત્રોના કહેવા વડે વિસ્મય ઉત્પન્ન કરતાં કુંતીને કહ્યું "હે માતા! કેવળજ્ઞાનનો ઉત્સવ કરવા માટે આ રસ્તેથી ઇંદ્ર જતા હતા, તેવામાં તમારી ઉપર આવતાં તેમનું વિમાન સ્ખલિત થઈ ગયું; તેથી તેનો હેતુ જાણવાનેમાટે ઇંદ્રે મને પ્રહિત નામના છડીદારને મોકલ્યો, મેં અહીં આવી તમો બંનેને જોઈને તેમને નિવેદન કર્યું, એટલે તમો બંને સતીનું પરમેષ્ઠી નમસ્કારરૂપ મહામંત્રનું ધ્યાનતેજ પોતાના વિમાનને સ્ખલિત થવાના હેતુભૂત જાણી ઇંદ્રે તમે શામાટે ધ્યાન કરોછો તે વિષે ચિંતવન કરી મને કહ્યું કે પાંચાલીના વચનથી પાંચે પાંડવો સુવર્ણકમળ લેવાને માટે જેમાં મોટા ઉરગ[1] સ્ફુરેછે એવાં આ સરોવરમાં પેઠા, તેથી તે સરોવરનો સ્વામી શંખચૂડ તેમને નાગપાશથી દૃઢ રીતે બાંધીને પાતાળમાં લઈ ગયો છે. અરે ધિક્કાર છે! ધિક્કાર છે! કે કોઈએ પણ તેને અટકાવ્યો નહીં. તે પાંડવોને માટે આ બન્ને સતીઓ પરમેષ્ઠીની સ્તુતિ અનેસ્મૃતિરૂપ ધ્યાન કરેછે, અને તેજ ખરેખરી રીતે આપણા વિમાનની મંદગતિ થવાનું કારણ છે; માટે મારી આજ્ઞાવડે તું પાતાળમાં જઈ શંખચૂડપાસેથી તેમને છોડાવી સતીઓનીપાસે લાવી તેમનું ધ્યાન મૂકાવ. આવો ઇંદ્રનો હુકમ થવાથી હું પાતાળમાં ગયો, અને તે નાગપતિને આક્ષેપથી કહ્યું 'રે શંખચૂડ! આ નિરપરાધી અને સ્ત્રીવગરના પાંડવોને તેં કેમ બાંધી લીધા છે?' તેણે કહ્યું 'મારા સરોવરમાંથી કમળ લેવાની તેઓએ ઇચ્છા કરી, તેથી મેં તેમને બાંધી લીધા છે.' પછી મેં તેને ઇંદ્રનો નિર્દેશ[2] કહી બતાવ્યો; એટલે તરતજ ઇંદ્રની આજ્ઞાથી શંખચૂડે તેમનો સત્કાર કરીને પોતાના રાજ્યાસન ઉપર બેસાર્યા. કેમકે **સુર, અસુર અને મનુષ્યોને ઇંદ્રની આજ્ઞા માન્ય છે.** તમારા ચરણકમળમાં ભ્રમરરૂપ પાંડવોએ તેનું રાજ્ય લેવામાં નિસ્પૃહ થઈ રણસંગ્રામમાં અર્જુનની સાંનિધ્ય કરવાની તેનીપાસે માગણી કરી. સર્પપતિએ તેમ કરવાનું અંગીકાર કરી અર્જુનને એક ઉત્તમ હાર, ધર્મકુમારને રત્નમય બાજુબંધ અને બીજાઓને હર્ષથી વિદ્યાઓ આપી. હે માતા! પછી તેણે મારી સાથે આ તમારા ન્યાયનિષ્ઠ પુત્રોને મોકલ્યા છે. હવે ઇંદ્રની અખંડ આજ્ઞાને પાળનારા મને સત્વર રજા આપો." પુત્રોના આવવાથી થયેલા હ-

૧ નાગ, સર્પ. ૨ હુકમ.

ભાગ્ય સમજવું. તે વખતેજ દક્ષિણ અંગના ફરકવાથી ભાવી અશુભને ચિંતવતી રાજિમતી બોલી 'સખિ ! અત્યારે મને અપશુકન થાય છે, તેથી આ નેમિનાથ જેવા પતિ મને પ્રાપ્ત થવા અતિ દુર્લભ છે.' સખી બોલી 'બ્હેન ! જિનેશ્વરના પ્રભાવથી તે અશુભ શાંત થશે. જો આ નેમિનાથ પ્રત્યક્ષ આવ્યા ! હવે સંદેહ શો કરે છે ?'

આ પ્રમાણે રાજિમતી તથા સખીઓ પરસ્પરે વાત કરે છે તેવામાં નેમિનાથ પ્રભુનો રથ વેગથી ઉગ્રસેનના મંદિરપાસે આવ્યો. તે અવસરે નિષ્કામ પ્રભુએ પ્રાણીઓનો કરૂણસ્વર સાંભળ્યો. વિવિધ જાતિનાં પશુઓ ઊંચાં મુખ કરીને પોતપોતાની ભાષામાં નેમિનાથ પ્રત્યે કહેવા લાગ્યાં કે 'ત્રણ જગત્‌નું રક્ષણ કરનાર હે સ્વામી ! અમારી રક્ષા કરો, રક્ષા કરો.' જો કે પ્રભુ સર્વ જાણતા હતા, તથાપિ તેમણે સારથિને પૂછ્યું કે 'આ પશુઓનો સમૂહ કેમ એકઠો કર્યો છે ? અને તે શા માટે કરૂણસ્વરે રૂવે છે?' સારથિએ નમન કરીને કહ્યું, 'સ્વામી ! યાદવો આ પ્રાણીઓને વિવાહમાં ભોજનને માટે લાવેલા છે, તે શું આપ નથી જાણતા ?' તેના કહેવાથી દયાળુ પ્રભુ અંતરમાં અત્યંત દુભાણા અને ચિંતવવા લાગ્યા કે "અહો ! આ સર્વ વિશ્વ તત્વાર્થની સમજ વગરનું છે, પરંતુ બંધુજનના સ્નેહપાશમાં બંધાઈ જઇને અમે પણ શું આવું અકૃત્ય આરંભીએ ? પ્રાપ્ત થતી વખત કિંચિત્ માત્ર સુખને માટે આવું કાર્ય કોણ કરે ? ક્ષણવાર પ્રકાશ મેળવવાને માટે અગ્નિથી પોતાનું ઘર કોણ બાળી નાખે ? માટે પાપકારી અને મુક્તિગૃહમાં જતાં આડી ભોગલરૂપ આ બંધુવર્ગના સ્નેહનું અને ઇંદ્રિયોના વિષયનું મારે કાંઈપણ પ્રયોજન નથી." આવું ચિંતવી પ્રભુએ સારથિને કહ્યું "રથના ઘોડા પાછા વાળ, હું માનવી સ્ત્રીને છોડી અનંત સુખની આપનારી મુક્તિ સ્ત્રીનેજ પરણીશ" રથને પાછો વાળતા નેમિનાથને જોઈ યાદવપતિ સમુદ્રવિજયે મનમાં ઉદ્વેગ લાવીને પોતાનો હાથી વચમાં નાખ્યો, અને કહ્યું, "હે મોટી બુદ્ધિવાળા વત્સ ! આવા ઉત્સવમય સમયમાં બંધુવર્ગને મહા દુઃખદાયી એવું આ શું આરંભ્યુ ? હે વત્સ ! આ તરફ મુખપર વસ્ત્ર રાખીને નેત્રમાં આંસુ લાવતાં તારી માતા શિવાદેવી રહેલા છે, તેમના મનોરથરૂપ વૃક્ષને ભાંગ નહીં." સમુદ્રવિજય આ પ્રમાણે કહે છે તેવામાં નેમિનાથને પાછા વળેલા સાંભળી ઉત્સુક થઇને રામ અને કૃષ્ણ પણ તેમના રથની આડા ફર્યા. બીજા સર્વ ભાઈઓ અને માતાઓ પણ ચંદ્રની ફરતા તારાની જેમ અને પુણ્યવાન્‌ને સંપત્તિઓની જેમ ત્યાં આવીને પ્રભુના રથને વીંટાઈ વળ્યા. પ્રભુના ચિત્તને હરનારા હોવાથી મોહરૂપી ચોરના અનુચરો હોય તેવા જણાતા તેઓથી વીંટાયેલા પ્રભુ પો-

તાના આત્માને મુક્તિમાર્ગમાં એક અંતરાય ઉત્પન્ન થયેલો માનવા લાગ્યા. શિવાદેવી અને સમુદ્રવિજયે કહ્યું "હે વત્સ ! તમે આ શું કરવા માંડયું ? પોતે અંગીકાર કરેલા કાર્યને છોડી દેવાથી અમને મોટું કલંક બેસે છે. હે પુત્ર ! તમે બાલ્યવયથી અમારા સર્વ મનોરથો પૂર્યા છે, તો હવે આ છેવટની શિક્ષાનો પરિગ્રહ કરીને અમારો ઉદ્ધાર કરો. અર્થાત્ પરણવાનું કબૂલ કરો." પ્રભુનો ભાવ નહીં જાણતા કૃષ્ણ બોલ્યો—"હે બંધુ ! આવા પવિત્ર ઉત્સવમાં તમને વૈરાગ્ય થવાનું શું કારણ છે ? વાત્સલ્યરૂપ અમૃતની નીક જેવા આ તમારાં માતાપિતા અને તેની પાસે રહેનારા અમે તમારૂં કલ્યાણ કરવામાંજ પ્રવીણ છીએ. વળી કમળ જેવા લોચનવાળી રાજિમતી પણ તમારી ઉપર અત્યંત રાગિણી છે, તે છતાં આવો ખેદ ફોગટ તમને કેમ પીડે છે ?" પ્રભુ બોલ્યા "હવે મને પિતા કે બંધુઓપર કાંઈપણ રતિ ઉત્પન્ન થતી નથી, આ સંસારરૂપ અરણ્યમાં રહેલા વિષયરૂપ શત્રુઓથી હું બીહું છું. એ વિષયો અનાદિ કાળથી આ સંસારમાં ભોગવ્યા છતાં વારંવાર નવા નવા લાગે છે, અને તેમાં અતૃપ્ત રહેનારા મૂઢમતિ પ્રાણી ભવમાં ભમ્યા કરેછે. જો તમે મારાપર વાત્સલ્ય ધારણ કરીને ખરેખરૂ મારૂ હિત ઇચ્છતા હો તો સંસારથી કાયર એવા મને દીક્ષા લેવાની સંમતિ આપો." પ્રભુની આવી સહેતુક વાણી સાંભળી યાદવમુખ્યો કાંઈપણ બોલી શકયા નહીં. નીચી ગ્રીવા કરીને ઊભા રહ્યા. તે સમયે સારસ્વત વિગેરે નવ જાતિના લોકાંતિક દેવતાઓ આવી પ્રભુને નમીને કહેવા લાગ્યા કે, **"હે દયાળુ સ્વામી ! તીર્થ પ્રવર્ત્તાવો."** તત્કાળ રથને છોડી દઇને પ્રભુ ઇંદ્રની આજ્ઞાથી દેવતાઓએ લાવેલા દ્રવ્યવડે સંવત્સરી દાન આપવા ઘરતરફ ચાલ્યા.

આ ખબર સાંભળી રાજિમતી જાણે વિદ્યુત્નો પ્રહાર થયો હોય તેમ અચેતન થઇને પૃથ્વીપર આળોટવા લાગી. સેંકડો સખીઓએ કરેલા ઉપચારથી મૂર્છારહિત થઈ, એટલે કેશ છુટા મૂકીને તે આ પ્રમાણે અત્યંત વિલાપ કરવા લાગી. "હે નાથ ! મારા પૂર્વોપાર્જિત ભાગ્યની મંદતાથી મેં તમને પ્રથમ દુર્લભ જ જાણ્યા હતા; પણ પછી વાકયથી મારો સ્વીકાર કર્યા છતાં છેવટે તમે આ સારૂ કર્યું નહીં. **સત્પુરૂષો જે કાર્ય બની શકે નહીં, તેવું કાર્ય કરવાને અંગીકારજ કરતા નથી, અને શુભ કે અશુભ જો અંગીકાર કર્યું તો પછી અવશ્ય પાળેજ છે.** હે સ્વામી ! જેવો રાગ મારી ઉપર કર્યો હતો, તેવો મુક્તિ ઉપર કરશો નહીં; કેમકે મારો ત્યાગ કરીને તો મુક્તિને પામશો, પણ મુક્તિનો ત્યાગ કરીને તો કાંઇપણ પામશો નહીં." આવો વિલાપ કરતાંજ રાજિમતીનું ભોગ્યકર્મ તુટી ગયું, અને સખીઓએ સાંત્વન કરીને તેનાં દુ:ખને કાંઈક નિવૃત્ત કર્યું.

પ્રભુએ જંગમ કલ્પવૃક્ષની જેમ એક વર્ષસુધી યાચકોને દાન આપ્યું. પછી અવધિજ્ઞાને દીક્ષા અવસર જાણી ઇંદ્રોએ હર્ષથી ત્યાં આવી જન્માભિષેકની જેમ પ્રભુનો દીક્ષાભિષેક કર્યો. પછી સુરાસુરોએ કલ્પેલી ઉત્તરકુરુ નામની શિબિકામાં પ્રભુ આરૂઢ થયા. સર્વ આયુધને ધરતા, ઇંદ્રોએ ચામરોથી વીંજાતા, પાછળ ચાલનારા કૃષ્ણ પ્રમુખ રાજાઓથી પ્રીતિવડે પૂજાતા, લોકોના સમૂહે જોવાતા, સુર અસુરોએ સ્તુતિ કરાતા, સ્વર્ગ, પાતાળ અને મૃત્યુલોકની સ્ત્રીઓનાં મુખથી જેના ગુણ ગવાઈ રહ્યા છે એવા, ત્રણ જગત્‌ને વિસ્મય પમાડનારા અને સર્વ આભૂષણોથી ભૂષિત થયેલા નેમિનાથ પ્રભુ રૈવતગિરિના **સહસ્રામ્ર** નામના ઉદ્યાનમાં આવ્યા. ત્યાં શિબિકામાંથી ઉતરીને પ્રભુએ આભૂષણાદિક તજી દીધાં, એટલે કૃષ્ણે ભક્તિભાવથી નમ્ર થઈ તેમની પ્રીતિને માટે તે લઈ લીધાં. જન્મદિવસથી ત્રણશે વર્ષ ગયા પછી શ્રાવણ માસની શુક્લ ષષ્ઠીએ દિવસના પ્રથમ પહોરે ચંદ્ર ચિત્રાનક્ષત્રમાં આવતાં, છઠ્ઠ તપ કરી, પંચ મુષ્ટિ લોચ આચરી પ્રભુ દીક્ષા લેવા તૈયાર થયા. લોચ કરેલા પ્રભુના કેશ ઇંદ્રે ક્ષીરસાગરમાં ક્ષેપવ્યા, અને પ્રભુની ભુજા ઉપર એક દેવદૃષ્ય વસ્ત્ર મૂક્યું. પછી ઇંદ્રે કોલાહલ શાંત કર્યો એટલે પ્રભુએ સામાયિક ઉચ્ચર્યું. તત્કાળ **મનઃપર્યય** નામે ચોથું જ્ઞાન પ્રભુને પ્રાપ્ત થયું. તેમની પછવાડે બીજા એક હજાર રાજાઓએ વ્રત લીધું. પછી ઇંદ્ર અને કૃષ્ણ પ્રમુખ રાજાઓ પ્રભુને નમન કરી પોતપોતાના સ્થાનકે ગયા. બીજે દિવસે નજીકના ગોષ્ટની અંદર **વરદત્ત** બ્રાહ્મણને ઘેર પ્રભુએ પરમાન્નથી પારણું કર્યું. ત્યાં દેવતાઓએ પાંચ દિવ્ય પ્રગટ કર્યાં. પ્રભુએ કર્મનો ક્ષય કરવા માટે ત્યાંથી બીજે વિહાર કર્યો. વ્રત લીધા પછી ચોપન દિવસ ગયા ત્યારે પ્રભુ સહસ્રામ્ર વનમાં પાછા આવી વેતસાશ્રયને પ્રાપ્ત થયા. ધ્યાનમાં રહેલા પ્રભુને આશ્વિનમાસની અમાવાસ્યાએ ચંદ્ર ચિત્રાનક્ષત્રમાં આવતાં ઘાતિકર્મનો ક્ષય થઇને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તત્કાળ ઇંદ્રો આસન ચલિત થવાથી હર્ષવડે ત્યાં આવ્યા. તેઓએ સમવસરણ રચ્યુ, જેને પ્રભુએ નિવાસ કરીને દીપાવ્યુ. ઉદ્યાનપતિએ દ્વારકામાં આવી કૃષ્ણને પ્રણામ કરી જણાવ્યુ કે શ્રીનેમિનાથને કેવળજ્ઞાન ઉત્પન્ન થયેલું છે. તેને ઉચિતદાન આપી દશે દશાર્હ, માતા, બંધુ, અંગના અને પુત્રોની સાથે કૃષ્ણ ઉત્સવસહિત ગિરનાર ઉપર આવ્યા. ત્યાં પ્રભુને પ્રદક્ષિણા કરી, નમી અને સ્તુતિ કરી ઇંદ્રની પછવાડે યોગ્ય આસને બેઠા. બીજા પણ દેવો ભક્તિથી પોતપોતાના ભુવનમાંથી ત્યાં આવી એક બીજાની સમૃદ્ધિના યોગથી સ્પર્ધા કરતા પોતપોતાના સ્થાને બેઠા.

## અંબિકાનું ઉપાખ્યાન.

અત્ર પ્રસંગોપાત્ શ્રીનેમિનાથના શાસનરૂપ પવિત્ર મેઘમાં વિદ્યુત્‌ની પ્રભા-જેવી કૂષ્માંડિકા દેવીનું વિઘ્નને નાશ કરનારૂં ચારૂ ચરિત્ર કહેવામાં આવેછે. શ્રી-નેમિનાથનાં ચરણકમળમાં ભમરીરૂપ, મનોરથ પૂરવામાં કામધેનુ જેવી, લોકોને ખરેખરી અંબા ( માતા ) તુલ્ય અને શ્રેષ્ઠ આમ્રફળની લુંબી જેણે હાથમાં ધારણ કરી છે એવી યોગીશ્વરી અંબાદેવી સુખને માટે થાઓ.

સિદ્ધાચળ અને ઉજ્જયંત ( ગિરનાર ) રૂપ બે મસ્તકવાળો અને સર્વ દે-શના આભરણરૂપ સુરાષ્ટ્ર નામે દેશ છે, જે ભૂમિ તથા સ્વર્ગનો જય કરવાથી પા-તાળને નીચે કરીને બીજા સર્વ તીર્થમાં નિર્મળ મોતીરૂપ જણાય છે. ત્યાં રહેલા શ્રી રૈવતાચળના દક્ષિણ ભાગમાં દાક્ષિણ્યતાથી અને ન્યાયથી રક્ષિત થયેલું, અને સમૃદ્ધિવડે કુબેર ભંડારીની જેવા મનુષ્યોથી ભરપૂર કુબેર[1] નામે એક ઉત્તમ ન-ગર છે. જ્યાં ઊંચા મહેલમાં રહેતા ગૃહસ્થોના પસીનાના જળને યક્ષનદીના જ-લકણને વહન કરતો શીતળ પવન અને જરા ચપળ થતાં કદળીનાં પત્રો સ્વય-મેવ વિલય કરેછે, જ્યાં આશ્ચર્યના અવલોકનથી લોકોનાં નેત્રરૂપી કમળો જેમાં વિકાસિત થયેલાં છે એવાં કમળવનો છે, શત્રુઓની શ્રેણીને નાશ કરનારો કિલ્લો છે, પાપને પ્રલય કરનાર પ્રાસાદો છે, અને પ્રત્યેક ચૈત્યમાં અર્હંતની ચિત્રમય પ્રતિમાને ભક્તિથી સેવી અશુભ કર્મનો ઘાત કરીને લોકો લક્ષ્મીસંબંધી ષટ્કર્મ-નાં સુખ યુક્તિથી મેળવે છે; તે નગરનું ઇંદ્રના યશ જેવા મનોહર ગુણવાળા, શત્રુ-રૂપી ગજેંદ્રને વિદારવામાં સિંહ જેવા, યત્નવગર ઇચ્છિત અર્થને પૂરનારા અને યાદ-વવંશમાં રત્નરૂપ કૃષ્ણ રાજા પાલન કરતા હતા. તે કુબેર નગરમાં ઘણા ગુણોથી શોભતો, પોતાના ષટ્કર્મ સાધવામાં પૂર્ણ કામના ધરતો, જિનચરણના સ્મરણ-રૂપ કિલ્લાથી બાર વ્રતરૂપ લક્ષ્મીનું રક્ષણ કરતો, ' આ જગત્‌માં ત્રણ રત્નનો આ-ધાર ધર્મજ છે ' એમ જણાવવાને તેના ચિન્હરૂપ ત્રણ સૂત્રની યજ્ઞોપવિતથી અં-ગમાં સુશોભિત રહેતો, મુનિઓના કહેલા સુભાષિતરૂપ અમૃતથી બોધ પામેલો અને અદ્ભુત તેમજ મનોહર વિદ્યાને ધારણ કરતો દુર્દૈવભટ્ટ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેને વાદીઓની વિદ્યાને ન્યૂન કરનારો, દેવલા નામની તે ભટ્ટની સ્ત્રીના ઉદરરૂપ સરોવરમાં હંસ જેવો અને પોતાના ગુણોથી લોકપ્રિય થયેલો સો-મભટ્ટ નામે બુદ્ધિનો ભંડાર પુત્ર થયો હતો. તે પુત્રને પોતાના મુખચંદ્રથી ચં-

---

૧ કોડીનાર સભવે છે.

દ્રના બિંબનો તિરસ્કાર કરનારી, બિંબ જેવા અધરવાળી, શીલધર્મને આરાધનારી, પતિના સુખનું સ્થાન અને અસત્યને છોડનારી **અંબિકા** નામે સ્ત્રી હતી. લક્ષ્મી ચપળ છે, સરસ્વતી માત્ર વાણીમાં ફલવતી છે, ચંદ્રની લેખા કુટિલ અને આકાશમાં રહેલી છે અને ઇંદ્રાણીને શોક્યોનું સાલ છે, તેથી એ સારા આચરણવાળી અંબિકાને કોની ઉપમા આપીએ! અનુક્રમે સોમભટ્ટનો પિતા દુર્દૈવભટ્ટ સ્વર્ગમાં ગયો, તેની સાથે સોમભટ્ટનો જૈન ધર્મ પણ સ્વર્ગમાં ગયો. ઉદાર બુદ્ધિવાળી અંબિકા તેની સંગતિથી ભદ્રિક ભાવને ધારણ કરવા લાગી.

એક વખતે તે દુર્દૈવભટ્ટનો શ્રાદ્ધનો દિવસ આવ્યો. સૂર્ય ગગનના મધ્યભાગે આવ્યો હતો; તે સમયે માસોપવાસથી કર્મની હવેલીઓને તોડનારા બે મુનિ સોમભટ્ટને ઘેર આવી ચડયા. તપ અને ક્ષમાથી સૂર્ય ચંદ્ર જેવા, કર્મરૂપી મહારોગની ચિકિત્સા કરવાથી અશ્વિનીકુમાર જેવા અને ગુરૂ અને બુધની જેમ વિબુધોને સેવવા યોગ્ય એવા તે મુનિઓને જોઈ અંબિકા હર્ષ પામી. અનંત ભક્તિથી તે મનમાં વિચારવા લાગી કે આજે પર્વ દિવસે મારા અગણ્ય પુણ્યથી ક્ષમારૂપ સરિતાના પર્વતરૂપ આ બે મુનિઓએ મારા ગૃહના આંગણાને અલંકૃત કર્યું છે. આજે મારે સુખકારી પર્વ થયું, અસંખ્ય સુખને આપનાર ઘણા પુણ્યની પ્રાપ્તિ થઈ, અને આ મુનિના દર્શનથી ક્ષીરસાગરમાં ધોવાણા હોય તેમ મારાં બે નેત્ર પવિત્ર થયાં. અત્યારે મારી અનાર્ય સાસુ ઘેર નથી, દાન આપ્યાવિના મારૂં ચિત્ત પ્રસન્ન થતું નથી અને ઘરમાં શુદ્ધ ધાન્ય પણ છે, માટે આ મુનિઓને પ્રતિલાભિત કરૂં. આવો વિચાર કરી હર્ષના ભારથી નેત્રમાં અશ્રુ અને અંગપર રોમાંચ ધારણ કરતી અંબિકા આસન ઉપરથી ઊભી થઈ, અને હાથમાં અન્ન લઇને ભક્તિથી મુનિ પ્રત્યે કહેવા લાગી 'હે મુનિરાજ! કૃતાર્થ અને ઉત્તમ પ્રકૃતિવાળા તમે મારા પૂર્વ સુકૃતથી અહીં પધાર્યા છો, માટે કૃપા કરીને આ અન્ન ગ્રહણ કરો, જેથી હું પવિત્ર પુણ્યવતી થઉં.' તેના ચિત્તની અને અન્નની શુદ્ધિ જોઇને પૂજાપાત્ર મુનિએ તેની પાસે પાત્ર ધર્યું, એટલે અંબિકાએ હર્ષથી ઉત્તમ ગતિનું જાણે બીજ વાવતી હોય તેમ તેમાં અન્ન વહોરાવ્યું. બન્ને મુનિએ હર્ષ ધરીને બળથી પાપરૂપ હાથીને મારવામાં સિંહ જેવો ધર્મલાભ કહ્યો, જેથી સિંહની જેમ અંબિકાને [1]મુક્તાની પ્રાપ્તિનો લોભ વધ્યો. પછી બંને મુનિ તેના ઘરમાંથી ચાલ્યા ગયા,

---

૧ સિંહ હાથીને મારે એટલે તેના માથામાથી મુક્તાફળ નીકળે છે, તેમ પાપરૂપ હાથીને મારનાર ધર્મલાભરૂપ સિંહથી અંબિકાને મુક્તા–એટલે મુક્તિનો લોભ વધ્યો.

પણ પુણ્યરૂપ મોતીની છીપ જેવી તેની મનોવૃત્તિમાંથી ચાલ્યા ગયા નહિ. ધર્મથી પાપનો નાશ થતાં શુભ પરિણામને લીધે ત્યારથી અંબિકા ગૃહકાર્યમાં મંદ થઈ ગઈ. અંબિકાએ આપેલું આ મુનિદાન જોઇને જાણે મૂર્ત્તિમાન્ કૃત્યા હોય તેવી કોઈ તેની કલહપ્રિયા પાડોશણ તત્કાળ ઊંચો હાથ કરતી પોતાના ઘરમાંથી બહાર નીકળી. મુખ વાંકું કરી અને નેત્રકમળ રાતાં કરી વચનથી લોકોને ત્રાસ પમાડતી એ સ્ત્રી પોતાના હાથને કટી ઉપર પછાડી ક્રોધાર્ત થઈને કહેવા લાગી. " હે વધુ ! આ તારી સ્વતંત્રતાને ધિક્કાર છે ! તેં વસ્તુવિષે પણ કાંઈ વિચાર કર્યો નહિ, જે હવ્ય[1] કવ્ય[2] આપ્યા વગર આ મુનિને ધાન્ય આપ્યું. આ તારો અન્યાય છે. તારા ઘરમાં સાસુ નથી અને તું આ વૈશ્યકુળને યોગ્ય એવું આચરણ કરેછે, તે યુક્ત નથી. અદ્યાપિ પિતૃઓને અને બ્રાહ્મણોને પણ પિંડપ્રદાન થયું નથી, તો ત્યાંસુધી તેનું કાંઈ ભોગ્યાદિક થાય જ નહિ. માટે આ તારો સ્વેચ્છા વિહાર છે. " આ પ્રમાણે ઘેલી હોય તેમ ઊંચે સ્વરે બોલતી તે પાડોશણે નજીકના ઘરમાંથી તેની સાસુને બોલાવી જગત્‌ને પીડાકારી વાત્યા ( મોટા વાયુ ) જેમ ધૂમાડાની શ્રેણીને વધારે, તેમ અંબિકા વધૂની બધી વાર્ત્તા વધારીને કહી. સાસુએ અંબિકાને કહ્યું, " અરે વધૂ ! દયાનો આધાર થઈ તેં જે મુનિને અન્ન આપ્યું, તે સારૂં કર્યું નથી. હું છતાં તારી સત્તા કેમ ચાલી શકે ? ' નિષ્પાપ ચિત્તરૂપી ભરેલો સાગર જ સુખને માટે થાયછે.' " તે વખતે પોતાની સાસુ અને પાડોશણ એ બંને સ્ત્રીઓની વચ્ચે રહેલી અંબિકા મેઘમાળા અને રાહુની છાયા વચ્ચે રહેલી ચંદ્રકળાની જેમ કૃશ થઈને હૃદયમાં કંપવા લાગી. એ સમયે પેલો અસૌમ્ય વૃત્તિવાળો સોમભટ્ટ પણ બ્રાહ્મણોને બોલાવીને ઘેર આવ્યો. તેણે પોતાની માતાની અને પાડોશણની બંનેની વાર્ત્તા સાંભળી કોપ પામીને પોતાની પ્રિયાનો ઘણો તિરસ્કાર કર્યો. તે જોઈ તે અંબિકાના અભિમાની પુત્રોએ તેને કેટલાંક વચન કહ્યાં, તેથી તે પોતાના બે પુત્રોને લઇને મનમાં મુનિનું આપ્તવચન સંભારતી દીનમુખે ઘરમાંથી ચાલી નીકળી. તે મનમાં ચિંતવવા લાગી કે મેં કદિપણ સાસુ સસરાની આજ્ઞા ઉલ્લંઘન કરી નથી, સદા ભક્તિથી પતિનું હિત કરેલું છે, અને સુખરહિત થઈ નિર્વિકારપણે ઘરનું સર્વ કામકાજ કરૂંછું, વળી આજે પવિત્ર પર્વનો દિવસ ધારી મુનિઓમાં મુગટ સમાન એ મુનિને સર્વના શ્રેયને માટે મેં દાન આપ્યું છે, તે છતાં તેઓ ફોગટ મને આવી રીતે હેરાન કરે છે. પુત્રોએ આપેલા પિંડાદિકથી જો મરેલા પ્રાણીઓ પ્રસન્નતાને પામતા હોય તો સુકાઈ ગયેલું વૃક્ષ જળના સિંચનથી પુનઃ નવપલ્લવોથી

---

૧ દેવતાને જે અપાય તે હવ્ય ૨ પિતૃઓને જે અપાય તે કવ્ય.

કોમળ થવું જોઈએ. મિથ્યાત્વમાં મૂઢ એવા આ લોકો મારા શુભપાત્રના દાનને નિંદે છે. કારણ કે રાત્રિએ અંધ થતા નેત્રરોગી લોકો સૂર્યના મંડળની નિંદા કરે છે; અથવા તે વિષે મારે વિશેષ પ્રલાપ કરવો તે વૃથા છે, કારણ કે આ મારા શુભ કર્મનો લાભજ મને પ્રાપ્ત થયેલો છે. કેમકે અત્યારથી અવશ્ય મારે ગૃહવાસનું દાસીપણું નાશ પામી ગયું છે. માટે હવે તો આ સંસારસાગરમાં તે પવિત્ર મુનિનું મારે શરણ હો. હવે હું શ્રીરૈવતાચળપર જઈ શ્રીજિનેશ્વરને ઈષ્ટદેવ ધારી કુકર્મની હાનિને માટે નિત્ય તપસ્યા કરૂ. આવો અંતરમાં વિચાર કરી એક પુત્રને કટિઉપર અને એકને હાથમાં લઈ, શોક છોડી દઈ, પ્રભુના ચરણકમળના સ્નેહથી[1] જેના હૃદયમાં ભક્તિનો દીપક બુઝાતો નથી એવી અંબિકા અચળ નિશ્ચયથી પેલા બંને મુનિનું અને તે ગિરિનું ચિત્તમાં સ્મરણ કરતી ગૃહવાસના બંધને સર્વથા તજી દઇને જાણે નિઃશ્વાસ બળવાળી અબળાથી પ્રેરાયેલી હોય તેમ ત્યાંથી આગળ ચાલી. દુઃખથી આકુલ અને પૃથ્વીપર નેત્ર રાખીને ચાલતી અંબિકા થોડેક દૂર ગઇ, એટલામાં અસ્પષ્ટ વર્ણ બોલતો અને શરીરમાં વિવર્ણ થઈ ગયેલો જે બાળપુત્ર કટિઉપર તેડયો હતો તે રોવા લાગ્યો. અતિ તૃષા લાગવાથી તે શિશુ મુખમાં લાળ અને નેત્રમાં અશ્રુ ધરી 'પાણી પાણી' કહી પોકારવા લાગ્યો. ત્યાં બીજો પુત્ર જે શુભંકર હતો તે ઊંચા હાથ કરી ગ્લાનિ પામીને બોલ્યો–'હે માતા! મને ભોજન આપ.' બંને બાલકોના કરૂણા ભરેલા રૂદનથી અંબિકાને પાછો નવીન શોક ઉત્પન્ન થયો. અને જાણે તે બાળકોએ અંદર પેશીને પ્રેરણા કરી હોય તેમ તેનાં લોચનમાંથી પણ અશ્રુ પડવા માંડયાં. પછી તે ચિંતવવા લાગી કે–"આ વનમાં રહી ઘર, અર્થ, પતિ, સુખ, સંબંધીવર્ગ અને આ દેહની ઉપરની સ્પૃહાને પણ તજી દઈ, મુનિના વાકયના સારથી શોકને પણ ભૂલી જઈ, જિનચરણની સેવાને માટે હું તત્પર થઇ છું. પરંતુ આ મારા મુગ્ધ બાળકો ક્ષુધા અને તૃષાથી શોક કરેછે, તેઓ સમયને જાણતા નથી, તેથી તે બાળકો તેના પેહેલાં આવા ઉત્સુકપણાથી મારા પ્રાણનોજ નાશ કરશે. મારા પુત્રને જોઈતી વસ્તુ આપવાને અસમર્થ અને અશુભ કર્મ કરનારી એવી મને ધિક્કાર છે. હે પૃથ્વીમાતા! મારી ઉપર પ્રસન્ન થા, અને મને છિદ્ર આપ, કે જેથી હું તેનો આશ્રય કરીને દુઃખ મુક્ત થઉં. હે સ્રષ્ટા! અગ્નિથી થયેલી હોઉં તેમ તમારી સૃષ્ટિને અયોગ્ય એવી મને કેમ સરજી? હે દુઃખો! તમે સર્વે એક કાળેજ આવ્યાં છો, કેમકે આ તમારો પણ સમય આવ્યો છે. અથવા આ અરણ્યમાં

---

૧ સ્નેહનો બીજો અર્થ તેલ થાય છે, તેલથી દીપક બુઝાય નહી તે સંભવિત છે

મારૂં રૂદન વૃથા છે, અસાતાના ઉદયથી જે કર્મ ભોગવવાનાં હશે તે ભોગવવાંજ પડશે, તેથી હવે તો શ્રીજિનેશ્વરના ચરણમાં ભ્રમરીરૂપ થઈને જે સર્વ પડે તે સહન કરૂં." આ પ્રમાણે ચિંતવી નિઃશ્વાસના પવનથી પાર્શ્વભાગના વૃક્ષોને કંપાવતી અંબિકા જરા નીચે બેઠી. એટલામાં તેણે પોતાની આગળ સ્વચ્છ જળે ભરેલું અને કમળોવાળું એક પવિત્ર સરોવર દીઠું. અને તે સમયેજ પડખેથી ભમરાના ઝંકારસાથે કોકિલાના શબ્દો જેમાં થઈ રહેલા છે એવા બે આમ્રવૃક્ષોએ પાકવાથી પીળી થઈ ગયેલી ફળોની લુંબ તેના હાથ ઉપર નાખી. તરતજ અંબિકાએ સરોવરનું જળ અંજલિમાં લઈ બાળકોને પાયું અને આમ્રફળ ખવરાવ્યાં. મુનિદાનનું તાત્કાલિક આવું ફળ જોઈ તેણે આદરપૂર્વક ધર્મઉપર વિશેષ પ્રીતિ કરી.

અહીં ઘેર અંબિકાની સાસુ કોપથી અંબિકાને અનેક પ્રકારના શ્રાપ આપતી, ચિત્તમાં પ્રથમના અન્નને ઉચ્છિષ્ટ માનીને નવું અન્ન નિષ્પન્ન કરવાને માટે ઘરમાં આવી. ત્યાં તો સ્પર્શમણિથી લોઢાંની જેમ તે બંને મહાશય મુનિના સ્પર્શથી તે મુનિ જેના ઉપર બેઠેલા તે આસનો સુવર્ણમય થયેલાં અને સર્વ પાત્રો અન્નથી પૂર્ણ ભરેલાં જોઇ તે અત્યંત ખુશી થઈ. તે સમયે આકાશમાં વાણી થઈ કે "રે ચંડી! અરે ક્રોધી સ્ત્રી! તેં મૂઢ થઈને અંબિકાને કોપિત કરી છે, પણ તેમાં તારો દોષ નથી. કારણ કે તું એક રાંક બ્રાહ્મણની પુત્રી છે, તેથી તેવા દાનના ફળને યોગ્ય તારૂં ઘર નથી. કેમકે તેણે જે અન્નદાન આપ્યું છે, તેના સુખકારી ફળનો માત્ર અંશજ મેં તને બતાવ્યો છે, પણ જેનો પુણ્યકારી અદ્ભુત વૈભવ છે એવી એ અંબિકાને તો તેના પરિણામમાં સુરેંદ્રને પણ પૂજવા યોગ્ય એવું ઉત્તમ સ્થાન પ્રાપ્ત થશે." આવી આકાશવાણી સાંભળીને જાણે ભય પામી હોય તેમ અંબિકાની સાસુ ઘરની બહાર નીકળી પુત્રને કહેવા લાગી કે, "રે પુત્ર! અહી ઘરમાં ધનધાન્યની સંપૂર્ણ રચના થઈ ગઈ છે તે જો, અને હવે એ વધૂને અંગીકાર કર. હે વત્સ! તું ત્વરાથી જઈ પ્રાર્થના કરીને મારી પ્રીતિને માટે એ વધૂને પાછી લઈ આવ અને તેનું સન્માન કર. મૂર્ત્તિવિનાના દેવાલયની જેમ હવે તેનાવિના મારૂં ઘર અને હૃદય મને શૂન્ય લાગે છે." આ પ્રમાણે માતાના મુખથી વાણી સાંભળી તેના સ્નેહ અને મોહથી ઉત્સુક થયેલો સોમદેવ ચંદ્રિકાને માર્ગે સમુદ્રના પૂરની જેમ તેને પગલે પગલે વેગથી ચાલ્યો. આગળ જતાં વનમાં તેણે બે કરમાં પુત્રોને અવલંબીને ફરતી અદ્ભુત પ્રભાવવાળી અંબિકાને જોઈ. એટલે તેણે અસ્ફુટવર્ણે કહ્યું, 'બાલે! એક ક્ષણવાર મારી રાહ જો, હું આવું છું.'

સ્ખલિત થતી નદી, વૃક્ષ અને કોટરની અંદર તેનો આવો પ્રતિધ્વનિ સાંભળીને આગળ ચાલતી અંબિકાએ મુખકમળ વક્ર કરીને જોયું, ત્યાં તો તેણે સોમદેવભટ્ટને પોતાની પાછળ આવતો જોયો. એટલે તે વિચારવા લાગી કે—"અરે! અગ્નિને પવનની જેમ મારા કોઈ અકારણ વૈરીએ પ્રેરેલો આ સોમદેવ ક્રોધ કરીને મારી ઉપર આવે છે. હવે આ વનમાં હું કોનું શરણ લઇશ. એ નિર્દય પુરૂષ હમણાંજ મને બળાત્કારે પકડીને મારથી હેરાન કરશે. અહીં કોઇ પણ મારો ત્રાતા નથી, અનાથ અને આકાશમાંથી પડેલની જેમ અહીં હું એકલી શું કરીશ? અથવા અહીંથી જઇને ગૃહસ્થાવાસમાં દાસવૃત્તિએ રહી મારે જીવવાની ઇચ્છા શામાટે રાખવી? મેં મુનિદાનવડે જે પુણ્યદ્રવ્ય ઉપાર્જન કરેલું હોય, તેજ મારે પરલોકના પ્રયાણમાં ઉપયોગી થાઓ. આ ક્રૂર પુરૂષ કદર્થના કરીને મને મારશે તો તે પેહેલાં હું મારા પ્રાણને સ્વેચ્છાથી છોડી દઉં." એવો વિચાર કરી પડીને મરવાની ઇચ્છાએ તે કોઈ મોટા કુવાના કાંઠાઉપર આવીને ઊભી રહી. પછી તે વિચારવા લાગી કે—"મુનિદાનના પ્રભાવથી શ્રી જિનેંદ્રના ચરણ, સિદ્ધ, પાપના ભારને હરનારા તે બે મુનિ, અને દયાના ઉદયવાળો ધર્મ—તેનું મારે શરણ થાઓ. બ્રાહ્મણ, દરિદ્રી, કૃપણ, ભિલ્લ, મ્લેચ્છ, કલંકી, અને અધમ કુળમાં તેમજ અંગ, બંગ કુરૂ, કચ્છ અને સિંધુ વિગેરે દેશમાં મારો જન્મ થશો નહીં. યાચકપણું, મૂર્ખપણું, અજ્ઞાનીપણું કૃપણપણું, મિથ્યાત્વ, સેનાપતિપણું, વિષ, અસ્ત્ર તથા મદ્યાદિ રસ પદાર્થોનો વ્યાપાર અને પ્રાણીઓનો ક્રયવિક્રય મને કોઈ ભવાંતરમાં પ્રાપ્ત થશો નહીં. આ દાનના પ્રભાવથી દેવ, ગુરૂ અને ધર્મ—એ ત્રણ રત્નોને જાણનારા, દેવના પૂજનારા, દાતાર, અધિકારી, ધનાઢ્ય, અને શુભ અશુભને ઓળખનાર એવા કુળમાં તથા સૌરાષ્ટ્ર, મગધ, કીર, કાશ્મિર, અને દક્ષિણ દિશાના દેશમાં મારો જન્મ થજો. તેમજ મને ધનાઢ્યતા, દાતૃતા, આરોગ્યતા અને ઇંદ્રિયોનું સંપૂર્ણપણું પ્રાપ્ત થજો, અને પ્રાણીપર અનુકંપા, આર્ત્તજનની રક્ષા અને યોગનો આશ્રય મળજો." આવી રીતે સત્યાશ્રય કરી, શ્રી જિનેશ્વરનાં ચરણકમળમાં પોતાનું ચિત્ત જોડી, સાહસથી જેનું અંગ શોભિત છે એવી તે અંબિકાએ બે પુત્રોની સાથે સહસા તે કુવામાં ઝંપાપાત કર્યો. તત્કાળ બીજા વેષમાં આવેલી નહીં હોય તેમ તે અંબિકા મનુષ્યદેહ છોડી દઈ, દેહની કાંતિથી કિરણોને વિસ્તારતી અને બંને પુત્ર સાથે આનંદી મુખકમળ ધરતી વ્યંતર દેવોને સેવવા યોગ્ય દેવી થઈ. તેને કુવામાં પડતી જોઇને 'નહિ નહિ' એમ પોકાર કરતો સોમદેવ જેવો કુવાપાસે આવી પહોંચ્યો, તેવામાં તો પુત્રસહિત જેના અંગાવયવ વિશીર્ણ થઈ ગયા છે એવી અંબિકાને તેણે કુવામાં પ-

ડેલી જોઈ, તેથી તે ઘણો ખેદ પામ્યો. પછી કહેવા લાગ્યો કે "અહા! હે બાલા! કોપને વશ થઈને આ તેં અકાળે શું કર્યું? કદિ જડ જેવો હું આ કામ કરૂં; પણ તેં વિદુષી થઇને આ શું કર્યું? હે માનિનિ! તારાવિના નિષ્ફળ એવું આ કલંકી જીવિત હવે શા કામનું છે? હું નિર્ભાગી અને હતાશ[1] ઘેર જઇને સ્વજનોને મુખ શી રીતે બતાવું? સ્ત્રી અને પુત્રનાં મૃત્યુથી દુઃખી થયેલા મને હવે મૃત્યુજ સુખકારી છે. કેમકે જ્યારે સર્વનો નાશ થવા બેઠો, ત્યારે હવે સર્વ નાશ પામો." દુઃખથી આતુર થયેલા તેણે આપ્રમાણે વિચારીને તે અંબિકાનેજ સંભારતાં તેજ કુવામાં ઝંપાપાત કર્યો, જેથી તત્કાળ મૃત્યુ પામીને તે અવધિજ્ઞાનને ધરનારો અને અંબિકાનું સિંહરૂપે વાહન થનારો દેવ થયો. સિંહવાહની અંબિકા બે પુત્રથી પૂર્ણ હર્ષવડે ઉજ્જવલ જણાતાં હતાં, તત્કાળ ઉત્પન્ન થયેલા આમ્રવૃક્ષપર મધુરશબ્દ કરતી કોકિલની શ્રેણીને જોવામાં પ્રીતિવાળાં હતાં, ઉદય પામતા સૂર્યનાં કિરણોના જેવી કાંતિથી બીજા દેવતાની પ્રભાને હરી લેતાં હતાં, મુખ ચંદ્રનાં કિરણો હોય તેવાં શ્વેત વસ્ત્રોથી વિભૂષિત અંગના પ્રત્યેક અવયવ શોભતા હતા, મુખનાં કિરણોરૂપ અમૃતસાગરની વચમાં મુખ, બે નેત્ર અને દંતરૂપી રત્નો ખીલી રહ્યા હતા, ભ્રકુટિરૂપ મૂળમાંથી પ્રગટેલી વંશપત્ર જેવી નાસિકાસાથે અધરોષ્ઠ શોભી રહેલા હતા, અને શંખની જેવો તેનો કંઠ હતો. સર્વ અવયવોમાં નિર્દોષ, સર્વ આભૂષણોથી શોભિત, દેવીઓએ ઉપાસિત અને નવીન અવતારથી અધિક પ્રભાવિક તેમજ બે દક્ષિણ હાથમાં પાશ અને આમ્રફળની લુંબ અને બે વામ ભુજામાં પુત્રો તથા અંકુશને ધારણ કરનારાં, કનકવર્ણી પ્રભાવાળાં તેમજ વરદાન આપવામાં પ્રવીણ વાણીવાળા એ દેવીને જોઈ ભક્તિથી તેમની મૂર્તિમાં ઉલ્લાસ પામતો, ઉદાર પ્રીતિ ધારણ કરતો અને બે હાથે છડી પકડી ઊભેલો તેમનો પ્રતિહારી હર્ષથી તેમને પ્રણામ કરી પરિચિત વચને આપ્રમાણે પૂછવા લાગ્યો—'હે દેવિ! હે સ્વામિનિ! તમે પૂર્વભવમાં તપ દાન અને તીર્થનો આશ્રય—શું શું કર્યો છે, કે જેથી તમે વ્યંતર દેવીઓને સેવવા યોગ્ય થયાં છો?' પ્રતિહારીની આપ્રમાણે વાણી સાંભળી સાવધાન થઇ પૂર્વભવનું અવલોકન કરીને તેણે તેને સર્વ વૃત્તાંત જણાવ્યો, અને પછી મૌન ધરીને યોગસહિત તેમણે શ્રીજિનચરણનું સ્મરણ કર્યું. પછી દેવોએ વિકુર્વેલા વિમાનમાં બેસી, સંગીત સાંભળવામાં પોતાના કાન લગાડી, દિશાઓને પ્રકાશિત કરતાં તત્કાળ અંબિકા દેવી શ્રીરૈવતાચળે આવ્યાં.

---

૧ જેની આશાઓ હણાઈ ગઈ છે એવો.

આ સમયમાં ભગવંત અરિષ્ટનેમિને કર્મને નાશ કરનારૂં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું, તેથી તેમની સભામાં વેગથી જઈને અંબિકા દેવીએ તેમની ધર્મવાણી સાંભળી "આ જગત્‌માં ધર્મ કારણ વગરનો બંધુ, જગદ્વત્સલ, પીડાનો નાશ "કરનાર અને ક્ષેમંકર છે, તેથી તે ધર્મ અત્યંત ભક્તિવડે સેવવા યોગ્ય છે. "તે ધર્મરૂપી વૃક્ષની મુખ્ય ચાર શાખા છે. તેમાં સત્પાત્રને દાન આપવું તે પ્રથમ "શાખા છે, અખંડ શીળ પાળવું તે બીજી શાખા છે, સમસ્ત પ્રકારના વિઘ્નભયને "નાશ કરનાર તપ કરવો તે ત્રીજી શાખા છે અને સંસારનો નાશ કરનારી શુભ ભાવના "ભાવવી તે ચોથી શાખા છે. સિદ્ધાચળ અને રૈવતાચળ વિગેરે તીર્થોની સેવા, દે- "વાર્ચન,સદ્‌ગુરૂનું સેવન અને પાપના સમૂહને હરનાર પંચપરમેષ્ઠીના મંત્રપદ—એ "ધર્મરૂપ વૃક્ષની અગ્રશાખાના પુષ્પાંકુર છે અને તેનું ફળ મુક્તિ છે. માટે "શુભયોગની સેવારૂપ શ્રેણી ઉપર ચડી, ઉત્કૃષ્ટ શમતાને અંતરમાં રાખી, ઉદાર સત્ત્વ- "થી ચિત્તરૂપ પવનના કંપથી રહિતપણે તે મુક્તિરૂપ ફળને ગ્રહણ કરી લેવું."

આપ્રમાણે અહિંસા ધર્મરૂપ દેહને જીવાડનારી શ્રીનેમિનાથ પ્રભુની વાણી સાંભળીને સર્વ પ્રાણીઓ આપત્તિરૂપી વિષને ઉતારનાર અમૃતના પાન જેવી પવિત્ર તૃપ્તિને પામ્યા. તે વખતે વરદત્ત રાજાએ વૈરાગ્યના રંગથી બે હજાર સેવકોની સાથે વ્રત લીધું અને બીજા દશ ગણધરોમાં મુખ્ય એવી ગણધરની પદવી પ્રાપ્ત કરી. યક્ષિણી નામે રાજાની પુત્રી બીજી સ્ત્રીઓની સાથે પ્રવર્ત્તિની થઈ. દશાર્હ, ભોજ, કૃષ્ણ અને બલભદ્ર પ્રમુખ શ્રાવકો થયા અને તેમની સ્ત્રીઓ શ્રાવિકા થઈ. એવી રીતે ચાર ગતિરૂપ અંધકારમાં દીપક સમાન ચાર પ્રકારના ધર્મરૂપ ગ્રહનો દૃઢ આધાર અને મુક્તિરૂપી સ્ત્રીના હારરૂપ નેમિ પ્રભુનો ચતુર્વિધ સંઘ સ્થપાયો. પછી પ્રભુના મુખથી અંબિકાના ચરિત્રરૂપ અમૃતનું પાન કરી અતિ ભક્તિવાળા ઈંદ્રે બીજા દેવતાઓના આગ્રહથી તે અંબિકાને શ્રીનેમિ પ્રભુના શાસનનાં વિઘ્નોનો નાશ કરનારી શાસન દેવી ઠરાવી.

તે અરસામાં સુગ્રામ નામે ગામમાં **ગોમેધ** વિગેરે યજ્ઞોનો કરનાર હોવાથી **ગોમેધ** નામે એક ગૌતમગોત્રી કુળવાન્ બ્રાહ્મણ રહેતો હતો. તેની લાખો બ્રાહ્મણો સેવા કરતા હતા. કોઇ ઉત્પાત યોગે તેની સ્ત્રી અને પુત્રો મરણ પામી ગયાં, અને કાળક્રમે તેના શરીરમાં પણ કુષ્ટરોગ ઉત્પન્ન થયો. જેથી તેના સર્વ અનુચર—સ્વજનોએ તેને તજી દીધો. અતિ પીડાથી દુઃખી એ બ્રાહ્મણના કુષ્ઠિ શરીરમાં કઠોર કિડાઓ ઉત્પન્ન થઇને તેને હેરાન કરવા લાગ્યા. અંગારાની શય્યામાં જાણે તેની મૂર્ત્તિ લીન થઈ ગઈ હોય તેમ તે દ્વિજ સર્વ રોમે રોમે પ્રસરેલાં અને મનો-

વૃત્તિને મંદ કરનારાં એ દુઃખને નરકના દુઃખથી પણ અધિક માનવા લાગ્યો. તેના શરીરમાંથી પરૂ ઝરતું હતું, લાળ પડતી હતી, સર્વ ધાતુ સુકાઈ ગઈ હતી, અને દુર્ગંધમાં લુબ્ધ થયેલી મક્ષિકાઓ આસપાસ ગણગણતી હતી. એવી સ્થિતિવાળા અને માર્ગમાં લોટતા તે ગોમેધને જોઈને કોઇ શાંતમુનિ તેના પ્રત્યે કહેવા લાગ્યા "હે ભદ્ર ! ધર્મની બુદ્ધિથી અને કુગુરૂએ બતાવેલા મિથ્યા લાભથી તેં યજ્ઞમાં જે ઘણા પ્રાણીઓનો ઘાત કર્યો છે, તેથી ઉગેલા ઉગ્ર પાપરૂપ વૃક્ષને અહીં તો પુષ્પ માત્ર ઉગ્યાં છે, બાકી તેનાં ફળ તો દુર્ગતિમાં પડીને પ્રાપ્ત કરીશ. તેથી હજી પણ જો આ દુઃખથી ભય પામ્યો હો તો શુભકર્મમાં સારરૂપ અને જીવરક્ષામય શ્રીજિનવચનનો આશ્રય કર અને સર્વ પ્રાણીઓ પાસે પોતાના અપરાધની ક્ષમા માગ. સર્વમાં સારભુત તત્ત્વ એજ છે. વળી તારા પૂર્વોક્ત પાપની શાંતિમાં સમર્થ, સર્વ સમૃદ્ધિ અને લબ્ધિવાળા દેવતાઓના વૃંદને સેવવા યોગ્ય અને સેંકડો જિનાલયોથી જેનો પૃષ્ઠભાગ પવિત્ર છે એવા રૈવતાચળનું મનમાં સ્મરણ કર."—આવાં તે મુનિનાં વચનો સાંભળી ગોમેધ સમતારૂપ અમૃતથી પૂર્ણ, સંકલ્પ વિકલ્પરહિત અને પીડાથી રહિત થઇ તત્કાળ મૃત્યુ પામ્યો, અને ક્ષણવારમાં ઉત્તમ ઋદ્ધિવડે પરિપૂર્ણ યક્ષપણે ઉત્પન્ન થયો. મુનિશ્રેષ્ઠના વચનથી ત્રૈલોક્યપતિ પ્રભુના અસંખ્ય ગુણોનું સ્તવન કરતો અને તેથી પવિત્ર મુખને ધારણ કરતો તે યક્ષ ત્રણ રત્નના આધારરૂપ ધર્મથી અધિવાસિત થયો. પછી ત્રણ વામભુજાઓમાં શક્તિ, શૂલ અને નકુલ તથા ત્રણ દક્ષિણ ભુજામાં ચક્ર, પરશુ અને માતુલિંગને ધરનારો અને મનુષ્યના વાહનપર બેસનારો તે ગોમેધ નામનો યક્ષ અંબિકાની જેમ ભક્તિથી ઉત્તમ પરિવારને લઇને રૈવતાચળપર રહેલા નેમિનાથ પ્રભુનીપાસે આવ્યો, અને તેમનો પ્રથમનો ઉપકાર માનીને પ્રણામ કર્યો. ત્યાં પ્રભુનાં વચન સાંભળીને તે પ્રતિબોધ પામ્યો; અને ઈંદ્રની પ્રાર્થનાથી તે નેમિનાથનાં શાસનમાં અંબિકાની જેમ લોકોને સર્વ ઇચ્છિત અર્થને આપનાર અધિષ્ઠાતાની પદવીએ રહ્યો; તે સમયે શ્રીનેમિનાથને નમસ્કાર કરી અંજળિ જોડીને ઇંદ્રે પુછ્યું—'હે સ્વામી ! આ વરદત્ત કયા પુણ્યથી તમારા ગણધર થયેલા છે !' આવો પ્રશ્ન સાંભળીને કૃપાળુ પ્રભુ ભવ્ય પ્રાણીઓને બોધ કરવા માટે બોલ્યા.

"ગઈ ઉત્સર્પિણીમાં સાગર નામે ત્રીજા તીર્થંકર ઉત્તમ જ્ઞાનને ધારણ કરીને "પોતાના ચરણની રજથી પૃથ્વીને પવિત્ર કરતા વિચરતા હતા. અન્યદા તે પવિત્ર- "વાણીવાળા જિનેશ્વર ચંપાપુરીના ઉદ્યાનમાં સમોસર્યા. દેશનાની અંદર લોકપુરૂષના[૧] "વિચારનો પ્રસંગ ચાલતાં સર્વ વિશ્વને જાણનાર પ્રભુએ મોક્ષસ્થાનસંબંધી પવિત્ર

૧ ચૌદ રાજલોકરૂપ પુરૂષાકૃતિ.

"વિચાર આપ્રમાણે જણાવ્યો. પીસ્તાળીશ લાખ યોજન વિસ્તારવાળી (લાંબી "પહોળી) અને ઉત્તાન કરેલા[1] છત્રના જેવી આકૃતિવાળી ઉજ્જવળ વર્ણની **સિદ્ધિ-** "**શિલા** છે, તેની ઉપર એક યોજનના ચોવીશમા[2] ભાગમાં નિરંજન અને અનંતાનંદ "ચૈતન્યરૂપ સિદ્ધ રહેલા છે. તેઓ અવિકૃત અને અવ્યયરૂપ છે. તેઓ અનંત, "અચળ, શાંત, શિવ, અસંખ્ય, મહત, અક્ષય, અરૂપ અને અવ્યક્ત છે. તેમનું "સ્વરૂપ માત્ર જિનેશ્વર કે કેવળી ભગવંત જાણે છે. યોગથી પવિત્ર પુરુષ "કર્મનો નાશ થવાથી પોતેજ જાણી શકે તેવું અને વચનવડે અવાચ્ય એવું "મુક્તિસુખ પામે છે. આપ્રમાણે પ્રભુની વાણી સાંભળી પાંચમા દેવલોકનો સ્વામી "ઇંદ્ર પોતાના સ્વર્ગસુખમાં મંદ થઈ ગયો; અને પ્રભુને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરવા "લાગ્યો કે–હે સ્વામી! મને આ સંસારની ભ્રાંતિ અસ્ત પામશે અને મુક્તિસુખનો "સંગમ થશે કે નહિ?' પ્રભુ બોલ્યા–"હે બ્રહ્મેંદ્ર! આવતી અવસર્પિણીમાં બાવીશમા "તીર્થંકર **અરિષ્ટનેમિ** થશે, તેમનું ગણધરપદ મેળવી, ભવિ પ્રાણીઓને બોધ કરી, "રૈવતાચલના આભૂષણ થઈને તમે યોગયુક્તિએ મુક્તિપદને પામશો; આ નિઃસં- "શય વાત છે." આપ્રમાણે સાંભળી બ્રહ્મેંદ્ર હર્ષથી પ્રફુલ્લિત નેત્રે પ્રભુને નમી પો- "તાના દેવલોકમાં ગયો અને મારેવિષે ઘણો અનુરાગ ધરવા લાગ્યો. મારો પોતાની "ઉપર ભાવી ઉપકાર જાણી મારૂં ધ્યાન ધરવાને માટે શ્રેષ્ઠ રત્નોથી નેત્રને અમૃતના "અંજન જેવી તેણે મારી મૂર્ત્તિ બનાવી. પછી નિત્ય તેની આગળ સંગીત કરી "શાશ્વતપ્રતિમાની જેમ ત્રિકાળ તેની પૂજા કરવા લાગ્યો. એવી રીતે મારી ભક્તિમાં "પોતાનું આયુષ્ય પૂર્ણ કરી શુભધ્યાનમાંજ એક મન રાખી ઉત્તરોત્તર ઉત્તમ ભવ "મેળવીને આ **વરદત્ત** થયેલ છે. તેણે મારી મૂર્ત્તિ બનાવી અને તેની પૂજા કરી, "તેના ફલથી તે ગણધરપદ મેળવી મુક્તિને પામશે."

તે સમયે તે વખતના બ્રહ્મેંદ્રે ઉઠીને પ્રભુને નમસ્કાર કરીને કહ્યું, 'હે વિભુ! તમારી તે મૂર્ત્તિને હું પણ પૂજું છું, અને મારા પૂર્વજ ઇંદ્રોએ પણ તેને ભક્તિથી સ્તુતિપૂર્વક પૂજેલી છે. અત્યારે આપના કહેવાથીજ તે પ્રતિમા કૃત્રિમ છે એવું મારા જાણવામાંઆવ્યું, નહિ તો હું તેને શાશ્વતજ માનતો હતો.' પ્રભુ બોલ્યા–'હે ઇંદ્ર! તે મૂર્ત્તિ અહિં લાવો, કેમકે કલ્પમાં રહેવાથી ભૂમિની જેમ નિરંતર પૂજનિક અને હિતકારક રહેતી નથી. પ્રભુની આજ્ઞાથી ઇંદ્ર તે મૂર્ત્તિ શીઘ્ર લઈ આવ્યો, એટલે કૃષ્ણે હર્ષથી પૂજા કરવાને માટે પ્રભુની પાસેથી તે મૂર્ત્તિ પ્રાપ્ત કરી. પછી સુર અસુર અને નરના

૧ ઊંધા કરેલા ૨ એક યોજનના ૮૦૦૦ ધનુષ્ય, તેના ૨૪ ભાગ કરતાં ૩૩૩ ધનુષ્ય ને ૩૨ આગળ થાય એટલી સિદ્ધની ઉત્કૃષ્ટ અવગાહના હોયછે

ઈશ્વરે શ્રીનેમિનાથને નમીને તેમના મુખથી તીર્થનું માહાત્મ્ય સાંભળવા લાગ્યા. પ્રભુ બોલ્યા–"આ રૈવતાચલગિરિ પુંડરીક પર્વતનું સુવર્ણમય મુખ્ય શિખર છે. મંદાર અને " કલ્પવૃક્ષો વિગેરે ઉત્તમ વૃક્ષોથી વીંટાઈ રહેલું છે. તે મહાતીર્થ ઝરતાં નિઝરણાં- "ઓથી હંમેશાં પ્રાણીઓના પાતકને ધોઈ નાખે છે અને સ્પર્શથીપણ અપવિત્રતાને " ટાળે છે. આ પર્વત પુણ્યનો રાશિ અને પૃથ્વીના તિલક જેવો છે. વળી સર્વજ્ઞના " ચરણથી પવિત્ર થવાને લીધે ત્રણ લોકના આભૂષણરૂપે શોભે છે. સર્વ તીર્થોમાં " ઉત્તમ અને સર્વ તીર્થની યાત્રાના ફળને આપનાર આ ગિરિ દર્શન અને સ્પર્શમા- " ત્રથી સર્વ પાપને હણેછે. જલ તથા ફલસહિત અને ભદ્રશાળાદિ વનથી વીંટા- " એલો આ રમણીય રૈવતગિરિ ઇંદ્રોનો એક ક્રીડાપર્વત છે. જ્યાંસુધી રૈવતા- " ચલે જવાય નહીં, ત્યાંસુધીજ સર્વપાપ, ત્યાંસુધીજ સર્વ દુઃખ અને ત્યાંસુધી " જ સંસારમાં વાસ છે. આ ગિરિએ આવીને જેઓ પોતાના ન્યાયોપાર્જિત ધનને " સત્પાત્રને આધીન કરેછે, તેઓને ભવેભવ સર્વ સંપત્તિઓ પ્રાપ્ત થાયછે. ભવિ " પ્રાણીઓમાં ઉત્તમ એવો જે કોઈ પ્રાણી આ તીર્થમાં માત્ર એક દિવસ પણ શીલ " ધારણ કરેછે તે હંમેશાં સુર, અસુર, નર અને નારીઓથી સેવવા યોગ્ય થાયછે. " જે વિવેકી પુરૂષ અહીંઆં દશ પ્રકારના પ્રત્યાખ્યાન (તપ) કરેછે તેને અનુક્રમે દશ " પ્રકારનાં સ્વર્ગસુખ મળેછે. આ તીર્થમાં જેઓ ચતુર્થ, છઠ, અને અઠ્ઠમઆદિ તપ " કરેછે તેઓ સર્વ સુખને ભોગવી અવશ્ય પરમપદને પામેછે. જે પ્રાણી અહીં " ભાવથી શ્રીજિનપ્રતિમાની પૂજા કરે છે તે શિવસુખને પ્રાપ્ત કરેછે. તો માનવસુ- " ખની તો વાર્ત્તાજ શી કરવી? જે પ્રાણી અહીં ભાવથી સુસાધુને શુદ્ધ અન્ન, વસ્ત્ર " અને પાત્ર વિગેરે વહોરાવેછે તે મુક્તિરૂપી સ્ત્રીનો આનંદ પ્રાપ્ત કરેછે. આ તીર્થમાં " સુવર્ણ, રૂપ્ય, અન્ન અને વસ્ત્રાદિક ભાવપૂર્વક જેટલું આપેછે તેના કરતાં અનંત- " ગણું લીલામાત્રમાં તે મેળવે છે. ત્રણ જગત્માં સર્વ તીર્થોને વિષે ઉત્કૃષ્ટ આ " મહાતીર્થ છે. જેમાં નિવાસ કરવાથી તિર્યંચ પણ આઠ ભવની અંદર સિદ્ધિને પામેછે. " આ રૈવતગિરિપર વસતા વૃક્ષો અને મયૂરાદિ પક્ષીઓ પણ ધન્ય અને પુણ્યશા- " ળી છે, તો મનુષ્યોની શી વાત કરવી? દેવતાઓ, ઋષિઓ, સિદ્ધો, ગંધર્વો અને " કિંનરાદિ આ તીર્થની સેવા કરવાને માટે સદા ઉત્સાહથી આવે છે. તેવી કોઈ પણ " દિવ્ય ઔષધિઓ, સ્વર્ણાદિક સિદ્ધિઓ અનેરસકૂપિકાઓ નથી, કે જે આ ગિરિમાં " શાશ્વતપણે ન હોય. આ તીર્થમાં મોક્ષલક્ષ્મીના સુખરૂપ ગજેંદ્રપદ નામે " કુંડ છે, જેમાં કદિપણ જીવ પડતા નથી અને જે સમગ્ર પાપને ટાળવામાં શક્તિ-

"માન્ છે. આ ગિરિ બીજા પણ એવા એવા કુંડોનું ઉત્પત્તિસ્થાન છે કે જેમાં છ "માસ માત્ર સ્નાન કરવાથી પ્રાણીઓના કુષ્ટાદિક રોગો નાશ પામે છે."

આ પ્રમાણે શ્રીનેમિનાથ પ્રભુનાં મુખકમળથી ગિરનારગિરિનો મહિમા સાંભળીને પુણ્યવાન્ સુર, અસુર અને નરેશ્વરો હર્ષ પામ્યા. પછી કૃષ્ણે પૂછ્યું 'હે પ્રભુ ! આ પ્રતિમા મારા પ્રાસાદમાં સ્થાપન કરવાની છે. તે ત્યાં કેટલો કાળ રેહેશે અને પછી ક્યાં ક્યાં પૂજાશે?' પ્રભુ બોલ્યા "જ્યાંસુધી તમારૂં નગર રહેશે ત્યાંસુધી તમારા પ્રાસાદમાં પૂજાશે અને પછી કાંચનગિરિપર દેવતાઓથી પૂજાશે. અમારા નિર્વાણ સમયપછી અતિ દુઃખદાયક બે હજાર વર્ષ ઉલ્લંઘન થશે. ત્યારપછી અંબિકાની આજ્ઞાથી **રત્ન** નામે એક ઉત્તમ અને સારી વાસનાવાળો વણિક ત્યાંથી લાવી, આ રૈવતગિરિપર પ્રાસાદ કરાવી, તેમાં સ્થાપિત કરીને તે પ્રતિમાની પૂજા કરશે. પછી એક લાખ ત્રણ હજાર, બસો ને પચાશ વર્ષસુધી ત્યાં રહીને પછી ત્યાંથી તે અંતર્ધાન થઈ જશે. એકાંત દુષમા કાળમાં તેને સમુદ્રમાં રાખીને ઘણા દેવતાઓ તેની પૂજા કરશે અને પછી બીજા દેવતાઓ પૂજશે.' આપ્રમાણે સાંભળી કૃષ્ણે પૂછ્યું કે 'એ પુણ્યવાન્ **રત્ન** વણિક કોણ થશે કે જે એ પ્રતિમાની પૂજા કરશે?' આવી કૃષ્ણની વિજ્ઞપ્તિ સાંભળીને જગદ્ગુરૂ નેમિનાથ પ્રભુ બોલ્યા "હે કૃષ્ણ! તમારી સ્થાપેલી પ્રતિમાની પૂજા જ્યારે બંધ થશે, તે સમયમાં જૈનધર્મમાં ધુરંધર **વિમલ**નામે એક રાજા થશે. એ રાજા વિચિત્રવર્ણથી નિર્મેલી મારી મૂર્તિને એક કાષ્ઠના પ્રાસાદમાં સ્થાપન કરશે. તે પ્રતિમાનું ત્યાં પૂજન પ્રવર્ત્તતું હશે તેવા સમયમાં સૌરાષ્ટ્ર દેશમાં **કાંપિલ્ય** નામના નગરમાં **રત્ન** નામે એક ધનાઢ્ય વણિક થશે. હે કૃષ્ણ ! તે વખતે બાર વર્ષનો દુકાળ પડશે, તેમાં ઘણાં પ્રાણીઓ પ્રાણ છોડી દેશે. તે **રત્ન**શેઠ પણ સ્થિતિરહિત થઈ જવાથી સૌરાષ્ટ્ર દેશને છોડી દેશાંતરમાં ફરતો ફરતો કાશ્મિરમાં આવીને સ્થિતિ કરશે. ત્યાં દ્રવ્ય ઉપાર્જન કરીને વ્યયવડે તેનું ફળ મેળવવાની ઇચ્છાએ અર્હંતની પૂજાનેમાટે ભક્તિથી તે સંઘની પ્રાર્થના કરશે. સંઘજનોએ વિશેષ ઉત્સાહિત કરેલો **રત્ન** હર્ષના ભારથી ઉજ્જવળ થઈ દેવાલયમાં રહેલા ચલિત પ્રભુની પૂજા કરતો સંઘ લઈને ત્યાંથી નીકળશે. માર્ગમાં નગરે નગરે પ્રભુના નવીન પ્રાસાદો કરાવતો અને **આનંદસૂરિ** નામે ગુરૂની પૂજા કરતો ચાલશે. રસ્તે ભૂત, વ્યંતર, વૈતાળ, રાક્ષસ અને યક્ષોથી થતાં સંઘનાં વિઘ્નોનો અંબિકાના ધ્યાનથી નાશ કરશે. અનુક્રમે પોતાને નગરે આવી, ભક્તિથી ત્યાંના સંઘને નિમંત્રણ કરી, શત્રુંજયપર પ્રભુને નમીને રૈવતાચલે આવશે. જે ઠેકાણે મને જ્ઞાન થયું છે તે સ્થાને આવી,

હર્ષથી અમારી પ્રતિમાને પૂજી, પછી અંગમાં આનંદસુખવડે મગ્ન થઈ મુખ્ય શિખર ઉપર આરૂઢ થશે. છત્રશિલાની નીચે ચાલતાં તેનો કંપ થતો તેના જોવામાં આવશે, એટલે તે ભક્તિથી ગુરૂને બોલાવીને તેનો હેતુ પૂછશે. અવધિજ્ઞાનવડે જાણીને ગુરૂ તેને આદરથી કહેશે કે 'આ તીર્થનો ભંગ અને ઉદ્ધાર તારાથીજ થશે.' પછી રત્નશેઠ કહેશે કે ' હે વિભુ ! જો આ તીર્થનો ભંગ મારાથી થવાનો હોય તો હવે અહિંથી આગળ ચાલવાની જરૂર નથી, અહીં રહીનેજ જિનેશ્વરની પૂજા કરીશ.' ગુરૂ કહેશે કે ' તારાથી તીર્થનો ભંગ નથી પણ તારા અનુગામી પ્રાણીઓથી છે; અને તારાથી તો આ તીર્થનો અધિક ઉદ્ધાર પ્રભુએ કહ્યો છે.' આવી ગુરૂની વાણી સાંભળી સંઘપતિ રત્ન ઉત્સવથી યાત્રાળુઓની સાથે સંઘનો પ્રવેશ મુખ્ય શૃંગ ઉપર કરાવશે. ત્યાં હર્ષ પામેલા સર્વ યાત્રાળુઓ સત્વર ગજેંદ્રપદ કુંડ ( હાથીપગલા ) માંથી શુદ્ધ જળ કાઢી કાઢીને સ્નાન કરશે. પછી હર્ષપૂર્ણઅંગે ધૌતવસ્ત્રને ધારણ કરી તે કુંડના જળવડે કળશો ભરીને તેઓ જિનાલયમાં પ્રવેશ કરશે. દેવતાઓએ વાર્યા છતાં તેમની ભાષાને નહિ જાણતા તેઓ હર્ષના આવેશથી મારી લેપ્યમય મૂર્ત્તિને જળથી સ્નાન કરાવશે. તે જળના સ્પર્શથી તત્કાળ લેપ્યમય મૂર્ત્તિ ગળી જશે અને ક્ષણવારમાં અતિઆર્દ્ર મૃત્તિકાના પિંડની જેમ થઈ રહેશે. તેને જોતાંજ રત્નશેઠનું હર્ષરૂપી સરોવર શોકરૂપી અગ્નિથી સોષાઈ જશે. તત્કાળ મૂર્છિત થઈને શું કરવું ? એવા વિચારમાં તે જડ જેવો થઈ જશે. તે વખતે તે વિચારશે કે—તીર્થનો ધ્વંસ કરનાર મને ધિક્કાર છે, મારા આવા અજ્ઞાનપણાને ધિક્કાર છે, અને આ તીર્થનો વિનાશ કરનારા મારા અજ્ઞાની અનુયાયીઓને પણ ધિક્કાર છે. અહિ આવતાં અમારી સદ્ભક્તિનું ઉલટું આવું ફળ થયું કે જેથી તીર્થનો ઉદ્ધાર ન થતાં તીર્થનો ધ્વંસ થયો. કયા કયા દાન અને કયા કયા તપથી હું આ પાપને હણી નાખીશ, કારણ કે ચાકરોના અપરાધમાં સ્વામીનો દંડ કરવો કહેલો છે. અથવા આવી વ્યર્થ ચિંતા કરવી શા કામની છે ? આ અપરાધમાં મારે આ સ્થિતિ પામેલાને શ્રીનેમિનાથ પ્રભુનું જ શરણ હો. આ પ્રમાણે કહીને બધા લોકો વારશે તોપણ એ રત્નશેઠ સત્વવાન થઈ મારૂ સ્મરણ કરી દૃઢ આસને નિરાહાર થઈને બેસશે. તેવી રીતે નિરાહાર થઇને બેસતા અને ઉપસર્ગમાં પણ નહિ કંપતા એ રત્ન વણિકની પાસે એક માસે અંબિકા આવશે. અંબિકાના દર્શનથી જેને હર્ષ થયેલો છે એવો તે શેઠ પોતાના તપની પ્રતીતિ જાણીને ઉભો થશે. અંબિકા તેને કહેશે, ' વત્સ ! તુ ખેદ કેમ કરે છે ? તું ધન્ય છે કેમકે તેં યાત્રા કરાવીને આ સર્વ પ્રાણીઓને પુણ્યવાન્ કર્યા

છે. આ પ્રતિમાનો પ્રાચીન લેપ બગડી જવાથી પ્રતિવર્ષ નવીન લેપ થયા કરે છે. અહિં જ એમનું પ્રતિષ્ઠાસ્થાન છે અને તેનો શંકુ અભંગ રહેલો છે. માટે ફરીવાર લેપ કરાવીને તું તેની પ્રતિષ્ઠા કરાવ; જીર્ણ વસ્ત્રનો ત્યાગ કરવાથી નવીન વસ્ત્રો થાય જ છે.' પછી રત્નશેઠ કહેશે, 'માતા ! એવું વચન બોલો નહિ. પૂર્વ મૂર્ત્તિના ભંગથી હું પાપી તો થયો જ છું. હવે કદિ તમારી આજ્ઞાથી હું નવો લેપ કરાવીશ, પણ મારી જેમ બીજો કોઇ અજ્ઞાની આવશે તો તેનો ધ્વંસ કરી નાખશે, માટે હે માત ! પ્રસન્ન થઈને કોઈ અભંગ મૂર્ત્તિ મને આપો કે જેથી જળસ્નાનની પૂજા કરનાર લોકોનાં મન પ્રસન્ન થાય.' આવી રત્નવણિકની વાણીને સાંભળી ન સાંભળી કરીને અંબિકા અંતર્ધાન થઈ જશે, એટલે તીવ્ર નિશ્ચયવાળો તે રત્નવણિક પાછો તપ શરૂ કરશે. અંબિકા તેને ક્ષોભ કરવાને ઉપસર્ગ કરશે, પણ તે મહાસત્વ વણિક તેનું દૃઢ રીતે સ્મરણ કરશે. પછી જેનું સિંહવાહન ગર્જના કરી રહેલું છે એવી તે કૂષ્માંડિની અંબિકા સર્વ દિશાઓમાં ઉદ્યોત કરતી તેની આગળ સ્થિરપણે પ્રત્યક્ષ થઇને કહેશે—'વત્સ ! તારા આ તીવ્ર સત્વથી હું સંતુષ્ટ થઈ છું, માટે મારી આગળથી જે તારા મનની ઇચ્છા હોય તે માગી લે.' આવું વચન સાંભળી રત્નશેઠ કહેશે કે, 'હે માતા ! આ તીર્થના ઉદ્ધારવિના મારો બીજો કાંઈપણ મનોરથ નથી. માટે મને નેમિપ્રભુની વજ્રમય મૂર્ત્તિ આપો કે જે શાશ્વત રહે અને જેથી જળના પૂરથી પૂજન કરનારા લોકો પણ હર્ષ પામે.' પછી અંબિકા કહેશે કે, 'વીતરાગ પ્રભુએ તને તીર્થોદ્ધાર કરનાર કહેલો છે, માટે તું આદરથી મારી સાથે ચાલ, પરંતુ મારા ચરણન્યાસવિના બીજે કાંઇપણ દૃષ્ટિ નાખીશ નહિં.' તે સાંભળી રત્નશેઠ તે દેવીની પછવાડે ચાલશે. પછી અંબિકા ડાબા હાથતરફ બીજા શિખરોને છોડતી ચાલશે, અનુક્રમે પૂર્વ દિશામાં હિમાદ્રિપર્વતઉપર આવીને તે કોઈ સિદ્ધને કહેશે કે, 'કાંચન નામના આ ચૈત્યની રક્ષાને માટે દેવોએ તને અહિં રાખેલો છે માટે તું ભક્તિથી આ બંધ કરેલા દ્વારને સત્વર ઉઘાડ.' અંબિકાની એવી આજ્ઞાથી તત્કાલ તે દ્વારને ઉઘાડશે; એટલે તેમાંથી પ્રતિમાઓની કાંતિનો ઉદ્યોત નીકળી બહાર પ્રકાશ કરશે. ઘડાના મુખજેવડા તે દ્વારમાં અંબિકા પેસી જશે, તેની પછવાડે સોય સાથે બાંધેલા દોરાની જેમ તે ઉત્તમ શ્રાવક રત્નશેઠ પણ તેમાં પ્રવેશ કરશે. પછી અંબિકા તેમાં રહેલા પ્રત્યેક બિંબોને બતાવતાં કહેશે કે, 'વત્સ ! આ બિંબોના જે જે કર્ત્તા છે, તેમનાં નામો તત્પર થઇને સાંભળ. આ બિંબ સૌધર્મ પતિએ નીલમણીનું બનાવેલું છે, આ બિંબ નાગકુમારના ઇંદ્ર ધરણેંદ્રે પદ્મરાગમણિથી બનાવેલ છે, આ બિંબો ભરત, આદિત્ય-

યશા અને બાહુબલિ વિગેરેએ રત્નમાણિક્યનાં બનાવીને તેની નિરંતર પૂજા કરેલી છે, આ ઉદ્દામ રત્નમાણિક્યના સારથી બનેલું શાશ્વત પ્રતિમા જેવું પ્રતિબિંબ છે તે બ્રહ્મેંદ્રે બનાવેલું છે અને તેને બ્રહ્મેંદ્રોએ ચિરકાલ સુધી પોતાના દેવલોકમાં રાખીને પૂજેલું છે અને બીજાં આ બિંબો રામકૃષ્ણે કરાવીને પૂજેલાં છે. આ સર્વ બિંબોમાંથી તને જે રૂચે તે મારી આજ્ઞાથી ગ્રહણ કર.' પછી તે રત્ન શ્રાવક રત્ન, મણિ અને સુવર્ણમય બિંબ ગ્રહણ કરવાની ઇચ્છા કરશે એટલે અંબિકા કહેશે કે, 'વત્સ! તેવા બિંબો તું ગ્રહણ કર નહીં. સાંભળ—હવે આવનારા દુઃષમકાળમાં લોકો નિર્દય, સત્ય, શૌચ, અને દયારહિત તથા ગુરૂ દેવ અને ધર્મના નિંદક થશે. વળી તે કાળમાં આ પૃથ્વીઉપર અન્યાયી, પરદ્રવ્ય અને પરસ્ત્રીમાં આદર કરનારા અને ચોરવૃત્તિવાળા મ્લેચ્છ રાજાઓ થશે. તેથી કોઈવાર હું ક્યાંક ગઈ હઈશ એવે સમયે શૂન્ય થયેલા જિનમંદિરમાં આવીને તે અમર્યાદ લોકો લોભથી એવા બિંબની આશાતના કરશે. તેથી જેમ લક્ષ્મી ન હોય તે કરતાં પ્રાપ્ત થઇને સહસા ચાલી જાય તે વધારે દુઃખ થાય છે તેમ ઉદ્ધાર કરતાં હાનિ થવાથી તને વિશેષ પશ્ચાત્તાપ થઈ પડશે. માટે હે ભદ્ર ! આ બ્રહ્મેંદ્રનુ રચેલું સ્થિરબિંબ ગ્રહણ કર; તે વિદ્યુત્, અગ્નિ, જળ, લોહમય શસ્ત્ર અને વજ્રથી પણ અભંગુર છે.' આ પ્રમાણે કહી તેની કાંતિ કે જે બાર યોજનસુધી પ્રસરતી હતી, તેને માયાથી ઢાંકીને માત્ર સામાન્ય પાષાણ જેવું કરી દેશે. પછી સૂક્ષ્મ તંતુઓથી તેને બાંધીને અંબિકા શેઠને કહેશે કે, 'સ્થાનવિના પણ જ્યાં તું મૂકીશ ત્યાં આ બિંબ પર્વતની જેમ સ્થિર થઈ રહેશે,' એપ્રમાણે સમજાવી તે બિંબ આપીને અંબિકા ચાલ્યાં જશે અને રત્નશેઠ બીજી કોઈ પણ દિશાતરફ્ અવલોકન કર્યા શિવાય તે બિંબને લઇને ચાલશે. અનુક્રમે માર્ગમાં અસ્ખલિત ચરણે રૂની જેમ તે બિંબને વહન કરતો રત્નશેઠ પ્રાસાદના દ્વારપાસે આવી આ પ્રમાણે ચિંતા કરશે. આ બિંબને અહીં રાખી મધ્યે રહેલા પૂર્વ બિંબના લેપના પડેલા ઢગલાને લઈ લઈને પછી અંદર સ્થાપન કરૂં. એવો વિચાર કરી તે ઠેકાણે તે બિંબને મૂકી અંદર જઈ બધું પ્રમાર્જીને તે હર્ષથી બિંબને લેવા આવશે, તેવામાં ત્યાં જ મેરૂની જેમ નિશ્ચળ થયેલ જોવામાં આવશે. જ્યારે કોટી મનુષ્યોથી પણ તે ચલિત થશે નહીં ત્યારે તે પાછો પૂર્વની જેમ સ્થિર થઈને તીવ્ર તપસ્યા કરશે. તેને સાત ઉપવાસ થશે ત્યારે અંબિકા તેને દર્શન આપશે અને કહેશે કે, 'હે વત્સ! સ્વેચ્છાએ આ શું કરે છે ? આ બિંબને જ્યાં તું મૂકીશ, ત્યાંજ સ્થિર રહેશે.' એવું મારૂં વચન ભુલી જઈને એ શાશ્વતબિંબને તેં શામાટે અહીં મૂક્યુ ? હવે તું વૃથા પ્રયાસ કર નહીં, આ બિંબ અહીં ધ્રુવ અને

મેરૂની જેમ નિશ્ચલ છે. દેવદાનવોથી પણ તે આ સ્થાનથી ચલિત થશે નહીં. માટે અહીં જ આ બિંબની ફરતો પશ્ચિમાભિમુખી પ્રાસાદ કર, કે જેથી તારૂં પશ્ચિમાવસ્થામાં કરેલું પુણ્ય શાશ્વત થાય. બીજાં તીર્થોમાં તો ઉદ્ધારો ઘણા થશે, પણ આ તીર્થનો ઉદ્ધાર કરનાર તો તું એક જ આ બિંબની પેઠે સ્થિર થયેલો રહીશ.' એવી રીતે તેને સમજાવી સંતુષ્ટ થઈ વરદાન આપીને અંબિકા વેગથી અંતર્ધાન પામી જશે. પછી રત્નશેઠ પણ તેજપ્રમાણે કરશે.

ઉત્કર્ષના ભારથી ઉલ્લસિત થયેલા રત્નશ્રાવક દેવીના કહ્યાપ્રમાણે કરેલા ચૈત્યમાં તે બિંબની પ્રતિષ્ટા કરાવશે. સૂરિ મંત્રનાં પદોથી આકર્ષિત થયેલા દેવતાઓ તે બિંબ અને ચૈત્યને અધિષ્ઠાયક સહિત કરશે. પછી અષ્ટપ્રકારી પૂજા કરી મહાધ્વજા ચડાવી ભક્તિવડે નમ્ર અને ઉદાર તે રત્નશ્રાવક હર્ષથી મારી આપ્રમાણે સ્તુતિ કરશે.

"હે અનંત, જગન્નાથ, અવ્યક્ત, નિરંજન, ચિદાનંદમય અને ત્રૈલોક્યતારક એવા સ્વામી ! તમે જય પામો. હે પ્રભુ ! જંગમ અને સ્થાવર દેહમાં તમે સદા શાશ્વત છો, [1]અપ્રચ્યુત અને [2]અનુત્પન્ન છો અને ધાતુ તથા રોગથી વિવર્જિત છો. દેવતાઓથી પણ અચલિત છો, સુર અસુર અને મનુષ્યોથી પૂજિત છો, અચિંત્ય મહિમાવાળા છો, ઉદાર છો અને ( દ્રવ્યભાવ ) શત્રુઓના સમૂહને જીતનારા છો. ત્રણ છત્ર સાથે મળતા, બે ચામરથી વીંજાતા અને પ્રાતિહાર્યની શોભાથી ઉદાર એવા હે વિશ્વાધાર પ્રભુ ! તમને નમસ્કાર છે." આ પ્રમાણે સ્તુતિ કરી, પાંચ અંગે પૃથ્વીનો સ્પર્શ કરી અને રોમાંચ ધારણ કરીને જાણે મને પ્રત્યક્ષ દેખતો હોય તેમ તે મૂર્ત્તિને જોઈને પ્રણામ કરશે. તે વખતે ક્ષેત્રપાળ પ્રમુખ દેવતાઓનીસાથે અંબિકા ત્યાં આવીને તેના કંઠમાં પારિજાતનાં પુષ્પોની માળા પહેરાવશે. પછી તે રત્નવણિક કૃતાર્થ થઈ સૌરાષ્ટ્ર દેશમાંજ રહી સાત ક્ષેત્રમાં દ્રવ્યરૂપ સદ્બીજને વાવીને તેના ફળરૂપ મોક્ષને પામશે. હે કૃષ્ણ ! આવી રીતે તે રત્ન મારી પ્રતિમાને પૂજશે, અને તમે પણ તીર્થનો ઉદ્ધાર કરવાથી ભાવી તીર્થંકર થશો. પ્રભુની આવી વાણી સાંભળી કૃષ્ણે પૂછ્યું–' હે પ્રભુ ! મુક્તિને આપનારી આ મૂર્ત્તિ હું કયા તીર્થમાં સ્થાપિત કરૂ ?' પ્રભુ બોલ્યા–'હે કૃષ્ણ! પૂર્વે ઈંદ્રે જ્ઞાનશિલા ઉપર મારો મૂર્ત્તિસહિત કાંચનમય પ્રાસાદ કરાવ્યો છે; તેની નીચે નવીન પ્રાસાદ કરાવીને આ મૂર્ત્તિ સ્થાપિત કરો.' પ્રભુની આજ્ઞાથી યદુપતિ કૃષ્ણે એક મહાન્ ચૈત્ય કરાવીને તેમાં ત્રિજગત્પતિ શ્રી નેમિનાથની બ્રહ્મેંદ્રે

૧ નહીં ચળવાવાળા. ૨ નહી ઉત્પન્ન થયેલા

આપેલી પ્રતિમા સ્થાપન કરી. જે પ્રતિમા ત્રણ જગતના લોકોએ પૂજેલી અને ભુક્તિ તથા મુક્તિને આપનારી છે. પ્રભુના વાસક્ષેપથી ગણધરોનીપાસે તેની પ્રતિષ્ઠા કરાવી. પછી કૃષ્ણે જલયાત્રાને માટે દેવ તથા મનુષ્યોને નિમંત્રણ કર્યું. વાજિત્રો વાગતાં હાથમાં કુંભવાળી સ્ત્રીઓથી અને દેવતાઓથી પરવરેલા કૃષ્ણ વાસુદેવ કુંડો સમીપે આવ્યા. પ્રથમ ઐરાવત કુંડે ગયા, ત્યાં તેના નામનો નિર્ણય કરવા માટે કૃષ્ણે ઇન્દ્રને પૂછ્યું કે, 'આ કુંડનું આવું નામ કેમ પડ્યું?' ઈંદ્રે કહ્યું કે 'પૂર્વે જ્યારે અહિં ભરતચક્રી આવ્યા હતા, ત્યારે તે સમયના ઈંદ્રે ઐરાવત હાથીપાસે આ કુંડ કરાવેલો છે. ચૌદ હજાર નદીઓના જળના પૂરે આ કુંડમાં પ્રવેશ કરેલો છે, તેથી આ કુંડ પવિત્ર અને પાપનો ઘાત કરનાર છે. જેણે આ કુંડના જળથી સ્નાન કરીને જિનેશ્વર ભગવંતને સ્નાન કરાવ્યું છે, તેણે કર્મમળ-વડે લેપાયેલા પોતાના આત્માને પવિત્ર કર્યો છે. આ કુંડના જળનું પાન કર-વાથી કાસ, શ્વાસ, અરૂચિ, ગ્લાનિ, પ્રસૂતિ અને ઉદરની બાહ્ય પીડાઓ અંતર પીડાની જેમ નાશ પામે છે.' આ બીજો પવિત્ર કુંડ ધરણેંદ્ર નાગકુમારે કરેલો છે અને આ કુંડ ચમરેન્દ્રના વાહન મયૂરે રચેલો છે. એ બન્ને કુંડના જળથી જં-ગમ અને સ્થાવર વિષ તથા ક્ષય અને શ્વાસાદિક ન ખમી શકાય તેવા રોગો નાશ પામી જાય છે; અને એ બે કુંડના જળથી જે પોતે શુદ્ધ મને સ્નાન કરી પ્રભુને સ્નાન કરાવે છે તેને સ્વર્ગ મૃત્યુ અને પાતાળનું રાજ્ય દૂર નથી. આ બીજા બલીંદ્ર, સૂર્ય અને ચંદ્ર વિગેરેના રચેલા કુંડો છે, જેઓ પોતાના જળથી પાપને હરે છે. આ કુંડ અંબાદેવીએ ભરતચક્રીના ઉદ્ધાર વખતે તેની મિત્રાઈથી કરેલો છે તે **અંબાકુંડ** હમણા વિશિષ્ટ કુંડ એવા નામથી પ્રખ્યાત થયેલો છે. કૃષ્ણે ઇંન્દ્રને પૂછ્યું કે—'તે વિશિષ્ટ મહાત્મા કોણ થઈ ગયા કે જેના નામથી આ પવિત્ર કુંડનું અંબાકુંડ નામ લોપાઈને તેનું નામ પ્રસિદ્ધ થયું?' સૌધર્મપતિ બોલ્યા—'હે કૃષ્ણ! તે વિશિષ્ટની કથા સાંભળો, કે જે કથામાં જિનેશ્વરના મુખકમળના વચનરૂપ મધુરસ મિશ્રિત થયેલો છે. અર્થાત્ જે કથા શ્રીજિનેશ્વરે કહેલી છે. જ્યારે આ ઠમા વાસુદેવ લક્ષ્મણ સમુદ્ર સુધી પૃથ્વીનું પાલન કરતા હતા, તે સમયમાં **વિશિષ્ટ** નામે એક તીવ્ર તપ કરનારો તાપસપતિ થયો હતો. તે વેદ વેદાંગને જાણનાર અને કુટિલ કલામાં કુશળ હતો. કંદ મૂળ ફળ અને જળથી નિર્વાહ કરતો હતો અને લોકો પોતાના કાર્યને માટે તેની પૂજા કરતા હતા. એક વખતે કોઈ હરણી તેની પર્ણકુટીના આંગણામાં વિસ્તારથી ઉગેલા નીવાર ધાન્યને ચરવા આવી. તેને જોઇ કોપથી મંદ પગલાં ભરતાં આવીને તેણે એક લાકડીનો તેની-

પર ઘા કર્યો. તે ઘા લાગતાંજ ફાટી ગયેલા તેના ઉદરમાંથી એક બચ્ચું નીકળી પડ્યું, અને ખરીઓથી પૃથ્વીને ઉખેડતી મૃગલીએ ઘાની પીડાથી તત્કાળ પ્રાણ છોડી દીધા. તેમજ બચ્ચું પણ મરણ પામ્યું. તે જોઈ વિશિષ્ટ તાપસ અંતરમાં ઘણું કચવાયો, અને લોકો તેને 'બાલસ્ત્રીઘાતક' એમ કહીને હસવા લાગ્યા. તેનું પ્રાયશ્ચિત્ત લેવાની ઇચ્છાથી એ પાપભીરૂ વિશિષ્ટ અનુચરોને છોડી દઈને એકલો વાદળાની જેમ નદીઓ, દ્રહો, ગિરિ, ગ્રામ અને સમુદ્રતીરે ભમવા લાગ્યો. એવી રીતે અડસઠે તીર્થોમાં જઈ આવીને પોતાના આત્માને પવિત્ર માનતો એ તાપસ પુનઃ પોતાના સ્થાનમાં આવ્યો. તે સમયે કોઇ જ્ઞાન પવિત્ર જૈનમુનિ તેની પર્ણકુટીપાસે આવીને કાઉસ્સગ ધ્યાને સ્થિર રહ્યા. એ વખતે તેની નજીકના નગરના લોકો સંશયરૂપ અંધકારમાં સૂર્યસમાન એ મુનિને આવેલા જાણીને ભક્તિથી તેમને પ્રણામ કરવા ત્યાં આવ્યા. સર્વના પૂર્વભવોનું વ્યાખ્યાન કરતા તે મુનિને સાંભળીને વિશિષ્ટે તેમની પાસે આવી પૂછ્યું કે, 'મારામાં હવે તે પાપકર્મ રહ્યું છે કે નહિ?' મુનિ બોલ્યા—'ક્ષેત્ર અને તપસ્યાવિના માત્ર પર્વત નદી વિગેરેમાં ભમવાથી તેવું નિવિડ કર્મ કેમ ક્ષય થઈ જાય? તેવા કર્મને તોડનાર રૈવતાચલ તીર્થવિના મિથ્યાત્વ તીર્થમાં ભ્રમણ કરવાથી તો ફક્ત ક્લેશજ થાય છે.' વિશિષ્ટે કહ્યું, 'હે મુનિ! તમે જે ક્ષેત્ર અને તપ કહ્યું, તે મારા પાપની શાંતિને માટે વિસ્તારથી કહો.' મુનિ બોલ્યા—'સૌરાષ્ટ્રદેશમાં રૈવતાચલગિરિ ઉત્તમ ક્ષેત્ર છે અને પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ કરીને શ્રી અરિષ્ટનેમિનું ત્યાં આરાધન કરવું તે તપ છે. જો તારે પાપનો ભય હોય અને નિર્મલ પુણ્યની પ્રાપ્તિ કરવી હોય તો સદ્ગતિને આપવામાં જામીનરૂપ તે રૈવતગિરિનો આશ્રય કર.' તે સાંભળીને તેમના ઉત્તમ બોધને હૃદયમાં ધરતો અને નેત્રને પ્રફુલ્લિત કરતો વિશિષ્ટ ચંડાલના પાડાની જેમ તે આશ્રમસ્થાન છોડીને ત્યાંથી ચાલતો થયો. અનુક્રમે તમાલવૃક્ષના જેવા શ્યામ અને સ્ફુરણાયમાન તેજથી પ્રકાશિત શ્રીનેમિનાથનું સ્મરણ કરતો મનના વેગે ઉતાવળો તે રૈવતાચલે આવ્યો. પ્રભુની પ્રભાથી પ્રકાશમાન મુખ્ય શિખરને પ્રદક્ષિણા કરીને મન વચન કાયાના શુભયોગથી પ્રકાશિત થયેલો તે ઉત્તરદિશાના માર્ગથી ગિરિરાજ ઉપર ચડયો. દક્ષિણ તરફ અંબાગિરિની છત્રશિલાને છોડી તે અંબાકુંડ પાસે આવ્યો અને ત્યાં તેના જળથી તેણે સ્નાન કર્યું. સ્નાન કરતાં હૃદયકમલમાં સ્ફાટિકમણિ જેવા નિર્મલ આર્હંત તેજનું ધ્યાન કરતો તે તાપસ સદ્ધ્યાનના બલથી પૂર્વે કરેલા પાપરૂપ ધ્યેય વસ્તુને ભુલી ગયો. જેવો સ્નાન કરીને તે બહાર નીકળ્યો, તેવીજ આકાશવાણી થઈ કે, 'હે મુનિ! તું હત્યાના

પાપથી રહિત થઇને શુદ્ધ થયો છે. અંબાકુંડના જળવડે સ્નાન કરવાથી અને શુભ ધ્યાનથી તારૂં અશુભકર્મ બધું ક્ષીણ થઈ ગયું છે, માટે હવે શ્રી નેમિનાથનો આશ્રય કર.' આવી આકાશવાણી સાંભળીને મનમાં હર્ષ પામતા વિશિષ્ટે તત્કાલ નેમિનાથના ચૈત્યમાં જઇને તેમને નમસ્કાર કર્યો. સદ્ભક્તિવડે સ્તુતિ કરી, સમાધિથી ધ્યાન કરી અને અત્યંત તપ આચરીને તેણે અવધિજ્ઞાનને પ્રાપ્ત કર્યું. પ્રાંતે પ્રથમનો તાપસ વેષજ રાખી જિનધ્યાનમાં પરાયણ થઈ તે વિશિષ્ટ મુનિ પરમ ઋદ્ધિથી પવિત્રિત એવા દેવપણાને પામ્યા. અહિં વિશિષ્ટનો હત્યાદોષ મટી ગયો હતો, તેથી હે કૃષ્ણ ! આ પવિત્ર કુંડ તેના નામથી લોકમાં પ્રસિદ્ધ થયો. આ કુંડના જળસંસર્ગથી ધાત, વ્યાધિ, પથરી, પ્રમેહ, કુષ્ટ, દદ્રુ વિગેરે રોગો નાશ પામે છે, તેજપ્રમાણે દુસ્તર હત્યા પણ નાશ પામે છે.

આ પ્રમાણે ઇંદ્રની પાસેથી કુંડોની ઉત્પત્તિ સાંભળીને તેમાંથી જળ લઈ કૃષ્ણ નેમિનાથના મંદિરમાં આવ્યા. ત્યાં ઇંદ્રોની સાથે પ્રભુને સ્નાત્ર કરીને અગરૂચંદનવડે વિધિથી પૂજા કરી. પછી કૃષ્ણે આરતી ઉતારી ઉત્સવ સાથે સુવર્ણ, રત્ન અને મણિનાં દાન આપીને ત્યાંથી સુવર્ણ ચૈત્યમાં રહેલા પ્રભુના ચરણની પૂજા કરી. ભક્તિરૂપ દામ–દોરડાથી ઉદરમાં બંધાયા, તેથી **દામોદર** એવું નામ ધારણ કરીને **દામોદર** નામના દ્વારમાં કૃષ્ણે પોતાની મૂર્તિ કરાવી, અને અધિક ભક્તિ જણાવતા કૃષ્ણે પોતાના મસ્તકપર નેમિનાથના બિંબને ધારણ કરીને પોતેજ દ્વારપાળ થયા.

જ્યાં પ્રભુએ પોતાનું વસ્ત્ર મૂક્યું હતું, તે **વસ્ત્રાપથ** નામના તીર્થમાં **કાલમેઘ** નામે એક શાસન કરનાર ક્ષેત્રપતિ થયો હતો; અને પોતાના જળમાં સ્નાન કરનારા પ્રાણીઓને અમલ–નિર્મલ કરવાથી **અમલકીર્તિ** નામની ત્યાં એક સરિતા હતી, તેમાં **ભવ** નામે દેવતાનો અધિપતિ રહેતો હતો. તે **ભવ** પૂર્વે કોઈ દુર્ભવી **મૃગ** હતો. વનમાં ભટકતાં કોઈ મુનિની પાસેથી રૈવતાચલ તીર્થનું માહાત્મ્ય સાંભળી તે ત્યાં આવ્યો. એક વખતે દાવાનલ સળગવાથી તેવડે બલતાં મૃગલીની સાથે તે જળ પાસે આવ્યો. કુંડને જોઇ તીર્થની ભાવનાથી તે તેમાં પડયો, જેથી મૃત્યુ પામીને તે ત્યાંજ **ભવ** નામે દેવતા થયો, અને તે મૃગી મરણ પામીને કુંડની અધિષ્ઠાયક દેવી તરીકે વિખ્યાત થઈ. ત્યારથી તે કુંડ અને દેવ બંનેને સર્વ મનુષ્યો નિત્ય પૂજવા લાગ્યા, અને તેઓ જિનેશ્વરની ભક્તિ કરવા લાગ્યા.

કર્ણાટક દેશમાં **ચક્રપાણિ** નામે એક રાજા થયો. તેને **પ્રિયંગુમંજરી** નામે એક ગુણથી ઉજ્વલ પત્ની હતી. અન્યદા તેણે નારીની જેવા મનોહર દેહવાળી

પરંતુ વાનરી જેવા મુખવાળી એક પુત્રીને જન્મ આપ્યો. તેને જોઇને રાજા મનમાં વિસ્મય પામ્યો. રિષ્ટની શંકા થવાથી રાજાએ સર્વત્ર શાંતિકર્મ કરાવ્યું, ચૈત્યે ચૈત્યે દેવપૂજા કરાવી અને સત્પાત્રોનું અર્ચન આચર્યું. પ્રતિદિન રાજગૃહમાં વધતી જતી એ સુંદર પુત્રી અનુક્રમે અંગમાં લાવણ્યતાનું પોષણ કરવા લાગી. તે સુભગોત્તમ કન્યાનું **સૌભાગ્યમંજરી** એવું નામ પાડયું. અનુક્રમે તે ચોસઠ કળામાં પ્રવીણ થઈ. એક વખતે રાજસભામાં રાજાના ઉત્સંગને અલંકૃત કરીને તે બેઠી હતી, તેવામાં કોઈ વિદેશી પુરૂષ રાજાની સભામાં આવ્યો. તેણે સર્વ તીર્થના મહિમાનું કીર્તન કરવા માંડ્યું. પ્રથમ પુંડરીકગિરિનું માહાત્મ્ય કહીને પછી તે સંસાર તારણ અને પુણ્યનું કારણ એવું રૈવતગિરિનું માહાત્મ્ય કહેવા લાગ્યો—હે રાજા! આ જગતમાં પુણ્યના સંચયને પ્રગટ કરનાર, દુઃખદારિદ્રને દૂર કરનાર અને પાપથી નહિ જિતાય તેવો રૈવતગિરિ જય પામે છે. સર્વ પ્રકારના કલ્યાણનું નિર્માણ કરવામાં પ્રવીણ એવા એ રૈવતગિરિપર રહેવાથી આ ભવમાં કે પરભવમાં—બંને ભવમાં દારિદ્ર તથા પાપનો ભય લાગતો નથી. તે ગિરિનાં પવિત્ર શિખરો,સરિતાઓ, નિઝરણાંઓ, ધાતુઓ અને વૃક્ષો સર્વ પ્રાણીઓને સુખ આપનારાં છે. હે રાજા! એ પવિત્ર ગિરિપર નેમિનાથની સેવાને માટે આવેલા દેવતાઓ સર્વ સુખના સ્થાનભૂત સ્વર્ગને પણ સંભારતા નથી. આવી રીતે રૈવતાચલના માહાત્મ્યને સાંભળતી સૌભાગ્યમંજરી પૂર્વભવનું સ્મરણ થવાથી તત્કાળ મૂર્છા પામી ગઈ. ઘણા શીતોપચાર કરવાથી સચેતન થઇ હર્ષ ધરીને તે પોતાના દુઃખી પિતાને કહેવા લાગી—'હે તાત! આજે મારે મહામંગળીક છે, તેનું કારણ સાંભળો. પૂર્વભવે રૈવતાચલ ઉપર હું એક વાનરી હતી. તે વખતે સદા ચપલતાથી અવિવેકીપણે સર્વ શિખરો, વૃક્ષો અને સરિતાઓમાં ફરતી હતી. એ ગિરિના મુખ્ય શિખરથી પશ્ચિમ દિશામાં એક **અમલકીર્ત્તિ** નામે નદી છે. નાનાપ્રકારના પ્રભાવોવાળા અનેક દ્રહોથી ભરપૂર એ નદી શ્રી નેમિનાથની દૃષ્ટિથી પવિત્ર થયેલી છે. અન્યદા અનેક વાનરોની સાથે હું વૃક્ષોમાં સ્વેચ્છાએ ફરતી ( વાનરી ) જાતિની ચપલતાને લીધે ત્યાં આવી. ત્યાં ફલિત થયેલા આંબાની મોટી લતાના તંતુથી કંઠ બંધાઈ જવાને લીધે તિર્યંચના ભવથી કલંકિત એવા પ્રાણને મેં ક્ષણવારમાં છોડી દીધા. ત્યાંથી મરણ પામીને તીર્થમાં નિવાસ કરવાના પ્રભાવથી હું તમારી પુત્રી થઈ છું. આ મારા શરીરમાં જે આશ્ચર્યકારી વિચિત્રતા થઇ છે, તેનું કારણ હવે સાંભળો. તે વાનરીનું મસ્તક લતાપાશથી બંધાએલું હતું, તે નમતું નમતું માત્ર મસ્તક વિના બધું શરીર એ **અમલકીર્ત્તિ** નદીમાં પડ્યું. તેથી હું અહિં સર્વ અંગમાં લાવણ્યથી મંડિત થઇ

અને તે તીર્થ નદીના સ્પર્શવગરનું મારૂં મસ્તક વાનરીના જેવુંજ રહ્યું. હવે હે પિતા! મારૂ મસ્તક જે ત્યાં વૃક્ષપર રહેલું છે તેને નદીમાં નાખો, એટલે પછી હું વિડંબના રહિત થઇને મારો જન્મ નિર્ગમન કરીશ. આ વિદેશી પુરૂષે રૈવતગિરિનું માહાત્મ્ય સંભળાવીને મને તેનું સ્મરણ કરાવ્યું, તેથી હે પિતાજી! એ મારો ખરેખર બંધુ છે, માટે તેનું આપ ઘણું સન્માન કરો." આ પ્રમાણે પ્રસન્ન મનથી પુત્રીનો પૂર્વભવ સાંભળીને રાજાએ માણસો મોકલી તેનું મસ્તક તે નદીમાં નખાવ્યું, એટલે તત્કાલ એ વિશાલ લોચના રાજકુમારીએ મુખશોભાથી ચંદ્રને જિતી લીધો. અર્થાત્ તેનું મુખ ચંદ્રથી વિશેષ શોભાવાળું થયું. રાજા પણ એ તીર્થનું માહાત્મ્ય પ્રત્યક્ષ જોઈને ચિત્તમાં બહુજ વિસ્મય પામ્યો. પછી સૌભાગ્યમંજરી સંસારથી વિમુખ થઈ આગ્રહથી પિતાને પોતાના વિવાહોત્સવ કરતા અટકાવીને રૈવતાચલે આવી. ત્યાં તીવ્રતપ આચરતી એ ઉત્સુક બાલાએ જિનધ્યાનમાં તત્પર થઈને અનુક્રમે ઘણાં અશુભકર્મ ખપાવ્યાં. છેવટે મૃત્યુ પામીને તીર્થના મોહથી તે ત્યાં વ્યંતરદેવી થઈ અને તે નદીના દ્રહમાં નિવાસ કરીને સંઘનાં વિઘ્નોને નાશ કરવા લાગી. તે મોટા માહાત્મ્યવાળા તીર્થમાં રહેવાથી સર્વ દેવતાઓને અનુસરવા યોગ્ય મહાદેવી થઇ પડી.

પછી ઇંદ્ર વાયવ્ય કોણમાં ઇંદ્ર નામનું એક પોતાનું નગર વસાવીને નેમિનાથને મસ્તકપર ધરીને ત્યાં રહ્યો. નેમિ જિનના ધ્યાનથી પવિત્ર થયેલા બ્રહ્મેંદ્રે સંઘની વૃદ્ધિને માટે **ડમર** નામના દ્વારમાં પોતાની મૂર્ત્તિ સ્થાપન કરી. જિનધ્યાનથી પવિત્ર મનવાળો મલ્લિનાથ નામનો રૂદ્ર **નંદભદ્ર** નામના ગિરિદ્વારમાં દ્વારપાળ થયો. બલવાન્ બલભદ્ર પોતાના મસ્તકપર છત્રરૂપ કરેલા ભગવંતના ચરણકમળથી આતપ રહિત થઈ **મહાબલ**દ્વારમાં રહ્યો. મહા બલવાન્ વાયુ લોકોના વિઘ્નરૂપ તૃણના સમૂહને ઉડાડનાર થઈ **બકુલ** નામના દ્વારમાં રહ્યો. પોતાનાં શસ્ત્રોથી વિઘ્નરૂપ શત્રુઓને હણનારી અને ઉત્તર કુરૂમાં રહેનારી સાત માતાઓ **બદરી**દ્વારમાં રહી. **કેદાર** નામના દ્વારમાં **કેદાર** નામે રૂદ્ર ગિરિનો રક્ષક થઇને રહ્યો. એવી રીતે સર્વ દિશાઓમાં આઠ દેવતાઓએ નિવાસ કર્યો. જેમ જિનેશ્વરપાસે આઠ પ્રાતિહાર્ય રહે છે, તેમ એ આઠ દેવતાઓ ગિરિપર આયુધ ઊંચાં કરી પ્રતિહાર થઇને રહ્યા છે. સર્વે દેવતાઓ મસ્તકપર નેમિનાથ પ્રભુનાં ચરણકમળ રાખવાથી પવિત્ર અને મહા પ્રભાવથી વિઘ્નસમૂહને ત્રાસ આપી નિર્મળ થઇને રહેલા છે. ત્યાં રહેલા અસંખ્ય દેવતાઓ ત્યાં આવનારના મનોરથોને પૂરે છે, વિવિધ આયુધ ધરીને રહેલા છે અને ભવિજનોપર વાત્સલ્ય રાખનારા છે. મુખ્ય શૃંગથી ઉત્તર દિશાએ તે દિશાનો રક્ષક મહાબલવાન **મેઘનાદ** છે, પશ્ચિમ

દિશાનો રક્ષક વાંચ્છિત અર્થને આપનારો **રત્નમેઘનાદ** છે, પૂર્વદિશામાં **સિદ્ધેભાસ્ય** નામે છે અને દક્ષિણમાં **સિંહનાદ** છે. એ ચાર શિખરોથી મુખ્ય શિખર જાણે ચતુર્મુખ હોય તેવું જણાય છે. મુખ્ય શિખરથી ચારે દિશાઓમાં બે બે લઘુ શિખર છે, ત્યાં મૃત્યુ પામેલો અને દગ્ધ થયેલો પ્રાણી ઉત્તમ દેવ થાય છે. ત્યાં રહીને તપસ્યા કરતાં અને નેમિનાથનું ધ્યાન ધરતાં મનુષ્યો અષ્ટસિદ્ધિ મેળવીને પ્રાંતે અવ્યય પદને પામે છે. તે શિખરોની ઉપર છાયાદાર કલ્પવૃક્ષો, વાંછિત દાનને આપનારી વલ્લીઓ, સરોવરો, કુવાઓ અને કાળી ચિત્રાવેલી છે, કે જે પ્રાણીને પુણ્યથીજ પ્રાપ્ત થાય છે. એ ગિરિપર પ્રત્યેક વૃક્ષમાં, પ્રત્યેક સરોવરમાં, પ્રત્યેક કુવામાં, પ્રત્યેક દ્રહમાં અને પ્રત્યેક સ્થાનમાં શ્રી નેમિનાથના ધ્યાનમાં પરાયણ દેવતાઓ રહેલા છે. હારની મધ્યમાં ચકદાની જેમ તે સર્વની મધ્યમાં ઊંચા શિખર ઉપર સંઘના ઇચ્છિત અર્થને આપનારા સિંહવાહની અંબિકાનો નિવાસ છે. જ્યાં રહીને શ્રી નેમિનાથ પ્રભુએ જરા પાછું વાળીને જોયું હતું તે, તેમના બિંબવડે પવિત્ર થયેલું શિખર **આલોકન** એવા નામથી પ્રખ્યાત થયેલું છે. અંબાગિરિની દક્ષિણ તરફ સર્વ અર્થને આપનાર અને યુદ્ધથી શત્રુઓના સમૂહને હણનાર **ગોમેધ** નામે યક્ષ રહેલો છે. ઉત્તર દિશાએ સંઘના વિઘ્નસમૂહને હરવામાં ચતુર **મહાજ્વાળા** નામે પ્રસન્નનયના દેવી રહેલાં છે. કૃષ્ણ વાસુદેવે પૂજા કરતી વખતે પોતાનું છત્ર જે શિલાપર મૂકીને પાછું લીધેલું હતું તે શિલા લોકમાં **છત્રશિલા** એવા નામથી પ્રખ્યાત થઈ છે. તે ગિરિ ઉપર એવાં ઘણાં શિખરો છે અને ઘણી ગુફાઓ છે કે જ્યાં જિનસેવામાં પરાયણ ઘણા દેવતાઓએ આશ્રય કરેલો છે. એવી રીતે તેનાં બધાં સ્થાનો દેવતાઓએ આશ્રિત કરેલાં હોવાથી તે ગિરિ સ્વર્ગથી પણ મનોહર અને જાણે દેવમય થયેલો હોય તેમ જણાય છે.

કૃષ્ણે કરેલો જળયાત્રા મહોત્સવ પૂર્ણ થવાથી સર્વે દેવતાઓ કૃતાર્થ થઈ પ્રભુને નમી ફરીવાર આવવાને ઉત્સુક થઈ પોતપોતાને સ્થાનકે ગયા. પછી પુણ્યકર્મમાં તૃષ્ણાસહિત એવા કૃષ્ણ પણ નીચે ઉતરવા લાગ્યા. માર્ગમાં બિંદુગુહાનેવિષે એક મુનિ તેમના જોવામાં આવ્યા. તત્કાળ હૃદયમાં હર્ષ પામતા કૃષ્ણ તે મુનિને નમ્યા, અને તેમની પાસેથી ગિરિનો ઘણો પ્રભાવ સાંભળ્યો. પછી ત્યાં રહીને પર્વતનું સૌંદર્ય જોતાં વાયવ્ય દિશામાં એક ગિરિને જોઈ કૃષ્ણે તે મુનિને પૂછ્યું કે, 'આ કયો ગિરિ છે'? મુનિ બોલ્યા—એ ગિરિ હાલ **ઉજ્જયંતગિરિનું મસ્તક** એ નામથી ઓળખાય છે, હવે પછી તેનું **ઉમાશંભુ** એવું નામ પડશે. તેનું

કારણ સાંભળો. "વૈતાઢ્યગિરિ ઉપર વિદ્યાના બલથી ભયંકર એવો રૂદ્ર નામે ખેચર વૈતાઢ્ય ઉપરની બધી પૃથ્વીને દબાવશે. તે ખેચર ઘણી સ્ત્રીઓનો પતિ છતાં તેને જાણે બીજું જીવિત હોય તેવી ઉમા નામે એક નિર્દોષ શરીરવાળી સ્ત્રી થશે. તે રૂદ્રના ભયથી તેને શંભુ નામથી બોલાવીને પોતાની શાંતિને માટે લોકો તેના ભક્ત થઈ ઇષ્ટદેવની જેમ ઉમાસહિત તેની પૂજા કરશે. એ ખેચર સારી રીતે ધ્યાન કરનારા મનુષ્યોની ઉપર તુષ્ટમાન થઈને તેમને ઇચ્છિત વસ્તુ આપશે, તેથી લોકો તેની વિશેષે પૂજા કરશે. પર્વત, આરામ, સરિતા અને ચૈત્ય પ્રમુખ સ્થાનોમાં હર્ષથી ક્રીડા કરતો તે રૂદ્ર ખેચર એ ઉજ્જયંતગિરિના મસ્તક પર આવીને ઉમાસહિત તપસ્યા કરશે, અને ત્યાં રહેલા ચારણ મુનિને ભક્તિથી નમસ્કાર કરશે. પછી તે મુનિના ઉપદેશથી તે પાપકર્મથી વિરામ પામશે. મુનિના ઉપદેશથી દુઃખનું વૃક્ષ જે વિષય, તેનું આદ્ય મૂળ સ્ત્રીજ છે, એવું જાણી પોતાની સ્ત્રી ઉમાનો ત્યાગ કરીને સહસ્રબિંદુ નામની ગુફાને વિષે તે એકલો તપસ્યા કરશે. તેના યોગથી રહિત એવી ઉમા પણ તેની પ્રવૃત્તિ ( ખબર ) નહીં જાણવાથી બિંદુશિલા ઉપર રહીને એકલી તીવ્ર તપસ્યા કરશે. તેના ધ્યાનયોગથી સંતુષ્ટ થયેલી ગૌરીવિદ્યા નિશ્ચળ ચિત્તવાળી ઉમા ઉપર સંતુષ્ટ થઈ પ્રત્યક્ષ દર્શન આપીને ઇચ્છિત વરદાન આપશે. તે વરદાનથી પોતાના પતિને સહસ્રબિંદુ ગુફામાં તપ કરતા જાણી, ત્યાં જઈ અતિ મોહકરૂપથી ઉમા તેને ધ્યાનમાંથી ક્ષોભ પમાડશે, 'સ્ત્રીનાથી કોણ ક્ષોભ ન પામે ?' પછી પુનઃ પ્રેમમગ્ન થઈ રૂદ્ર ખેચર તેની સાથે પાછો રમમાણ થશે. તેનાથી આ ગિરિ **ઉમાશંભુ** એવા નામથી પ્રખ્યાત થશે. સહસ્રબિંદુ ગુફામાં એક ચિત્તથી તેણે શ્રી નેમિનાથનું આરાધન કર્યું હતું તેથી તે ઉત્સર્પિણી કાળમાં દેવપૂજ્ય તીર્થંકર થશે." આપ્રમાણે મુનિપાસેથી સાંભળી તે ભાવી જિનેશ્વરને નમસ્કાર કરી કૃષ્ણ વાસુદેવ પરિવારસાથે ત્યાંથી દ્વારકામાં આવ્યા; અને શ્રી નેમિનાથપ્રભુ દેશનાથી ભવિકજનોને પ્રતિબોધ કરતા મૂર્ત્તિમાન્ સૂર્યની જેમ પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા. રાજિમતીએ સંવેગ પામીને નેમિનાથપાસે વ્રત ગ્રહણ કર્યું, અને એક વસુદેવવિના બધા દશાર્હોએ પણ દીક્ષા લીધી. મહાનેમિ તથા રથનેમિ વિગેરે યદુપુત્રો પણ દીક્ષા લઈ તીવ્ર તપ કરવા લાગ્યા.

દ્વારકા નગરીમાં **સ્થાપત્યા**[1] નામે સાર્થવાહી રહેતી હતી, તેનો પુત્ર **સ્થાપત્યાસૂનુ**[2] હતો, દેવતાની જેવા તે પુત્રે બત્રીશ પ્રિયાઓનો પ્રાણનાથ થઇ સૈ-

---

૧ થાવચ્ચા ૨ 'થાવચ્ચા પુત્ર' એ નામથી પ્રસિદ્ધ છે તે.

કડો સુખ ભોગવતાં ઘણા દિવસો ઊંચે પ્રકારે નિર્ગમન કર્યા. એક સમયે સંસારરૂપ દાવાનલને શમાવનાર શ્રીનેમિનાથનાં વચન સાંભળીને તે ક્ષણવારમાં વિષયગ્રામથી વિમુખ થઈ ગયો. પછી કર્મબંધ હલકાં થવાથી તેણે પોતાની માતાપાસે આવીને વિવિધ આગ્રહથી દીક્ષા લેવાની રજા દેવા પ્રાર્થના કરી. એટલે મુક્તાફલથી ભરેલો થાળ લઈ માતાએ કૃષ્ણપાસે આવીને પોતાના પુત્રનો દીક્ષા લેવાનો આગ્રહ જણાવ્યો. કૃષ્ણે તેની સાથે આવીને સ્થાપત્યાપુત્રને સંસારની તૃષ્ણા વધે તેવાં વચનો કહ્યાં, પણ અતિ વિરક્તપણાને લીધે તેણે તે વચન માન્ય કર્યા નહિ. તેથી હર્ષ પામીને કૃષ્ણે તે સ્થાપત્યાપુત્રની સાથે દીક્ષા લેવાની ઇચ્છાવાળા જે પુરૂષો હોય તેને જાણ કરવા માટે પોતાની નગરીમાં આઘોષણા કરાવી. તેથી વ્રત લેવાની ઇચ્છાવાળા એક હજાર પુરૂષો ત્યાં એકઠા થયા. કૃષ્ણે તે સર્વનો થાવચ્ચા પુત્રની સાથે દીક્ષામહોત્સવ કર્યો. નેમિપ્રભુના ધ્યાનરૂપ ભંડારના અધિપતિ સ્થાપત્યાપુત્ર મુનિ તે સર્વ મુનિઓનીસાથે શ્રુત જ્ઞાનધારી થયા. જીવાજીવાદિ તત્ત્વને જાણનારા તે થાવચ્ચા પુત્ર મુનિને પ્રભુએ સૂરિપદે સ્થાપિત કર્યા. પછી તે હજાર મુનિઓની સાથે પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા.

સ્થાપત્યાસૂનુ આચાર્યે વિહાર કરતા કરતા એકદા **શૈલક** નામના નગરમાં આવ્યા. ત્યાંના **શૈલક** નામના રાજાને તેમણે પ્રતિબોધ પમાડીને અણુવ્રતધારી કર્યો. ત્યાંથી વિહાર કરી એ પ્રસિદ્ધ આચાર્ય સૌગંધિક પુરીના ઉદ્યાનમાં સમોસર્યા. ત્યાં એક **સુદર્શન** નામના તાપસ ભક્તે તેમને નમસ્કાર કર્યો. તે શેઠે તેમની પાસેથી જીવ દયામય ધર્મ સાંભળીને ગ્રહણ કર્યો. "ચિંતામણિ રત્નને કોણ ન ઇચ્છે?" તેનો પૂર્વ ગુરૂ **શુક** નામે એક સંન્યાસી હતો, તે એક હજાર શિષ્ય સાથે દેશાંતરમાંથી ફરતો ફરતો ઉત્સુક થઇને તે નગરમાં આવ્યો. ત્યાં સુદર્શન શેઠને જુદી જ રીતનો થઈ ગયેલો જોઇ તેણે કહ્યું, 'હે શિષ્ય! કયા પાખંડી ગુરૂપાસેથી તેં આ ધર્મ સ્વીકાર્યો?' તે બોલ્યો—આ દયામય ધર્મમાં ચતુર્જ્ઞાનધારી અને શીલગુણથી ઉજ્વળ **સ્થાપત્યાસૂનુ** નામે મારા ગુરૂ છે. પછી પોતાના હજાર શિષ્યોથી પરવરેલો શુક સુદર્શનની સાથે નીલ અશોકવનમાં ગયો. ત્યાં રહેલા સ્થાપત્યાપત્ય મુનિને જોઈ શુકે આગતસ્વાગત સંબંધી પ્રશ્ન કર્યો. પછી સ્થાપત્યાસૂનુ આચાર્યે અનેક મતરૂપ સાગરની જળભમરીમાં જેની પદપંક્તિ ભમી રહેલી છે એવા શુકને નિરૂત્તર કરી દીધો. જેથી તત્કાળ શુક તાપસે જૈનમતરૂપ અમૃતના સ્વાદમાં લોલુપ થઇને પોતાના સર્વ શિષ્યોની સાથે ચારૂ ચારિત્ર ગ્રહણ કર્યું અને અનુક્રમે તેઓ સૂરિપદને પામ્યા. ભવભીરૂ સ્થાપત્યાસૂનુ પોતાનો અંતસમય નજીક જાણી શ્રમરહિતપણે સિદ્ધગિરિપર આવ્યા અને અન-

શન ગ્રહણ કર્યું. એક માસને અંતે જિનધ્યાનમાં પરાયણ એવા તેઓ સર્વ પરિવાર સાથે અક્ષર પદને[1] પામ્યા.

શુકાચાર્યે વિહાર કરતાં કરતાં **શૈલક** નગરે આવ્યા, અને ત્યાંના રાજા શૈલકને પાંચસો મંત્રીઓસહિત દીક્ષા આપી. મહા તપસ્યા કરનાર શૈલકમુનિ દ્વાદશાંગી ભણીને અનુક્રમે સૂરિપદને પામ્યા, અને પોતાના ચરણન્યાસથી પૃથ્વીને પવિત્ર કરવા લાગ્યા. શુક ભટ્ટારક પણ ચિરંકાલ પૃથ્વીપર વિહાર કરી શત્રુંજય તીર્થે આવી અનશન લઇને કેવળ જ્ઞાન પામ્યા; અને એક માસને અંતે જ્યેષ્ઠમાસની પૂર્ણિમાએ એક હજાર મુનિઓસહિત અનંત ચતુષ્ટયને સિદ્ધ કરીને સિદ્ધ પદને પ્રાપ્ત થયા.

શૈલકાચાર્યને કાલાતિક્રમે ભોજન કરવાથી શરીરમાં રોગ ઉત્પન્ન થયો. તેઓ ફરતા ફરતા શૈલક નગરે આવ્યા. તેનો પુત્ર મદ્રુક રાજા પોતાના પિતા મુનીશ્વરને આવેલા જાણી પરિવાર સાથે સામો ગયો અને ભક્તિથી તેમને વંદના કરી. પછી મદ્રુકે પુણ્યને પોષણ કરનારી તેમની વાણી સાંભળીને સંતોષ પ્રાપ્ત થવાથી પોતાના પિતાપાસેથી શ્રાવકધર્મ ગ્રહણ કર્યો. જેનો માંસરસ સુકાઈ ગયો છે અને જેમનું શરીર કૃષ્ણવર્ણી થઈ ગયું છે એવા પોતાના પિતાને નમસ્કાર કરીને તે રાજા બોલ્યો 'હે ગુરૂ! જો આપની આજ્ઞા હોય તો હું વૈદ્યોપાસે તમારી નિર્દોષ ચિકિત્સા કરાવું ?' આ પ્રમાણે કહી તેમની આજ્ઞા મેળવીને મદ્રુકે વૈદ્યોને બોલાવી તેમનો ઉપચાર કરાવ્યો અને તેવી ગુરૂભક્તિથી દુષ્કર્મરૂપ રોગથી પોતાના આત્માનો પણ ઉપચાર કર્યો. ત્યાં બહુ દિવસ રહેવાથી આચાર્યને રસમાં લોલુપી થયેલા જાણીને એક **પંથક** નામના શિષ્યને ત્યાં મૂકી બાકીના સર્વ મુનિએ અન્યત્ર વિહાર કર્યો. એક વખતે કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે તે પંથક મુનિએ પ્રતિક્રમણ કરતાં પ્રથમથી સુઇ ગયેલા ગુરૂને ખામણા ખામતાં પોતાના મસ્તકનો તેમના ચરણસાથે સ્પર્શ થવાથી જગાડ્યા. 'મને કોણ જગાડે છે?' એમ બોલતા ગુરૂ ઉઠ્યા. એટલે પંથક મુનિએ વિનયથી આ પ્રમાણે કહ્યું, 'હે પૂજ્ય ગુરૂ! આજે ચાતુર્માસ પૂર્ણ થયેલ હોવાથી તમને ખામણા આપવાના મિષથી મેં જગાડ્યા છે, તેથી મને ધિક્કાર છે. હે ક્ષમાવાન્ ગુરૂ! તે મારા અપરાધને ક્ષમા કરો.' આવો તેનો વિનય જોઈ ગુરૂ મનમાં લજ્જા પામ્યા, અને ચારિત્રને દૂષણ લગાડનારા પોતાના આત્માને આ પ્રમાણે અત્યંત નિંદવા લાગ્યા—"રસના ઇંદ્રિયે જિતાએલા મને ધિક્કાર છે! કે મેં શિથિલપણાથી ધર્મરૂપ રત્નને મલીન કરી નાખ્યું,

---

૧ મોક્ષ

નિદ્રાતંદ્રાનો નાશ કરીને પ્રતિક્રમણ કરતા એવા આ પંથકે મારો મોહાંધકાર દૂર કરાવીને મને બે પ્રકારે[1] જાગ્રત કરેલો છે–" આવી રીતે આત્મગર્હણા કરી દોષનો પરિગ્રહ છોડી દઈને શૈલકાચાર્ય પોતાના પરિવાર સાથે પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા. એ પ્રમાણે ઘણા લોકોનો અનુગ્રહ કરીને પ્રાંતે શૈલકાચાર્યે શત્રુંજય ગિરિપર જઇ અનશન ગ્રહણ કર્યું. એક માસને અંતે કેવળ જ્ઞાનથી નિર્મલ થઈ પાંચસો મુનિઓની સાથે તેમણે પણ શિવાગારને શોભાવી દીધું. એ પ્રમાણે સ્થાપત્યાપુત્ર, શુકાચાર્ય અને શૈલક વિગેરે મુનિપતિઓ અહીં મોક્ષને પામ્યા છે, તેથી આ તીર્થ અતિ વંદનીય છે અને નામગ્રહણમાત્રથી પણ પ્રબલ કુકર્મના મર્મને ભેદનારૂ છે.

શ્રીનેમિનાથ પાસેથી શત્રુંજય ગિરિનું માહાત્મ્ય સાંભળીને પાંડવોએ પોતાના જન્મને સાર્થક કરવા માટે તે તીર્થની યાત્રા કરવાનો મનોરથ કર્યો. તે વખતે તેમના પિતા પાંડુએ સ્વર્ગમાંથી આવીને પ્રીતિથી કહ્યું કે, 'હે વત્સો ! આ તમારો મનોરથ સારા પરિણામવાળો થશે માટે તમે શુદ્ધ હૃદયથી પુંડરિક ગિરિની યાત્રા કરો, તેમાં મહાપુણ્યવાન એવા તમને હું સહાય કરીશ.' પિતાની આવી આજ્ઞા થવાથી પાંડવોએ પ્રસન્ન થઇને યાત્રાને માટે સર્વ રાજાઓને નિમંત્રણ કર્યું. એટલે તે સર્વ રાજાઓ હર્ષ પામી મોટી સમૃદ્ધિ અને બહુ પરિવાર સાથે લઇને હસ્તિનાપુર આવ્યા. પાંડવોએ તેમનો સારો સત્કાર કર્યો. પછી શુભ દિવસે મણિમય પ્રભુના બિંબયુક્ત દેવાલય આગળ કરીને સૈન્ય અને વાહનો સહિત તેમણે હસ્તિનાપુરથી પ્રયાણ કર્યું. માર્ગમાં સાધર્મિવાત્સલ્ય, ગુરૂ, જ્ઞાન અને દેવની પૂજા તથા જીર્ણ ચૈત્યોનો ઉદ્ધાર કરતા કરતા ચાલ્યા. સુરાષ્ટ્રદેશના સીમાડાસુધી સામા આવીને પ્રીતિવાળા પાંડવોને યાદવોસહિત કૃષ્ણ આનંદથી મળ્યા. ત્યાંથી આગળ ચાલતાં તીર્થની સમિપે આવીને તેઓ તીર્થપૂજા અને ગુરૂપૂજા વિધિપૂર્વક કરી હર્ષથી શત્રુંજય ગિરિઉપર ચડ્યા. મુખ્ય શિખર અને રાજાદની વૃક્ષને ત્રણ પ્રદક્ષિણા કરીને સુર અસુરોએ પૂજેલી પ્રભુની પાદુકાને તેમણે પ્રણામ કર્યો. પછી કૃષ્ણ અને યુધિષ્ઠિર પરસ્પર બાહુ મિલાવીને **વરદત્ત** ગુરૂની સાથે હર્ષપૂર્વક ચૈત્યમાં પેઠા, એટલે પાષાણોની સંધિ શિથિલ થવાથી જેમાં તૃણાંકુર ઉગેલા છે એવું તે ચૈત્ય જરાક્રાંત શરીરની જેવું તેમના જોવામાં આવ્યું. ચૈત્યની મધ્યમાં ભગવંતનું બિંબ પણ તેવુંજ જીર્ણ થયેલું જોઈ તે બન્ને ધાર્મિક વીરો જાણે મર્મભેદ થયો હોય તેમ અતિદુઃખથી ખેદ પામ્યા. પછી કૃષ્ણ ધર્મપુત્રપ્રત્યે બોલ્યા–'જુ-

---

૧ દ્રવ્યથી ને ભાવથી.

ઓ આપણે રાજ્ય કરતાં છતાં કાળના માહાત્મ્યથી આ તીર્થ કેવું જીર્ણ થઈ ગયેલું છે ?' તે સમયે અકસ્માત્ સ્વર્ગમાંથી પાંડુદેવે આવીને પ્રસન્ન દૃષ્ટિએ કહ્યું, 'હે કૃષ્ણ! તમે સર્વ કાર્યમાં પરિપૂર્ણ પરાક્રમી છો, તમે પૂર્વે રૈવતાચલનો ઉદ્ધાર કરીને ફલ મેળવ્યું છે, તો મારા પુત્રને આ પુંડરીકગિરિના ઉદ્ધારનું ફલ આપો.' કૃષ્ણે પ્રસન્ન થઈને કહ્યું, 'હે પાંડુદેવ! તેમાં તમારે પ્રાર્થના શા માટે કરવી પડે છે? કેમકે તમારા પુત્ર પાંડવો તે અમે છીએ અને અમે તે પાંડવો છે, અમારામાં પરસ્પર કાંઈ પણ અંતર નથી.' પછી પાંડુદેવ કૃષ્ણને ભલામણ કરી પ્રભુને સ્તવી નમી અને યુધિષ્ઠિરને એક મણિ આપીને વેગથી અંતર્ધાન થઈ ગયા. પછી ધર્મસૂનુએ આનંદ પામી કારીગરો બોલાવીને આદિનાથ પ્રભુનું શાશ્વત ચૈત્યજેવું મોટું ચૈત્ય કરાવ્યું. પછી પારિજાત વૃક્ષની શાખાનો એક નિર્મળ શંકુ કરીને પાંડુદેવે આપેલો મણિ ભગવંતની પ્રતિમાના હૃદય ઉપર સ્થાપિત કર્યો. પછી સુગંધી દિવ્ય દ્રવ્યોથી શિલ્પીઓની પાસે પાંડવોએ આનંદપૂર્વક પ્રભુનું બિંબ રચાવ્યું. તે બિંબ પાંડવોના ભક્તિરાગવડેજ રક્ત હોય તેવું, પાંડવોના પુણ્યરૂપી સૂર્યનાં ઉદય કિરણો ધારણ કરતું હોય તેવું અને મુક્તિરૂપી સ્ત્રીના લલાટના કુંકુમ તિલક જેવું શોભવા લાગ્યું. ધર્મકુમારે શ્રી વરદત્ત ગણધરે આપેલા શુભ લગ્નમાં પ્રભુના ચૈત્યની અને બિંબની તેમની પાસેજ પ્રતિષ્ઠા કરાવી. પછી રાજા યુધિષ્ઠિરે પોતાના કુલને અલંકૃત કરવા માટે વિશ્વના અલંકારરૂપ પ્રભુને માટે અલંકારોનો સમૂહ રચાવ્યો. પછી પૂર્ણ કામનાવાળા પાંડવોએ પ્રભુની અષ્ટપ્રકારી પૂજા કરી, ચૈત્ય ઉપર પરમ ધર્મના લક્ષણરૂપ મહાધ્વજ ચડાવ્યો, હર્ષથી યાચકની ઇચ્છાપ્રમાણે અવિશ્રાંત દાન દીધું અને નિષ્પાપ આદિતીર્થરૂપ સંઘની પૂજા કરી. પછી ઇંદ્રોત્સવ કરી, ચામર છત્ર પ્રભુની આગળ ધરી પ્રભુની આરતિ ઉતારીને પુષ્કળ દાન આપ્યું. એવી રીતે ધર્મકુમાર સર્વ ધર્મ કાર્ય કરીને અનુમોદન કરતા સર્વ રાજાઓની સાથે ગિરિ ઉપરથી ઉતર્યા.

ત્યાંથી ચંદ્રપ્રભાસ તીર્થે જઇને ચંદ્રપ્રભુની, રૈવતગિરિ ઉપર નેમિનાથની, અને અર્બુદાચલ ઉપર શ્રીઆદિ પ્રભુની તેમણે હર્ષથી પૂજા કરી. પછી વૈભારગિરિએ અને સંમેતશિખરે ગયા, અને ચોવીશે તીર્થંકરોની દશ ત્રિકસહિત[1] પૂજા કરવાવડે તેમણે ઉપાસના કરી. આવી રીતે શુભ એવું સંઘપતિનું કર્ત્તવ્ય કરી પુણ્યથી પવિત્ર હૃદયવાળા તેઓ અનુક્રમે દ્વારકામાં આવ્યા. દ્વારકામાં કૃષ્ણને મૂકી, તેમણે કરેલો આભૂષણોનો સત્કાર ગ્રહણ કરી, સર્વ રાજાઓને વિદાય કરીને પાંડવો પોતાના નગરમાં આવ્યા. એવી રીતે પાંડવોએ પોતાના પુણ્યના ઉદ્ધારની જેવો મહામંગળકારી શત્રુંજય તીર્થે ઉદ્ધાર કર્યો.

---

૧ ત્રણ નિસિહી, ત્રણ પ્રદક્ષિણા વિગેરે દશ ત્રિક ચૈત્યવંદન ભાષ્યાદિકથી જાણી લેવાં.

અહિં દ્વારકામાં કૃષ્ણ પોતાના વાસગૃહમાં જિનેશ્વરનું ધ્યાન ધરતા રહેવા લાગ્યા. એક વખતે તેમણે પોતાના પુત્રોને કહ્યું કે 'જે પ્રાતઃકાળે નેમિ પ્રભુને પેહેલો નમવા જશે, તેને હું મારો ઈષ્ટ અશ્વ આપીશ. તે વાત પ્રદ્યુમ્ને અને પાલકે સાંભળી. તેથી પાલક તો સૂર્ય ઉગ્યા પેહેલાં નેમિનાથને વંદના કરી પાછો આવીને ઉભો રહ્યો અને પ્રદ્યુમ્ને તો પોતાના આવાસમાં રહીનેજ નેમિનાથ પ્રભુને ભાવ નમસ્કાર કર્યો. પછી કૃષ્ણે જઇને નેમિનાથ પ્રભુને પૂછ્યું કે, 'હે સ્વામી! આજે તમને પ્રથમ કોણે નમસ્કાર કર્યો?' પ્રભુ બોલ્યા—"પાલક અહીં પ્રથમ આવ્યા છતાં તેને આવ્યો ન સમજવો. કેમકે પ્રદ્યુમ્ન રાત્રિએ જવાથી જીવ હિંસા થાય તેના પાપથી ભય પામીને આવ્યો નહોતો, અને પાલક તો અશ્વના લોભથી અહિ પ્રથમ આવ્યો હતો. માટે હે કૃષ્ણ! માત્ર કાયા વિગેરેથી ફળ થતું નથી પણ ભાવથીજ ફળ પ્રાપ્ત થાય છે. સર્વ ધર્મને ઉત્પન્ન થવાનું કારણ ભાવ છે." પછી કૃષ્ણે પૂછ્યું એટલે શ્રી નેમિનાથ પ્રભુ જીવતત્ત્વવિષે બોલ્યા— "હે કૃષ્ણ! આ સંસારમાં ચોરાશી લાખ જીવાયોનિ છે. તેમાં પૃથ્વી, અપ્, અગ્નિ, વાયુ અને વૃક્ષ એ પાંચ સ્થાવર અને છઠ્ઠા ત્રસ છે. ભૂમિ વિગેરેમાં ચતુર્માસના દિવસોમાં અનેક પ્રકારના જીવો ઉત્પન્ન થાય છે, તેમની કુલ સંખ્યા વિવિધ પ્રકારની જાણવી." તે સાંભળી કૃષ્ણ વર્ષાઋતુના ચતુર્માસ પોતાના ઘરમાંજ રહ્યા, જીવહિંસાના ભયથી બહાર નીકળ્યા નહિ. તે સમયે સામંતસહિત લોકો કહેવા લાગ્યા કે, 'હમણાં હરિ (કૃષ્ણ) સુતા છે.' દેવતાઓને જો કે રાત્રિ હોતી નથી છતાં એ ક્રમ લોકરૂઢીથી ચાલ્યો છે.

એક વખતે નેમિનાથ પ્રભુ સહસ્રામ્ર વનમાં સમોસર્યા. ત્યાં આવી કૃષ્ણે તેમને નમસ્કાર કર્યો, અને પૂછ્યું કે, 'હે પ્રભુ! આ દેવનિર્મિત સમૃદ્ધિવાન્ દ્વારકાપુરી અને યાદવો પોતાની મેળે નાશ પામશે કે બીજાથી નાશ પામશે?' પ્રભુ બોલ્યા—"શાંબ વિગેરે તમારા પુત્રો મદિરાપાન કરી દ્વીપાયનને મારશે એટલે તે કોપ કરીને અવશ્ય દ્વારકાપુરીને બાળી નાખશે; અને તમારા ભાઈ જરત્કુમારના હાથથી તમારૂં પણ મૃત્યુ થશે." આવાં પ્રભુનાં વચન સાંભળી અંતરમાં ખેદ પામતા કૃષ્ણ દ્વારકાપુરીમાં ગયા. તે વૃત્તાંત સાંભળીને યાદવોએ જરત્કુમારનો તિરસ્કાર કર્યો. તેથી તેણે કૃષ્ણની રક્ષામાટે દૂર જઇને વનમાં નિવાસ કર્યો. લોકોના કહેવાથી તે હકીકત સાંભળીને દ્વીપાયન પણ ત્યાંથી બીજે ઠેકાણે ચાલ્યો ગયો, અને કૃષ્ણે નગરમાંથી બધું મદ્ય લઇને પર્વતની ગુફાઓમાં નખાવી દીધું. તે મદીરા **કાદંબરી** નામની ગુફામાં રહેવાથી કેટલેક કાલે નજીકનાં પુષ્પોના ગંધ

સાથે મળવાને લીધે ગંધમાત્રથી પણ અતિ મદ કરનારી થઈ પડી. એક વખતે શાંબ કુમાર ફરતો ફરતો તે તરફ ગયો, અને તેનો ગંધ સુંઘી તેમાં લોલુપ થઈ અતૃપ્તપણે તેનું પાન કરીને તેણે તેનું ઊંચે પ્રકારે વર્ણન કરવા માંડયું; જેથી બીજા કુમારોએ પણ તેનું પાન કર્યું. પછી સર્વે તેના ઘેનથી ધુમતા ધુમતા એક ગિરિની ગુફામાં આવ્યા, ત્યાં પોતાના શત્રુ દ્વીપાયનને ધ્યાન કરતો તેઓએ જોયો. એટલે 'આ દ્વીપાયન આપણી નગરીને બાળી નાખીને યાદવોનો નાશ કરવાનો છે, માટે તેને અહિંજ મારી નાખો, જેથી હણાયા પછી તે આપણને શી રીતે હણશે?' આપ્રમાણે શાંબના કહેવાથી સર્વે કુમારો ક્રોધાતુર થઇ, લાકડીઓ, યષ્ટિઓ અને મુષ્ટિઓથી તેને ખૂબ કૂટી નગરીમાં ચાલ્યા ગયા. તે ખબર સાંભળી કૃષ્ણ ખેદ પામીને બલભદ્રની સાથે ત્યાં જઈ તેને શાંત કરવા લાગ્યા. "હે ક્ષમાધાર! મારા દુર્વિનિત પુત્રોએ મદ્યપાની થઇને આવી માઠી ચેષ્ટા કરી છે તો તે ક્ષમા કરો, તમારા જેવા પુરૂષોને કોપ હોતો નથી. સત્પુરૂષો દુર્જનોથી પીડાયા છતાં પણ કિંચિત્‌માત્ર કોપ કરતા નથી. રાહુથી પીડાએલો ચંદ્ર શું કદિ પણ પોતાના કીરણોથી કોઈને બાળે છે?" આવી કૃષ્ણની પ્રાર્થના સાંભળીને દ્વીપાયને કહ્યું, 'હે કૃષ્ણ! આ તમારી પ્રાર્થના વૃથા છે, કેમકે પ્રથમ જ્યારે મને મારની પીડા થઈ, ત્યારે મેં દ્વારકા બાળવાનું નિયાણું કરેલું છે. તેથી તમે બે ભાઈવિના સર્વે યાદવો જરૂર અગ્નિથી દગ્ધ થઈ જશે, માટે હવે વધારે ચાટુ વચન કહેવાની જરૂર નથી.' આવાં તેનાં વચન સાંભળીને 'જે થવાનું હશે તે અન્યથા થશે નહિ.' એવું વિચારી કૃષ્ણ ત્યાંથી ચાલ્યા ગયા, અને તપસ્વી દ્વીપાયન મૃત્યુ પામીને નિયાણાના કારણથી અગ્નિકુમાર દેવતાઓમાં ઉત્પન્ન થયો. બીજે દિવસે કૃષ્ણે દ્વારકામાં એવી ઉદ્‌ઘોષણા કરાવી કે, 'ભાવી અરિષ્ટનો નાશ કરવાને માટે સર્વ લોકોએ ધર્મમાં તત્પર રહેવું.' લોકો તે સાંભળીને તેપ્રમાણે રહેવા લાગ્યા. તેવામાં સર્વજ્ઞપ્રભુ વિહાર કરતા કરતા રૈવતાચળઉપર સમોસર્યા. તે ખબર સાંભળી કૃષ્ણે પુત્રોસહિત ત્યાં આવી પ્રભુને વંદના કરી. પ્રભુના મુખથી મોહને નાશ કરનારી વાણી સાંભળીને પ્રદ્યુમ્ન અને શાંબ વિગેરે કુમારોએ દીક્ષા લીધી. રૂક્મિણી તથા જાંબવતી વિગેરે ઘણી યાદવોની સ્ત્રીઓએ ચારિત્ર લીધું અને બીજી કેટલીકે શુભ વાસનાથી શ્રાવકપણું ગ્રહણ કર્યું. પછી કૃષ્ણે પૂછયું—'હે સ્વામી! મારા નગરનો દાહ ક્યારે થશે?' પ્રભુએ કહ્યું, 'આજથી બાર વર્ષે રોષ પામેલો તે દ્વીપાયન અસુર તમારા નગરને બાળી નાખશે.' તે સાંભળી કૃષ્ણ મનમાં ખેદ પામીને પોતાની નગરીમાં ગયા, અને નેમિનાથ પ્રભુએ સૂર્યની જેમ અજ્ઞાનરૂપી અંધકારને ટાળતા ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો.

અહીં દ્વારકામાં કૃષ્ણની આજ્ઞાથી સર્વ જનો વિશેષપણે ધર્મવાન્ થયા, અને પેલો દ્વીપાયનદેવ પણ પોતાનો અવકાશ જોવા લાગ્યો. એ પ્રમાણે બાર વર્ષ વીતી ગયાં, એટલે સર્વ લોકો તપ કરવામાં કંટાળી ગયા, મદ્ય માંસ ખાવા લાગ્યા અને સ્વેચ્છાવિહારી થઈ ગયા. એટલે લાગ જોઇને એ સમયે પેલો છળવાન્ અસુર નગરીમાં અનેક પ્રકારના ઉત્પાત કરવા લાગ્યો; અને વંટોળીઆવડે તૃણ અને કાષ્ઠોને તેમજ મનુષ્યોને ઉછાળી ઉછાળીને નગરીમાં નાંખ્યા. પછી સાઠ કુળ કોટી બહાર રહેનારા અને બોંતેર કુળ કોટી નગરીમાં રહેનારા—સર્વે યાદવોને નગરીમાં એકઠા કરીને તે અસુરે દ્વારકાપુરીમાં અગ્નિ સળગાવ્યો. તે સમયે સર્વે દહન થવાથી પરસ્પર અફળાવા લાગ્યા, અને નગરી બહાર જવાને અશક્ત થવાથી તેઓએ ધન અને ઘરની સાથે પ્રાણને પણ છોડી દીધા. વસુદેવ, દેવકી અને રોહિણી સમાધિવડે અનશન કરી અગ્નિના ઉપઘાતથી મરણ પામીને દેવપણાને પ્રાપ્ત થયાં. દેવતાના કહેવાથી રામકૃષ્ણ નગરીની બહાર નીકળી જીર્ણોદ્યાનમાં આવી ઉભા રહીને પોતાની નગરીને દહન થતી જોવા લાગ્યા. જ્યારે અગ્નિની જ્વાલામાલાથી આકુલ પોતાની નગરીને જોઈ પણ શકયા નહીં, ત્યારે તેઓ ત્યાંથી પાંડવોની પાંડુમથુરા તરફ ચાલી નીકળ્યા. લોકસહિત દ્વારકાનગરી છ માસસુધી અગ્નિથી દહન થયા કરી. પછી સમુદ્રે જળના પૂરથી ડુબાવી દીધી.

પાંડુમથુરા તરફ જતાં માર્ગમાં હસ્તિકલ્પ નામના નગરમાં બલભદ્ર ભોજન લેવા માટે ગયા, ત્યાં ત્યાંના રાજા અચ્છદંતે[1] તેમને સૈન્યથી ઘેરી લીધા. તે વખતે બલભદ્રે સિંહનાદ કર્યો, તે ઉપરથી બલભદ્રને કષ્ટમાં જાણી કૃષ્ણ ત્યાં આવ્યા, અને સૈન્યસહિત અચ્છદંત રાજાને જિતી લઈને બલભદ્રને છોડાવ્યા. પછી તે નગરીની બહાર જઇને તેઓએ ભોજન કર્યું. ત્યાંથી આગળ ચાલતાં કૃષ્ણ તૃષાતુર થયા. તેથી જળ લેવાને માટે બલભદ્રને મોકલ્યા અને પોતે એક વૃક્ષની નીચે વસ્ત્ર ઓઢીને સુઈ ગયા. તે વખતે કૃષ્ણનો બંધુ જરાકુમાર કે જે મૃગયા[2] કરીને નિર્વાહ કરતો હતો, તેણે કૃષ્ણના પગમાં મૃગબુદ્ધિથી બાણ માર્યું. બાણ પગમાં વાગતાં જ ઉઠીને કૃષ્ણ બોલ્યા કે, 'હું કૃષ્ણ છું, મને છળથી કોણે બાણ માર્યું ? માટે જેણે બાણ માર્યું હોય તે પોતાનું નામ અને ગોત્ર સત્વર જણાવી દ્યો.' તે સાંભળીને વૃક્ષના અંતરમાં રહેલા જરાકુમારે કહ્યું કે, 'હું જરાદેવીનો કુમાર જરત્કુમાર છું, અને કૃષ્ણની રક્ષાને માટે હું વનમાં રહ્યો છું.' અહીં હું બાર વર્ષ થયા

---

૧ એ ધૃતરાષ્ટ્રનો પુત્ર હતો. જુઓ પાંડવચરિત્ર. ૨ શીકાર, પારધીપણુ

રહું છું, પણ અહીં કોઈપણ માણસ કયારે પણ મારા જોવામાં આવ્યું નથી, તેથી મારા ઘાતથી પીડાઓછો તે તમે કોણ છો ? જે સત્ય હોય તે કહો.' કૃષ્ણે કહ્યું, 'ભાઈ જરત્કુમાર ! અહીં આવ, જેને માટે તું વનવાસી થયો છે, તે હું કૃષ્ણ છું. તારો વનમાં રહેવાનો બધો પ્રયાસ વૃથા થયો છે. પરંતુ જે ભાવી થવાનું હતું તે સત્ય થયું છે, તેમાં તારો જરાપણ દોષ નથી. પણ હવે અહીંથી તું સત્વર ચાલ્યો જા, નહીં તો મારા વધના ક્રોધથી બલભદ્ર તને મારી નાંખશે. આ મારૂં કૌસ્તુભ ઇંધાણી તરીકે લઇને તું પાંડવોની પાસે જા, તેમને આ સર્વ વૃત્તાંત જણાવજે; એટલે તેઓ તને સહાય આપશે'. આ પ્રમાણે કહેવાથી જરાકુમાર ઘણે કષ્ટે ખેદ પામતો ત્યાંથી ગયો. તેના ગયા પછી બાણના ઘાની પીડાથી ક્ષણમાં કૃષ્ણને કુ-લેશ્યા ઉત્પન્ન થઈ. તે લેશ્યાથી મૃત્યુ પામીને કૃષ્ણ ત્રીજી નરકે ગયા. એવી રીતે યાદવ નાયક કૃષ્ણે પોતાનું એક હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કર્યું.

ત્યાર પછી તરતજ બલભદ્ર પાંદડાના પડીયામાં પાણી લઈને ત્યાં આવ્યા. એટલે પોતાના અનુજબંધુ કૃષ્ણને તેમણે પૃથ્વીપર સુતેલા જોયા. 'આ સુખે સુતા છે' એવી બુદ્ધિથી ક્ષણવાર તો તે થોભાણા, તેવામાં કૃષ્ણના મુખમાં પેસતી મક્ષિકાઓ જોઇને તે મનમાં દુઃખ પામ્યા. એટલે વારંવાર સ્નેહથી તેમને બો-લાવવા લાગ્યા, બોલ્યા નહીં એટલે હલાવી જોયા, તેથી તેમને મૃત્યુ પામેલા જાણ્યા, એટલે બલભદ્ર તત્કાળ મૂર્છા પામીને રૂદન કરવા લાગ્યા. પછી વનમાં ચારે બાજુ દૃષ્ટિ નાખતાં તેના ઘાતકને જોયો નહીં, એટલે તેમણે મોટા સિંહનાદ કરીને વૃક્ષોને અને પ્રાણીઓને કંપાવી દીધા. પછી અપૂર્વ સ્નેહથી કૃષ્ણના શબને સ્કંધઉપર ઉપાડીને બલભદ્ર વને વને ભમવા લાગ્યા. વળી ક્ષણવાર નીચે મૂકીને મીઠે વચને બોલાવવા લાગ્યા. એવી રીતે સ્નેહથી મોહ પામીને તેમણે છ માસ નિર્ગમન કર્યા. પછી તેનો સારથિ સિદ્ધાર્થ જે દેવ થયો હતો તે ત્યાં આવ્યો. તેણે અતિ ભાંગી ગયેલા રથને સજ્જ કરવાની મહેનત કરીને, પથ્થર ઉપર લતા વાવીને અને બળી ગયેલા વૃક્ષપર સિંચન કરી તેને નવપલ્લવ કરવાનો પ્રયત્ન કરી દેખાડીને બલભદ્રને બોધ પમાડ્યો. તેવાં દૃષ્ટાંતોથી રામે કૃષ્ણને મૃત્યુ પા-મેલા જાણ્યા, એટલે તે દેવે પોતાનું સ્વરૂપ જણાવ્યું અને કૃષ્ણ ઉપરનો સ્નેહ તજાવ્યો. પછી બલરામે તે દેવની સાથે સિંધુસંગમ તીર્થમાં અગ્નિ અને કાષ્ઠથી કૃષ્ણના દેહને અગ્નિસંસ્કાર કર્યો.

એ સમયે શ્રીનેમિનાથ ભગવંતે મોકલેલા એક ચારણ મુનિ ત્યાં આવ્યા. તેમણે પ્રતિબોધ આપીને બલભદ્રને દીક્ષા દીધી. પછી બલભદ્ર મુનિ તુંગિકા

શિખરે પ્રભુપાસે ગયા. અન્યદા બલરામ મુનિ પારણાને માટે એક નગરમાં ગયા. ત્યાં કુવાકાંઠે પાણી ભરવા આવેલી કોઈ સ્ત્રીએ તેમના રૂપથી મોહિત થઈ તેમનીજ સામું જોઈ રહીને ઘડાની શંકાએ પોતાના બાળકના ગળામાં દોરડું નાંખીને તેને કુવામાં મૂકવા માંડ્યો. તે જોઈને પોતાના દેહનેવિષે પણ તેઓ ઉદ્વેગ પામ્યા; અને 'હવેથી મારે કોઈ વખત પણ નગરમાં પેસવું નહિ' એવો અભિગ્રહ ધરીને ત્યારથી તેઓ વનવાસી થયા. વનમાં રહીને તપસ્યા કરતા એ બલરામમુનિની સમતાના પ્રભાવથી સિંહ વ્યાઘ્રાદિક ક્રૂર પ્રાણીઓએ પણ પોતાની દુષ્ટતા છોડી દીધી. એક મૃગ પૂર્વભવના સંબંધથી તેમની પાસે આવીને હંમેશાં શિષ્યની જેમ હર્ષપૂર્વક તેમની ઉપાસના કરવા લાગ્યો. એક વખતે કોઈ રાજાના કાર્યને માટે એક રથકાર ત્યાં આવ્યો. તેનીપાસે બલરામમુનિ મૃગની પાછળ પાછળ ચાલતા પારણાને માટે ગયા. રથકાર તેમને જોઈને ઘણોજ ખુશી થયો અને પોતાના આત્માને ધન્ય માનવા લાગ્યો. પછી તેણે શુદ્ધ અન્નથી બલરામમુનિને પ્રતિલાભિત કર્યા. રથકારનું દાતાપણું અને મુનિનું સત્પાત્રપણું ભક્તિથી અનુમોદતો તે મૃગ નેત્રમાં હર્ષાશ્રુ લાવી ઉન્મુખ થઇને ઉભો રહ્યો. તે વખતે અકસ્માત્ અર્ધું છેદાએલું એક વૃક્ષ તેમના ઉપર પડ્યું, તેથી ત્રણે મૃત્યુ પામીને બ્રહ્મકલ્પમાં પદ્મોત્તર વિમાનની અંદર દેવતા થયા. જે તુંગી શિખર ઉપર રામમુનિએ મોટું તપ કર્યું હતું, તે શિખર તેમના સંયોગથી સર્વ પાપને ધોવામાં સમર્થ મહાતીર્થ થયું. એ તુંગીગિરિ મહા પ્રભાવિક છે કે જ્યાં તપ અને દાનની અનુમોદના કરવાથી એક મૃગે પણ સ્વર્ગમાં દેવપણું પ્રાપ્ત કર્યું. ત્યાં જઈને જે ત્રિકાલે ભક્તિથી નેમિપ્રભુને નમે છે, તે ત્રણ ભવની અંદર મુક્તિસુખને પામે છે.

પ્રદ્યુમ્ન અને શાંબ પ્રમુખ યાદવકુમારો વિધિપૂર્વક નેમિ પ્રભુની આરાધના કરતા હતા, તેમને અન્યદા પ્રભુએ કહ્યું કે, 'હે વત્સો ! તમે દુર્ગતિના દ્વારને બંધ કરનાર શ્રીસિદ્ધાચલ તીર્થે જાઓ, ત્યાં ધ્યાન ધરતાં તમને મુક્તિનો લાભ થશે.' આવી પ્રભુની વાણી સાંભળી સાડાત્રણ કોટી મુનિઓસાથે શાંબ અને પ્રદ્યુમ્ન મુનિ પ્રભુને નમીને હર્ષથી શત્રુંજય તીર્થે આવ્યા. રાજાદનીનું વૃક્ષ અને પ્રભુના સ્થાનને મૂકી તેની દક્ષિણ તરફ જઈ તેજ ગિરિના સાતમા શિખર ઉપર રૈવતગિરિની નજીક આવીને તેઓ રહ્યા. ત્યાં આસનપર બેસી, ઇંદ્રિયોને જિતી, સમતાવાન થઈ, શ્વાસ પ્રશ્વાસથી નાસિકાને રોકી જાણે કોતરી લીધા હોય તેમ સ્થિર થઈ પ્રભુના ધ્યાનમાં લીન થઈને રહ્યા. ક્ષણવારમાં આર્હત્ જ્યોતિનું ધ્યાન ધરવાથી લયનો લાભ કરી ધ્યાતા, ધ્યેય અને ધ્યાનનો ભેદ છોડી દઇ એ ત્રણેની ઐક્યતા કરી દઇને કેવલ જ્ઞાન પામ્યા. પછી ક્રમયોગે સર્વ કર્મને ખપાવી

તેઓ મહાઉજ્વલ **મુક્તિ** નામના અવ્યાબાધ પદને પ્રાપ્ત થયા. **સદ્ભદ્ર** નામના શિખર ઉપર એ સાડાત્રણ કોટી મુનિઓ મુક્તિ પામ્યા છે, તેથી તે શિખર ત્યાં જનારા પ્રાણિઓના મનને દહન કરે છે. અર્થાત્ મનરહિત થઇને તે પ્રાણી મોક્ષસુખ મેળવે છે. આ ગિરિ સિદ્ધિરૂપ મેહેલનું આંગણું છે તે ખરી વાત છે, કારણ કે ત્યાં ગયેલા પુરૂષો કપર્દી અને ગોમેધ યક્ષરૂપ દ્વારપાળની સહાયથી સિદ્ધિને પ્રાપ્ત કરી શકે છે.

અહિં જરાકુમાર પાંડવોનીપાસે આવ્યો, અને કૃષ્ણે આપેલું કૌસ્તુભમણિ બતાવીને દ્વારકા દહન થવા વિગેરેનું બધું વૃત્તાંત જણાવ્યું. તે સાંભળી પાંડવો શોકથી સંસારસાગરને ઉતરવાની ઇચ્છાએ દીક્ષારૂપ વહાણ મેળવવાને માટે નેમિનાથ પ્રભુનું સ્મરણ કરવા લાગ્યા. સર્વજ્ઞ શ્રી નેમિનાથે તરતજ પાંડવોને બોધ આપવા માટે **ધર્મઘોષ** નામના મહામુનિને પાંચસો મુનિઓનીસાથે ત્યાં મોકલ્યા. પાંડવો પણ પરિવાર લઇને તેમને વાંદવા ગયા, અને તેમની મોહનો નાશ કરનારી દેશના સાંભળી. પછી તેઓએ ધર્મઘોષ મુનિને નમીને આદરથી પોતાના પૂર્વભવ પૂછ્યા; એટલે મુનિ જ્ઞાનવડે જાણીને તેમને ગંભીર વાણીએ કહેવા લાગ્યા. "**આસન્નચલ** નામે નગરમાં પૂર્વે તમે પાંચે ભાઈઓ કૃષીકાર હતા, અને જળમનુષ્યની જેમ પરસ્પર પ્રીતિરસમાં બંધાઈ રહેલા હતા. **પુરાતિ, શાંતનુ, દેવ, સુમતિ** અને **સુભદ્રક** એવાં નામોથી પોતાના ગુણોવડે તમે વિખ્યાત હતા. અન્યદા દારિદ્રરૂપ કાદવમાં મગ્ન થયેલા તેમણે સંસારથી ઉદ્વેગ પામીને **યશોધર** મુનિના વચનથી દીક્ષા ગ્રહણ કરી. પોતાના દેહમાં પણ નિઃસ્પૃહ તેઓએ ગ્રીષ્મઋતુસંબંધી મહા આકરા તપરૂપ સૂર્યના ઉગ્ર કિરણોથી પોતાના કર્મરૂપ ખાબોચીઆંને સુકાવી દીધાં. પેહેલે **કનકાવલી**, બીજે **રત્નાવલી**, ત્રીજા દેવમુનિએ **મુક્તાવલી**, ચોથાએ **સિંહનિકેતન** અને પાંચમા સુભદ્ર મુનિએ **આચામ્લવર્દ્ધમાન** એમ જુદાં જુદાં તપ કર્યાં, અને પાંચે ઇંદ્રિયોનો નિગ્રહ કરીને તે પાંચે ભાઈઓ પાંચ મહાવ્રતવડે શોભવા લાગ્યા. અનુક્રમે કર્મદેહ તથા ધાતુદેહને તપરૂપ અગ્નિથી શોષવી દઈને પ્રાંતે અનશનવડે મૃત્યુ પામી, તેઓ અનુત્તર વિમાનમાં દેવતા થયા. ત્યાંથી ચ્યવીને તમે પાંડુરાજાના પુત્રો પાંચે પાંડવો થયા છો; અને આ ભવમાંજ તમને અદ્ભુત મુક્તિનો લાભ થવાનો છે." આપ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળી અતિ સંવેગથી પાંડવોએ અભિમન્યુના પુત્ર **પરીક્ષિતને** રાજ્ય ઉપર બેસારી ધર્મઘોષ ગુરૂનીપાસે દીક્ષા લીધી. કુંતી અને દ્રૌપદીએ પણ સ્નેહરૂપ બંધનરહિત થવાથી દીક્ષા લીધી. પાંચે પાંડવો વિવિધ અભિગ્રહથી ભૂષિત થઈને તપસ્યા કરવા લાગ્યા.

દ્વારામતી નગરીનો દાહ થયા પછી યાદવોની સાથે સંમત થઈને પરીક્ષિત રાજા મહાનેમિના પુત્ર મેદિનીમલ્લને સૂર્યપુરમાંથી લઈ આવ્યો અને સુરાષ્ટ્ર દેશમાં રૈવતાચલની નીચે રહેલા ગિરિદુર્ગ (જુનાગઢ) નગરના રાજ્ય ઉપર તેનો અભિષેક કર્યો. તેના રાજ્યથી બધા મંત્રીઓ, અંતઃપુરના લોકો, રાજાઓ અને સર્વ પ્રજા–ધર્મિષ્ટ, ગુણવાન્ અને વિશેષ ઉદયવાળી થઈ. પછી પરીક્ષિત રાજા હર્ષથી શત્રુંજય અને ઉજ્જયંત તીર્થની યાત્રા કરી યાદવ રાજાની રજા લઇને પોતાના નગરમાં આવ્યો.

ભગવાન્ નેમિનાથે અનુક્રમે પૃથ્વીને પવિત્ર કરતાં છંકાપુરમાં આવી ધૂમકેતુ નામના અસુર બ્રાહ્મણને પ્રતિબોધ કર્યો અને ગિરિપાસે રહેલા અભ્રપુરમાં દુષ્ટ વૈતાલશંકરને પ્રતિબોધ આપીને સમકિત પાત્ર કર્યો. કોરંડક વનમાં કાકીડાઓના ઘાત કરનાર કર્કોટક નાગને અને સિદ્ધવડે સિદ્ધનાગયોગીને પ્રતિબોધ કર્યો. નગરકોટમાં નાગ નામના પુરૂષને સમકિત પમાડયું, અને ઈંદ્રકીલગિરિમાં ઇંદ્રકેતુ નામના અધમ વિદ્યાધરને પણ સમકિત આપ્યું. દેવગિરિમાં દુર્ગાદિત્યને જૈનતત્ત્વને જાણનાર કર્યો, અને બ્રહ્મગિરિમાં બ્રહ્મનાથ તાપસને પ્રતિબોધ કર્યો. બીજા પણ ઘણા લોકો, ભિલ્લો, મ્લેચ્છો, પાપીઓ, વનચરો અને પલ્લીઓને પ્રભુએ હર્ષથી પ્રતિબોધ પમાડયો. ધર્મ તીર્થનો નાશ કરનારા અને લોકોનો અતિ દ્રોહ કરનારા કેટલાક મનુષ્યોને પ્રભુએ સમકિત મૂલ શ્રાવકધર્મ ગ્રહણ કરાવ્યો. તેથી જેઓ તીર્થનો નાશ કરનારા હતા તેઓપણ ઉલટા પોતાના અંગીકાર કરેલા સમકિતની વિશુદ્ધિને માટે તીર્થના પ્રભાવક થયા અને નેમિનાથના ચરણની પૂજાથી મૃત્યુ પામીને સદ્ગતિને પ્રાપ્ત થયા.

આ પ્રમાણે આર્યાનાર્ય દેશમાં વિહાર કરતા નેમિનાથ પ્રભુને ચોવીશ હજાર ને સાતસો સાધુઓ, ચાળીશ હજાર બુદ્ધિમાન્ સાધ્વીઓ, એક લાખ ને ઓગણસાઠ હજાર શ્રાવકો, અને ત્રણ લાખ ને ઓગણચાળીશ હજાર શ્રાવિકાઓ—એટલો પરિવાર પોતાનો પ્રતિબોધેલો થયો. પોતાનો નિર્વાણસમય નજીક જાણી સુર, અસુર અને નરોએ ધ્યાન કરવાયોગ્ય નેમિપ્રભુ રૈવતાચલ ઉપર આવ્યા. ત્યાં પ્રભુએ પર્યંત દેશના આપી, જેથી કેટલાક જનોએ પ્રતિબોધ પામી દીક્ષા લીધી. પછી પ્રભુએ પાદપોપગમ અનશન અંગીકાર કર્યું. એ સમયે આસન ચલિત થવાથી સર્વ ઇંદ્રો શોક કરતા ત્યાં આવ્યા. અનુક્રમે આષાઢ માસની શુકલ અષ્ટમીએ ચિત્રા નક્ષત્રમાં શૈલેસી ધ્યાનવડે પ્રભુ પાંચસો ને છત્રીશ સાધુઓની સાથે મોક્ષે ગયા. પછી ઇંદ્રોએ કલ્પવૃક્ષનાં કાષ્ઠોથી અરિષ્ટનેમિનાથ અને બીજા

મુનિઓના દેહને અગ્નિસંસ્કાર કર્યો, અને ત્યાંથી નંદીશ્વર દ્વિપે જઈ અઠ્ઠાઈ ઉત્સવ કરીને જિનધ્યાનમાં પરાયણપણે પોતપોતાને સ્થાનકે ગયા.

જ્યાં શ્રીનેમિનાથના દીક્ષા, જ્ઞાન અને મોક્ષ—એ ત્રણ કલ્યાણક થયેલા છે એવા શ્રી રૈવતાચલગિરિને હું નમસ્કાર કરૂં છું. જ્યા અર્હંત પ્રભુનું એકજ કલ્યાણક થાય તેને પણ મુનિઓ તીર્થ કહે છે, તો આ ત્રણ કલ્યાણકવાળો ઉજ્જયંત ( રૈવત ) ગિરિ તેથી અધિક છે. ભગવંતના ચરણથી પવિત્ર થયેલી રૈવતાચલની રેણુઓ શુદ્ધિ કરનારા ચૂર્ણની જેમ આ વિશ્વને પવિત્ર કરે છે. આ રૈવતગિરિમાં દરેક શિખરોની ઉપર જળ સ્થલ અને આકાશમાં ફરનારા જે જે જીવો હોય છે, તે સર્વે ત્રણ ભવમાં મોક્ષે જાય છે. તે શિવાય જે આ ગિરિપર વૃક્ષો, પાષાણો અને પૃથ્વીકાય , અપ્પકાય, વાયુકાય અને અગ્નિકાયમાં રહેલા અચેતન જીવો રહેલા છે, તેઓ પણ કેટલેક દિવસે મોક્ષે જનારા છે. જે ગિરિની મૃત્તિકા ગુરૂગમના યોગથી તેલ અને ઘીની સાથે મેળવીને અગ્નિમાં ધમવાથી સુવર્ણરૂપ થઈ જાય છે, તેનો મહિમા શી રીતે વર્ણન કરવો ! અહીં રહી, તપ અને ક્ષમાથી યુક્ત થઈ શમતારસમાં મગ્ન થયેલા મુનિ સપ્ત ધાતુમય દેહને છોડીને શાશ્વત દેહને પામે છે. જેમ પાર્શ્વમણિના સ્પર્શથી લોઢું સુવર્ણ થઇ જાય છે, તેમ આ ગિરિના સ્પર્શથી પ્રાણી ચિન્મયસ્વરૂપી થઇ જાય છે. જેમ મલયગિરિ ઉપર બીજાં વૃક્ષો પણ ચંદનમય થઇ જાય છે, તેમ અહીં પાપી પ્રાણીઓ પણ પૂજ્ય થઇ જાય છે. ત્રણ જગતમાં શ્રીનેમિપ્રભુ જેવા કોઈ સ્વામી નથી, રૈવતાચલ જેવો કોઇ ગિરિ નથી, અને ગજેંદ્રપદ ( હાથીપગલાં ) જેવા કોઈ કુંડ નથી. એ ગિરિઉપર શ્રીનેમિનાથ પ્રભુના આઠ બંધુઓ, કૃષ્ણની આઠ પટ્ટરાણીઓ, રાજિમતી અને બીજા પણ ઘણા જીવો મોક્ષે ગયા છે.

દીક્ષા લઇને વિહાર કરતા પાંડવોએ હસ્તિકલ્પનગરમાં લોકોની પાસેથી નેમિનાથ પ્રભુનું નિર્વાણ સાંભળ્યું. તેથી શોક કરતા તેઓ રૈવતગિરિને દક્ષિણતરફ રાખીને પુંડરિકગિરિએ આવ્યા. અને ત્યાં તેમણે અનશન ગ્રહણ કર્યું. અનુક્રમે કુંતીમાતાની સાથે ઘાતી કર્મનો ક્ષય કરી અંતકૃત્કેવલજ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત કરી મોક્ષે ગયા. એ પ્રમાણે અર્હંત પ્રતિમાનો ઉદ્ધાર કરનારા પાંડવો વીશ કોટી મુનિઓ અને કુંતીજીની સાથે આ સિદ્ધગિરિપર મોક્ષે ગયા છે. પાંડવો મોક્ષે ગયા પછી બીજા બે હજાર ને પાંચસો મુનિઓ પણ અનંત ચતુષ્ટય પામીને મોક્ષે ગયા. ઘણાં પુણ્યવાળી સતી દ્રૌપદી પાંચમા દેવલોકમાં ગયાં, અને બીજા કેટલાક મુનિઓ મોક્ષે અને સ્વર્ગે ગયા.

હવે દ્વારકાના દાહના અને યાદવોના ક્ષયના ખબર સાંભળી હૃદયમાં દુઃખ પામતા નારદ શત્રુંજય ગિરિએ આવ્યા. ત્યાં પોતાના અવિરતીપણાની નિંદા કરતા અને યુગાદીશ પ્રભુને નમતા નારદે તેજ શિખર ઉપર સંસારને નાશ કરનારૂં અનશન ગ્રહણ કર્યું. ચાર શરણને અંગીકાર કરી અને ચાર મંગલને સ્વીકારી ચતુર નારદે મન, વચન અને કાયાની શુદ્ધિથી ચાર કષાયને તજી દીધા. તેમજ ચાર શાખાવાળા ધર્મનો આશ્રય કરી, ચોથા ધ્યાનમાં રહી તેનો ચતુર્થ અંશ મેળવીને પાંચમી ગતિ ( મોક્ષ ) ને પ્રાપ્ત થયા. એવી રીતે ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળમાં મળીને એકાણુ લાખ નારદો એ ગિરિની ઉપર સિદ્ધિને પામ્યા છે. જયરામ પ્રમુખ ત્રણ કોટી રાજર્ષિઓ આ ગિરિએ આવી શ્રીયુગાદિ પ્રભુના ધ્યાનથી કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા છે. આ મહાતીર્થમાં અસંખ્ય ઉદ્ધારો, અસંખ્ય પ્રતિમાઓ અને અસંખ્ય ચૈત્યો થયેલા છે.

વીર પ્રભુ ઈંદ્રને કહે છે, "હે ઇંદ્ર ! એવી રીતે શત્રુંજયગિરિના માહાત્મ્યને અનુસરીને રૈવતગિરિનું મોટું ઉદાર અને પવિત્ર માહાત્મ્ય અલ્પ રીતે મેં પ્રગટ કર્યું છે, હવે બાકીના ઉદ્ધારની સ્થિતિસંબંધી પાપનો નાશ કરનારી, અને અમૃતને ઝરનારી મારી વાણીને શુદ્ધ મનથી ભાવનાવડે ભાવિત ચિત્ત કરીને સાંભળો."

**इत्याचार्यश्रीधनेश्वरसूरिविरचिते श्रीशत्रुंजयमहातीर्थमाहात्म्यांतर्भूत श्रीरैवताचलमाहात्म्ये श्रीनेमिनाथदीक्षाज्ञाननिर्वाणपांडवोद्धारादिवर्णनो नाम त्रयोदशः सर्गः ।**





# સર્ગ ૧૪ મો.

## શ્રીપાર્શ્વનાથાદિ ચરિત્ર.



જેના લાંછનરૂપ સર્પની ફણાના મણિકિરણથી, મુખચંદ્રથી અને નખના કિરણોથી ત્રણ જગત્‌નો અંધકાર નાશ પામ્યો છે, તે પાર્શ્વનાથ પ્રભુ તમને પવિત્ર કરો. આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં **વારાણસી** નામે નગરી છે, જે ગંગાનદીના પ્રતિબિંબથી જાણે સ્વર્ગપુરી હોય તેવી સૌરાજ્યવતી દેખાય છે. તે નગરીમાં ભારત વંશનેવિષે ઈશ્વાકુ કુળમાં યશરૂપ છત્રવાળા, ગુણોના ઘર જેવા અને જિનાજ્ઞાને કળશની જેમ મસ્તકે ધારણ કરનારા **અશ્વસેન** નામે રાજા થયા. તેને આલ્હાદકારી ગુણોથી શોભિત, શુદ્ધ હૃદયવાળી, સર્વ સ્ત્રીઓના શિરોરત્ન જેવી અને શીલના ધામરૂપ **વામા** નામે વલ્લભા હતી. એક વખતે તે રમણીએ રાત્રિને ચોથે પહોરે સુખશય્યામાં સુતાં હતાં તે સમયે સુખની ખાણરૂપ ચૌદ સ્વપ્નો જોયાં. તે દિવસે એટલે ચૈત્રમાસની શુકલ ચતુર્થીએ ચંદ્ર વિશાખા નક્ષત્રમાં આવ્યો હતો તે વખતે તેના ગર્ભમાં પ્રાણત દેવલોકમાંથી ચવીને જિનેશ્વર થનાર જીવ ઉત્પન્ન થયો. તે કાળે ત્રણ જગતમાં ઉદ્યોત થઈ રહ્યો. ગર્ભસમય પૂર્ણ થતાં પૌષ માસની શુકલ દશમીએ, વિશાખા નક્ષત્રમાં ચન્દ્રનો યોગ થતાં, સુર અસુરોને પૂજ્ય અને સર્પના લાંછનવાળા એક પુત્રને વામા દેવીએ જન્મ આપ્યો. દેવીઓએ રાજભુવનમાં અને દેવોએ મેરૂગિરિપર લઇ જઇને જન્મ મહોત્સવ કર્યો. અશ્વસેન રાજાએ પણ હર્ષ ધરીને પોતાના વૈભવના ઉત્કર્ષથી મોટો ઉત્સવ કર્યો. જ્યારે પ્રભુ ગર્ભમાં હતા, ત્યારે માતાએ પાર્શ્વ ( પડખા ) માં પ્રસરતા સર્પને જોયો હતો, તેથી પિતાએ તેમનું 'પાર્શ્વ' એવું નામ પાડયું. પછી તેમણે 'આ વય અલ્પદોષવાળી છે,' એવું જાણી બાલ્યવય ગ્રહણ કરી, પણ તેનો અનુભવ કરીને સર્વ દોષને છોડનારા પ્રભુએ તે વયને પાછી છોડી દીધી. તે વિચાર પણ તેમણે ઘટ-

તોજ કર્યો. તારૂણ્યવયમાં પાર્શ્વકુમાર પિતાના આગ્રહથી **નરવર્મ** રાજાની પુત્રી સુંદર પ્રભાવાળી **પ્રભાવતીને** મોટા ઉત્સાહથી પરણ્યા.

અન્યદા પાર્શ્વનાથ પ્રભુએ મિથ્યાત્વતપના મઠરૂપ **કમઠ** નામના તાપસને ધૂમ્રપીડિત સર્પ બતાવીને ધર્મબોધમાં જાગ્રત કર્યો. અગ્નિજ્વાલાથી આકુલ વ્યાકુલ થયેલા સર્પને પ્રાણ તજતી વખત પાર્શ્વનાથ પ્રભુના દર્શન થવાથી તે **ધરણ** નામે પાતાલપતિ દયાળુ નાગેંદ્ર થયો. હિંસામિશ્ર ધર્મને કરનાર કમઠની લોકો નિંદા કરવા લાગ્યા. તેથી પાર્શ્વનાથ ઉપર રોષ ધરતો કમઠ મૃત્યુ પામીને **મેઘમાળી** નામે અસુર થયો. અનુક્રમે ત્રીશ વર્ષ ઉલ્લંઘન કરીને લોકાંતિક દેવતાએ પૂજિત પ્રભુ સાંવત્સરી દાન આપી દીક્ષા લેવાને ઉત્સુક થયા; અને પૌષમાસની શુકલ એકાદશીએ અનુરાધા નક્ષત્રમાં દિવસના પ્રથમ ભાગે પ્રભુએ અઠમ કરીને ત્રણસો રાજાઓની સાથે દીક્ષા લીધી. તે વખતે પ્રભુને મનઃપર્યય જ્ઞાન ઉત્પન્ન થયું; અને દેવતાઓ નમસ્કાર કરી મનમાં તેમનું સ્મરણ કરતા પોતપોતાને સ્થાનકે ગયા.

બીજે દિવસે **કોપકટક** નામના નગરમાં **ધન્ય** નામના ગૃહસ્થને ઘેર પ્રભુએ પરમ અન્નથી પારણું કર્યું. ત્યાંથી વિહાર કરતા પ્રભુએ કલિગિરિમાં કુંડ જેવા સરોવરને કાંઠે **કાદંબરી** અટવીનેવિષે, કાયોત્સર્ગ કર્યો. ત્યાં **મહીધર** નામે એક હાથી જળ પીવા માટે આવ્યો. તેને પ્રભુને જોતાં પૂર્વભવનું સ્મરણ થવાથી તે પ્રભુની સેવા કરવા લાગ્યો. નજીકમાં રહેલા દેવતાઓએ ત્યાં ત્રિકાલ સંગીત કરવા માંડયું. કેમકે "આંગણામાં કલ્પવૃક્ષ આવતાં તેનો લાભ લેવામાં કોણ ઉદાસી રહે?" ત્યાંથી પ્રભુ વિહાર કરી ગયા પછી અંગદેશનો રાજા તેમને વાંદવામાટે આવ્યો. ત્યાં પ્રભુને ન જોવાથી ચિંતામણિ રત્ન હાથમાં આવેલું જવાથી ખેદ પામે તેવો ખેદ પામીને તે મૂર્છા પામી ગયો. તે રાજાને મૂર્છિત જોઇ તેની પ્રીતિનેમાટે દેવતાઓએ ત્યાં પ્રભુની નવ હાથ પ્રમાણ પ્રતિમા કરી. મહીધર હસ્તી કાલયોગે મૃત્યુ પામીને વ્યંતરદેવ થયો. તે દેવ અને બીજા દેવતાઓ તે પ્રતિમાનું ધ્યાન કરનારા પુરૂષોની મનકામના પૂરવા લાગ્યા. અંગરાજાએ હર્ષ પામીને ત્યાં મોટો પ્રાસાદ કરાવ્યો. ત્યારથી એ તીર્થ કલિકુંડ એવા નામે વિખ્યાત થયું. કલિગિરિમાં તે કુંડને કાંઠે રહેલી શ્રીપાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાને જે જુએછે, સંભારેછે અને પ્રીતિથી પૂજે છે, તેનું સર્વ પ્રકારનું હિત થાયછે. એ મહાતીર્થ દેવતાઓએ ભક્તિથી અધિષ્ઠિત કરેલું છે, તેથી ત્યાં રહીને મંત્ર ધ્યાન કરવાથી તે આ ભવ અને પરભવના વાંછિતને આપેછે. સદ્ગુરૂપાસેથી મંત્ર લઇને એ કલિકુંડ પાર્શ્વનાથનું જે નિઃશંકપણે

ધ્યાન ધરેછે, તેને સિદ્ધિઓ દૂર રહેતી નથી. જે પ્રાણી ધ્યાન ધરતાં ક્ષુદ્ર ઉપસર્ગોથી ક્ષોભ પામતા નથી તે પ્રાણી સિંહને પણ જીતનારો થાય છે અને સિંહના ફુંફાડાથી શિયાળની જેમ તેનાં દુઃખ માત્ર નષ્ટ પામેછે. તે તીર્થમાં ગુરૂના વાક્યથી બ્રહ્મચારી, મિતાહારી, દાંત, અને અંતરંગ શત્રુને જિતનાર થઈને જે મંત્રજાપ કરેછે, તે થોડા કાળમાં સિદ્ધિને મેળવેછે. અહિં પાર્શ્વનાથ પ્રભુએ **શિવપુરીના કૌશાંબક** નામના વનમાં કાયોત્સર્ગ કર્યો. ત્યા **ધરણેંદ્ર** વંદના કરવાને આવ્યો. 'આ પ્રમાણે કરવાથી મારો ભવતાપ નાશ પામશે' એવું ધારી ધરણનાગે પ્રભુની ઉપર આતપ નિવારે તેવું પોતાની ફણાનું છત્ર કર્યું, અને તેના અંતઃપુરની સ્ત્રીઓએ આવીને પ્રભુની આગળ સંગીત કર્યું. "તેવા પુરૂષોની ભક્તિરૂપી વલ્લી એવી રીતેજ પલ્લવિત થાયછે." ત્યારથી તે ઠેકાણે **અહિચ્છત્રા** નામે પુરી થઇ. "જ્યાં જ્યાં મહત્પુરૂષો પ્રવર્ત્તે ત્યાં ત્યાં તે વિખ્યાતિને પામેછે." તે અહિચ્છત્રાપુરીમાં જઇને જે પાર્શ્વનાથ પ્રભુને નમેછે, તે અખંડિત પદ મેળવીને જગત્ના લોકોથી નમાયછે.

ત્યાંથી પ્રભુ **રાજપુર**માં કાયોત્સર્ગ કરીને સ્થિર રહ્યા. ત્યાંના રાજા **ઈશ્વરે** આવીને હર્ષથી વંદના કરી. પ્રભુના દર્શનથી પોતાનો પૂર્વભવ જાણીને ત્યાં તે રાજાએ મોટો પ્રાસાદ કરાવ્યો, તેમાં ઈશ્વરરાજાએ પોતાના પૂર્વભવની કુકડાની મૂર્ત્તિ કરાવી, તેથી એ તીર્થ **કુક્કુટેશ્વર** એવા નામથી પ્રખ્યાત થયું. તે તીર્થમાં દેવતાઓ સાંનિધ્ય કરીને રહેલા છે. તેઓ કલ્પવૃક્ષની જેમ તે તીર્થનું ધ્યાન કરનારા પ્રાણીઓના મનોરથને સદા પૂરેછે. જે ભક્તિમાન્ પુરૂષ ત્યાં રહેલા પ્રભુનું નિત્ય ધ્યાન ધરેછે, તે પૂર્ણકામ પુરૂષના ઘરમાં દેવતાઓ કિંકર થઇને રહેછે.

ત્યાંથી આગળ ચાલતાં પાર્શ્વનાથપ્રભુ કોઈ નગરની પાસેના તાપસના આશ્રમની નજીક કુકર્મને દૂર કરવામાટે કાયોત્સર્ગ કરીને રહ્યા. તે સમયે પૂર્વના દશ ભવનો શત્રુ કઠાસુર[1] ત્યાં આવી છળ શોધીને પ્રભુને અદ્ભુત ઉપસર્ગ કરવા લાગ્યો. દીપડા, હાથી, સિંહ, વૈતાળ, સર્પ અને વીછીના ઉપસર્ગથી જ્યારે પ્રભુ ક્ષોભ પામ્યા નહીં ત્યારે તેણે આકાશમાં મેઘ વિકુર્વ્યો, વૃક્ષોને ઉમેળતો અને બળથી પાષાણોને ઉડાડતો જાણે કલ્પાંતનો આરંભ કરતો હોય તેમ દૂઃસહ વાયુ વાવા લાગ્યો. પૃથ્વીને ફોડતો, પર્વતોને તોડતો અને હાથીઓને ત્રાસ પમાડતો મેઘ પ્રભુને ક્ષોભ કરવા માટે મહાનિષ્ઠૂર ગર્જના કરવા લાગ્યો. પોતાને પૃથ્વીમાં પેસવાને યોગ્ય જાણે ખાડા કરતો હોય તેમ મેઘ મોટી તીવ્ર ધારાઓથી વિદ્યુત્પાત

---

૧ કમઠાસુર ને કઠાસુર અન્ને નામ નીકળેછે.

સાથે વર્ષાવા લાગ્યો તેથી અંધકારની જેમ સર્વતરફ પ્રસરેલું જળ ખાડાઓમાં, ખીણોમાં, નદીઓમાં અને ઝરાઓમાં ન માવા લાગ્યું. જેમ જેમ વજાની જેવી વિદ્યુત્ અને જળ પ્રસરવા લાગ્યાં, તેમ તેમ પ્રભુનો ધ્યાનરૂપી દીપક વૃદ્ધિ પામવા લાગ્યો. તે સમયે પૃથ્વીમાં જે સ્થિરતા હતી તે ન રહી, પૃથ્વી કંપાયમાન થવા લાગી. તેની સ્થિરતા પાર્શ્વનાથપ્રભુમાં આવીને રહી, કારણ કે તેના કંપાયમાન થયા છતાં પણ પ્રભુ ધ્યાનથી જરાપણ કંપિત થયા નહીં. વધતું જતું જળનું પૂર જો કે નીચગામી છે, તે છતાં પણ પ્રભુના સત્સંગથી ઊંચું થઇને પ્રભુની નાસિકા સુધી પ્રાપ્ત થયું.

એ સમયે જાણે તે જળપૂરના સંગથીજ થયું હોય તેમ ધરણ નાગેંદ્રનું આસન સમુદ્રમાં વહાણની જેમ કંપાયમાન થયું. ત્યારે તેને વિચાર થયો કે, ‘ અરે ! મેરૂની જેવું અચળ મારૂં આસન કોણે કંપાવ્યું ? કંપાવનારનું મસ્તક આ વજાથી ચૂર્ણ કરી નાખું. ’ આવો કોપાટોપ કરીને તેણે અવધિજ્ઞાનવડે જોયું, એટલે પ્રભુની તેવી સ્થિતિ જાણીને તે મનમાં ઘણો ખેદ પામ્યો. તત્કાળ પરિવારસહિત પ્રથમ શરીર[1] ધરી ત્યાં આવીને તેણે પ્રભુની ઉપર પોતાનું ફણાછત્ર ધારણ કર્યું, અને પ્રભુને પૃથ્વીથી ઉર્ધ્વ કરી પોતાની ઉપર રાખ્યા. તે વખતે તેની ઇંદ્રાણીઓ પ્રભુની પાસે સંગીત કરવા લાગી. સમદૃષ્ટિવાળા પ્રભુએ દોષિત અને દોષમુક્ત બન્નેની ઉપર સમવૃત્તિ રાખી. ધરણેંદ્રના આવ્યા છતાં પણ જ્યારે તે મેઘમાલી વૃષ્ટિના ઉપદ્રવથી વિરામ પામ્યો નહિ, ત્યારે ધરણેંદ્રે ક્રોધથી પોતાના સેવકોને તત્કાળ શત્રુઓનો નાશ કરવાની આજ્ઞા કરી. કોપથી રક્તનેત્રવાળા તેઓને જોઈ અમંદ બુદ્ધિવાળો મેઘમાલી તત્કાળ નાસીને પ્રભુને શરણે આવ્યો, અને મેઘના સમૂહને સંહરી લઈને તે ભક્તિથી બોલ્યો—“હે સ્વામી ! મેં જે અજ્ઞાનથી કર્યું તેને માટે મારી ઉપર ક્ષમા કરો. હે વિશ્વજનના સ્વામી ! આજથી હું તમારો દાસ છું. તમે સદા દયાના આધાર છો, માટે મારીપર વિશેષ દયા કરો. હે નાથ ! ત્રણ લોકના રક્ષણને કરનારા એવા તમે જો મારી ઉપર રીસ કરશો તો તે યુક્ત નથી, કેમકે પોતાનાં તેજથી ખદ્યોતની સાથે દ્વેષ કરનાર સૂર્ય શું લજ્જા ન પામે ?”

આપ્રમાણે તે કમઠાસુર ધરણેંદ્રની જેમ પાર્શ્વનાથપ્રભુનો સેવક થઇને રહ્યો, અને ત્યારથી ધરણેંદ્રના અનુમતથી તે સંઘનાં સર્વ વિઘ્નોનો નાશ કરવા લાગ્યો. ધરણેંદ્ર અને કમઠાસુર વિગેરે પોતાની ઈચ્છિત કામના પૂર્ણ થવાથી પાર્શ્વનાથ

---

૧ સર્પનું.

પ્રભુના શાસનમાં મોટા ઉત્સવકારી થઇ પડ્યા. પછી પ્રભુને નમસ્કાર કરીને તેઓ પોતપોતાને સ્થાનકે ગયા, અને તીર્થના આશ્રયભૂત પ્રભુએ ત્યાંથી બીજે વિહાર કર્યો.

અનુક્રમે કાશીનગરીના ઉદ્યાનમાં ધાતકી વૃક્ષની નીચે ચૈત્રમાસની શુક્લ ચતુર્થીએ અનુરાધા નક્ષત્રમાં દીક્ષાથી ચોરાશીમે દિવસે પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. સુર અસુરોએ આવીને રચેલાં સમોસરણમાં જગત્‌ના હર્ષને માટે પ્રભુએ પુણ્યરૂપ નાટકની નાંદીરૂપ દેશના આપી. તે સાંભળી અશ્વસેન વિગેરે રાજાઓએ અને વામા[1] પ્રભાવતી[2] વિગેરે સ્ત્રીઓએ પ્રતિબોધ પામીને દીક્ષા લીધી. હસ્તિસેન પ્રમુખ કેટલાક રાજાઓએ અને સ્ફુરણાયમાન શીલરૂપી કમળને ખીલાવવામાં સૂર્યપ્રભા જેવી તેમની સ્ત્રીઓએ સમકિત પ્રાપ્ત કર્યું. આર્યદત્ત વિગેરે પ્રભુની ઉપાસના કરનારા દશ પ્રકારના યતિધર્મના મૂર્ત્તિમાન્ અંશ હોય તેવા દશ ગણધરો થયા. સ્થાને સ્થાને ચરણન્યાસથી તીર્થ નિષ્પન્ન કરતા, અતિશયોથી શોભિત એવા પ્રભુ ત્યાંથી પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા.

અનુક્રમે પ્રભુ તીર્થરાજ શ્રી શત્રુંજય ગિરિપર આવ્યા. ત્યાં શ્રી આદિનાથની જેમ ભવિ પ્રાણીઓને તેમણે તે તીર્થનો મહિમા આપ્રમાણે કહ્યો—"ભો ભવ્યો! "આ ગિરીશ્વર અનાદિ સંસારરૂપ સમુદ્રમાંથી તારનારો છે; જે શુદ્ધભાવથીજ પ્રાપ્ત "થાયછે, અભવ્ય જીવો તેનો સ્પર્શ પણ કરી શકતા નથી. આ વિમળગિરિ સર્વ "તીર્થમય છે, તે માત્ર જોવાથીજ નિર્મળ આત્માવાળા પુરૂષોની બે દુર્ગતિ (નરક ને "તિર્યંચ) ને હણેછે તો અર્ચન કરવાથી શું ન કરે? તેના મુખ્ય શિખરની ઉચ્ચતા-"ની શી વાત કરવી! જેની આગળ મેરૂગિરિ પણ લઘુ છે. તે શિખર પ્રાપ્ત થવાથી "ભવ્ય જીવોને લોકાગ્ર હસ્તગત થાય છે. જેને પ્રાપ્ત કરવાને માટે દેવતાઓ પણ "ત્રણ રત્નને પ્રકાશ કરનાર મુક્તિમાર્ગની દીપિકારૂપ મનુષ્યતાને ઇચ્છેછે." આ પ્રમાણે પાર્શ્વનાથ પ્રભુનાં મુખથી સાંભળીને તે ગિરિની અનુમોદના કરતાસતા કેટલાક મનુષ્યોએ સમકિત, કેટલાકે દ્વાદશવ્રત અને કેટલાકે ચારિત્ર અંગીકાર કર્યું. પ્રભુનું વ્યાખ્યાન સાંભળી સર્પ, નોળીઆ, હાથી અને મૃગ પણ પ્રતિબોધ પામી સમતાના આશયથી અનુક્રમે તેજ ગિરિપર શિવગતિને પામી ગયા. દેવતાઓ જેમના ચરણકમળને સેવી રહ્યા છે એવા પ્રભુ રૈવત વિગેરે શિખરોમાં વિહાર કરી પુનઃ કાશીના ઉદ્યાનમાં આવીને સમોસર્યા. તેમના ભાઈ હસ્તિસેને આવી પ્રભુને

૧ પ્રભુની માતા. ૨ પ્રભુની સ્ત્રી

નમસ્કાર કર્યો. ઇંદ્રો પણ એકઠા મળી ભક્તિએ પ્રેરિત થઇને ત્યાં આવ્યા. કૃપાળુ પ્રભુએ તેમને તારવાને માટે સર્વ ભાષાનુગામી વાણીવડે દેશના આપવાનો આરંભ કર્યો–"શત્રુંજયગિરિ, સુરપતિ અર્હંતની પૂજા, સંઘપતિનું પદ, સ-
"દ્ગુરૂ, સમકિત, શીલ અને સમતા, એ શિવસુખને આપનારૂં સપ્તક છે. અનંત
"ભવમાં ઉત્પન્ન થયેલાં દુષ્કૃત્યનો દ્રોહ (નાશ) કરનાર અને સિદ્ધિપદરૂપ શાશ્વ-
"તગિરિ શત્રુંજયને કોણ ન સેવે ? રાગ–દ્વેષ વિગેરે શત્રુઓનો નાશ કરનાર જિન-
"સમૂહ પૂજન કરવાથી પ્રાણીઓના કર્મસમૂહનો વિનાશ કરેછે. તીર્થંકર નામ
"કર્મને ઉપાર્જન કરાવનાર, પોતાના ગોત્રને પવિત્ર કરનાર અને ઉત્કૃષ્ટ પુણ્યને
"સંચય કરાવનાર સંઘપતિપણાને કોણ ન સેવે ? અર્થાત્ કોણ અંગીકાર ન કરે?
"મિથ્યાત્વરૂપ ધામથી પીડિત પ્રાણીને સમ્યક્ વચનરૂપ અમૃતવડે શાંત
"કરનાર ગુરૂધ્યાન કરવાથી પ્રાણીઓના સર્વ પાપનો નાશ કરેછે. મિથ્યાત્વથી
"મોહિત જીવ આ સંસારમાં ત્યાંસુધીજ ભમેછે, કે જ્યાંસુધી સમસ્ત પાપને
"ભેદનારા સમકિતનો સ્પર્શ કરતો નથી. જેનાથી અગ્નિ જળ થાય, વિષ અમૃત
"થાય, સર્પ રજ્જુ થાય, અને દેવતા દાસ થઈ જાય તેવું શીલ પ્રાણીઓએ અ-
" વશ્ય સેવવા યોગ્ય છે. જેથી સ્વાભાવિક વૈરને ધારણ કરનારા પ્રાણીઓ પણ વૈર-
"વગરના થઈને પરસ્પર મિત્રપણાને પામી જાયછે તેવી અને સિદ્ધિનું કારણ
"સમતા સદા સેવનીય છે.

"ઉપર કહેલાં સાત વાનાં સાત નરકરૂપ અંધકારને ભેદવામાં સૂર્યકાંતિસમાન
"છે; અને એકોત્તર સાત કર્મ (આઠ કર્મ)ની સમાપ્તિ કરીને છેવટે મોક્ષની પ્રાપ્તિ
"કરાવેછે."

આપ્રમાણેની દેશના સાંભળી હસ્તિસેન રાજાએ ભક્તિથી ઉઠી પ્રભુને નમી અંજલિ જોડીને હર્ષપૂર્વક પ્રભુપાસે સંઘપતિ પદની પ્રાર્થના કરી. તત્કાળ પ્રભુએ ઇંદ્રે લાવેલો વાસક્ષેપ તેના મસ્તકપર નાખી, તેને ઉત્સવના મંદિર જેવું સંઘપતિ-પદ આપ્યું.

હસ્તિસેન રાજા સંઘનીસાથે દેવાલયને આગળ કરી પૂર્વસંઘપતિની જેમ માર્ગમાં જિનેશ્વરની અને ગુરૂની પૂજા કરતો ચાલ્યો. અનુક્રમે શત્રુંજય ઉપર આવી નદીઓમાંથી જળ લઇને મોટા મહોત્સવથી પ્રભુને નમસ્કારપૂર્વક સ્નાત્ર કર્યું. પછી દ્રવ્યની વૃષ્ટિ કરતા તેણે શિખરે શિખરે ચૈત્ય કરાવ્યા અને પુણ્યથી ગાઢ બનીને મહોદયવાળા તેણે વિશેષ પ્રકારે સંઘની પૂજા કરી. ત્યાંથી ચાલતાં

ચંદ્રપ્રભાસમાં, શ્રી શૈલમાં અને ગિરનારમાં પણ અર્હંત પ્રભુને નમી સ્તવના કરીને તેણે પાંચે પ્રકારનાં દાન આપ્યાં. સાત ક્ષેત્રોમાં દ્રવ્યરૂપ બીજને નાખીને મોક્ષરૂપ ફળની પ્રાપ્તિને માટે નિત્ય પુણ્યરૂપ જળથી તે તેનું સિંચન કરવા લાગ્યો. અનુક્રમે હસ્તિસેન રાજા ચતુર્વિધ ધર્મનું ધ્યાન ધરતો પાછો વળીને પ્રભુને નમી કાશીનગરીમાં આવ્યો, ત્યાં તેણે અનેક ચૈત્યો બંધાવ્યા. એ ધર્મી હસ્તિસેનને ચિત્તમાં જિનેશ્વર, નેત્રમાં ગુરૂ, વાણીમાં તત્ત્વ, શ્રવણમાં જ્ઞાન, હાથમાં દાન અને મસ્તકપર પ્રભુની આજ્ઞા સદા રહેલાં હતાં.

પૃથ્વીપર વિહાર કરતાં વીશ હજાર ને નવસો લબ્ધિવાળા સાધુઓ, ત્રીશ હજાર ને આઠ સાધ્વીઓ, એક લાખ ને ચોસઠ હજાર શ્રાવકો અને ત્રણ લાખ ને સત્યોતેર હજાર શ્રાવિકાઓ-એટલો પરિવાર પ્રભુના સ્વહસ્તથી ધર્મ પામેલો થયો. અનુક્રમે સો વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી ભગવાન્ પાર્શ્વનાથ સંમેતશિખરે પધાર્યા. ત્યાં એક માસના અનશનથી નિઃશેષ કર્મનો ક્ષય કરી તેત્રીશ મુનિઓની સાથે આષાઢમાસની શુક્લ અષ્ટમીએ અનુરાધા નક્ષત્રમાં દેવતાઓએ જેમની અંત્યક્રિયા કરી છે એવા પાર્શ્વનાથ પ્રભુ મોક્ષે ગયા. હસ્તિસેન રાજા પણ પોતાના પુત્ર **મહારથને** માથે રાજ્યભાર મૂકી દીક્ષા લઈ શત્રુંજય ગિરિઉપર સમતાના આશ્રયથી શાંતપણે સિદ્ધિના ધામને પ્રાપ્ત થયો. મહાવીર પ્રભુ ઇંદ્રને કહે છે, હે ઇંદ્ર! મારી અગાઉ સિદ્ધિપદને પામેલા મુનિઓ અને તીર્થોદ્ધાર કરનારા સંઘપતિઓ અવસર્પિણી કાળમાં જેઓ થઇ ગયા છે તેમાના મુખ્ય મુખ્ય મેં તમને કહી બતાવ્યા, હવે મારા પછીના કાળમાં પ્રાણીઓ એકાંત દુઃખી થવાના છે, તેનું વર્ણન પણ મારી પાસેથી ભાવપૂર્વક સાંભળો. આ શત્રુંજય ગિરિરાજનું ચરિત્ર શ્રોતા અને વક્તાને ત્રણ પ્રકારની શુદ્ધિવડે બુદ્ધિનું વધારનારૂં, રવિની જેમ અજ્ઞાનરૂપ અંધકારને ભેદનારૂ, નિર્મલ, રોગ દારિદ્રય વિષ અને અપમૃત્યુને શમાવનારૂં, અમૃતની જેવું સ્વાદિષ્ટ અને સર્વ કર્મને હણનારૂં છે. તે સાંભળવાથી પ્રાણીઓને આનંદકારી ઉચ્ચપદ (મોક્ષ) ને આપે છે.

## इति श्रीपार्श्वनाथचरित्र.

**શ્રી મહાવીર પ્રભુ** ઇંદ્રને કહે છે કે—એક વખતે **વૈભારગિરિ**પર અમને વાંદવાને આવેલા **શ્રેણિક** રાજા અમારા વચનથી આ તીર્થની યાત્રા કરીને આ તીર્થે અને પોતાના નગરમાં ચૈત્યો કરશે.

હે ઇંદ્ર! અમારા નિર્વાણ પછી ત્રણ વર્ષ અને સાડાઆઠ માસ ગયા પછી ધર્મનો નાશ કરનારા પાંચમા આરાનો પ્રવેશ થશે. ત્યારપછી ચારસો છાસઠ વર્ષ

અને પીસ્તાળીશ દિવસે **વિક્રમાર્ક રાજા** આ પૃથ્વીપર રાજ્ય કરનારો થશે. તે સિદ્ધસેનસૂરિના ઉપદેશથી જિનવચનની જેમ સર્વ દેશને ઋણમુક્ત કરી અમારા સંવત્સરનો લોપ કરીને પોતાનો સંવત્સર પ્રવર્ત્તાવશે. તે સમયમાં ઇંદ્રમાન્ય અરિહંતનાં મંદિરોથી શોભિત **કાંપિલ્યપુર** નામના નગરમાં વ્યાપારીઓમાં શિરોમણિ ભાવડ નામે એક શેઠ થશે. તીવ્રશીલને ધરનારી **ભાવલા** નામે તેને એક સ્રી થશે; જે ધર્મની સાથે ક્ષમાની જેમ ભાવડની સાથે અનુયાયીપણે વર્તતી શોભા પામશે. ગૃહસ્થના વ્રતને[1] પાળતાં તે બંને સ્રીપુરૂષોને ધર્મસુખના આશ્રયથી સુષમા કાલની જેમ દિવસો નિર્ગમન થશે. પછી ચિરકાલથી પાળેલી લક્ષ્મી પોતાના ચંચળ સ્વભાવથી વિજળીની જેમ ચંચળ થઇને તેના ઘરમાંથી જોતા જોતામાં ચાલી જશે. દ્રવ્ય જતાં પણ તેઓમાંથી સત્વ જશે નહિ. **"પુરૂષોને મનવાંછિત સર્વ ક્રિયા સત્વથીજ સાધ્ય થાય છે."** અલ્પ (સામાન્ય) વેષ ધરનારો, અલ્પ (નાના) ગૃહમાં રહેનારો અને અલ્પ દ્રવ્યવાળો તે ભાવડ થઇ ગયો, છતાં ધર્મમાં અનલ્પ ભાવ ધરીને રહેતો હાટ વિગેરે માંડીને દ્રવ્ય ઉપાર્જન કરશે. ત્રિકાલ જિનપૂજન કરી ગુરૂમહારાજને વંદના કરશે, અને બંને સંધ્યાએ[2] ભક્તિપૂર્વક પ્રતિક્રમણ કરશે. એક વખતે કોઈ બે મુનિ વિહાર કરતા કરતા તેને ઘેર આવી ચડશે, તે વખતે ભાવલા તેમને વ્હોરાવીને પોતાને દ્રવ્ય મળવા સંબંધી પ્રશ્ન કરશે. તેઓમાંથી એક મુનિ જ્ઞાનથી જાણીને તેને કહેશે કે, "આજે એક ઘોડી વેચાવા આવશે તે તું વેચાતી લેજે, તેનાથી તમને બહુ ધનની પ્રાપ્તિ થશે. આ કથન સાવદ્ય છે, તોપણ પરિણામે બહુ શુભનું હેતુભૂત હોવાથી અમે કહ્યું છે. કેમકે તે દ્રવ્યથી તમારો પુત્ર તીર્થનો ઉદ્ધાર કરશે." મુનિનાં આવાં વચન સાંભળીને ભાવલા તે મુનિને હર્ષથી નમસ્કાર કરશે, મુનિઓ ધર્મલાભરૂપ આશિષ આપીને પોતાના ઉપાશ્રયમાં આવી ગુરૂચરણની સેવા કરશે. તેવામાં હાટથી ઘેર આવેલા ઘોડી વેચનાર પુરૂષને જોઈને ભાવલા પોતાના પતિને મુનિનું હિતકારી વચન કહેશે. એટલે ભાવડ કેટલાક રોકડ અને કેટલાક ઉધાર દ્રવ્યથી ઘેર આવેલી મૂર્તિમાન્ કામધેનુ જેવી તે ઘોડીને ખરીદ કરશે. પછી ભાવડ શેઠ સર્વ કામ છોડી દઈને તે ઘોડીનીજ સેવા કરશે. **'જે વસ્તુ પરિણામે હિતકારક હોય છે તેનું સર્વે યત્નથી પાલન કરેછે.'** અનુક્રમે સગર્ભા થયેલી તે ઘોડી સમય આવતાં ઉચ્ચૈઃશ્રવાનો અનુજબંધુ હોય તેવા સર્વ લક્ષણોથી લક્ષિત અશ્વકિશોરને જન્મ આપશે. પોતાના તેજથી

---

૧ ગૃહિધર્મ. શ્રાવકના બાર વ્રતરૂપ તેને. ૨ પ્રાત:કાળે અને સૂર્યાસ્ત સમયે.

કિરણવાળા સૂર્યની જેવો તે કિશોર ત્રણ વર્ષનો થતાં લોકોના કહેવાથી રાજાની સ્પૃહાનું પાત્ર થશે. પછી તપનનામે રાજા ઉત્સુક થઇ પોતેજ ભાવડને ઘેર આવી ત્રણ લાખ દ્રવ્ય આપીને તે અશ્વ લઇ જશે. ભાવડ તે દ્રવ્યથી ઘણી ઘોડીઓનો સંગ્રહ કરશે, જે ઘોડીઓ તેવા તેવા અશ્વરત્નોને પ્રસવનારી થવાથી દારિદ્રયનાશક રત્નની ખાણો જેવી થઈ પડશે. સૂર્ય સાત ઘોડાથી એક ભુવનમાં ઉદ્યોત કરે છે અને આ ઘોડીનો એક પુત્ર ત્રણ લોકમાં ઉદ્યોત કરશે. એવી રીતે તેનાથી અનુક્રમે પરાક્રમથી દિશાઓના ચક્રને આક્રમણ કરનારા એવા બહુ પરાક્રમી ત્રણગણા અશ્વો ઉત્પન્ન થશે.

તે સમયમાં સર્વના અધિપતિ વિક્રમરાજાને જાણી ભાવડ તે એકવર્ણી ઘોડા લઇને તેને ભેટ કરશે. તેની અપૂર્વ ભેટથી વિક્રમ રાજા સંતોષ પામીને તેને સૌરાષ્ટ્ર દેશમાં બીજા બાર નગરસાથે **મધુમતી** ( મહુવા ) નગરી આપશે. પછી અનેક પ્રકારનાં વાજિત્રોના ગાનસહિત છત્ર ચામરનાં ચિન્હોથી શોભતો, ચારણ ભાટોથી ઉંચે સ્વરે સ્તવાતો અને ગાયકજનોથી ગવાતો ભાવડ શ્રેષ્ઠી લોકોનાં વૃંદથી અને અશ્વોના સમૂહથી પરવરેલો ઉંચા તોરણવાળી પોતાની મધુપુરીમાં પ્રવેશ કરશે. તેજ સમયે પૂર્વ દિશા જેમ સૂર્યને પ્રસવે તેમ તેની સ્ત્રી શુભલક્ષણ અને વ્યંજનોસહિત એક પુત્રને જન્મ આપશે. તે વખતે પુત્રના મુખચંદ્રથી સંપત્તિરૂપ વેલામાં વૃદ્ધિ પામેલો ભાવડનો આનંદસાગર એવો ઉછળશે કે જેને કોઈ પણ વારી શકશે નહિ. પુત્રજન્મની વધામણિ સાંભળીને ભાવડ પ્રાતઃકાલે વેગથી નગરમાં પ્રવેશ કરી દીનજનોને પુષ્કળ દાન આપી દયાવડે સંતુષ્ટ કરી દેશે. તે વખતે સર્વ દિશાઓ પ્રસન્ન થશે, વાયુ સુખકારી વાશે, અને ચરાચર જીવોનાં મન શાંતિ પામશે. પછી ભાવડ પૂર્ણ ભાગ્યથી પ્રકાશમાન શરીરવાળા તે પુત્રનું પોતાના ગોત્રને મળતું **જાવડ** એવું નામ પાડશે. ધાત્રી માતાઓએ લાલિત કરેલો અને તેમના સ્તનપાનથી પોષિત થયેલો જાવડ કલ્પવૃક્ષની જેમ માતાપિતાના મનોરથોને પૂર્ણ કરશે.

અન્યદા નિમિત્તિઆએ બતાવેલા શુદ્ધ પૃથ્વીભાગની ઉપર પોતાના વૈભવના ઉદયથી ભાવડ તે પુત્રના નામથી એક નગરી વસાવશે. પુણ્યથી ઇષ્ટ ફલ થાયછે, અને પુણ્યને આપનારા જિનેશ્વરો છે, તેમાં પણ શ્રીવીરપ્રભુ નજીકના પુણ્યને આપનારા છે; આપ્રમાણે વિચારીને તે નગરીમાં ભાવડ એક અમારો પ્રાસાદ કરાવશે અને ધર્મધ્યાન કરવાની બુદ્ધિથી તેનીપાસે એક પૌષધાગાર રચાવશે. [1]રીંખનને મૂકીને પગે ચાલવાને સમર્થ થયેલો જાવડ પાંચ વર્ષનો થઇને

૧ ભાખોડીએ ચાલવુ.

કળાભ્યાસ કરશે. તેનામાં મધ્ય (યૌવન) વયનો પ્રવેશ થતાં તેના પિતાના મનમાં તેને યોગ્ય કન્યાની ચિંતા પ્રવેશ કરશે. કાંપિલ્યપુર નગરમાં પોતાની જ્ઞાતિના હજારો લોકો વસતા હોવાથી ભાવડ સ્ત્રીનાં લક્ષણ જાણવામાં ચતુર એવા પોતાના સાળાને કન્યા શોધવા ત્યાં મોકલશે. કાંપિલ્યપુર જતાં માર્ગમાં શત્રુંજયની તળેટીમાં આવેલા ઘેટી ગામમાં તે કાંઈ નિમિત્તે એક રાત્રિ નિવાસ કરશે. તે ગામમાં ભાવડની જાતનો શૂર નામે એક વણિક રહેતો હતો, તેને **સુશીલા** નામે પુત્રીરત્ન થશે. દેવકન્યા જેવા શરીરવાળી અને વાણીમાં પ્રસાદવાળી તે બાળા ઘરના આંગણામાં બીજી કન્યાઓની સાથે આવશે, અને કૌતુકથી તે તેના સામું જોશે. જાવડનો માતુલ તારાઓમાં ચંદ્રકલાની જેવી સર્વ કન્યાઓમાં શ્રેષ્ઠ તેને જોઈને વિસ્મય પામશે. નિમિત્તને જાણનારો તે તે કન્યાને બોલાવીને તેનું ગોત્ર અને નામ વિગેરે જાણી લેશે. પછી તેને પોતાના ઉત્સંગમાં બેસારી લોકોનીપાસે તેના પિતા શૂર વણિકને બોલાવશે. ગામને યોગ્ય ભેટ લઇ શૂર વણિક ત્યાં આવી, નમી, આલિંગન કરીને તેને પોતાની પાસે બેસારશે. પછી ચતુર ભાવડનો સાળો મધુર વાક્યથી તેને ઉલ્લાસ પમાડી પોતાના ભાણેજ જાવડને માટે તે યોગ્ય કન્યાની માગણી કરશે. પોતાની શક્તિથી શૂર વણિક નમ્ર વદનનો થઈ જશે, તેવામાં કન્યા પોતેજ હાસ્ય કરી તેને આપ્રમાણે કહેશે કે, 'જે કુળવાન્ પુરૂષ મારા ચાર પ્રશ્નનો ઉત્તર આપશે તે મારો યોગ્ય પતિ થશે, અને જો તેવો પતિ નહિ મળે તો હું તપસ્યા કરીશ.' તેની આવી વાણી સાંભળી હર્ષ પામેલો જાવડનો મામો તે કુલીન કન્યાને સાથે લઇને સત્વર મધુમતિ નગરીએ આવશે. તે ખબર સાંભળી કૌતુકથી ઉત્તાલ મનવાળો ભાવડ સ્વજનોને લઇ પુત્રની સાથે અમારા ચૈત્યમાં આવીને બેસશે. પછી પોતાના સ્વજનોથી પરવરેલી અને અંગપર સર્વ શૃંગારવાળી તે કન્યા ચૈત્યમાં આવીને સર્વલોકોને પોતાના ચક્ષુથી અવલોકન કરશે. સર્વ તરફ ભમવાથી જાણે ખેદ પામી ગયા હોય તેમ તેનાં ચક્ષુ યુવાન અને લાવણ્યજળના સરોવરરૂપ જાવડની ઉપર વિશ્રાંતિ પામશે. પછી જરા હાસ્યથી મુખને પ્રફુલ્લિત કરતી તે સુશીલા મનોરથરૂપ રથમાં બેઠેલ જાવડને સુશીલવાણીએ કહેશે. 'હે ચતુર ! શાસ્ત્રમાં કહેલા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ નામના ચાર પુરૂષાર્થનું મારી આગળ વર્ણન કરો.' તે સાંભળી સર્વ શાસ્ત્રરૂપ સમુદ્રનો પારગામી એ કુમારરાજ મંદરગિરિથી ક્ષોભ પામેલા સમુદ્રની જેવા ધ્વનિવડે આપ્રમાણે કહેશે—" ત્રણ રત્નનો આધાર અને પ્રાણીમાત્રને હિતકારી એવો ચારિત્રલક્ષણવાળો **ધર્મ** કોને સુખકારી નથી ? હિંસા, ચોરી, પરદ્રોહ, મોહ અને ક્લે-

શવડે વર્જિત તેમજ સાત ક્ષેત્રમાં ઉપયોગી જે **અર્થ** (દ્રવ્ય) અનર્થનો નાશ કરનારૂં છે. જાતિસ્વભાવના ગુણને ધારણ કરનાર, અન્ય ઇંદ્રિયોને ક્ષણમાં લોપનાર અને ધર્મ અર્થને અબાધક એવો **કામ** દંપતીના પવિત્ર ભાવને બાંધનારો છે. કષાય દોષે વર્જિત, સમતાવાન્, મનને જીતનાર અને શુક્લધ્યાનમય જે આત્માનો આવિર્ભાવ, તે **મોક્ષ** કહેલો છે." આવો ચાર પુરૂષાર્થનો નિર્ણય સાંભળીને ભારતીના અનુમતથી **સુશીલા** પોતાના નેત્રરૂપ ભ્રમરના આધારરૂપ વરમાળા તરતજ તેના કંઠમાં પેહેરાવશે. હર્ષના ઉત્કર્ષથી મનમાં પ્રીતિ ધરીને તેનાં માતાપિતા શુભદિવસે અન્યોન્ય અનુરાગી એવાં તે દંપતીનો વિવાહ કરશે. કદાચિત્ યોગ થયા છતાં પણ રાત્રિ અને ચંદ્ર તથા દેહ અને છાયાના ન્યૂનાધિકપણાથી[1] તેની તેમને ઉપમા આપી શકાય નહીં. ધન ઉપાર્જનમાં અને શત્રુના નાશમાં ચતુર એવા તેમને ચારે ઉપાયોની યોજના કરતાં ત્રણ ચાર અર્થ સિદ્ધ થશે. (ત્રણ પુરૂષાર્થની સિદ્ધિ તાત્કાલિક થશે, ચોથાની અનુક્રમે થશે.)

અન્યદા અશ્વક્રીડા કરવા માટે નીકળેલો જાવડ ગુરૂની વાણીથી સર્વાર્થને સાધનારી આશાવલ્લીમાં દોરાશે. કેટલોક કાળ ગયા પછી ભાવડ સ્વર્ગમાં જશે, એટલે જાવડ પોતાની નગરીનું ધર્મની જેમ પાલન કરશે. પછી દુષમાકાળના માહાત્મ્યથી મુગલ લોકોનું લશ્કર પોતાના બલથી સમુદ્રના પૂરની જેમ તેની પૃથ્વીને ડુબાડીને લઈ લેશે. મુગલલોકો ગાયો, ધાન્ય, ધન, બાળ, સ્ત્રીઓ તથા ઉત્તમ મધ્યમ અને અધમ જાતના લોકોને સૌરાષ્ટ્ર, કચ્છ અને લાટ વિગેરે દેશોમાંથી લઇને પોતાના દેશમાં ચાલ્યા જશે. ત્યાં તે મુગલલોકો સર્વ વર્ણોને પોતપોતાના ઉચિત કાર્યમાં જોડી ઘણું દ્રવ્ય આપી પોતાના મંડળ (દેશ) માં જોડી દેશે (રાખશે). તે સમયે ત્યાંપણ સર્વ વસ્તુના વ્યાપારમાં પ્રવીણ જાવડ શેઠ જેમ વિચારવાન્ પુરૂષ પુણ્યને ઉપાર્જન કરે તેમ દ્રવ્યને ઉપાર્જન કરશે; અને આર્યદેશની જેમ ત્યાંપણ પોતાની જ્ઞાતિને એકત્ર વસાવી ધર્મવાન્ રહીને અમારૂ ચૈત્ય કરાવશે. આર્ય અનાર્ય દેશમાં વિહાર કરતા મુનીશ્વરો અનુક્રમે આનંદસહિત ત્યાં આવશે, એટલે જાવડ તેમને વંદના કરશે. ધર્મવ્યાખ્યાનને સમયે સિદ્ધગિરિના મહિમાના ઉદયને પ્રસંગે 'પાંચમા આરામાં જાવડ નામે એક તીર્થોદ્ધાર કરનાર થશે' એવું તે મુનિના મુખથી જાવડના સાંભળવામાં આવશે; એટલે જાવડ આનંદથી પ્રણામ કરી મુનિઓને પૂછશે કે, 'હે ગુરૂ ! જે તીર્થોદ્ધાર કરનાર જાવડ

---

૧ રાત્રિ અને ચદ્ર તથા દેહ અને છાયાનુ પણ તેની પાસે ન્યૂનપણુ હતુ. તેઓનો સ્નેહ અધિક હતો.

થશે, તે હું કે બીજો જાવડ થશે ?' ઉપયોગથી જાણીને ગુરૂ કહેશે કે, " જ્યારે પુંડરીક ગિરિના અધિષ્ઠાયકો હિંસા કરનાર થશે, મદ્યમાંસ ખાનારા તે યક્ષો સિદ્ધગિરિની આસપાસ પચાસ યોજનસુધી બધું ઉજ્જડ કરી નાખશે, કદિ કોઈ માણસ તે અવધિનું ઉલ્લંઘન કરી તેની અંદર જશે તો તેને મિથ્યાત્વી થયેલો કપર્દીયક્ષ અતિ રોષ ધરીને મારી નાખશે, ભગવાન્ યુગાદિ પ્રભુ પણ અપૂજ્ય રહેવા માંડશે, તેવા બારીક સમયમાં તે તીર્થનો ઉદ્ધાર કરવાને તું પોતેજ ભાગ્યવાન્ થઈશ. માટે પ્રભુના કહેવાથી બાહુબલિએ કરાવેલાં શ્રી પ્રથમ પ્રભુના બિંબને તું ચક્રેશ્વરી દેવીની ભક્તિ કરીને તેની પાસેથી માગી લે." આ પ્રમાણે સાંભળી ગુરૂને નમી હર્ષથી નેત્રને પ્રફુલ્લિત કરતો જાવડ પોતાને ઘેર જઈ તત્કાળ પ્રભુની પૂજા કરીને બલિવિધાનપૂર્વક ક્ષુદ્ર દેવતાને સંતોષ પમાડી મનમાં ચક્રેશ્વરીનું ધ્યાન કરતો સમાધિયુક્ત તપસ્યા કરશે. માસિક તપને અંતે ચક્રેશ્વરી દેવી સંતુષ્ટ થઇ, પ્રત્યક્ષરૂપે આવીને તે મહાપુરૂષને કહેશે "હે જાવડ! તું તક્ષશિલા પુરીએ જા, ત્યાંના રાજા **જગન્મલ્લ**ને કહે, એટલે તેના બતાવવાથી ધર્મચક્રની આગળ તે આર્હત્ બિંબને તું દેખીશ. પછી પ્રભુએ કહેલો અને ભાગ્યથી પ્રકાશિત એવો તું મારા પ્રસાદથી સર્વ પ્રકારના ધર્મમાં સારરૂપ તીર્થોદ્ધાર કરીશ." કર્ણમાં અમૃત જેવું તેનું વચન સાંભળી, હૃદયમાં તેમનુંજ સ્મરણ કરતો તે તત્કાળ તક્ષશિલા નગરીએ જશે; અને ઘણા ભેટણાવડે ત્યાના રાજાને સંતોષીને દેવીએ બતાવેલી પ્રતિમાને માટે પ્રીતિથી પ્રાર્થના કરશે. પછી રાજાની પ્રસન્નતા મેળવી ધર્મચક્ર પાસે આવી ભક્તિથી પ્રદક્ષિણા કરીને સમાહિતપણે જાવડ તેનું પૂજન કરશે. કેટલોક કાળ ગયા પછી ચંદ્રજ્યોત્સ્નાની જેવું નિર્મળ, મૂર્ત્તિમાન્ સુકૃત હોય તેવું, દૃષ્ટિને અમૃત સમાન અને બે પુંડરીકવાળું આદિનાથ પ્રભુનું બિંબ એકદમ પ્રગટ થશે. 'ભાગ્યથી શું ન મળે ?' પછી તે જગત્પતિના બિંબને પંચામૃતે સ્નાન કરાવી, પૂજા કરી, રથમાં બેસારીને ઉત્સવપૂર્વક તક્ષશિલા નગરીમાં લઇ જશે. પછી રાજાની સહાય મેળવી, ત્યાં રહેલા પોતાના ગોત્રીઓને સાથે લઇને એકભુક્ત[1] કરતો જાવડ શત્રુંજય તીર્થની સન્મુખ તે પ્રતિમાને લઇને ચાલશે. માર્ગમાં સ્થાને સ્થાને ભૂમિકંપ, મહાઘાત, નિર્ઘાત, અને અગ્નિદાહ વિગેરે મિથ્યાદૃષ્ટિ દેવોએ કરેલા વિઘ્નવ્યૂહને ભાગ્યોદયથી ટાળતો અનુક્રમે સૌરાષ્ટ્ર દેશમાં પ્રવેશ કરીને સામર્થ્ય યુક્ત તે પોતાની નગરી મધુમતીમાં આવી પુગશે.

---

૧ એકાશના,

એ સમયે પૂર્વે કરિયાણાં ભરીને જે વહાણો તેણે મહાચીન, ચીન તથા ભોટ દેશ તરફ મોકલેલાં હતાં, તે વાયુથી ભમતાં ભમતાં સ્વર્ણ દ્વીપે જશે. અગ્નિના દાહથી ખલાસીઓ તેને વિષે સુવર્ણનો નિશ્ચય કરી, તે અઢારે વહાણ તે ધાતુથી ભરશે અને જાવડના સદ્‌ભાગ્યના યોગથી નગરપ્રવેશને વખતેજ ત્યાં આવી પહોંચશે. તે વખતે એક પુરૂષ તેની પાસે આવીને ખબર આપશે કે, 'નગરીના પરિસર ભાગમાં **શ્રીવજ્રસ્વામી** નામે મુનિ પધાર્યા છે;' અને એક બીજો પુરૂષ પણ આનંદ ભર્યો આવીને ખબર આપશે કે, 'પ્રથમ મોકલેલાં વહાણો બાર વર્ષે સુવર્ણ ભરીને અહીં આવ્યાં છે' તે બંને ખબર સાંભળી પ્રથમ શું કરવું તેના વિચારમાં તેનું ચિત્ત હિંચકા ખાતાં તે નિશ્ચય કરશે કે, 'પાપનું ચિન્હ—પાપથી ઉપાર્જન થનારી લક્ષ્મી ક્યાં ! અને પુણ્યથીજ પ્રાપ્ત થનારા મહા પવિત્ર મુનિ ક્યાં ! માટે પ્રથમ વજ્રમુનિ પાસે જઈ તેમને નમીને તેમનાં મુખનાં વચનો સાંભળું. કારણ કે તેમનાં દર્શન આગળ જગત્‌માં લક્ષ્મી અથવા બીજું કાંઈ પણ દૂર નથી.' આવો વિચાર કરીને તે ધન્યાત્મા જાવડ મોટા ઉત્સવથી લોકોની સાથે સમીપે આવેલા તે જંગમ તીર્થરૂપ પ્રભુનીપાસે જઈને તેમને વંદના કરશે. પછી સુવર્ણ કમળપર બેઠેલા વજ્રસ્વામીના મુખચંદ્ર પર દૃષ્ટિ સ્થિર કરીને જાવડ તેમની આગળ બેસશે. તેવામાં દિશાઓને પ્રકાશિત કરતો, આકાશમાં વિદ્યુદ્દંડની જેમ પ્રકાશ બતાવતો અને લોકોનાં ચિત્તને હરતો આકાશમાર્ગે ત્યાં કોઈ દેવ આવી મુનિને નમીને આપ્રમાણે કહેશે—"હે સ્વામી ! પૂર્વે **તીર્થમાન** નગરના પતિ **સુકર્માનો કપર્દી** નામે દુર્દાંત અને મદ્યપાન કરનાર હું પુત્ર હતો. તે વખતે દયાના સાગર એવા તમે મને પચ્ચખ્ખાણ આપી, શત્રુંજય તીર્થની સ્મૃતિ કરાવી અને પંચ પરમેષ્ઠી પદનો બોધ કરી મદ્યપાનના પાપથી નરકમાં પડતો બચાવ્યો હતો. જેવી રીતે આપે મને બચાવ્યો, તે આપના ઉપકારનું લક્ષણ વિશેષપણે સાંભળો—હું પૂર્વે મદ્યપાનના રસમાં મગ્ન હતો, મને જોઇ આપ દયાળુ પૂજ્ય ભગવંતે મદ્ય પીવાના પચ્ચખ્ખાણનું અવલંબન આપ્યું, જે મેં ગ્રહણ કર્યું હતું. તે છતાં એક વખતે ચંદ્રશાલા ( અગાશી ) માં ભદ્રાસનપર બેસી સ્ત્રીઓનીસાથે કાદંબરી નામની મદિરા હું પીતો હતો, પ્યાલામાં મદ્ય લઇ જેવામાં હું નવાક્ષરમંત્રનું સ્મરણ કરતો હતો, તેવામાં ઉપરથી પક્ષીએ ભક્ષણ કરેલા સર્પનું ઝેર તેમાં પડ્યું. તે નહિ જાણતાં મેં તેનું પાન કર્યું. થોડી વારમાં વિષ ચડતાંજ મને મૂર્છા આવી. તે વખતે મેં સર્વ તરફ મદિરા અવલોકતાં તે મહામંત્ર નવકારનું સ્મરણ કરવા માંડ્યું. મારા વ્યસનની નિંદા કરતો, વારંવાર

તમને સંભારતો અને નવકાર મંત્રને ઉચ્ચારતો હું મૃત્યુ પામીને આ યક્ષ જાતિમાં ઉત્પન્ન થયો છું. મારૂં નામ **કપર્દી** યક્ષ છે. હું એક લાખ યક્ષોનો સ્વામી છું અને વિશ્વનો ઉદ્ધાર કરવામાં સમર્થ છું. માટે હે સ્વામી ! કહો, શી આજ્ઞા છે?" આપ્રમાણે વિનયથી કહીને સર્વ આભૂષણોથી ભૂષિત થયેલો, ચાર ભુજમાં પાશ, અંકુશ, બીજોરૂં અને અક્ષમાળાને ધારણ કરનારો, હાથીના વાહનવાળો, નિધાનના સ્વામી એવા દેવતાઓએ ચોતરફથી સેવેલો અને સુવર્ણના જેવા વર્ણવાળો તે કપર્દી યક્ષ વજસ્વામીની પાસે બેસશે. પછી શ્રુતજ્ઞાનને ધારણ કરનારા વજસ્વામી સિદ્ધગિરિનો પ્રભાવ કહી બતાવીને જાવડને કહેશે—'હે મહાભાગ ! તું એ મહાતીર્થની યાત્રા કર અને એ તીર્થનો ઉદ્ધાર કર. તારા ભાગ્યના યોગથી હું અને આ યક્ષ તે કાર્યમાં તને મદદ આપશું.' તે સાંભળી જાવડ તત્કાળ ત્યાંથી ઉઠી વહાણોમાંથી વસ્તુ ઉતારી મંગળીક કરીને કલ્યાણની ઇચ્છાએ ત્યાં જવા પ્રયાણ કરશે.

પહેલે દિવસે સિદ્ધગિરિના પ્રથમના રક્ષકો તે સંઘપતિની સતી સ્ત્રી **જયમતિ**ના શરીરમાં જ્વર ઉત્પન્ન કરશે. તે વખતે તપસ્વી વજસ્વામી તેનાપર પોતાની દૃષ્ટિ માત્ર નાખીને તેની ચિકિત્સા કરશે. કેમકે 'રાત્રિ અંધકાર ફેલાવે છે પણ સૂર્ય ક્ષણમાં તેને દૂર કરે છે.' આકાશમાં લાખો યક્ષોસહિત ચાલતો નવો કપર્દી યક્ષ દુષ્ટ દેવતાઓ તરફથી આવી પડતા અનેક દુઃસહ વિઘ્નોને દૂર કરશે. શ્રીવજસ્વામી પણ વાયુથી મેઘને, ગિરિથી વાયુને, વજ્રથી ગિરિને, સિંહથી હાથીને અષ્ટાપદથી સિંહને, જળથી અગ્નિને, અગ્નિથી જળને અને ગરૂડથી સર્પને એમ અસુરોએ ઉત્પન્ન કરેલી વિઘ્નશ્રેણીને હણી નાખશે. અનુક્રમે તે સંઘ આદિપુર પહોંચશે, ત્યારે તે અધમ દેવતાઓ વૃક્ષના પત્રને વાયુ ચળાવે તેમ પર્વતને કંપાયમાન કરશે. એટલે શ્રીવજસ્વામી શાંતિકર્મ કરીને તીર્થજળ, અક્ષત અને પુષ્પો આક્ષેપપૂર્વક પર્વતપર છાંટીને તેને નિશ્ચલ કરશે. પછી વજસ્વામીએ બતાવેલા શુભદિવસે ભગવંતની પ્રતિમાને આગળ કરીને દુંદુભિના ધ્વનિ કરતો સંઘ ગિરિ ઉપર ચડશે. તે વખતે ત્યાં રહેલા મિથ્યાત્વી દેવતાઓ ભયંકર એવા શાકિની, ભૂત, વેતાળ, રાક્ષસ અને કુગ્રહોના સમૂહને બતાવશે. સૂર્ય ચંદ્રની જેમ વજસ્વામી અને કપર્દી યક્ષ તે વિઘ્નરૂપ અંધકારને હણી નાખશે, તેથી સર્વ સંઘ સુખેથી ગિરિના શિખરપર પહોંચશે. ત્યાં મુડદાં, અસ્થિ, ચરબી, રૂધિર, ખરી, કેશ અને માંસ વિગેરે મહા ક્લિષ્ટ પદાર્થોથી ખરડાએલો તે ગિરિને

જોઇ બધા યાત્રાળુઓ ખેદ પામશે. તે વખતે કપર્દી યક્ષ દેવતાઓની પાસે ક્ષણમાત્રમાં પુષ્કળ જળ મંગાવીને પોતાના ચિત્તની જેમ તે ગિરિને ક્ષણવારમાં ધોઇને નિર્મળ કરી દેશે.[1] પછી વાયુવડે કંપતા, સર્વત્ર તૃણ ઉગેલા અને પડી ગયેલા પ્રાસાદોને જોઈ સંઘપતિ વારંવાર ઘણો ખેદ પામશે. રાત્રિ પડતાં સર્વ સંઘ ત્યાં નિવાસ કરીને નિદ્રાવશ થશે, એટલે તે અસુરો રથમાં રહેલી પ્રભુની પ્રતિમાને પર્વત ઉપરથી નીચે ઉતારી દેશે. પ્રાતઃકાલે મંગળનાદથી જાગ્રત થયેલો જાવડ પ્રભુની પ્રતિમાને નહિ જોવાથી અત્યંત ખેદ પામશે. પછી વજ્રસ્વામી ઉપયોગથી તેને નીચે ઉતારેલી જાણી કપર્દી યક્ષને તે પ્રતિમા બતાવશે એટલે તે આનંદથી પાછો ઉપર લાવશે. ફરીવાર પાછા સંઘાળુઓ દિવસ વ્યતિક્રમ્યા પછી રાત્રિએ સુઇ જશે, એટલે તે મિથ્યાત્વીઓ પ્રતિમાને નીચે ઉતારી દેશે. પ્રાતઃકાલે પાછા સંઘના લોકો તેને પર્વત ઉપર લાવશે, પણ નિર્વેદ વગરના તે દેવતાઓ પાછા રાત્રિએ તેને નીચે લઇ જશે. એવી રીતે લઈ જવામાં અને લાવવામાં એકવીશ દિવસ ચાલ્યા જશે, પણ આગ્રહને લીધે બંને પક્ષમાંથી કોઈ તેમ કરવામાં ઉદ્વેગ પામશે નહિ. પછી વજ્રસ્વામી રાત્રિએ કપર્દી યક્ષને અને જાવડને બોલાવીને બંનેને પૃથક્ પૃથક્ કહેશે–"હે યક્ષ ! હવે તારી શક્તિનું સ્મરણ કર અને તારા અનુચરોને કહે. તું દેવતાઓની સાથે અસુરરૂપ તૃણમાં પવનરૂપ થઈ આકાશમાં વ્યાપી રહે, કારણ કે તારૂં ગાત્ર સન્મંત્રથી આશ્રિત છે, તેથી તું વજ્રની જેમ બીજાથી અભેદ્ય છે. અને હે સંઘપતિ જાવડ ! તું સ્ત્રીસહિત ચતુર્વિધ ધર્મને ધારણ કરનારો છે, માટે તમે બંને આદિ પ્રભુનું હૃદયમાં ધ્યાન ધરી અને પંચ પરમેષ્ઠીનું સ્મરણ કરી, પ્રતિમાના રથની નીચે તેનાં ચક્ર ( પૈડાં ) ની પાસે પ્રતિમાને સ્થિર કરવાને માટે સુઈ જાઓ, તે મિથ્યાત્વી દેવો સમર્થ છતાં પણ તમો બંનેને જરાપણ ઉલ્લંઘન કરી શકશે નહિ, અને આ બાળઅબળાદિ સર્વ સંઘ અમારીસાથે આદિનાથનું સ્મરણ કરતો પ્રાતઃકાળસુધી કાયોત્સર્ગ કરીને રહો." આવાં ગુરૂનાં વચન સાંભળી સર્વજન પોતપોતાના કાર્યમાં ત્વરા કરશે અને વજ્રસ્વામી ધ્યાનમાં નિશ્ચળ થઈને રહેશે. પછી શબ્દસાથે ફુંફાડા મારતા તે પાપી અસુરો ત્યાં આવશે, પણ ધ્યાનના પ્રભાવથી કોઈ રીતે પ્રવેશ કરી શકશે નહિ. પ્રાતઃકાલે સૂર્યનો પ્રકાશ થશે, એટલે પુણ્ય પ્રકાશક વજ્રસ્વામી ધ્યાન પૂર્ણ કરીને જોશે તો સર્વ જેમનું તેમ દેખશે. પછી સર્વ તરફ મંગળવાજિત્ર વગાડતા સર્વ યાત્રાળુઓ અત્યંત હર્ષથી તે પ્રતિ-

---

૧ બીજી પ્રતમાં આ શ્લોકને બદલે જાવડશ્રેષ્ઠિ પોતાના સેવકોપાસે જળ મંગાવીને તેને નિર્મળ કરશે એવા ભાવાર્થવાળો શ્લોક છે.

માને પ્રાસાદમાં લઇ જશે. પછી વજસ્વામી, સંઘપતિ, તેની પત્ની અને મહાધરો ચૈત્યમાં પ્રવેશ કરી યત્નપૂર્વક સર્વત્ર વિસંસ્થૂળપણું દૂર કરીને આખા ચૈત્યને પ્રમાર્જશે ( શુદ્ધ કરશે ), પછી દુષ્ટ દેવતાઓના નાશને માટે વજસ્વામી ધ્યાન સમાધિપૂર્વક સર્વ ઠેકાણે વાસાક્ષત નાખીને શાંતિ કરશે.

હવે પ્રથમનો જે મિથ્યાત્વી કપર્દી યક્ષ હતો, તે કેટલાક અસુરોસહિત અનર્થ કરવાની ઇચ્છાએ કોપ કરીને પ્રથમની મૂર્ત્તિમાં અધ્યાસ કરીને રહેશે. વર્ણભ્રષ્ટ અને જીર્ણ થયેલી આ મૂર્ત્તિને બહાર કાઢીને સાથે લાવેલી દૃઢ અને નવીન મૂર્ત્તિને અંદર સ્થાપિત કરૂં એવી બુદ્ધિથી જાવડ પ્રથમની મૂર્ત્તિનો ઉદ્ધાર કરશે. ( બહાર લઈ લેશે ). તે વખતે શ્રી વજસ્વામીએ મંત્રથી સ્તંભિત કરેલો પૂર્વોક્ત અસુરસમૂહ તેને ઉપદ્રવ કરવાને અશક્ત થઈ દારૂણ સ્વરે પોકાર કરશે. તેનો ધ્વનિ આકાશમાં વ્યાપવાથી સર્વ ખેચરો દિગ્ગજોની સાથે ભય પામીને દૂર નાસી જશે, પૃથ્વી પર્વતોસહિત કંપાયમાન થશે, સમુદ્રમાં તરંગો ઉછળશે, સર્વે હાથી, સિંહ, મનુષ્ય અને સર્પો મૂર્છા પામી જશે, પ્રાસાદો, દિવાલો અને વૃક્ષો તત્કાળ પડી જશે, એ ગિરિરાજના પણ દક્ષિણ અને ઉત્તરમાં બે વિભાગ થઇ જશે, માત્ર વજસ્વામી, જાવડ અને તેની પત્નીવિના બીજા સર્વે મરેલાની જેમ જમીનપર આળોટતા અચેતન થઇ જશે. સર્વ જનોની આવી સ્થિતિ જોઇને વજસ્વામીએ પ્રતિબોધેલો નવો કપર્દી યક્ષ કરમાં વજ્ર લઈ અસુરોનો અત્યંત તિરસ્કાર કરતો તે અસુરોની ઉપર દોડશે. તેને જોઈ પૂર્વકપર્દી ત્યાંથી નાસીને સમુદ્રના તીર ઉપર આવેલા ચંદ્રપ્રભાસ ક્ષેત્રની અંદર જઈ બીજું નામ ધારણ કરીને રહેશે. પછી વજસ્વામી લોકોને શુદ્ધિમાં લાવવા માટે પ્રથમની પ્રતિમાના અધિષ્ઠાયકોને શાંત વાણીથી આપ્રમાણે કહેશે—"જાવડે લાવેલું પ્રભુનું નવીન બિંબ પ્રાસાદની અંદર રહો, અને પૂર્વબિંબની સાથે તમે પણ અહિં (પ્રાસાદની બહાર) સ્થિર થાઓ. પ્રથમ અંદર રહેલા મુખ્ય નાયકને નમસ્કાર, સ્નાત્રપૂજા, ધ્વજ અને આરાત્રિક મંગળ કરીને પછી પૂર્વબિંબને પણ એ પ્રમાણે કરશે. આ મુખ્ય મૂળ નાયકનીજ આજ્ઞા સદા સ્થિર થાઓ. જે આ રીતિને તોડશે, તેના મસ્તકને ભેદનાર ( નવો ) કપર્દી યક્ષ થશે." આવી શુભ પરિણામવાળી આજ્ઞા કરીને વજ્રગુરૂ પૂર્વના સર્વ અધિષ્ઠાયક દેવતાઓને સ્વસ્થ કરશે. એટલે તેઓ પણ લોકોને સ્વસ્થતાપૂર્વક હર્ષિત કરશે. પછી જય જય ધ્વનિપૂર્વક મંગળ વાજીંત્રો વાગતે પ્રગટ દૈવતવાળી નવીન પ્રતિમાનો પ્રતિષ્ઠામહોત્સવ થશે. ગુરૂમાં જે

ભક્તિ, પ્રભુની જે પૂજા, મહત્વવાળું જે દાન, ભાવનામાં જે હર્ષ અને હૃદયની જે નિર્મળતા જાવડમાં હતી, તેવી બીજે કોઈ સ્થાનકે નહોતી. કેમકે "ગાયના દૂધમાં જેવો સ્વાદ હોય છે, તેવો આકડાના દૂધમાં હોતોજ નથી."

પછી સંઘપતિ સ્ત્રીસહિત ધ્વજ ચડાવવાને માટે મુક્તિરૂપ મંદિરના દ્વારસમાન પ્રાસાદના અગ્રભાગ ઉપર ચડશે. તે વખતે ત્યાં રહીને "અહા! સંસારમાં હું ધન્ય છું; મારૂં ભાગ્ય અદ્ભુત છે, જેથી અન્યને મહાદુષ્કર અને નિર્દોષ એવો તીર્થનો ઉદ્ધાર મેં કર્યો. મારા ભાગ્યથી લબ્ધિવાળા, સંસારસમુદ્રમાંથી તારનારા અને વિઘ્નના વ્યૂહને હરનારા શ્રી વજસ્વામી જેવા મને ગુરૂ મળ્યા. વળી જેનું બાહુબલિએ ધ્યાન કરેલું, મહાપ્રભાવ તથા સમૃદ્ધિવાળું અને જે બીજાને દુષ્પ્રાપ્ય એવું પ્રભુનું બિંબ મને પ્રાપ્ત થયું, તેથી પણ હું ભાગ્યવાન્ છું. આ મુક્તિને આપનારૂં શત્રુંજયતીર્થ દુષ્પ્રાપ્ય થઈ પડયું હતું તેને મેં સુલભ કરી દીધું, તે પણ મારો મોટો ઉદય છે. શ્રીવજસ્વામીએ પ્રતિબોધેલો, સર્વ વિઘ્નોને મર્દન કરનારો અને કોટી દેવતાઓએ સેવિત જે કપર્દી યક્ષ મારે પ્રત્યક્ષ થયો, તે પણ મારો મહાન્ ભાગ્યોદય છે. આ મનુષ્ય ભવરૂપ વૃક્ષનું મુખ્ય ફળ આજ છે કે સંઘને આગળ કરીને અહીં આવી શ્રીજિનેશ્વરને નમસ્કાર કરાય. આજેજ મારો જન્મ સફળ થયો, આજેજ મારે પ્રભાતકાળ થયો, આજેજ મારીપર સર્વ દેવો સંતુષ્ટ થયા, અને આજેજ મારે સુમંગળ વૃદ્ધિ પામ્યું. આવું અદ્ભુત પુણ્ય કર્યા પછી પણ કર્મને વશ થયેલો પ્રાણી આર્ત્ત, રૌદ્રાદિક ધ્યાનથી પોતાને કલંકિત કરેછે; અહા! તે કેવા ખેદની વાત છે! માટે હવે તો આ સંસારવાસ છોડી, જિનધ્યાનમાં પરાયણ થઈ જો હું સર્વ કર્મને ખપાવું, તો સિદ્ધિ મારી આગળજ છે. (દૂર નથી.)" આપ્રમાણે જાવડ અને તેની સ્ત્રીને શુભભાવનાથી ચિંતવન કરતાં ક્ષણવારમાં નિષ્કલંક શુભધ્યાન પ્રગટ થશે. હર્ષસંપત્તિના અત્યંત બાહુલ્યપણાથી અને આયુષ્ય પણ પૂર્ણ થવાથી હૃદયસ્ફોટપૂર્વક તેઓ ત્યાંજ મૃત્યુ પામી ચોથા દેવલોકમાં જશે. પછી અક્ષીણ વાસનાવાળા વ્યંતર દેવતાઓ તેમના ઉત્તમ દેહને લઇને ક્ષણવારમાં ક્ષીરસાગરમાં ક્ષેપન કરશે. સર્વ દેવતાઓ પ્રમુખને શુદ્ધ મન વચન કાયાથી માન્ય એવા તે નિત્ય શત્રુંજયનું સ્મરણ અને તીર્થનો મહિમા વિસ્તારે છે.

શત્રુંજયપર આવેલો તેનો (જાવડનો) પુત્ર **જાજનાગ** અને સર્વ સંઘ તે બંનેને નહિ જોવાથી ઘણો ખેદ પામશે. પછી ચક્રેશ્વરી દેવી આવીને ઇષ્ટ વચનની યુક્તિથી તેમનો હર્ષદાયક વૃત્તાંત જણાવી તેમને અત્યંત આનંદ પમાડશે.

પછી જાજનાગ પણ ગુરૂના કહેવાથી સંઘને લઈને રૈવતાચલ પ્રમુખ તીર્થોએ જઇ અર્હંત પ્રભુને હર્ષથી વંદના કરશે. શુભઉદયવાળો તે સર્વ ઠેકાણે ચૈત્યો કરાવીને સર્વ કાર્યમાં પિતાનો આચાર પાળશે. વિક્રમાદિત્યની પછી મહાત્મા જાવડનો કરેલો આ ઉદ્ધાર એકસો ને આઠ વર્ષે થશે. ત્યાર પછી કેટલોક કાળ ગયા પછી પરવાદીઓથી દુર્જય અને વિદ્યાબળમાં સમર્થ એવા બૌદ્ધ લોકો રાજાઓને બોધ કરી બીજા શાસનો ( ધર્મો ) નો લોપ કરી જગત્‌માં પોતાનો ધર્મ સ્થાપન કરી સર્વ તીર્થો પોતાને કબજે કરશે. પછી ચંદ્રગચ્છરૂપી સમુદ્રમાં ચંદ્ર સમાન, સર્વ દેવમય અને લબ્ધિસંપન્ન **ધનેશ્વર** નામે સૂરિ થશે. અનેક તપવડે પવિત્ર તે આચાર્ય વલ્લભિપુરના રાજા **શિલાદિત્યને** પવિત્ર જિનમતનો બોધ પમાડશે. તે સૂરિરાજ શિલાદિત્યની પાસે બૌદ્ધ લોકોને દેશમાંથી કઢાવી તીર્થોમાં શાંતિ કરીને ચૈત્યના સમૂહ કરાવશે. વિક્રમાદિત્ય પછી ચારસો ને સત્યોતેર વર્ષે તે ધર્મવર્દ્ધક **શિલાદિત્ય** રાજા થશે. ત્યાર પછી આ જૈન શાસનમાં **કુમારપાળ, બાહડ, વસ્તુપાળ** અને **સમરાશા** વિગેરે પ્રભાવિક પુરૂષો થશે.

તે સમયમાં ઘણું કરીને રાજાઓ મ્લેચ્છ જેવા, મંત્રીઓ ધનલુબ્ધ અને લોકો આચારભ્રષ્ટ તેમજ પરવંચક થશે. કેટલાક ગીતાર્થ માત્ર લિંગનાજ ધરનારા, કેટલાક આચારહીન, કેટલાક અપવિદ્યામાં આદરવાળા અને સત્ય વિદ્યામાં અનાદરવાળા થશે. વળી પોતાની બુદ્ધિથી નવીન આચારને કલ્પનારા, દુરાગ્રહી હૃદયવાળા, બહિઃક્રિયામાં તીવ્રતા બતાવનારા અને અંતરમાં અત્યંત મત્સર ધરનારા થશે. તેમજ મુખ્ય માર્ગનો ઉચ્છેદ કરનારા અને અંદર અંદર ભેદ કરાવી પૂર્વપક્ષને તજી દઈને બીજા પક્ષમાં રહેનારા ૧૦૮ આચાર્યો થશે. હે ઇંદ્ર ! મારા નિર્વાણ પછી એક હજાર નવસો ને ચૌદ વર્ષો ગયા પછી ચૈત્રમાસની અષ્ટમીને દિવસે વિષ્ટિકરણમાં **પાટલીપુત્ર** નગરમાં **કલ્કી, ચતુર્વક્ર** અને **રૂદ્ર** એવા ત્રણ નામવાળો મ્લેચ્છપુત્ર રાજા થશે. તે સમયે મથુરાપુરીમાં રામ અને કૃષ્ણનાં મંદિરો પવને હણેલા જીર્ણવૃક્ષની જેમ અકસ્માત્ પડી જશે. તે વખતમાં સાતે ઇતિઓ, સાતે પ્રકારના ભય, ગંધરસનો ક્ષય, દુર્ભિક્ષ અને રાજવિરોધ તેમજ કોટિ ઉત્પાતો થશે. એ કલ્કી છત્રીશ વર્ષનો થશે [illegible] રાજા થશે, તે નંદરાજાના સુવર્ણના રાજસ્તૂપોને લઈ આવશે, પછી દ્રવ્યનો [illegible]ર્થી થઈ તે નગરીને ખોદાવીને પણ ધન ગ્રહણ કરશે, અને સર્વ રાજાઓને પોતાના કર ભરનારા કરી દેશે. દ્રવ્યને માટે નગરને ખોદતાં **લગ્નદેવી** નામે એક શિલામય ધેનુ પ્રગટ થશે, જે મુનિઓને

પીડાકારી થશે. તેની દૃષ્ટિએ પડવું તેજ અરિષ્ટના હેતુભૂત થશે, તેથી તેમ જાણીને કેટલાક મુનિ બીજે ચાલ્યા જશે અને કેટલાક ત્યાં પણ રહેશે. પેલો કલ્કી અન્યલિંગીનો દંડ લઇ કોપથી જૈનમુનિઓની પાસેથી પણ દંડ માગશે; એટલે તે નગરીનો અધિષ્ઠાયક દેવ બલાત્કારે તેને અટકાવશે. પછી વર્ષાદ સત્તર અહોરાત્ર સુધી વૃષ્ટિ કરીને તે નગરને ડુબાવી દેશે. તે સમયે કલ્કી, **પ્રતિપદ** નામે સૂરિ અને કેટલાક સંઘના લોકો ઊંચા સ્થળપર ચડી જવાથી બચશે અને કેટલાક જળના પૂર સાથે સમુદ્રમાં તણાઈ જશે. પછી નંદરાજાના દ્રવ્યથી કલ્કી તે નગરીને નવી કરાવશે, અને પચાસ વર્ષ સુધી ધર્મથી સુકાલ ચાલશે. પછી અવસાનકાલ નજીક આવવાથી દુષ્ટ બુદ્ધિવાળો કલ્કી લિંગનો ત્યાગ કરેલા બીજા પાખંડીઓ પાસે જૈનલોકોને ઉપદ્રવ કરાવશે. તે સમયે પ્રતિપદસૂરિ અને સંઘ કાયોત્સર્ગ કરીને રહેશે. તેથી આસન ચલિત થવાને લીધે ઇંદ્ર બ્રાહ્મણને રૂપે ત્યાં આવશે. ઉક્તિપ્રત્યુક્તિથી વારતાં પણ જ્યારે કલ્કિ વિરામ પામશે નહિ, ત્યારે ઇંદ્રના પ્રહારથી મૃત્યુ પામશે. કલ્કી રાજા છાશી વર્ષનું આયુષ્ય પૂર્ણ કરીને મહાદુરંત નરકભૂમિમાં નારકી થશે. પછી ઇંદ્ર કલ્કીના પુત્ર દત્તને તેના પિતાના રાજ્યપર બેસારી, આર્હત ધર્મનો બોધ કરી, સંઘને નમીને સ્વસ્થાને જશે. પછી જેણે પાપનાં ફળ પ્રત્યક્ષ જાણ્યાં છે એવો દત્ત ઇંદ્રની આજ્ઞાથી અને પ્રતિપદસૂરિના કહેવાથી કેટલાક જૈનચૈત્યો કરાવશે. પછી સંઘ અને ગુરૂને આગળ કરીને દત્તરાજા શત્રુંજયાદિ તીર્થોએ જઇ યાત્રા અને ઉદ્ધાર કરશે. ત્રિખંડ ભરતક્ષેત્રમાં દરેક નગરે, ગામે, ખેટે, કર્બટે, પત્તને, ગિરિએ, તીર્થે અને આર્ય અનાર્ય દેશમાં સર્વત્ર ઊંચા અરિહંત પ્રભુનાં ચૈત્યો કરાવશે, અને સદા અહિંસામાં તત્પર રહીને ગુરૂની આજ્ઞા પાળશે. એ દત્તના રાજ્યમાં મુખ્ય પક્ષનો આશ્રય કરનારા, દુરાગ્રહ અને ઈર્ષ્યા છોડી દેનારા, શાંત, દાંત, સદાચારી અને ચારૂ ચારિત્રમાં સ્પૃહા રાખનારા એવા શ્રેષ્ઠ મુનિઓ થશે. ઇંદ્રના આદેશથી વર્ષાદ બરાબર કાળે વર્ષશે અને સાતે પ્રકારની ઈતિઓ ઉત્પન્ન થશે નહિ. સર્વ વિશ્વ ગાય, મહિષી અને અશ્વથી ભરપૂર થઇ સ્વર્ગના જેવું દેખાશે. રાજા દત્ત રાજ્ય કરતાં રાજાઓ ન્યાયી, મંત્રીઓ જનહિતકારી અને લોકો સમૃદ્ધિમાન્ તેમજ ધાર્મિક થશે. એવી રીતે ત્યાર પછી પણ પાંચમા આરાના છેડાસુધી નિરંતર જૈનધર્મની પ્રવૃત્તિ રહ્યા કરશે.

ત્યાર પછી વિશેષ દુષમ કાલ આવતાં લોકો અધર્મી, નિર્ધન, અલ્પાયુષી,

રોગી અને કરથી પીડાયેલા થશે. રાજાઓ અર્થલુબ્ધ, ચોરી કરવામાં તત્પર અને અતિ ભયંકર થશે. કુલવાન્ સ્ત્રીઓ પણ કુશીળવાળી થશે. ગાંમડાંઓ સ્મશાન જેવાં દેખાશે. લોકો નિર્લજ્જ, નિર્દય, દેવગુરૂના નિંદક અને દિનપરદિન અતિશય રાંક અને હીન સત્વવાળા થશે. પાંચમા આરાને છેડે આ ભરતક્ષેત્રમાં છેલ્લા **દુઃપ્રસહ** નામે આચાર્ય, **ફલ્ગુશ્રી** નામે સાધ્વી, **નાગિલ** નામે શ્રાવક, **સત્યશ્રી** નામે શ્રાવિકા, **વિમલવાહન** નામે રાજા અને **સુમુખ** નામે મંત્રી થશે. દુઃપ્રસહસૂરિના ઉપદેશથી વિમલવાહન રાજા વિમલગિરિપર આવી યાત્રા અને ઉદ્ધાર કરશે. તે સમયે લોકો બે હાથપ્રમાણ કાયાવાળા અને વીશ વર્ષના આયુષ્યવાળા થશે. તેઓમાં કોઇકજ ધર્મી થશે, બાકી પ્રાયઃ ઘણા અધર્મી થશે. આચાર્ય દુઃપ્રસહ બાર વર્ષ ગૃહસ્થપણામાં રહી અને આઠ વર્ષ ચારિત્ર પાળી છેવટે અષ્ટમભક્તથી કાળ કરીને સૌધર્મ કલ્પમાં દેવ થશે. પછી ( પાંચમા આરાના છેલ્લા ) દિવસના પૂર્વાણ્હકાળે ચારિત્રનો ક્ષય થશે, મધ્યાન્હકાલે રાજધર્મનો ક્ષય થશે, અને અપરાણ્હે અગ્નિનો ક્ષય થશે. આપ્રમાણે એકવીશ હજાર વર્ષનો દુઃષમા કાળ ( પાંચમો આરો ) પૂરો થશે. પછી તેટલાજ પ્રમાણનો એકાંત દુઃષમાકાળ ( છઠ્ઠો આરો ) શરૂ થશે. તે સમયે લોકો પશુની જેવા નિર્લજ્જ, બિલમાં[1] રહેનારા, અને મત્સ્ય ભક્ષણ કરનાર થશે. તેઓ બીજમાત્ર રહેશે. કાળે શત્રુંજયગિરિ સાત હાથનો થઈ જશે અને પછી ઉત્સર્પિણી કાળમાં પાછો પૂર્વની જેમ વૃદ્ધિ પામવા માંડશે. અનુક્રમે પદ્મનાભ પ્રભુના તીર્થમાં પૂર્વની જેમ તે તીર્થે ઉદ્ધાર થશે, પદ્મનાભ પ્રભુની મૂર્ત્તિ બિરાજમાન થશે અને આ રાજાદનીનું વૃક્ષ પણ ઉગશે. આપ્રમાણે આ ગિરિરાજ જિનેશ્વર ભગવંતની જેમ ઉદય પામી કીર્તનથી, દર્શનથી અને સ્પર્શથી પ્રાણીઓને તારશે.

પાપના ભાર અને વિકારરૂપ અંધકારનો નાશ કરનાર, સેંકડો સુકૃતોથી પામવા યોગ્ય, સર્વ પીડાને હણનાર અને અનુપમ મહિમાનું પાત્ર એ પુંડરીક ગિરિવર જય પામે છે. સર્વ ઇંદ્રિયોના બોધથી જેમાં વિવેક જાગ્રત થયેલો છે એવા, પોતાના મનમાં જેઓએ સદા વીતરાગને ધરી રાખ્યા છે એવા અને જેઓએ સેંકડો ભવમાં પુણ્ય કરેલાં હોય છે તેવા રાજાઓ પણ શુદ્ધ મન વચન કાયાથી એ પુંડરીકગિરિની સેવા માત્ર એક વખત મેળવી શકે છે. એક ક્ષણવાર પણ એ

૧ ગંગા સિંધુના બન્ને કિનારા ઉપર ૧૮-૧૮ એટલે કુલ ૭૨ બીલ ( નાની ગુફાઓ-કોખડો ) છે તેમાં.

ગિરિએ રહીને જે અતિ દૂર જાય છે, તે ત્યાં પણ શત્રુંજયને નહિ પ્રાપ્ત કરનારા લોકોમાં પુણ્યથી સેવવા યોગ્ય થાય છે, અને તે કદિ પણ જિનેશ્વરને છોડીને બીજાને ભજતો નથી, એ નિઃશંક વાત છે. 'કેમકે સદ્‌બુદ્ધિવાન્ માણસ ચિંતામણિને મેળવ્યા પછી શું કાંકરાને ગ્રહણ કરે?' રે પ્રાણી ! પાપથી શામાટે પીડા પામે છે ? ઘણો સંતાપ કેમ ધરે છે ? અને ઘણાં યમનિયમનાં દુઃખથી આત્માને શામાટે બહુ દુઃખ આપે છે ? રાગ દ્વેષરૂપ વૃક્ષોમાં અગ્નિ જેવો અને સમતાને ભજનારો થઇ એ સિદ્ધાચલનો એક વખત આશ્રય કર, કે જેથી તું તારાં સર્વ નિબિડ કર્મોને ખપાવી દઇશ. અમંદ બોધને જાગ્રત કરનારો પ્રાણી જ્યાંસુધી સિદ્ધાચલે જઇને શ્રીઆદિનાથ પ્રભુનું ધ્યાન ધરતો નથી, ત્યાંસુધીજ પૃથ્વીમાં ફરતો પાપરૂપી સુભટ તેને વિકટ ભય આપે છે, અને ત્યાંસુધીજ સેંકડો શાખાથી દુર્ગમ એવો આ સંસાર તેનામાં અવિરતપણે પ્રસરે છે. રે કલિકાલ ! તું કોણમાત્ર છે ? અરે પાપો ! તમે હવે શી બીશાતમાં છો ? રે તૃષ્ણા ! તું વળી કોણ ? રે વિષયો ! તમે શા હિશાબમાં છો ? તમોએ આ જગત્‌ના ક્ષયને માટે ઉપાડો કર્યો છે, પરંતુ હવે જુઓ, તમારૂં મૂળમાંથી ઉન્મૂલન કરવાને માટે ઇંદ્રિયોનો નિરોધ કરીને યોગીલોકો શત્રુંજયગિરિપર રહી ભગવાન્ શ્રીઆદિનાથની સેવા કરે છે. એ ગિરિરાજનાં શિખરો, ગુફાઓ, તળાવો, વનો, જળો, કુંડો, સરિતાઓ, પાષાણો, મૃત્તિકાઓ અને બીજું જે કાંઈ ત્યાં રહેલું છે, તે અચેતન છતાં પણ મહાનિબિડ પાપનો ક્ષય કરે છે, તો જે પ્રાણી પોતાનાં મનનો રોધ કરીને ત્યાં રહે તેની તો વાતજ શી કરવી ?

આ પ્રમાણે આ ગિરિરાજનું શુભ માહાત્મ્ય–ચરિત્ર સહજ માત્ર ઉતાવળથી અમે કહ્યું છે, કદિ મુખમાં ઘણી જિંહાઓ હોય તોપણ તેનું સંપૂર્ણ માહાત્મ્ય કહી શકાય એમ નથી. વધારે વચનોનો વિલાસ કરી પ્રયાસ કરવાની કાંઈ જરૂર નથી. ટુંકામાં એટલુંજ કહેવાનું છે કે જો કાંઈ પણ જ્ઞાતાપણું હોય અને જો પાપનો ભય હોય તો, બીજી સર્વ કદર્થના છોડી દઈને એ આદિનાથસહિત પુંડરીકગિરિનું ત્યાં જઈને સેવન કરો.

* *

આવી રીતે વીર પ્રભુરૂપ મેઘ પ્રાણીવર્ગ ઉપર પ્રબોધામૃતની વૃષ્ટિ કરી વિરામ પામ્યા, અને ભવ્યજનોના ચિત્તની અંદર વાવેલા નિર્મળ બીજમાંથી પુણ્યરૂપી વૃક્ષનો ઉદય જોવાને જાણે ઉત્સુક હોય તેમ દેખાવા લાગ્યા. સર્વ પ્રાણીઓએ પ્રફુલ્લિત નેત્રોથી અને મન તથા દેહને સ્થિર રાખીને

પ્રભુની વાણીનું પાન કર્યું, તેથી નેત્ર તથા દેહમાંથી સ્થિર અને અસ્થિરપણાનો તેમજ ઉન્મેષ અને વિમેષપણાનો જે ભેદ હતો તે ટળી ગયો. જેઓએ પ્રથમ દેવતાઓએ પ્રગટ કરેલા રસને આધીન થઇ હર્ષવડે તેનો આશ્રય કર્યો હતો, તેઓમાંથી કેટલાક અત્યારે ઉત્સુકપણાથી પ્રભુના સ્વરમાં લીન થયા અને કેટલાક પોતાના ભાગ્યનો આશ્રય કરીને તેના રસવડે વ્યાપ્ત થયા. જેઓ પ્રથમ પુણ્યક્ષિતિ-પુણ્યનિવાસ હરવાને ઉત્સુક હતા, તેઓ અત્યારે પુણ્ય ( પવિત્ર )ક્ષિતિ–પૃથ્વીમાં વિહાર કરવાને ઉત્સુક થયા (સાધુ થયા.) અને જેઓ પૂર્વે અવિરત હતા, તેઓ વિરત થઇ ગયા. અર્થાત્ તેઓએ વિરતિપણું અંગીકાર કર્યું. આપ્રમાણે દેશના આપીને મહાવીર પ્રભુ વિમલગિરિના શિખર ઉપરથી ઉતર્યા. પછી દેવતાઓ અને મનુષ્યો પણ તીર્થને નમસ્કાર કરીને પોતપોતાને સ્થાનકે ગયા.

## ગ્રન્થકર્ત્તાનું કથન.

આ શત્રુંજયગિરિના મહિમાનું કીર્ત્તન કરવાથી મને જે કાંઇ પુણ્ય પ્રાપ્ત થયું હોય તેનાથી મિથ્યાત્વને નાશ કરનાર એવો નિર્મલ બોધ મને પ્રાપ્ત થાઓ. આ ગ્રંથમાં અજ્ઞાન અને પ્રમાદના વશથી જે કાંઈ ન્યૂનાધિક કહેવાયું હોય, તે મારૂં દુષ્કૃત જિનધ્યાનથી મિથ્યા થાઓ. મિથ્યાત્વરૂપી રાત્રિને હરનાર, અંતરંગ શત્રુઓના વિજયથી પ્રતાપવાન્ ભવ્યજનોને પ્રબોધ કરનાર, દુરંત પાપરૂપ અંધકારની શોભાને ચોરનાર, પોતાની ગો ( વાણીરૂપ કિરણો ) થી ભવિપ્રાણીરૂપ કમલોનો વિકાશ કરનાર, પ્રસરતા કિરણોથી ઉજ્જવળ અને સિદ્ધાચલરૂપી ઉદય ગિરિપર રહેલા—આદિનાથરૂપી સૂર્ય પ્રતિદિન રક્ષણ કરો. બુદ્ધલોકોની બુદ્ધિને વિમુખ કરનાર, શ્રી ચંદ્રગચ્છરૂપી સમુદ્રમાં ચંદ્રસમાન અને જાગ્રત ગુણોને ધારણ કરનાર **શ્રીધનેશ્વરસૂરિ**એ યદુવંશના આભૂષણમણિ અને તીર્થનો ઉદ્ધાર કરનાર આર્હત ભક્ત શ્રી **શિલાદિત્ય** રાજાના અતિ આગ્રહથી બહુ હર્ષને આપનારૂં આ શત્રુંજયગિરિનું માહાત્મ્ય કહેલું છે. જ્યાંસુધી જનસમૂહને સુખ આપનાર શ્રી જૈનધર્મ જગત્માં જાગ્રત રહે અને જ્યાંસુધી અંધકારનો અંત કરનાર ચંદ્ર સૂર્ય આકાશરૂપ શય્યામાં ઉદય પામે; ત્યાંસુધી તે તે પુરૂષરત્નોના ચરિત્રથી ભૂમંડલમાં અલંકારરૂપ અને વિવિધ રસનો સાગર એવો આ ગ્રંથ પૂર્ણ ઉદયથી વૃદ્ધિને પામો.

स्रग्धरा.

यावज्जागर्ति जैनस्त्रिजगति जनतादत्तशर्मा सुधर्मो,
यावच्चाकाशतल्पे कलयत उदयं पुष्पदंतौ तमोऽतौ ।
तत्तत्पुंरत्नवृत्ताश्रय इह वसुधामंडले मंडनाभ-
स्तावन्नंदत्वमंदोदयिविविधरसांभोनिधिर्ग्रन्थ एषः ॥ १ ॥

---

इत्याचार्यश्रीधनेश्वरसूरिविरचिते श्रीशत्रुंजयमहातीर्थमाहात्म्ये श्री-
पार्श्वनाथादिमहापुरुषचरित्रवर्णनो नाम चतुर्दशमः सर्गः ।

---

समाप्तमिदं शत्रुंजयमाहात्म्यम्.

